# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ



ગ્રંથ ૫

# સલ્તનત કાલ





શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન
અમદાવાદ-૩૮૦ ૦૦૯


ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ
realpatidar.com
ગ્રંથ ૫
સલ્તનત કાલ
realpatidar.com
શેઠ ભોળાભાઈ જેસિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન
અમદાવાદ-૩૮૦ ૦૦૯

સંશોધન ગ્રંથમાલા-ગ્રંથાંક ૭૧
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન



# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

## ગ્રંથ ૫

# સલ્તનત કાલ

સંપાદકો

**રસિકલાલ છોટાલાલ પરીખ**
અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને નિવૃત્ત અધ્યક્ષ,
શેઠ ભો. જે અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

અને

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**, એમ.એ., પીએચ.ડી.
અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને અધ્યક્ષ,
શેઠ ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ



**શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન**
અમદાવાદ-૩૮૦૦૦૯

પ્રથમ સંસ્કરણ વિ. સં. ૨૦૩૩ ઈ. સ. ૧૯૭૭



પ્રકાશક

હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
અધ્યક્ષ
ભો. જે. અધ્યયન–સંશોધન વિદ્યાભવન
ર. છો. માર્ગ, અમદાવાદ–૩૮૦૦૦૯

મુદ્રક



કે. ભીખાલાલ ભાવસાર
શ્રી સ્વામિનારાયણ મુદ્રણ મંદિર
૪૬, ભાવસાર સોસાયટી
નવા વાડજ, અમદાવાદ–૩૮૦૦૧૩

# પ્રસ્તાવના

ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની ગ્રંથમાલાનો આ ગ્રંથ ૫ મો સલ્તનત કાલને લગતો છે.

ગુજરાતના ઇતિહાસમાં ઈ.સ. ૧૩૦૦ ના અરસામાં સોલંકી–વાઘેલા વંશની સત્તાનો અસ્ત અને દિલ્હી સલ્તનતની સત્તાનો ઉદય થતાં રાજકીય તથા સાંસ્કૃતિક ક્ષેત્રે યુગપલટા જેવું વિપુલ તથા વ્યાપક પરિવર્તન આવ્યું. આવું ક્રાંતિકારી પરિવર્તન વહેલુંમોડું ભારતના ઘણા અન્ય પ્રદેશોમાં પણ આવ્યું હતું, આથી ભારતના ઇતિહાસમાં હવે એ ઘટના પ્રાચીન કાલ અને મધ્ય કાલ વચ્ચેનું સીમાચિહ્ન ગણાય છે.

ઉત્તર ભારત અને પૂર્વ ભારતમાં અનેક હિંદુ રાજ્ય ૧૩ મી સદીના આરંભમાં મુસ્લિમ સત્તાને વશ થયાં, જ્યારે ગુજરાત એ સામે ૧૪ મી સદીના આરંભ સુધી ટકી રહ્યું, એ હકીકત આ સંદર્ભમાં ખાસ નોંધપાત્ર ગણાય.

અલાઉદ્દીન ખલજીના સમયમાં ઈ.સ. ૧૨૯૯–૧૩૦૪ થી ગુજરાત પર દિલ્હી સલ્તનતની હકૂમત પ્રસરી ને એ તુગલુક સુલતાન નાસિરુદ્દીન મહમૂદ-શાહના અમલ દરમ્યાન ઈ.સ. ૧૪૦૩–૦૭ સુધી અર્થાત્ લગભગ એક શતક જેટલો સમય ચાલુ રહ્યો. એ પછી વળી અહીં ગુજરાતના સુલતાનોના વંશની સત્તા પ્રવર્તી, જે ઈ.સ. ૧૫૭૨–૭૩ સુધી અર્થાત્ દોઢ સૈકાથી વધુ સમય ચાલી. આ ગ્રંથમાં નિરૂપાયેલો ઇતિહાસ આ બંને સલ્તનતોના અમલને આવરી લે છે ને એકંદરે ૨૬૯ જેટલાં વર્ષોનો ગાળો રોકે છે.

અહીં પ્રાસ્તાવિક પ્રકરણ ૧ માં આ ઇતિહાસની વિવિધ સાધન-સામગ્રીનો પરિચય આપવામાં આવ્યો છે, જેમાં ફારસી–અરબી તવારીખો તથા અરબી–ફારસી શિલાલેખો અને સિક્કા ખાસ નોંધપાત્ર છે. છતાં આ ઇતિહાસ સલ્તનતનો નહિ, પણ સલ્તનતકાલીન ગુજરાતનો હોઈ એમાં સંસ્કૃત–પ્રાકૃત–ગુજરાતી સાહિત્યના તથા સંસ્કૃત–ગુજરાતી અભિલેખોના મહત્ત્વનું મૂલ્ય ઓછું અંકાય નહિ. ૧૬ મી સદીના આરંભથી ફિરંગી લખાણોનું સાધન પણ કેટલીક બાબતમાં ઉપયોગી નીવડે છે.

પ્રકરણ ૨ માં દિલ્હી સલ્તનતનો ને પ્રકરણ ૩, ૫ અને ૬ માં ગુજરાતની સલ્તનતનો અમલ નિરૂપાયો છે. ગુજરાતની સલ્તનત સ્થપાતાં થોડાં વર્ષોમાં જ સલ્તનતનું પાયતખ્ત અહમદશાહ ૧ લાએ વસાવેલા અમદાવાદમાં ખસે છે ને જેમ અગાઉ પાંચેક સૈકાઓ સુધી અણહિલવાડ ગુજરાતનાં ઇતિહાસ-સંસ્કૃતિનું કેંદ્ર રહ્યું હતુ તેમ હવેથી એટલો સમય એ મહત્ત્વનું સ્થાન અમદાવાદ ધરાવે છે, આથી ગુજરાતના મશહૂર પાટનગરનો કેટલોક વૃત્તાંત પ્રકરણ ૪ માં આલેખાયો છે.

ગુજરાતની સલ્તનતના ઉત્તરાર્ધમાં ગુજરાતમાં ફિરંગીઓનો પગપેસારો થયો ને છેવટે દીવ તથા દમણમાં તેઓની સત્તા જામી એનો વૃત્તાંત પ્રકરણ ૬ માં પરિશિષ્ટમાં આપ્યો છે.

ગુજરાત પર પ્રવર્તતી રાજસત્તાઓમાં સલ્તનતની સત્તા કેંદ્રસ્થાને હતી, સાથે સાથે કચ્છ સૌરાષ્ટ્ર અને તળગુજરાતમાં જાડેજા ચૂડાસમા જેઠવા વાજા ઝાલા પરમાર ગૂહિલ રાઠોડ ચૌહાણ વગેરે વંશોનીય સત્તા પ્રવર્તતી હતી. એના ઇતિહાસ વિના ગુજરાતનો રાજકીય ઇતિહાસ અપૂર્ણ ગણાય, આથી અગાઉના ગ્રંથોની જેમ આ ગ્રંથમાં પણ એ દરેક સમકાલીન રાજ્યનો સળંગ ઇતિહાસ આપવામાં આવ્યો છે. વળી ગુજરાતના ઇતિહાસના સંદર્ભમાં જેનો ઉલ્લેખ વારંવાર આવતો હોય તેવાં મેવાડ માળવા અને ખાનદેશ જેવાં પડોશી રાજ્યોના તેમજ ગુજરાતની સલ્તનતની સમકાલીન દિલ્હી સલ્તનતના ઇતિહાસની રૂપરેખા પણ આલેખવામાં આવી છે (પ્રકરણ ૭).

પ્રકરણ ૮ માં આ કાલના રાજ્યતંત્રનો ખ્યાલ આપીને એના પરિશિષ્ટમાં સલ્તનતની ટંકશાળો તથા જુદા જુદા સુલતાનોના સિક્કાઓનો અદ્યતન પરિચય આપવામાં આવ્યો છે, જે રૂપરેખાત્મક હોવા છતાં ઘણો ઉપયોગી નીવડશે.

હવે ઇતિહાસમાં રાજકીય ઇતિહાસ કરતાંય સાંસ્કૃતિક ઇતિહાસ વિશેષ મહત્ત્વ ધરાવે છે. અગાઉના ગ્રંથોની જેમ આ ગ્રંથમાં પણ એ કાલનાં સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, ભાષા અને સાહિત્ય, લિપિ અને ધર્મ-સંપ્રદાયોની સમીક્ષા કરવામાં આવી છે (પ્રકરણ ૯ થી ૧૩). પુરાવસ્તુને લગતા અંતિમ ખંડમાં સ્થળ-તપાસ અને ઉત્ખનન દ્વારા મળેલી માહિતી, સ્થાપત્યકીય સ્મારકો, શિલ્પકૃતિઓ અને ચિત્રકલાનું નિરૂપણ કરવામાં આવ્યું છે (પ્રકરણ ૧૪ થી ૧૭), એમાં ચાંપાનેરનાં સ્થળતપાસ-ઉત્ખનન તથા ઇસ્લામી સ્થાપત્ય ખાસ નોંધપાત્ર છે.



આ કાલ દરમ્યાન અનેક વિદેશી પ્રવાસીઓએ ગુજરાતની મુલાકાત લીધેલી તેને લગતી નોંધોનું મહત્ત્વ ગ્રંથના અંતે આપેલા પરિશિષ્ટમાં દર્શાવ્યું છે.

વંશાવળીઓ સંદર્ભસૂચિ શબ્દસૂચિ નકશા આલેખો અને ફોટોગ્રાફોની આવશ્યક સામગ્રી પણ પૂર્વવત્ આપવામાં આવી છે.

ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની ગ્રંથમાલાનો આ ગ્રંથ તૈયાર કરી પ્રકાશિત કરવા માટે રાજ્ય સરકારે ૭૫ ટકાના અનુદાનની માતબર સહાય કરી છે એ માટે એનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. આ બાબતમાં ભાષાનિયામકશ્રીના વિભાગ તરફથી અમને જે સતત સક્રિય માર્ગદર્શન મળેલ છે તેની અહીં સાભાર નોંધ લઈએ છીએ.

સલાહકાર સમિતિના સભ્યોમાં હવે મુનિશ્રી જિનવિજયજી તથા ડૉ. છોટુભાઈ ર. નાયકના અવસાનથી એ વિદ્વાનોની ખોટ પડી છે; ડૉ. ઝિયાઉદ્દીન દેસાઈએ સલાહકાર સમિતિના સભ્ય તરીકે કામ કરવાનું સ્વીકાર્યું છે.

ગ્રંથની સફળતાનો મુખ્ય આધાર લેખકો પર રહેલો છે. ઇતિહાસ સંસ્કૃતિ અને પુરાતત્ત્વનાં વિવિધ પ્રકરણો તથા પરિશિષ્ટો માટે અમને તે તે વિષયના તજ્જ્ઞો પૈકી જે અનેક લેખકોનો સક્રિય સહકાર સાંપડ્યો છે તે સહુનો અમે સવિશેષ આભાર માનીએ છીએ. સલ્તનત કાલના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસને પૂરતો ન્યાય આપવામાં વિવિધ ભાષાઓ લિપિઓ અને સંસ્કૃતિઓની જાણકારી અને નિષ્પક્ષ સંશોધનદષ્ટિ ધરાવતા અનેક વિદ્વાનોનો સહકાર અનિવાર્ય છે. આવા અનેક વિદ્વાનોનો સહકાર અમને સાંપડ્યો છે એ અમારું સદ્ભાગ્ય છે. એ સહુ લેખકોનાં લખાણોમાં બને તેટલી પ્રમાણિત વસ્તુલક્ષી અને અનુદ્વેજક રજૂઆત થાય એ માટે અમે યથાશક્તિ કાળજી રાખી છે, છતાં ક્યાંક અજાણતાં કોઈની લાગણી દુભાય તેવું કાંઈ રહી ગયું હોય તો એ માટે અમે વાચકોની ક્ષમા યાચીએ છીએ. અલબત્ત અર્થઘટનો અભિપ્રાયો અને મંતવ્યો તે તે લેખકનાં છે તેની સાથે સંપાદકો હંમેશાં સહમત છે એવું માની લેવું અસ્થાને છે.

લેખકોમાં ડૉ. છોટુભાઈ ર. નાયકના અવસાનથી પડેલી ખોટ સાલે છે. અરબી-ફારસી અભિલેખો તથા સિક્કાઓની બાબતમાં ડૉ. ઝિયાઉદ્દીન અ. દેસાઈની વિશિષ્ટ વિદ્વત્તાનો જે લાભ મળ્યો છે તેની સવિશેષ નોંધ લઈએ છીએ. અરબી-ફારસી તથા ફિરંગી ભાષાની જાણકારીના અભાવે એ ભાષાનાં વિશેષ નામોની જોડણી વગેરેમાં કંઈ ક્ષતિ રહી હોય તો એ માટે અમે દિલગીર છીએ. 

અમારા સંપાદનકાર્યમાં તથા પ્રૂફવાચનમાં અમને અમારા સહકાર્યકર શ્રી કેશવરામ કા. શાસ્ત્રીનો તથા ડૉ. પ્રવીણચંદ્ર ચિ. પરીખનો જે સતત સક્રિય સહકાર મળ્યો છે તે માટે એમનો આભાર માનીએ તેટલો ઓછો છે. ફોટા તથા બ્લૉકો

માટે આમને જે સંસ્થાઓ તથા વ્યક્તિઓની સહાય સાંપડી છે તેમનો અન્યત્ર ઋણસ્વીકાર કર્યો છે, એ સહુના સૌજન્યની અહીં પણ કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ.

હવે પછીનો ગ્રંથ મુઘલ કાલને લગતો છે ને એ છપાવો શરૂ થઈ ચૂક્યો છે. રાજ્ય સરકારે ગ્રંથ ૭–૮–૯ ની યોજના પણ મંજૂર કરી છે. છેક પ્રાગૈતિહાસિક કાલથી માંડીને ઈ.સ. ૧૯૬૦ સુધીના ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસના આ સર્વ ગ્રંથ અનેક તજ્જ્ઞોની કલમે લખાય છે ને એ સચિત્ર દળદાર ગ્રંથો સરકારી અનુદાનને લઈને ઘણી ઓછી કિંમતે મળી શકે છે. આ ગ્રંથમાલાના ગ્રંથોને ગુજરાતના ઇતિહાસમાં રસ ધરાવતી સર્વ સંસ્થાઓ તથા વ્યક્તિઓ ખરીદતી રહી ગ્રંથમાલાને સક્રિય પ્રોત્સાહન આપતી રહેશે એવી આશા રાખીએ છીએ.

ભો. જે. વિદ્યાભવન,
ર. છો. માર્ગ,
અમદાવાદ–૩૮૦૦૦૯
તા. ૩૧–૧૨–૧૯૭૬

રસિકલાલ છો. પરીખ
હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
સંપાદકો

# અનુક્રમણી



## ખંડ ૧

## પ્રાસ્તાવિક

### પ્રકરણ ૧

### સાધન-સામગ્રી

# ખંડ ૨

## રાજકીય ઇતિહાસ

### પ્રકરણ ૨

### દિલ્હી સલ્તનતના અમલ નીચે

લે. છોટુભાઈ ૨. નાયક, એમ.એ.,બી.ટી.,પીએચ.ડી.



### પ્રકરણ ૩

### ગુજરાત સલ્તનત : સ્થાપના અને સ્થિરતા

લે. છોટુભાઈ ૨ નાયક, એમ.એ.,બી.ટી ,પીએચ.ડી.



### પ્રકરણ ૪

### અમદાવાદ : ગુજરાતનું મશહૂર પાટનગર

લે. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, એમ.એ.,પીએચ.ડી.



### પ્રકરણ ૫

### અહમદશાહ ૧ લાથી મહમૂદશાહ ૧ લો

લે. છોટુભાઈ ૨. નાયક, એમ.એ.,બી.ટી.,પીએચ.ડી.

## પ્રકરણ ૬
## મુઝફ્ફરશાહ ૨ જાથી મુઝફ્ફરશાહ ૩ જો
**લે. છોટુભાઈ ર. નાયક,** એમ.એ.,બી.ટી.,પીએચ.ડી.



## પરિશિષ્ટ


**લે. રમેશકાંત ગો. પરીખ,** એમ.એ.,પીએચ.ડી.
ઇતિહાસના રીડર, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ

## પ્રકરણ ૭
## સમકાલીન રાજ્યો
**લે. કેશવરામ કાશીરામ શાસ્ત્રી,** વિદ્યાવાચસ્પતિ
માનાર્હ અધ્યાપક, ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, અમદાવાદ
અને માનાર્હ અધ્યક્ષ, ગુજરાત સંશોધન મંડળ–ગુજરાત શાખા, અમદાવાદ

## પ્રકરણ ૮
## રાજ્યતંત્ર
**લે. છોટુભાઈ ર. નાયક, એમ.એ.,પીએચ.ડી.**



## પરિશિષ્ટ
## સલ્તનતની ટંકશાળો અને એમાં પડાવેલા સિક્કા
**લે. ઝિયાઉદ્દીન અ. દેસાઈ, એમ.એ.,ડી.લિટ્.**



# ખંડ ૩
# સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૯
## સામાજિક સ્થિતિ
### (૧) હિંદુ સમાજ
**લે. પ્રવીણચંદ્ર ચિમનલાલ પરીખ, એમ.એ., પીએચ.ડી.**
અધ્યાપક, ભો. જે. વિદ્યાભવન, અમદાવાદ





### (૨) મુસ્લિમ સમાજ
**લે. શાંતિલાલ મણિલાલ મહેતા, એમ.એ. (ફારસી-ગુજરાતી, હિંદી, અંગ્રેજી), એલએલ.બી., અધ્યાપક, ધર્મેન્દ્રસિંહજી આર્ટ્સ કૉલેજ, રાજકોટ**

## પ્રકરણ ૧૦

## આર્થિક સ્થિતિ

લે. જયંતકુમાર પ્રેમશંકર ઠાકર, એમ.એ., કોવિદ
ઉપનિયામક, ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, વડોદરા

### પરિશિષ્ટ

### ખંભાત–ગુજરાતનું મશહૂર બંદર

લે. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, એમ.એ., પીએચ.ડી.



## પ્રકરણ ૧૧

## ભાષા અને સાહિત્ય

(૧) લે. અંબાલાલ પ્રેમચંદ શાહ, વ્યાકરણતીર્થ
નિવૃત્ત સંયુક્ત પ્રધાન સંપાદક, લાલભાઈ દલપતભાઈ ગ્રંથમાલા,
લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદ

# ખંડ ૪

## પુરાવસ્તુ

### પ્રકરણ ૧૪

### સ્થળ-તપાસ અને ઉત્ખનન દ્વારા મળેલી માહિતી

લે. રમણલાલ નાગરજી મહેતા, એમ.એ., પીએચ.ડી.
અધ્યક્ષ, ડિપાર્ટમેન્ટ ઑફ આર્કિયૉલૉજી ઍન્ડ ઍન્શ્યન્ટ હિસ્ટરી,
ફૅકલ્ટી ઑફ આર્ટ્સ, મ. સ. યુનિવર્સિટી ઑફ બરોડા, વડોદરા



### પ્રકરણ ૧૫

### સ્થાપત્યકીય સ્મારકો

(૧) લે. પનુભાઈ નાનાલાલ ભટ્ટ, એમ.એ., પીએચ.ડી.
અધ્યાપક, સ્કૂલ ઑફ આર્કિટેકચર, અમદાવાદ





(૨) લે. કાંતિલાલ ફૂલચંદ સોમપુરા, એમ.એ., એલએલ.બી., પીએચ.ડી.

## પ્રકરણ ૧૬
## શિલ્પકૃતિઓ



## પ્રકરણ ૧૭
## ચિત્રકલા



## પરિશિષ્ટ



## નકશા અને ચિત્રો

### નકશા

# ચિત્રો

| પટ્ટ | આકૃતિ નં. | વિગત |
|---|---|---|
| ૨૧ | ૩૯ | જામી મસ્જિદ, અમદાવાદ |
| ૨૨ | ૪૦ | અહમદશાહનો રોજો, અમદાવાદ |
| ૨૩ | ૪૧ | બીબીજીકી મસ્જિદ, રાજપુર (અમદાવાદ) |
| ૨૪ | ૪૨ | દરિયાખાનનો રોજો, અમદાવાદ |
| ૨૫ | ૪૩ | રાણી સિપ્રીની મસ્જિદ, અમદાવાદ |
| ૨૬ | ૪૪ | જામી મસ્જિદ, ચાંપાનેર |
| ૨૭ | ૪૫ | ઉમર બિન અહમદની કબર, ખંભાત |
| ૨૮ | ૪૬ | ઉમામહેશ્વર, ખંભાત |
| ૨૯ | ૪૭ | અંધકાસુર-વધ કરતા શિવ, સારણેશ્વર મંદિર, અભાપુર |
| | ૪૮ | પત્ર લખતા શિવ (?), શિવશક્તિ મંદિર, અભાપુર |
| ૩૦ | ૪૯ | વિષ્ણુ, અમદાવાદ |
| | ૫૦ | વાસુદેવ(વેણુગોપાલ), રાજકોટ |
| ૩૧ | ૫૧ | બ્રાહ્મી, શિવશક્તિમંદિર, અભાપુર |
| | ૫૨ | વૈષ્ણવી, શિવશક્તિમંદિર, અભાપુર |
| ૩૨ | ૫૩ | સરસ્વતી, ખંભાત |
| | ૫૪ | રક્તચામુંડા, સારણેશ્વર, અભાપુર |
| ૩૩ | ૫૫ | યમરાજ, વડનગર |
| | ૫૬ | નવગ્રહોનો શિલ્પપટ્ટ, અડાલજ |
| ૩૪ | ૫૭ | રાજિમતી, આબુ |
| | ૫૮ | પાર્શ્વનાથ, વિમલવસહી, આબુ |
| ૩૫ | ૫૯ | દાતાઓ, વિમલવસહી, આબુ |
| ૩૬ | ૬૦ | સદ્યઃસ્નાતા, અભાપુર |
| | ૬૧ | શૃંગારવતી, અભાપુર |
| | ૬૨ | પત્રલેખા, અભાપુર |
| | ૬૩ | વેણુવાદિની, અભાપુર |
| ૩૭ | ૬૪ | જાળી, લાખેણા જૈન મંદિર, અભાપુર |
| | ૬૫ | સરખેજના રોજાની વિવિધ રૂપાંકનયુક્ત જાળીઓ |
| ૩૮ | ૬૬ | અડાલજની વાવનો ગવાક્ષ |
| ૩૯ | ૬૭ | સીદી સઈદની મસ્જિદની જાળી, અમદાવાદ |
| ૪૦ | ૬૮ | કલ્પસૂત્રની હસ્તપ્રતનું એક ચિત્રિત પૃષ્ઠ, અમદાવાદ |

# ઋણસ્વીકાર

| | | |
|---|---|---|
| ગુજરાત રાજ્ય પુરાતત્ત્વ ખાતુ, અમદાવાદ | આકૃતિ, ૨૨, ૨૮-૩૦, ૪૭, ૪૮, ૫૧, ૫૨, ૫૪, ૬૦-૬૩ | ફોટોગ્રાફ |
| ભો. જે. વિદ્યાભવન, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ | આકૃતિ ૪૯, ૬૮ | (ફોટોગ્રાફ) |
| | આકૃતિ ૫૮ | (બ્લૉક) |
| ડૉ. હરિલાલ આર. ગૌદાની, અમદાવાદ | આકૃતિ ૨૧, ૨૫, ૨૬, ૩૫, ૪૨, ૫૫, ૬૪, ૬૬ | (ફોટોગ્રાફ) |
| ડૉ. જે. પી. અમીન, ખંભાત | આકૃતિ ૪૬, ૫૩ | (ફોટોગ્રાફ) |
| ડૉ. પ્રવીણ ચિ. પરીખ, અમદાવાદ | આકૃતિ ૫૦ | (બ્લૉક) |

આ ગ્રંથમાં પ્રકાશિત થયેલાં ચિત્રો પૈકી, ભારત સરકારના તથા ગુજરાત રાજ્ય સરકારના પુરાતત્ત્વ ખાતાએ પોતપોતાનાં રક્ષિત સ્મારકોને લગતાં ચિત્રો પ્રકાશિત કરવાની મંજૂરી આપી છે તે માટે અમે તે તે ખાતાના સૌજન્યની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ.

# સંક્ષેપસૂચિ

| | |
|---|---|
| ગુ. ઇ. સં. | ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ |
| ગુ. ઐ. લે. | ગુજરાતના ઐતિહાસિક લેખો (સં. ગિ. વ. આચાર્ય) |
| ગુ. પા. | ગુજરાતનું પાટનગર : અમદાવાદ (લે. ર. ભી. જોટ) |
| ગુ. રા. સાં. ઇ. | ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ (સં. ર. છો. પરીખ અને હ. ગં. શાસ્ત્રી) |
| ગુ. સાં. ઇ. ઇ. યુ. | ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ (લે. ર. ભી. જોટ) |
| જૈ. સા. સં. ઇ. | જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ |
| મી. એ. | મીરાતે એહમદી (ગુ. અનુ.) |
| ARIE | Annual Report of India Epigraphy |
| ASWI | Archaeological Survey of Western India |
| B G. | Bombay Gazetteer (Gazetteer of Bombay Presidency) |
| C.H.I. | Comprehensive History of India (Ed. by Habid & Nizami) |
| EIAPS | Epigraphia Indica, Arabic and Persian Supplement |
| EIM | Epigraphia Indo-Moslemica |
| JBBRAS | Journal of the Bombay Branch of the Royal Asiatic Society |
| JNSI | Journal of the Numismatic Society of India |
| MCG | Muslim Communities in Gujarat (by S. C. Misra) |

| | |
|---|---|
| MMA | Momuments of Ahmedabad through their Inscriptions (by M. A. Chaghtai) |
| NS | Numismatic Supplement |
| PWMC | Catalogue of the Coins in Prince of Wales Museum of Western India (by C. R. Singhal) |
| RMPG | Rise of Muslim Power in Gujarat ( by S. C. Misra ) |

*

# મહત્ત્વની શુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૫ | બહદુરશાહે | બહાદુરશાહે |
| ૧૩ | ૨ | તીર્થીદ્ધાર | તીર્થોદ્ધાર |
| ૧૩ | ૧૯ | સાથે | સામે |
| ૧૮ | ૧૦ | ગામની | ગાયની |
| ૨૦ | ૨૮ | તુનો | નુનો |
| ૨૨ | ૭ | *Gujaeat* Inscriptions Moslemika | *Gujarat* Inscriptionum Moslemica |
| ૨૩ | ૬ | વિજયસૂરિજી | વિજયધર્મસૂરિજી |
| | ૨૧ | ૧૯૪૧ | ૧૪૯૧ |
| ૨૪ | ૧૭ | *Books* | *Book* |
| ૨૬ | ૨ | હતો. તુર્કી ફોજના૪ | હતો.૪ તુર્કી ફોજના |
| ૩૪ | ૯ | દોલતબાદ | દોલતાબાદ |
| ૩૫ | ૪ | ભુગદા | ભુગરા |
| ૪૦ | ૩ | અબૂ રાજા | અબૂ ૨ જા |
| ૪૫ | ૨૨ | मुस्ताफ़ाबाद | मुस्तफ़ाबाद |
| ૪૬ | ૩૦ | Vol, | Vol. III, |
| | ૩૧ | ઉઘરાવાની | ઉઘરાવવાની |
| ૪૯ | ૧૪ | तवारीख़े | तवारीख़ |
| ૫૨ | ૩૦ | મુઝફ્ફરશાહતુ | મુઝફ્ફરશાહતું |
| ૬૨ | ૬ | મિરઝાપુર | મીરઝાપુર |
| ૬૯ | ૨૨ | અબુલ | અબૂલ્ |
| ૭૧ | ૧૬ | હોજ કુતુબ | હોજે કુત્બ |
| ૮૫ | ૧૮, ૨૧ | ગંગાદાસ | ગંગદાસ |
| ૮૬ | ૧૮ | ગંગાદાસ | ગંગદાસ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૦ | ૪ | *Kathiavad* | *Kathiawad* |
| ૧૦૪ | ૨૮ | *Gujarat* | *India* |
| ૧૨૬ | ૧૬ | સગ | સગવડ કરી આપી |
| ૧૨૯ | ૪ | ખુનખાર | ખૂનખાર |
| | ૧૭ | ચંગીઝખાનની | ચિંગીઝખાનની |
| ૧૩૦ | ૭ | તાખડતોડ | તાબડતોબ |
| | ૨૬ | અબ્દુર્‌હીમખાનને | અબ્દુર્‌હીમખાનને |
| ૧૩૨ | ૨૬ | ધરમકા | ધમડકા |
| ૧૩૫ | ૨૮ | છોકરીની | છોકરાની |
| ૧૩૭ | ૧૩ | સુલતાનને | સુલતાને |
| | ૧૫ | પહેલાં | પહેલા |
| ૧૪૧ | ૬ | *Commenteries* | *Commentaries* |
| ૧૪૨ | ૬ | જાસુસો | જાસૂસો |
| ૧૪૫ | ૧૫ | બનાવ્યું | બતાવ્યું |
| ૧૫૦ | ૨૦ | ફરંગીઓ પાસે વ | ફિરંગીઓ પાસે દીવ |
| ૧૫૧ | ૯ | Danvres | Danvers |
| | ૧૧ | Baldaens | Baldaeus |
| | ૧૩ | Danbers | Danvers |
| | ૨૦ | –ad– | –ud– |
| ૧૫૨ | ૫ | fazl | Fazl |
| | .. | Beveridse | Beveridge |
| ૧૫૫ | ૨૩ | અમડાને | અબડાસાને |
| ૧૫૬ | ૧૨ | ધોળ | ધ્રોળ |
| ૧૫૮ | ૧૮ | જણાવામાં | જાણવામાં |
| | ૨૮ | ૧૩૦૨ | ૧૪૦૨ |
| ૧૬૬ | ૨૫ | માફક | માફક ભૂપત |
| ૧૬૯ | ૭ | સંઘજી | સંઘજી (૪) |
| | ૨૬ | ઘાત | એનો ઘાત |
| ૧૭૩ | ૧૪ | ટકી શકી | ટકી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૩ | ૧૮–૧૯ | છે. રાજવીનો...થયો છે.૧૦૪ | છે.૧૦૪ |
| ૧૭૪ | ૧૪ | ધ્રાંગધાનો | ધ્રાંગધ્રાનો |
| | ૧૬ | કુંકાવટી | કંકાવટી |
| ૧૭૫ | ૧૪ | વજેરાજા | વજેરાજ |
| ૧૭૯ | ૧૪ | રણમણ | રણમલ |
| ૧૮૧ | ૧૮ | ખણ | પણ |
| ૧૮૨ | ૧૦ | રાવ | એના પુત્ર રાવ |
| ૧૮૬ | ૩ | એને | એનો |
| ૧૯૧ | ૮ | હાર્યો | એ હાર્યો |
| ૧૯૨ | ૧૭ | સ્થાપન | સ્થાપના |
| ૧૯૭ | ૪ | *Gazetter* | *Gazetteer* |
| ૨૦૦ | ૧૩ | *gazotteer* | *Gazetteer* |
| ૨૦૧ | ૪ | *Cataloge* | *Catalogue* |
| | ૧૧ | ૧૨૯ | ૨૩૯ |
| | ૧૨ | कान्हा... ...છે. | राण श्रीरण... ...નો પુત્ર છે. |
| | ૧૩ | વદિ | વદિ ૧ (?) |
| ૨૦૬ | ૨૧–૨૨ | પાયતખ્તામાંના | પાયતખ્તમાંના |
| ૨૧૭ | ૨૬ | ટંકશાળાની | ટંકશાળની |
| ૨૧૮ | ૧૭ | Vol. | Vol. |
| ૨૨૩ | ૧૩ | શાહપુર શાહ | શાપૂર શાહ |
| | ૧૬ | ગ્રે. નો | ગ્રે. ના |
| ૨૨૪ | ૫–૬ | નાસીરુદુન્યાવદીન | નાસિરુદ્દુન્યાવદ્દીન |
| | ૬ | અબુલફત્હ | અબૂલફત્હ |
| | ૨૫ | ટંકશાળનું | ટંકશાળના |
| ૨૨૫ | ૨૭ | એના | એની |
| ૨૨૭ | ૨૬ | અતિશક્તિશાળા | અતિશક્તિશાળી |
| ૨૨૮ | ૧૩ | અને | અને એ |
| ૨૨૯ | ૯ | હિ. સ. ૮૮૪ માં | હિ. સ. ૮૭૮ માં |
| | ૨૯ | मुर्कम | मुकर्रम |
| ૨૩૧ | ૩ | જાણાવવામાં | જણાવવામાં |
| | ૯ | निदेश | निर्देश |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૨૨ | એ સિક્કો | મળેલા એ સિક્કા |
| ૨૩૪ | ૧૮ | અબૂનસ | અબૂનસ્ર |
| | ૨૭ | मुल्कह्ल | मुल्कहु |
| ૨૩૮ | ૧૮ | નાસિરુદ્દુન્યાવદ્દીન એબૂલ્ફત્હ | નાસિરુદ્દુન્યાવદ્દીન અબૂલ્ફત્હ |
| ૨૩૯ | ૩ | ગણે | ત્રણે |
| | ૧૬ | લકમ | કુન્યા |
| ૨૪૪ | ૧૬ | અબૂત્રસ | અબૂન્નસ્ર |
| ૨૪૫ | ૬ | અબુન્નસ | અબૂન્નસ્ર |
| ૨૪૯ | ૨૯ | સિક્કાઓની | સિક્કાઓનાં |
| ૨૫૨ | ૨૯ | નાસરુદ્દુન્યાવદ્દીન | નાસિરુદ્દુન્યાવદ્દીન |
| ૨૫૩ | ૨૨ | સિક્કાઓમાં | સિક્કાઓ |
| ૨૫૪ | ૨૩ | નાસીરુ ° | નાસિરુ ° |
| | ૨૪ | અબૂનસ્ર | અબૂન્નસ્ર |
| | ૨૪ | નાસીર | નાસિર |
| | ૨૫ | અબુલ્ | અબૂલ્ |
| ૨૬૪ | ૧૩ | લોકોપ્રિય | લોકપ્રિય |
| ૨૬૭ | ૩૦ | પ | સ્વરૂપ |
| ૨૭૦ | ૧૪ | જોખપુરી | જૌનપુરી |
| ૨૭૧ | ૧૦ | પીરાણુવાળા | પીરાણાવાળા |
| ૨૭૨ | ૧૧ | રંજરેજ | રંગરેજ |
| ૨૭૬ | ૯ | મહમદશાહે | અહમદશાહે |
| ૨૭૭ | ૩ | ગુજગાતનો રાજકીય અને | ગુજરાતનો |
| | ૧૦ | ઈ. ત્રિ. | ઇ. વિ. |
| ૨૮૦ | ૨૧ | ખાલસા | ખાસ્સા |
| ૨૮૨ | ૮ | ઉના | ઊના |
| | ૧૩ | સદીથી એ | સદીથી |
| ૨૮૩ | ૧૧ | પોટુગલ | પોર્ટુગલ |
| | ૨૬ | હસબીઓથી | હબસીઓથી |
| ૨૮૪ | ૨૭ | સિલ્લી | 'સિલ્લી' |
| ૨૮૬ | ૧૫ | નવસારાં | નવસારી |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૧૭ | સુધારા | સુધારા |
| ૨૮૭ | ૨ | ફ્રાબ્સ | ફ્રાર્બ્સ |
| | ૩ | अम्सर | अम्सार |
| | ૧૬ | *portuguses* | *Portuguese* |
| | ૧૭ | જાટ | જોટ |
| ૨૮૯ | ૧૫ | પૃ. | પુ. |
| | ૨૪ | ૨. ભ. | ૨. બી. |
| ૨૯૦ | ૩ | એજન, ખંડ | ૨. બી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨ |
| ૨૯૧ | ૨૪ | હતા | હતી |
| ૨૯૫ | ૧૩ | કોશીશ | કોશિશ |
| ૩૦૧ | ૧૮ | ગૌજર | ગૌર્જર |
| ૩૦૨ | ૧૧ | ગંગાદાસ ० | ગંગદાસ ० |
| | ૨૭ | વલોર | જાલોર |
| | | અહિપુત્ર | અહિપુર |
| ૩૦૪ | ૧ | પ્રચલત | પ્રચલિત |
| ૩૦૫ | ૧૮ | આભાષાની | આ ભાષાની |
| ૩૦૬ | ૮ | ० સિંધિ | ० સંધિ |
| ૩૦૭ | ૧૫ | ષટ્ત્રિશિંકા | ષટ્ત્રિંશિકા |
| ૩૦૯ | ૨૪ | ચતુર્માસ | ચતુર્માસ |
| | ૨૭ | ०પતન | ०પત્તન |
| ૩૧૦ | ૧૯ | ०રતનકાર | ०રત્નાકર |
| | ૨૯ | તાજક० | તાજિક० |
| ૩૧૧ | ૨ | સુપ્રાર્શ્વ ० | સુપાર્શ્વ० |
| | ૪ | સ્રોત | સ્તોત્ર |
| | ૨૧ | ०નવસ્સ० | ०નવરસ० |
| | ૨૫ | ગ્રંથે | ગ્રંથ |
| ૩૧૩ | ૪ | મળે છે. | મળે છે.૨૫અ |
| | ૪–૬ | વળી......છે. | (૨૬ કરો.) |
| ૩૧૪ | ૬ | ઉપાધ્યય | ઉપાધ્યાય |
| ૩૧૫ | ૧ | ચારિત્ર્ય० | ચારિત્ર० |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૧૬ | ૨૦ | અનર્ધરાધવ° | અનર્ઘ્યરાઘવ° |
| | ૨૧ | સીમધંર° | સીમંધર |
| | ૨૪ | યુગ્મદસ્મ ° | યુષ્મદસ્મત્ ° |
| ૩૧૭ | ૨૭ | સંસ્કૃત નાટક | સંસ્કૃતમાં |
| ૩૧૮ | ૧૮ | સંકૃતસાગર | સુકૃતસાગર |
| ૩૧૯ | ૧૪–૧૫ | ° જિત ° | ° જિન ° |
| | ૨૯ | સર્વાથ ° | સર્વાર્થ ° |
| ૩૨૦ | ૧૦ | સગ્ગહાર ° | સગ્ગહર ° |
| | ૧૫ | ° મંડપ ° | ° મંડલ ° |
| | ૧૭ | ° વલ્ભલ ° | ° વલ્લભ ° |
| ૩૨૩ | ૨૦ | રાજકુમારીના | રાણીના |
| ૩૨૫ | ૧૩ | પ્રબંધ | 'કાન્હડદે પ્રબંધ' નામે પ્રબંધ |
| | ૨૬ | ગદ્ય પદ | પદ |
| ૩૨૮ | ૬ | માલિયા ° | મલિયા ° |
| ૩૩૪ | ૩ | કે અરબસ્તાનનાં | કે તેઓ અરબસ્તાનના |
| | ૨૯ | મુહમ્મદ્દ | મુહમ્મદ |
| ૩૩૫ | ૨૦ | મહમ્મદ | મુહમ્મદ |
| | ૨૦ | જેને | જેમને |
| ૩૩૯ | ૫–૬ વચ્ચે | — | ૨૫અ. ह. दा. वेलण-कर, जिनरत्नकोश, पृ. २८,३०३ |
| | ૨૫ | Muhammed | Muhammad |
| ૩૪૦ | ૧૯ | *Rasamala* | *Raśmala* |
| ૩૪૨ | ૫ | વિસગ | વિસર્ગ |
| ૩૪૩ | ૨૩ | પડીમાત્રા ° | પડિમાત્રા ° |
| ૩૪૫ | ૨૭ | ઈષુ | ઇષુ |
| | ૨૮ | त्रिशष्टि ° | त्रिषष्टि ° |
| ૩૪૯ | ૧૫–૧૬ | ૧૫ મી–૧૬ મી સદીઓ દરમ્યાનના અનેક | ૧૩ મી સદીના બે-ત્રણ અને ૧૫ મી–૧૬ મી સદીના અમુક |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૫૦ | ૮ | ભૌતિક | ભૌમિતિક |
| | ૧૬ | બહુધા | લેખ બહુધા |
| | ૧૮ | લગભગ...હતો, ફૂફીની | ફૂફીની લગભગ...હતો, |
| ૩૫૨ | ૨૮ | થોડાની | ઘોડાની |
| | ૨૯ | દરગાહના | દરગાહનો |
| ૩૫૩ | ૨૮ | વધુ | ઠીક ઠીક |
| ૩૫૪ | ૨૦ | રોજાનો | રોજાના |
| ૩૫૫ | ૨ | નથી | નથી, પણ એ અબૂ બક્ર બિન મહમૂદ બિન ઇસ્માઈલ અલ્–જૌહરી ' છે. |
| ૩૫૬ | ૨૫ | ૬૬)ના | ૬૬)નો |
| ૩૫૭ | ૧૩ | બહિરેંખા | બહિર્–રેખા |
| | ૧૬ | ગણાતી. | ગણાતી અને |
| ૩૫૮ | ૨૨ | *Ibid*, | *EIAPS*, |
| ૩૫૯ | ૧૨ | અબુલ્ ° | અબૂલ્ ° |
| ૩૬૩ | ૩૦ | જૂનાગાઢ | જૂનાગઢ |
| ૩૬૪ | ૩ | સદ્દ | સદ્દને |
| ૩૬૫ | ૧૧ | ક્ર્યાના | કર્યાના |
| ૩૬૯ | ૪ | પ્રત્યેની | પ્રત્યેનાં |
| ૩૭૩ | ૫ | જલચ | જબલ |
| | ૧૧ | શેખા | શેખ |
| ૩૭૪ | ૩૧ | અસહબા | અસહાબ |
| ૩૮૩ | ૧૧ | નિકલ | નિકાલ |
| ૩૮૪ | ૨૯ | છે.૧૨૪ | છે.૧૨૬ |
| ૩૮૮ | ૬ | ઇ. વિ. | ઇ. વિ. ત્રિવેદી |
| ૩૮૯ | ૪ | ઇતિહાસ | સંક્ષિપ્ત ઇતિહાસ |
| | ૧૦ | શત્રુજય ° | શત્રુંજય ° |
| ૩૯૮ | ૯ | ઝુલણ | ઝૂલણ |
| ૪૦૦ | ૨૨ | બૌદ્ધ હિંદુ | હિંદુ |
| ૪૦૪ | ૪ | ઉત્ખનો ° | ઉત્ખનનો ° |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦૭ | ૨ | પ્રાપ્તિથાન | પ્રાપ્તિસ્થાન |
| | ૮ | ધોરી | ધોરી |
| ૪૧૦ | ૨ | જેવા | તથા |
| ૪૧૩ | ૬ | शया: | श्रया: |
| ૪૧૫ | ૨૦ | પોખ્ય | પોળ્ય |
| ૪૧૬<br>૪૧૭ | ૧૧<br>૧૩ | जलाशया: | जलाश्रया: |
| ૪૨૯ | ૪ | વિમલસહીના | વિમલવસહીના |
| ૪૩૩ | ૨૬ | આભાપુર | અભાપુર |
| ૪૩૪ | ૧૭ | આસ્તિક | આસ્તિક આશ્રમ પાસેનું |
| | ૨૭ | આભાપુર | અભાપુર |
| ૪૪૫ | ૧૭ | મસ્જિદો | ઇમારતો |
| ૪૪૮ | ૯ | મસ્જિદ | મસ્જિદની |
| ૪૫૦ | ૨૫ | ગોમતીપુરના | ગોમતીપુરની |
| ૪૫૨ | ૮ | archated | aruated |
| ૪૫૮ | ૧૩ | નાખ્યાં | નરખ્યાં |
| ૪૬૧ | ૧૦ | archated | archuated |
| ૪૬૪ | ૫ | *Predesh* | *Pradesh* |
| ૪૬૬ | ૨૨ | વાવ | તળાવ |
| ૪૬૭ | ૧૯ | ગયો | ગયા |
| ૪૭૦ | ૩ | બ્રહ્મ | બ્રહ્મા |
| ૪૭૧ | ૫ | અભય | વરદ |
| ૪૭૨ | ૩૦ | સર્પપુચ્છ કૃષ્ણ અને નાગને | પુચ્છ કૃષ્ણને અને નાગના મુખને |
| ૪૭૩ | ૨૧ | પ્રાર્થના | અંજલિ |
| ૪૭૫ | ૩૦ | સાયન્સ | કૉમર્સ |
| ૪૭૭ | ૧૭ | અલંકારોથી | અલંકારોથી |
| ૪૭૮ | ૫ | મંગલ | મંગલ બુધ |
| ૪૭૯ | ૨૩ | (પટ્ટ ૩૪, આ. ૫૭) | (રદ કરો) |
| ૪૮૩ | ૧૪ | સ્થિત છે. | સ્થિત છે (પટ્ટ ૩૪. આ. ૫૭). |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | ૨૩ | સાયન્સ | કૉમર્સ |
| ૪૯૨ | ૪ | પ્રુ | પુ. |
| ૪૯૭ | ૨૫ | માથાને | માથાનો |
| | ૨૬ | પુરુષોનો | પુરુષોને |
| ૪૯૯ | ૨ | નરસિંહજીના | નરસિંહજીની |
| ૫૦૦ | ૬ | इतिहास | परिचय |
| ૫૦૫ | ૨૬ | પાશ્ચાત્ય | પાશ્ચાત્ય |
| ૫૦૮ | ૬, ૧૧ | નાસીર | નાસિર |
| | ૯ | ફિરંગીઓનો | ફિરંગીઓનો |
| | ૨૯ | ઈરાદો | ઇરાદો |
| ૫૧૦ | ૧૨ | ખંભાદ્દ | ખંભાઇત્ત |
| ૫૧૧ | ૯ | નામે | મૂળ |
| ૫૧૪ | ૭ | ૬. અહમદશાહ ૨ જો | અહમદશાહ ૨ જો |
| ૫૨૦ | ૮ | ૭. રાવ પૂંજો | ૭. રાવ પૂંજો ૧ લો |
| | ૯ | ૧૮. રાવ પૂંજો | ૧૮. રાવ પૂંજો ૨ જો |
| ૫૨૩ | ૩ | **મૂળ** | **૧. મૂળ** |
| | ૬ | अबुल | अबूल |
| | ૧૦–૧૨ | ફૃ. મો... ...૧૯૩૪ | 'મીરાતે એહમદી', ભા. ૧–૨, અમદાવાદ, ૧૯૧૩, ૧૯૨૩; 'મિરાતે અહમદી', વૉ. ૨, ખંડ ૧–૪, અમદાવાદ, ૧૯૩૩–૩૬ |
| ૫૨૪ | ૮ | बदाउनी | बदाऊनी |
| ૫૨૫ | ૧ | उर्दू | उर्दू |
| | | tran. | tran. 'Arabic History of Gujarat' |
| ૫૨૭ | ૪–૫ | દલાલ, ચિમનલાલ ડી. (સંપા) પદ્મનાભ | દલાલ, ચિમનલાલ ડા.(સંપા.) પદ્મનાભ |
| ૫૨૮ | ૨૦ | ઈ. વિ. : 'ગુજરાત | ઇ વિ. : 'ગુજરાત ઇતિહાસ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૨૯ | ૩ | *de Alboquerque* | *Dalboquerque* |
| ૫૩૦ | ૯ | *Mediaval* | *Medieval* |
| ૫૩૮ | ૪ | Phllip | Philip |
| | ૨૩ | ૧૯૩૬ | ૧૯૭૬ |
| ૫૩૯ | ૬ | ઈ. | ઇ. |
| | ૧૯ | ઙં. | ઙ. |
| | ૨૦ | *Sovenir* | *Souvenir* |
| ૫૪૧ | ૨૧ | Archaelogical | Archaeological |
| ૫૪૫ | ૮ | અબુલ્ | અબૂલ્ |
| ૫૪૭ | ૧૪ | ૬૦ | ૬૦, ૪૪૭ |
| | ૧૫ | ૬૧ | ૬૧, ૪૪૯ |
| | ૩૦ | ઈ. | ઇ. |
| ૫૪૮ | ૩૧ | ઇમમામુદ્દીન | ઇમામુદ્દીન |
| | ૨૩ | ઈરાક | ઇરાક |
| ૫૫૦ | ૧૬ | ખંબાઈદ્દ | ખંબાઇત્ત |
| | ૧૭ | કુત્બુદ્દાનની...૬૧ | કુત્બુદ્દીનની...૬૧, ૪૪૯ |
| ૫૫૧ | ૧–૩ | ગદા | ગદા |
| | | ગદામંત્રી | ગદામંત્રી |
| | | ગદારાજ | ગદારાજ |
| ૫૫૨ | ૬ | ચંગીઝખાન ૧૨૯,૨૯૫ (રદ કરો). | |
| | ૩૩ | ૧૨૯ | ૧૨૯, ૨૯૫ |
| ૫૫૩ | ૧૭–૧૮ | જફરુલવાલિહ...૨૨ | (રદ કરો) |
| | ૩૦ | જયસિંહ સુરિ | જયસિંહસૂરિ |
| ૫૫૪ | ૧૪ | જૈનપુર | જૌનપુર |
| | ૧૮ | જહૃજહારખાન | જહૂજહારખાન |
| | ૨૯ | ૮ | ૮, ૨૨ |
| ૫૫૮ | ૧૫–૨૦ | નાસીર | નાસિર |
| ૫૬૦ | ૧૯ | ફ્રેડરિક | ફ્રેડરિક, સીઝર ૬૪,૬૮,૨૯૪ |
| ૫૬૧ | ૮ | અબૂ | અબુ |
| | ૧૧ | ભાણજી ૧૫૭,૧૬૭, ૧૭૦ | ભાણજી (જામ) ૧૫૭ ભાણજી ૪થો ૧૬૭ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૬૧ | ૧૨ | ૧૬૯ | ૧૬૯, ૧૭૦ |
| | ૨૨ | ભીમ, ૧૭૩, ૧૭૪, ૩૬૪, ૩૯૫' | ભીમ (ઝાલા), ૧૭૩, ૩૨ ૧૭૪ |
| | ૨૪ | ૩૨૪ | ૩૨૪, ૩૬૪ |
| | ૨૬ | ૧૦૪ | ૧૦૪, ૩૯૫ |
| ૫૬૨ | ૨૩ | મકબૂલે આલમ | મક્બૂલેઆલમ |
| ૫૬૪ | ૨૮ | ઐાક્તક | ઐાક્તિક |
| ૫૬૭ | ૨૫ | રા' ખેંગાર ૩૬,૩૭ | (રદ કરો.) |
| | ૨૭ | ૧૫૮ | ૩૬, ૩૭, ૧૫૮ |
| ૫૬૯ | ૧૩ | ૩૬૩, | ૩૩૦, ૩૬૩, |
| ૫૭૦ | ૩૧ | શમ્શ | શમ્સ |
| ૫૭૧ | ૨ | ૨ જા | ૨જા |
| | ૨૬ | શિયાણા | શિયાણી |
| | ૩૧ | શ્રી વલ્લભાચાર્ય ૩૩૦ | (રદ કરો.) |
| ૫૭૩ | ૩૨ | સીઝર ૨૯૪ | (રદ કરો.) |
| | ૧૬ | હસામખાન | હુસામખાન |
| | ૧૭ | હસામુદ્દીન | હુસામુદ્દીન |

*

# ખંડ ૧

# પ્રાસ્તાવિક

## પ્રકરણ ૧

## સાધન-સામગ્રી

### ૧. ફારસી–અરબી તવારીખ

ભારતનાં સર્વ રાજ્યોમાં ઇતિહાસ–વિષયક સામગ્રીની વિપુલતા અને વિવિધતાની બાબતમાં ગુજરાત એના સલ્તનત-કાલ માટે સૌથી વિશેષ સમૃદ્ધ છે. ઈ.સ. ૧૩૦૪થી ૧૫૭૩ સુધીના આ કાલ દરમ્યાન રાજ્યવહીવટની ભાષા ફારસી જ રહી હતી. સરકારી ફરમાનો એ ભાષામાં નીકળતાં, સરકારી પત્રવ્યવહાર એ ભાષામાં થતો, અને અદાલતમાં પણ એ જ ભાષા વપરાતી. આને લઈને આ ગાળા અંગે આધારભૂત ઇતિહાસ લખવા માટેની સામગ્રી ફારસી ભાષામાં ઉપલબ્ધ છે; ક્યારેક તવારીખ અરબી ભાષામાંય લખાતી. એ ફારસી–અરબી ગ્રંથો લખનારા તવારીખનવીસો કે એમના પૂર્વજો કાં તો અરબસ્તાનમાંથી આવ્યા હતા કે કાં તો ઈરાનમાંથી, આથી એમણે ઇતિહાસ-લેખનની ઈરાની પદ્ધતિનો ઉપયોગ કર્યો હતો. ઈરાની ઇતિહાસકારો દરબારી ઇતિહાસ–આલેખકો હતા, શાહી તખ્તથી જ સામાજિક પરિસ્થિતિનું મૂલ્યાંકન કરતા. પોતાના આશ્રયદાતાને ખુશ કરવા તરફ જ એમનું લક્ષ્ય કેંદ્રિત રહેતું હતું. એમના દોષો ઉપર ઢાંકપિછોડો કરવાને ઉપમા અને રૂપકોથી ભરેલી આલંકારિક, છટાદાર અને અસરકારક ભાષાનો તેઓ ઉપયોગ કરતા. જે કંઈ તેઓમાં સારું જણાતું તેમાં અત્યુક્તિનો પાર રહેતો નહિ.



આવા ઇતિહાસકારોએ ગુજરાતમાં આવીને સુલતાનોના દરબારોમાં આશ્રય મેળવ્યો હતો, તેથી એમણે લખેલા ઇતિહાસોમાં ઉપર જણાવેલી ખાસિયતો ઉપરાંત ગેરમુસ્લિમો પ્રત્યે અકારણ દ્વેષ અને અણગમો થતાં રહે એવું પણ થયેલું છે.

સ૦૧

વાઘેલા રાજા કર્ણદેવનું શાસન ખતમ થયું અને ગુજરાતમાં ઇસ્લામી સત્તાનો ઉદય થયો તે પછી સુલતાન અલાઉદ્દીને એના સાળા મલેક સંજર અલ્પખાનને ગુજરાતના પ્રથમ નાઝિમ તરીકે નીમીને એ પ્રદેશનો વહીવટ કરવા માટે મોકલ્યો. આ બનાવનો વિગતવાર હેવાલ શાયર અમીર ખુશરો(મૃ.: ઈ.સ. ૧૩૨૫)એ એના મહાકાવ્ય 'દવલરાની-વ-ખિઝરખાન' ઉર્ફે 'અશીકા'માં આપેલો છે. એમાં ગુજરાતના વાઘેલા રાજા કર્ણદેવની પુત્રી દેવલદેવી અને સુલતાન અલાઉદ્દીનના પુત્ર ખિઝરખાન વચ્ચેના પ્રેમની કથા છે. એમાં શાયરે કરેલું બનાવોનું નિરૂપણ સાવ કપોલકલ્પિત નથી.

મૌલાના ઇસામીએ ઈ.સ. ૧૩૫૦માં માત્ર પાંચ મહિનાના ગાળામાં 'ફુતૂહ-ઉસ્-સલાતીન' નામક મહાકાવ્યની રચના પૂરી કરી હતી અને એ પુસ્તક એણે બહમની વંશના પ્રથમ સુલતાન અલાઉદ્દીન બહમનશાહ( ઈ.સ. ૧૩૪૭–૧૩૫૮)ને અર્પણ કર્યું હતું. ગુજરાતના ઇતિહાસ અંગે એમાં મહત્ત્વની માહિતી છે. એમાં 'દવલરાની-વ-ખિઝરખાન'માં આપેલી વિગત ટૂંકમાં આપી છે. એની મહત્તા એમાંનાં વિગતવાર વર્ણનોમાં છે, જેમાંથી સમયનો અંદાજ મળી શકે એમ છે.

ઇબ્ન બતૂતા (મૃ. : ઈ.સ. ૧૩૭૭–૭૮) નામનો મોરોક્કોનો મશહૂર મુસાફર સુલતાન મુહમ્મદ તુગલુકના સમયમાં ઈ.સ. ૧૩૩૩માં ભારતમાં આવ્યો હતો. એ લગભગ ૧૧ મી નવેમ્બરથી ૪ થી ડિસેમ્બર ૧૩૪૨ માં કરેલી ગુજરાતની મુસાફરી દરમ્યાન નંદુરબાર, ખંભાત, કાવી, ગંધાર, પીરમ બેટ, ઘોઘા વગેરે સ્થળોએ ગયો હતો. ત્યાં એણે જે કાંઈ જોયેલું અને સાંભળેલું તે 'તોહફતુન્ નુઝ્ઝાર ફી ગરાઈ બિલઅમ્સાર વ અજાઇબિલઅસ્ફાર' નામના પોતાના દળદાર પ્રવાસગ્રંથમાં નોંધ્યું છે. આ પુસ્તક 'રિહલા'ના નામે પણ ઓળખાય છે. એમાં ગુજરાતની સામાજિક સ્થિતિ પર સારો એવો પ્રકાશ પાડવામાં આવ્યો છે.

ઝિયા બરની ( મૃ. : ઈ.સ. ૧૩૫૬ ) નામનો ઇતિહાસ-આલેખક સુલતાન મુહમ્મદશાહ તુગલુક અને સુલતાન ફીરોઝશાહ તુગલુકના સમય દરમ્યાન થઈ ગયો. એણે ઈ.સ. ૧૩૫૬ માં લખેલી 'તારીખે ફીરોઝશાહી'માં સુલતાન ગિયા-સુદ્દીન( ઈ.સ. ૧૩૨૦ )થી માંડીને ફીરોઝશાહ તુગલુકના શાસન દરમ્યાન ઈ.સ. ૧૩૫૬ સુધીનો ઇતિહાસ આપ્યો છે. એમાં ગુજરાત અંગેના એ સમયના બનાવોની વિગત છે.



શમ્સ સીરાજ અફીફ ઝિયા બરનીની 'તારીખે ફીરોઝશાહી'ના અનુસંધાન-માં પોતાની 'તારીખે ફીરોઝશાહી'ની શરૂઆત કરી હતી. એનું લખાણ ઝિયા

બરનીના લખાણ કરતાં વિશેષ પદ્ધતિસરનું અને ચોકસાઈભર્યું છે, પરંતુ એમાં આશ્રયદાતાની પ્રશંસા વિશેષ છે. એ પુસ્તક ઈ.સ. ૧૩૯૮ પછી લખાયું હતું.

યહ્યા બિન અહમદ સરહિંદીએ 'તારીખે મુબારકશાહી'માં મુહમ્મદ બિન સામથી લઈને ઈ.સ. ૧૪૩૪ સુધી થઈ ગયેલા દિલ્હીના સુલતાનોનો હેવાલ આપેલો છે. એમાં ગુજરાતના ઇતિહાસ અંગે થોડી વિગત મળે છે. એમાં અનેક જગ્યાએ ગ્રંથકારે બરની અને શમ્સ સીરાઝ અફીફના ઇતિહાસમાં આપેલી વિગતને સુધારેલી છે અને એમણે અધૂરી છોડેલી વિગતને પૂરી કરેલી છે.

સુલતાન ઝફરખાન ઉર્ફે મુઝફ્ફરશાહના શાસનનો હેવાલ 'મુઝફ્ફરશાહી' નામના ગ્રંથમાં મળે છે. એમાં ઈ.સ. ૧૩૯૧ થી માંડી ઈ.સ. ૧૪૧૧ સુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ છે. એ પુસ્તકની પ્રત હવે પ્રાપ્ય નથી, પરંતુ પાછળથી લખાયેલા ઇતિહાસોમાં એમાંથી આધાર લેવાયેલા છે.

સુલતાન મુઝફ્ફરશાહના પૌત્ર સુલતાન અહમદશાહનાં કાર્યોનો હેવાલ એના દરબારી ઇતિહાસ-આલેખક હલવી શીરાઝીએ એના મસનવી કાવ્ય 'તારીખે અહમદશાહી'માં આપેલો છે અને એમાં એ સાથે મજકૂર સુલતાન મુઝફ્ફરશાહ વિશેની વિગત પણ આવે છે. એ પુસ્તક હાલ ઉપલબ્ધ નથી.[૧]

સુલતાન મહમૂદશાહ બેગડાના સમયમાં સુલતાનોના ઇતિહાસ વિશે ઘણા ગ્રંથ લખાયા હતા એમ જણાય છે. અબ્દુલહુસેન તૂનીએ લખેલી 'મઆસિરે મહમૂદશાહી'માં ગુજરાતના સુલતાનોનો ઇતિહાસ છે. મહમૂદશાહ બેગડાના ફરમાનથી એણે એ લખી હતી. એમાં ગુજરાતના સુલતાનો વિશેનો, ઈ.સ. ૧૩૯૧ માં ઝફરખાન ગુજરાતનો સૂબો નિમાયો ત્યારથી માંડીને ઈ.સ. ૧૪૮૬ સુધીનો, વિગતવાર હેવાલ છે. કર્તાએ માહિતી મેળવવા માટે સરકારી દફતરોનો વિશેષ ઉપયોગ કર્યો હોય એવું જણાય છે. સમકાલીન બનાવોનો હેવાલ એણે પોતે જે કાંઈ જોયેલું અથવા તેઓમાં ભાગ લેનારાઓ પાસેથી જે કાંઈ સાંભળેલું તેના ઉપર આધારિત છે. કેટલીક બાબતોમાં એણે પાર વિનાની અત્યુક્તિ કરેલી છે.

બીજા એક 'મઆસિરે મહમૂદશાહી' નામના ઇતિહાસની પ્રત પ્રાપ્ય છે, પરંતુ એમાં એના કર્તાનું નામ આપવામાં આવ્યું નથી. એના વિશે માત્ર એટલું જ જાણવા મળે છે કે એ સુલતાન મહમૂદશાહ બેગડાના આશ્રયમાં રહેતો હતો અને એણે એના ફરમાનથી આ ગ્રંથની રચના કરી હતી. એ હિ. સ. ૯૩૦ (ઈ.સ. ૧૫૨૩)માં હયાત હોવાનું જણાય છે. આ ગ્રંથનો રચનાર, 'ગુલઝારે અબ્રાર'ના કર્તા મુહમ્મદ ગૌસીના કથન મુજબ, શમ્સુદ્દીન મુહમ્મદ શીરક હતો.

આ 'મઆસિરે મહમૂદશાહી'માં સુલતાન મહમૂદશાહ બેગડાના શાસનના છેલ્લા બે દાયકાઓનો ઇતિહાસ છે એ જોતાં એને તૂનીના 'મઆસિરે મહમૂદશાહી'ના અનુસંધાનરૂપ લેખી શકાય

અબ્દુલકરીમ બિન અતાઉલ્લ.-નીમદિહીએ મહમૂદશાહ બેગડાના ફરમાનથી 'તબકાતે મહમૂદશાહી' ગ્રંથ લખ્યો હતો, એ ગ્રંથ કર્તાના નામ પરથી 'તબકાતે અબ્દુલ કરીમ' નામથી પણ ઓળખાય છે. ગ્રંથનો કર્તા બહમની સુલતાન મહમૂદ ૨ જાનો એલચી[2] હતો. એણે સૃષ્ટિના સર્જનથી માંડીને ઈ.સ. ૧૫૦૦ સુધીનો ઇસ્લામી રાજ્યોનો અહેવાલ આપેલો છે. ગુજરાત અંગેની માહિતી છેલ્લા તબક્કા-(પ્રકરણ)માં અને ખાતિમા(પુરવણી)માં આવે છે. એમાં એણે આપેલી વિગત સમકાલીન હોઈ આધારભૂત ગણાય. પાછળથી લખાયેલા ઇતિહાસોમાં એના આધાર લેવામાં આવેલા છે.[3] ચર્ચાસ્પદ બાબતો અંગે લેખકે પોતાના અભિપ્રાય ટાંકેલા છે. આ પુસ્તકની બે હસ્તપ્રત પ્રાપ્ય છે.

'તબકાત' લખાયાના બે વરસ પછી 'તારીખે સદ્રે જહાન' નામથી ઓળખાતો ગ્રંથ ફેઝુલ્લાહ બિમ્બાનીએ લખ્યો હતો. એનો રચનાર 'સદ્રે જહાન ગુજરાતી' નામથી વધુ વિખ્યાત છે. એ પુસ્તક 'તારીખે મહમૂદશાહી' નામથી પણ ઓળખાય છે. એમાં હિંદુસ્તાનની તવારીખની અંદર આપેલી ગુજરાતની તવારીખમાં સુલતાન મહમૂદ બેગડાના શાસનની ઈ.સ. ૧૫૦૧ ની સાલ સુધીની વિગત છે. વિગતમાં બનાવોની માત્ર રૂપરેખા છે, છતાં ગુજરાતની સલ્તનત અંગેની જે માહિતી છે તે આધારભૂત છે, કારણ કે કર્તા અને એના પૂર્વજો ગુજરાતની સલ્તનત સાથે સંકળાયેલા રહેતા હતા. એની માત્ર એક જ પૂર્ણ પ્રત પ્રાપ્ય છે.

'તારીખે સલાતીને ગુજરાત'નો લેખક શરફુદ્દીન મુહમ્મદ બુખારી એના કાલનો એક મહાન વિદ્વાન હતો અને સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાની નોકરીમાં હતો. એનું અવસાન ઈ.સ. ૧૫૧૫ માં થયું હતું. એણે પુસ્તકને ત્રણ તબક્કા(વિભાગ કે પ્રકરણ)માં વહેંચેલું છે. પહેલામાં ઝફરખાનના જન્મ(ઈ.સ. ૧૩૪૨)થી માંડીને એના અવસાન (ઈ.સ. ૧૪૧૧) સુધીનો, બીજામાં અહમદશાહ ૧ લાની તખ્તનશીની (ઈ.સ. ૧૪૧૧)થી માંડી સુલતાન દાઊદખાનને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો (ઈ.સ. ૧૪૫૮) ત્યાં સુધીનો, અને ત્રીજામાં સુલતાન મહમૂદશાહ બેગડાની તખ્તનશીની (ઈ.સ. ૧૪૫૮)થી માંડી એના અવસાન (ઈ.સ. ૧૫૧૧) સુધીનો ઇતિહાસ છે. આ માહિતી એના દીબાચામાં આપવામાં આવી છે. એ ગ્રંથની માત્ર જે એક પ્રત પ્રાપ્ય છે તેમાં તો માત્ર છેલ્લો વિભાગ છે. એમાં નોંધેલા ઘણાખરા બનાવોનો લેખક જાતે સાક્ષી હતો.

'તારીખે મુઝફ્ફરશાહી'માં મુઝફ્ફરશાહ ૨ જાના શાસન (ઈ.સ. ૧૫૧૧–૧૫૨૬) દરમ્યાનનો ઇતિહાસ છે. એના કર્તાનું પૂરું નામ મીર સૈયદ અલી કાશાની હતું. એ દરબારી ઇતિહાસ-આલેખક હતો અને કવિ પણ હતો. 'તારીખે મુઝફ્ફરશાહી'-ના લખાણનો અર્ધો ભાગ કર્તાની કે બીજા કવિઓની કાવ્ય-પંક્તિઓથી ભરેલો છે. સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાએ માળવાનું પાયતખ્ત માંડૂ ઈ.સ. ૧૫૧૭માં જીતી સુલતાન મહમૂદ ખલજી (૨ જા)ને પરત કર્યું હતું એનો વિગતવાર હેવાલ એમાં છે. જે કાંઈ એણે જાતે જોયેલું અથવા બનાવોમાં ભાગ લેનારાઓ પાસેથી સાંભળેલું તે ઉપર એણે સામગ્રી માટે આધાર રાખ્યો હતો. જે દિવસ, મહિના, સાલ, અને જે સ્થળે બનાવો બનેલા તેઓના નિર્દેશ સાથે એ બનાવોને એણે વર્ણવેલા છે. એમ જણાય છે કે મજકૂર ચડાઈમાં એ સુલતાન સાથે માળવા ગયો હતો અને એના ફરમાન મુજબ સંભાળપૂર્વક એણે નોંધો રાખી હતી અને એ આધારે હેવાલ તૈયાર કર્યો હતો. સુલતાનની પ્રશંસા કરવા બાબતમાં એમાં પાર વિનાની અત્યુક્તિ છે.

હુસામખાન ગુજરાતીની 'તારીખે બહાદુરશાહી'માં દિલ્હી સલ્તનતથી માંડીને સુલતાન બહાદુરશાહના શાસન (ઈ.સ. ૧૫૨૬–૧૫૩૭)ના અંત સુધીના ઇતિહાસનો અથવા ઓછામાં ઓછું ઈ.સ. ૧૫૩૩ સુધીના ઇતિહાસનો સમાવેશ કરવામાં આવેલો છે. 'મિરૂઆતે સિકંદરી'એ એનો ઘણો ઉપયોગ કર્યો છે.[૪] હાજી ઉદ્ દબીરે એ પુસ્તકનો ઉલ્લેખ 'તબકાતે બહાદુરશાહી' તથા કર્તાના નામ ઉપરથી 'તબકાતે હુસામખાની' નામોથી પણ કરેલો છે. એની એક પણ પ્રત પ્રાપ્ય નથી, પરંતુ એમાંનાં વિપુલ અવતરણ એના પછી રચાયેલા 'મિરૂઆતે સિકંદરી', 'ઝફરુલ્વાલિહ'. 'તબકાતે અકબરી' વગેરે ઇતિહાસોમાં મળે છે.

'ગંજ મઆની' નામના એક મસનવી કાવ્યનો રચનાર શાયર મુતીઈ ઈ.સ. ૧૫૩૧ની લગભગ મક્કાથી દીવ આવ્યો હતો અને સુલતાન બહાદુરશાહને મળ્યો હતો. એ કાવ્યમાં સુલતાન બહાદુરશાહે માળવા જીતી લઈને ગુજરાતમાં ભેળવી દીધું એનો તથા બહદુરશાહે પોર્ટુગીઝો પર વિજય મેળવ્યો એ વિશે ઉલ્લેખ છે. સુલતાન બહાદુરશાહના સમયનો એકમાત્ર પ્રાપ્ય હેવાલ તરીકે એનું મહત્ત્વ વિશેષ છે.



'તારીખે ઇબ્રાહીમી' યા 'તવારીખે હુમાયૂ' નામના ઇતિહાસ-ગ્રંથમાં ભારતનો સામાન્ય ઇતિહાસ છે. એમાં ઝફરખાન નાઝિમ તરીકે ઈ.સ. ૧૩૯૦માં ગુજરાતમાં આવ્યો ત્યારથી માંડીને સુલતાન મહમૂદશાહ ૨ જાના સમય એટલે કે ઈ.સ. ૧૫૩૭ સુધીનો ટૂંક હેવાલ છે.

આરામશાહ કશ્મીરી નામના એક લેખકે 'તોહ્ફતુસ્સાદાત' નામનો ગ્રંથ

સુલતાન મહમૂદશાહ ૩ જા (ઈ.સ. ૧૫૩૭–૧૫૫૫) ના રાજ્ય-અમલના આરંભમાં સૈયદ મુબારક બુખારી માટે રચ્યો હતો. એ ગ્રંથ અપ્રાપ્ય છે.

'તારીખે સલાતીને ગુજરાત' નામનો એક ઇતિહાસવિષયક સંક્ષિપ્ત ગ્રંથ સૈયદ મહમૂદ બિન મુનવ્વરુલ્મુલ્ક બુખારીએ લખ્યો હતો. એમાં સુલતાન અહમદશાહ ૧ લાની તખ્તનશીનીથી માંડી સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાને તખ્ત ઉપરથી ખસેડી દેવામાં આવ્યો ત્યાં સુધીનો ટૂંકો હેવાલ છે.

'તારીખે મુઝફ્ફરશાહી '( ત્રીજી )માં સુલતાન બહાદુરશાહના શાસનથી શરૂ કરીને ગુજરાતના છેલ્લા સુલતાનના શાસનના અંત એટલે કે મુઘલ શહેનશાહ અકબરે ગુજરાત ઉપર ચડાઈ કરી એને પોતાની શહેનશાહતમાં સમાવી દીધું ત્યાંસુધીનો વિગતવાર હેવાલ છે.

મીર અબૂ તુરાબ વલી(મૃ. : ઈ.સ. ૧૫૯૫ )એ 'તારીખે ગુજરાત' નામનો એક મહત્ત્વનો ગ્રંથ લખેલો છે. હિ. સ. ૯૩૨ ( ઈ.સ. ૧૫૨૫ ) ના બનાવોથી માંડીને મુઘલો સામે સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાએ બળવો પોકાર્યો ત્યાંસુધીની વિગત એમાં આવે છે. શહેનશાહ અકબરે પંડે ગુજરાતમાં આવી એ પ્રદેશને પોતાની શહેનશાહતમાં સમાવી દીધો એ વર્ણન એણે વિગતવાર આપેલું છે. એક બાજુએ બહાદુરશાહ અને હુમાયૂં વચ્ચે અને બીજી બાજુએ બહાદુરશાહ અને પોર્ટુગીઝો વચ્ચે જે જંગો જામ્યા તેના અભ્યાસ માટે એ ઘણો કિંમતી ગ્રંથ છે. એમાં સરકારી દફતરોનો ઠીક ઉપયોગ કરેલો છે.

મુઘલ કાલ દરમ્યાન લખાયેલા અબૂલ્ફઝલ-કૃત 'આઇને અકબરી,' નિઝામુદ્દીન અહમદ બક્ષીની 'તબકાતે અકબરી,' મુહમ્મદ કાસિમ ફિરિશ્તા-રચિત 'તારીખે ફિરિશ્તા' વગેરે તથા એ પછી લખાયેલા અનેક ઇતિહાસોમાં ભારતના સામાન્ય ઇતિહાસની સાથે પ્રાદેશિક રાજ્યોના ઇતિહાસમાં ગુજરાતના સલ્તનત કાલના ઇતિહાસની વત્તા-ઓછા પ્રમાણમાં વિગત મળે છે.

મુઘલ કાલમાં ગુજરાતમાં લખાયેલ નીચેના ગ્રંથોમાં ગુજરાતનો ઇતિહાસ સમગ્રપણે મળે છે, જેમાં પ્રસ્તુત સલ્તનત કાલના ઇતિહાસનો પણ સમાવેશ થાય છે.



એમાંનો એક 'મિરૂઆતે સિકંદરી' છે, જે સિકંદર બિન મુહમ્મદ ઉર્ફે મન્ઝૂએ ઈ.સ. ૧૬૧૨ માંપ લખ્યો હતો. 'મિરૂઆત'નો અર્થ આરસી થાય છે, અને 'સિકંદરી' એના કર્તા સિકંદરના નામ ઉપરથી છે. ગ્રંથકર્તા એના, દીબાચામાં જણાવે છે કે 'તારીખે મુઝફ્ફરશાહી', 'તારીખે અહમદશાહી' 'તારીખે મહમૂદશાહી', 'તારીખે બાહાદુરશાહી' વગેરે ઇતિહાસોનાં નામ જે

સમયમાં એ લખાયેલા એ સમયના સુલતાનોનાં નામો ઉપરથી રાખવામાં આવેલ છે. એ તેઓના રચનારાઓએ ભેટસોગાદની આશાથી જ લખેલા છે, તેથી મોટે ભાગે એમાં પ્રશંસા જ છે. સુલતાનના ઇતિહાસોમાં એમનાં સારાં કૃત્યોનું જ વર્ણન કરવું અને એમને એબ લાગે તેવાં કૃત્ય ગુપ્ત રાખવાં એ ઠીક નથી, તેથી મેં 'મિરૂઆતે સિકંદરી 'એ ઉદ્દેશથી લખી છે કે જેમ આરસી કોઈની પણ તરફેણ કર્યા વિના આબેહૂબ પ્રતિમા પ્રદર્શિત કરે છે તેમ સિકંદરની બનાવેલી આ આરસીમાં સુલતાનોએ કરેલાં સારાંનરસાં કૃત્યોનો ચિતાર જોવા મળે છે.

એમાં ગુજરાતની સલ્તનતની સ્થાપનાથી માંડીને ઈ.સ. ૧૫૯૧ માં મુઝફ્ફરશાહ ૩ જાનો કરુણ અંજામ આવ્યો ત્યાંસુધીનો સળંગ અને વિસ્તૃત ઇતિહાસ છે. એમાંનો ઈ.સ ૧૫૫૪ સુધીનો હેવાલ મજકૂર ઇતિહાસોના આધારે લખેલો છે. એ પછીનો હેવાલ પ્રમાણમાં વધુ વિગતવાર છે. કર્તાના પિતા અને ભાઈ ગુજરાતી અમીરોના લશ્કરી અમલદાર હતા તેથી તેઓ પાસેથી આ વિષયમાં એને સારી એવી સમકાલીન માહિતી જાણવા મળી હતી. કર્તા પોતે પણ એ સમયની રાજખટપટમાં રસપૂર્વક ભાગ લેતો હોઈ અમુક નોંધેલા બનાવોનો જાતે સાક્ષી હતો. સલ્તનત કાલના રાજકીય સાંસ્કૃતિક તથા સાહિત્યિક ઇતિહાસ માટે આ પુસ્તક ઘણું મહત્ત્વનું છે.

અરબી ભાષામાં ' ઝફરુલ્વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ ' નામે ઇતિહાસ અબ્દુલાહ મુહમ્મદ બિન ઉમર અલ્મક્કી ઉર્ફે હાજી ઉદ્ દબીર નામના વિદ્વાને ઈ.સ. ૧૬૦૫–૧૬૧૩ દરમ્યાન રચ્યો હતો.

ગ્રંથકર્તાનો જન્મ તો થયો હતો મક્કામાં, પરંતુ પાટણ અમદાવાદ અને ખાનદેશમાં જુદા જુદા અમીરોને ત્યાં એણે નોકરી કરી હતી તેમજ એનું વ્યક્તિત્વ વિશિષ્ટ પ્રકારનું હતું તેથી એ સમયની વિશ્વાસપાત્ર વિગત એના ઇતિહાસમાંથી મળે છે. હુસામખાનની ' તારીખે બહાદુરશાહી 'ની વિગત આગળ ચલાવવાનો એનો ખાસ ઉદ્દેશ હતો. સમકાલીન બનાવો માટે એણે જે કાંઈ જોયેલું અને એમાં ભાગ લેનારાઓ પાસેથી સાંભળેલું તે ઉપર આધાર રાખેલો છે. એના પૂર્વજોમાંના કેટલાકનો સંબંધ ગુજરાતના સુલતાનો સાથે ગાઢ હતો તેથી એના ઇતિહાસમાં કેટલાક એવા બનાવોનું વર્ણન છે, જે ' મિરૂઆતે સિકંદરી 'માં પણ નથી. વિશેષમાં એણે ગુજરાતનાં બંદરોમાં પોર્ટુગીઝોએ ઉપસ્થિત કરેલા ભયનો આબેહૂબ હેવાલ આપેલો છે, જેમાં તુર્કો પોર્ટુગીઝો અને ગુજરાતીઓ વચ્ચે ત્રિપક્ષી ઝપાઝપી થયેલી તેનો સમાવેશ થાય છે.

'ઝફરુલવાલિહ' ભારતની તમામ ઇસ્લામી સલ્તનતોનો અકબરના સમય સુધીનો ઇતિહાસ છે. એ દળદાર ગ્રંથ લગભગ ત્રણ સદી સુધી અપ્રાપ્ય રહેલો તે છેવટે ઈસવી સદીના આરંભમાં પ્રકાશમાં આવ્યો હતો. એ ગ્રંથમાંથી ગુજરાતનાં પાટણ અને અમદાવાદ જેવાં મુખ્ય શહેરોમાં ચાલતી, ખાસ કરીને મુસ્લિમ પરંપરાનાં શિક્ષણ અને વિદ્યાપ્રકારની, પ્રવૃત્તિઓ વિશે સારું એવું જાણવા મળે છે.

'ઝફરુલવાલિહ' પછી લગભગ દોઢસો વર્ષ બાદ મીર્ઝા મુહમ્મદ હસન ઉર્ફે અલી મુહમ્મદખાને 'મિર્આતે અહમદી' લખી હતી. ગુજરાતના સલ્તનત કાલના ઇતિહાસ માટે 'મિર્આતે સિકંદરી'માંથી એણે સાર લીધેલો છે.

આ ઉપરાંત માળવા અને દખ્ખણનાં પ્રાદેશિક રાજ્યોના સમકાલીન ઇતિહાસ-ગ્રંથોમાંથી તેમજ વિદેશી પ્રવાસગ્રંથોમાંથી પણ ગુજરાતની સલ્તનતને લગતી બીજી બાજુ દર્શાવતી સામગ્રી મળે છે.[૬]

## ૨. અરબી-ફારસી શિલાલેખો અને સિક્કાઓ

ગુજરાતના સલ્તનત-કાલના ઇતિહાસ માટે મુસ્લિમ તવારીખોની જેમ અરબી-ફારસી શિલાલેખો તથા સિક્કા પણ મહત્ત્વની સામગ્રી પૂરી પાડે છે.

**(અ) શિલાલેખો :** ગુજરાતના અરબી-ફારસી ભાષાના લેખોનો ગુજરાતના ઇતિહાસ માટે જોઈએ તેવો ઉપયોગ થયો નથી. ઈ.સ. ૧૮૮૯માં ભાવનગર રાજ્યના પુરાતત્ત્વ ખાતા તરફથી સૌરાષ્ટ્રના અરબી-ફારસી લેખોનો એક નાનો સંગ્રહ *Corpus Inscriptionum Bhavanagari* નામે તેમજ ઈ.સ. ૧૯૪૨ના અરસામાં ડૉ. મુહમ્મદ અબ્દુલ્લાહ ચઘતાઈ-કૃત અમદાવાદ શહેરના અભિલેખોનો સંગ્રહ *Muslim Monuments of Ahmedabad through their Inscriptions* નામે બહાર પડ્યો હતો. તદુપરાંત ભારતીય પુરાતત્ત્વ સર્વેક્ષણ તરફથી અમદાવાદ ખંભાત ધોળકા પાટણ અને ભરૂચ જેવાં શહેરોના અમુક અભિલેખ એના વાર્ષિક હેવાલમાં પ્રગટ થયા હતા, પણ તેઓના પાઠોની શુદ્ધિઓ પ્રત્યે કાંઈ ખાસ ધ્યાન અપાયું ન હતું.

છેલ્લા બેએક દસકામાં ભારતીય પુરાતત્ત્વ ખાતાની ઈ.સ. ૧૯૪૬માં સ્થપાયેલી અરબી-ફારસી અભિલેખોની શાખા તરફથી ગુજરાત રાજ્યના જુદા જુદા ભાગોમાં રહેલા સેંકડો નવા તેમજ પહેલાં નોંધાયેલા અભિલેખ વંચાઈ ભારતીય અભિલેખવિદ્યાના વાર્ષિક અહેવાલોમાં નોંધાઈ ચૂક્યા છે. આમાં ૧૧મી સદીના કહેવાતા, અમદાવાદવાળા, એક લેખને બાદ કરતાં ૧૨મી સદીના લગભગ

અર્ધોએક ડઝન લેખ કચ્છ જિલ્લાના ભદ્રેશ્વર ગામમાં છે. ૧૩ મી સદીના લગભગ ૨૦ લેખ અને ૧૪ મી સદીના લગભગ ૯૦ લેખ છે, જ્યારે ગુજરાતની સલ્તનત-ના કાલના એટલે કે ૧૫ મી અને ૧૬ મી સદીના અનુક્રમે ૧૪૦ અને ૯૦ લેખોનો સમાવેશ થાય છે.

આ લેખોની એક વિશિષ્ટતા એ છે કે મોટા ભાગના લેખોમાં રાજવીઓની પૂરી વંશાવળી આપવામાં આવી છે, જે ભારતના બીજા ભાગોના લેખોમાં ભાગ્યે જ જોવા મળે છે.

તવારીખોમાં જેમનો નિર્દેશ થયો છે તે રાજકુલની વ્યક્તિઓ અને અમીરોનાં પણ કાર્ય-સ્થળ પદવી તેમજ નિશ્ચિત સમયની માહિતી બહુધા લેખો પરથી જ મળી શકે છે, એટલું જ નહિ, પણ સલ્તનત કાલના ઓછામાં ઓછા બે ડઝનેક જેટલા નવા અમીરો અથવા કર્મચારીઓનાં નામ આ લેખોમાં સચવાયાં છે, જે પરથી એમનાં કાર્ય-સ્થળ અને સમય પણ જણાઈ આવે છે. ઉપરાંત અમીરોના ખરા નામોચ્ચાર માટે પણ આ લેખો ઉપયોગી છે.

એ જ પ્રમાણે આ લેખો પરથી રાજ્ય-પ્રણાલી વગેરે વિશે કાંઈ ખ્યાલ આપતા અમુક હોદ્દા (એમના ખરા નામોચ્ચાર સાથે) જોવા મળે છે. દા.ત. મુતસર્રિફ, હાજીબે દરગાહ, કૂરબેગે મૈમના, કોત(ટ)વાલ, જામદારે ખાસ, શહના-એક, ખાઝિને મમાલિક, આરિઝે મમાલિક, નદીમ વગેરે. વળી ઇતિહાસોમાં ગુજરાત સલ્તનતની રાજ્ય-સીમાઓ વિશે જે માહિતી મળે છે તેનું સમર્થન કરતા, બલ્કે આ સીમાઓ નિશ્ચિત કરવામાં કાંઈ મદદરૂપ થઈ પડે તેવા, લેખ રાજસ્થાનમાં જાલોર અને સાંચોર તેમજ મહારાષ્ટ્રમાં નંદરબાર અને ભામેર ગામોમાં મહમૂદ બેગડા, મુઝફ્ફર ૨ જા તેમજ બહાદુરના સમયના પ્રાપ્ત થયા છે, એ જ પ્રમાણે ગામો અને કસબાઓના નવા નામકરણની પ્રથા આજની જેમ એ સમયે પણ પ્રચલિત હતી એ આ લેખો પરથી પણ પ્રતીત થાય છે. વિશેષ કરીને મહમૂદ ૧ લા (બેગડા)ના સમયમાં આ પ્રથા વધુ અપનાવાઈ હતી એમ જણાય છે. જૂનાગઢ અને ચાંપાનેરના અનુક્રમે 'મુસ્તફાબાદ' અને 'મુહમ્મદાબાદ' નામકરણની માહિતી તો ઇતિહાસનાં પુસ્તકોમાં પણ ઉપલબ્ધ છે, પણ માળિયા મિયાણાનું નામ 'રસૂલાબાદ' અને વળી દાહોદનું નામ 'મહમૂદનગર' રાખવામાં આવ્યું હતું એ તો માત્ર ત્યાં મળી આવેલા લેખો પરથી જ જાણવા મળે છે.



આ લેખોમાં આવતી જે બીજી માહિતી સાધારણ રીતે સમકાલીન ઇતિહાસનાં પુસ્તકોમાં જોવામાં આવતી નથી તે રાજ્યવહીવટના બીજાં અમુક ક્ષેત્રો સંબંધી હોઈ મહત્ત્વપૂર્ણ ગણાય. સલ્તનત કાલનાં રાજ્ય–ફરમાનો ફરમાનો

વગેરેના રૂપમાં આજ સુધી મળ્યાં નથી, પણ આવાં ફરમાન ધરાવતા થોડા લેખ પ્રાપ્ત થયા છે, જેના પરથી એ સમયની કર-પદ્ધતિ, આમ જનતાની સ્થિતિ તથા એમને થતી કોઈ પ્રકારની અગવડ મુસીબત સતામણી વગેરે, વેપારીઓ તથા મુસાફરોને પડતી તકલીફો અને એ બાબત રાજ્ય તરફથી લેવાતા ઉપાયો કે એવી વિવિધ બાબતોની થોડીઘણી માહિતી મળે છે. આવાં ફરમાનોમાં અમુક કોમ પાસેથી લેવાતા લગ્નવેરાની નાબૂદી, મુર્દારકશી(મરેલા જાનવરને લઈ જવા પર વેરા)ની મના, સરકારી પ્રવાસે કે એ રીતે આવેલા અફસરો માટે ખાટલા વગેરે ઉઘરાવવાની પ્રથાની બંધી વગેરે ઉલ્લેખનીય છે. આવો એક મહત્ત્વનો લેખ મુઝફ્ફર ૨ જાના સમયનો ખંભાત ખાતે મળી આવેલ છે.

સુલેખન-કલાની દૃષ્ટિએ ગુજરાતના શિલાલેખ ઘણા અગત્યના છે. અમુક તો આ કલાના ઉત્કૃષ્ટ નમૂના પૂરા પાડે છે. થોડા અણપ્રીછ્યા સુલેખનકારોનાં નામ પણ આ લેખોમાં સચવાયાં છે. ઈ.સ. ૧૬ મી સદીના એક લેખમાં પ્રાચીન ઉર્દૂનો નમૂનો મળી આવે છે, જે ભાષાના ઇતિહાસ માટે અગત્યનો લેખાયો છે.

એ જ પ્રમાણે ઇતિહાસમાં ન ઉલ્લેખાયેલાં તેવાં—મલેકશાબાન અને બાઈ હરીરનાં ઉદ્યાનો જેવાં—બીજાં એત્રણ ઉદ્યાનોના લેખ પણ પ્રાપ્ત થયા છે. રાણી સરાઈ(જેને 'રાણી સબરાઈ' અને 'રાણી સિપ્રી' પણ લખવામાં આવે છે)ની જેમ રાણી હીરબાઈએ અમદાવાદ ખાતે હિ.સ. ૯૨૨(ઈ.સ. ૧૫૧૬-૧૭)માં મસ્જિદ બંધાવી હતી, જેનો લેખ મંછા(મન્શા)ની મસ્જિદમાં મળ્યો હતો. એ પ્રમાણે અહમદ ૨ જાના સમયમાં રાજમાતાએ બનાવેલી મસ્જિદનો લેખ પણ મળ્યો છે. એ ઉપરાંત બીજાં ખાનદાનોની સ્ત્રીઓના પણ મસ્જિદ ઉદ્યાન વગેરે બંધાવવા વિશેના છએક લેખ પ્રાપ્ય છે. શિલ્પ-સ્થાપત્યના અભ્યાસ માટે આ લેખોની અગત્ય છે જ.

ભરૂચના હિ. સ. ૮૨૧(ઈ.સ. ૧૪૧૮)ના એક લેખ પરથી ગુજરાતમાં 'સુર સન' પ્રચલિત હોવાનું જાણવા મળે છે. ગુજરાતના મુઝફ્ફર ૨ જાને ગુજરાતમાં પોતાના નામ પરથી પોતાનાં રાજ્યવર્ષ દર્શાવવાનું માન જાય છે. એના લેખોમાં હિજરી સન સાથે (એના ખિતાબ "શમ્સુદ્દીન" પરથી) "શમ્સિય્યા વર્ષ"નો પ્રયોગ મળે છે. આવાં શમ્સિય્યા વર્ષ ૨, ૪, ૬, ૧૨ અને ૧૪ ના લેખ ખંભાત અમદાવાદ સંખેડા અને હિંમતનગર ખાતે મળી આવ્યા છે.



ટૂંકમાં, ઇતિહાસનાં વિવિધ પાસાંઓ માટે આ અભિલેખોમાં સારી એવી પ્રમાણિત સામગ્રી મળી આવે છે; એટલું જ નહિ, પણ અરબી-ફારસી હસ્તપ્રતોમાં

લહિયાઓ દ્વારા થયેલી નામ તારીખ વગેરેની ભૂલોથી આ લેખો મુક્ત હોઈ ઐતિહાસિક સાધન તરીકે તેઓનું સ્થાન ઊંચું છે. આ અભિલેખોના કેટલાક સંગ્રહ તેમ સૂચિ પ્રકાશિત થયાં છે.[૭]

**(આ) સિક્કા**—ગુજરાતના ચૌદ સુલતાનોમાંથી બાર સુલતાનોના સિક્કા અત્યાર સુધી પ્રાપ્ત થયા છે. જે બે સુલતાનોના સિક્કા મળ્યા નથી તે મુહમ્મદ ૧ લો (ઈ.સ. ૧૪૦૩) અને દાઊદ (ઈ.સ. ૧૪૫૮) છે. આ રાજાઓએ પોતાના સિક્કા પડાવ્યા જરૂર હશે અને ભવિષ્યમાં મળી આવવાની પૂરી વકી છે. એમનો રાજ્યકાલ ટૂંકો હોવાથી સિક્કા પડાયા નહિ હોય એવું અનુમાન ઐતિહાસિક દૃષ્ટિએ ઠીક ન લેખાય, કેમકે 'સિક્કા' એ મુસ્લિમ રાજાઓનો 'ખુત્બા' સાથે અબાધિત અને અતિ મહત્ત્વનો હક હોઈ રાજ્યારોહણ સાથે જ સિક્કા પડાવવાનું કાર્ય પહેલું હાથમાં લેવાતું. સુલતાન સિકંદર(ઈ.સ. ૧૫૨૫)ના સિક્કા, એનો રાજ્ય-અમલ ટૂંકો હોવા છતાં, થોડા સમય પહેલાં મળી આવ્યા છે.

સિક્કાઓ પરના લખાણમાં સુલતાનનું વ્યક્તિત્વ વ્યક્ત થાય છે. શિલાલેખોની જેમ, ભારતના–દિલ્હીના કે પ્રાદેશિક રાજ્યોના–ઇસ્લામી સિક્કાઓની આખી હારમાળામાં માત્ર ગુજરાતના સિક્કા રાજાઓની પૂરી વંશાવળી આપતું લખાણ ધરાવે છે. ગુજરાતના અહમદ ૧ લો અને ૨ જો, મહમૂદ ૧ લો (બેગડો) અને બહાદુર એમ ચાર સુલતાનોના સિક્કાઓમાં એમની પૂરી વંશાવળી આપવામાં આવી છે. એવી બીજી વિશિષ્ટતા આ સિક્કાના પદ્ય-લખાણની છે. અહીં પણ ભારતના પ્રાગ્-મુઘલકાલીન સિક્કાઓમાં પહેલવહેલાં માત્ર ગુજરાતના સુલતાનોના સિક્કાઓમાં ફારસી પદ્યમાં લખાણ જોવામાં આવે છે. પદ્યનું લખાણ માત્ર મુહમ્મદ ૨ જો અને બહાદુરના સિક્કાઓમાં અપનાવવામાં આવ્યું છે.

બહાદુરશાહના સિક્કાઓ પરના લખાણમાં એણે મુઘલ બાદશાહ હુમાયૂં સાથે બાથ ભીડી પોતાને ભારત-સમ્રાટ કહેવડાવ્યો હતો એનો ઉલ્લેખ છે.

એ જ પ્રમાણે ગદ્ય-લખાણ પરથી અમુક સુલતાનોના પોતાના રાજ્યાધિકાર વિશેના વિચારોનો સહેજ ખ્યાલ આવે છે. અહમદ ૨ જાના સિક્કાઓમાં એના નામ સાથે 'ખલીફા'નો ઉલ્લેખ થયો નથી, પણ એના રાજ્યને 'ખિલાફત'ના નામે ઓળખાવાયું છે. સુલતાનોમાં મહમૂદ ૧ લા (બેગડા)ના રાજ્યાધિકારના વર્ષમાં શરૂઆતના તાંબાના સિક્કાઓમાં એનો 'ખલીફા' તરીકે ઉલ્લેખ છે, જે પરથી એણે ખલીફા હોવાનો દાવો કર્યો હતો એમ જણાય છે. સાથે સાથે એમ પણ લાગે છે કે એણે આ દાવો તરત જ મૂકી દીધો હતો, કેમકે પાછળના સિક્કાઓમાં 'ખલીફા'નો ખિતાબ મળતો નથી.

ગુજરાતના સિક્કાઓમાં વર્ષ લગભગ નિયમિત રૂપે તેમજ ટંકશાળ-સ્થાન કોઈ કોઈ વખતે જોવા મળે છે. વર્ષ સાધારણ રીતે આંકડાઓમાં અપાયું હોય છે, પણ મહમૂદ ૧ લા(બેગડા)ના હિ. સ. ૮૭૦(ઈ.સ. ૧૪૬૫-૬૬)થી હિ.સ. ૮૭૯(ઈ.સ. ૧૪૭૪—૭૫)ના એક દસકાના એક ખાસ જાતના સિક્કાઓમાં વર્ષનો નિર્દેશ અરબી શબ્દોમાં થયો છે એ નોંધપાત્ર છે.

આ સિક્કાઓ પરથી ગુજરાતમાં આવેલી ટંકશાળોનો કંઈક ખ્યાલ મળી રહે છે. અત્યાર સુધી પ્રાપ્ય સિક્કાઓ પરથી એમ જણાય છે કે અહમદનગર (હાલનું હિંમતનગર) શહરે હુમાયૂં'ના ઉપનામથી, ચાંપાનેર 'શહરે મુકર્રમ મુહમ્મદાબાદ'ના ઉપનામથી, જૂનાગઢ (મોટા ભાગના સિક્કાઓમાં 'શહેરે મુઅઝ્ઝમ'ના ઉપનામથી), અમદાવાદ ('શહરે આઝમ'ના ઉપનામથી), બુરહાનપુર (હાલ મધ્યપ્રદેશમાં), દોલતાબાદ (વડોદરા) અને દીવ ખાતે ટંકશાળો હતી.

## ૩. સંસ્કૃત-પ્રાકૃત અને જૂની ગુજરાતીમાં લખાયેલી ઇતિહાસોપયોગી કૃતિઓ

ગુજરાતમાં અને ગુજરાત વિશે રચાયેલા પ્રબંધાત્મક સાહિત્યમાં જેઓનું સ્થાન વિશિષ્ટ ગણાય તેવા ગ્રંથો–મેરુતુંગાચાર્ય-કૃત 'પ્રબંધચિંતામણિ'(ઈ.સ. ૧૩૦૫), રાજશેખરસૂરિ-કૃત 'પ્રબંધકોશ' (ઈ.સ. ૧૩૪૯) અને જિનભદ્રસૂરિ-કૃત 'વિવિધતીર્થકલ્પ' (ઈ.સ. ૧૩૩૩ માં સમાપ્ત) મુસ્લિમ સત્તાની સ્થાપના થયા પછી તુરતમાં રચાયા છે. રત્નમંદિરગણિ-કૃત 'ઉપદેશતરંગિણી' (ઈ.સ. ૧૪૬૧ આસપાસ), શુભશીલગણિ-કૃત 'પ્રબંધપંચશતી' અથવા 'કથાકોશ' (ઈ.સ. ૧૪૫૩), સોમધર્મ-કૃત 'ઉપદેશસપ્તતિ' આદિ એ પછીની રચનાઓ છે. બીજું પણ એ પ્રકારનું વિપુલ સાહિત્ય છે, પણ મુસ્લિમ હકૂમતની સ્થાપના પછીની મહત્ત્વની રાજકીય હકીકતો એમાં ભાગ્યેજ આવે છે.

પ્રસ્તુત કાલખંડની ઐતિહાસિક ઘટનાઓને એક અથવા બીજી રીતે વર્ણવતા કે એને પ્રસ્તુત કરતા, સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં, અનેક ગ્રંથ જાણીતા છે.

અંબદેવસૂરિ-કૃત 'સમરારાસ' (ઈ.સ. ૧૩૧૫) જૂની ગુજરાતીમાં આવી એક ઘટના વર્ણવે છે. અલાઉદ્દીન ખલજીના પાટણના સૂબા અલપખાને શત્રુંજય ઉપરના પ્રસિદ્ધ જૈન તીર્થસ્થાનનો ધ્વંસ કર્યો હતો. પાટણના ધનિક ઓસવાળ વણિક સમરાશાહે અલપખાનને સમજાવી, એની પરવાનગી મેળવી એ તીર્થનો જીર્ણોદ્ધાર કર્યો હતો, અને એ નિમિત્તે પાટણથી મોટો સંઘ લઈ એ શત્રુંજય ગયો હતો. આનું વિગતોથી ભરપૂર વર્ણન 'સમરારાસ'માં છે. એ પ્રસંગને કેંદ્રમાં

રાખીને સમરાશાહ અને એના પૂર્વજોનો વૃત્તાંત કક્કસૂરિ-કૃત 'શત્રુંજય-તીર્થોદ્ધાર પ્રબંધ' (જે ઈ.સ. ૧૩૩૬માં સમાપ્ત થયો હતો) નામે સંસ્કૃત ગ્રંથમાં અપાયો છે. શત્રુંજય-તીર્થના ઉદ્ધારના આખા પ્રસંગમાં, સમરાશાહના એક આપ્ત ધર્માચાર્ય તરીકે કક્કસૂરિએ સારો ભાગ ભજવ્યો હોઈ ગ્રંથગત વર્ણન અનેક રીતે પ્રમાણભૂત છે. એમાં સમરાશાહના પૂર્વજોનો તથા એનો પોતાનો પણ વિસ્તૃત વૃત્તાંત છે.

લગભગ આ સમયની એક મહત્ત્વની કૃતિ ઠક્કુર ફેરૂ-કૃત પ્રાકૃત 'દ્રવ્ય-પરીક્ષા'[૮] છે. એ સમયે ભારતના જુદા જુદા પ્રદેશોમાં પ્રચલિત નાનામોટા વિવિધ સિક્કાઓનો પરિચય, એનાં વજન વગેરેની સૂક્ષ્મ વિગત સાથે, ફેરૂએ એમાં આપ્યો છે. એમાં ગુજરાતના સિક્કાઓ તથા ગુજરાતમાં પ્રચલિત સિક્કાઓની વિગતો છે. એવી જ બીજી અગત્યની રચના શ્રીધરાચાર્ય-કૃત 'ગણિતસાર' ઉપરનો રાજકીર્તિ મિશ્રનો ગુજરાતી બાલાવબોધ (ઈ.સ. ૧૩૯૩)[૯] છે. મધ્યકાલીન ગુજરાતનાં તોલ, માપ અને નાણાં વિશે અન્યત્ર એકસાથે નથી મળતી તેવી માહિતી એ કોષ્ઠકોરૂપે આપે છે.

સલ્તનત કાલનાં હિંદુ રાજ્યોમાં ઈડરના રાઠોડોનું, જૂનાગઢના ચૂડાસમાઓનું અને ચાંપાનેરના ખીચી ચૌહાણોનું—એ ત્રણ રાજ્યો સૌથી અગ્રગણ્ય છે. ઈડરના રાજકવિ શ્રીધર વ્યાસે પોતાના રાજા રણમલ્લના વીરત્વની પ્રશસ્તિમાં અવહટ્ઠમિશ્રિત ગુજરાતીમાં રચેલો 'રણમલ્લ છંદ' (ઈ.સ. ૧૪૦૦ આસપાસ) ઈડરે કેંદ્રીય સત્તા સાથે પોતાની સ્વતંત્રતા જાળવવા જે પરાક્રમ કર્યું તેનો વીરત્વપૂર્ણ પવાડો છે. ચાંપાનેર અને જૂનાગઢ રાજ્યોની જાહોજલાલીનું વર્ણન કરતી બે સંસ્કૃત રચના મળી છે તે આ બે રાજ્યો માટે જ નહિ, પણ ગુજરાતના એકંદર રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ માટે ઘણી રસપ્રદ છે. આ બે કૃતિ તે 'ગંગદાસપ્રતાપવિલાસ નાટક' (ઈ.સ. ૧૪૪૯ આસપાસ) અને 'મંડલીક મહાકાવ્ય' (ઈ.સ. ૧૪૬૦ આસપાસ) છે. આ બંનેનો કર્તા ગંગાધર નામે કર્ણાટકી કવિ છે. દ્વારકાની યાત્રા કરી, અમદાવાદના સુલતાનના દરબારમાં થઈને એ ચાંપાનેર આવ્યો હતો. ચાંપાનેરના રાજા ગંગદાસ અને અમદાવાદના સુલતાન મુહમ્મદ ૨ જા વચ્ચેના વિગ્રહનું અને મુહમ્મદની પીછેહઠનું વર્ણન કરતું નવ અંકોનું નાટક એણે ગંગદાસની આજ્ઞાથી રચ્યું હતું અને ચાંપાનેરમાં મહાકાલીના  મંદિરના સભાગૃહમાં એ ભજવાયું હતું. આ મુસ્લિમ અમલ દરમ્યાન ગુજરાતના હિંદુ જીવન ઉપર અનેક દષ્ટિએ પ્રકાશ પાડતું નાટક છે. ૩૦ શ્લોકોમાં કરેલું ચાંપાનેરનું વિગતવાર વર્ણન[૧૦] પુરાતત્ત્વની દૃષ્ટિએ ખૂબ અગત્યનું છે. આ નાટક

ભજવવા માટે નટો કર્ણાટકથી આવ્યા હતા એવો એમાંનો ઉલ્લેખ મહત્ત્વનો છે અને પ્રાચીન કાલથી ચાલતા આવેલા ગુજરાત અને કર્ણાટક વચ્ચેના સાંસ્કૃતિક સંપર્કના સાતત્યનો સૂચક છે. ગંગાધર કવિ તો ઉપર્યુક્ત નાટકની રચના કર્યા પછી કેટલેક સમયે જૂનાગઢ જઈને રહ્યો હોય એમ જણાય છે, કેમકે જૂનાગઢના છેલ્લા હિંદુ રાજા મંડલીકના જીવનને લગતું દસ સર્ગોનું 'મંડલીક મહાકાવ્ય' એણે ત્યાર પછી રચ્યું હતું. મહમૂદ બેગડાએ જૂનાગઢને ઈ.સ. ૧૪૭૨ માં અમદાવાદની સલ્તનતમાં ભેળવી દીધું હતું, પણ આ કાવ્ય એનાથી થોડાં વર્ષ પહેલાં, મંડલીકના રાજત્વનો મધ્યાહ્ન ચાલતો હતો ત્યારે, રચાયું હતું. ઇતિહાસ અને સંસ્કૃતિ બંનેય માટે આ મહાકાવ્ય અમૂલ્ય છે. ગ્રાહરિપુના વંશમાં થયેલો આ મંડલીક છેલ્લો રાજા હતો. ગંગાધરે એના પૂર્વજોની જે વંશાવળી આપી છે તે બીજાં સાધનો સાથે સરખાવવા જેવી છે. સૌરાષ્ટ્રમાં એ કાલે જે બીજા રાજવંશ હતા તેઓમાંના કેટલાકની હકીકત પણ આ કાવ્યમાંથી મળે છે. મંડલીકની રાણીઓ, સંબંધીઓ તેમજ બીજા વ્યક્તિવિશેષો વિશે પણ 'મંડલીક મહાકાવ્ય' ઘણી નવી હકીકત આપે છે. ચૂડાસમા કે યાદવ વંશ ઓછામાં ઓછાં પાંચસો વર્ષ સુધી જૂનાગઢમાં રાજ્ય કરતો હતો, એના ઇતિહાસનાં સાધનોમાં 'મંડલીક મહાકાવ્ય'નું સ્થાન અજોડ છે.

આ સમયની એક મહત્ત્વની ઐતિહાસિક સંસ્કૃત રચના તે મહમૂદ બેગડાનાં પરાક્રમો અને સમૃદ્ધિ વર્ણવતું, ઉદયરાજ-કૃત 'રાજવિનોદ મહાકાવ્ય' (ઈ.સ. ૧૪૬૨ અને ૧૪૬૯ની વચ્ચે) છે. ધાર્મિક કટ્ટરતા માટે પ્રસિદ્ધ મહમૂદ બેગડાએ ઉદયરાજ જેવા હિંદુ પંડિતને પોતાના દરબારી કવિ તરીકે રાખ્યો એ પણ નોંધપાત્ર છે. પ્રયાગદાસના પુત્ર અને રામદાસના શિષ્ય ઉદયરાજે મહમૂદની પ્રશંસા કરતાં એને મહાન પરાક્રમી, પ્રતાપી, અને હિંદુ ધર્મના રક્ષક તરીકે વર્ણવ્યો છે. કર્તાએ આ કૃતિને 'રાજવિનોદ' નામ આપ્યું છે એ સંભવતઃ સૂચક છે. ઇતિવૃત્તમૂલક કાવ્ય કરતાં વિશેષ તો એ વિશુદ્ધ સાહિત્યિક વિનોદ છે.

જાલોરના રાજકવિ પદ્મનાભ-કૃત જૂની ગુજરાતીના કાવ્ય 'કાન્હડદે પ્રબંધ'માં અલાઉદ્દીનના આક્રમણનું વર્ણન હોઈ પ્રસંગ સોલંકી કાલના અંતનો છે, પણ સામાજિક સ્થિતિનું નિરૂપણ કવિના સમયનું છે એ સ્પષ્ટ છે. એ નિરૂપણ એટલું વૈવિધ્યપૂર્ણ અને વિગતભરપૂર છે કે પ્રસ્તુત કાલના અભ્યાસ માટે 'કાન્હડદે પ્રબંધ' એક અગત્યનો સાધનગ્રંથ ગણાય છે. એ જ રીતે લાવણ્યસમય-કૃત ગુજરાતી કાવ્ય 'વિમલપ્રબંધ' (ઈ.સ. ૧૫૧૨) સોલંકી કાલના રાજા ભીમદેવ ૧ લાના મંત્રી વિમલશાહનું પરંપરાગત ચરિત્ર વર્ણવે છે, પણ એમાંનું સમાજ-દર્શન સમકાલીન

સાંસ્કૃતિક અધ્યયન માટે ઉપયોગી છે. આ બંને કૃતિઓ સાથે સરખાવી શકાય તેવી ઐતિહાસિક રચના અમૃતકલશ-કૃત 'હમ્મીરપ્રબંધ' (ઈ.સ. ૧૫૧૮) છે. એમાં તથા નયચંદ્રસૂરિ-કૃત સંસ્કૃત 'હમ્મીરમહાકાવ્ય' (ઈ.સ. ૧૩૮૪ આસપાસ)-માં રણથંભોરના પરાક્રમી રાજા હમ્મીરનું ચરિત્ર આલેખાયેલું છે, છતાં ગુજરાતના ઇતિહાસ સાથે સબંધ ધરાવતી કેટલીક પ્રાસંગિક બાબતો આમાંથી મળે છે અને તત્કાલીન સમાજના અભ્યાસ માટે તો બંને મૂલ્યવાન છે.

પ્રતિષ્ઠાસોમ-કૃત સંસ્કૃત 'સોમ સૌભાગ્ય કાવ્ય' (ઈ.સ ૧૪૯૮)માં વિખ્યાત જૈન આચાર્ય સોમસુંદરસૂરિની જીવનકથા નિરૂપિત હોઈ તત્કાલીન ગુજરાતના સામાજિક અને ધાર્મિક જીવન માટે એ કાવ્ય અગત્યનું છે.

પ્રસ્તુત કાલખંડમાં એ સમયની ગુજરાતી ભાષામાં અનેક ઐતિહાસિક જૈન રાસ રચાયેલા છે.[૧૧] એ રાસો બહુધા કોઈ આચાર્ય સાધુ કે સાધ્વી વિશે અથવા એમના જીવનના કોઈ પ્રસંગ પરત્વે હોય છે, કવચિત્ કોઈ વિશિષ્ટ અને પ્રભાવશાળી ગૃહસ્થ વિશે પણ રાસની રચના થઈ છે.[૧૨] આ રાસો માત્ર જૈન સમાજની નહિ, પણ તત્કાલીન ગુજરાતની ધાર્મિક અને સામાજિક સ્થિતિ ઉપર અનેકવિધ પ્રકાશ પાડે છે. વ્યક્તિગત આચાર્યો કે ગુરુઓ વિશે નાનકડાં સ્તવન કે ફાગુઓ પણ રચાયેલાં છે. નાનાંમોટાં જૈન તીર્થોનું વર્ણન કરતી કે એનો વૃત્તાંત આલેખતી અનેક નાનીમોટી કૃતિઓ મળે છે. આચાર્ય મહેંદ્રપ્રભે (મૃ.: ઈ.સ. ૧૩૮૮) રચેલું 'તીર્થમાલા' પ્રકરણ વિવિધ જૈન તીર્થોનો ઐતિહાસિક કે પરંપરાગત વૃત્તાંત આલેખે છે. અગાઉ જેનો ઉલ્લેખ કર્યો છે તે જિનપ્રભસૂરિ-કૃત 'વિવિધતીર્થકલ્પ' એક પ્રકારની તીર્થમાલા જ છે. જૂની તીર્થમાલાઓ કે ચૈત્યપરિપાટીઓના કેટલાક સંગ્રહ પણ પ્રગટ થયા છે.[૧૩] કેટલાંક વિશિષ્ટ નગરો વિશેની ચૈત્ય-પરિપાટીઓ તે તે નગરના ઇતિહાસ માટે પણ કામની છે.

જૈનોના જુદા જુદા ગચ્છોની ગુરુ-પરંપરા વર્ણવતી ગુર્વાવલીઓ કે પટ્ટાવલીઓ પણ ધાર્મિક-સામાજિક ઇતિહાસ માટે તથા એમાં સંગૃહીત પ્રકીર્ણ છતાં રસપ્રદ માહિતી માટે નોંધપાત્ર છે. મુનિ સુંદરસૂરિ-કૃત 'ગુર્વાવલી' (ઈ.સ. ૧૪૧૦) અને જૂની ગુજરાતીમાં રચાયેલ અજ્ઞાતકર્તૃક 'વીરવંશાવલી' (ઈ.સ. ૧૭૫૦) ઉપરાંત સંસ્કૃત અને ગુજરાતીમાં અનેક નાનીમોટી પટ્ટાવલીઓ ઉપલબ્ધ છે. આ પટ્ટાવલીઓમાં વિવિધ ઘટનાઓનાં વર્ષોનો ઉલ્લેખ વિપુલ પ્રમાણમાં થયેલો છે એ વસ્તુ આપણાં ઐતિહાસિક સાધનોમાં ખૂબ મહત્ત્વની છે.

આવું જ મહત્ત્વ રાજવંશાવલિઓનું છે. રંગવિજયે 'ગુર્જરદેશભૂપાવલી'—(ઈ.સ. ૧૮૦૯) માં પોતાના સમય સુધીની ગુજરાતની રાજવંશાવલીઓ આપી છે. વળી ગ્રંથભંડારોમાં છૂટક હસ્તલિખિત પાનાંરૂપે સચવાયેલી અનેક વંશાવલીઓ મળે છે તેઓમાં ઉલ્લિખિત સાલવારી તથા પ્રાસંગિક હકીકતો દ્વારા પ્રસ્તુત કાલના રાજકીય ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડે છે.[૧૪]

ગુજરાતની વિવિધ જ્ઞાતિઓનાં જ્ઞાતિપુરાણો મુસ્લિમ રાજ્યસત્તાની સ્થાપના પછી રચાયેલાં હોઈ આપણા અભ્યાસપાત્ર કાલ માટે કામનાં છે. એમાં અપાયેલ વૃત્તાંત આનુશ્રુતિક તથા પૌરાણિક કથનરીતિથી રંગાયેલા હોવા છતાં જે કાલમાં જ્ઞાતિભેદોનો ગુણાકાર થયે જતો હતો તે કાલની સામાજિક સ્થિતિના અભ્યાસ માટે એ મૂલ્યવાન સામગ્રી પૂરી પાડે છે.[૧૫]

ગ્રંથકારોની પ્રશસ્તિઓ તથા હસ્તલિખિત ગ્રંથોના લહિયાઓની પુષ્પિકાઓ વડે રાજકીય સામાજિક અને સાહિત્યિક ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પડે છે. સલ્તનત–કાલમાં ઉપલબ્ધ હસ્તપ્રતોની સંખ્યાની, અગાઉની તુલનાએ, વિપુલતા હોઈ પ્રશસ્તિ-પુષ્પિકા આદિ સામગ્રીનું પણ વૈપુલ્ય છે.

આ સામગ્રી વિપ્રકીર્ણ સ્વરૂપની હોવા છતાં ખૂબ રસપ્રદ અને ઉપયોગી છે, કેમકે જે તે સમયના સમાજ અને સંસ્કૃતિનાં અનેક પાસાં ઉપર એ પ્રકાશ પાડે છે. વિવિધ જ્ઞાતિઓ, પેટાજ્ઞાતિઓ, પંથો, ગચ્છો અને કુટુંબોના સામાજિક અને ધાર્મિક ઇતિહાસ વિશે બીજાં સાધનોમાંથી ભાગ્યેજ મળે તેવી માહિતી આપે છે, તથા સ્થળનામોના અભ્યાસ માટે તો ખરેખર અમૂલ્ય છે.

આ સિવાય બીજા એક પ્રકારનું ઐતિહાસિક સાધન છે દસ્તાવેજો. સોલંકી-કાલના દસ્તાવેજો "લેખપદ્ધતિ"માં સંઘરાયા છે, પણ સમકાલીન દસ્તાવેજોની પ્રત્યક્ષ ઉપલબ્ધિ આ કાલખંડમાં જ થાય છે.[૧૬] દસ્તાવેજોમાં તત્કાલીન રાજા ઉપરાંત સ્થાનિક રાજ્યાધિકારીઓનો ઉલ્લેખ હોય છે અને જે ગ્રામ યા નગરમાં દસ્તાવેજ લખાયો હોય ત્યાંની સ્થિતિ ઉપરાંત દૈનિક અને વ્યાવહારિક જીવનની નાની–મોટી અનેક વિગતોની એ નોંધ લે છે. મુસ્લિમ સત્તાની સ્થાપના પછી કચેરીઓનું એકંદરે કામ ફારસીમાં ચાલવા છતાં ગુજરાતીમાં લખાયેલા દસ્તાવેજો નોંધાતા અને અગાઉની પરંપરાને અનુસરીને કવચિત્ સંસ્કૃત દસ્તાવેજો પણ મંજૂર રખાતા અને નોંધાતા.[૧૭] ઇતિહાસ ઉપરાંત ભાષા અને શબ્દપ્રયોગોની દૃષ્ટિએ પણ આ દસ્તાવેજો અભ્યાસપાત્ર છે.

બીજું કેટલુંક સાહિત્ય આ સમય ઉપર પ્રકાશ પાડે છે. માણિક્યસુંદર-સૂરિ-કૃત વર્ણકપ્રધાન ગદ્ય કાવ્ય 'પૃથ્વીચંદ્રચરિત' (ઈ.સ. ૧૪૨૨) અને અજ્ઞાતકર્તૃક 'વર્ણકસમુચ્ચય' આદિમાં સંગૃહીત વિવિધ વર્ણકો ભૌતિક જીવનનાં અનેક અંગ સમજવામાં ઉપયોગી છે. હીરાણંદસૂરિ-કૃત 'કલિકાલ–રાસ' અને 'કલિકાલ–બત્રીસી' (ઈ.સ. ૧૪૨૮ આસપાસ) તથા સંવેગસુંદર-કૃત 'સાર--શિખામણ રાસ' (ઈ.સ. ૧૪૯૨) જેવી રચનાઓ સમકાલીન પરિસ્થિતિ અને માન્યતાઓનું પ્રતિબિંબ પાડે છે. ગણપતિ-કૃત 'માધવાનલકામકંદલાપ્રબંધ' (ઈ.સ. ૧૫૧૬) પરંપરાગત લૌકિકકથા ઉપર આધારિત કાવ્ય-કૃતિ હોવા છતાં એમાંની તાદૃશ અને વિપુલ વર્ણન-સમૃદ્ધિના કારણે સમકાલીન સમાજનું જાણે કે દર્પણ બની જાય છે.

## ૪. સંસ્કૃત-ગુજરાતી અભિલેખો

ઇસ્લામી સ્મારકોને લગતા અભિલેખ અરબી–ફારસીમાં છે, પરંતુ મંદિરો વાવો વગેરેને લગતા અભિલેખ સંસ્કૃતમાં અથવા સંસ્કૃત–ગુજરાતીમાં છે. સલ્તનત કાલના અભિલેખોમાં લગભગ ત્રણસો જેટલા સંસ્કૃત અને સંસ્કૃત–ગુજરાતી શિલાલેખ મળ્યા છે,[૧૮] જ્યારે પ્રતિમાલેખોની સંખ્યા તો લગભગ ચોત્રીસસો જેટલી થાય છે.[૧૯] આ આંકડા પ્રસિદ્ધ થયેલા અભિલેખોના છે. અપ્રસિદ્ધ રહેલા અભિલેખ ઘણા છે, ખાસ કરીને પ્રતિમાલેખો તથા પાળિયા-લેખો. શિલાલેખોમાંના ઘણા લેખ શિલા-ફલકો અને પાળિયા પર અને થોડા લેખ શિલાસ્તંભ પર કોતરેલા છે. પ્રતિમાલેખોમાં ઘણા લેખ ધાતુપ્રતિમાઓ પર અને થોડા લેખ પાષાણપ્રતિમાઓ પર કોતરાયા છે.

શિલાફલક પર કોતરેલા અભિલેખ સામાન્યતઃ મંદિર વાવ કૂવા તળાવ વગેરે સ્થળોએથી મળે છે. એમાં મોટે ભાગે દેવાલયો વાપીઓ કૂપો વગેરે પૂર્ત-કાર્યોના નિર્માણની કે દેવાલયોના જીર્ણોદ્ધારની હકીકત નોંધવામાં આવી હોય છે. આમાંના કેટલાક અભિલેખો પરથી તે તે કાલના હિંદુ કે મુસ્લિમ રાજાઓ, રાજ્યના અધિકારીઓ, આક્રમણો ઇત્યાદિ રાજકીય હકીકત વિશે પણ કેટલીક આનુષંગિક માહિતી પ્રાપ્ત થાય છે.

પૂર્તકાર્યોના નિર્માણને લગતા અભિલેખોમાંના કેટલાક વાપી–નિર્માણને લગતા છે. એમાં માંગરોળ(સોરઠ)નો વિ.સં. ૧૩૭૫ નો, મહુવાનો વિ.સં. ૧૪૩૭ નો, પ્રભાસપાટણનો વિ.સં. ૧૪૪૨ નો, ધોળકાનો વિ.સં. ૧૪૬૬ નો, તારાપુર(તા ખંભાત) નો વિ.સં. ૧૫૧૮ નો, ખંભાતનો વિ.સં. ૧૫૩૯ નો, અડાલજનો વિ.સં.

૧૫૫૫નો, અમદાવાદનો વિ.સં. ૧૫૫૬ નો અને માણસાનો વિ.સં. ૧૫૮૨ નો શિલાલેખ જેવા અનેક અભિલેખ નોંધપાત્ર છે.[૨૦] ક્યારેક કૂવા તળાવ અને ધર્મશાળાના નિર્માણને લગતા લેખ કોતરાયા છે. કેટલાક શિલાલેખોમાં ભૂમિદાનની હકીકત પણ આપેલી છે; જેમકે ધામળેજના વિ. સં. ૧૪૩૭(ઈ.સ. ૧૩૮૦)ના અભિલેખમાં વાજા વંશના રાજાએ બ્રાહ્મણોને મેઘપુર નામે અગ્રહારનું દાન દીધાનું જણાવ્યું છે.[૨૧] ક્યારેક વર્ષાસનો, રસાયણો (રસાલ પીણાં), સ્વાદિષ્ઠ ભોજનો તથા સુંદર વાસણોના દાનની હકીકત પણ નોંધાઈ છે.[૨૨]

પાળિયા સામાન્ય રીતે તળાવની પાળે, ગામના પાદરે કે યુદ્ધભૂમિની આસપાસ ઊભા કરેલા હોય છે. એ મોટે ભાગે યુદ્ધ કરતાં કરતાં, ગામનું રક્ષણ કરતાં કે ગામની વહારે ધાતાં વીરગતિ પામ્યા હોય તેવા યોદ્ધાઓની યાદગીરી દર્શાવે છે ને એના પરના લેખમાં એ ઘટનાનો તથા એના સમયનો નિર્દેશ કરી એ વીર પુરુષનાં નામ તથા કુળ નોંધવામાં આવે છે. કેટલીક વાર આવા યોદ્ધાની પાછળ એની પત્ની સતી થતી ને એની યાદગીરીમાં એ સતીનો પાળિયો પણ કરવામાં આવતો. એ પાળિયો પરના લેખમાં એ સતીનું નામ, એના પતિનું નામ વગેરે હકીકત સતી થયાના સમયનિર્દેશ સાથે જણાવવામાં આવે છે.

પ્રતિમા-લેખો ઘણું કરીને મંદિરોમાં રહેલી પ્રતિમાઓની બેસણી પર કે ક્યારેક પીઠ પર કોતરેલ હોય છે. આ કાલના પ્રતિમા-લેખોમાંના ઘણા લેખો જૈન પ્રતિમાઓ પર કોતરેલા છે. એમાંના ઘણા લેખ આબુ શત્રુંજય ગિરનાર પાવાગઢ તારંગા વગેરે પર્વતો પરનાં જૈન મંદિરોમાં મળ્યા છે. પ્રતિમા-લેખોમાં પ્રતિષ્ઠાના સમયનિર્દેશ ઉપરાંત પ્રતિષ્ઠિત તીર્થંકરનું નામ, પ્રતિષ્ઠા કરાવનારનાં નામ કુલ જ્ઞાતિ પરિવાર વગેરે, પ્રતિષ્ઠા કરાવવાનો હેતુ, પ્રતિષ્ઠા કરનાર સૂરિનાં નામ અને ગુરુ ગચ્છ વગેરે વિગત નોંધવામાં આવે છે.

આ અભિલેખો પરથી તત્કાલીન રાજકીય ઇતિહાસને ઉપયોગી કેટલીક આનુષંગિક માહિતી મળે છે. ખાસ કરીને તે તે દેવાલય-નિર્માણ પ્રતિમા-પ્રતિષ્ઠા અને વાપીનિર્માણ જેવી નોંધપાત્ર ધાર્મિક પ્રવૃત્તિઓ વિશે જાણવા મળે છે જ. એને લગતી વિગતો પરથી એ કાલનાં જ્ઞાતિઓ ગચ્છો વ્યક્તિઓ સ્થળનામો મનુષ્યનામો ઇત્યાદિ વિવિધ સામાજિક-સાંસ્કૃતિક બાબતોને લગતી કેટલીક વિગત ઉપલબ્ધ થાય છે.



ઘણાખરા અભિલેખોમાં સમયનિર્દેશ કરેલો હોઈ એ પરથી આ કાલની કાલગણના-પદ્ધતિનો ખ્યાલ આવે છે. આ કાલના સર્વ સંસ્કૃત અભિલેખોમાં

કરેલા સમયનિર્દેશમાં વિક્રમ સંવતનું વર્ષ આપ્યું હોય છે. એમાં મુખ્ય પદ્ધતિ કાર્તિકાદિ વર્ષની અને અમાંત માસની પ્રચલિત હતી, છતાં હાલારમાં કાર્તિકાદિને બદલે આષાઢાદિ વર્ષ પ્રચલિત હોવાનું સંભવે છે.

ક્યાંક વિક્રમ સંવતના વર્ષની સાથે 'ભાવ', 'વિક્રમ' 'પ્રજાપતિ' અને 'સાધારણ' જેવા સંવત્સરોનું નામ પણ આપવામાં આવે છે. આ સંવત્સરો ઉત્તર ભારતની પદ્ધતિ પ્રમાણેના સાઠ બાર્હસ્પત્ય સંવત્સરોના ચક્ર પ્રમાણે બંધ બેસે છે.

મહમૂદ બેગડાના સમયના દાહોદ અભિલેખમાં ઇસ્લામી બાંધકામોને લગતો વિષય હોવાથી વિક્રમ સંવત અને શક સંવત ઉપરાંત હિજરી સન આપેલ છે.

આ કાલના ઘણા અભિલેખ શુદ્ધ સંસ્કૃત ભાષામાં લખાયા છે. એમાં કેટલીક સુંદર પ્રશસ્તિઓનો સમાવેશ થાય છે; જેમકે પંડિત વિશ્વેશ્વરે લખેલી એ વર્ષની મહુવા-પ્રશસ્તિ,[૨૩] નાગર દ્વિજ કવિ શ્યામલે રચેલી વિ.સં. ૧૪૭૩ (ઈ.સ. ૧૪૧૭)ની જૂનાગઢ–પ્રશસ્તિ,[૨૪] અડાલજની વાવને લગતી વિ.સં. ૧૫૫૫ (ઈ.સ. ૧૪૯૯)ની પ્રશસ્તિ[૨૫] અને શત્રુંજય પર કર્મરાજે કરાવેલા સપ્તમ ઉદ્ધારને લગતી વિ.સં. ૧૫૮૭(ઈ.સ. ૧૫૩૨)ની પ્રશસ્તિ.[૨૬]

આ પ્રશસ્તિઓ મોટે ભાગે પૂર્તકાર્યોના નિર્માણને લગતી હોય છે. આ કાલના કેટલાક અભિલેખ પૂરેપૂરા પદ્યબદ્ધ છે, કેટલાક ગદ્યપદ્યનું મિશ્રણ ધરાવે છે, તો ઘણા લેખ સાદા ગદ્યમાં લખાયા છે.

પાળિયા પરના લેખો તથા પ્રતિમા-લેખોમાં વિષયની રજૂઆત સાદા ગદ્યમાં થઈ હોય છે. કેટલાક પાળિયા-લેખોમાં સંસ્કૃત રચના-શૈલીની અંદર તત્કાલીન ગુજરાતી ભાષાના પ્રયોગ જોવા મળે છે,[૨૭] તો કેટલાક લેખોમાં પહેલાં મિતિ વગેરે સંસ્કૃતમાં આપીને પછીનો ભાગ ગુજરાતીમાં આપવામાં આવ્યો હોય છે.[૨૮]

આ અભિલેખો પરથી તત્કાલીન ભાષાની જેમ તત્કાલીન લિપિનું સ્વરૂપ પણ જાણવા મળે છે. સંખ્યાના અંક સામાન્ય રીતે અંક-ચિહ્નો દ્વારા દર્શાવાતા, પરંતુ પદ્ય-રચનામાં એને બદલે શબ્દ-સંકેત પ્રયોજાતા,[૨૯] જિહ્વામૂલીય તથા ઉપધ્માનીય ચિહ્નોનો પ્રયોગ લુપ્ત–પ્રાય થયો છે. 'અ'નો લોપ દર્શાવવા માટે અવગ્રહનું ચિહ્ન પ્રયોજાતું.[૩૦]



આમ સંસ્કૃત અભિલેખો પરથી આ કાલનાં લિપિ, ભાષા, કાલગણના, ધાર્મિક પ્રવૃત્તિઓ, સમકાલીન શાસકો, યાદગાર ઘટનાઓ ઇત્યાદિ વિશે ઠીક ઠીક માહિતી પ્રાપ્ત થાય છે.

## ૫. ફિરંગી લખાણો

મહમૂદ બેગડાના સમયથી ફિરંગીઓએ ગુજરાતમાં પગપેસારો કર્યો હતો ને બહાદુરશાહના સમયમાં દીવમાં કિલ્લો બાંધ્યો હતો, આથી ગુજરાતની સલ્તનતના ઇતિહાસમાં એ કાલના ફિરંગીઓની નોંધો ઉપયોગી નીવડે છે.

દક્ષિણ ભારતમાં કોચીન વગેરે સ્થળોએ ઈ.સ. ૧૫૦૦–૧૫૧૭ દરમ્યાન વહીવટ કરતા ફિરંગી અમલદાર બારબોસાએ વતન પાછા ફરતાં હિંદી મહાસાગરના કિનારા પર આવેલા દેશો અને એના લોકો વિશે માહિતી આપતો પ્રવાસગ્રંથ લખ્યો હતો.[31] એણે મહમૂદ બેગડાના ઉત્તરાધિકારી મુઝફ્ફર ૨ જાના સમયમાં ઈ. સ. ૧૫૧૫ ના અરસામાં ગુજરાતની મુલાકાત લીધી હતી, આથી એના પ્રવાસગ્રંથમાં ગુજરાતની સલ્તનત, એની વસ્તી અને લોકોની હુન્નરકળાઓ, તેઓના રીતરિવાજ, ગુજરાતનાં શહેરો અને બંદરોનો વેપાર અને સમૃદ્ધિ વગેરે વિશે ઠીક ઠીક માહિતી આપેલી છે. બંદરોમાં રાંદેર અને દીવ વિશે એણે ખાસ માહિતી આપી છે.

ફિરંગી સરકારે હિંદનાં ફિરંગી મથકોના વહીવટ માટે ૧૫૦૯ માં એલ્ફોન્ઝો–દ–આલ્બુકર્કને સૂબો નીમેલો અને એણે ૧૫૧૫ સુધી સૂબાગીરી સંભાળેલી. એ દરમ્યાન ફિરંગી રાજાને લખેલા બધા અસલ પત્રો અને હેવાલો એના મૃત્યુ (૧૫૧૫) બાદ એના પુત્ર બાઝ–દ–આલ્બુકર્કે એકત્રિત કર્યા ને એનો સંગ્રહ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કર્યો. એમાં ફિરંગીઓ અને ગુજરાતની સલ્તનત વચ્ચેના રાજકીય સંબંધો વિશે ઘણી કિંમતી અને સમકાલીન સામગ્રી સાંપડે છે. આલ્બુકર્કે ૧૫૧૪ માં ગુજરાતના સુલતાન પાસે મોકલેલા એલચીમંડળની કામગીરીનો એમાં વિગતવાર વૃત્તાંત આપેલો છે. વળી એમાં ગુજરાતનો વિશાળ દરિયાકિનારો, એનાં મહત્ત્વનાં કાફલા–મથકો અને ત્યાંના મશહૂર ખલાસીઓ વિશે રસપ્રદ માહિતી આપવામાં આવી છે.

આલ્બુકર્કની સૂબાગીરી દરમ્યાન એના સચિવ તરીકે ૧૫૧૨ માં હિંદ આવેલા ગેસ્પરે અહીં છેક ૧૫૫૦ સુધી કામગીરી બજાવેલી. એણે ૧૪૯૭ થી ૧૫૫૦ સુધીના હિંદના ફિરંગી ઇતિહાસ વિશે માહિતીપૂર્ણ ગ્રંથ લખ્યો છે. એમાંના ઘણા બનાવ એણે જાતે જોયા હતા ને કેટલાક બનાવોમાં સીધો સક્રિય ભાગ લીધો હતો. આલ્બુકર્કે ૧૫૧૪ માં મુઝફ્ફર ૨ જા પાસે મોકલેલા એલચી-મંડળની કામગીરી વિશે તેમજ ૧૫૩૧ માં એ સમયના ફિરંગી સૂબા નુનો–દ–કુન્હાએ દીવ પર મોકલેલા નૌકાદળની કામગીરી વિશે ગેસ્પર ઘણો લાંબો અને

વિગતવાર વૃત્તાંત આપે છે. દીવને માટે ફિરંગીઓ અને ગુજરાતની સલ્તનત વચ્ચે ચાલેલા લાંબા વિગ્રહનું ફિરંગી બયાન જણાવવામાં ગેસ્પરનો ગ્રંથ આંખે દીઠા હેવાલ તરીકે ઘણો ઉપયોગી નીવડ્યો છે.

## ૬. પુરાવસ્તુકીય સાધનો

આ કાલનાં સ્થાપત્યકીય સ્મારકોમાં કેટલાંક નવનિર્મિત દેવાલયો તેમજ જીર્ણોદ્ધાર પામેલાં કેટલાંક જૂનાં દેવાલયોના સંસ્કારિત તથા અભિવર્ધિત અંશ ખાસ નોંધપાત્ર છે. એમાં કેટલાંક જૈન મંદિરોનો પણ સમાવેશ થાય છે. આ કાલનાં સ્થાપત્યકીય સ્મારકોમાં દેવાલયો તથા જિનાલયો ઉપરાંત અનેક મસ્જિદો દરગાહો રોજા કબરો ઈદગાહોનો ઉમેરો થાય છે.

એમાં ખંભાત ધોળકા માંગરોળ(સોરઠ) અમદાવાદ સરખેજ ચાંપાનેર વગેરે સ્થળોની મસ્જિદો ગણનાપાત્ર છે. મસ્જિદના સ્થાપત્યકીય સ્વરૂપમાં ગુજરાતમાં કેટલાંક વિશિષ્ટ લક્ષણ ઘડાયાં. એવી રીતે આ કાલમાં કેટલાંક નવાં નગર બંધાયાં, ખાસ કરીને જૂનાં નગરોની બાજુમાં, જેમકે અહમદાબાદ-(અમદાવાદ) મહમૂદાબાદ(મહેમદાવાદ) અને મુહમ્મદાબાદ(ચાંપાનેર). મધ્યકાલીન નગરરચનાની દૃષ્ટિએ આ નવાં નગરોની રચના અભ્યાસ કરવાલાયક છે. એના કિલ્લા બુરજ અને દરવાજા પણ અવલોકનીય છે. લૌકિક સ્થાપત્યમાં એ ઉપરાંત કેટલાક સુંદર વાવો કૂવા તળાવ ઉપવનો વગેરેનું પણ નિર્માણ થયું; જેમ કે અડાલજની વાવ, કાંકરિયા તળાવ (હોજે કુત્બ) અને મહેમદાબાદનું ભમ્મરિયા કૂવા સાથેનું આહુખાના (મૃગોપવન).

હિંદુ તથા જૈન મંદિરોમાં પ્રતિમાઓ તથા ઇતર શિલ્પકૃતિઓ દ્વારા શિલ્પકલાનું ખેડાણ ચાલુ રહ્યું, પરંતુ સોલંકી કાલની સરખામણીએ એમાં એ કાલનાં વળતાં પાણી વરતાય છે. ઇસ્લામી સ્થાપત્યમાં શિલ્પકલાનો અવકાશ ઘણો સીમિત રહ્યો, પરંતુ એ સીમિત ક્ષેત્રમાં ફૂલવેલની તેમજ ભૌમિતિક આકૃતિઓ કંડારવામાં વિવિધ અને બારીક નકસીકામનું કૌશલ ખીલ્યું.

આ કાલની ચિત્રકલામાં ભિત્તિચિત્રોના નમૂના જવલ્લે મળે છે, પરંતુ હસ્તલિખિત પ્રતોમાં આલેખાયેલાં લઘુચિત્રોમાં પશ્ચિમી ભારતની વિશિષ્ટ કલાશૈલી જોવા મળે છે. 

સલ્તનત કાલના સિક્કાઓમાં પ્રાચીન કાલના સિક્કાઓ પર અંકિત થતી એવી વિવિધ આકૃતિઓ જોવા મળતી નથી, પરંતુ આકાર માપ ધાતુ વગેરેનું વૈવિધ્ય તેમજ એમાં મુદ્રાંકિત થતા લખાણમાં સુલેખનકલાની શૈલીઓનું વૈવિધ્ય નોંધપાત્ર ગણાય.

આ કાલનાં ઘણાં નગર ચાલુ વસ્તીવાળાં છે. કેટલાંક વેરાન સ્થળોએ સલ્તનત કાલનાં ખંડેરોના અવશેષ પ્રાપ્ત થયા છે, પરંતુ જેમ આ કાલના ચાંપાનેરના નગર-આયોજનનું સ્થળતપાસ તથા ઉત્ખનન દ્વારા વિગતવાર અન્વેષણ થયું છે તેમ આ કાલનાં અન્ય નગરોનું ઉત્ખનન દ્વારા વિગતવાર અન્વેષણ ભાગ્યેજ થયું છે.

## પાદટીપો

૧. દા. ત. 'मिर्आते सिकंदरी'માં.

૨. S. A. I. Tirmizi, *Some Aspects of Medieval Gujaeat* (Delhi, 1968)

૩. જેવાં કે, 'मिर्आते सिकंदरी', 'ज़फरुल्वालिह बे मुज़फ़्फर व आलिह', 'तबक़ाते अकबरी' અને 'तारीखे फिरिश्ता'માં.

૪. હાજી ઉદ્દબીર, 'ज़फरुल्वालिह बे मुज़फ़्फर व आलिह', ભાગ ૧, પૃ. ૧૦૦

૫. પ્રો. મુહમ્મદ ઇબ્રાહીમ દારના મત અનુસાર આ પુસ્તક લગભગ ઈ.સ. ૧૫૯૪-૯૫માં લખાયું હતું M Dar, 'Mirat-i Sikandari: Its date of composition,' *Proceedings of the Indian History Congress*, 1948, pp. 159 ff.

૬. દા. ત. 'मआसिरे महमूदशाही', 'तबक़ाते अकबरी', 'मिर्आतुल ममालिक', 'रियाजुल्-इन्शा', 'अन्-नूहस्सा फिर अन-अख़ बारिल-क़र्निल् आशिर' વગેરે.

૭. દા.ત. Corpus Inscriptions Bhavanagari, Epigraphia Indo-Moslemika, Epigraphia Indica : Arabic and Persian Supplement, Annual Report on Indian Epigraphy નાં જુદાં જુદાં વર્ષોના રિપોર્ટ વગેરે.

૮. રાજસ્થાન પુરાતન ગ્રંથમાળામાં પ્રકાશિત, ફેરૂ-કૃત रत्न–परीक्षा આદિ ગ્રંથો સાથે द्रव्य–परीक्षा પણ છપાયેલ છે. द्रव्य–परीक्षाમાં રચનાવર્ષ નથી, પણ ફેરૂની અન્ય કૃતિઓ પૈકી युगप्रधान-चतुष्पदिका ઈ.સ. ૧૨૮૧માં તથા वास्तुसार, रत्नसागर અને ज्योतिषसार ઈ.સ. ૧૩૧૬ માં રચાઈ છે, વળી દિલ્હીના શ્રીમાળી શેઠ રયપતિએ ઈ.સ. ૧૩૨૪ માં શત્રુંજયનો સંઘ કાઢ્યો હતો એમાં ફેરૂ સામેલ થયો હતો.

૯. ભો. જ. સાંડેસરા, 'મધ્યકાલીન ગુજરાતના તોલમાપ અને નાણાં વિશે કેટલીક માહિતી'. બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન નિબંધસંગ્રહ, અમદાવાદ, ૧૯૩૬. વળી જુઓ "Weights, Measures and Coinage of Mediaeval Gujarat", *Journal of the Numismatic Society of India*, Vol. VIII, pp. 138 ff.

૧૦. ચાંપાનેરના કિલ્લાને ઘેરો ઘાલીને મુસ્લિમ સૈન્ય પડેલું છે તે વખતે ઘેરાયેલા ચાંપાનેરનો નકશો પટ ઉપર સુલતાનને સમજાવવામાં આવે છે એ પ્રસંગમાં આ વર્ણન પ્રસ્તુત થયું છે એ ઘણું નોંધપાત્ર છે.

૧૧. ઉદાહરણ તરીકે આ પ્રકારના રાસાઓના પ્રકાશિત સંગ્રહો માટે જુઓ જિનવિજયજી, 'जैन ऐतिहासिक गुर्जर काव्यसंग्रह'; અગરચંદ નાહટા અને ભંવરલાલ નાહટા, 'ऐतिहासिक जैन काव्यसंग्रह'; વિજયસૂરિજી, 'ऐतिहासिक राससंग्रह', ભાગ ૧ થી ૩; વિદ્યાવિજયજી, 'ऐतिहासिक राससंग्रह', ભાગ ૪.

૧૨. ઉદાહરણ તરીકે જુઓ, મહમૂદ બેગડાના સમયમાં પડેલા ભયંકર દુષ્કાળ વખતે એક વર્ષ સુધી અન્નદાન કરનાર ખેમા દેદરાણી અથવા ખેમા હડાલિયાની દાનશૂરતા વર્ણવતો, ઈ.સ. ૧૬૮૫ માં રચાયેલો, લક્ષ્મીરત્ન-કૃત 'खेमा हडालियानो रास', વિજયધર્મસૂરિ-સંપાદિત, 'ऐतिहासिक राससंग्रह', ભાગ ૧, પૃ. ૬૨-૭૨.

૧૩. ઉદાહરણ તરીકે જુઓ વિજયધર્મસૂરિજી, 'प्राचीन तीर्थमालासंग्रह'.

૧૪. ઉદાહરણ તરીકે જુઓ ભો. જ. સાંડેસરા, 'ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસની કેટલીક સાધન-સામગ્રી', ફાર્બસ ગુજરાતી સભાનું ત્રૈમાસિક, પુ. ૬, પૃ. ૨૧૨-૨૨૮, જેમાં ચાર રાજવંશાવલીઓ તથા ઐતિહાસિક સાલવારી આપતા અન્ય પત્રો રજૂ થયા છે.

૧૫. જ્ઞાતિપુરાણો વિશેની મુદ્દાસર સંક્ષિપ્ત માહિતી માટે, જુઓ કનૈયાલાલ ભાઈશંકર દવે, 'ગુજરાતનાં જ્ઞાતિપુરાણો અને તીર્થ માહાત્મ્યો.'

૧૬. ભોગીલાલ સાંડેસરા, 'ગુજરાતનાં જૂનાં ખતપત્રો અને દસ્તાવેજો', ગ્રંથ અને ગ્રંથકાર, પુસ્તક ૬, પૃ. ૪૭-૬૩

૧૭. ઈ.સ. ૧૪૦૭ ના સંસ્કૃત ગૃહવિક્રયપત્ર માટે જુઓ ગુજરાત સંશોધન મંડળનું ત્રૈમાસિક, પુ. ૧૧, પૃ. ૯૦-૯૧. વળી ઈ.સ. ૧૯૪૧ ના સંસ્કૃત વિભંગપત્ર (વહેંચણી દસ્તાવેજ) અને ઈ.સ. ૧૫૦૬ના ગૃહવિક્રયપત્ર માટે જુઓ 'પુરાતત્ત્વ'', પુ. ૪, અંક ૧, પૃ. ૯.

૧૮. ઇ. વિ. ત્રિવેદી, ગુ. ઇ. સં., ખં. ૪, લેખ ૧ થી ૨૯૪. મૈત્રક કાલના અભિલેખ લગભગ દોઢસો જેટલા મળેલા છે, એમાં ઘણાખરા તામ્રપત્રો પર કોતરેલાં દાનશાસનો-રૂપે છે (જુઓ પ્ર. ચિ. પરીખ, ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૨, લેખ ૨૫ થી ૧૬૬). સોલંકી કાલના અભિલેખ અઢીસો જેટલા મળેલા છે, જેમાં અડધો જેટલા શિલાલેખ છે (એજન, લેખ ૧૯૮ થી ૪૨૯).



૧૯. ઇ. વિ. ત્રિવેદી, ગુ. ઇ. સં., ખંડ ૫, લેખ ૧ થી ૩૩૭૩. સોલંકી કાલના છસોસાતસો જેટલા પ્રતિમાલેખ પ્રાપ્ત થયા છે. (જુઓ ન. આ. આચાર્ય, ગુ. ઇ. સં., ખંડ ૩, લેખ ૧ થી ૬૬૮.)

૨૦. ઇ. વિ. ત્રિવેદી, 'ગુજરાતના મુસ્લિમકાલીન સંસ્કૃત અભિલેખોમાંથી મળતી માહિતી', પૃ. ૨૫૯ થી ૨૯૨

૨૧. Diskalkar, *Inscriptions of Kathiawad*, No. 39

દષ્ટાંતો માટે જુઓ ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૯-૨૫૧.

૨૨. એજન, પૃ ૨૫૧

૨૩. Diskalkar, op. cit., No. 39

૨૪. Ibid., No. 68

૨૫. હરિપ્રસાદ શાસ્ત્રી, 'અડાલજની વાવનો શિલાલેખ', બુદ્ધિપ્રકાશ, વર્ષ ૧૦૪, પૃ. ૧૯-૨૩

૨૬. Diskalkar, ibid., No. 95

૨૭. Ibid., Nos. 37, 61, 76, 85

૨૮. Ibid., Nos. 88, 90, 98, 101, 102

૨૯. Ibid., Nos. 49, 69, 75, 76, 95

૩૦. પ્રાક્-સોલંકી કાલમાં આવું કોઈ ચિહ્ન ભાગ્યેજ પ્રયોજાતું અને અગાઉ શબ્દો વચ્ચે ખાલી જગા રાખવામાં આવતી નહિ, આથી અર્થ સંદિગ્ધ રહેતો, જેમકે *युद्धेसमर्थः* = (૧) *युद्धे समर्थः* અથવા (૨) *युद्धेऽसमर्थः*

૩૧. એનો અંગ્રેજી અનુવાદ *The Books of Duarte Barbosa* તરીકે પ્રસિદ્ધ થયો છે.

૩૨. એના અંગ્રેજી અનુવાદનું શીર્ષક છે : *Commentaries of the Great Alfonso Dalboquerque.*

૩૩. એનું શીર્ષક છે : *Lendas da Indla*



 

પ્રકરણ ૨

# દિલ્હી સલ્તનતના અમલ નીચે

## ૧. ખલજી સલ્તનતના અમલ નીચે

### સુલતાન અલાઉદ્દીન ખલજી

દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખલજીએ ગુજરાત જીતી ત્યાં નાઝિમની નિમણૂક કરી. અણહિલવાડ પાટણ, જે હિંદુ રાજાઓનું પરંપરાગત પાટનગર હતું તે, મુસલમાન નાઝિમોના પાયતખ્ત તરીકે હિ. સ. ૮૧૪ (ઈ.સ. ૧૪૧૧) સુધી ચાલું રહ્યું. મુસ્લિમ લેખકો એ શહેરને 'નહરવાલા' કહેતા.

**અલ્પખાન** (લગભગ ઈ.સ. ૧૩૦૪-૧૩૧૫)

ગુજરાતની અંતિમ જીત પછી સુલતાન અલાઉદ્દીન ખલજીએ એના સાળા મલેક સંજર, જેને એણે તખ્તનશીની સમયે ભરાયેલા દરબારમાં 'અલ્પખાન'-(બહાદુર)નો ખિતાબ એનાયત કર્યો હતો, તેની નિમણૂક ગુજરાતના વહીવટ માટે નાઝિમ તરીકે કરી (લગભગ ઈ.સ. ૧૩૦૪).[૧]

સુલતાને મલેક નાયબ કાફૂરને દક્ષિણ ભારત જીતવા મોકલ્યો ત્યારે અલ્પખાને એની બાગલાણને લગતી કામગીરી સંભાળી લીધી ને બાગલાણથી દેવગિરિ ચાલી જતી દેવળદેવીને પકડી લઈ અણહિલવાડ લાવી ત્યાંથી દિલ્હી રવાના કરી (ઈ.સ. ૧૩૦૮).[૨] હિ.સ. ૭૦૯ (ઈ.સ. ૧૩૦૯)માં અલ્પખાને ગોહિલવાડ તથા સૈજકપુર અને રાણપુર જીતી લીધાં.[૩]

અલ્પખાન એક દીર્ઘદૃષ્ટિવાળો અને કુશળ વહીવટકર્તા હતો. શાંતિના સમયમાં એ પ્રદેશની સમૃદ્ધિ વધારવા ઉપર પોતાનું ધ્યાન કેંદ્રિત કરતો. એને ઇમારતો બાંધવાનો શોખ હતો. અણહિલવાડ પાટણમાં એણે વિવિધ મકાનો ઉપરાંત સફેદ આરસપહાણની એક આલીશાન અને વિશાળ મસ્જિદ બંધાવી હતી, જે 'આદીના મસ્જિદ' (શુક્રવારની મસ્જિદ) નામથી ઓળખાતી હતી.



સામાન્ય રીતે એ કાલના મુસ્લિમ શાસકો હિંદુ મંદિરોનો નાશ કરવામાં પોતાની મજહબી ફરજ અદા થયેલી ગણતા હતા, પરંતુ અલ્પખાન અન્ય ધર્મો પ્રત્યે

सहिष्णु हतो. ए बाबतने समर्थन आपतो एक बनाव वि.सं. १३६९(ई.स. १३१२–१३)मां बन्यो हतो. तुर्क फोजना[४] सैनिकोए शत्रुंजय पहाड उपर जैन मंदिरो पैकीनुं मुख्य मंदिर तोडी नाख्युं हतुं अने एमांनी मूर्ति खंडित करी हती,[५] तेथी जैन लोकोने घणुं मनदुःख थयुं हतुं. अल्पखान.ना समयमां अणहिलवाड पाटणना ओसवाळ ज्ञातिना समराशाह नामे समर्थ जैन वेपारीनी विनंतीथी अल्पखाने विना विलंबे एनी मरामत करवानी परवानगी आपी अने एमां वापरवा माटे हीराथी भरेली पेटी पण एमने आपी. वि. सं. १३७१(ई.स. १३१४–१५)मां ए देरासरनी मरामत पूरी थई.

अल्पखाने कडीनो किल्लो काळजीपूर्वक बंधाव्यो हतो.[६] हि स. ७१५ (ई. स. १३१५)ना अंत-भागमां सुलतान अलाउद्दीने अल्पखानने दिल्ही बोलावी लीधो तेथी ए पोतानो नायब नीमी ए. दिल्ही चाल्यो गयो. त्यां मलेक काफूरनी भंभेरणी छतां सुलतान अलाउद्दीने अल्पखाननी हत्या करवा के एने कांई करवा इनकार कर्यो तेथी पाछळथी मलेक काफूरे बहार जई एनुं खून कर्युं.[७] आवी रीते एक मुत्सद्दी बहादुर अने अनुभवी नाझिमना जीवननो अंत आव्यो.

**कमालुद्दीन गुर्ग (ई.स. १३१६)**

अल्पखाननुं खून थयाना समाचार गुजरातमां पहोंचतांवेंत एना समर्थक लगभग तमाम शाही अमलदारो अने सैनिको उश्केराटमां आवी गयां अने एमणे बळवो कर्यो, आथी सुलताने ए दबाववा अमीर मलेक कमालुद्दीन गुर्गने गुजरातनो नाझिम नीमी मोकल्यो. बळवाखोरोए एने मारी नाख्यो,[८] त्यारपछी बळवाए गंभीर स्वरूप पकड्युं. ए अरसामां सुलतान जलंदरना रोगने लईने हि. सं. ७१६(ई.स. १३१६)मां गुजरी गयो.

## सुलतान शिहाबुद्दीन खलजी अने मुबारकशाह खलजी

सर्वसत्ताधारी बनी बेठेला मलेक नायब काफूरे ए समये सुलतानना शिहाबुद्दीन उमर नामना बाळ शाहजादाने तख्त उपर बेसाड्यो ने राजरक्षक बनी शासननी लगाम पोताने हस्तक लीधी. ए पछी थोडा महिनामां मलेक नायब काफूरनुं अमीरोए खून कराव्युं अने सौए एकमत थई शाहजादा मुबारकखानने कैदमांथी मुक्त करीने एना नाना भाई शिहाबुद्दीन उमरनो राजरक्षक नीम्यो, परंतु बेएक मासमां ज पोतानुं स्थान सुरक्षित नहि लागतां मुबारकखाने शिहाबुद्दीनने पदभ्रष्ट कर्यो अने ए पोते ज 'कुत्बुद्दीन मुबारकशाह' खिताब धारण करी सुलतान बन्यो (ई.स १३१६–१७).

**ઐનુલ્મુલ્ક મુલતાની (ઇ.સ. ૧૩૧૬–૧૭)**

પોતાની તખ્તનશીની સમયે ગુજરાતમાં બળવાનું વાતાવરણ ચાલુ હતું તે દબાવવા સુલતાને ઐનુલ્ મુલ્ક મુલતાની[૯] નામના અમીરને એક બળવાન લશ્કર સાથે ત્યાં મોકલ્યો.

એ એક અનુભવી સરદાર હતો. એણે એક કુશળ અને કુટિલ રાજનીતિજ્ઞની રીતે કાર્યનો આરંભ કર્યો અને પ્રદેશમાં દરેક પ્રકારની ફિસાદનો અંત આણ્યો. એ પછી એ આ પ્રદેશમાં જ રહ્યો. સુલતાને એને દિલ્હી બોલાવી લઈ એનું બહુમાન કર્યું.

**મલેક દીનાર ઝફરખાન (ઈ.સ. ૧૩૧૭)**

એના સ્થાને સુલતાને પોતાના સસરા મલેક દીનારને 'ઝફરખાન'(ફત્તેહખાન)નો ખિતાબ એનાયત કરી ગુજરાતનો નાઝિમ નીમી મોકલ્યો. એ એક કાર્યદક્ષ વહીવટકર્તા હતો. ત્રણથી ચાર મહિનાના ગાળામાં એના સુંદર વહીવટને લઈને પ્રદેશમાં શાંતિ પ્રસરી ગઈ. એને ઐનુલ્મુલ્કની વ્યવસ્થાનો પૂરો ફાયદો મળ્યો. હિંદુ રાજાઓ અને રાજપૂત ઠાકોરો પાસેથી નાણું વસૂલ કરીને મલેક દીનારે શાહી ખજાના માટે દિલ્હી પહોંચતું કર્યું.

મલેક દીનારે આવી સુંદર કામગીરી બજાવી હોવા છતાં એને ગુજરાતના નાઝિમ તરીકે છ મહિનાથી વધારે વખત ચાલુ રહેવા દેવામાં આવ્યો નહિ. અલ્પખાનની માફક એ પણ એક કાવતરાનો ભોગ બન્યો.[૧૦] ધર્મપરિવર્તન કરીને મુસ્લિમ બનેલો પાટણનો ભરવાડ જ્ઞાતિનો હસન નામનો એક ખૂબસૂરત શખ્સ સુલતાનનો માનીતો બની સલાહકાર થઈ ગયો હતો. સુલતાને એને 'ખુસરોખાન'નો ખિતાબ એનાયત કરી વજીર બનાવ્યો હતો. એની ચડવણીથી સુલતાને મલેક દીનાર ઝફરખાનને ગુજરાતમાંથી પાછો બોલાવી લીધો અને એની કોઈક બહાને કતલ કરાવી.

**મલેક હુસામુદ્દીન (ઈ.સ. ૧૩૧૭–૧૮)**

એ પછી ખુસરોખાને પોતાના માતૃપક્ષે ભાઈ થતા મલેક હુસામુદ્દીનની નિમણૂક કરાવી.[૧૧] એણે ગુજરાતમાં આવી જમીનદારો રાજપૂતો ઠાકોરો તથા પોતાની ભરવાડ જ્ઞાતિના લોકોને એકત્ર કરી આપખુદ સત્તા સ્થાપવાનો પ્રયત્ન શરૂ કર્યો. આ જોઈ ગુજરાતમાં રહેતા શાહી અમલદારો અને અમીરોને એ શક્તિશાળી થઈ જશે એવો ભય લાગ્યો, તેથી એમણે એ જ સાલમાં એને ગિરફતાર કરી દિલ્હી મોકલી આપ્યો, પરંતુ ખુસરોખાન નારાજ ન થાય એમ કરવા

સુલતાને એને માત્ર તમાચો મારીને છોડી મૂક્યો,[૧૨] એટલું જ નહિ, પરંતુ એને મહેલમાં અંગરક્ષક તરીકે નોકરી પણ આપી.

**વહીદુદ્દીન કુરેશી** (ઈ.સ. ૧૩૧૮–૧૩૧૯)

એ પછી હિ. સ. ૭૧૮(ઈ.સ. ૧૩૧૮)માં સુલતાને મલેક વહીદુદ્દીન કુરેશી નામના એક કુલીન અમીરની નિમણૂક નાઝિમ તરીકે કરી. એ કાબેલ યોગ્યકુશળ મહત્ત્વાકાંક્ષી અને હિંમતવાન હતો. એ 'સદ્રુલ્મુલ્ક'નો ખિતાબ પણ ધરાવતો હતો. મલેક હુસામુદ્દીન દ્વારા છિન્નભિન્ન થયેલ પ્રદેશ એણે સુવ્યવસ્થિત કરી દીધો. પ્રદેશમાં ફેલાયેલી અંધાધૂંધી એણે દૂર કરી અને સુલેહ-શાંતિ સ્થાપી. એણે ભાગ્યેજ ગુજરાતમાં એક વરસ જેટલો સમય પસાર કર્યો હશે એટલામાં એને પાયતખ્ત દિલ્હીમાં બોલાવી લેવામાં આવ્યો અને ગુજરાતમાં એણે બજાવેલી કામગીરીની કદર કરીને સુલતાને એને 'તાજુલ્મુલ્ક'નો ખિતાબ એનાયત કરી દિલ્હીમાં વજીર તરીકે નીમ્યો.[૧૩]

**ખુસરોખાન** (ઈ.સ. ૧૩૨૦)

એ પછી એટલે કે હિ. સ. ૭૨૦(ઈ.સ. ૧૩૨૦)માં ખુસરોખાને ગુજરાતનું નાઝિમપદ સુલતાન પાસેથી પોતાને નામે કરાવી લીધું. એ પંડે કદી એ હોદ્દાની ફરજ બજાવવા ગુજરાતમાં આવ્યો નહિ, પરંતુ સુલતાન પાસેથી પોતાનો નાયબ નિમાવી વહીવટ કરતો રહ્યો.

**સુલતાન ખુસરોશાહ**

એ જ સાલમાં ખુસરોખાને સર્વસત્તાધિકારી બની જઈને સુલતાનનું ખૂન કરાવી ખલજી વંશનો અંત આણ્યો અને પોતે 'નાસિરુદ્દીન ખુસરોશાહ' ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો. ગુજરાતનો વહીવટ મલેક તાજુદ્દીન તુર્કને સોંપવામાં આવ્યો, પરંતુ ખુસરોશાહને પંજાબમાં આવેલા દીપાલપુરના હાકેમ ગાઝી મલેક તુગલુકે મારી નાખ્યો.[૧૪]

## ૨. તુગલુક સલ્તનતના અમલ નીચે



**સુલતાન ગિયાસુદ્દીન તુગલુક**

ખલજીવંશના શાહી કુટુંબમાંના તખ્ત માટે દાવો કરે તેવા તમામ પુખ્ત વયના પુરુષોને ખુસરોશાહે ખતમ કરી દીધા હતા, તેથી અમીરોની સલાહથી ગાઝી મલેક તુગલુક પોતે જ 'ગિયાસુદ્દીન તુગલુક શાહ ગાઝી' ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો (ઈ.સ. ૧૩૨૦).

**તાજુદ્દીન તુર્ક (ઈ.સ. ૧૩૨૦-૧૩૨૫)**

એના સમયમાં તાજુદ્દીન તુર્ક ગુજરાતમાં નાઝિમ હતો. એ એક હોશિયાર અને કાબેલ શખ્સ હતો. એણે ગુજરાતનો વહીવટ સુંદર રીતે કર્યો. એના નાઝિમપદ દરમ્યાન પ્રદેશમાં શાંતિ રહી.

પેટલાદમાં બાબા અર્જુનશાહની મસ્જિદના નિભાવ માટે દાનને લગતો હિ. સ. ૭૨૩-વિ. સં. ૧૩૮૦(ઈ.સં. ૧૩૨૩)નો ફારસી-સંસ્કૃત લેખ ગિયાસુદ્દીનના સમયનો છે. ઝાલાવાડના રાજા સૂરજમલને હરાવી વાઘેલાના સરદાર લૂણાજીએ એના પ્રદેશનો કબજો લીધો. સૂરજમલે નાઝિમની મદદ માગી. તાજુદ્દીન તુર્કે એને સાથે લઈ લૂણાજીને મારી નસાડી મૂકયો, પરંતુ એ લડાઈમાં સૂરજમલ માર્યો ગયો અને ઝાલાવાડની રાજધાની સરધારનો કબજો નાઝિમના હાથમાં આવ્યો[૧૫] (ઈ.સ. ૧૩૨૪).

**સુલતાન મુહમ્મદશાહ તુગલુક**

હિ. સં. ૭૨૫(ઈ.સ. ૧૩૨૫)માં સુલતાન ગિયાસુદ્દીન તુગલુકશાહનું મૃત્યુ થયું તે પછી દિલ્હી સલ્તનતના તખ્ત પર એનો પુત્ર મુહમ્મદશાહ બેઠો. એનામાં વિરોધી ગુણોનું અજબ મિશ્રણ હતું[૧૬] અને તેથી જ એનું શાસન ઇતિહાસમાં વિશિષ્ટ રીતે જાણીતું થયેલું છે.

એના સમયમાં ગુજરાતમાં સલ્તનતની સત્તાનો સૌથી વિશેષ વિકાસ થયો હતો.

એણે નાઝિમોની સત્તા તોડી પોતાની સત્તાની પકડ મજબૂત રહે એમ કરવાની યુક્તિ-પ્રયુક્તિઓ આદરી હતી.

**મુહમ્મદ શરફૂલમુલ્ક અલપખાન (ઈ.સ, ૧૩૨૫-૧૩૩૯)**

આ કારણે ગુજરાતના પ્રદેશની બાબતમાં એણે ત્યાંની લશ્કરી સત્તા મલેકઝાદા અહમદ બિન અયાઝને સોંપી[૧૭] અને એને 'ખાજા જહાન'(દુનિયાનો માલિક)નો ખિતાબ એનાયત કર્યો. પોતાના ઉસ્તાદ (ગુરુ) કુતલુગખાનના વડા પુત્ર મલેક મુહમ્મદ શરફુલમુલ્કને 'અલપખાનનો ખિતાબ એનાયત કરી ગુજરાતનો વાલી (નાઝિમ) નીમ્યો. મલેક શિહાબુદ્દીનને 'મલેક ઇફ્તિખાર'નો ખિતાબ આપી નવસારીનો પ્રાંત જાગીરમાં આપ્યો. મલેકુલહુકમા, જેનું વેવિશાળ સુલતાનની સાવકી બહેન સાથે થયું હતું, તેને વડોદરામાં જાગીર આપી અને તાજુદ્દીન ઇબ્નુલ કોલમી નામના તુર્કસ્તાની વેપારીને ખંભાતના બંદરનો હાકેમ નીમ્યો. એ

પછી કેટલાક સમય બાદ મલેક મુકબિલને નાયબ નિઝામત એનાયત કરી ગુજરાતમાં મોકલ્યો.[૧૮]

સુલતાનના શાસનની શરૂઆતના સમયમાં દખ્ખણ અને ગુજરાતમાં એકંદરે શાંતિ પ્રવર્તેલી રહી હતી. અન્ય પ્રદેશોમાં બળવા થતાં એમના પ્રત્યાઘાત આ એ પ્રદેશમાં પડતા હતા છતાં મલેક મુહમ્મદ શરફુલ્‌મુલ્ક અલ્પખાને અતિ ચાલાકી અને સાવચેતીથી ગુજરાતના પ્રદેશમાં શાંતિ જાળવી. એ એના વાલીપદ ઉપર હિ. સં. ૭૪૦ (ઈ.સ. ૧૩૩૯) સુધી રહ્યો.

**મુક્બિલ તિલંગી (ઈ.સ. ૧૩૩૯-૧૩૪૫)**

હિ. સં. ૭૪૦(ઈ. સ. ૧૩૩૯)માં સુલતાને મલેક મુકૂબિલ તિલંગીને ગુજરાતનો વહીવટ સોંપ્યો. એ નવમુસ્લિમ એટલે કે ધર્મપરિવર્તન કરી હિંદુમાંથી મુસલમાન થયો હતો. એનું મૂળ નામ "કન્નુ' હતું. 'ખાનેજહાન નાયબ બખ્તયાર' એનો ખિતાબ હતો. હલકી જાતના માણસને આવો ઊંચો દરજ્જો આપવામાં આવ્યો એમ જાણી ગુજરાતના મોટા અમીરો અને ઉચ્ચ જાતના લોકો એના હાથ નીચે રહેવાનું પસંદ કરતા ન હતા. ખંભાતનો હાકેમ ઇબ્નુલ કોલમો સુલતાનને અજોડ કિંમતી ભેટો મોકલતો રહેતો તેથી સુલતાન એના પર પ્રસન્ન હતો. એ ઉદ્દંડ હતો અને ગુજરાતના નાઝિમ મલેક મુકૂબિલ તો શું, પરંતુ સુલતાનના વજીરની સત્તાને પણ એ સ્વીકારતો ન હતો. મલેક મુકૂબિલે એની પાસેથી મહેસૂલની માગણી કરી. ઈબ્નુલ કોલમીએ આપવાનો ઇન્કાર કર્યો અને હું જ એ દિલ્હી પહોંચાડીશ દઈશ એવું એને જણાવ્યું.

આ જવાબ મલેક મુકૂબિલને અપમાનજનક લાગ્યો તેથી એણે એની જોહુકમી બાબતમાં વજીર ખ્વાજા જહાનને દિલ્હી ફરિયાદ કરી. વજીરે તો મલેક મુકૂબિલને ઠપકાનો પત્ર લખ્યો. મલેક મુકૂબિલને આથી માઠું લાગ્યું અને એણે શસ્ત્ર-સરંજામ એકત્ર કરી ઇબ્નુલ કોલમી પર આક્રમણ કર્યું. એમાં ઇબ્નુલ કોલમીની હાર થઈ. એ ખંભાતમાં જઈ ભરાયો.

ત્યાર બાદ બંનેએ સુલતાન સમક્ષ એકબીજા વિરુદ્ધ ફરિયાદો મોકલી. એ સ્થાનિક અમલદારો વચ્ચેના એ ઝઘડાની પતાવટ કરવા સુલતાને પોતાના સાળા મલેક હુકમાને લવાદ તરીકે ફેંસલો કરવા ગુજરાતમાં મોકલ્યો.



**ગુજરાતમાં બળવો**

એનો નિકાલ થાય એ પહેલાં દખ્ખણ તથા ગુજરાત સિવાયના લગભગ તમામ પ્રદેશોમાં બળવા ફાટી નીકળ્યા. ગુજરાતમાં પણ તોફાન પહેલાંની શાંત હાલત હતી.

એ વખતે પશ્ચિમ ભારતના કેટલાક પ્રદેશમાં અફઘાન અમીરોનો એક વર્ગ ઊભો થયો હતો, તેઓ 'અમીરાને સદા'[૨૦] (સદા અમીરો) નામથી ઓળખાતા હતા. એમની સત્તા ગુજરાતમાં ખૂબ વધી ગઈ હતી અને એમની પાસે એક મોટું લશ્કર પણ ભેગું થયું હતું, જોકે એ પદ્ધતિસરનું શિસ્તબદ્ધ ન હતું. પૈસાને ખાતર સર્વ પ્રકારના લોકો એમાં સામેલ થઈ જતા. એમને દેશ માટે, લોકો માટે કે સલ્તનત માટે કોઈ પ્રકારની લાગણી ન હતી. ભરૂચ ડભોઈ વડોદરા દેવગિરિ વગેરે સ્થળોમાં તેઓ શક્તિશાળી બન્યા હતા. તેઓ વિશિષ્ટ હક્કો ભોગવતા હતા, બંડખોરોને મદદ કરતા હતા અને અંધાધૂંધી ફેલાતાં લૂંટ પણ ચલાવતા હતા, આથી એમની ખાનાખરાબી કરવા સુલતાને કમર કસી હતી.

સુલતાને સદા અમીરોના આગેવાન કાઝી જલાલ અને એના અફઘાન અનુયાયીઓ, જે સદા અમીરોમાંથી હતા, તેમના તરફથી થતી હેરાનગતિ સખ્ત હાથે દબાવી દેવાનું ફરમાન મલેક મુકૂબિલને ગુજરાતમાં મોકલી આપ્યું.[૨૧]

એ મુજબ મલેક મુકૂબિલે મલેક હુકમાને ખંભાત જઈ ત્યાંથી કાઝી જલાલ અને એના સાથીદાર સદા અમીરોને કોઈ પણ રીતે યુક્તિ-પ્રયુક્તિ કરીને પોતાની પાસે લાવવા જણાવ્યું. કાઝી જલાલ મલેક હુકમાની સલાહથી ૩૦૦ જેટલા બખ્તરિયા શસ્ત્રસજ્જ સાથીદારો સાથે મલેક મુકૂબિલ સામે ઉપસ્થિત થયો. આ વખતે એને ગિરફતાર કરવાનું મુશ્કેલ જણાતાં મલેક મુકૂબિલે એને કોઈ પણ પ્રકારનો ભય સેવ્યા વિના પરત જવાનો હુકમ કર્યો.

ગુજરાતમાં બળવાનો દાવાનળ સળગ્યો. કાઝી જલાલ અને એના સાથીદાર સદા અમીરોએ એનો આરંભ હિ. સં. ૭૪૫(ઈ.સ. ૧૩૪૪)માં કર્યો

એ સમય દરમ્યાન માળવામાંથી જે સદા અમીરો નાસી છૂટીને ગુજરાતમાં આવ્યા હતા તેઓ સંરક્ષણની યોજના ઘડવા વડોદરા તેમજ ડભોઈમાંના પોતાના વર્ગના અમીરોને વડોદરામાં મળ્યા અને પોતાની ઝુંબેશ શરૂ કરી. વડોદરા એમની પ્રવૃત્તિનું કેંદ્રસ્થાન બન્યું.

કાઝી જલાલ એના સાથીદારો સાથે મલેક મુકૂબિલને મળીને પાછો જતો હતો ત્યારે રસ્તામાં એને વડોદરા અને ડભોઈમાંના સદા અમીરોની પ્રવૃત્તિઓ વિશે માહિતી મળી ગઈ હતી અને તેથી એની કિંમત પણ વધી ગઈ હતી. ખંભાતમાં પહોંચી એણે ત્યાંનો સરકારી ખજાનો કબજે કર્યો અને પછી એ નગરમાં લૂંટ ચલાવી. એ પછી બંડનો દાવાનળ ખંભાતથી માંડી વડોદરા અને ડભોઈ

તથા અણહિલવાડ પાટણ સુધી પ્રસરી ગયો. સદા અમીરો ઘોડા શસ્ત્રો અને ધનદોલત મેળવી શક્તિશાળી થઈ ગયા હતા.

એ સમયે મલેક મુકૂબિલને ગુજરાતનું મહેસૂલ તેમ ઘોડા તથા ભેટો લઈ અણહિલવાડ પાટણથી દિલ્હી જવાનું હતું. એ વડોદરા તથા ડભોઈ તરફથી જઈ રહ્યો હતો. સદા અમીરોને એ બાબતની બાતમી મળી જતાં તેઓ સરખેજ આગળ મલેક મુકૂબિલ ઉપર અચાનક તૂટી પડ્યા, મલેક મુકૂબિલ એમની સામે ટકી શક્યો નહિ અને મહામુસીબતે જાન બચાવી અણહિલવાડ પાટણ તરફ નાસી ગયો.[૨૨]

એની પાસેનું તમામ દ્રવ્ય હાથમાં આવ્યું હોવાથી અમીરોમાં જોર આવ્યું. એમણે લશ્કરી ભરતી કરી મોટા બળવાની તૈયારી કરી અને ખંભાત તરફ કૂચ કરી એનો કબજો લીધો.[૨૩]

એ પછી બળવા માટે તેઓ આજુબાજુ વેરાઈ ગયા. કેટલાકે મુખ્ય ધોરી માર્ગોના સંગમ ઉપર આવેલા અસાવળને ૨૦ દિવસ ઘેરો નાખી જીતી લીધું અને પરિણામે દક્ષિણ ગુજરાતમાંનાં ભરૂચ જેવાં મુખ્ય કેંદ્રો સાથેનો નાયબ વઝીર મલેક મુકૂબિલનો સંબંધ કપાઈ ગયો, આથી એણે કુમક મોકલવા માટે માળવાના હાકેમ અઝીઝ ખમ્મારને વિનંતી-પત્ર મોકલ્યો.

એણે બનેલા તમામ બનાવોની વિગત દિલ્હી સુલતાન ઉપર પણ મોકલી આપી.

અઝીઝ ખમ્મારે મલેક મુકૂબિલનો પત્ર મળતાંવેંત મલેક જહાન ચુમ્બુલ સાથે સાત હજારની ફોજ લઈ ગુજરાત તરફ કૂચ કરી અને એ વિશેની ખબર સુલતાન ઉપર દિલ્હી મોકલી આપી. અઝીઝ ખમ્માર યુદ્ધ લડવામાં નિષ્ણાત ન હોવાથી સુલતાનને ડર હતો કે કદાચ એ માર્યો જશે, આથી એણે નીકળવાની તૈયારી કરવામાં જલદી કરી.[૨૪]

અઝીઝ ખમ્માર ફોજ લઈ ગુજરાતમાં આવી તો પહોંચ્યો, પણ ડભોઈમાં એને સદા અમીરોના લશ્કરના સૈનિકોએ ઘેરી લીધો ત્યારે એ ગભરાઈને બેભાન થઈ ગયો અને ઘોડા ઉપરથી ભોંય ઉપર પટકાઈ પડ્યો. સદા અમીરોના સૈનિકોએ તત્કાળ એની કતલ કરી.[૨૫] શાહી ફોજ વેરવિખેર થઈ ગઈ.



સુલતાને ૧૩૪૫ના જાન્યુઆરીની ૩૧મીએ દિલ્હીથી કૂચ કરી. માર્ગમાં અઝીઝ ખમ્મારનો મલેક મુકૂબિલને મદદ કરવા નીકળ્યા બાબતની અને પાછળથી એ માર્યા ગયાની ખબર આપતો પત્ર મળ્યો,[૨૬] આથી એ ઘણો પરેશાન થયો.

ખંભાતના શાંતિપ્રિય લોકોએ સદા અમીરોથી ત્રાસી જઈ સુલતાન પ્રત્યે વફાદારી જાહેર કરી અને નગર પર બળવાખોરોનાં વારંવાર થતાં આક્રમણો સામે ઘણી ખુવારી વેઠીને પણ તેઓ ટકી રહ્યા અને બળવાખોરો ખંભાતનો કબજો લઈ શકયા નહિ.[૨૭]

ગુજરાતમાં બળવો થયાના સમાચાર સુલતાનને મળ્યા એ અગાઉ એણે શેખ મુઇઝ્ઝુદ્દીનની નિમણૂક ગુજરાતના નાઝિમ તરીકે કરી હતી.

**શેખ મુઇઝ્ઝુદ્દીન** (ઈ.સ. ૧૩૪૫-૫૦)

સુલતાન ગુજરાતમાં નહરવાલાના સીમાડા પર પહોંચ્યો ત્યારે એણે શેખ મુઇઝ્ઝુદ્દીનને[૨૮] આ પ્રદેશનું નાઝિમ-પદ સંભાળવા નગરમાં જવાનો હુકમ કર્યો અને સુલતાન પોતે ડભોઈ તરફ આગળ વધ્યો. વડોદરા પાસે આવેલા પાંડુ (મેવાસ) નામના એક પહાડી સ્થળે એ પહોંચ્યો. ભરૂચના કિલ્લાની આસપાસ બળવાખોરોએ ઘેરો નાખ્યો હતો. એ સમયે ભરૂચના કિલ્લામાં સુલતાનની ફોજ અને દોલતાબાદથી આવેલી ફોજ હતી. સુલતાને આઝમ મલેક ખુરાસાનીને ભરૂચ મોકલતાં બળવાખોરોનું જોર તૂટી ગયું ને એમણે નાસભાગ કરવા માંડી. દોલતાબાદની ફોજે બહાર નીકળી હુમલો કર્યો, આથી બળવાખોરો વેરવિખેર થઈ ગયા. એમનામાંથી ઘણાખરા માર્યા ગયા. બળવાખોરોમાંના કેટલાક ખાનદેશ તરફ નાસી ગયા, કેટલાક બાગલાણના રાઠોડ રાજા માનદેવને શરણે ગયા.[૨૯] એણે એમને કેદ કરી લીધા અને એમનો માલસામાન પણ છીનવી લીધો. ભરૂચના સદા અમીરોની એકસામટી કતલ કરવામાં આવી. પછી થોડા વખતમાં સુલતાને ભરૂચ આવી ત્યાં મુકામ નાખ્યો (નવેમ્બર, ૧૩૪૫).

ભરૂચમાં રહી સુલતાને તોફાની તત્ત્વોને ખતમ કરવા અને વહીવટ વ્યવસ્થિત કરવા તરફ ધ્યાન કેંદ્રિત કર્યું. ભરૂચ ખંભાત અને લગભગ આખા ગુજરાતના પ્રદેશનું લાંબા સમયથી બાકી રહેલું મહેસૂલ વસૂલ કરી લેવાનું ફરમાન એણે બહાર પાડ્યું. એના અમલ માટે એવો તો જુલમ કરવામાં આવ્યો કે પ્રજા ત્રાસી ગઈ. એ સાથે ભરૂચ અને ખંભાતમાં જે લોકોએ શાહી ઉચ્ચ અમલદારો સાથે ગેરવર્તન કર્યું હોવાની અથવા તો બળવાખોરોને કોઈ પણ પ્રકારની અગાઉ મદદ કરી હોવાની બાતમી મળતી તેમની વીણી વીણીને કતલ કરવામાં આવી.[૩૦]



આ અરસામાં દોલતાબાદ(દેવગિરિ)માં સલ્તનત સામે બંડ કરી અમીરોએ ત્યાંના હાકેમ મૌલાના નિઝામુદ્દીનને કેદ કરી ત્યાંનો તમામ પ્રદેશ માંહોમાંહે વહેંચી લીધો.[૩૧]



 

આવી ખબર વડોદરા અને ડભોઈ વગેરે સ્થળોમાં સંતાતા ફરતા સદા અમીરોને મળી ત્યારે તેઓ એકત્ર થઈ દોલતાબાદ પહોંચ્યા અને જેઓ માનદેવ પાસે કેદી તરીકે હતા તેઓ પણ નાસી છૂટીને ત્યાં પહોંચી બળવાખોરો સાથે મળી ગયા. આ વિગત સુલતાનને ભરૂચમાં મળી ત્યારે તરત જ દોલતાબાદ પહોંચવા એ ભરૂચથી રવાના થયો (ઈ. સ. ૧૩૪૬) એ અગાઉ એણે પોતાના બનેવી શરફુલ્‌મુલ્ક ખોરાસાનીને ખંભાતમાંના તમામ બળવાખોરોનો પત્તો મેળવી એમને નસિયત કરવાનો હુકમ આપ્યો હતો. આ હુકમનો ભોગ થયેલાઓમાં એક અલી હૈદરી નામના સૂફીનો પણ સમાવેશ થયો હતો.

સુલતાન બળવો સમાવ્યા બાદ થોડા માહિના દોલતાબાદમાં રહ્યો અને ત્યાંની વ્યવસ્થામાં રોકાયો, પરંતુ એટલામાં ગુજરાતમાં મલેક તગીએ વિદ્રોહ કર્યાની ખબર આવી. એ મૂળ સુલતાનનો શહનએ બારગાહ (દરબારનો પ્રબંધ કરનારો) હતો અને જાતનો મોચી હતો. પાછળથી એ મહાન અમીરોમાંના એક તરીકે લેખાતો થયો હતો. એ 'મલેક'નો ખિતાબ પણ ધરાવતો હતો. આમ બંડખોર સદા અમીર સાથે એને કંઈ સંબંધ ન હતો, બલકે એમણે જે બળવો કર્યો હતો તેમાં એ સુલતાનને વફાદાર રહીને એના પક્ષે લડતો રહ્યો હતો અને એણે એમનું કાસળ કાઢવાની કામગીરીમાં સુંદર સેવા બજાવી હતી, પરંતુ કંઈક એવું બન્યું કે જેને લઈને સુલતાનના હુકમથી એને ખંભાતમાં કેદ કરવામાં આવ્યો. મુકૂબિલને હરાવી બંડખોરો ખંભાત પહોંચ્યા ત્યારે એમણે તગીને મુક્ત કર્યો. એ સુલતાનના અત્યાચારોથી એના પર રોષે ભરાયો અને એણે બળવો કર્યો. જે સદા અમીરો વેરવિખેર થઈ ગયા હતા તથા જેઓ દખ્ખણમાંથી નાસી આવ્યા હતા તેઓ એને મળી ગયા. ગુજરાતના રાજપૂત ઠાકોરો અને હિંદુ જમીનદારોએ પણ એને સાથ આપ્યો. આ રીતે સંગઠન થઈ જતાં એણે લૂંટમાર શરૂ કરી અને ઓચિંતા અણહિલવાડ પાટણ પહોંચી નાયબ નાઝિમ મલેક મુઝફ્ફરની કતલ કરી. એ પછી નાઝિમ શેખ મુઇઝ્ઝુદ્દીન તથા અનેક અમલદારોને પકડી કેદી તરીકે સાથે લઈ એ ખંભાત પહોંચ્યો અને એ નગરમાં લૂંટ કરી, એ ઉપર કબજો જમાવી એણે ત્યાંથી હિંદુ તથા મુસલમાનોનું એક લશ્કર એકત્ર કરીને ભરૂચમાં કિલ્લા તરફ કૂચ કરી એને ઘેરો ઘાલ્યો. ત્યાંના લોકોએ એનો દરવાજો બંધ કરી મલેક તગીનો સામનો કર્યો.


સુલતાન ઈ.સ. ૧૩૪૭ ના માર્ચમાં દોલતાબાદથી ભરૂચ પહોંચવા નીકળ્યો. મલેક તગીને એ ખબર મળી ગઈ એટલે એ ઘેરો ઉઠાવીને ખંભાત બાજુ નાસી ગયો. સુલતાને નર્મદાના દક્ષિણ કિનારે પડાવ નાખ્યો અને મલેક યુસુફ બુગરાને

બે હજાર ઘોડેસવાર લઈ અન્ય અમીરો સહિત મલેક તગીની પૂંઠ પકડવા ખંભાત તરફ રવાના કર્યો. એ ચારપાંચ દિવસ બાદ ત્યાં પહોંચ્યો. પોતાના ત્રણ હજાર[32] જેટલા સાથીદારો સાથે રહીને મલેક તગીએ એનો બરાબર સામનો કર્યો, મલેક યુસુફ બુગદા જેમાં માર્યો ગયો. શાહી ફોજ વેરવિખેર થઈ ભરૂચ પાછી ફરી. મલેક તગીએ અણહિલવાડ પાટણથી નાઝિમ મુઇઝ્ઝુદ્દીનને કેદી તરીકે સાથે ખંભાત આણેલો. એણે વિજય ૧ આનંદમાં આવી જઈને એની કતલ કરાવી. સુલતાન આ ખબર મળતાંવેંત રોષે ભરાઈને નર્મદા ઓળંગી ભરૂચ ગયો. ત્રણ દિવસ ત્યાં તૈયારીમાં રોકાઈને એણે તગીની સામે લડવા ખંભાત તરફ કૂચ કરી. દરમ્યાન મલેક તગી ખંભાતથી નાસી જઈને અસાવલ થઈ અણહિલવાડ પાટણ તરફ નીકળી ગયો.

સુલતાનની તૈયારી મલેક તગીની પૂંઠે જવાની હતી, પરંતુ ભારે વરસાદને લઈને એ એમ કરી શક્યો નહિ. લડાઈઓ લડવાનું સતત રહ્યું હતું, તેથી ઘોડાઓની હાલત સારી ન હતી, આથી અસાવલમાં જ એણે પડાવ નાખ્યો. આવા સમાચાર મલેક તગીને મળ્યા એટલે એ અસાવલ નજીક સુલતાનની ફોજ ઉપર આક્રમણ કરવા નીકળ્યો નિરંતર વરસાદ પડવા છતાં મલેક તગીના આવવાના સમાચાર મળતાં સુલતાન એકદમ તૈયાર થઈ નીકળ્યો. કડી પાસે લડાઈ થઈ. મલેક તગીએ પોતાના સોએક જેટલા મરણિયા સૈનિકોને તેઓ બરાબર લડે એમ કરવા દારૂ પાયો અને તેઓ માથાં મૂકીને લડ્યા, પરંતુ શાહી જંગી હાથીઓની હરોળ સામે તેઓ ટકી શક્યા નહિ. શિકસ્ત ખાઈ તેઓ નાસી છૂટ્યા. કેટલાક જંગલમાં છુપાઈ ગયા અને કેટલાક અણહિલવાડ પાટણ પહોંચ્યા. એમનામાંના ચારસો કે પાંચસો જેટલા સરંજામ સાથે પકડાઈ ગયા. એ તમામની સુલતાને કતલ કરાવી. આ બનાવ ઈ.સ. ૧૩૪૭ ના સપ્ટેમ્બરમાં બન્યો. મલેક તગી નાસી જઈને અણહિલવાડ પાટણ પહોંચ્યો અને ત્યાંથી પોતાના પરિવાર અને સહાયકો સહિત એ કચ્છ તરફ નીકળી ગયો. ત્યાંથી કંથકોટમાં અને એ પછી ગિરનાર–જૂનાગઢ પહોંચી, રા' ખેંગાર ૪ થા પાસે જઈ એણે આશ્રય લીધો. સુલતાન એ પછી અણહિલવાડ પાટણ પહોંચ્યો.



ત્યાં થોડા દિવસના નિવાસ દરમ્યાન એણે બે મુખ્ય કાર્ય કર્યાં : એક તો રાજપૂત ઠાકોરોને શરણે લાવવાનું અને બીજું જેમના પ્રદેશો એના તાબામાં આવ્યા ન હતા તેઓને નમાવવાનું. આજુબાજુના રાજપૂત ઠાકોરો તથા રાણાઓ અને મુકદ્દમોએ આવીને સુલતાનને નમન કર્યું અને એમણે એની સત્તા માન્ય રાખી. આમાં માંડલ અને પાટડીના ઠાકોર નોંધપાત્ર છે.

બીજી બાજુ સુલતાનની દખ્ખણમાં ગેરહાજરીને લઈને ત્યાંના બળવાખોર અમીરોએ દોલતાબાદના કિલ્લાનો ફરીથી કબજો લીધો ને જુવાન અને મહત્ત્વાકાંક્ષી સરદાર હસન ગંગૂને સુલતાન બનાવ્યો.[33] એ 'અબુલ મુઝફ્ફર અલાઉદ્દીન બહમનશાહ' નામથી ઓળખાયો. એણે ગુલબર્ગને 'અહસનાબાદ' નામ આપી ત્યાં પોતાનું પાયતખ્ત રાખ્યું.

આ ખબર સાંભળી સુલતાન વ્યાકુળ થયો, પરંતુ એને અલાઉદ્દીન હસન ગંગૂનો સામનો કરવા જવાનું મુનાસિબ લાગ્યું નહિ. એમ કરવાને બદલે એણે ગિરનારનો કિલ્લો જીતી લેવાનો નિર્ણય કર્યો,[34] કારણ કે ત્યાંના રાજા રા' ખેંગારે સોમનાથમાંના મુસલમાન હાકેમને ભગાડી મૂક્યો હતો અને એના સ્થાને ત્યાં રાજપૂતોનો કબજો ગોઠવ્યો હતો, તદુપરાંત એણે મલેક તગીને આશ્રય આપી ત્યાં રાખી મૂક્યો હતો, આથી એણે અણહિલવાડ પાટણમાંથી પોતાની છાવણી ઉઠાવી લઈ માંડલ અને પાટડીમાં આવી માંડલમાં ચોમાસું ગાળ્યું (ઈ.સ. ૧૩૪૮). ગિરનાર જીતવા હવે એણે પ્રવૃત્તિઓ શરૂ કરી. એમાં પ્રથમ સહન કરવાનું પીરમના મોખડાજી ગોહિલને આવ્યું.

**પીરમ બેટની[35] જીત** (ઈ.સ. ૧૩૪૮-૪૯)

એ સમયે મોખડાજી ગોહિલ[36] રાજપૂત ઠાકોરોમાં સૌથી વિશેષ નામાંકિત હતો. એ ભારે પરાક્રમી હતો પીરમ બેટ એની સત્તા નીચે હતો. ત્યાં પોતે બાંધેલા કિલ્લામાં રહી એ ખંભાતના અખાતમાં આવતાં જતાં વેપારીઓનાં વહાણ લૂંટતો હતો અને એમની પાસેથી ખંડણી વસૂલ કરતો હતો.

એક વખત દિલ્હીના એક મોટા મુસ્લિમ વેપારીનાં સુવર્ણ-રજ ભરેલાં ચૌદ જહાજ મોખડાજીએ લૂંટી લીધાં, આથી વેપારીએ સુલતાન મુહમ્મદશાહ તુગલુકને ફરિયાદ કરી અને એને પરિણામે એણે આક્રમણ કર્યું. મોખડાજીએ એનો સામનો કર્યો અને લડતાં લડતાં એ હિ. સ. ૭૫૦(ઈ.સ. ૧૩૪૯)માં ઘણું કરીને ઘોઘાના દરવાજા આગળ માર્યો ગયો.[37] બેટનો કબજો શાહી ફોજે પોતાને હસ્તક લીધો. આના પરિણામે સૌરાષ્ટ્રમાં ગોહિલવાડના કાંઠા ઉપર ઊના- દેલવાડા સુધી સુલતાનની સત્તા થઈ ગઈ.[38]

બરનીના જણાવ્યા મુજબ એ પછી સુલતાને ગિરનાર તરફ કૂચ કરી. શાહી ફોજની તાકાતનું માપ મળી જતાં રા' ખેંગારે મલેક તગીને સુલતાનને હવાલે કરી દેવાનું યોગ્ય માન્યું. મલેક તગીને રા'ના આ નિર્ણયની માહિતી મળી કે તરત જ એ ત્યાંથી નાસી છૂટયો અને સિંધમાં આવેલા ઠઠ્ઠા નગર તરફ નીકળી

ગયો. ગિરનારનો ઘેરો લગભગ એક સાલ ચાલુ રહ્યો તે દરમ્યાન સુલતાને એ પ્રદેશના તમામ ભાગોનો કબજો પોતાને હસ્તક લઈ લીધો. રા'ખેંગાર એક દિવસ નાસવા જતો હતો ત્યારે જ પકડાઈ ગયો. સુલતાન સામે એને હાજર કરવામાં આવ્યો ત્યારે સુલતાને એને માફી આપી એનો પ્રદેશ પરત કરી દીધો અને એ સુલતાનના ખંડિયા તરીકે ત્યાં ચાલુ રહ્યો.

સુલતાનના આ વિજયની ત્યાંની પ્રજા ઉપર ભારે અસર થઈ. તમામ નાના-મોટા ઠાકોરો, જમીનદારો અને રાણાઓએ એના દરબારમાં આવી નજરાણાં પેશ કર્યાં. સુલતાને પણ ખિલાત તેમજ અન્ય પ્રકારની ભેટસોગાદ એનાયત કરી એમને ખુશ કર્યા.[૩૯]

હવે સુલતાને મલેક તગી અંગેનો નિકાલ કરવાનું નક્કી કર્યું અને ઈ.સ. ૧૩૫૦ના જૂનમાં એ ગિરનારથી ગોંડળ ગયો, પણ ત્યાં એ ક્ષયના રોગમાં પટકાઈ પડ્યો. આ કારણે એણે ખુદાવંદઝાદાઓ[૪૦] વગેરેને બોલાવ્યા. દરમ્યાન શસ્ત્રસરંજામનો પુરવઠો ચારે બાજુએથી આવવો ચાલુ રહ્યો. રમજાનના રોજા પૂરા થયા અને સુલતાન કંઈક સાજો થયો એ પછી સુલતાને નગરઠઠ્ઠાના સુમરાઓએ બળવાખોર તગીને આશ્રય આપ્યો હતો તેથી એમને નસિયત કરવા ઈ.સ. ૧૩૫૦ના ડિસેમ્બરમાં કૂચ માટે શાહી લશ્કરને હુકમ કર્યો.

ઠઠ્ઠાથી લગભગ ૧૪ કોસ જેટલા અંતરે સુલતાને છાવણી નાખી. ત્યાં એની બીમારી વધી ગઈ અને ઈ.સ. ૧૩૫૧ના માર્ચની ૨૦ મીએ એનું અવસાન થયું.

### ઇબ્ને બતૂતા ગુજરાતમાં (ઈ.સ. ૧૩૪૨)

આફ્રિકાનો મૂર પ્રવાસી ઇબ્ને બતૂતા સુલતાન મુહમ્મદશાહ તુગલુકના શાસન દરમ્યાન દિલ્હીથી દોલતાબાદ જઈ મલેક મુકૂબિલના વહીવટ દરમ્યાન ગુજરાતમાં આવ્યો હતો. એ પહેલાં ખંભાત પહોંચ્યો હતો અને ત્યાંના ધનવાન વેપારીઓની સમૃદ્ધિ જોઈ આશ્ચર્યચકિત થયો હતો. ઇબ્ને બતૂતાએ ખંભાત ઉપરાંત કાવી, ગંધાર (તા.જંબૂસર), પીરમબેટ અને ઘોઘાની મુલાકાત લીધી હતી. 

### નિઝામુલ્‌મુલ્ક જૂના બહાદુર તુર્ક (ઈ.સ. ૧૩૫૦)

સુલતાન મુહમ્મદશાહે ગોંડળથી ઠઠ્ઠા તરફ કૂચ કરી ત્યાં અમીર હુસેન બિન અમીર મીરાને ગુજરાતનો વહીવટ સોંપ્યો હતો એમ જણાય છે. એનો ખિતાબ 'મલેકુશશર્ક નિઝામુલ્‌મુલ્ક જૂના બહાદુર તુર્ક' હતો એ મુસ્તાફી હતો

અને ગુજરાતમાં મોટા પ્રમાણમાં જાગીર ધરાવતો હતો. એ આ પ્રદેશમાં લાંબો સમય રહ્યો હોવાનું જણાતું નથી, પરંતુ એ પોતાના નાયબ મારફત અહીંનો વહીવટ કરતો રહ્યો હતો.

## સુલતાન ફીરોઝશાહ તુગલુક

સુલતાન મુહમ્મદશાહના અવસાન પછી એનો પિતરાઈ ભાઈ ફીરોઝશાહ તખ્તનશીન થયો (ઈ.સ. ૧૩૫૧).

**નાઝિમ નિઝામુલ્મુલ્ક (ઈ.સ. ૧૩૫૧-૧૩૬૨)**

ફીરોઝશાહના સમયમાં નિઝામુલ્મુલ્ક ગુજરાતના નાઝિમ તરીકે ચાલુ રહ્યો લાગે છે. એના સમયમાં મલેક તગી ઠઠ્ઠાથી આવીને ગુજરાતમાં રહ્યો. નાઝિમ નિઝામુલ્મુલ્કે એનો બરાબર સામનો કર્યો અને મલેક તગી માર્યો ગયો (ઈ.સ. ૧૩૫૧).

ઈ.સ. ૧૩૫૭ માં મુઘલોએ ગુજરાતનું મેદાન ખાલી જોઈ એના ઉપર આક્રમણ કર્યું, પરંતુ એમનામાંના કેટલાક પાણીની અછતથી કચ્છના રણમાં ખતમ થઈ ગયા અને કેટલાકને શાહી સૈનિકોએ ખતમ કરી નાખ્યા. આ રીતે નિઝામુલ્મુલ્કના સમયમાં ગુજરાત લૂંટના ભયમાંથી મુક્ત રહ્યું.[૪૧]

નહરવાલામાં આ નાઝિમે હિ.સ. ૭૫૯(ઈ.સ. ૧૩૫૭-૫૮)માં એક મસ્જિદ બનાવરાવી. મલેક તગીને આશ્રય આપનાર સુમરાઓ પર વેર લેવા હિ.સ. ૭૬૩ (ઈ.સ. ૧૩૬૧[૪૨]) માં હયદળ ગજદળ તેમજ હોડીઓના કાફલા સહિત જંગી લશ્કર લઈ સુલતાન ફીરોઝશાહે રાજધાની ઠઠ્ઠા ઉપર આક્રમણ કર્યું. એનો સામનો ત્યાંના જામે[૪૩] એટલું જ શક્તિશાળી સૈન્ય લઈ કર્યો. એ વખતે દુકાળ અને મહામારીને લઈને[૪૪] સુલતાન ફીરોઝશાહને ભારે નુકસાન થયું, એની છાવણીમાં ખાદ્ય-સામગ્રી ઘટી ગઈ અને પોણા ભાગનું હયદળ રોગનું ભોગ બન્યું, આથી ઉમરાવોની સલાહથી લશ્કરી બળ ફરીથી મેળવવા બચેલા સૈનિકો સાથે ગુજરાત તરફ એણે પ્રયાણ કર્યું. એમાં સિંધી ભોમિયાઓએ કચ્છના રણમાં એના લશ્કરને જાણી જોઈને ખોટે માર્ગે દોર્યું. સૈનિકો દરેક પ્રકારની અછતને લઈને હેરાનપરેશાન થઈ ગયા. અંતે અનેક વિટંબણાઓ વેઠી, રસ્તામાં હજારો સૈનિકોને મરતા છોડી ભટકતાં ભટકતાં છએક મહિના બાદ સુલતાન ગુજરાતમાં આવી પહોંચ્યો (ઈ.સ. ૧૩૬૨ માં).



સુલતાન ફીરોઝશાહ ઠઠ્ઠામાં જામ સામે લડી રહ્યો હતો તે વખતે નિઝામુલ-મુલ્ક તરફથી સાધન-સામગ્રી ત્યાં પહોંચી ન હતી, તેથી રોષે ભરાયેલ સુલતાને એને નાઝિમ-પદ ઉપરથી બરતરફ કર્યો (ઈ.સ. ૧૩૬૨).[૪૫]

નિઝામુલ્મુલ્કે પોતાના વહીવટ દરમ્યાન ગુજરાતમાં આબાદી સુલેહશાંતિ અને સહીસલામતી જાળવવા ભગીરથ પ્રયત્નો કર્યા હતા અને નિયમિત રીતે મહેસૂલ શાહી ખજાનામાં પ્રતિવર્ષ ભરાતું રહ્યું હતું

**ઝફરખાન ફારસી** (ઈ.સ. ૧૩૬૨ થી ૧૩૭૧-૭૨)

સુલતાન ફીરોઝશાહે હવે શાહી દરબારના નામાંકિત અમીર 'ઝફરખાન ફારસી'ને નાઝિમ નીમ્યો (ઈ.સ. ૧૩૬૨).

સુલતાને ઈ.સ. ૧૩૬૩ નું આખુ ચોમાસું ગુજરાતમાં જ ગુજાર્યું અને એ દરમ્યાન ઘણોખરો સમય એ શિકારમાં રત રહ્યો હતો. એ ગાળામાં એણે ફોજી ભરતીનું કામ પણ ચાલુ રાખ્યું હતું. શસ્ત્રસરંજામનો કેટલોક પુરવઠો દિલ્હીથી મગાવ્યો. સર્વ પ્રકારની તૈયારી થઈ ગયા પછી એ જ સાલે સુલતાને ઠઠ્ઠા ઉપર આક્રમણ કરવા કૂચ કરી. નિઝામ ઝફરખાન પોતાના નાયબને આ પ્રદેશનો વહીવટ સોંપી સુલતાન સાથે રહ્યો.

ઝફરખાનનું મૂળ નામ તાજુદ્દીન મુહમ્મદ હતું. એણે હિ.સ. ૭૬૮(ઈ.સ. ૧૩૬૭)માં ઊના(જિ. જૂનાગઢ)માં અને હિ સં. ૭૭૨( ઈ.સ ૧૩૭૦–૭૧ )માં કપડવંજમાં મસ્જિદ બંધાવી હતી. એનું મૃત્યુ હિ. સ. ૭૭૧(ઈ.સ. ૧૩૬૯–૭૦) માં થયું હતું. એનો વહીવટ એકંદરે સારો હતો. એ કુરાનનો હાફિજ હતો.

એના વહીવટી સમયનો નોંધવા જેવો એક એવો બનાવ છે કે સુલતાન ફીરોઝશાહે એક ફોજ સૌરાષ્ટ્રમાં હિ. સ. ૭૭૦(ઈ.સ. ૧૩૬૮)માં શમ્સખાન અને મલેક ઇઝ્ઝુદ્દીન યહ્યાની સરદારી નીચે મોકલી હતી. શમ્સખાને જૂનાગઢને તાબે કર્યું હતું. ઇઝ્ઝુદ્દીન માંગરોળ (સોરઠ) પહોંચી ત્યાંના કુંવરપાલ સામે લડયો હતો અને કુંવરપાલ એમાં માર્યો ગયો હતો.[૪૬] ત્યાં જામે મસ્જિદનો પાયો નાખવામાં આવ્યો હતો, જેનું બાંધકામ હિ. સ. ૭૮૫(ઈ.સ. ૧૩૮૩)માં પૂરું થયું હતું. શાહી ફોજ સાથે સૈયદ સિકંદર મસઊદ[૪૭] નામના એક સંત આવ્યા હતા, તેમણે ત્યાં જ વસવાટ કર્યો હતો. માંગરોળના તિરમિઝી સૈયદ એમના ખાનદાનમાંથી ઊતરી આવેલા છે.



**દરિયાખાન ઉર્ફે ઝફરખાન ૨ જો** (ઈ.સ. ૧૩૭૧–૭૨ થી ૧૩૭૪)

સુલતાને ઝફરખાનના અવસાન પછી એના વડા પુત્ર દરિયાખાનને એનો જ ખિતાબ 'ઝફરખાન' એનાયત કરી ગુજરાતનો નાઝિમ નીમ્યો. એની વ્યવસ્થાશક્તિ અદ્દભુત હતી. ગુજરાતમાં સર્વત્ર શાંતિ પ્રસરી હતી. આજુબાજુના

પ્રદેશોમાં પણ એનો પ્રભાવ પડતો હતો, આથી સુલતાનના ગોઠિયાઓને એની ઈર્ષ્યા આવી અને એને આડું અવળું સમજાવી એને દિલ્હી બોલાવડાવી મગાવ્યો.

હિ.સ. ૭૭૩(ઈ.સ. ૧૩૭૧-૭૨)ના અરસામાં મલેક શમ્સુદ્દીન અબૂરાજા નાયબ નાઝિમ નિમાઈને ગુજરાતમાં આવ્યો. એ વિદ્વાન, શાયર અને મુત્સદ્દી હતો, પણ એની કામગીરીમાં એ વિશ્વાસપાત્ર ન હતો. એ લાંચ લેવા ટેવાયેલો હતો અને નાણાં ઉચાપત કરવામાં એ એક્કો હતો.[૪૮] પોતાની ઇચ્છા બર લાવવાને એણે લોકો ઉપર વિવિધ પ્રકારના જુલમ કર્યા હતા. આને લીધે ગુજરાત વેરાન થઈ ગયું અને મહેસૂલ ઘટી ગયું, આથી સુલતાને કોઈ યોગ્ય પુરુષને ગુજરાતનો વહીવટ કરવા મોકલવાનો નિશ્ચય કર્યો. ઝફરખાનના એક સંબંધી શમ્સુદ્દીન દામગાનીએ એ પ્રદેશનો વહીવટ મને સોંપવામાં આવે તો ચાલુ આવતી બે કરોડની વાર્ષિક આવક ઉપરાંત ૧૦૦ હાથી, ૪૦ લાખ ટંકા રોકડા અને હિંદી અને હબસી મળીને ૪૦૦ ગુલામ અને ૨૦૦ અરબી અને ઇરાકી ઘોડા હું દિલ્હી મોકલતો રહીશ એવું વચન આપ્યું, આથી સુલતાને એને સોનેરી કમરપટ્ટો, ભાલો, ચોડોલ (એક પ્રકારની પાલખી) વગેરે શાહી ચિહ્ન એનાયત કરી ગુજરાતનું નાઝિમપદ સોંપ્યું (ઈ.સ. ૧૩૭૪).

**શમ્સુદ્દીન દામગાની** (ઈ.સ. ૧૩૭૪-૧૩૮૦)

પોતાની નિમણૂક નાઝિમપદ ઉપર થયા બાદ શમ્સુદ્દીન દામગાની ભારે ઠાઠથી ગુજરાતમાં આવ્યો અને એણે વ્યવસ્થાનું કાર્ય કરવા માંડયું. થોડા જ દિવસમાં એને લાગવા માંડયું કે સુલતાનને આપેલું વચન પાળવું મુશ્કેલ છે, તેથી જ્યાં મળ્યું ત્યાંથી અને જે રીતે બન્યું તે રીતે એણે ધન એકત્રિત કરવા ઉપર પોતાનું ધ્યાન કેંદ્રિત કર્યું. રાબેતા મુજબ દર વરસે મહેસૂલની મોકલવાની રકમ એણે દિલ્હી મોકલી નહિ અને એણે પરદેશીઓને બાજુએ રાખી સ્થાનિક લોકો, રાજપૂત ઠાકોરો અને રાજાઓ સાથે મિત્રાચારીનો સંબંધ બાંધવા માંડ્યો. ગુજરાતમાં વસતા અફઘાન અમલદારો અને ત્યાં બાકી રહેલા સદા અમીરોએ એની આ નીતિનો વિરોધ કર્યો. આગળ ઉપર એણે ખુદ-મુખ્તાર હોવાની જાહેરાત કરી ત્યારે તેઓ સૌ ઉશ્કેરાટમાં આવી ગયા અને એક દિવસ સવારના પહોરમાં એના મકાનમાં પ્રવેશ કરી એની કતલ કરી.[૪૯] આના પરિણામે ગુજરાતમાં શાંતિ પ્રસરી ગઈ (ઈ.સ. ૧૩૮૦).[૫૦]



**ફર્હતુલમુલ્ક** (ઈ.સ. ૧૩૮૦-૧૩૮૮)

શમ્સુદ્દીન દામગાનીની કતલ થઈ એ પછી મલેક મુફર્રહને 'ફર્હતુલમુલ્ક'-

(રાજ્યનો આનંદ)નો ખિતાબ એનાયત કરી સુલતાને ગુજરાતનો નાઝિમ નીમ્યો. એણે લગભગ દસ વરસ ગુજરાતનો વહીવટ સુંદર રીતે કર્યો. એના સમયમાં પ્રદેશમાં શાંતિ રહી.

એના સમયમાં ઈડરના રાજપૂત રાજ્યમાં રાવ રણમલ્લ રાજ્ય કરતો હતો. સમગ્ર વાગડ, રાજસ્થાન અને માળવા ઉપર એનો પ્રભાવ હતો. ફર્હતુલ્મુલ્કે એની પાસે ખંડણીની માગણી કરી અને રાવે એ આપવાનો ઇન્કાર કર્યો, આથી ફર્હતુલ્મુલ્કે ઇડર ઉપર આક્રમણ કર્યું, પરંતુ રાવે એને ભારે શિકસ્ત આપી. એના ૧૭ હજાર સૈનિકો માર્યા ગયા (ઈ.સ. ૧૩૮૨). શ્રીધર વ્યાસે 'રણમલ્લ છંદ'માં આ ઘટના નિરૂપી છે.

હવે સુલતાનની વૃદ્ધાવસ્થા હતી. એમ બન્યું કે બે શાહજાદા ગુજરી જતાં ત્રીજા શાહજાદા મુહમ્મદખાનને 'નાસિરુદ્દીન મુહમ્મદશાહ'નો ખિતાબ આપી પોતાના વારસ તરીકે એની નિયુક્તિ કરી. નાસિરુદ્દીન મુહમ્મદશાહે ઈ.સ. ૧૩૮૭ માં મલેક યાકૂબ મુહમ્મદ હાજીને 'સિકંદરખાન'નો ખિતાબ એનાયત કરી એક ફોજ સાથે ગુજરાતમાં નાઝિમપદનો હોદ્દો સંભાળવા રવાના કર્યો.

સિકંદરખાન અહીં આવી પહોંચ્યો ત્યારે ફર્હતુલ્મુલ્કે એને વહીવટ સોંપવાનો ઇન્કાર કર્યો, આથી બંને વચ્ચે લડાઈ થઈ. ફર્હતુલ્મુલ્ક જીત્યો અને સિકંદરખાન એમાં માર્યો ગયો.

## સુલતાન નાસિરુદ્દીન મુહમ્મદશાહ

એ પછી સુલતાન ફીરોઝશાહનું ઈ.સ. ૧૩૮૮માં અવસાન થયું. આંતરિક કૌટુંબિક ઝઘડા ચાલુ જ હતા. સુલતાનપદે બેત્રણ નબીરાઓની ઝડપી ઊથલપાથલ થઈ. અંતે સામાના(પાણીપતની ઉત્તરે)ના સદા અમીરો અને અન્ય સરદારોએ નાસિરુદ્દીન મુહમ્મદશાહને મદદ કરી, જેથી એ તખ્ત ઉપર ઈ.સ. ૧૩૮૯ માં બેઠો.

**ફર્હતુલ્મુલ્ક (ઈ.સ. ૧૩૮૮-૧૩૯૧)**

ફીરોઝશાહી ખાનદાનની ખાનાજંગીનો પૂરેપૂરો લાભ ઉઠાવી ફર્હતુલ્મુલ્કે આ પ્રદેશના રાજપૂતો ઠાકોરો અને રાજાઓની સાથે મળી જઈ આપખુદ સત્તા સ્થાપવાના પ્રયત્ન કરવા માંડ્યો. મલેક યાકૂબ હાજી સિકંદરખાનને શિકસ્ત આપ્યા બાદ કેંદ્ર સરકાર તરફથી કોઈ પણ પ્રકારની કાર્યવાહી એની સામે થઈ નહિ, તેથી એને હિંમત આવી ગઈ હતી અને રાબેતા મુજબની મહેસૂલની રકમ દિલ્હી મોકલવાનું એણે બંધ કરી દીધું હતું. ત્યાંથી આવતાં ફરમાનોની પણ એણે અવગણના કરવા માંડી હતી.

ગુજરાતની મુસ્લિમ જનતા નાઝિમની આપખુદીને કારણે નારાજ હતી, આથી ફર્હતુલ્‌મુલ્કે એની સતામણી કરવા માંડી. એણે વિશેષે કરીને ખંભાતના વેપારીઓ ઉપર ભારે ત્રાસ ગુજાર્યો અને ગુજરાતના સ્થાનિક હિંદુ લોકોને ખુશ રાખવા ઉપર ધ્યાન કેંદ્રિત કર્યું, આથી મુસલમાનોએ ઉશ્કેરાટમાં આવી જઈ એક અરજી સુલતાન નાસિરુદ્દીન મુહમ્મદશાહ ઉપર દિલ્હી મોકલી આપી અને એમાં ફર્હતુલ્‌મુલ્કના જુલમો સામે ન્યાયની માગણી કરી.

**ઝફરખાન બિન વજીરુલ્‌મુલ્ક, 'મુઝફ્ફરખાન'** (ઈ.સ. ૧૩૯૧-૧૪૦૭)

આથી સુલતાને એને સ્થાને સૌથી પ્રતિષ્ઠિત અમીરોમાંનાં એક એવા વજીરુલ્‌મુલ્કના પુત્ર ઝફરખાનની નિમણૂક ગુજરાતના નાઝિમ તરીકે ઈ.સ. ૧૩૯૧ માં કરી એને 'મુઝફ્ફરખાન'નો ખિતાબ અને શાહી નિશાનો લાલ તંબુ તથા સફેદ છત્ર એનાયત કર્યાં.

સુલતાને એના પુત્ર તાતારખાનને પોતાના પુત્ર જેવો ગણીને પોતાની પાસે જામીન તરીકે રાખ્યો. ઝફરખાને ગુજરાતમાં આવી ફર્હતુલ્‌મુલ્ક સાથે સુલેહ-શાંતિ કરી એને સુલતાનના તાબા નીચે લાવવા માટે બે વાર પ્રયત્ન કર્યા, પરંતુ ફર્હતુલ્‌મુલ્કે એની અવગણના કરી. ઈ.સ. ૧૩૯૨ માં બંને વચ્ચે લડાઈ શરૂ થઈ. બંનેની ફોજો ઝનૂન અને જુસ્સાથી લડી. ફર્હતુલ્‌મુલ્ક જંગના મેદાનમાં ચુનંદા સવારોની ટુકડી લઈ ઝફરખાનની કતલ કરવા એને શોધતો હતો એટલામાં ઝફરખાનના એક ઘોડેસવારે એનો પીછો કરી પાછળથી એને એવો તો ઘાયલ કર્યો કે એ ઘોડાની પીઠ ઉપરથી ભોંય ઉપર પટકાઈ પડ્યો. સૈનિકોએ તરત જ એનું માથું ધડથી જુદું કરી ઝફરખાન સામે જઈને મૂક્યું. ફર્હતુલ્‌મુલ્કની ફોજ વેરવિખેર થઈ ગઈ અને ઝફરખાન વિજયી થઈ અણહિલવાડ પાટણમાં પહોંચ્યો. જે મેદાનમાં એને આ જીત મળી હતી ત્યાં એણે વસવાટ કરાવી એનું નામ 'જીતપુર' આપ્યું.

ઝફરખાને ઠેકઠેકાણે પોતાના વિશ્વાસુ માણસોને મુખ્ય સ્થાનો ઉપર નીમી બરાબર ચોકી ગોઠવી. આ રીતે બરાબર શાંતિ સ્થપાતાં એ હિ. સ. ૭૯૫ (ઈ.સ. ૧૩૯૨-૧૩૯૩)માં ખંભાતમાં પહોંચ્યો અને હાકેમ નીમી એણે શાંતિ સ્થપાય એવો પ્રબંધ કર્યો. પાછા ફરતાં એ અસાવલમાં રોકાયો અને ત્યાં પણ આવશ્યક બંદોબસ્ત કરી અણહિલવાડ પાટણ તરફ પહોંચ્યો.



## સુલતાન નાસિરુદ્દીન મહમૂદશાહ

ઈ.સ. ૧૩૯૩ માં સુલતાન મુહમ્મદશાહનું અવસાન થતાં એનો મોટો પુત્ર સિકંદરશાહ, ને થોડા માસમાં એનું પણ અવસાન થતાં એનો નાનો ભાઈ નાસિરુદ્દીન

મહમૂદશાહ સુલતાન થયો. એણે ગુજરાતમાં નાઝિમ તરીકે ઝફરખાનને ચાલુ રાખ્યો. ઝફરખાન એક સફળ સિપાહસાલાર હતો. ગુજરાત અને સૌરાષ્ટ્રના રાજપૂત ઠાકોરો અને રાજાઓ તેમજ માળવામાંના પડોશી મુસ્લિમ શાસકો સાથે હંમેશાં એ લડતો રહ્યો હતો. હિ સ. ૭૯૬(ઈ.સ. ૧૩૯૩–૯૪)માં ઈડરના વિખ્યાત રાજા રાવ રણમલ્લે દિલ્હીના સુલતાનને પરંપરાગત મોકલાતી ખંડણી મોકલવાનું બંધ કર્યું, આથી ઝફરખાને જંગી હાથીઓ સહિત એક મોટું લશ્કર લઈ ઈડર ઉપર ઓચિંતું આક્રમણ કર્યું. બધી બાજુથી ઘેરાઈ ગયેલા રાવે છેવટે સુલેહ કરી ઝફરખાને ખંડણી તરીકે ઘણું ઝવેરાત લીધા બાદ લડાઈ બંધ કરી અને એ ત્યાંથી અણહિલવાડ પાછો ફર્યો ઈ. સ. ૧૩૯૫માં ઝફરખાને ખાનદેશ અને ઝરદ(ઝાલાવાડ)માં પોતાની સત્તા દૃઢ કરી.

એ પછી એણે ઈ. સ. ૧૩૯૫માં સોમનાથ પાટણ તરફ કૂચ કરી અને ત્યાંનું મંદિર ભેદ્યું અને શહેરને લૂંટયું. ત્યાં એણે એક મસ્જિદ બંધાવી અને ઇસ્લામનો પ્રચાર કરવા મુલ્લાંઓ અને મોલવીઓ રાખ્યા. ત્યાંના પ્રદેશનો વહીવટ કરવા પોતાના તરફથી એણે થાણદાર નીમ્યો. પછી એ ચૂડાસમા રાજા પાસેથી ખંડણી લઈને અણહિલવાડ પાટણ પાછો ફર્યો.

પાટણ આવી ઝફરખાને મેવાડને તાબે રહેલા માંડલગઢ પર ચડાઈ કરી. ત્યાંના રાજપૂતોએ લાંબી ટક્કર ઝીલી, પણ ગઢમાં મરકી ફાટી નીકળતાં રાજપૂતોએ સુલેહ કરી. ત્યાંથી અજમેરની યાત્રા કરી સાંભર–ડીંડવાણા કબજે કરી પાછા ફરતાં મેવાડનાં દિલવાડા અને ઝિલવાડા તારાજ કરી ઝફરખાન ઈ. સ. ૧૩૯૮માં પાટણ પાછો ફર્યો. હવે એનો પુત્ર તાતારખાન દિલ્હીથી આવી એની પાસે રહ્યો.

હિ. સ. ૮૦૧(ઈ. સ. ૧૩૯૮–૯૯)માં ઈડરના સંપૂર્ણ વિજય અંગેનું પોતાનું અધૂરું રહેલું કાર્ય પૂરું કરવા નાઝિમ ઝફરખાને પાકી યોજના ઘડી. સૈનિકોને જંગલો સાફ કરી દેવાનો એણે હુકમ કર્યો અને રસ્તા પણ એમની પાસેથી સાફ કરાવ્યા, છતાં પણ ઝફરખાનને વિશેષ સફળતા સાંપડી નહિ. રાવ રણમલ્લે કરેલા વીરતાપૂર્વકના પ્રતીકારને લીધે એને પીછેહઠ કરવી પડી. હિ. સ. ૮૦૩(ઈ.સ. ૧૪૦૦)માં ઝફરખાને ફરીથી ઈડર પર આક્રમણ કર્યું અને ત્યાંના રાવે એનો બરાબર સામનો કર્યો, છતાં એમાં એ ફાવ્યો નહિ અને રાત્રિ દરમ્યાન એને વિસનગર તરફ નાસી છૂટવું પડયું. ઝફરખાને ઈડરમાંનાં હિંદુ મંદિરોનો નાશ કર્યો. એણે કિલ્લામાં રક્ષણાર્થે એક ફોજ મૂકી અને એ પાટનગરમાં પાછો ફર્યો, પરંતુ એ સ્થિતિ ઝાઝો સમય ચાલુ રહી

હોય એમ જણાતું નથી, કારણ કે ઈડર ફરીથી રાવના કબજામાં આવેલું જણાય છે.

બીજા વરસે એટલે કે હિ. સ. ૮૦૪(ઈ.સ. ૧૪૦૧–૦૨)માં સોમનાથના હિંદુ લોકોએ ફરીથી ત્યાંની મૂર્તિની પૂજા શરૂ કરી હોવાના સમાચાર ઝફરખાનને મળ્યા, તેથી એક ફોજ આગળ રવાના કરીને એ પંડે એની પાછળ ગયો. હિંદુઓએ એની ફોજનો બરાબર સામનો કર્યો, પરંતુ તેઓ એની સામે ટક્કર ઝીલી શક્યા નહિ, તેથી તેઓ દીવના ટાપુના કિલ્લા તરફ નાસી ગયા. ઝફરખાને એમનો પીછો કર્યો અને એમનામાંથી ઘણાની કતલ કરી, એમનું સેનાપતિપદ સંભાળનાર હમીર નામના ગોહિલ રાજપૂતને પકડી હાથીના પગ નીચે કચડાવી નાખ્યો. ઝફરખાને એ પછી દીવમાંનું મંદિર તોડાવી નાખ્યું અને એના સ્થાને મસ્જિદ ચણાવી. ત્યાં એણે કાઝીઓ અને મુફતીઓની નિમણૂક કરી અને એક ફોજ રક્ષણાર્થે મૂકી. એ પછી તાતારખાન આ બંને ચડાઈઓમાં પિતાની સાથે ગયો હતો તે પણ અણહિલવાડ પાટણ પાટનગરમાં પરત પહોંચ્યો.

## દિલ્હી સલ્તનતની પડતી

આ સર્વ બનાવો ગુજરાતમાં બન્યા તે દરમ્યાન દિલ્હી સલ્તનતની પડતી દશા હતી. રાજપૂત રાજાઓ ઠેર ઠેર બળવા કરતા રહ્યા હતા. મોટા અમીરો સરદારો સામંતો જાગીરદારો વગેરે સત્તા પ્રાપ્ત કરવા નિરંકુશ થઈ ગયા હતા. તેઓ યુક્તિ-પ્રયુક્તિ અજમાવતા રહેતા હતા. સુલતાન ફીરોઝશાહના સમયથી મહેલમાં જે પરદેશી ગુલામો નોકરી કરતા હતા તેઓ તોફાની અને બળવાખોર બન્યા હતા સલ્તનતના તખ્ત ઉપર નાસિરુદ્દીન મહમૂદશાહ હતો તે દરમ્યાન ઈ.સ. ૧૩૯૮ માં એક મહાન વિનાશક રાજકીય આંધી આવી. તીમૂરે અતુલ સંપત્તિ લૂંટવા માટે હિંદુસ્તાન પર આક્રમણ કર્યું અને દિલ્હી લૂંટી હાહાકાર વર્તાવ્યો. દરમ્યાન સુલતાન મહમૂદશાહે હારી, ત્યાંથી પલાયન કરી, પહેલાં ગુજરાત આવી મુઝફ્ફરખાનનો આશ્રય લીધો ને ત્યાં પોતાને માન-મરતબો ન મળતાં એ ત્યાંથી માળવા ગયો. દિલ્હી સલ્તનતની રહીસહી સત્તા પણ માટી ભેગી મળી ગઈ. તીમૂર ભારતમાંથી પાછો ફર્યો તે પછી પાંગળી બનેલી સત્તાને લઈને દેશમાં અંધાધૂંધી અને અવ્યવસ્થા વ્યાપ્યાં. મહમૂદશાહ ઈ. સ. ૧૪૦૧ માં દિલ્હી પાછો ફર્યો, પરંતુ હવે પ્રદેશના હાકેમો અને નાઝિમો સ્વતંત્ર શાસક થઈ બેઠા. ગુજરાતમાં તાતારખાને સ્વતંત્ર સત્તા ધારણ કરી (ઈ.સ. ૧૪૦૩). પરિણામે દિલ્હી અને ગુજરાત વચ્ચેનો સંબંધ તૂટી ગયો.

## પાદટીપ

૧. જુઓ, આ ગ્રંથમાળાનો ગ્રંથ ૪, પૃ. ૧૯૬.

૨. એજન, પૃ. ૯૭, ૧૦૫

૩. મૌ. અબુઝફર નદવી, 'ગુજરાતનો ઇતિહાસ', ભા. ૨. પૃ. ૬૨-૬૩ ('મિર્આતે મુસ્તફાબાદ, भा २. पृ. ५६ના આધારે ).

અલ્પખાને ચૌહાણ રાજપૂતો પાસેથી ઝાલોર છીનવી લીધું ને ત્યાર પછી નવસારી. ભરૂચ અને ગંધાર ઉપર જીત મેળવી એનો કબજો કર્યો એવું મૌલાના અબુઝફર નદવી નોંધે છે ('ગુજરાતનો ઇતિહાસ' ભા. ૨, પૃ. ૬૨) પરંતુ પ્રો કોમિસરિયેટ અલ્પખાનની સૂબાગીરી દરમ્યાન સુલતાન અલાઉદ્દીને જાલોર જીત્યું એવું નોંધે છે (*History of Gujarat*, Vol. I, p. 11 ) એ યથાર્થ છે. પદ્મનાભે 'કાન્હડદેપ્રબંધ'મા અલૂઘખાને(=ઉલૂઘખાને) ગુજરાત જીતી દિલ્હી જતાં જાલોર પર હુમલો કર્યો પરંતુ એમાં એ હારીને નામોશી પામ્યો એવું જણાવ્યું છે (कान्हडदे प्रबंध, पृ. ૧૨-૨૬). આ હુમલો ગુજરાત પરની ચડાઈ વખતે ઉલૂઘખાનની મારફતે થયો ગણાય. જાલોર પરની જીત તો અલાઉદ્દીનના રાજ્યકાલનાં અંતિમ વર્ષોમાં થઈ હતી. જે સમયે ગુજરાતમાં અલ્પખાનનો વહીવટ ચાલતો હતો, પરંતુ જાલોર પરની જીતમાં અલ્પખાને કંઈ સક્રિય ભાગ લીધો હોવાનું નોંધાયું નથી. નવસારી ભરૂચ અને ગંધાર ઉપર અલ્પખાને જીત મેળવ્યાનું મૌ. નદવી સાહેબે શાના આધારે લખ્યું હશે એ નોંધાયું નથી.—સં.

૪. આ બનાવ જિનપ્રભસૂરિના 'विविधतीर्थकल्प' कल्प ૧, શ્લો ૧૧૯–૧૨૦માં વર્ણવવામાં આવેલો છે. સમરારાસુનો વિષય પણ એ જ છે. વળી कक्कसूरि–कृत 'नाभिनन्दनजिनोद्धार–प्रबंध' માં પણ સમરા શાહે કરાવેલા તીર્થોદ્ધારનું નિરૂપણ છે. મુનિ જિનવિજયજીએ શત્રુંજયના જીર્ણોદ્ધારનું વર્ણન 'शत्रुंजयतीर्थोद्धार–प्रबंध' માં કરેલું છે.

૫. 'मिर्आते मुस्ताफ़ाबाद' (ઉર્દૂ) મુજબ ઉલૂઘખાન રાજા કર્ણદેવને હરાવી સોરઠ તરફ નીકળી ગયો હતો ત્યારે પાછા ફરતી વખતે એણે પાલીતાણા-શત્રુંજય જીત્યાં હતાં. શત્રુંજય પરના મંદિરનો નાશ એ સમયે થયો હશે.

૬. મૌ. અબુઝફર નદવી, 'ગુજરાતનો ઇતિહાસ', ભા. ૨, પૃ. ૬૨

૭. इसामी, 'फ़ुतूहुस् सलातीन'. पृ ३२९, ३३१



૮. बरनो,' तारीख़े फ़ीरोज़शाही," पृ. ३६९

૯. अमीर खुसरो, नोह सिपेहर' (હસ્તપ્રત), इसामी, एजन पृ ३४८ માં ઐનુલ-મુલ્કને મોકલવાનું લખેલ છે.

૧૦. अली मुहम्मदखान, "मिर्आते अहमदी". भा. १ पृ. ३७

૧૧. એક ખાસ હેતુથી આ કામ એણે કરાવ્યું હતું. ગુજરાત એનું વતન હતું એ ઉપર કબજો જમાવી લેવાની ખુસરોખાનની ઇચ્છા હતી. એમાં એને એના જ્ઞાતિભાઈઓની મદદ મળશે એવો પૂર્ણ વિશ્વાસ હતો. એમ કરી, ધન એકત્ર કરી એણે ફોજભરતી કરી. એ ખુદ-મુખ્તાર સત્તાનો પાયો નાખવાની મહત્ત્વાકાંક્ષા સેવતો હતો, પરંતુ હુસામુદ્દીન અપાત્ર હોવાને કારણે ખુસરોખાન ધારેલું કામ પાર પાડી શક્યો નહિ, બલ્કે એના ધ્યેયને હુસામુદ્દીને નુકસાન પહોંચાડયું.

१२ बरनी, 'तारीखे फ़ीरोज़शाही', पृ. ३९७

१३. बरनी, 'तारीखे फ़ीरोज़शाही', पृ. ३९८

१४. अली मुहम्मदखान, 'मिर्आते अह्मदी,' भा. १, पृ. ३८

१५. शेख गुलाम मुहम्मद, 'मिर्आते मुस्तफ़ाबाद,' भा. २, पृ. ५६

१६. बरनी, "तारीख़ फ़ीरोज़शाही', पृ. ८५९
ख्वाजा निजामुद्दीन, 'तब्क़ाते अकबरी', भा. १, पृ १९९
मुहम्मद कासिम, 'तारीखे फ़िरिश्ता,' जिल्द १, पृ. १३३

१७. 'तारीखे फ़िरिश्ता', जिल्द १, पृ. १३३-३४

१८. बरनी, 'तारीखे फ़ीरोज़शाही', पृ ४५४-५
यह्या सरहिंदी, 'तारीखे मुबारकशाही', पृ. ९९-१००
'तारीखे फ़िरिश्ता', पृ. १३३-३४ (લખનૌ) વગેરે

ખરી રીતે આ સુલતાનના નાઝિમો વિશે સમગ્ર ક્રમાનુક્રમ અને સંપૂર્ણ વિગતો મળતી નથી, આથી એના સંકલનમાં મુશ્કેલી રહે છે. —સં.

૧૯. એમ જણાય છે કે ગુલામ તરીકે એને તેલિંગાણાથી લાવવામાં આવ્યો હતો. એ કોઈ એક ગાયકનો પુત્ર હતો. ધીમે ધીમે પ્રગતિ કરીને મજકૂર પદ ઉપર પહોંચ્યો હતો.

૨૦. મુસલમાન ઇતિહાસકારોએ પરદેશી અમીરો માટે 'અમીરાને સદા' શબ્દનો ઉપયોગ કરેલો છે. બરનીએ દરેક ઠેકાણે એ જ નામ મૂકેલું છે. તારીખે ફિરિશ્તાના અંગ્રેજી તરજૂમામાં બ્રિગ્સે 'અમીરે વહીદ' (વર્તમાન અમીરો) નામ લખેલું છે, પરંતુ મૂળ ફારસી तारीखे फ़िरिश्ता, जिल्द १, पृ २५०માં 'અમીરાને સદા' છે. આ અમીરો મૂળ પરદેશથી આવેલા લોક હતા અને એ અનેક જાતિઓના હતા. તેઓ ભારતમાં વસવાટ કરીને રહ્યા હતા (Danison Ross, *Arabic History of Gujarat*, Introduction, Vol. III, pp. 31-32). એ સર્વ મુજબ 'અમીરાને સદા' સૈનિકોના સરદારોની ઉપાધિ હતી. વુલ્સ્લી હેઈગ (*The Cambridge History of India*, Vol, p. 106. f. n.) મુજબ તેઓ લગભગ સોએક ગામના જૂથમાં કરો ઉઘરાવાની મહેસૂલી

જવાબદારી સંભાળતા હતા. એના વેતન તરીકે એમને પાંચ ટકા હિસ્સો મળતો હતો. 'અમીરાને સદા' નો શબ્દાર્થ "સો-સોના અમલદારો" (Centurious officers) એવો થાય છે. मिरआते मुहम्मदी, पृ. ४१ પ્રમાણે મુઘલ સરદાર અમીર નવરોઝ સાથે મુઘલો મોટી સંખ્યામાં ભારતમાં આવ્યા હતા. અમીર નવરોઝ મુહમ્મદ તુગલુકની નોકરીમાં રહ્યો હતો, એમનામાંથી જે લોકો એક હજારની ફોજના અમલદાર બન્યા હતા તે 'હઝારા' અને જેઓ એકસોની ફોજના અમલદાર બન્યા હતા તેઓ 'સદા' ('સદ્' અર્થાત્ 'સો' ઉપરથી બનેલા) નામથી ઓળખાયા હતા. પાછળથી એમાંના હઝારા અમીરો અને સદા અમીરો દખ્ખણ માળવા અને ગુજરાતમાં મોટી સંખ્યામાં પ્રસરી ગયા હતા અને શક્તિશાળી બન્યા હતા. इसामी, 'फुतूहुस् सलातीन' पृ ४७९; मुहम्मद कासिम फ़िरिश्ता, 'तारीखे़ फ़िरिश्ता', भा. १, पृ. १४०

२१. *Rehla*, pp. 113 f.

२२. बरनी, 'तारीखे़ फ़ीरोज़शाही,' पृ. ५०७

२३. इसामी, 'फुतूहुस् सलातीन', पृ. ४८२

२४. बरनी, एजन, पृ. ५०७

२५. बरनी, एजन, पृ. ४८३–४८६

२६. बरनी, एजन, पृ. ५०१

२७. इसामी, 'फुतूहुस् सलातीन' पृ. ४८६–८७

૨૮. બરની (પૃ. ૫૧૨) આ મુજબ જણાવે છે, પરંતુ ફિરિશ્તાએ કહ્યું છે કે મુહમ્મદ કાસિમે મુઇઝ્ઝુદ્દીનને જ લશ્કર સાથે ડભોઈનો સામનો કરવાને મોકલ્યો હતો ડભોઇમાં ખાને જહાન મલેક મુકબિલ એને મળી ગયો. બંનેએ મળી બળવાખોરોને હરાવ્યા, (तारीखे़ फ़िरिश्ता, जि. १, पृ. १४१). પરંતુ એનું સમર્થન કોઈ અન્ય ઇતિહાસમાં મળતું નથી.

२९. इसामी, 'फुतूहुस् सलातीन', पृ. ४९१; बरनी, 'तारीखे़ फ़ीरोज़शाही', पृ ५१२

३०. बरनी, एजन, पृ. ५१३



३१. इसामी, 'फुतूहुस् सलातीन', पृ. ४९१–४९७

३२. बरनी, 'तारीखे़ फ़ीरोज़शाही', पृ ५१७

३३. इसामी, 'फुतूहुस् सलातीन', पृ. ५२५

३४. बरनी, 'तारीखे़ फ़ीरोज़शाही', पृ. ५२०–२१

૩૫. પીરમ બેટ ખંભાતના અખાતમાં ઘોઘાથી આશરે ૭ કિ.મી. અંતરે આવેલો છે.

૩૬. ભાવનગર રાજ્યના રાજકુટુંબનો આદ્ય પુરુષ સેજકજી હતો. મોખડાજી ગોહિલ એનો પૌત્ર થતો હતો.

૩૭. शेख गुलाम मुहम्मद, "मिर्आते मुस्तफ़ाबाद," भा. २, पृ. ५६. ઘોઘામાં મોખડાજી ગોહેલની સમાધિ છે.

૩૮. *Bombay Gazetteer, Vol. VIII (Kathiawad)*, p. 285

૩૯. बरनी, "तारीखे फ़ीरोज़शाही," पृ ५२३

પરંતુ ફિરિશ્તા આ બાબતમા તપાસ કરી બરનીના આ વૃત્તાંતનુ ખંડન કરે છે ને સ્પષ્ટ કરે છે કે મહમૂદ બેગડા સિવાય કોઈ બીજા સુલતાને જૂનાગઢનો કિલ્લો જીત્યો નહોતો ને સુલતાન મુહમ્મદ તુગલુકે રા'એ સ્વીકારેલી તાબેદારીને પૂરતી ગણી ઘેરો ઘાલવાનું માંડી વાળ્યું હતું (तारीखे फ़िरिश्ता, पृ. १४३). ડૉ. મિશ્ર આ વાતનુ સમર્થન આપતાં નોંધે છે કે રા'એ સ્વીકારેલી તાબેદારીને લીધે સુલતાનને એ પછી જૂનાગઢ જીતવા જવાની જરૂર પડી લાગતી નથી ને સુલતાને એ પછી જૂનાગઢની ઔપચારિક મુલાકાત લઈ ત્યાં દરબાર ભરેલો (*Rise of Muslim Power in Gujarat*, p. 121) —સં.

૪૦. ઘોરી કુટુંબના અમીરોને 'ખુદાબંદઝાદા' અને અબ્બાસી ખલીફાઓના વંશજ અમીરોને "મખદૂમઝાદા" કહેતા હતા.

૪૧. बरनी, "तारीखे फ़ीरोजशाही" पृ. ६९. એમાં સાલ આપવામાં આવી નથી, પરંતુ જે રીતે વિગત આપવામાં આવી છે તે ઉપરથી હિ. સ. ૭૫૯ (ઈ.સ. ૧૩૫૭) હોવાનું જણાય છે.

૪૨. કોઈ પણ ઇતિહાસગ્રંથમાં ઠઠ્ઠા ઉપરના આક્રમણની સાલ મળતી નથી, પરંતુ ઇતિહાસની કેટલીક વિગત ઉપરથી ઉપર જણાવેલી સાલ હોવાનું જણાય છે.

૪૩. Ishwari Prasad, *Medieval India*, p. 310, *The Delhi Sultanate*, p. 95

૪૪. शम्स शीराज़ अफीफ, 'तारीखे फ़ीरोजशाही', पृ. २०३

૪૫. एजन, पृ. २१९–२२१

૪૬. આ અગાઉ સુલતાન મુહમ્મદશાહ તુગલુકે ગિરનારનો ગઢ જીત્યો હતો અને એના નજીકના પ્રદેશ, કિનારા સહિત, એના તાબામાં હતા, જેમાં માંગરોળ(સોરઠ)નો ભાગ પણ હતો. બહુધા સુલતાન મુહમ્મદશાહના અવસાન પછી એ પ્રદેશો સ્વતંત્ર થઈ ગયા હતા અને ગિરનારનો ગઢ મજબૂત હતો તેથી ગુજરાતના નાઝિમોએ એનો સામનો કરવાની હિંમત કરી ન હતી હવે સુલતાન ફીરોઝશાહ ગુજરાતમાં આવ્યો ત્યારે એણે ફોજ મોકલી.

૪૭. શેખ ગુલામ મુહમ્મદે ('मिर्‌आते मुस्तफाबाद'માં) એમની ગણતરી ફીરોઝ-શાહના સરદારોમાં કરી છે. પરંતુ એમ કરવામાં એની ભૂલ છે. એ સૈયદ સિકંદર મુજાહિદ (એટલે કે મજહબ માટે લડનારાઓ) પૈકીમાંના હતા. એ પછી એમણે ત્યાં જ વસવાટ કર્યો હતો. એમને સુલતાન તરફથી દેવલપુર નામના એક ગામની આવક સદંતર મળી હતી. એ પછી એ ગામનું નામ બદલી "મખદૂમપુર"(આજનું મકતુપુર, તાલુકો માંગરોળ, જિલ્લો જૂનાગઢ) રાખવામાં આવ્યું હતું. એમનું અવસાન ઈ.સ. ૧૪૨૧ માં થયું હતું. એમની કબર ત્યાં માંગરોળ નજીક બંદર પાસે છે અને ત્યાં ઉરસ ભરાય છે.

૪૮. જેમકે એક વખત ફરમાન આવ્યું કે વેપારીઓ નાઇલ પાસેના ટાપુમાંથી હાથી લાવે છે, રસ્તામાં એમાંથી કોઈ મરી પણ જાય છે, તેઓની કિંમત શાહી ખજાના-માંથી ચૂકવવામાં આવશે. મલેક શમ્સુદ્દીન અબૂ રજાએ કેટલાયે હાથીની કિંમતના પૈસા એ મરી ગયા હોવાનું જણાવી, બનાવટી બિલ રજૂ કરી વસૂલ કરી લઈને હજમ કર્યા હતા. (शीराज़ अफीफ, 'तारीखे फ़ीरोज़शाही' पृ ४६०).

૪૯. यह्या सरहिंदी, 'तारीख़ मुबारकशाही' पृ. १३२; बदाऊनी, 'मुन्तख़बुत् तवारीख़,' भा. १, पृ. २५०–५१०; शीराज़ अफीफ, 'तारीखे फ़ीरोज़शाही,' पृ. ५१

૫૦. શમ્સ શીરાજ અફીફના 'तारीखे फ़ीरोज़शाही'માં આ સાલ આપી છે, કેટલાક ઇતિહાસોમાં આ બનાવ હિ. સ. ૭૭૮(ઈ.સ. ૧૩૭૬-૭૭)માં બન્યો હોવાનું નોંધાયું છે.

*

પ્રકરણ ૩

# ગુજરાત સલ્તનત : સ્થાપના અને સ્થિરતા

દિલ્હી સલ્તનતની સત્તા સામે ગુજરાતમાં અવારનવાર બળવા થયા કરતા હતા. આખરે એવો સમય આવ્યો કે ગુજરાતમાં નાઝિમ સ્વતંત્ર રીતે વહીવટ કરવા લાગ્યો ને આગળ જતાં એમાંથી ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનત સ્થપાઈ.

## નાઝિમ ઝફરખાન

દિલ્હીના સુલતાન નાસિરુદ્દીન મુહમ્મદશાહ તુગલુકે ઈ.સ. ૧૩૯૧ માં ઝફરખાનને નાઝિમ નીમી ગુજરાતમાં મોકલ્યો હતો. એનો પુત્ર તાતારખાન[1] દિલ્હીની રાજકીય અંધાધૂંધી દરમ્યાન પોતાના તરફથી ભાગ ભજવી રહ્યો હતો, અને દિલ્હી સલ્તનતનું તખ્ત હાંસલ કરવાની મહત્ત્વાકાંક્ષા સેવી રહ્યો હતો.[2]

એ ઈ.સ. ૧૩૯૮ ના ઑગસ્ટ–સપ્ટેમ્બરમાં ગુજરાતના પાટનગર અણહિલવાડ પાટણમાં આવ્યો[3] અને એણે પિતા ઝફરખાનને દિલ્હી સલ્તનતની અંધાધૂંધીથી વાકેફ કર્યો. એમ કરીને એણે ગુજરાતમાં એક બળવાન લશ્કર એકત્રિત કરી દિલ્હી જીતી લેવાનો પોતાનો ઇરાદો એની આગળ પ્રદર્શિત કર્યો, પરંતુ ઝફરખાન તો દૂરંદેશી અને મુત્સદ્દી હોઈ ને ચાલુ રાજકીય પરિસ્થિતિ એમ કરવા માટે પ્રતિકૂળ હોવાનું સમજતો હતો, તેથી એણે તાતારખાનને એ બાબતમાં આગળ પગલાં ન ભરવા સમજાવ્યો. એટલામાં તીમૂરના આક્રમણની ખબર પણ આવી અને તાતારખાનને પોતાની યોજના પડતી મૂકવી પડી. એ પછી એ ગુજરાતમાં જ રહ્યો અને ઝફરખાને ઈડર અને સોમનાથ ઉપર આક્રમણ કર્યાં ત્યારે એની સાથે રહી એને એ મદદ કરતો રહ્યો.

તીમૂરની ચડાઈ પછી સલ્તનતમાં અંધાધૂંધી અને અવ્યવસ્થા વ્યાપી એનો લાભ લઈ પ્રદેશના હાકેમો અને નાઝિમો સ્વતંત્ર શાસક બની બેઠા અને એ જ રીતે ઝફરખાને પણ દિલ્હી સલ્તનતની સત્તાની અવગણના કરી ગુજરાતમાં સ્વતંત્ર રીતે શાસન કરવા માંડયું, પરંતુ સુલતાન તરીકેનો વિધિસરનો ખિતાબ એણે ધારણ કર્યો નહિ.

## સુલતાન મુહમ્મદશાહ ૧ લો (ઈ.સ. ૧૪૦૩ થી ૧૪૦૪)



તાતારખાને દિલ્હી સલ્તનત ઉપર કાબૂ મેળવવાની મજકૂર મહત્ત્વાકાંક્ષાનો ત્યાગ કર્યો ન હતો. એણે ઈ.સ. ૧૪૦૩ માં એની પુરાણી યોજના અમલમાં મૂકવા દેવાની વિનંતી પિતા ઝફરખાનને કરી અને એણે એવી ખાતરી પણ આપી કે 'દિલ્હીના લોકો પોતાના શાસક તરીકે મને જરૂર સ્વીકારશે.' સાઠ વર્ષની વયના, રાજકારણમાં રીઢા અને અનુભવી ઝફરખાને એ ખોટું સાહસ માથે વહોરવાની સંમતિ કેમે કરી આપી નહિ. બૂઢો બાપ કોઈ પણ રીતે એની મમતથી ચલિત થાય એમ નથી એવું તાતારખાનને લાગ્યું ત્યારે એણે થોડા સમય બાદ એને જકડી લઈને અસાવલમાં કેદ કરાવી દીધો[૪] અને ત્યાં ઈ.સ. ૧૪૦૩ ના ડિસેમ્બર ૧૪૦૪ ના જાન્યુઆરી દરમ્યાન 'મુહમ્મદશાહ' ખિતાબ ધારણ કરીને પોતે તખ્ત ઉપર બેઠો. આમ નાઝિમ ઝફરખાન ગુજરાતનો પ્રથમ સ્વતંત્ર શાસક બન્યો હતો, પણ ગુજરાતનો પ્રથમ સત્તાવાર સુલતાન તો એનો પુત્ર તાતારખાન થયો.

તખ્તનશીન થયા પછી તરત જ સુલતાન મુહમ્મદશાહ ભરૂચની પૂર્વમાં રાજપીપળા પાસે આવેલા નાંદોદના[૫] બળવાખોર હિંદુ ગોહિલ રાજા ગેમલસિંહજીને[૬] નસિયત કરવા પહોંચ્યો અને એને શરણે લાવી એની પાસેથી ખંડણી ભરવાનું કબુલાવ્યું. ત્યાંથી એ દિલ્હીની દિશામાં ફર્યો ત્યારે પહાડમાંની જંગલી આબોહવાને લઈને રસ્તામાં નર્મદા નદીના ઉત્તર કાંઠા ઉપર આવેલા શિનોરમાં એની તબિયત બગડી અને એ ગુજરી ગયો.

એના એકાએક થયેલા અવસાનના કારણની બાબતમાં કેટલાક ઇતિહાસકારો કહે છે કે એને શરાબની એવી તો લત હતી કે તખ્તનશીની પછી બે મહિના અને થોડા દિવસમાં જ એ એનો ભોગ બન્યો.[૭] એ અંગે બીજું કારણ[૮] એ પણ આપવામાં આવે છે કે ઝફરખાનના નાના ભાઈ શમ્સખાન દમદાનીને તાતારખાને 'નુસ્રતખાન'નો ખિતાબ આપી વકીલુસ સલ્તનત (મુખ્ય વજીર) નીમ્યો હતો. ઝફરખાને એની પાસે છૂપી રીતે પોતાનો ખાસ વિશ્વાસુ માણસ મોકલી એની મારફત એને પોતાની ખરાબ કેદી દશાથી વાકેફ કર્યો અને તાતારખાનને ખતમ કરી પોતાને એની પકડમાંથી છોડાવવા વિનંતી કરી. શમ્સખાન એ સમયે તાતારખાન (સુલતાન મુહમ્મદશાહ) સાથે શિનોર[૯] નજીક નાખેલી છાવણીમાં હતો. પોતાના વડીલ બંધુને મુક્ત કરવા એણે પોતાના ભત્રીજા તાતારખાનને શરાબમાં ઝેર[૧૦] અપાવી મરાવી નખાવ્યો અને એ પછી અસાવલ પહોંચી ઝફરખાનને કેદમાંથી બહાર

કાઢયો (ઈ.સ. ૧૪૦૪નો ફેબ્રુઆરી–માર્ચ). આમ મુહમ્મદશાહે લગભગ બે મહિના રાજ્ય કર્યું.

એ પછી ઝફરખાને તાતારખાનની દફનક્રિયા પાટણમાં કરાવી. ઉપર મુજબની લાચાર અવસ્થામાં ઝફરખાને પુત્રને મરાવી તો નાખ્યો, પરંતુ એ પછી જીવનની છેલ્લી ઘડી સુધી એની આંખમાંથી રુદનનાં આંસુ કદી સુકાયાં ન હતાં.[11]

## સુલતાન મુઝફ્ફરશાહ ૧ લો (ઈ.સ. ૧૪૦૭ થી ૧૪૧૧)

તાતારખાનના અવસાન પછી ત્રણ વરસ અને ચાર મહિનાનો સમય ગુજર્યો એ બાદ આખરે અમીરો સરદારો અને સિપાહસાલારોના આગ્રહને[12] વશ થઈ હિ. સ. ૮૧૦(ઈ.સ. ૧૪૦૭)માં ઝફરખાન-મુઝફ્ફરખાને 'મુઝફ્ફરશાહ'[13] ખિતાબ ધારણ કરી, વીરપુર મુકામે શાહી નિશાનો ધારણ કરી પોતાના નામના સિક્કા પડાવ્યા. આમ જાહેર રીતે એ સ્વતંત્ર સુલતાન થયો.

એ પછી સુલતાન મુઝફ્ફરશાહે તાતારખાનના પુત્ર અહમદખાનને પોતાનો વલીઅહદ ' (રાજ્ય–વારસ) નીમ્યો અને એને રાજ્યવહીવટની તાલીમ આપવા માંડી.

ગુજરાતમાં આ બન્યું તે દરમ્યાન માળવાના સુલતાન દિલાવરખાન-(ઈ.સ. ૧૪૦૧–૧૪૦૫)ને એના શાહજાદા અલ્પખાને ઝેર અપાવી મરાવી નખાવ્યો હતો અને એ પોતે 'હૂશંગશાહ' ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો હતો. એ દિલાવરખાન સુલતાન મુઝફ્ફરશાહનો મિત્ર હતો, આથી પોતાની તખ્તનશીની પછી એટલે કે ઈ.સ. ૧૪૦૭ના સપ્ટેમ્બર–ઑક્ટોબરમાં મુઝફ્ફરશાહે માળવાના પાયતખ્ત ધાર ઉપર ચડાઈ કરી સુલતાન હૂશંગશાહને હરાવ્યો અને ગિરફતાર કર્યો.[14] એ પછી પોતાના ભાઈ નુસ્રતખાન એટલે કે શમ્સખાન દમદાનીને એણે ત્યાંનો શાસક નીમ્યો. એણે માળવામાં એવો તો કેર વર્તાવ્યો કે લોકો એને નફરત અને ધિક્કારની નજરે જોવા લાગ્યા. લશ્કરે એને ત્યાંથી તગેડી મૂક્યો અને મૂસાખાન નામના, હૂશંગશાહના પિતરાઈ ભાઈને એના સ્થાને શાસક નીમ્યો. એ પછી હૂશંગશાહે માફી માગી અને આજીજી કરી. તદુપરાંત એના પુત્ર મુહમ્મદશાહની સિફારશને લક્ષમાં લઈ સુલતાને વલીઅહદ અહમદખાનને માર્ગદર્શન આપી હૂશંગશાહને ફરીથી માળવાના તખ્ત ઉપર સ્થાપિત કરવા મોકલ્યો. સફળતાપૂર્વક સોંપેલી કામગીરી અદા કરી એ અણહિલવાડ પાટણમાં પરત આવ્યો (ઈ.સ. ૧૪૦૮).

આ દરમ્યાન મુઝફ્ફરશાહે દિલ્હીના સુલતાન મહમૂદશાહની મદદે દિલ્હી લશ્કર મોકલ્યું, પણ તેવામાં ઇબ્રાહીમશાહે દિલ્હીનો ઘેરો ઉઠાવી લેતાં મુઝફ્ફરશાહનું લશ્કર પાટણ પાછું ફર્યું.

ઈ.સ. ૧૪૦૯ માં સુલતાન મુઝફ્ફરશાહે એક ફોજ અમીર ખુદાવંદખાનની સિપાહસાલારી નીચે કચ્છમાં વાગડમાં આવેલા કંથકોટમાં[૧૫] રહેતી માથાભારે ટોળીઓને વશ કરવા રવાના કરી. ત્યાં વિજય મેળવી એ પાછી આવી.

વૃદ્ધાવસ્થાની વિવિધ પ્રકારની નબળાઈઓને લઈને રાજ્યવહીવટ કરવામાં અશક્ત થતાં એણે અગાઉથી રાખેલા વલીઅહદ અહમદખાનને ઈ.સ. ૧૪૧૦ માં 'અહમદશાહ' ખિતાબ સાથે તખ્ત ઉપર બેસાડ્યો અને પોતે નિવૃત્ત થયો. એ પછી પાંચ મહિના અને તેર દિવસ બાદ એ ગુજરી ગયો (ઈ.સ. ૧૪૧૧).

'મિરૂઆતે સિકંદરી'નો કર્તા 'તારીખે બહાદુરીશાહી'નો આધાર આપી જણાવે છે કે સુલતાન મુઝફ્ફરશાહે અસાવલમાં કોળી લોકોએ કરેલા બંડને સમાવી દેવા અહમદખાનને એક ફોજ આપી મોકલ્યો. અણહિલવાડ પાટણની બહાર જઈને એણે ખાન સરોવર નજીક છાવણી નાખી. ત્યાં એણે ઉલેમાઓની મજલિસ ભરી અને એમાં એમને પ્રશ્ન કર્યો કે જો એક બીજાને અન્યાયી રીતે મારી નાખે તો મરનાર શખ્સના પુત્રે એના બાપના મૃત્યુનું વેર લેવું એ કાયદેસર છે કે નહિ. એમણે હકારમાં ફતવો આપ્યો. એ પછી એ પાટણ આવ્યો અને એના દાદા મુઝફ્ફરશાહને પકડી ઝેરનો પ્યાલો પી જવાની ફરજ પાડી. સુલતાને એ સમયે ભારે સંતાપ અનુભવ્યો ને અહમદખાનને શિખામણ આપી. એની દફનક્રિયા પાટણના કિલ્લામાં કરવામાં આવી[૧૬] (ઈ.સ. ૧૪૧૧).[૧૭]

## મુઝફ્ફરશાહના પૂર્વજો

મુઝફ્ફરશાહ ગુજરાતનો નાઝિમ નિમાયો ત્યારે એને 'મુઝફ્ફરખાન'નો ઇલકાબ મળ્યો હતો. એનું મૂળ નામ ઝફરખાન હતું. એ વજીરુલમુલ્કનો પુત્ર હતો. વજીરુલમુલ્ક અને એનો ભાઈ શમશેરખાન મૂળમાં ટાંક જાતિના રાજપૂત હતા.[૧૮] એમનું મૂળ નામ અનુક્રમે 'સધારન' અને 'સાધુ' હતું. તેઓએ પોતાની બહેન તુગલુક શાહજાદા ફીરોઝને પરણાવી હતી. પછી તેઓએ દિલ્હીમાં વસવાટ કરેલો ને ઇસ્લામ ધર્મ અંગીકાર કરેલો.[૧૯] પછી ફીરોઝશાહે તખ્તનશીન થતાં તેઓને ખિતાબ આપી શાહી દરબારમાં અમીર બનાવ્યા હતા. આમ ગુજરાતના સુલતાનો મૂળમાં હિંદુ રાજપૂત હતા.



## સુલતાન અહમદશાહ ૧ લો

ઓગણીસ વરસની કાચી વયે અહમદખાન[૨૦] 'અહમદશાહ' ખિતાબ ધારણ કરી સુલતાન બન્યો (ઈ.સ. ૧૪૧૧).

**પિતરાઈઓનો બળવો**

સુલતાન મુઝફ્ફરશાહે પોતાના હયાત પુત્રોના હક્કની અવગણના કરીને આ પૌત્રને વારસ નીમ્યો હતો, તેથી ફીરોઝખાન, હૈબતખાન, સઆદતખાન અને શેરખાન નામના એમના ચાર પુત્રો (એટલે કે અહમદશાહના ચાર કાકા) અને પૌત્રો બળવો કરે એ સ્વાભાવિક હતું. તેઓ પૈકીના વડા ફીરોઝખાન તથા એના પુત્ર મોદૂદે બળવો કરવાનું કાવતરું રચવામાં આગળ પડતો ભાગ લીધો. એમને સાથ આપનારાઓમાં જીવણદાસ ખત્રી અને પ્રયાગદાસ નામના હિંદુ સરદારો પણ હતા.[૨૧]

માળવાનો સુલતાન હૂશંગશાહ સુલતાન અહમદશાહની મુશ્કેલીઓનો લાભ લેવા આતુર હતો, તેથી, કેટલાક આધાર મુજબ, સુલતાન અહમદશાહે એને પોતાની કુમકે બોલાવ્યો ત્યારે એણે એની વિનંતીની અવગણના કરી, જ્યારે બીજા કેટલાક આધાર મુજબ, બળવાખોરોએ સાથે મળી સુલતાન હૂશંગશાહને દર કૂચે મોટી રકમ ખર્ચ પેટે આપવાની કબૂલાત કરીને પોતાની મદદે બોલાવ્યો.[૨૨] તદુપરાંત તેઓએ ગુજરાતના જમીનદારોને ઘોડા અને પોશાક ભેટ તરીકે મોકલીને પોતાની સાથે જોડાવાને પેગામ પાઠવ્યા. ફીરોઝખાને એ બળવાની નેતાગીરી લીધી અને એણે જીવણદાસને પોતાનો વજીર નીમ્યો.[૨૩] એ સર્વેએ સાથે મળી એક લશ્કર ભેગું કર્યું અને ખંભાત તરફ કૂચ કરી. એ પછી તેઓ ભરૂચ તરફ આગળ વધ્યા. જીવણદાસ ખત્રીનો વિચાર પાટણ ઉપર આક્રમણ કરવાનો હતો. એ બાબતમાં અમીરોમાં માંહોમાંહે મતભેદ પડ્યો અને ઝઘડા થયા તેમાં જીવણદાસ ખત્રી માર્યો ગયો.[૨૪] એમાં ઘણુંખરાં સૈન્ય એમનો પક્ષ છોડી દઈને સુલતાનને જઈ મળ્યાં, આથી સંઘ તૂટી ગયો. ફીરોઝખાને ભરૂચ તરફની કૂચ ચાલુ રાખી. સુલતાન અહમદશાહ પણ એ દિશામાં આગળ વધ્યો. ભરૂચ પહોંચી કિલ્લાને ઘેરો ઘાલ્યો અને જે અમીરો અને બળવાખોરોના કબજામાં ભરૂચના કિલ્લાનો કબજો હતો તેમના ઉપર એણે સમાધાનકારી પત્રો લખ્યા,[૨૫] જેના પરિણામે બળવાખોરો શરણે આવ્યા. એમને માફી આપીને સુલતાને ફીરોઝખાનની જાગીર, જે વડોદરામાં હતી તે, બદલી નવસારીમાં આપી અને કોઈ પણ પ્રકારની વેરવૃત્તિ રાખ્યા વિના અન્ય બળવાખોર અમીરોને પણ એમની જાગીરોમાં મોકલી આપ્યા.



સુલતાન હૂશંગશાહ માટે એ બળવો નિરાશાજનક નીવડ્યો, કારણ કે મુશ્કેલી દૂર થઈ ગયા બાદ એ ગુજરાતમાં આવ્યો. એણે અહમદશાહની ઉત્તર

ગુજરાતમાંની ગેરહાજરીનો લાભ લેવા પ્રયત્નો કર્યા. એણે વેરાન માર્ગોથી ત્યાં આવી પહોંચી એ ભાગ ઉપર આક્રમણ કર્યું. સુલતાન અહમદશાહ પૂર ઝડપે ભરૂચથી ત્યાં જઈ પહોંચ્યો. દરમ્યાન હૂશંગશાહને બળવો સમી ગયાની ખબર મળતાં એ માળવા પરત ચાલ્યો ગયો.[૨૬] આ આક્રમણ વખતે બહુધા એણે ઘણી લૂંટફાટ કરી હતી સુલતાન અહમદશાહનો એક અમીર ઇમાદુલ્મુલ્ક એની પાછળ પાછળ ગુજરાતની સીમા સુધી ગયો. એણે ત્યાંથી પાછા ફરતાં જે રાજપૂત જમીનદારોએ સુલતાન હૂશંગશાહને સાથ આપ્યો હતો તેમને પકડી સુલતાન અહમદશાહ આગળ હાજર કર્યા અને એણે એમને યોગ્ય સજા કરી.

**અમદાવાદ વસાવ્યું**

આ બળવો શાંત કર્યા પછી અહમદશાહ અસાવલમાં આવ્યો. ત્યાંનાં હવાપાણી એને પસંદ આવ્યાં, આથી એણે પોતાના પીર શેખ અહમદ ખટ્ટૂ ગંજબક્ષની સંમતિથી અસાવલની ઉત્તરે નવું નગર વસાવ્યું (ઈ.સ. ૧૪૧૧). એનું નામ અહમદશાહના નામ પરથી 'અહમદાબાદ' રાખવામાં આવ્યું. આ જ હાલ 'અમદાવાદ' તરીકે જાણીતું છે. અહમદશાહે હવે પોતાનું પાયતખ્ત અણહિલવાડ પાટણથી ત્યાં ખસેડયું.

## પાદટીપો

૧. એનું મૂળ નામ 'મુહમ્મદ' હતું. અને સુલતાન નાસિરુદ્દીન મુહમ્મદશાહ તુગલુકે 'તાતારખાન' ખિતાબ એનાયત કરીને એને વજીર નીમ્યો હતો.

૨. मिरआते सिकंदरी, पृ. १६

૩. तबक़ाते-अकबरी, भा. ३, पृ. ९०; तारीखे फ़िरिश्ता (उर्दू अनुवाद) भा. ४, पृ. १८१-१८२

૪. मिरआते सिकंदरी(पृ. २२)માં કર્તાએ એ જણાવ્યું છે કે મુઝફ્ફરશાહે અસાવલમાં પોતાના પુત્ર તાતારખાનને તખ્ત ઉપર બેસાડયો અને એ પોતે નિવૃત્ત થયો પરંતુ પાછળથી એ જ લખે છે કે ગુજરાતના લોક એવું કહે છે કે તાતારખાને પોતાના ખોટા સલાહકારોની ચડવણીથી પોતાના પિતાને કેદ કરી રાજ્યની લગામ પોતાના હાથમાં કરી લીધી હતી. અન્ય ઇતિહાસમાં કેદ કર્યાની વાતને સમર્થન મળે છે (જેમ કે मिरआते अहमदी, भा. १, पृ. ४३); જોકે સલ્તનત તરફથી બનાવેલી જે નોંધો છે તેમાં તો ઝફરખાને વહીવટ પોતાના પુત્રના હિતમાં છોડી દીધાનું જણાવવામાં આવેલું છે ('तारीखे महमूदशाही', હસ્તપ્રત, મુંબઈ).

૫. કરજણ નદીના કાંઠે સુરતથી ઈશાન ખૂણામાં ત્રીસેક માઈલ ઉપર એ આવેલું છે. નાંદોદના રાજ્યનો પ્રદેશ ડુંગરાળ હોવાને કારણે સુરક્ષિત હોવાનો વિશ્વાસ ત્યાંના રાજાને હતો. તેથી સુલતાનની સત્તાને એ માન્ય રાખતો ન હતો. આથી સુલતાન મુહમ્મદશાહે એની ઉપર આક્રમણ કર્યું હતું.

૬ मिर्आते सिकंदरी, पृ. २२; मिर्आते अह्मदी, भा. १, पृ. ४३; तबक़ाते अकबरी, भा. ३, पृ. ६१–१२. શ્રી રત્નમણિરાવ ભીમરાવ જોટ ત્યાં ગોહિલ રાજા ગેમલસિંહજી રાજય કરતો હતો એમ જણાવે છે (ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ: ઇસ્લામયુગ, ખંડ ૧, પૃ. ૨૭૦).

૭ तबक़ाते अकबरी, भा. ३, पृ. १२

૮. આ કારણ પણ तबक़ाते अकबरी, भा ३, पृ. ९२–९३માં જણાવવામાં આવેલું છે.

૯. શિનોર વડોદરા જિલ્લામાં નર્મદા કિનારાથી થોડે જ દૂર આવેલું છે.

૧૦. 'तारीखे मुबारकशाही', पृ. १७२; तबक़ाते अकबरी, भा. ३, पृ. ९२, પરંતુ मिर्आते सिकंदरी (पृ. २३) અને मिर्आते अह्मदी (भा. १, पृ. ४३–४४)માં શમ્સખાન દન્દાનીનું નામ નથી. એને બદલે સુલતાનનો એક સંબંધી એવો ઉલ્લેખ છે.

૧૧. मिर्आते सिकंदरी, पृ. २४; मिर्आते अह्मदी, भा. १, पृ. ४४

૧૨. तबक़ाते अकबरी, भा. ३, पृ. ९२–९३

૧૩. ઇતિહાસોમાં એ મુઝફ્ફરશાહ પહેલાના નામથી ઓળખાય છે.

૧૪. 'मआसिरे–रहीमी' भा. २, पृ. १३४; तारीखे फ़िरिश्ता' (ઉર્દૂ), भा. ४, पृ. १८२, 'तबक़ाते अकबरी', भा. ३, पृ. ९३

૧૫. *Bombay Gazetteer*, Vol V, p. 227, S. H. Hodiwala, *Studies in Indo-Muslim History*, p. 302

૧૬. 'मिर्आते सिकंदरी', (पृ. २७) અને 'मिर्आते अह्मदी' (भा १, पृ. ४४)માં આ વિગત આપવામાં આવેલી છે અને એ જ પ્રમાણે 'तारीखे सलातीने गुजरात'માં પણ છે. 

૧૭. 'तारीखे बहादुरशाही'ના આધારે 'मिर्आते सिकंदरी' (पृ. २८ વડોદરા)માં મૃત્યુનો સમય હિ. સ. ૮૧૩ ના સફર મહિનાના અંત ભાગ (ઈ સ. ૧૪૧૦ ના જૂન) માં આપેલો છે. 'मिर्आते अह्मदी' (भा. १ पृ. ४५)માં પણ એ જ છે, પરંતુ 'तारीखे फ़िरिश्ता' માં હિ.સ. ૮૧૪ની રબી-ઉસ્-સાની (ઈ.સ. ૧૪૧૧ની જુલાઈ) છે (*Briggs*, Vol. IV, p. 10).

૧૮. मिर्‌आते अहमदी, भा. १, पृ. ४५

૧૯. मिर्‌आते सिकंदरी, पृ. ७–१०

૨૦. ગુજરાતી સલ્તનત દરમિયાન સુલતાનો પોતાના શાહજાદાઓના નામને છેડે 'ખાન' રાખતા હતા અને એ પૈકી જે કોઈ સુલતાન થતો તે 'ખાન'ને બદલે શાહ તરીકે સંબોધાતો (मिर्‌आते अहमदी, भा. १, पृ. ४५).

૨૧. मिर्‌आते सिकंदरी, पृ. ३० (વડોદરા); तबक़ाते अकबरी, भा. ३, पृ. ९५ અને तारीखे फ़िरिश्ता, भा. २, पृ ३५८(મુંબઈ)માં પ્રયાગદાસને બદલે વિનાયકદાસનું નામ છે.

૨૨. तबक़ाते अकबरी, भा. ३, पृ. ९६; तारीखे फ़िरिश्ता भा. ४ पृ. ४६ (હૈદરાબાદ).

૨૩. तबकाते अकबरी, भा. ३, पृ. ९५

૨૪. मि,रआते सिकंदरी, पृ. ९६ (વડોદરા)

૨૫. तबक़ाते अकबरी, भा. ३, पृ. ९६; तारीखे फ़िरिश्ता (उर्दू), भा. ४, पृ. १८३

૨૬. तबक़ाते अकबरी, भा. ३, पृ. ९७

*

## પ્રકરણ ૪

# અમદાવાદ : ગુજરાતનું મશહૂર પાટનગર

ગુજરાતમાં સ્વતંત્ર સલ્તનત સ્થપાતાં થોડાં જ વર્ષોમાં એનું પાયતખ્ત નહરવાલા(અણહિલવાડ પાટણ)ને બદલે અહમદાબાદ(અમદાવાદ)માં રાખવામાં આવ્યું. પાયતખ્ત સલ્તનતના અંત સુધી ત્યાં રહ્યું તેમજ મુઘલકાલ તથા મરાઠાકાલ દરમ્યાન ગુજરાતનું વડું મથક પણ ત્યાં જ રહ્યું. ત્યાર પછીય ગુજરાતનુ સહુથી મોટું અને મહત્ત્વનું સાંસ્કૃતિક કેન્દ્ર અમદાવાદ રહ્યું છે.

### સ્થાનની પસંદગી

જેમ અણહિલપાટક સરસ્વતીના તીરે પ્રાચીન લાખારામના સ્થાન પર વસાવવામાં આવ્યું હતું તેમ અહમદાબાદ સાબરમતીના તીરે પ્રાચીન આશાપલ્લી-(અસાવલ)ની બાજુમાં વસાવવામાં આવ્યું હતું.[૧]

દિલ્હી સલ્તનતના અમલ દરમ્યાન અસાવલ ગુજરાતનું એક મહત્ત્વનું નગર ગણાતું. અલાઉદ્દીન ખલજીની ફોજે અણહિલવાડથી સોરઠ તરફ કૂચ કરી ત્યારે પહેલું થાણું અસાવલમાં નાખ્યું હતું. મુહમ્મદ તુગલુક ૧ લાના સમયમાં ગુજરાતના અમીરોએ બળવો કર્યો ત્યારે બળવાખોરોના આગેવાન તગીનો પીછો પકડવા સુલતાન અસાવલ આવેલો ને વરસાદને લીધે ત્યાં એને એક મહિનો રોકાવું પડયું હતું. મુહમ્મદ તુગલુક ૨ જાના સમયમાં ગુજરાતના નવા નાઝિમ મુઝફ્ફરખાને નહરવાલા જતાં પહેલાં અસાવલમાં મુકામ કર્યો હતો. મુઝફ્ફરખાનના પુત્ર તાતારખાને પિતાને અસાવલમાં કેદ કરી ત્યાં પોતાની સ્વતંત્ર સલ્તનત સ્થાપી હતી. અહમદશાહે બળવાખોર અમીરોને વશ કરી ભરૂચથી પાછા ફરતાં અસાવલમાં મુકામ કર્યો હતો ત્યારે એને ત્યાંનાં હવાપાણી પસંદ પડયાં હતાં.[૨] વળી આ સ્થળ દક્ષિણ ગુજરાતને કાબૂમાં રાખવા માટે નહરવાલા કરતાં ઓછું દૂર પડે એમ હતું, આથી સુલતાને સરખેજના સંત શેખ અહમદ ખટ્ટની સલાહ લઈ અસાવલની બાજુમાં નગર વસાવી ત્યાં પાયતખ્ત રાખવાનું વિચાર્યું હતું.

### અમદાવાદની સ્થાપના

કહે છે કે અહમદશાહે આ નવું શહેર વસાવવા માટે શેખ અહમદ ખટ્ટૂ મારફતે પેગંબર એલ્યાઝ અથવા અલ્ ખિઝ્ર ખ્વાજાની પરવાનગી માગી ત્યારે જેમણે બપોરની નમાઝ કદી પાડી ન હોય એવા ચાર અહમદ ભેગા થઈ ખાતમુહૂર્ત કરે તો શહેર આબાદ થાય એવી આગાહી થઈ. શેખ અહમદ ખટ્ટૂ અને સુલતાન અહમદશાહ એ આવા બે પાક અહમદ હતા. ગુજરાતમાં શોધ કરતાં એવા બીજા બે અહમદ પણ મળી આવ્યા : કાજી અહમદ અને મલેક અહમદ.[3] શહેરની ખાત-વિધિમાં આ ચાર અહમદ ઉપરાંત ૧૨ બાબાઓનો પણ સાથ હતો.[4] કોટ(રાજગઢ)ની દીવાલના પાયામાં પહેલી ઈંટ દક્ષિણ-પશ્ચિમ ખૂણામાં મુકાઈ ને ત્યાં માણેક બુરજ નામે બુરજ થયો, જે હાલના એલિસ પુલના પૂર્વ છેડાની દક્ષિણે આવેલો છે. આ બુરજનું નામ 'માણેકબુરજ' અને શહેરના મુખ્ય ચોકનું નામ 'માણેકચોક' માણેકનાથ નામે બાવાના નામ પરથી પડયું જણાય છે.[5] માણેકચોકમાં માણેકનાથની સમાધિ છે એ પરથી ત્યારે અમદાવાદ પાસે માણેકનાથ નામે નામાંકિત સાધુ થયા હોવાનું સંભવે છે. આમ અમદાવાદની સ્થાપના રાજગઢથી અને રાજગઢની સ્થાપના નૈઋર્ત્ય બુરજથી થઈ ને એ બુરજ 'માણેકબુરજ' નામે ઓળખાયો. અહમદશાહે આ સ્થાનને આબાદ (વસ્તીવાળું) કર્યું તેથી એનું નામ 'અહમદાબાદ' પાડવામાં આવ્યું. ગુજરાતીમાં એનું તદ્ભવ રૂપ 'અમદાવાદ' થયું. હિંદુ લેખકો એને 'રાજનગર' અને 'શ્રીનગર' તરીકે પણ ઓળખાવતા.[6]

### સ્થાપનાનો સમય

અમદાવાદની સ્થાપના માટે મધ્યકાલીન સાહિત્યમાં જુદા જુદા સમય-નિર્દેશ સૂચવાયા છે તે પૈકી બે સ્વીકાર્ય ગણાય : ૧. મુસ્લિમ તારીખ પ્રમાણે હિ. સ. ૮૧૩ના ઝિલકાદ મહિનાની ૨ જી તારીખ અને ગુરુવાર (તા. ૨૬ મી ફેબ્રુઆરી, ઈ.સ. ૧૪૧૧) અને ૨. હિંદુ અનુશ્રુતિ પ્રમાણે વિ. સં. ૧૪૬૮ ની વૈશાખ સુદ ૭ ને રવિવાર (તા. ૧૭ મી એપ્રિલ, ઈ.સ. ૧૪૧૨). રાજગઢનું ખાતમુહૂર્ત હિ. સ. ૮૧૩(ઈ.સ. ૧૪૧૧)માં થયું લાગે છે ને એ ગઢ હિ. સ. ૮૧૫–૮૧૬(ઈ.સ. ૧૪૧૩)માં પૂરો થયો લાગે છે. તો વિ. સં. ૧૪૬૮ (ઈ.સ. ૧૪૧૨)ની મિતિ ગઢના વાસ્તુપ્રવેશની હોઈ શકે.[7]



### ભદ્રનો કિલ્લો

અમદાવાદના નિર્માણનો આરંભ જે રાજગઢના બાંધકામથી થયો તે 'ભદ્રનો કિલ્લો' તરીકે ઓળખાય છે. 'મિરાતે અહમદી'માં એને 'અરકનો કિલ્લો' પણ

કર્યો છે.[૮] અણહિલવાડ પાટણના કિલ્લાને 'ભદ્ર' કહેતા તેના પરથી અમદાવાદના આ રાજગઢને પણ લોકો 'ભદ્ર' કહેતા. સમય જતાં આ કિલ્લાના સ્વરૂપમાં ઘણા સુધારાવધારા થયા છે. છેવટના ભાગમાં એને આઠ દરવાજા હતા. પૂર્વમાં બે મોટા દરવાજા હતા. એમાંના મુખ્ય દરવાજાને 'પીરાન પીરનો દરવાજો' કહેતા. હાલ એ 'ભદ્રના દરવાજા' તરીકે ઓળખાય છે. આ દરવાજાથી ઉત્તરે આગળ જતાં એ હરોળમાં બીજો દરવાજો હતો તે લાલ દરવાજો. હાલ એ દરવાજાની દક્ષિણ બાજુની દીવાલ જ મોજૂદ રહી છે, જે સીદી સઈદની મસ્જિદની દક્ષિણે પડતા માર્ગની સામી બાજુએ આવેલી છે.

ભદ્રનો કિલ્લો પશ્ચિમે નદીના તટ સુધી હતો. અસલ બાદશાહી મહેલ નદીના કિનારે હતો. 'મિરાતે અહમદી' આ કિલ્લાની પૂર્વપશ્ચિમ લંબાઈ ૪૮૭ ઇલાહી ગજ અને ઉત્તરદક્ષિણ પહોળાઈ ૪૦૦ ઇલાહી ગજ હોવાનું જણાવે છે.[૯] કિલ્લાનું ક્ષેત્રફળ ૪૩ એકર હતું. એને ૧૪ બુરજ હતા. પહેલાં એલિસ પુલ આ કિલ્લાના દક્ષિણપશ્ચિમ ખૂણાની બહાર હતો, તે તૂટી ગયા પછી નવો પુલ કોટ તોડીને માણેક બુરજની ઉત્તરે કરવામાં આવ્યો. સીદી સઈદની મસ્જિદ લાલ દરવાજાની ઉત્તરે કોટ તોડીને બાંધવામાં આવી હતી.

ભદ્રકાળીના મંદિરની દક્ષિણે આવેલો આઝમખાંનો મહેલ ગુજરાતના સૂબા આઝમખાંએ ૧૬૩૭ માં ભદ્રના દરવાજાની દક્ષિણ બાજુની દીવાલ તોડીને બાંધ્યો હતો. ભદ્રકાળીનું મંદિર આ મહેલની ઉત્તર પાંખમાં મરાઠા કાલમાં કરેલું છે. આઝમખાંનો મહેલ ભદ્રના કિલ્લાની પૂર્વ દીવાલ કરતાં આગળ આવી જવાથી કિલ્લાના મુખ્ય દરવાજાના આગળ બીજો દરવાજો ઉમેરવામાં આવ્યો.

ભદ્રના કિલ્લામાં આવેલી અનેક ઇમારતો હાલ નામશેષ થઈ ગઈ છે. સલ્તનત સમયની ઇમારતોમા અહમદશાહની મસ્જિદ યથાતથ જળવાઈ રહી છે. અહમદશાહે ભદ્રના કિલ્લાની સાથે આ મસ્જિદ બંધાવવા માંડેલી, તે ઈ.સ. ૧૪૧૪ ના ડિસેમ્બરની ૧૭ મી તારીખે પૂરી થઈ હતી.

નદી કિનારાથી ભદ્રના દરવાજાવાળી દીવાલ સુધી વિસ્તરેલા આ કિલ્લાની આગળ મોટું ચોગાન હતું, એને 'મેદાને શાહ' કહેતા. એની ઉત્તરદક્ષિણ લંબાઈ ૬૨૦ વાર અને પૂર્વપશ્ચિમ પહોળાઈ ૩૩૦ વાર હતી. મેદાનમાં મોટો હોજ–ફુવારો હતો ત્યાં બેસી બાદશાહ શુક્રવારની ગુજરી જોતા. આ મેદાનમાં અમલદારો ચોગાનની રમત રમતા. મેદાનની પૂર્વે ત્રણ દરવાજા આવેલા છે, ત્યાંથી શહેરમાં જવાય છે. આ દરવાજા અહમદશાહે શહેર વસાવ્યા પછી થોડા વખતમાં જ બંધાવ્યા હતા.

### શહેરનો વિકાસ



અહમદશાહે ભદ્રનો કિલ્લો બાંધવા માંડચો ને બીજા જ વર્ષે એ કિલ્લાથી પૂર્વમાં થોડે અંતરે શહેરની મુસ્લિમ જનતા માટે જુમા મસ્જિદ બંધાવવી શરૂ કરી એ ૧૨ વર્ષે હિ. સ. ૮૨૭(ઈ.સ. ૧૪૨૪)માં પૂરી થઈ. એ અમદાવાદની મોટામાં મોટી અને સહુથી ભવ્ય મસ્જિદ છે. એની પૂર્વે અહમદશાહનો રોજો બંધાયો. એની ચારે બાજુએ બજાર હતું. માણેકચોકનું ચૌટું શહેરના ચારે બાજુથી આવતા રસ્તાઓનું કેંદ્રસ્થાન હતું. ત્યાંથી એક સીધો મહામાર્ગ ઉત્તરદક્ષિણ જતો, જ્યારે ત્રણ દરવાજાથી આવતો મહામાર્ગ માણેકચોકની ઉત્તર બાજુએ અટકતો હશે ને ત્યાંથી સારંગપુર તરફ જતો મહામાર્ગ માણેકચોકની દક્ષિણ બાજુએથી નીકળતો હશે એવું માલૂમ પડે છે.[૧૦] પાંચકૂવા દરવાજો તથા પ્રેમ દરવાજો અને રિચી રોડ (ગાંધીમાર્ગ) તથા રિલીફ રોડ (ટિળક માર્ગ) નવા હોઈ, અસલ અમદાવાદનું આયોજન એ બે માર્ગ વિના વિચારવું ઘટે. આગળ જતાં આ ચાર મહામાર્ગો ઉપરાંત ત્યાંથી ઉત્તરપૂર્વે એ ત્રાંસા માર્ગ અને દક્ષિણપૂર્વે એક ત્રાંસો માર્ગ પણ જતો એવું જણાય છે.[૧૧] આમ અમદાવાદ શહેર પૂરેપૂરું નથી સ્વસ્તિક પ્રકારનું નગર–આયોજન ધરાવતું કે નથી સર્વતોભદ્ર પ્રકારનું ધરાવતું.[૧૨]

માણેકચોકમાં આવેલી મુહરતપોળ એ શહેરમાં સ્થપાયેલી પહેલી પોળ હોવાનું મનાય છે. એ અનુસાર અહમદશાહે શહેરની મધ્યમાં વેપારીઓને વસાવ્યા ગણાય.[૧૩] શહેરના માર્ગો, પોળો અને મહોલ્લાઓમાં સમય જતાં ઘણા ફેરફાર થતા રહ્યા છે, તેથી સલ્તનત સમયના નગરનું આયોજન નક્કી કરવું મુશ્કેલ છે વળી ક્યારે કયા વર્ગના લોક કયા મહોલ્લામાં વસ્યા હશે એ પણ હાલ જાણવા મળતું નથી.

અહમદશાહે પોતાનો રોજો જુમા મસ્જિદની પૂર્વ બાજુએ બંધાવ્યો હતો. એ 'બાદશાહનો હજીરો' કહેવાય છે એમાં સુલતાન અહમદશાહની, એના પુત્ર મુહમ્મદશાહની અને પૌત્ર કુત્બુદ્દીન અહમદશાહની કબરો આવેલી છે. બાદશાહના હજીરાની પૂર્વ બાજુએ 'રાણીનો હજીરો' આવેલો છે. આ હજીરો પણ અહમદશાહે બંધાવ્યો લાગે છે.[૧૪]

દિલ્હી ચકલામાં આવેલી કુત્બુદ્દીનની મોટી મસ્જિદ સુલતાન મુહમ્મદશાહ ૧ લાના સમયમાં હિ. સ. ૮૫૩(ઈ.સ. ૧૪૪૯)માં બંધાઈ હતી.



અમદાવાદની દક્ષિણપૂર્વે આવેલું કાંકરિયું તળાવ સુલતાન કુત્બુદ્દીને બંધાવેલું "હોજે કુત્બ" (ઈ.સ. ૧૪૫૧) છે. એ ૩૪ કોણનું મોટું તળાવ છે. બકસ્થલમાં

'બાગે નગીના' છે, જેને હાલ 'નગીના વાડી' કહે છે. તળાવની બાજુમાં સુલતાને "ઘટામંડળ" નામે મહેલ બંધાવ્યો હતો. ગોમતીપુર પાસે રાજપુર-હીરપુરમાં આવેલી 'હાલતા મિનારાની મસ્જિદ' કુત્બુદ્દીને હિ. સ. ૮૫૮ (ઈ.સ. ૧૪૫૪) માં બંધાવેલી સુંદર મસ્જિદ છે.

મહમૂદ બેગડાના અમલ દરમ્યાન અમદાવાદમાં અનેક સુંદર ઇમારત બંધાઈ; જેમકે મિરઝાપુરમાંની રાણી રૂપવતીની મસ્જિદ, શાહીબાગમાં આવેલો દરિયાખાંનો ઘુંમટ, અસારવા પાસે હરીપુરમાં બાઈ હરીરે બંધાવેલી વાવ (ઈ.સ. ૧૪૯૯) અને મસ્જિદ વગેરે. આ ઇમારતોનાં સ્થાનો પરથી મહમૂદશાહ બેગડાના સમય સુધીમાં અમદાવાદની વસ્તી વત્તા ઓછા પ્રમાણમાં કોટ વિસ્તાર ઉપરાંત શાહી-બાગ અસારવા રખિયાલ રાજપુર-હીરપુર કાંકરિયા અલીમપુર અને ઉસમાનપુર સુધી રહેતી હોવાનું માલૂમ પડે છે.

મહમૂદશાહ બેગડાએ પાવાગઢ જીત્યા પછી વર્ષનો ઘણો ભાગ ચાંપાનેરમાં રહેવા માંડયું, આથી હવે અમદાવાદ માટે પણ નાઝિમ નીમવાની જરૂર રહેતી. મહમૂદશાહના અમીરો પૈકી દરિયાખાને દરિયાપુર, મલિક સારંગે સારંગપુર, મલિક અલીમે (રસૂલાબાદ પાસે) અલીમપુર (ઇલમપુર), મલિક હાજી બહાઉદ્દીને શાહપુર બહાર હાજીપુર, મલિક કાળુએ કાળુપુર, મલિક ઇસને ઈસનપુર, તાજખાન સાલારે તાજપુર અને હિંદુ અમીર રાયરાયાંએ પ્રાય: રાયપુર અને રાયખડ નામે પરાં વસાવ્યાં હતાં. સુલતાનની ધાવ હરીરબાઈએ હરીરપુર વસાવ્યું, સંત શાહઆલમ સાહેબે રસૂલાબાદ વસાવ્યું. વટવાના કુતુબે આલમના શિષ્ય સૈયદ ઉસ્માને ઉસ્માનપુર વસાવ્યું. કાળુપુર પાસે ભંડેરી નામે પરું હતું. બધાં પરાંઓ અને રાજગઢને આવરી લેતો શહેરને ફરતો કોટ મહમૂદશાહ બેગડાએ હિ. સ. ૮૯૨ (ઈ.સ. ૧૪૮૬)માં બંધાવ્યો. આ કોટના અસલ સ્વરૂપમાં સમય જતાં ફેરફાર થયા કર્યા છે.

તાજપુર વગેરે પુરો નગર-આયોજનપૂર્વક વસ્યાં નથી તેથી આ શહેરની દક્ષિણમાં આસ્તોડિયા દરવાજાથી ખાંચો પાડીને તાજપુર-જમાલપુરને સમાવાય એમ કોટની દીવાલ દક્ષિણે વધુ આગળ લેવી પડી છે. સલ્તનત સમયના દસ્તાવેજો જોતાં એમાં ઢીંકવા, હાજાપટેલની પોળ અને નીશાપાડાના ઉલ્લેખ છે.[15] ખાડિયા પણ મુઘલકાલ પહેલાંનુ હોય એમ લાગે છે.[16]



'તારીખે અહમદશાહી'(૧૫ મી સદી)ના લેખક કવિ હુલ્વી શીરાઝે ગાયું છે કે આબાદ થયેલું એ નવું શહેર ધરતીના મુખ પરના સુંદર શ્યામ તલ જેવું શોભી ઊઠયું; નવું શહેર એવું થયું કે જેની જોડી એ જમાનામાં આસમાને જોઈ નહોતી.[17]

મહમૂદશાહ બેગડાના મરણ પછી બે-ત્રણ વર્ષમાં ગુજરાત આવેલા યુરોપીય મુસાફર બારબોસાએ નોંધ્યું છે કે અમદાવાદ ચાંપાનેરથી મોટું છે, ઘણું સમૃદ્ધિમાન છે, એમાં ઘણી વાડીઓ બગીચા વગેરે છે, રસ્તા મોટા અને સુંદર છે, ચોગાન સારાં છે, પથ્થર અને ઈંટચૂનાનાં ધોળાયેલાં અને છાપરાંવાળાં છે, એના કૂવા અને તળાવોમાં ઘણું પાણી છે.[૧૮]

મહમૂદશાહ બેગડાના સમયથી ગુજરાતના સુલતાનો વધુ વખત ચાંપાનેરમાં રહેતા થયા, એ અમદાવાદ આવતા ત્યારે કાંકરિયા પાસે ઘટામંડળના મહેલોમાં ઉતારો કરતા, આથી ભદ્રનો બાદશાહી મહેલ વપરાતો ઓછો થયો. બહાદુરશાહના સમયમાં મુઘલ બાદશાહ હુમાયૂંએ લશ્કર સાથે અમદાવાદમાં કાંકરિયા તળાવ આગળ પડાવ નાંખ્યો ત્યારે એણે આ સુંદર શહેરને કંઈ નુકસાન ન થાય એની ખાસ કાળજી રાખી હતી.[૧૯] ગુજરાતની મુખ્ય ટંકશાળ અમદાવાદમાં હતી. અમદાવાદના નામવાળા સિક્કાઓમાં અમદાવાદને 'શહરે મુઆઝમ' (મહાન શહેર) કહેલું છે.[૨૦] અહમદશાહે અહમદાબાદ વસાવ્યું ત્યારે આસ્તોડિયા, અસારવા, ખામંદરોલ (દાણી લીમડા) અને રખિયાલ—એ બાજુનાં ગામોનો એમાં સમાવેશ કરવામાં આવ્યો; અસાવલ અને મંઝુરીને પરાં બનાવવામાં આવ્યાં, ને ખામંદરોલ, અસારવા, અસપુર, ચાંદલોડિયા અને ઘાટલોડિયાનું હવેલી પરગણું કરવામાં આવ્યું.[૨૧]

## મુઘલકાલીન અમદાવાદ

મુઘલ બાદશાહ અકબરે ગુજરાત જીતી લીધું ત્યારથી ત્યાં મુઘલ બાદશાહોના સૂબેદારોનો વહીવટ શરૂ થયો તેઓનું વડું મથક અમદાવાદ હતું. એમાં અનેક નામાંકિત સૂબેદાર તેમજ બીરબલ અને ટોડરમલ જેવા નામાંકિત માણસ અમદાવાદમાં આવી વસ્યા હતા.[૨૨]

અકબરના સમયના અબુલફઝલે 'આઇને અકબરી'માં નોંધ્યું છે કે અમદાવાદ સાબરમતી ઉપર સારી રીતે બંધાયેલું મોટું શહેર છે, સ્થળ આરોગ્યવાળું છે, ત્યાં આખી દુનિયામાં બનતી ચીજો મળી શકે છે, એને બે કિલ્લા છે ને એની બહાર પણ શહેર છે. એમાં પહેલાં ૩૬૦ પરાં હતાં, પણ હવે ૮૪ પરાં સારી હાલતમાં છે. પથ્થરની એક હજાર મસ્જિદ છે ને એ દરેકને બબ્બે મિનારા છે.[૨૩]



'તારીખે ફિરિશ્તા'માં લખ્યું છે કે અમદાવાદ એકંદરે આખા હિંદુસ્તાનમાં સર્વથી સુંદર શહેર છે અને એને કદાચ આખી દુનિયામાં પણ સર્વથી સુંદર કહી શકાય. એના મુખ્ય માર્ગ એકી સાથે દસ ગાડી પસાર થઈ શકે તેટલા પહોળા છે.[૨૪]

સીઝર ફ્રેડરીક (ઈ.સ. ૧૫૯૮) પણ અમદાવાદને ઘણું વિશાળ અને મોટી વસ્તીવાળું શહેર કહે છે.[૨૫]

અકબરની જેમ જહાંગીર બાદશાહે પણ અમદાવાદની મુલાકાત લીધી હતી. કાંકરિયા તળાવની રચના જહાંગીરને બહુ ગમી હતી.

ત્યારે ઈડરનો રાણો તથા કચ્છનો રાવ બાદશાહને મળવા અમદાવાદ આવેલા. સરખેજના માર્ગે આવેલી ફતેહવાડીમાં અમદાવાદના કારીગરોએ બનાવેલાં આબેહૂબ ફળફૂલ જોઈ બાદશાહ ભારે અચરજ પામ્યા હતા. જહાંગીરના મુકામ દરમ્યાન અમદાવાદમાં ઘણો વરસાદ પડેલો ને સાબરમતીમાં રેલ આવેલી.[૨૬]

જહાંગીર કાંકરિયામાં રોશની અને આતશબાજીની મોજ પણ માણતો બેગમ નૂરજહાં સાથે એ શહેરના બાગમાં બેસતો ને મછવામાં બેસી નદીમાં સહેલ કરતો. શાહજહા શાહજહાંની સૂબાગીરી દરમ્યાન દુકાળના રાહતકામ તરીકે ઈ.સ. ૧૬૨૧-૨૨ માં અમદાવાદની ઉત્તરે નદીકિનારે શાહીબાગ બાંધવામાં આવ્યો. અંગ્રેજ અને વલંદા વેપારીઓએ અમદાવાદમાં કોઠી કરી જહાંગીરની મુલાકાત લીધી હતી. અંગ્રેજ એલચી સર ટોમસ રોએ અમદાવાદમાં જહાંગીરની મુલાકાત લઈ અંગ્રેજોને વેપાર કરવાની છૂટ આપતા કરારના બે પત્ર ઇંગ્લૅન્ડના રાજા જેમ્સ ૧ લા પર લખાવ્યા હતા (ઈ.સ. ૧૬૧૮).

જહાંગીરના સમયમાં લખાયેલી "મિરાતે સિકંદરી"માં લખ્યું છે કે અમદાવાદ શહેરની ખૂબી જ પુરવાર કરી આપે છે કે જેમણે શહેરનો પાયો નાખ્યો તે ચારે પુરુષો (અહમદો)ના હાથ મુબારક હતા. એમને લીધે દુનિયાનાં શહેરોમાં આ શહેર ચડિયાતું ગણાયું છે. જમીન પરના તથા દરિયા પરના મુસાફરો કહે છે કે આવું મનોહર શહેર ભૂમિ ઉપર વસેલું બીજે ક્યાંય નથી. વસ્તીના પ્રમાણમાં બીજાં શહેર મોટાં હશે ખરાં, પરંતુ બાંધણી અને દેખાવમાં અમદાવાદની બરોબરી કરે તેવું બીજું શહેર નથી.[૨૭]

મુઘલ સામ્રાજ્યમાં સોનાના સિક્કા પાડવાની જે ટંકશાળો હતી તેમાંની એક અમદાવાદમાં હતી. અમદાવાદના કારીગરો ઘણા કુશળ હતા ને દિલ્હીના રાજકુટુંબ માટે તથા દરબાર માટે અમદાવાદની કારીગરીની ઘણી ચીજો જતી.  ૧૭ મી સદીની શરૂઆતમાં આવેલા અંગ્રેજ વેપારીઓને અમદાવાદ લંડન જેવડું મોટું શહેર લાગ્યું હતું ને ઘણું પસંદ આવ્યું હતું.

શાહજહાંના સમયમાં ગુજરાતમાં વિ.સં. ૧૬૮૭ (ઈ.સ. ૧૬૩૧-૩૨)માં "સત્યાશિયા કાળ" તરીકે ઓળખાતો મોટો દુકાળ પડ્યો ત્યારે અમદાવાદમાં

બાદશાહના હુકમથી ગરીબોને અન્ન વહેંચવા માટે લંગરખાનાં ખોલવામાં આવ્યાં હતાં. સૂબેદાર આઝમખાંએ ભદ્રના કિલ્લાના દક્ષિણપૂર્વ ખૂણામાં ઈ.સ. ૧૬૩૬ માં મોટો મહેલ બંધાવ્યો.

શાહજાદા ઔરંગઝેબની સૂબાગીરી (ઈ.સ. ૧૬૪૪-૧૬૪૬) દરમ્યાન અમદાવાદમાં હિંદુ-મુસ્લિમનું હુલ્લડ થયું ને સરસપુરમાં આવેલું ચિંતામણિનું દેરાસર એમાં ગાયનો વધ કરી અપવિત્ર કરવામાં આવ્યું. બીજું હુલ્લડ મુસલમાનોમાં મેહદવી પંથ સામે થયું ને મેહદવી પંથના સૈયદ રાજુની કતલ કરવામાં આવી. શાહજહાંએ ઔરંગઝેબની જગ્યાએ બીજો સૂબો નીમી એને ચિંતામણિનું દેરાસર ફરી બંધાવી આપવાનો હુકમ આપ્યો.[૨૮]

ઔરંગઝેબે બાદશાહ થતાં અમદાવાદના શ્રીમંતોને ખુશાલીનું ફરમાન મોકલ્યું. ૧૬૬૪માં એણે અમદાવાદમાં ચાલતા કેટલાક અનિષ્ટ રિવાજ બંધ કરવા ફરમાવ્યું.[૨૯]

એ જ સમયમાં આવેલો ટેવર્નિયર લખે છે કે અમદાવાદ હિંદુસ્તાનમાં એક મોટામાં મોટું શહેર છે ને ત્યાં રેશમી મલમલ અને કિનખાબ વગેરેનો જબરો વેપાર ચાલે છે.[૩૦]

૧૬૮૧ માં અમદાવાદમાં દુકાળને લીધે મોટું હુલ્લડ થયું ને લોકોનું ટોળું સૂબેદાર અમીનખાનની આસપાસ ફરી વળ્યું. એના વખતમાં ભદ્રની અંદરના મહેલોને સમરાવવામાં આવ્યા ને બિન-મુસ્લિમ પ્રજા પર જજિયાવેરો નાખવામાં આવ્યો. ૧૬૮૩માં સાબરમતીમાં મોટી રેલ આવી ને શહેરના કોટની તથા ભદ્રના કિલ્લાની દીવાલો ઘણી જગ્યાએ તૂટી ગઈ. બાદશાહે એ રૂ. ૨૨,૬૦૪ ના ખર્ચે સમરાવી. ૧૬૮૪ માં મોટો દુકાળ પડ્યો ને શહેરમાં એ વર્ષનું અનાજ મહેસૂલ માફ થયું. સૂબા સુજાતખાનના અમલ (૧૬૮૪-૧૭૦૩) દરમ્યાન અમદાવાદના કોટની, કાંકરિયા તળાવની અને શહેરની કેટલીક જીર્ણ મસ્જિદોની મરામત કરવામાં આવી હતી.

ઔરંગઝેબના મરણ (ઈ.સ. ૧૭૦૭) પછી મુઘલ સત્તા નબળી પડતી ગઈ ને અમદાવાદ શહેરની પણ પડતી થતી ગઈ ૧૭૧૪ માં હોળી નિમિત્તે મદન ગોપાલની હવેલી પાસે હિંદુ-મુસલમાનનું ભારે હુલ્લડ થયું. એ વર્ષે સાબરમતીમાં મોટી રેલ આવી ને શહેરના કોટની મરામત કરવી પડી. જૂના-નવા સૂબાઓ વચ્ચે સત્તાની સાઠમારી ચાલતી ને એમાં મરાઠાઓને અમદાવાદનો

અર્ધો ભાગ—રાયખડ–ખાનજહાનથી આસ્તોડિયા–રાયપુર સુધીનો—મળ્યો. મુઘલ બાદશાહોના સૂબાઓ અને મરાઠા સરદારો વચ્ચે ઘર્ષણ ચાલ્યા કર્યું. ૧૭૪૮–૧૭૫૮ દરમ્યાન અમદાવાદમાં એ બે પક્ષો વચ્ચે સત્તા માટે લડાઈઓ થયા કરી. આખરે મુઘલ સૂબાની રહીસહી સત્તા નાબૂદ થઈ ને આખું અમદાવાદ મરાઠાઓને કબજે આવ્યું.[31]

## મરાઠા સત્તા નીચે

ગુજરાત પર મુઘલ સત્તાને બદલે મરાઠા સત્તા પ્રવર્તી તે દરમ્યાન પણ ગુજરાતનું વડું મથક અમદાવાદ રહ્યું. મરાઠા સત્તાના બે ભાગીદાર હતા. પૂનાના પેશ્વાના પ્રતિનિધિની સત્તા અમદાવાદના બીજા બધા દરવાજે હતી, જ્યારે વડોદરાના ગાયકવાડની સત્તા જમાલપુર દરવાજે હતી. પેશ્વાનો સૂબો ભદ્રના કિલ્લામાં રહેતો ને ગાયકવાડનો પ્રતિનિધિ ગાયકવાડની હવેલીમાં.

આ કાલના આરંભમાં લખાયેલી 'મિરાતે અહમદી'માં એ સમયના અમદાવાદનું વિગતવાર વર્ણન આપેલું છે.

શહેરને ફરતા કોટનું અને એમાં આવેલા દરવાજાઓનું વિગતે વર્ણન કર્યા બાદ એમાં ૧૭ ચકલાં અને ૮૦ મુખ્ય રસ્તા ગણાવ્યા છે. ચકલાંમાં ખાસ-બજાર, પાનકોર, માણેકચોક, ઢીંકવા, ત્રણ લીમડી, ભંડેરીપુર, અદાવરપુર કે અકબરપુર (ખાડિયા), રાયપુર, આસ્તોડિયા, જમાલપુર, રાયખડ, ખાનપુર, શાહપુર, ઈડરિયા, દરિયાપુર, સદરજહાં અને ઝવેરીવાડ ગણાવ્યાં છે.[32] અમદાવાદની અંદર અને બહાર અગાઉ ૩૬૦ કે ૩૮૦ પુર (પરાં) હતાં. એમાંનાં કેટલાંક આબાદ હાલતમાં હતાં તે હવે ખંડેર થઈ ગયાં હતાં. કેટલાંક જૂનાં પુર ખંડેર થતાં સૂબાઓ એને ફરી વસાવી નવું નામ આપતા. અગાઉ શહેરમાં ઘણા સુંદર બાગ હતા, એમાંના કેટલાક વેરાન થઈ ગયા હતા તો કેટલાક વેચાઈ જતાં ખેતરોમાં ફેરવાઈ ગયા હતા. હિંદુઓમાં નાગર ઔદીચ્ય મોઢ શ્રીગોડ વગેરે જ્ઞાતિઓના બ્રાહ્મણો, ઓસવાલ વગેરે ગચ્છના શેવડાઓ–જાતઓ, શ્રીમાળી ઓસવાલ વગેરે જ્ઞાતિઓના મેશરી અને શ્રાવક વાણિયા, રાજપૂતો, કાયસ્થો, કણબીઓ, કોળીઓ, સોનીઓ, લુહારો, સુથારો, દરજીઓ, રંગાટીઓ, વણકરો, ચમારો, ઢેડો વગેરે હતા. 'મિરાતે અહમદી' માં બ્રાહ્મણોની ૮૪ નાત, ૮૪ ગચ્છો અને વણિકોની ૮૪ નાતોની યાદી આપી છે. મુસલમાનોમાં સૈયદો, સૂફીઓ, ઉલેમાઓ, દેશદેશાવરના વેપારીઓ, જાગીરદારો વગેરે હતા. વેપારીઓમાં મુખ્ય વહોરા હતા. એમાં સુન્નીઓની મોટી કોમ હતી અને

શિયાઓની નાની કોમ. શિયાઓનો વડો "મુલ્લાં" કહેવાય છે. શિયા વહોરાઓમાં 'દાઉદિયા' 'સુલેમાનિયા' વગેરે સાત વિભાગ છે.[૩૩]

પેશ્વાના સૂબા શેલુકરે શહેરમાં ઘણો જુલમ કર્યો. એણે ગાયકવાડની હવેલી પર ચડાઈ કરી હવેલી લઈ લીધી. ગાયકવાડના લશ્કરે જમાલપુર દરવાજેથી દાખલ થઈ ભદ્રના કિલ્લા પર હુમલો કર્યો ને નાચગાનમાં મશગૂલ રહેલા શેલુકરને કેદ કરી પૂના મોકલ્યો (૧૮૦૦). આમ શેલુકરે 'હવેલી લેતાં ગુજરાત ખોઈ.' પેશ્વાએ વાર્ષિક આવક આપવાની શરતે અમદાવાદનો ઇજારો ગાયકવાડને આપ્યો.

સં. ૧૮૬૮(ઈ.સ. ૧૮૧૨)માં અતિવૃષ્ટિ થઈ ને તીડ પડયાં તેથી મોંઘવારી વધી. સં. ૧૮૬૯(ઈ.સ. ૧૮૧૩)માં 'અગોણતરો કાળ' પડયો ને મોટો રોગ દેખાયો; શહેરની વસ્તી અર્ધી થઈ ગઈ. સૂબા રાઘુ રામચંદ્રના સમયમાં શહેરમાં ચાડિયાઓની મદદથી સૂબાનો જુલમ વધી ગયો. ઓતિયા ચાડિયાને લોકોએ ભદ્રના કિલ્લામાંથી પકડી, માથું મૂંડાવી, ખાસડાનો હાર પહેરાવી, અવળે ગધેડે બેસાડી બારે દરવાજે ફેરવ્યો ને ઇંટોનો વરસાદ વરસાવી મારી નાખ્યો. વલંદાની હવેલીમાં રહેતા વેલેન્ટાઈન આ જોઈને હબકી ગયા હતા.[૩૪]

પેશ્વા અને ગાયકવાડ વચ્ચે અમદાવાદના ઇજારા માટે સંઘર્ષ થયો. અંગ્રેજોની મદદથી ૧૮૧૭માં સુલેહ થઈ તે મુજબ ગાયકવાડને અમદાવાદનો ઇજારો કાયમ માટે મળ્યો, પણ ગાયકવાડે અમદાવાદના બદલામાં ડભોઈ પરગણું લઈ અમદાવાદ અંગ્રેજોને સોંપી દીધું. ખેડાના કલેક્ટર મિ. ડનલોપે ૧૮૧૭ના નવેંબરની આખરે અમદાવાદનો કબજો લીધો.[૩૫] અમદાવાદ હવે ગુજરાતનું પાટનગર ન રહેતાં મુંબઈ ઇલાકાના એક જિલ્લાનું વડું મથક બની ગયું.

**શહેરનો વહીવટ**

શહેરનું રક્ષણ કોટવાલ નામે અમલદાર કરતો. એનો ચબૂતરો (ચોકી) ભદ્રમાં હતો. શહેરના ચકલાઓમાં બીજા ચબૂતરા હતા. શહેર બહારનો ફોજદાર આસ્તોડિયા દરવાજા બહાર આવેલા નેનપુર પરામાં રહેતો. નોબતખાનું ભદ્રના મુખ્ય દરવાજામાં હતું. બે ઘડિયાળીઓ અને ૧૪ નગારચીઓ હતા. સૂબાના વહીવટ દરમ્યાન સૂબો (કે નાયબ સૂબો હોય તો એ) અમદાવાદમાં રહેતો. એના દીવાનની કચેરી પણ અમદાવાદમાં રહેતી. મુઘલ કાલ દરમ્યાન શહેરની કુલ આવક રૂ. ૧૫,૫૦,૦૦૦ હતી.

## આર્થિક સ્થિતિ

અમદાવાદ ખંભાત–ધોળકાના મહામાર્ગ પર આવેલું હોઈ સૌરાષ્ટ્ર, અણહિલવાડ અને ભરૂચ તરફના વેપારનું મથક હતું. અહીં ગુજરાતની સલ્તનતનું પાયતખ્ત થતાં એ વેપાર–ઉદ્યોગનું મહત્ત્વનું કેંદ્ર બન્યું. બારબોસા (૧૫ મી સદી) લખે છે કે ગુજરાતનું આ નવું પાટનગર બીજાં ઘણાં શહેરો અને બંદરોનું કેંદ્ર છે.[૩૬]

અમદાવાદનાં કિનખાબ, મશરૂ અને સુતરાઉ કાપડ ખંભાતથી દેશાવર જતાં અને ફેરોથી પેકિંગ સુધીનાં પૂર્વનાં શહેરોનાં બજારોમાં ખૂબ ખપતાં. આફ્રિકાના કિનારા ઉપર એ કાપડ સોનાના બદલામાં વેચાતું અને ઘણી વાર એની સોગણી કિંમત ઊપજતી.

૧૬ મી સદીના ઉત્તરાર્ધમાં ખંભાતના અખાતનો ઉપલો ભાગ પુરાઈ જવાથી ખંભાતનું બંદર તરીકે મહત્ત્વ ઘટયું ને પરિણામે અમદાવાદના વેપારને જરા ધક્કો લાગ્યો, છતાં અમદાવાદથી દર દસ દિવસે નિકાસ માટે કિંમતી સામાન ભરેલાં ૨૦૦ ગાડાં ખંભાત જતાં.[૩૭] ૧૫૮૮ માં સીઝર ફ્રેડરિક નામે મુસાફર લખે છે કે 'મેં નજરે ન જોયું હોત તો અમદાવાદનો આવડો મોટો વેપાર છે એ હું માનત નહિ.'[૩૮] ૧૬૩૮ માં મેન્ડેલ્સ્લો લખે છે કે 'અહીંના વેપારીઓના આડતિયા એશિયાના દરેક ભાગમાં તેમજ કોન્સ્ટન્ટિનોપલમાં હોવાથી હૂંડિયામણ સરસ અને ફાયદાકારક રહ્યું છે. આખા એશિયામાં કોઈ પ્રજા કે કોઈ માલ એવો ભાગ્યે જ છે કે જે અમદાવાદમાં જોવા ન મળે.'[૩૯] ૧૬૬૬ માં થેવેનો લખે છે કે ગળીની નિકાસ બહુ મોટી છે, દિલ્હી અને લાહોરથી ઘણું કાપડ આવે છે, શહેરમાં બનેલ સાટીન મખમલ ટાફેટા મશરૂ કિનખાબ અને ઊનનો માલ પણ ચડે છે.

૧૬૯૫ માં જેમીલી કેરરી લખે છે કે 'અમદાવાદ ઉદ્યોગોનું વડું મથક છે. હિંદમાં સહુથી મોટું શહેર છે ને પંખીઓ તથા ફૂલોની અદ્ભુત ભાતવાળા એના કિનખાબ માટે એ વેનીસથી જરાય ઊતરતું નથી.[૪૦]



ખંભાતને બદલે સુરતનું બંદર ખીલતાં અમદાવાદના મોટા વેપારીઓએ સુરતમાં પણ પેઢીઓ કાઢી. મુઘલ કાલમાં ઘણી વાર હિંદુઓ પર મુસલમાનો કરતાં બમણી જકાત રાખવામાં આવી હતી. મરાઠા કાલમાં તો જાનમાલની સલામતી પણ નહોતી. આથી શહેરમાં દાણનું અને કરવેરાનું જોર વધ્યું હતું. પરિણામે અમદાવાદની અંદર વેપાર ઘણો ઓછો થઈ ગયો.

અમદાવાદમાં એક વખતે સો કોટિધ્વજ (કરોડપતિ) હતા એવી કિંવદતી છે. અમદાવાદ એશિયામાં નાણાવટનું મોટું કેંદ્ર હતું. અમદાવાદના વેપારીઓના આડતિયા એશિયા–યુરોપના દરેક મોટા શહેરમાં હતા અમદાવાદની હૂંડી ગમે તે શહેરમાં ખપતી ને ગમે તે શહેરમાં અમદાવાદ ઉપરની હૂંડી મળી શકતી શુદ્ધ શરાફીના ધંધાને વળગી રહેતા નાણાવટીઓ વધારે આબરૂદાર ગણાતા ને 'પારેખ' 'પરીખ' અગર 'પરી' તરીકે ઓળખાતા. તેઓ રાજ્યને નાણાં ધીરતા, લશ્કરમાં પણ ધીરધાર કરતા દિલ્હી આગ્રા અને પૂનામાં એમની પેઢીઓની શાખાઓ નીકળી હતી. ઘણી વખત બજારની આપલેનો બધો વ્યવહાર હૂંડીથી જ ચાલતો. અમદાવાદમાં વળી આંટનો વહેવાર ચાલતો. એક આંટને બીજી આંટ અપાતી, પણ રોકડ નાણાં જોઈએ તો વટાવ કાપવામાં આવતો. આંટનો સટ્ટો ચાલતો તેથી આંટના ભાવમાં ઘણી વધઘટ થયા કરતી.[૪૧]

સલ્તનતના સમયમાં સુલતાનના મહેલની પાસે 'મેદાને શાહ'માં શુક્રવારે ગુજરી ભરવાનો રિવાજ હતો. ઢોરનું બજાર પણ એ દિવસે ભરાતું.

અમદાવાદ ઉદ્યોગપ્રધાન શહેર છે. એ પહેલેથી કાપડના ઉદ્યોગનું કેંદ્ર છે. અહીં રેંટિયા અને હાથશાળોનાં કારખાનાં હતાં. અહીં જાડું તેમજ ઝીણું—બંને જાતનું સૂતર કંતાતું અને વણાતું. સરકારી કાપડવણાટનું ખાતું હતું તે રેશમી અને કસબી વણાટ માટેનું લાગે છે. જાડા અને મધ્યમ પોતના કાપડ પર રંગાટીનું અને છાપવાનું કામ ઘણું ચાલતું. ૧૮ મી સદીમાં ઇંગ્લૅન્ડના લોકોએ અહીંનું કાપડ આયાત થતું ઓછું કરી નાખ્યું.[૪૨]

રેશમી કાપડ માટે અમદાવાદ આખા દેશમાં મશહૂર હતું. અહીંનું રેશમી કાપડ ટકાઉ હતું તેમજ એની ઉપર જરી કસબનું મનોહર કામ થતું. દરેક વિદેશી મુસાફરે આ કાપડનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. અબુલ ફઝલ લખે છે કે અમદાવાદનો રેશમી માલ અસાધારણ કારીગરીવાળો છે." મરાઠા વહીવટમાં રેશમ ઉદ્યોગની દરેક ક્રિયા ઉપર જકાત લેતાં એની નિકાસ મંદ પડી ને એ ઉદ્યોગને ઘણો ધોકો લાગ્યો.[૪૩]


અમદાવાદ કિનખાબના કામમાં ખાસ ખ્યાતિ ધરાવતું. ૧૬૯૫ માં એક મુસાફર લખે છે કે વેનીસના જેવો કસબ અને રેશમનો માલ અમદાવાદમાં બને છે ને એમાં ફૂલવેલની તથા પંખીઓની સુંદર વિચિત્ર ભાતો કરવામાં આવે છે. કિનખાબની જેમ મખમલનું કામ પણ અમદાવાદમાં સારું થતું. એક લાખ રૂપિયાના ખર્ચે અમદાવાદમાં તૈયાર કરાવેલો મખમલ ઉપર કસબથી

ભરેલો શમિયાનો શાહજહાંને નજર કરવામાં આવેલો ને હિ. સ. ૧૦૪૪( ઈ.સ. ૧૬૩૩ )માં બાદશાહના નવરોજને દિવસે દરબારમાં બાંધવામાં આવ્યો હતો.૪૪

અમદાવાદમાં ધોલાઈ બહુ ભભકાદાર થતી એમ 'મિરાતે અહમદી' નોંધે છે. રંગાટી કામ પણ અહીં સારું થતું, ખાસ કરીને આછા રંગોનું અને રેશમ પરનું. સુતરાઉ કાપડ તથા રેશમી કાપડ પર બાંધણી બાંધવાનો હુન્નર અમદાવાદમાં સારો ચાલતો. રેશમી તથા ઊનના ગાલીચા પણ અહીં સારા બનતા.

બીજા ઉદ્યોગોમાં ધાતુ-કામને લગતા હુન્નર અગ્રિમ સ્થાન ધરાવે છે. એમાં સોના-ચાંદીનાં ઘરેણાં તથા પિત્તળની કલાકૃતિઓ ખાસ નોંધપાત્ર છે. ખરાદીનો ઉદ્યોગ અમદાવાદમાં સારો હતો. એમાં રંગબેરંગી લાખના રંગ પણ નોંધપાત્ર છે. સલ્તનત સમયમાં અહીં છીપનું જડિત-કામ સારું થતું અમદાવાદમાં ચામડાની ઢાલ સારી બનતી; એની ઉપર ચિતરામણ પણ થતું. પહેલાં અહીં લોખંડનો ઉદ્યોગ સારો હતો. અમદાવાદના સુથાર સીસમમાં કોતરણી કરવા માટે જાણીતા હતા. અમદાવાદના લાકડ-કામની કારીગરીના જૂના નમૂના આજે પણ દેશવિદેશમાં પ્રશંસા પામે છે. લાકડાની પરબડીના જૂના નમૂના કલાત્મક છે. અમદાવાદ કાગળ બનાવવાના ઉદ્યોગ માટે પણ જાણીતું હતું.

## સાંસ્કૃતિક પ્રદાન

મુઘલ-કાલની શરૂઆતમાં અમદાવાદમાં દાદૂ ભગતે પોતાનો પંથ શરૂ કર્યો, જે હાલ ઉત્તર ભારતમાં પ્રચલિત છે. આ સંપ્રદાય પરબ્રહ્મ સંપ્રદાય અથવા સહજ સંપ્રદાય તરીકે ઓળખાય છે. દાદૂની વિચારસરણી કબીર-પંથની વિચારસરણી પર ઘડાઈ હતી. અમદાવાદમાં આ પંથનું એક મંદિર છે.

અમદાવાદમાં લોંકાશાહ નામે લહિયાએ લખમસી નામના શિષ્યના સહકારથી જિનપ્રતિમા અને જિનપૂજાનો નિષેધ કરી જૈન ધર્મમાં નવો સંપ્રદાય સ્થાપ્યો, જેના અનુયાયીઓ ઢૂંઢિયા કે સ્થાનકવાસી તરીકે ઓળખાય છે.૪૫

અમદાવાદમાં ધર્મ, દર્શન અને ન્યાય પર મૌલિક તથા વિવરણાત્મક ગ્રંથોનું સાંપ્રદાયિક સાહિત્ય ઘણું લખાયું હતું. અહીં આ ઉપરાંત લલિત સાહિત્યનું પણ થોડું સર્જન થયું હતું.૪૬



૧૭ મી સદીમાં થયેલો જ્ઞાની અને મરમી કવિ અખો, ૧૮ મી સદીમાં થયેલ ગરબા-ગરબીકાર વલ્લભ ભટ્ટ, અને વાર્તાકાર શામળ એ ગુજરાતી સાહિત્યને અમદાવાદે આપેલાં બહુ મૂલ્ય રત્નો છે.

અમદાવાદમાં વાસ્તુકલા તથા શિલ્પકલાનો પણ સારો વિકાસ થયો હતો. મેદાને શાહના ત્રણ દરવાજા વાસ્તુકલા તથા શિલ્પકલાની દૃષ્ટિએ દર્શનીય છે. અમદાવાદની જુમા મસ્જિદ ભારત ભરની મોટી અને ભવ્ય મસ્જિદોમાં સ્થાન ધરાવે છે.

બાદશાહના હજીરામાં આરસની કબરો જોવાલાયક છે. ગોમતીપુર પાસે આવેલ 'હાલતા મિનારાની મસ્જિદ' હાલ પણ અમદાવાદનું એક જોવાલાયક સ્મારક ગણાય છે.

મહમૂદ બેગડાના સમયમાં બંધાયેલી અનેક સુંદર મસ્જિદો તથા રોજા મોજૂદ રહેલ છે. સલ્તનતના અંતભાગમાં બંધાયેલી સીદી સઈદની મસ્જિદની સુંદર બારીક નકશીકામ ધરાવતી જાળીઓ ઇસ્લામી શિલ્પકલાના નમૂના તરીકે મશહૂર છે. અમદાવાદમાં અનેકાનેક સુંદર મસ્જિદ બંધાઈ છે, એમાં થાંભલા, ઘુમટ અને મિનારાની રચના તેમજ મિહરાબ જાળીઓ અને ઝરૂખાઓની કોતરણી પરત્વે ઇસ્લામી વાસ્તુકલા તથા શિલ્પકલાનો ઉત્તરોત્તર વિકાસ થતાં એમાં અપનાવાયેલી કેટલીક સ્થાનિક કલાશૈલીની અસરનું અદ્દભુત સંયોજન જોવા મળે છે.૪૭

કુત્બુદ્દીન અહમદશાહે ઈ.સ. ૧૪૫૧ માં બંધાવેલ હોજ કુતુબ (કાંકરિયું તળાવ), મહમૂદ બેગડાના સમયમાં બંધાયેલ અસારવાની દાદા હરીરની વાવ, શાહીબાગમાં નદી–કિનારે બંધાયેલ મહેલ, ભદ્રના મુખ્ય દરવાજાની દક્ષિણે ઈ.સ. ૧૬૩૬ માં બંધાયેલ આઝમખાનનો મહેલ અને મરાઠાકાલમાં ઈ.સ. ૧૭૩૮ માં બંધાયેલી ગાયકવાડની હવેલી પણ અમદાવાદનાં નોંધપાત્ર સ્થાપત્ય છે. બાગે નગીના (નગીનાવાડી), બાગે ફતેહ કે ફતેહવાડી અને શાહીબાગ અમદાવાદના ભારત–પ્રસિદ્ધ બાગ હતા. અનેક યુરોપીય મુસાફરોએ આ બગીચાઓની મુક્ત કંઠે પ્રશંસા કરી છે.

આમ ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના આરંભમાં સ્થપાયેલું અમદાવાદ એ સલ્તનતનું પાયતખ્ત બન્યું, વેપાર–ઉદ્યોગના એક મોટા મથક તરીકે વિકાસ પામ્યું ને ભારતના એક મોટા સુંદર અને સમૃદ્ધ શહેર તરીકે મશહૂર થયું. મુઘલકાલમાં એની જાહોજલાલી ઘણે અંશે ચાલુ રહી, પરંતુ મરાઠાકાલમાં એ ઘણા પ્રમાણમાં ઘટી ગઈ. દરમ્યાન અહીં ધર્મ સાહિત્ય વાસ્તુ–કલા શિલ્પ-કલા ઇત્યાદિમાં પણ કેટલીક ગણનાપાત્ર પ્રગતિ થઈ. ચાર શતકના આ લાંબા ગાળા દરમ્યાન અમદાવાદે ઘણી ચડતી–પડતી અનુભવી. એ પછી એ સમગ્ર

ગુજરાતનું વહીવટી મથક રહ્યું નથી, છતાં ઔદ્યોગિક ક્ષેત્રે ઉત્તરોત્તર અભ્યુદય પામતું રહી ગુજરાતના સાંસ્કૃતિક જીવનનું મુખ્ય કેંદ્ર બની રહ્યું છે.

## પાદટીપ

૧. હરિપ્રસાદ શાસ્ત્રી, 'આશાપલ્લી–કર્ણાવતી–અમદાવાદ', "વિદ્યાપીઠ", વર્ષ ૨. પૃ. ૨૧૧; કે. કા. શાસ્ત્રી, 'આશાપલ્લી-કર્ણાવતી', ગુ.રા.સાં.ઇ., ગ્રં. ૧, પૃ. ૩૭૭-૮૦

૨. રત્નમણિરાવ ભીમરાવ, 'ગુજરાતનું પાટનગર', પૃ. ૨૪.

અહમદશાહે આશા ભીલને હરાવી ત્યાં અમદાવાદ વસાવ્યું એવી દંતકથા મુસ્લિમ તવારીખમાં નોંધાઈ છે, પરંતુ એ ઘટના તો સોલંકી રાજા કર્ણદેવ ૧ લાના સમયમાં બની હતી. આશા ભીલની પુત્રી શિપ્રા અથવા અસની સાથેના પ્રેમ ખાતર અહમદશાહે ત્યાં રાજધાની બનાવી એ દંતકથા પણ વજૂદવાળી લાગતી નથી (ગુ.પા., પૃ. ૨૮–૨૯). એવી રીતે

जब कुत्ता पर सस्सा आया,
तब बादशाहने शहर बसाया ।

એ વાત પણ લોકપ્રચલિત દંતકથાની કોટિની છે.

૩. ગુ.પા., પૃ. ૩૨, Commissariat, *History of Gujarat*, p. 92

૪. આ બધા દિલ્હીના સંત નિઝામુદ્દીન ઓલિયાના શિષ્ય હતા. આ બાર બાબાઓની વિગતો માટે જુઓ ગુ.પા., પૃ. ૩૨, પા.ટી.

૫. ગુ.પા., પૃ. ૩૦–૩૩, ૪૪, ૫૭૧

૬. એજન, પૃ. ૫૯

૭. વિગતવાર ચર્ચા માટે, જુઓ હરિપ્રસાદ શાસ્ત્રી, 'અમદાવાદની સ્થાપનાનો સમય', "જૈન વિદ્યાલય સુવર્ણજયંતી ગ્રંથ", ભા. ૧.

૮. મીરાતે એહમદી (ગુજ. અનુ.), ભા. ૨, પૃ. ૩

૯. એજન, પૃ. ૫

૧૦ થી ૧૩. ગુ.પા., પૃ. ૩૧૪-૩૨૦

૧૪. એજન, પૃ. ૫૮૩–૫૮૭, ગુ.સાં.ઇ. ઇ. યુ. ખં ૨, પૃ. ૪૨૨–૪૨૩



૧૫–૧૬. મીરાતે એહમદી (ગુજ. અનુ.), ભા. ૨, પૃ. ૫

૧૭. ગુ.પા., પૃ. ૫૭

૧૮. એજન, પૃ. ૧૧૩

૧૯. એજન, પૃ. ૬૬

૨૦. એજન, પૃ. ૨૦૧

૨૧. મી એ., પૃ. ૧૯૩–૧૯૪

૨૨. ગુ.પા., પૃ. ૭૨–૭૫

૨૩. એજન, પૃ. ૧૧૪-૧૧૫
૨૪. એજન, પૃ. ૧૧૫
૨૫. એજન, પૃ. ૧૧૮, પા.ટી. ૧૬
૨૬. એજન, પૃ. ૭૭-૮૨
૨૭. એજન, પૃ. ૧૧૨
૨૮. એજન, પૃ. ૯૬-૯૭
૨૯. એજન, પૃ. ૯૯-૧૦૨
૩૦. એજન, પૃ. ૧૨૦-૧૨૧
૩૧. એજન, પૃ. ૧૨૫-૧૪૪
૩૨. મી.એ., પૃ. ૮
૩૩. એજન, પૃ. ૧૩૪-૧૪૩
૩૪. ગુ.પા., પૃ. ૧૫૨-૧૫૬
૩૫. એજન, પૃ. ૧૫૭
૩૬. એજન, પૃ. ૪૪૯
૩૭ થી ૩૯. એજન, પૃ. ૪૫૧
૪૦. એજન, પૃ. ૪૫૨-૪૫૩
૪૧. એજન, પૃ. ૪૬૩-૪૬૯
૪૨. એજન, પૃ. ૪૮૫-૪૮૬
૪૩. એજન, પૃ. ૫૦૫-૫૦૭
૪૪. એજન, પૃ. ૯૪, ૫૧૨, ૫૧૪
૪૫. મો. દ. દેસાઈ, 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૪૫૪

૪૬. આ સમયના સાહિત્ય-સર્જન માટે, જુઓ મો. દ. દેસાઈ, જૈ. 'સા. સં' ઇ.', પૃ. ૪૫૪-૬૭૦; ગુ.પા., પૃ. ૭૫૮ થી ૭૭૮; વિ. ક. વૈદ્ય, 'ગુજરાતી સાહિત્યની રૂપરેખા', પૃ. ૬૨-૭૨, ૮૪-૮૯; ધીરૂભાઈ ઠાકર, 'ગુજરાત દર્શન, ભા. ૧ (સાહિત્ય ૧)', પૃ. ૧૯-૨૪, ૩૨-૩૮ વગેરે.

૪૭. ગુ.પા., પૃ. ૨૫૩-૨૯૯

*

## પ્રકરણ ૫

# અહમદશાહ ૧ લાથી મહમૂદશાહ ૧ લો

### અહમદશાહ ૧ લો (ઈ.સ. ૧૪૧૧–૧૪૪૨)

ગુજરાતની સ્વતંત્ર સલ્તનતનો સત્તાવાર પાયો અહમદશાહના પિતા (તાતારખાન) મુહમ્મદશાહે નાખ્યો ને અહમદશાહના દાદા મુઝફ્ફરશાહે એ પાયાને સ્થિર કર્યો. અહમદશાહ હિ.સ. ૮૧૩(ઈ.સ. ૧૩૧૧) માં તખ્તનશીન થયો ને એણે પિતરાઈઓનો બળવો શમાવી એ વર્ષે અહમદાબાદ વસાવ્યું ને પાયતખ્ત ત્યાં ખસેડયું.

### બળવા અને એનું શમન

એટલામાં ફરીથી રાજ્યમાં બળવો થયો. એમાં અસંતુષ્ટ મુસ્લિમ અમીરોનો જ નહિ, પરંતુ રાજપૂત રાજાઓનોય સાથ હતો. એમાં વિશેષ કરીને સુલતાન અહમદશાહના દાદા મુઝફ્ફરશાહના પુરાણા સાથી મલેક બદ્રેઅલા, જેણે ફીરોઝખાનને અગાઉ મદદ કરી હતી, તેણે આગેવાની લીધી. ઈડરથી થોડે છેટે આવેલા લશ્કરી મથક મોડાસાને બળવાખોરોએ પોતાનું કેંદ્રસ્થળ રાખ્યું અને ત્યાં ફતહખાન સુલતાની હસન સુલતાની, અને અન્ય અમીરો ભેગા થયા. ફીરોઝખાન અને એનો ભાઈ હૈબતખાન ઈડર ગયા અને મોડાસાના કિલ્લાનો કિલ્લેદાર અમીર સૈયદ ઇબ્રાહીમ નિઝામ ઉર્ફે રુકનખાન બળવાખોરોને આવી મળ્યો. આ સમાચાર સાંભળીને સુલતાને મોડાસા તરફ કૂચ કરી અને એની નજીકમાં પહોંચી છાવણી નાંખી.[1] સુલતાને કિલ્લાની આસપાસ ઘેરો ઘાલ્યો. ચાલુ ઘેરાએ એણે સમજૂતી માટે પ્રયત્નો કર્યાં અને સાર્વત્રિક માફી આપવાનું વચન આપ્યુ, પણ એનું કોઈ પરિણામ આવ્યું નહિ. છેવટે સુલતાને કિલ્લા ઉપર આક્રમણ કર્યું અને એમાં એને સફળતા મળી. મલેક બદ્રેઅલા અને રુકનખાન માર્યા ગયા, ઈડરના રાવે શરણાગત સ્વીકારી, જ્યારે ફીરોઝખાન એના કાકા શમ્સખાન દંદાનીને એની જાગીરના નાગોરમાં જઈ મળ્યો.



સુલતાન અહમદશાહ એ પછી અમદાવાદ પહોંચ્યો.

ઈ.સ. ૧૪૧૩ માં પાટણમાં ઉસમાન અહમદ સરબાલા, સુલેમાન અફઘાન

તેમજ શાહ મલેક બિન શેખ મલેક જેવા મુસલમાન અમીરોએ બળવો કર્યો.[૨] એમને ઝાલાવાડના રાજા છત્રસાલ[૩] તથા નાંદોદના રાજા જેવા રાજપૂત રાજાઓનો ટેકો મળ્યો. માળવાના સુલતાન હૂશંગશાહ સાથે મદદ માટે પત્રવ્યવહાર ચાલતો હતો. અસંતુષ્ટ અમીરો પણ આ સંઘમાં ભળ્યા. ઘણાં નગરોમાં બંડખોરોના સહાયકોએ છૂટાંછવાયાં બંડ કર્યાં.[૪]

આ સમયે ઝાલાવાડના છત્રસાલ સામે લડવા સુલતાન અહમદશાહ ગયો. પાટનગરમાંની એની ગેરહાજરીનો લાભ લઈ, ઉપર જણાવ્યા મુજબ, બંડખોરોના આમંત્રણના જવાબરૂપે સુલતાન હૂશંગશાહે ગુજરાતના પ્રદેશ ઉપર ચડાઈ કરી. એણે ચાંપાનેરથી દસ કોસ ઉપર આવેલા સાવલી પરગણાના પાંડુ ગામ[૫] આગળ આવીને પડાવ નાખ્યો. સુલતાન અહમદશાહે અમીર ઇમાદુલ્મુલ્કને[૬] એક મોટું લશ્કર આપી સુલતાન હૂશંગશાહ સામે લડવા આગળ મોકલ્યો. એ ઇમાદુલ્મુલ્ક સુલતાન અહમદશાહનો ગુલામ હતો તેથી એની સાથે લડવામાં સુલતાન હૂશંગશાહને બદનામી સાંપડતી હોવાનું જણાયું, આથી લડાઈ લડયા લગર જ એણે માળવા તરફ પરત પ્રયાણ કર્યું. બીજી બાજુ શાહજાદા લતીફખાન અને નિઝામુલ્મુલ્કે શાહ મલેક અને ઝાલાવાડના રાજા છત્રસાલને હરાવી સોરઠ તરફ તગેડી મૂક્યા. આ રીતે વિજય મેળવી સુલતાન અમદાવાદમાં પાછો ફર્યો.

## ચડાઈઓ અને વિજયો

હવે એની સામે સંગઠનની સમસ્યા ઉપસ્થિત થઈ હતી. એણે આક્રમણ-નીતિ અપનાવીને વિરોધી તત્ત્વોને દબાવી દેવાનું કામ હાથ ધર્યું. એ માટે એણે પ્રથમ પગલા તરીકે સોરઠના દ્વીપકલ્પ ઉપર પોતાનો કબજો જમાવી લેવાનું યોગ્ય ધાર્યું. એ સમયે એ ભૂમિ ઉપર સૌથી મજબૂત શાસક ગિરનારનો ચૂડાસમા રાજા મેલિગ[૭] હતો. એના પુરોગામી મંડલીકનું મૂળ પાટનગર જૂનાગઢ હતું. નાઝિમ ઝફરખાને ઈ.સ. ૧૩૯૫-૯૬ માં સોમનાથ અને જૂનાગઢ ઉપર ચડાઈ કરી તે પછી એણે પોતાની રાજધાની વંથળીમાં રાખી હતી.[૮] ઈ.સ. ૧૪૧૪માં મેલિગે પાટનગર જૂનાગઢ જીતી લઈને ત્યાં રહેતા મુસ્લિમ થાણદારને ત્યાંથી હાંકી કાઢ્યો હતો. તદુપરાંત શાહ મલેક બિન શેખ મલેક અને ઝાલાવાડના છત્રસાલને આશ્રય આપ્યો હતો તેથી એના ઉપર સુલતાન અહમદશાહ ભારે રોષે ભરાયો, આથી ઈ.સ. ૧૪૧૪માં એણે એ તરફ કૂચ કરી.



એણે મેલિગને નમાવ્યો અને ખંડણી ભરવાની એને [illegible] સોરઠના અન્ય કેટલાક જમીનદારો અને નાના રાજાઓએ પણ સુલત[illegible]ી ભરવા

કબૂલ કર્યું. સુલતાને સોરઠમાં ખંડણી વસૂલ કરવા માટે બે ભાઈઓ સૈયદ અબૂલખૈર અને સૈયદ કાસિમને મૂક્યા અને પોતે અમદાવાદ ઈ.સ. ૧૪૧૪ના સપ્ટેમ્બર–ઑક્ટોબરમાં પાછો આવ્યો.

સુલતાન અહમદશાહ ધર્મચુસ્ત મુસલમાન હતો. ઇસ્લામની માન્યતા મુજબ હિંદુ મંદિરોનો નાશ કરવા માટેની પ્રાપ્ત થયેલી કોઈ પણ તક એ જતી કરતો ન હતો. મુસ્લિમ તવારીખમાં જણાવ્યા મુજબ ઈ.સ. ૧૪૧૫ માં સિદ્ધપુરના રુદ્રમહાલયના વિખ્યાત મંદિરમાંની સોનારૂપાની મૂર્તિઓ તોડી અને એના બાંધકામનું મસ્જિદમાં પરિવર્તન કર્યું.[૯] વળી એ વર્ષે અહમદશાહે પરધર્મીઓ પર જજિયાવેરો નાખ્યો ને એની વસૂલાતમાં કડક નીતિ અખત્યાર કરી, જેના પરિણામે ઇસ્લામમાં ધર્માંતર કરનારાઓની સંખ્યા વધી.[૧૦] એની આ પ્રકારની કાર્યવાહી જોઈને હિંદુઓને લાગ્યું કે જુવાન સુલતાન અહમદશાહ પોતાની લશ્કરી શાન વધારવા તથા હિંદુઓનાં પવિત્ર ધામોનો નાશ કરવા મહત્ત્વાકાંક્ષી બન્યો છે, આથી ઈ.સ. ૧૪૧૬ માં ઈડરનો રાવ પૂંજો તથા ચાંપાનેર, ઝાલાવાડ-(માંડલ), નાંદોદ, વગેરેના રાજાઓએ એની સામે લડવા એક મિત્રસંઘની સ્થાપના કરી.[૧૧] એમણે માળવાના સુલતાન હૂશંગશાહની મદદ માગી. સુલતાન અહમદશાહની પ્રતિષ્ઠા દિનપ્રતિદિન વૃદ્ધિ પામતી જોઈ સુલતાન હૂશંગશાહને હમેશાં ઈર્ષ્યા આવ્યા કરતી હતી તેથી એણે એમને મદદ કરવાની સંમતિ આપી. એવામાં ખાનદેશના નસીરે ઈ.સ. ૧૪૧૭માં પોતાના બળના ગર્વમાં ગુજરાતના તાબાના નંદરબાર–સુલતાનપુર ઉપર ચડાઈ કરી. એણે પોતાના બનેવી અને માળવાના સુલતાન હૂશંગશાહની મદદ લીધી. આ સમાચાર મળતાવેંત સુલતાન અહમદશાહે મલેક મહમૂદ બર્કીને એની સામે આગળ રવાના કર્યો અને ઢીલ કર્યા વિના એની પાછળ એણે પણ કૂચ કરી. ગુજરાતમાં સુલતાનની ગેરહાજરીનો લાભ લઈને ઈડરનો રાવ પૂંજો, ચાંપાનેરનો રાજા ત્ર્યંબકદાસ, ઝાલાવાડનો રાજા છત્રસાલ અને નાંદોદના રાજાએ સંઘ બનાવી સલ્તનત સામે માથું ઊંચક્યું અને એમની સહાય માટે સુલતાન હૂશંગશાહ પણ ગુજરાત પર ચડી આવ્યો.[૧૨]

આવા સમાચાર મળતાં સુલતાન અહમદશાહે સુલતાનપુરનો કબજો મેળવવા અને નસીરખાન સાથે લડવા મલેક મહમૂદને ત્યાં જ રાખીને વરસતા વરસાદમાં ઉત્તર તરફ પાછી કૂચ કરી અને એ મોડાસા નજીક જઈ પહોંચ્યો.



એના આગમનના સમાચાર જાણી સુલતાન હૂશંગશાહ હતાશ થઈ ગયો. હવે એને સુલતાન અહમદશાહ સાથે લડવું જોખમ ભરેલું લાગતાં એ માળવા

તરફ પાછો ફર્યો, આથી રાજાઓનો બનેલો મિત્રસંઘ વિખેરાઈ ગયો અને તેઓ પોતપોતાના રાજ્યમાં પરત પહોંચી ગયા. સુલતાન અહમદશાહ થોડો સમય મોડાસામાં રોકાઈ ગયો.

એ જ સાલમાં ખાનઆઝમ મહમૂદખાને સોરઠના જમીનદારોનાં બંડ સમાવી દીધાં. ખાનદેશ બાજુએ એવું બન્યું કે મલેક મહમૂદ બર્કીએ હોશિયારીથી કામ લીધું. નાંદોદ તરફથી મુશ્કેલીઓ ઉપસ્થિત થયા કરતી હતી તેથી એણે એને લૂંટી કાબૂમાં આણ્યું. નસીરે સુલતાનપુરમાંથી ઘેરો ઉઠાવી, નાસી જઈ અસીરગઢના કિલ્લામાં આશ્રય લીધો. મલેક મહમૂદે એનો પીછો કર્યો અને ઈ.સ. ૧૪૧૮ ના જાન્યુઆરીની તા ૯ મીએ એણે એ કિલ્લાને ઘેરો ઘાલ્યો. એ દરમ્યાન મોડાસાથી સુલતાન પણ આવી પહોંચ્યો. છેવટે નસીરે ગુજરાત ઉપર આક્રમણ નહિ કરવાનું વચન આપ્યું ત્યારે સુલતાને એને જવા દીધો અને આખા ખાનદેશ ઉપરનો એનો અધિકાર પણ માન્ય રાખ્યો.

બળવાઓના ઝંઝાવાતમાંથી મુક્ત થયા પછી સુલતાન અહમદશાહે સુલતાન હૂશંગશાહને ઠેકાણે લાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. ઈ.સ. ૧૪૧૮ ના ફેબ્રુઆરી–માર્ચમાં એ ઉજ્જૈન પાસે જઈ પહોંચ્યો અને ત્યાં કાલિય દ્રહ તળાવના કાંઠે [13] પડાવ નાખ્યો હૂશંગશાહે પણ ત્યાં નજીકમાં પડાવ નાખ્યો હતો. અહીં બંને પક્ષો વચ્ચે ભીષણ યુદ્ધ આરંભાઈ ગયું અને કટોકટીનો તબક્કો આવી પહોંચ્યો, પરંતુ એટલામાં મલેક ફરીદ માળવાના લશ્કરની પાછળના ભાગમાં જઈ પહોંચ્યો અને ત્યાંથી એ દુશ્મનની હરોળ ઉપર એકાએક તૂટી પડયો. ત્યાંના સૈનિકોએ ગભરાઈ જતાં નાસભાગ કરી અને પરિણામે સુલતાન અહમદશાહના હિતમાં બાજી પલટાઈ ગઈ. માળવી લશ્કર વેરવિખેર થઈ ગયું. એણે માંડૂમાં જઈ આશ્રય લીધો. ગુજરાતના લશ્કરે માંડૂના દરવાજા સુધી માળવાના ભાગતા સૈનિકોનો પીછો કર્યો. આ લડાઈમાં બંને પક્ષોને ઘણું નુકસાન વેઠવું પડયું.

આવી ફતેહથી સુલતાન અહમદશાહ ઉત્તેજિત થઈને માંડૂની આસપાસ ઘેરો ઘાલી લડાઈમાં આગળ વધવા ઇચ્છતો હતો, પરંતુ ચોમાસું નજીક આવતું હોવાથી અને લશ્કર થાકી ગયું હોવાથી, ઈ.સ. ૧૪૧૮ ના જૂન–જુલાઈમાં સુલતાન અહમદશાહ આસપાસનો મુલક તારાજ કરતો અને લૂંટફાટ મચાવતો ચાંપાનેર અને નાંદોદના રસ્તે પાછો ફર્યો અને પાયતખ્ત અમદાવાદમાં શાનદાર ખુશાલીથી દાખલ થયો.

થોડા સમય બાદ સુલતાન અહમદશાહે લડાઈ કરવાને યોગ્ય મોસમ જણાતાં પોતાની આક્રમક નીતિ ફરીથી શરૂ કરી, તેનો આરંભ એણે ઈ.સ. ૧૪૧૮ના અંતમાં ચાંપાનેર ઉપરના આક્રમણથી કર્યો. ત્યાં (પાવાગઢ) નો કિલ્લો ઘણો મજબૂત હતો તેથી એ જીતી લેવો મુશ્કેલ લાગતાં એણે એની આજુબાજુનો પ્રદેશ લૂંટી ખેદાનમેદાન કરવા માંડયો. ત્યાંનો રાજા ત્ર્યંબકદાસ ગભરાઈ ગયો અને સુલતાન સામે ટકવું મુશ્કેલ લાગતાં ઈ.સ. ૧૪૧૯ના ફેબ્રુઆરીમાં એ એને શરણે ગયો અને યોગ્ય ખંડણી ઉપરાંત આક્રમણમાં એને થયેલો ખર્ચ આપવાનું એણે કબૂલ્યું.[૧૪] ચાંપાનેરથી નીકળી સુલતાન અહમદશાહ નજીકના પહાડી પ્રદેશમાં પ્રવેશ કરી સંખેડા–બહાદુરપુર પહોંચ્યો અને એ પ્રદેશને તારાજ કરી ત્યાંથી એણે ભારે લૂંટ મેળવી. એ પછી ત્યાં ઈ.સ. ૧૪૧૯ના માર્ચની ૨૦મીએ એક મસ્જિદ અને કિલ્લો બંધાવ્યાં. બંનેના પાયા નાખ્યા અને ઇસ્લામના પ્રચાર અર્થે ત્યાં કાઝી અને ખતીબોની નિમણૂક કરી.

એ પછી એ જ સાલના એપ્રિલમાં સોનગઢ થઈ માંડૂ તરફ એણે પોતાની કૂચ આરંભી. આ સમાચાર સુલતાન હૂશંગશાહને પહોંચ્યા ત્યારે એને બીજું આક્રમણ સુલતાન અહમદશાહ તરફથી આવે છે એવો ભય લાગ્યો, તેથી એણે પોતાના ભૂતકાળના ગેરવર્તન માટે માફી માગવા એલચીઓ રવાના કર્યા. તેઓ એને ધારામાં મળ્યા. સુલતાન અહમદશાહના સલાહકારોએ આવેલી દરખાસ્તને પોતાનો વિજય ગણીને એ સ્વીકારી લેવા એને સલાહ આપી અને એણે એનો સ્વીકાર કર્યો. એ પછી એ ઈ.સ. ૧૪૧૯ના મેમાં અમદાવાદ પાછો ફર્યો.

ઈ.સ. ૧૪૨૩–૨૪માં સુલતાને આંતરિક વહીવટી-તંત્ર મજબૂત કર્યું અને રાજ્યના સંરક્ષણની વ્યવસ્થા કરી. મુશ્કેલ સ્થળો ઉપર કિલ્લા ચણાવ્યા અને લશ્કરી થાણાંઓની સ્થાપના કરી. જ્યાં જ્યાં લોકો સામા થયા ત્યાં ત્યાં એમને એણે દબાવી દીધા અને મંદિરો તોડી એમને સ્થાને મસ્જિદો ચણાવી.[૧૫] આવી યોજનાઓને લઈને જેઓ સુલતાનની સત્તાની અવગણના કરતા હતા તેમને શાસક મુસ્લિમ હોવાની અસરનો અનુભવ થવાની શરૂઆત થઈ.

**માળવાની મોટી લડાઈ**



સુલતાન પાયતખ્તમાં હતો ત્યારે એવા સમાચાર આવ્યા કે સુલતાન હૂશંગશાહ રાજધાનીમાં નથી અને એ ક્યાં ગયો છે એની કોઈને ખબર નથી. આમ માળવા નધણિયાતું છે એવું જણાયાથી સુલતાન અહમદશાહ એની ઉપર આક્રમણ કરવા લલચાયો. એ ચાંપાનેર થઈ સંખેડા પહોંચ્યો. અહીં એને

સુલતાન હૂશંગશાહે જાજનગર (ઓરિસ્સા)[૧૬] તરફ ગમન કર્યાના ખાતરીપૂર્વકના સમાચાર મળ્યા. સુલતાન અહમદશાહે એની આ ગેરહાજરીનો પૂરો લાભ લેવાનો નિશ્ચય કર્યો, પણ સીધા માળવાની રાજધાની માંડવગઢ (વર્તમાન માંડૂ) તરફ કૂચ કરી નહિ અને વધુ પડતો મુશ્કેલ દક્ષિણ તરફનો રસ્તો પકડયો. માર્ગમાં એણે નર્મદા નદીના કિનારા પર આવેલ સમૃદ્ધ યાત્રાધામ માહેશ્વરનો કિલ્લો[૧૭] સર કર્યો. ત્યાંથી એણે માંડવગઢ તરફ પ્રયાણ કર્યું. ઈ.સ. ૧૪૨૨ના એપ્રિલની ૫ મી-એ ત્યાં જઈ પહોંચ્યો. અને ત્યાં એણે પડાવ નાખ્યો. એણે કિલ્લાને ઘેરી લીધો. એ પછી લશ્કરની ટુકડીઓ ચારે તરફ ગોઠવીને માળવાનો પ્રદેશ પોતાની સત્તા નીચે મેળવી લેવાની એની મહત્ત્વાકાંક્ષા બર લાવવા લાગ્યો.

સુલતાન હૂશંગશાહ સુલતાન અહમદશાહની પ્રવૃત્તિઓના સમાચાર મળતાં તાકીદે આવી પહોંચશે એ આશાએ રક્ષકો ત્યાંથી ખસ્યા નહિ. ગુજરાતી લશ્કરે એના પ્રદેશનો કેટલોક ભાગ પોતાને કબજે કરી લીધો અને સુલતાન અહમદશાહે જુદાં જુદાં સ્થળોએ વહીવટ માટે અમીરોની નિમણૂક કરી લીધી.[૧૮]

એ ઘેરો ૪૮ દિવસ ચાલુ રહ્યો. બંને પક્ષો વચ્ચે ઝનૂની અથડામણો થઈ અને એકબીજા ઉપર છાપા મરાયા. એટલામાં વર્ષાઋતુ આવી પહોંચતાં છાવણી માટે વધારે યોગ્ય સ્થળ શોધવાની સુલતાન અહમદશાહને ફરજ પડી. ઈ.સ. ૧૪૨૨ના મેની તા. ૨૪ મીએ માંડવગઢથી એ ઉજ્જૈન ગયો. એણે એ તરફનો ભાગ કબજે કર્યો અને ચોમાસું ત્યાં ગાળ્યું.

એ પછી હવામાન સાફ થઈ ગયું એટલે સપ્ટેમ્બરની તા. ૭ મીએ[૧૯] એણે ફરીથી ઘેરાની કાર્યવાહી શરૂ કરી અને એ માટે ગુજરાતમાંથી વધારાની મદદ મગાવી.

આ વખતે સુલતાન હૂશંગશાહ મોટી સંખ્યામાં હાથીઓ લઈને માંડવગઢ આવી પહોંચ્યો અને સુલતાન અહમદશાહના લશ્કરનો ત્યાં ઘેરો હોવા છતાં તારાપુર દરવાજેથી જ એણે અંદર પ્રવેશ પણ કર્યો. એના પરત આગમનને લઈને એના લશ્કરમાં નવું જોમ આવ્યું. સુલતાન અહમદશાહને હવે ખાતરી થઈ ગઈ કે માંડવગઢના જેવો મજબૂત અને કુદરતી રક્ષણ ધરાવનારો કિલ્લો જીતવો એ  એક અસંભવિત તો નહિ, પણ અતિ મુશ્કેલ કામ છે; આથી એણે ઘેરો ઉઠાવી લીધો અને પ્રદેશને તારાજ કરવાનું ચાલુ રાખવાના ઉદ્દેશથી ઉજ્જૈનના રસ્તે માળવાની મધ્યમાં આવેલા સારંગપુરમાં[૨૦] જઈ પહોંચી ત્યાં નજીકમાં છાવણી નાખી.

સુલતાન હૂશંગશાહે કપટ-જાળ પાથરવા માંડી. અગાઉની પેઠે એણે સુલતાન અહમદશાહ સાથે સંધિ કરવાનો ડોળ કર્યો.[૨૧] આમ કરી સુલતાન હૂશંગશાહ સુલતાન અહમદશાહને ગફલતમાં નાખી એના ઉપર વળતું ઓચિંતુ આક્રમણ કરી બાજી ફેરવવાનો ઘાટ ઘડી રહ્યો હતો, અને એ એમાં ફાવ્યો. સુલતાન અહમદશાહ એના સલાહકારોની સલાહ માની લઈને સુલતાન હૂશંગશાહના દાવ-પેચનો ભોગ બની ગયો. અગાઉ જેમ થયું હતું તેમ એણે લશ્કરને પાછા ફરવાનો હુકમ કર્યો. પરિણામે સ્વાભાવિક રીતે જ સંરક્ષણની વ્યવસ્થા ઢીલી પડી, આથી સુલતાન હૂશંગશાહે ઈ.સ. ૧૪૨૨ના ડિસેમ્બરની તા. ૨૬ મીએ રાત્રિ દરમ્યાન એકાએક ગુજરાતના લશ્કર ઉપર હુમલો કર્યો. ગુજરાતી લશ્કરમાં કોલાહલ મચી ગયો, પણ થોડા સમય બાદ સુલતાન અહમદશાહે અને એના અમીરોએ પોતાનું ગુજરાતી લશ્કર સંગઠિત કરી લીધું અને તેઓ સુલતાન હૂશંગશાહના લશ્કર ઉપર તૂટી પડયા. લડાઈમાં પોતપોતાની પ્રતિષ્ઠા સાચવવા બંને સુલતાનો સામ-સામા આવીને બહાદુરીથી લડયા અને બંને ઘવાયા. આ વખતે સવાર થતાં સુલતાન અહમદશાહના મહાવતો પોતાના સુલતાનને ઓળખી ગયા અને તેઓ સુલતાન હૂશંગશાહ ઉપર ધસી ગયા. આ બધો સામટો ધસારો જોઈ ગુજરાતના લશ્કર સામે ટકવું અસંભવિત જણાતાં સુલતાન હૂશંગશાહ નાસી છૂટયો અને સુલતાન અહમદશાહ વિજયી બન્યો. એના હાથમાં માળવાના લશ્કરનો રહી ગયેલો તમામ શસ્ત્ર-સરંજામ આવ્યો. સુલતાન હૂશંગશાહે સારંગપુર પહોંચી ત્યાંના કિલ્લાનો આશ્રય લીધો.

ઈ.સ. ૧૪૨૩ના માર્ચની તા. ૭ મીએ સુલતાન અહમદશાહે ગુજરાત તરફ પ્રયાણ કર્યું. સુલતાન હૂશંગશાહે સારંગપુર તરફથી પાછા આવી ગુજરાતી લશ્કર ઉપર ફરીથી હુમલો કર્યો.[૨૨] સુલતાન અહમદશાહે એનો બરોબર સામનો કર્યો. પરિસ્થિતિ વિકટ બની ગઈ અને ખુવારી ભારે થઈ. અંતે સુલતાન હૂશંગશાહ હાર્યો. વિજયી સુલતાન અહમદશાહે ગુજરાત તરફ પોતાની કૂચ આરંભી. એ ઈ.સ. ૧૪૨૩ના મેની તારીખ ૨૩ મીએ અમદાવાદમાં આવી પહોંચ્યો.



આ લડાઈમાં એટલી તો ખુવારી થઈ હતી કે બે સાલથી વિશેષ ગાળા સુધી સુલતાને કોઈ પણ આક્રમણનું સાહસ ઉપાડયું નહિ. એ પાટનગરમાં જ રહ્યો અને એણે ન્યાય, રાજ્યવહીવટ અને ખેતીના સુધારા ઉપર પોતાનું ધ્યાન કેંદ્રિત કર્યું.

### ઈડરના રાવ પૂંજા સાથે લડાઈ અને અહમદનગરની સ્થાપના

જે હિંદુ રાજ્યોને સુલતાન અહમદશાહે શરણે આણ્યાં તેઓ પૈકીમાંનું એક ઈડરનું રાજ્ય હતું. સૌથી વિશેષ સમય એટલે કે ઈ.સ. ૧૪૨૫ થી ૧૪૨૮ સુધી એણે સુલતાન સામે ટક્કર ઝીલી. બન્યું હતું એવું કે ઈડરના રાવ રણમલના પુત્ર રાવ પૂંજાએ સુલતાનને ખંડણી મોકલવામાં ઢીલ કરી હતી અને એ માળવામાં હતા ત્યારે સુલતાન સામે છૂપી રીતે રાવે ખટપટ પણ કરી હતી. આ કારણે સુલતાને ઈડર ઉપર ઈ.સ. ૧૪૨૬ માં આક્રમણ કર્યું, આથી રાવ પૂંજો ત્યાંથી ડુંગરાળ પ્રદેશમાં નાસી છૂટયો, એ પછી સુલતાને એનો પ્રદેશ તારાજ કરવા માંડ્યો. એ બનાવના બીજા વર્ષે રાવને હંમેશ માટે દબાયેલો રાખવા ઈડરથી દશ કોસ ઉપર હાથમતી નદીને કિનારે સુલતાને પોતાના નામ ઉપરથી 'અહમદનગર' વસાવ્યું.[૨૩] એણે એની આસપાસ પથ્થરનો કિલ્લો બાંધવો શરૂ કર્યો (ઈ.સ.૧૪૨૭) અને ત્યાં પડાવ નાખી એણે બાંધકામ પૂરું કરવા તરફ ખાસ ધ્યાન આપ્યું. ત્યાંથી ઈડર તરફ ટુકડીઓ મોકલીને આસપાસનાં ગામો અને ખેતરોમાંના પાકનો નાશ કરવાનું કામ શરૂ કર્યું.

રાવ પૂંજાએ આ બધો તાલ જોઈને સુલતાનના ઘાસ લેવા આવનાર માણસો ઉપર ઓચિંતા તૂટી પડી વેર લેવાનું ચાલુ કર્યું. અંતે એ લાંબા સમય સુધી લડતાં લડતાં કંટાળ્યો ત્યારે મોટી ખંડણી આપવાનું કબૂલી સુલેહ કરવા સુલતાન ઉપર એણે કહેણ મોકલ્યું, પરંતુ એ વારે વારે સુલેહ કરી એનો ભંગ કર્યા કરતો હતો તેથી સુલતાને છેવટ સુધી લડી ઈડરનો કબજો લેવાનો નિશ્ચય કર્યો. એણે પોતાના તરફથી લડાઈ ચાલુ જ રાખી એટલે રાવ પૂંજાને નાસભાગ કરતાં કરતાં અને છુપાતાં ફરતાં ફરતાં લડાઈ ચાલુ રાખ્યા સિવાય છૂટકો ન હતો. એક વખત ડુંગરોમાં નાસતાં નાસતાં એ એક ખાઈ આગળ આવી ચડ્યો ત્યાં એક બાજુએ ઊભી ટેકરી હતી અને બીજી બાજુએ ઊંડી ખીણ હતી, એ બે વચ્ચેનો રસ્તો ઘણો સાંકડો હતો. રાવ પૂંજો ત્યાં પહોંચ્યો ત્યારે સુલતાનની ટુકડી એની પાછળ આવી રહી હતી. એનો હાથી રાવ પૂંજાના ઘોડાની નજીક આવી પહોંચતાં ઘોડો તથા રાવ બંને ખીણમાં પડી ગયા અને મરી ગયા.[૨૪] બીજે દિવસે એક કઠિયારો એનું માથું કાપી લઈને સુલતાનના તંબુમાં હાજર થયો. સુલતાને ઈડરનો કબજો લીધો (૨૯મી ફેબ્રુઆરી, ઈ.સ. ૧૪૨૮). આ પ્રસંગે સુલતાન અહમદશાહે વીસલનગર પ્રદેશને પણ તારાજ કર્યો. રાવ પૂંજાના પુત્રે[૨૫] માફી માગી મોટી રકમ ખંડણી તરીકે આપવાનું કબૂલી સંધિ કરી. સુલતાન

ઇ-૫-૬

અમદાવાદ તરફ પાછો ફર્યો. બીજે જ વર્ષે ઈડરના રાવે ઠરાવ મુજબ ખંડણીની રકમ ચૂકવવામાં આનાકાની કરી, તેથી સુલતાન ઈડરમાં ઇ.સ. ૧૪૨૮ ની નવેમ્બરની ૧૩ મીએ આવ્યો ત્યારે રાવ કોઈક જગ્યાએ નાસી ગયો. સુલતાને ઈડરમાં મસ્જિદ બંધાવી અને એ પછી એ પાયતખ્તમાં પાછો ફર્યો.

ઈડરની લડાઈમાંથી ફારેગ થયા પછી સુલતાન અહમદશાહે બેત્રણ વર્ષ વહીવટી સુધારા કરવામાં ગાળ્યાં. એમાં લશ્કર અને નાણાંને લગતા સુધારા મુખ્ય હતા. મહેસૂલી ખાતામાં પણ એ ઉપર સરકારી કાબૂ રાખવા માટે યોગ્ય સુધારા કરવામાં આવ્યા.

### દખ્ખણના બહમની રાજ્ય સાથે લડાઈ

ઈ.સ. ૧૪૨૯માં રાજા કાન્હા(કૃષ્ણ)ને[૨૬] હિંદુઓ પ્રત્યેનું સુલતાન અહમદશાહનું ખરાબ વર્તન જોઈ એવું લાગ્યું કે ઈડરની લડાઈ ખતમ થયા બાદ સુલતાન અહમદશાહ એના ઉપર વેર લીધા વિના રહેશે નહિ તેથી એ દક્ષિણ તરફ બહમની સુલતાન અહમદશાહ (ઈ.સ. ૧૪૨૨-૧૪૩૫) પાસે ગુલબર્ગામાં જઈ પહોંચ્યો. એ સુલતાને એને એક ફોજ આપી, તે લઈ કાન્હો નંદરબાર જિલ્લામાં ત્યાંનો પ્રદેશ લૂંટવા તથા તારાજ કરવા રવાના થયો. આ સમાચાર ગુજરાતના સુલતાન અહમદશાહને મળ્યા ત્યારે એણે પોતાના શાહજાદા મુહમ્મદખાનને પોતાના કેટલાક મહાન અમીરો સાથે મોકલ્યો. એ ગુજરાતી લશ્કરે બહમની લશ્કરને હરાવ્યું અને દોલતાબાદ તરફ ભગાડી મૂક્યું. આ સમાચાર બહમની સુલતાનને મળ્યા ત્યારે એણે પોતાના શાહજાદા અલાઉદ્દીન અહમદની સિપાહસાલારીની નીચે ગુજરાત ઉપર આક્રમણ કરવા તથા કાન્હાને ફરીથી એના રાજ્યમાં સ્થાપિત કરવા મોકલ્યો. આ લશ્કર દોલતાબાદ પહોંચ્યું અને ત્યાં ખાનદેશનો નસીરખાન અને કાન્હો રાજા એને આવી મળ્યા. ગુજરાતનો શાહજાદો મુહમ્મદખાન પોતાનું લશ્કર લઈ પેલાં મિત્ર-રાજ્યોની ફોજો સામે દોલતાબાદ તરફ ગયો. એ શહેરની ઈશાનમાં ૩૮ માઈલ ઉપર આવેલા ખાનદેશમાંથી દખ્ખણમાં જવાના ઘાટ માણેકપુંજમાં[૨૭] મોટી લડાઈ થઈ તેમાં પેલાં મિત્ર-રાજ્યોની હાર થઈ અને શાહજાદો અલાઉદ્દીન અહમદ દોલતાબાદ નાસી ગયો નસીરખાન અને કાન્હો ખાનદેશમાં નાસી આવ્યા, શાહજાદો મુહમ્મદખાન નંદરબાર જઈ રહ્યો. એ પછી સુલતાન અહમદશાહ બહમનીએ વધારાનાં લશ્કર મોકલ્યાં અને ખાનદેશમાંથી નસીરખાન અને કાન્હો એની સાથે જોડાયા, પરંતુ ફરીથી દખ્ખણના લશ્કરને શિકસ્ત મળી આ રીતે ગુજરાત અને બહમની સલ્તનત વચ્ચે સંઘર્ષ શરૂ થયો અને એ બે વરસ ચાલ્યો.

ઈ.સ. ૧૪૩૦માં બહમનીના વજીર મલેકુત્તુજાર ખલફ હસન બસરી અને બહમની શાહજાદા અલાઉદ્દીન અહમદે સાથે મળીને ગુજરાતની દક્ષિણ સીમા પર આવેલ માહીમ અને એની આજુબાજુનો પ્રદેશ જીતી લીધો. ગુજરાતના સુલતાનના હુકમથી શાહજાદા ઝફરખાને ખુશ્કી લશ્કર વડે અને એની સાથે જોડાયેલા દીવના કોટવાલ મુખ્લિસુલ્મુલ્કના નૌકાસૈન્યની મદદથી બહમની સુલતાનની સત્તા નીચેના ઉત્તર કોંકણના મુખ્ય નગર થાણાનો કિલ્લો સર કરી લીધો અને ત્યાંથી તેઓ માહીમના ટાપુ સુધી પહોંચી ગયા. દખ્ખણી સિપાહસાલાર ઝનૂનથી લડ્યો, પરંતુ અંતે એને નાસી છૂટવાની ફરજ પડી. એ પછી ૬૦ હજારનું મોટું લશ્કર તથા ૬૦ હાથીઓ સાથે બહમની સુલતાન તરફથી આવેલી વધારાની મદદથી થાણાં પાછાં મેળવવા ખલફ હસને ભારે પ્રયત્નો કર્યા, પરંતુ એનું લશ્કર હારી ગયું અને ગુજરાતી લશ્કર વિજયી થયું. શાહજાદો ઝફરખાન એ પછી માહીમમાં આવ્યો અને આખો મુલક કબજે કર્યો.[૨૮]

### બહમની સુલતાનનું બાગલાણ ઉપર આક્રમણ

મજકૂર શિકસ્તના સમાચાર સાંભળી બહમની સુલતાને વેર લેવા ગુજરાત અને દખ્ખણની સીમા ઉપર આવેલા ગુજરાતની સત્તા નીચેના બાગલાણ ઉપર આક્રમણ કર્યું (ઈ.સ. ૧૪૩૧-૩૨). એ સમાચાર મળતાં ગુજરાતનો સુલતાન અહમદશાહ નંદરબાર તરફ એની સામે ગયો, આથી બહમની સુલતાન ગુલબર્ગ પાછો ફરતાં એણે માર્ગમાં ગુજરાતના તાબાના તંબોલના[૨૯] કિલ્લાને ઘેરો ઘાલ્યો, પરંતુ એમાં એને સફળતા મળી નહિ. આ કિલ્લાના રક્ષણ માટે આવી પહોંચેલા ગુજરાતી સુલતાન સાથે લડાઈ થતાં એના લશ્કરની ભારે ખુવારી થઈ. અંતે બહમની સુલતાન હતાશ થઈ પાછો ફર્યો.

હિંદુ રાજાઓ સાથે સુલતાને કરેલી લડાઈઓ પૈકી ઈ.સ. ૧૪૩૩ માં કરેલી અંતિમ હતી. એ સાલમાં એ મેવાડ બાજુ નાગોર તરફ રવાના થયો. રસ્તામાં નગરો અને ગામડાં લૂંટતો અને વિનાશ કરતો તથા મંદિરો તોડતો એ આગળ વધ્યો. રાજા મહારાવલ ગણેશ(ગજપાલ કે ગોપીનાથ)ના ડુંગરપુર ઉપર એણે છાપો માર્યો અને એને ખંડણી આપવાની ફરજ પાડી.[૩૦] આ લડાઈ દરમ્યાન રાઠોડ રાજાઓએ પણ શરણે આવી ખંડણી આપવાનું કબૂલ્યું.[૩૧]



### માળવા ઉપર આક્રમણ

ઈ.સ. ૧૪૩૫માં સુલતાન હૂશંગશાહના અવસાન પછી એના ઉત્તરાધિકારીઓ પાસેથી વજીર મહમૂદ ખલજીએ પાયતખ્ત મેળવ્યું અને એ 'મહમૂદશાહ' ખિતાબ

ધારણ કરી માળવાના તખ્ત ઉપર બેઠો, ત્યારે ગાદીના અસલ વારસદાર મસઊદે તખ્ત પાછું મેળવી આપવા માટે સુલતાન અહમદશાહને આજીજી કરી. પરિણામે ઈ.સ. ૧૪૩૮ માં સુલતાને માળવા ઉપર આક્રમણ કર્યું અને માંડૂને ઘેરો ઘાલ્યો. એ લાંબો સમય ચાલુ રહ્યો. એટલામાં એની છાવણીમાં મરકી ફાટી નીકળી અને બે દિવસમાં કેટલાક હજાર માણસો મરી ગયા,[૩૨] તેથી એને અમદાવાદ પરત આવી રહેવું પડયું (ઈ.સ. ૧૪૩૯). માળવાથી આવ્યા બાદ લગભગ ત્રણ વરસ જેટલો સમય એ જીવ્યો અને ઈ.સ. ૧૪૪૨ ના ઑગસ્ટની તા. ૧૨ મીએ એનું અવસાન થયું.[૩૩]

### સુલતાનનું મૂલ્યાંકન

ગુજરાતની સમગ્ર મુસ્લિમ સલ્તનતનો સ્થાપક ઝફરખાન (મુઝફ્ફરશાહ ૧ લો) હતો. સુલતાન થયો હોવાની વિધિસરની જાહેરાત અગાઉ એના પુત્ર તાતારખાને (મુહમ્મદશાહે) કરી હતી તેથી એ આ વંશનો પ્રથમ સુલતાન ગણાયો, પરંતુ ગુજરાતની સલ્તનતનો વંશકર્તા તો અહમદશાહ જ હતો તેથી એ વંશ 'અહમદશાહી વંશ'ના નામથી ઓળખાયો. એ ન્યાય આપવામાં વંશ પદ અને સંબંધની પરવા કરતો ન હતો. ખૂનને બદલો ખૂનથી લેવાના સિદ્ધાંતમાં એ માનતો હતો.[૩૪] એના ૩૨ વરસના લાંબા શાસનનો લગભગ મોટા ભાગનો સમય ગુજરાતનાં હિંદુ રાજ્યો અને ગુજરાત બહારના પડોશી મુસ્લિમ સુલતાનો સાથે લડવામાં ગયો હતો. વિજયની એની કાર્યવાહીમાં આક્રમણ સાથે લૂંટ અને પ્રદેશની તારાજી પણ હતાં. એવો એ સમયે એક વિચિત્ર ક્રમ જ હતો.

એને શાંતિથી રહેવાના ગાળા ભાગ્યેજ પડતા, જે એ યોગ્ય વહીવટીતંત્ર ગોઠવવામાં ગાળતો હતો.

ગિરનારની જીત પછી જે કંઈ કાર્ય એણે કર્યાં તે ઉપરથી એવું તારણ નીકળે છે કે ગુજરાતમાં થઈ ગયેલા સુલતાનો પૈકીમાં એ સૌથી વિશેષ અસહિષ્ણુ હતો. ઇસ્લામના કાનૂનોનું એ દૃઢતાથી પાલન કરતો હતો. એને મજહબ તરફ વિશેષ આસક્તિ હતી. હિંદુઓ સામે લડવું એ મજહબી કાર્ય હોવાનું એ ગણતો હતો. ઈ.સ. ૧૪૧૪ માં એણે મલેક તુહફા નામના અમલદારને 'તાજુલ્મુલ્ક'નો ખિતાબ[૩૫] એનાયત કરી, મંદિરો તોડી એને સ્થાને મસ્જિદો ઊભી કરવાની કામગીરી સોંપી હતી. જે લોકો સામે થયા તેમની પાસેથી ફરજિયાત જજિયાવેરો ઉઘરાવવામ. આવતો હતો.[૩૬] એ બાબતમાં એણે એવી તો સખ્તાઈ કરી કે ગુજરાતમાં ત્રાસ અને મેવાસનાં નામ એ પછી સંભળાતાં બંધ થઈ ગયાં.[૩૭]

એણે કેટલાંક બાંધકામ પણ કરાવ્યાં હતાં, તે પૈકી નવું પાયતખ્ત અમદાવાદ અને એમાં એણે બંધાવેલ ભદ્રનો રાજગઢ, એની અંદરનો શાહી મહેલ અને મસ્જિદ, ત્રણ દરવાજા, જામે મસ્જિદ વગેરે ખાસ નોંધપાત્ર છે.

**મુહમ્મદશાહ ૨ જો** (ઈ.સ. ૧૪૪૨-૧૪૫૧)

સુલતાન અહમદશાહ પછી એનો સૌથી વડો શાહજાદો મુહમ્મદખાન 'ગિયાસુદ્દ-દુનિયા વદ્દીન મુહમ્મદશાહ' ખિતાબ સાથે તખ્ત-નશીન થયો.

ગુજરાતના હિંદુ રાજાઓને શરણે લાવવાનું સુલતાન અહમદશાહનું અધૂરું કાર્ય સુલતાન મુહમ્મદશાહ ૨ જાએ ચાલુ રાખ્યું.

ઈ.સ. ૧૪૪૬ માં એણે ઈડરના રાજ્ય ઉપર આક્રમણ કર્યું. મુસ્લિમ તવારીખ મુજબ ઈડરનો રાવ એને શરણે આવ્યો અને એણે પોતાની રાજકુંવરી એ સુલતાન જોડે પરણાવી. આ ખૂબસૂરત કુંવરીએ પોતાના પિતાનું રાજ્ય એમને પાછું સુપરત કરાવ્યું.[૩૮] આ વૃત્તાંતને હિંદુ પુસ્તકોનું સમર્થન મળતું નથી.

ઈડરથી સુલતાને વાગડના પ્રદેશ ઉપર ચડાઈ કરી. ડુંગરપુરનો રાજા ગણેશ (ગજપાલ કે ગોપાલ કે ગોપીનાથ) બીકનો માર્યો નાસી ગયો. સુલતાને એનો પ્રદેશ લૂંટફાટ કરી તારાજ કર્યો તેથી એ એને તાબે થયો અને એણે ભારે નુકસાની આપવાની શરતે એની સાથે સંધિ કરી.[૩૯]

ઈ.સ. ૧૪૪૯ માં સુલતાન મુહમ્મદશાહે ચાંપાનેર ઉપર ચડાઈ કરી. ત્યાંનો રાય ગંગાદાસ બહાદુરીથી એની સામે ખુલ્લી લડાઈમાં ઝઝૂમ્યો, પરંતુ એમાં એ ફાવ્યો નહિ અને એણે પાવાગઢના પહાડી કિલ્લામાં જઈ આશ્રય લીધો. સુલતાને એને ઘેરો ઘાલ્યો. ત્યાં પોતે ભારે મુસીબતમાં સપડાયો હોવાનું જણાતાં રાય ગંગાદાસે માળવાના સુલતાન મહમૂદશાહ ખલજીની પાસે મોટી રકમ પેશકશ તરીકે આપવાની શરતે સહાય માગી. સુલતાન મહમૂદશાહ ખલજીએ પૈસાના લોભમાં એનો સ્વીકાર કર્યો અને મોટું લશ્કર લઈ દાહોદ આગળ આવી એણે ત્યાં છાવણી નાખી.

આ સમાચાર સાંભળીને સુલતાને ત્યાંથી ઘેરો ઉઠાવી પાછા હઠીને સાવલી પરગણામાં કોઠડા ગામ પાસે આવીને મુકામ કર્યો હોવાની ખબર મળતાં મહમૂદશાહ ખલજી માંડૂ ચાલ્યો ગયો. એ પછી સુલતાનની બીમારીએ ગંભીર સ્વરૂપ પકડયું તેથી એણે અમદાવાદ તરફ કૂચ કરી અને ત્યાં ઈ.સ.૧૪૫૧ ના ફેબ્રુઆરીની તા. ૧૦મીએ[૪૦] એનું અવસાન થયું. એને અમદાવાદમાં એના પિતાના રોજામાં દફનાવવામાં આવ્યો.

સુલાતન મુહમ્મદશાહમાં ન તો એના બાપના જેવું ચારિત્ર્ય હતું અને ન તો એના જેવી લશ્કરી કાબેલિયત હતી, પરંતુ એ આનંદપ્રિય સ્વભાવ ધરાવતો હતો. એ અતિ ઉદાર હતો, જેથી એ 'ઝરબક્ષ' (સ્વર્ણદાતા) નામથી ઓળખાતો હતો. એ સ્થાપત્યનો શોખીન હતો. એણે એના પિતા અહમદશાહની કબર ઉપર એક મોટો ગુંબજ ચણાવ્યો હતો. એણે મશહૂર સૂફી શેખ અહમદ ખટ્ટૂનો મકબરો પણ કારીગરી સાથે તૈયાર કરાવ્યો હતો.

## સુલતાન કુત્બુદ્દીન અહમદશાહ ઉર્ફે અહમદશાહ ૨ જો

(ઈ.સ. ૧૪૫૧–૧૪૫૯)

સુલતાન મુહમ્મદશાહના અવસાનના ત્રણ દિવસ બાદ અમીરોએ એના સૌથી મોટા શાહજાદા જલાલખાનને 'કુત્બુદ્દીન અહમદશાહ'ના ખિતાબથી તખ્તનશીન કર્યો. એ વખતે એની વય માત્ર ૨૦ વર્ષની હતી.

આ જુવાન સુલતાનને તખ્ત ઉપર બેસતાં જ એક ભયાનક આક્રમણનો સામનો કરવાનો આવ્યો. માળવાના સુલતાન મહમૂદશાહ ખલજીએ આ વખતે એક મોટું લશ્કર એકઠું કર્યું અને એણે નંદરબારના પ્રદેશ ઉપર ચડાઈ કરી. સુલતાનપુરનો કિલ્લો સર કરી એ છેક ભરૂચ સુધી જઈ પહોંચ્યો. એણે ભરૂચને ઘેરો ઘાલ્યો, પરંતુ એ ભરૂચનો કિલ્લો લઈ શક્યો નહિ અને એણે પાયતખ્ત અમદાવાદ તરફ કૂચ કરી. એ લશ્કર આગળ વધતું વડોદરા આવ્યું અને ત્યાં એણે પડાવ નાખ્યો. ચાંપાનેરનો રાય ગંગાદાસ અને અન્ય રાજાઓ એની સાથે ત્યાં જોડાયા. વડોદરા શહેરને તારાજ કરી એ કપડવંજ પહોંચ્યો. સુલતાન કુત્બુદ્દીને એની સામે લડવા ૪૦ હજાર ઘોડેસવારોનું લશ્કર લઈ મહી નદી ઉપર આવેલા ખાનપુર–વાંકાનેરના ઓવારે છાવણી નાખી.૪૧

બંને પક્ષોનાં લશ્કર સામસામે આવી જતાં ઈ.સ. ૧૪૫૧ ની એપ્રિલની ૧ લી તારીખની રાત્રિએ સુલતાન મહમૂદશાહ ખલજી પોતાની છાવણી છોડી ઓચિંતું આક્રમણ કરવા નીકળ્યો, પરંતુ રસ્તો ચૂકી જતાં અંતે હતાશ થઈ પોતાની છાવણીમાં પરત પહોંચ્યો. સુલતાન કુત્બુદ્દીનને આ વાતની માહિતી મળતાં એણે આક્રમણ કર્યું. મોટી લડાઈ જામી. એમાં ગુજરાતના લશ્કરની એક પાંખની ખુવારી થઈ, છતાં છેવટે જ્વલંત વિજય સુલતાન કુત્બુદ્દીનનો થયો. સુલતાન મહમૂદશાહ ખલજી ૮૧ હાથી અને તમામ શસ્ત્ર–સરંજામ છોડી નાઠો. રસ્તામાં એ પ્રદેશના કોળીઓએ એના લશ્કરને ખૂબ હેરાન કર્યું અને એને ભારે નુકસાન પહોંચાડયું.

### ચિત્તોડના રાણા કુંભા સાથે લડાઈ

ગુજરાત અને માળવાના સુલતાનો સામે બરાબર ટક્કર ઝીલી શકે તેવો એમનો બળવાન પાડોશી ચિત્તોડનો રાણો કુંભકર્ણ ઉર્ફે કુંભો (ઈ.સ. ૧૪૨૮-૧૪૮૮) હતો. એ સમયે મારવાડના નાગોરમાં શમ્સખાન દંદાનીના પુત્ર ફીરોઝખાન(મૃ. ઈ.સ. ૧૪૫૩)ના પુત્ર શમ્સખાનને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકી એનો કાકો મુજાહિદખાન તખ્તનશીન થયો હતો, તેથી નાગોરમાં વારસાહક્ક બાબતમાં ઝઘડો ચાલુ થયો હતો. એનો લાભ લઈ રાણા કુંભાએ એ પ્રદેશનો કબજો લીધો,[૪૨] આથી શમ્સખાને ગુજરાતમાં એના જમાઈ સુલતાન કુત્બુદ્દીન પાસેથી નાગોરના રક્ષણ માટે સહાય માગી અને એણે એક ફોજ એને સહાય કરવા માટે મોકલી, પરંતુ રાણાએ એ ફોજને હરાવી અને એનો વિનાશ કર્યો તેમજ નાગોરના પ્રદેશને તારાજ કર્યો, પરંતુ કિલ્લાનો કબજો એ લઈ શકયો નહિ.

આ સમાચાર મળ્યા બાદ ઈ.સ. ૧૪૫૬ માં સુલતાન કુત્બુદ્દીને પોતાની હારનું વેર લેવાને કુંભલગઢ ઉપર ચડાઈ કરવા કૂચ કરી. રસ્તામાં શિરોહી પાસે ત્યાંનો રાજા ખેતા દેવડા સુલતાનને મળવા આવ્યો અને પોતાના વડવાઓ તરફથી ઊતરી આવેલો જે આબુનો કિલ્લો રાણા કુંભાએ પચાવી પાડયો હતો તે મેળવી આપવા એને આજીજી કરી, આથી સુલતાને મલેક શાબાન ઇમાદુલ્-મુલ્કને બોલાવી, આબુનો કબજો લઈ શિરોહીના રાજાને સોંપી દેવા હુકમ કર્યો અને પોતે આગળ વધ્યો. સિપાહસાલાર મલેક શાબાનને પહાડી પ્રદેશમાંની લશ્કરી કાર્યવાહી અપરિચિત હોવાથી એ આબુ નજીકની એક ખીણમાં ગૂંચવાઈ પડયો અને રાણા કુંભાનાં સૈન્યોએ મોટી ખુવારી સહિત એને સખત હાર આપી. આ ખબર સુલતાન કુત્બુદ્દીનને કુંભલમેર(કે કુંભલગઢ)ના કિલ્લા નજીકમાં મળી. એ વખતે એ રાણા કુંભા સાથે લડતો હતો. રાણાએ એ કિલ્લા ઉપરથી નીચે આવી લડાઈ કરી. સુલતાન એ મશહૂર કિલ્લાનો કબજો લઈ શકયો નહિ, છતાં મુસ્લિમ તવારીખકારો કહે છે કે[૪૩] રાણાએ શમ્સખાનને નુકસાની માટે મોટી રકમ અને સુલતાન કુત્બુદ્દીનને ભારે ખંડણી આપી ને સંધિ કરવી પડી. મુસ્લિમ તવારીખ મુજબ, આમ છતાં, ઈ.સ. ૧૪૫૬ માં સુલતાન મહમૂદશાહ ખલજીએ એક એલચી-મંડળ કુત્બુદ્દીન પાસે મોકલ્યું અને એની મારફત મેવાડના મુલક ઉપર અગ્નિ ખૂણામાંથી માળવાનો સુલતાન અને નૈઋર્ત્યમાંથી ગુજરાતનો સુલતાન આક્રમણ કરે અને જીત્યા પછી મેવાડનું રાજ્ય બંને વચ્ચે વહેંચી લેવું, એવા કરાર થયા.[૪૪]

આમ નક્કી થયા બાદ ઈ.સ. ૧૪૫૭ માં સુલતાન મહમૂદશાહ ખલજીએ કૂચ કરી અને એ મંદસોર પહોંચ્યો. સુલતાન કુત્બુદ્દીને રાણાના પ્રદેશ તરફ કૂચ કરી અને આબુનો કિલ્લો કબજે કરી એ ખેતા દેવડાને સોંપી દીધો. એ પછી એ કુંભલમેર તરફ આગળ વધ્યો અને એની આજુબાજુનો પ્રદેશ તારાજ કર્યો. એ સમયે રાણો કુંભો ચિત્તોડના કિલ્લા ઉપર હતો. સુલતાને એ કિલ્લા પર આક્રમણ કરતાં રાણાએ ખંડણી આપવાનું સ્વીકારી સંધિ કરી, એ પછી સુલતાન ગુજરાતમાં આવી રહ્યો. ત્રણ જ મહિનામાં રાણાએ કરારનો ભંગ કરીને નાગોર ઉપર આક્રમણ કર્યું. વજીર મલેક શાબાન ઇમાદુલમુલ્કે એ ખબર સુલતાનને પહોંચાડી અને તેથી સુલતાન કુત્બુદ્દીન એનું મુખ્ય લશ્કર લઈ રવાના થયો. આ સમાચાર સાંભળી રાણો પાછો ફર્યો અને સુલતાન કુત્બુદ્દીન અમદાવાદમાં આવી રહ્યો.

થોડા સમય બાદ સુલતાન કુત્બુદ્દીને શિરોહીના રાજ્ય તરફ કૂચ કરી અને ત્યાંથી આગળ વધી રસ્તામાં આવતાં નગર લૂંટી એણે કુંભલમેરને ઘેરો ઘાલ્યો, પરંતુ એમાં ફાવી શકાય એમ નહિ લાગતાં એ ચિત્તોડ ગયો. આખરે એ કંઈ પણ કામયાબી મેળવ્યા વિના પાયતખ્ત પાછો ફર્યો.

આ લડાઈઓ બાબતમાં એમ જણાય છે કે મુસલમાન તવારીખકારો સુલતાન કુત્બુદ્દીનનો હમેશાં વિજય થયેલો જણાવે છે અને રાજપૂતોના અહેવાલો એની હાર થયેલી હોવાનું આગળ કરે છે.[૪૫] ચિત્તોડના સમકાલીન કીર્તિસ્તંભ-લેખમાંના વિધાન અનુસાર રાણા કુંભાએ ગુજરાત અને માળવાની સેનાને પરાજય આપ્યો હતો.[૪૬]

### સુલતાનનું અવસાન

પાયતખ્તમાં પાછા ફર્યા પછી સુલતાન કુત્બુદ્દીન માંદો પડયો અને ઈ.સ. ૧૪૫૯ ના મેની તા. ૨૩ મીએ[૪૭] ૨૮ વર્ષની વયે ભરજુવાનીમાં ગુજરી ગયો. કહે છે કે સુલતાનાએ પોતાના પિતા શમ્સખાનને ગુજરાતનું તખ્ત મળે એવા ઉદ્દેશથી સુલતાનને ઝેર આપી મરાવી નાખ્યો હતો. સુલતાનના દાદા અહમદશાહના અમદાવાદમાં આવેલા માણેકચોકમાંના રોજામાં એની દફનક્રિયા કરવામાં આવી હતી.



### સુલતાનનું મૂલ્યાંકન

સુલતાન આમ તો ઘણો બહાદુર હતો, પરંતુ એણે દારૂના નશામાં ભાન ભૂલી ક્રૂર કાર્ય કર્યાં હતાં.

સુલતાનને મકાનો બાંધવાનો ઘણો શોખ હતો. ઈ.સ. ૧૪૫૧ માં અમદાવાદમાં આવેલા કાંકરિયા તળાવ (હોજે કુત્બ) તથા એની અંદરની નગીનાવાડી નામે ઓળખાતો બાગ એક મહેલ સમેત એણે તૈયાર કરાવ્યાં હતાં. એ ઉપરાંત સરખેજ વટવા અને અમદાવાદમાં એણે મસ્જિદો અને મકબરા બંધાવ્યાં હતાં.

## દાઊદખાન (ઈ.સ. ૧૪૫૯)

સુલતાન કુત્બુદ્દીનના અનુગામી તરીકે એના અમીરોએ એના કાકા દાઊદખાનને પસંદ કર્યો અને તખ્ત ઉપર બેસાડયો. તખ્ત ઉપર બેઠા પછી તરત જ એણે ખર્ચમાં અયોગ્ય કાપકૂપ કરવા માંડી. તદુપરાંત જે અમીરોએ એને એની તખ્તનશીનીમાં મદદ કરી હતી તેમને ખસેડી એના માનીતા અમીરોની નિમણૂક એમના સ્થાને કરી, આથી એ નારાજ થયેલા અમીરોએ એને પદભ્રષ્ટ કરી એની જગ્યાએ, કેટલાક તવારીખકારો મુજબ, સાત દિવસ અને બીજા કેટલાક તવારીખકારો મુજબ, ૨૭ દિવસના[૪૮] ગાળામાં જ સુલતાન મુહમ્મદશાહના બીજા શાહજાદા અને સુલતાન કુત્બુદ્દીનના નાના ભાઈ ફત્હખાનને તખ્ત ઉપર બેસાડવાનો નિર્ણય કર્યો. ફત્હખાન આ વખતે એની વાલિદા મુઘલી બીબી સાથે મહાન સૂફી શેખ શાહઆલમ(મૃ. ઈ.સ. ૧૪૭૫)ને ત્યાં રહેતો હતો. મુઘલી બીબીને સમજાવી એને અમીરો મહેલમાં લાવ્યા.[૪૯] એ સમયે નોબત વગાડવામાં આવી. એના અવાજ સાંભળી કારણ જાણ્યા પછી સુલતાન દાઊદખાન નાસી છૂટયો અને એણે શેખ અહમદ રૂમી નામના સૂફીનો મુરીદ (શિષ્ય) થઈને શેષ આયુષ અધ્યાત્મ-જીવન જીવીને ગાળ્યું.

## મહમૂદશાહ બેગડા (ઈ.સ. ૧૪૫૯–૧૫૧૧)

દાઊદખાન પછી સુલતાન મુહમ્મદશાહ ૨ જાનો નાનો પુત્ર ફત્હખાન તખ્ત ઉપર બેઠો (ઈ.સ. ૧૪૫૯).[૫૦] આ સમયે એની વય માત્ર ૧૩ વરસની હતી. એણે 'અબુલફત્હ મહમૂદશાહ' ખિતાબ ધારણ કર્યો. ઇતિહાસમાં એ સુલતાન 'મહમૂદ બેગડો' નામથી જાણીતો થયો.



## અમીરોનું કાવતરું

તખ્તનશીની પછી કેટલાક મહિના બાદ એને ખસેડી એના કાકા હબીબખાનને[૫૧] સુલતાન બનાવવાના વિરોધી અમીરોએ યોજેલા કાવતરાનો એને સામનો કરવો પડયો. એ વખતે પુરાણા હોદ્દેદારો પૈકીમાંથી એક માત્ર સુલતાન કુત્બુદ્દીન અહમદશાહનો વજીર, જેણે એને તખ્ત હાંસલ કરવામાં મદદ કરી હતી તે, મલેક

શાબાન ઇમાદુલ્મુલ્ક જ એના પદ ઉપર ચાલુ હતો. એના પ્રત્યે સલ્તનતના મહાન અમીરોને દ્વેષ હતો. એમણે સુલતાનને એ વજીરની સામે ચડાવ્યો અને સુલતાનને પદભ્રષ્ટ કરવાનું કાવતરું એ યોજી રહ્યો હોવાનું જણાવ્યું. સુલતાનને રાજકીય આંટીઘૂંટી અપરિચિત હતી તેથી એણે વજીરને કેદ કરાવ્યો. રાત્રિ દરમ્યાન મલેક શાબાન નિર્દોષ હોવાનું જણાતાં સુલતાને એની વાલિદા તથા પોતાના ખાસ અમલદારો સાથે મસલત કરી અને મલેક શાબાનને મુક્ત કરી, દગાબાજ અમીરોને કેદ કરી એમનાં મકાન લૂંટી લેવાનો હુકમ કર્યો. તોફાની અમીરોને આ હુકમની ખબર મળી ત્યારે તેઓ શસ્ત્રસજ્જ થઈ પોતાની ફોજો સાથે ભદ્રમાં આવ્યા. એ સમયે સુલતાન પાસે ત્યાં માત્ર ત્રણસો સિપાઈઓ હતા, પરંતુ એની પાંચસો-છસો હાથીઓની ફોજે હુમલાખોરો ઉપર આક્રમણ કર્યું. અમીરોનું લશ્કર સામનો કરી શક્યું નહિ તેથી નાસી છૂટયું. એ પછી એ અમીરોની ગિરફતારી કરાવી સુલતાને એમને યોગ્ય સજા ફરમાવી. આ રીતે સુલતાન મહમૂદશાહે કાર્યદક્ષતા વાપરી પોતાની સામે થયેલું કાવતરું નિષ્ફળ બનાવી દીધું, વળી વફાદાર અમીરોને ઊંચા હોદ્દા અને જાગીરો આપી રાજ્યના સ્તંભરૂપ બનાવ્યા.

### બહમની સુલતાનને મદદ

માળવાના સુલતાન મહમૂદશાહ ખલજીએ બહમનીના બાળ સુલતાન નિઝામ-શાહના પ્રદેશ ઉપર ચડાઈ કરી, આથી સુલતાન મહમૂદશાહ બેગડા ઉપર રાજ-રક્ષક તરફથી મદદ માટે વિનંતી આવી.[૫૨] સુલતાન મહમૂદશાહ બેગડાએ બે વાર (૧૪૬૧ અને ૧૪૬૩ માં) માળવાના લશ્કરનો રાહ રોકી એને પીછેહઠ કરવાની ફરજ પાડી. વળી માળવાના સુલતાનને જણાવવામાં આવ્યું કે જો હવે પછી બહમનીના બાલ સુલતાન પર આક્રમણ કરવામાં આવશે તો ગુજરાતનું લશ્કર માળવાના પ્રદેશને ખેદાનમેદાન કરશે. આ ધમકીની ધારેલી અસર થઈ.

### પારડી પર આક્રમણ

ઈ.સ. ૧૪૬૪ માં સુલતાન મહમૂદશાહે વર્તમાન વલસાડ જિલ્લામાં આવેલા કિલ્લા પારડીના હિંદુ રાજા ઉપર આક્રમણ કર્યું, કારણ કે એ ચાંચિયાગીરી કરતો હોવાનું એના જાણવામાં આવ્યું હતું. આક્રમણ થતાં રાજાએ ખંડણી આપવાની તથા વર્તન સુધારવાની શરત કબૂલ રાખી.[૫૩]


### જૂનાગઢની જીત

ઈ.સ. ૧૪૬૭ માં સુલતાન જૂનાગઢના ચૂડાસમા રાજા માંડલિકના પ્રદેશ ઉપર આક્રમણ કરવા ભારે તૈયારી સાથે નીકળ્યો અને ગિરનાર પરના ઉપરકોટ

પાસે પહોંચ્યો. રાજા માંડલિક અને એના સૈનિકોએ કિલ્લાની બહાર આવી આક્રમણનો સબળ સામનો કર્યો, પરંતુ રાજા ઘવાઈ જતાં તેઓ કોટમાં ભરાઈ ગયા. સુલતાનના સૈનિકોએ આ પ્રદેશમાં ભારે લૂંટફાટ ચલાવી, આથી રાજા માંડલિકે અંતે તાબેદારી સ્વીકારી ખંડણી આપી, એટલે સુલતાને ઘેરો ઉઠાવી લીધો અને એ અમદાવાદ પરત ગયો.

બીજે વરસે એટલે કે ઈ.સ. ૧૪૬૮ માં સુલતાનને એવી ખબર મળી કે રાજા માંડલિક છત્ર અને કિંમતી હીરાજડિત શૃંગાર સજીને ઠાઠથી મૂર્તિપૂજા કરવા જાય છે, આથી ૪૦ હજાર ઘોડેસવાર અને મોટી સંખ્યામાં હાથીઓનું લશ્કર જૂનાગઢ તરફ રવાના કર્યું. એણે રાજા માંડલિક શરણે ન આવે તો એના પ્રદેશને ઉજ્જડ કરી દેવો એવો લશ્કરને હુકમ આપ્યો. આ સમાચાર સાંભળી રાજા માંડલિક ગભરાઈ ગયો અને એણે છત્ર અને શૃંગારની વસ્તુઓ તથા અન્ય દાગીના સુલતાનને મોકલી આપ્યા.[૫૪] એ પછી એ લશ્કરને પાછું બોલાવી લેવામાં આવ્યું.

પરંતુ સુલતાને ગમે તે રીતે જૂનાગઢ જીતી લેવા ધાર્યું હતું,[૫૫] આથી ઈ.સ. ૧૪૬૯માં ફરીથી જૂનાગઢ ઉપર આક્રમણ કર્યું. એ સમયે સોરઠમાં એણે પ્રવેશ કરીને ચારે તરફનો પ્રદેશ લૂંટી વેરાન કર્યો. રાજા માંડલિકે આ બધું જોઈ સુલતાનને જણાવ્યું કે હું નિયમિત ખંડણી ભરું છું અને આપનો તાબેદાર છું. સુલતાને જવાબમાં કહ્યું કે હું પૈસા માટે આવ્યો નથી, પરંતુ સૌરાષ્ટ્રમાં ઇસ્લામના પ્રચાર માટે આવ્યો છું, તેથી કોઈ પણ પ્રકારની દલીલ કર્યા વિના મોત અને ઇસ્લામ બેની વચ્ચેની તમો પસંદગી કરી લો. આથી રા' જૂનાગઢના ઉપરકોટમાં ભરાઈ ગયો અને ત્યાં સખત રીતે ઘેરાઈ ગયો. સુલતાને જૂનાગઢ પાસે છાવણી નાખી. માંડલિકે તથા એના સૈનિકોએ એનો સામનો કર્યો અને ભારે ટક્કર ઝીલી. છેવટે ખોરાકની તંગીને લઈને ભારે મુશ્કેલી ઊભી થઈ તેથી રાજાએ તાબે થઈને કિલ્લાની ચાવી સુલતાનને સોંપી. મુસ્લિમ તવારીખ મુજબ, સુલતાને રાજાને મુસલમાન થવાનું કહ્યું અને છેવટે એણે તેનો સ્વીકાર કર્યો.[૫૬]



એ પછી સુલતાન થોડો સમય જૂનાગઢમાં રહ્યો અને એના રક્ષણની વ્યવસ્થા કરી. અંતે પહાડની તળેટીમાં એની પાસે એક નવું શહેર વસાવીને એનું નામ એણે મુસ્તફા (એટલે કે અલ્લાહની પ્રસન્નતા પામેલ એવા પેગમ્બર ઉપરથી 'મુસ્તફાબાદ' પાડયું. એ પછીથી એ એનાં પાયતખ્તો પૈકીનું એક ગણાયું. એમ કરવામાં એનો ઉદ્દેશ સોરઠમાં ઇસ્લામનો પ્રચાર કરવાનો હતો.

### અમદાવાદનો બંદોબસ્ત

સુલતાન આમ લાંબો સમય (ઈ.સ. ૧૪૭૦–૭૧) ગિરનારને ઘેરો ઘાલવામાં રોકાયેલો રહ્યો હતો ત્યારે ચાંપાનેરના મૂળરાજ જયસિંહે ચાંપાનેર[૫૭] અને અમદાવાદ વચ્ચેના પ્રદેશમાં લૂંટફાટ કરી એને ખેદાનમેદાન કર્યો હતો, આથી ઈ. સ. ૧૪૭૧ માં સુલતાને લશ્કરી સરંજામની વખારોના દારોગા મલેક જમાલુદ્દીનને 'મુહાફિઝખાન' ખિતાબ એનાયત કરી એ પ્રદેશનો ફોજદાર નીમ્યો, અને એને એના રક્ષણની કાર્યવાહી સોંપી. એણે મજબૂત હાથે કામ લઈ લૂંટફાટ અને ચોરી પૂરાં દબાવી દીધાં.[૫૮]

### કચ્છ અને સિંધ પર ચડાઈ

ઈ.સ. ૧૪૭૨માં દક્ષિણ સિંધમાં હિંદુઓએ મુસલમાનો ઉપર જુલમ ગુજાર્યાની ફરિયાદ સુલતાનને પહોંચાડવામાં આવી ત્યારે ૬૦૦ ઘોડેસવારોનું એક નાનું છતાં કેળવાયેલ લશ્કર લઈ પૂર ઝડપે કચ્છનું રણ ઓળંગી એ વર્તમાન થર અને પારકરના જિલ્લાઓના પ્રદેશમાં પહોંચ્યો અને ત્યાંના સુમરા અને સોઢા સરદારો એની સામે ૨૪ હજાર ઘોડેસવારોનું લશ્કર લઈ આવી ઊભા રહ્યા. સુલતાને એમને હરાવ્યા. જે લોકોએ ઇસ્લામ સ્વીકાર્યો તેઓમાંથી કેટલાકને એણે પોતાની સાથે લાવીને સોરઠમાં વસાવ્યા અને એમને ઇસ્લામનાં શરિયત (ધાર્મિક નિયમો) અને ઉસૂલો (મૂળ તત્ત્વો)નું શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો.[૫૯]

એ જ સાલમાં સિંધના જામ નિઝામુદ્દીન, જે સુલતાનનો માતામહ થતો હતો, તેની સામે ૪૦ હજાર જેટલા બલૂચી અને જાટ લોકોએ બળવો કર્યો હતો; એને પણ મહમૂદશાહે જાતે જઈ દબાવી દીધો.[૬૦]

### દ્વારકા અને બેટ પર ચડાઈ

આ વખતે ઓખામંડળમાં વાઢેર રાજા ભીમ[૬૧] રાજ્ય કરતો હતો. ત્યાંના વાઘેરો ચાંચિયાગીરી માટે જાણીતા હતા. એક વાર સિંધમાંથી પરત આવતાં સુલતાનનો મુકામ જૂનાગઢમાં હતો ત્યારે મુલ્લાં મહમૂદ સમરકંદી નામનો એક વિદ્વાન કવિ અને વેપારી કુટુંબકબીલા સાથે એક જહાજમાં દખ્ખણમાંથી સમરકંદ જતો હતો. હવામાન માફક ન હોવાથી એનું જહાજ જગત-(દ્વારકા)ના કિનારા આગળ ખેંચાઈ આવ્યું. ત્યાંના ચાંચિયાઓએ એ લૂંટી લીધું અને એનાં કુટુંબ તથા માલસામાન પોતાની પાસે રાખી એને એના બે પુત્રો સાથે રખડતો છોડી દીધો. મુલ્લાંએ મહામુસીબત વેઠી, જૂનાગઢમાં પગપાળા આવી સુલતાન પાસેથી અશ્રુભરી આંખે દાદ માગી, આથી સુલતાન

દ્વારકા પહોંચ્યો. આમ થતાં ત્યાંના રાજા વાઢેર ભીમજીએ બેટ શંખોદ્ધારના કિલ્લામાં જઈ આશ્રય લીધો.

આ કારણે સુલતાને ગુસ્સે થઈ દ્વારકાના પ્રસિદ્ધ રણછોડરાયના મંદિરનો નાશ કર્યો, એમાંની મૂર્તિ ભાંગી નાખી અને આખા નગરને લૂંટી લીધું. એ પછી એના હુકમથી મંદિરો તોડી ત્યાં મસ્જિદો બંધાવાઈ.[૬૨] એ પછી સુલતાન ગાઢ જંગલ વટાવી બેટ શંખોદ્ધાર તરફ નીકળી ગયો. જંગલવાળા રસ્તામાં સિંહો અને ઝેરી સાપોએ એના લશ્કરને ઘણું હેરાનપરેશાન બનાવી દીધું. છેવટે દરિયાઈ લડાઈમાં સુલતાનને જીત મળી. એ લડાઈમાં સુલતાને બેટનો કિલ્લો સર કર્યો. દ્વારકાથી અગાઉ ત્યાં લઈ જવામાં આવેલી આરસની મૂર્તિઓ તોડી પાડવામાં આવી. રાજા ભીમને કેદ પકડવામાં આવ્યો. મુલ્લાં સમરકંદના કેદ પકડાયેલ કુટુંબને તેમજ અન્ય મુસ્લિમ કેદીઓને છોડી મૂકયા. દ્વારકા અને શંખોદ્ધારનો વહીવટ મલેક તૂગાન ફર્હતુલ્મુલ્કને સોંપી એ જૂનાગઢ ગયો (ઈ.સ. ૧૪૭૩). રાજા ભીમને અમદાવાદ લઈ જઈ ક્રૂર રીતે મારી નાખવામાં આવ્યો.[૬૩] દ્વારકાનું નામ 'મુસ્તફાનગર' રાખવામાં આવ્યું.[૬૪]

### ચાંચિયાઓને નસિયત

દ્વારકા–વિજય પછી સુલતાને અમદાવાદ જતી વખતે વચ્ચે ઘોઘા જઈને એ વિસ્તારનાં બંદરો પર ચાંચિયાગીરી કરતા મલબારીઓને નસિયત કરવાનો પ્રબંધ કર્યો અને એ કારણસર એ ખંભાત પણ ગયો અને ત્યાંથી ઈ.સ. ૧૪૭૩ના ઑક્ટોબરમાં અમદાવાદ પહોંચ્યો.

### મહેમદાવાદ વસાવ્યું

એ પછી સુલતાન કૌટુંબિક ઉપાધિઓની વ્યવસ્થા કરવામાં ગૂંથાયો. આ ગાળામાં કોઈ મહત્ત્વનું આક્રમણ કોઈ પ્રદેશ ઉપર એણે કર્યું હોય એવું જણાતું નથી. દર વરસે શિકાર ખેલવા એ મુસ્તફાબાદ જતો હતો અને એ પછી અમદાવાદ પાછો ફરતો હતો. એક વાર અમદાવાદથી ૧૨ કોસ ઉપર વાત્રક નદીને કિનારે એ શિકાર કરતો કરતો પહોંચ્યો ત્યાં ચોર-ડાકુઓનો ત્રાસ હતો તે દૂર કરવા ત્યાં એણે 'મહમૂદાબાદ' શહેર વસાવ્યું.[૬૫]

### અમીરોની ખટપટ

એ પછી ઈ.સ. ૧૪૮૦માં એના રિવાજ મુજબ એ મુસ્તફાબાદ જવા  નીકળ્યો ત્યારે એના બનેવી વજીર ખુદાવંદખાન(બિન સુસુફ)ને અમદાવાદમાં પોતાના વડા શાહજાદા અહમદખાનની સંભાળ સોંપી, પરંતુ એ અમીરે સુલતાનને પદભ્રષ્ટ કરી શાહજાદા અહમદખાનને તખ્તનશીન કરવાનું કાવતરું યોજ્યું.

એ સમયે ઇમાદુલ્મુલ્ક બહાઉદ્દીન સુલતાનનો અતિ માનીતો અને વફાદાર અમીર હતો તેને મારી નાખવાનું નક્કી કરવામાં આવ્યું હતું. રાયેરાયાન[૬૬] મુખ્ય હિંદુ અમીર હતો, આગેવાન કાવતરાખોરોમાંનો એક હતો ને ઇમાદુલ્મુલ્કનો ખાસ મિત્ર હતો, તેણે ઇમાદુલ્મુલ્કને મારી નાખવાનાં કાર્યમાં હિસ્સો લેવાનો ઇન્કાર કર્યો. એમ કરવાને બદલે ઇમાદુલ્મુલ્કને કાવતરાની જાણ કરી એની સંમતિ કાવતરામાં ભાગ લેવા અંગે લેવી એવી દરખાસ્ત એણે પેશ કરી. અમીરોએ એ બાબતમાં વાંધો લીધો, છતાં એણે પોતે પોતાના મન સાથે નક્કી કરેલ ઇરાદાનો અમલ કર્યો. ઇમાદુલ્મુલ્કે સંમતિ આપવાનો ઢોંગ કરી પોતાની જાગીરોમાંથી ફોજો બોલાવી અને કાવતરાખોરોની યોજના નિષ્ફળ બનાવવાને પગલાં લીધાં. કૈસરખાન ફારૂકી નામનો અમીર અમદાવાદમાં એ સમયે હાજર હતો. સુલતાનને કાવતરાની ગંધ આવતાં એ મુસ્તફાબાદથી અમદાવાદ આવ્યો. આખા કાવતરાની વિગત માગી સુલતાન એનાથી વાકેફ થયો, પરંતુ ખુદાવંદખાન પ્રત્યે એને એટલી બધી લાગણી હતી કે એનો ગુનો લગભગ દરગુજર કર્યો. પછી સમય જતાં સુલતાનને એના બદઇરાદાની ખાતરી થતાં એને ગિરફતાર કરી એને સ્થાને મુહાફિઝખાનને વજીર નીમવામાં આવ્યો.[૬૭]

**ચાંપાનેરની જીત**

ઈ.સ. ૧૪૮૨ માં ગુજરાતમાં અનાવૃષ્ટિ અને દુકાળ ફેલાયાં હતાં તેની અસર ચાંપાનેરના રાજ્યમાં ઘણી ઓછી થઈ હતી. આવા સમયે ચાંપાનેરની નૈઋત્યમાં ચૌદ માઈલ ઉપર રસૂલાબાદના થાણામાં મલેક સુધા સુલતાની નામના અમલદારે ચાંપાનેરના તાબાનો કેટલોક પ્રદેશ લૂંટી તારાજ કર્યો અને એ છેક ચાંપાનેરના કિલ્લા સુધી જઈ પહોંચ્યો.[૬૮] એણે ઘણા નિર્દોષ લોકોની કતલ કરી. ચાંપાનેરનો ચૌહાણ રાજા જયસિંહ શાંતિપ્રિય હોવા છતાં એને માટે આવી દખલ અને નિર્દોષ પ્રજાની કતલ અસહ્ય બન્યાં, અને એણે પ્રતીકારાત્મક પગલાં લઈ, મલેક સુધાની પૂંઠ પકડી, એને ગિરફતાર કરી મારી નાખ્યો. એણે લૂંટેલો તમામ માલસામાન અને એના બે હાથીઓ જયસિંહના કબજામાં આવ્યા. આ ખબર સુલતાનને મળતાંવેંત એણે ફોજો એકત્ર કરી અને હિ. સ. ૮૮૭ ના ઝિલકાદની અથવા ઝિલહિઝની ૧ લી એ (અર્થાત્ ૧૨-૧૨-૧૪૮૨ અથવા ૧૧-૧-૧૪૮૩ ના રોજ)[૬૯] અમદાવાદમાંથી ચાંપાનેર જવા માટે વડોદરા તરફ કૂચ કરી.


જયસિંહ રાવળ ચાંપાનેરમાં રાજ્ય કરતો હતો તે ગુજરાતના ઇતિહાસમાં 'પતાઈ રાવળ'ના નામથી ઓળખાય છે. 'પતાઈ' એ 'પાવાપતિ'નું ગુજરાતીમાં ટૂંકું રૂપ હોવાનું મનાય છે.

રાજા પતાઈ શાહી લશ્કરનો સામનો કરવા સામે આવ્યો અને લડાઈ થઈ તેમાં એનો પરાજય થયો. એ પાવાગઢના પહાડી કિલ્લામાં જઈ ભરાયો. પાછળથી સુલેહ માટે અનેક વાર એલચીઓ મોકલ્યા, પરંતુ ખંજર અને શમશેર સિવાય કંઈ ખપે નહિ[૭૦] એમ કહી સુલતાન નકારમાં જવાબ વાળતો રહ્યો.

બીજી બાજુ પતાઈએ પોતાના સૂરી નામના મંત્રીને મોકલી માળવાના સુલતાન ગિયાસુદ્દીન ખલજી પાસેથી દરરોજની કૂચની પ્રત્યેક મજલે એક લાખ ટંકા ખર્ચ પેટે આપવાની શરતે મદદ માગી, આથી લોભાઈને સુલતાન ગિયાસુદ્દીને પોતાનું લશ્કર એકત્ર કરી માંડવગઢથી કૂચ કરી અને ત્યાંથી ત્રણ કોસ ઉપર નાલચા આવી પડાવ નાખ્યો, આથી સુલતાન મહમૂદશાહ ઘેરો ચાલુ રાખીને એનો સામનો કરવાને માળવાની સરહદ ઉપર પહોંચવા દાહોદ ગયો, પરંતુ માળવાના સુલતાને એના દરબારીઓની સલાહને અવગણીને આ સાહસ કર્યું હતું તેથી પાછળથી એને પસ્તાવો થતાં એ રસ્તામાંથી જ માંડવગઢ પરત પહોંચ્યો. સુલતાન મહમૂદશાહને આ વાતની ખબર થતાં એ પાવાગઢ ગયો અને એણે ઘેરો ચાલુ રાખ્યો.

વીસ મહિના ઘેરો ચાલુ રહ્યો અને ઈ.સ. ૧૪૮૪ ના નવેમ્બરની ૨૧ મીએ મહમૂદની સેનાને પાવાગઢમાં પ્રવેશ કરવામાં સફળતા મળી. કિલ્લામાં રહેલા રાજપૂતોને માટે જીતવાની કોઈ આશા રહી નહિ ત્યારે સ્ત્રીઓએ જૌહર કર્યું અને પુરુષો કેસરિયા વાઘા સજી હાથોહાથની લડાઈમાં કૂદી પડયા અને તેઓમાંના ઘણાખરા ખપી ગયા. અંતે પતાઈ રાવળ અને એનો પ્રધાન મંત્રી ડુંગરસી ઘવાયેલી હાલતમાં પકડાયા. એ બંનેના ઘા રુઝાયા ત્યારે સુલતાને એમને ઇસ્લામ સ્વીકારવા સમજાવ્યા, પરંતુ એ વીર રાજપૂતોએ સ્વધર્મ ત્યજવાને બદલે મૃત્યુને ભેટવાનું પસંદ કર્યું. પકડાયા પછી પાંચ મહિના બાદ ઉલેમાઓની સલાહથી રાજા જયસિંહનું માથું ઉડાડી દેવામાં આવ્યું અને પ્રધાન મંત્રીની પણ કતલ કરવામાં આવી (ઈ.સ. ૧૪૮૫). રાજાની બે રાજકુંવરીઓને સુલતાને પોતાના જનાનામાં મોકલી આપી, એના એક રાજકુંવરને શિક્ષણ આપી મોટો કર્યો, અને એની પાસે ઇસ્લામ સ્વીકારાવીને એનું નામ 'મલેક હુસેન' રાખ્યું. સુલતાન મુઝફ્ફરશાહ ૨ જા(ઈ.સ. ૧૫૧૧-૧૫૨૫)ના જમાનામાં એ મોટો અમીર બન્યો અને એને 'નિઝામુલ્મુલ્ક'નો ખિતાબ એનાયત કરવામાં આવ્યો.[૭૧] 

**નવું ચાંપાનેર**

ચાંપાનેરનાં હવાપાણી સુલતાનને ઘણાં માફક લાગતાં એણે ત્યાં પોતાનું પાયતખ્ત રાખ્યું અને એ પછીનાં પચાસ વરસ સુધી એ એમ રહ્યું. પોતાને

રહેવાનાં મુખ્ય સ્થાનો પૈકીનું એક ઠરાવ્યા બાદ એણે હજરત મુહમ્મદ પેગમ્બરના નામ ઉપરથી એનું નામ 'મુહમ્મદાબાદ' રાખ્યું. એણે જૂના ચાંપાનેરની બાજુમાં પહાડની પૂર્વ તરફની તળેટીમાં મસ્જિદ બંધાવી અને એની પશ્ચિમે અમદાવાદના ભદ્રના કિલ્લાના જેવો કિલ્લો (રાજગઢ) ચણાવ્યો, જે હાલ 'ચાંપાનેરનો ભદ્ર' કહેવાય છે.

સુલતાને અમદાવાદને બદલે વરસનો મોટો ભાગ ત્યાં જ ગાળવા માંડ્યો અને ત્યાં ટંકશાળની સ્થાપના કરી સિક્કા ઉપર એને માટે 'શહરે મુકર્રમ' (આદરણીય નગર) નામ લખ્યું.૭૨

**શિરોહીનો રાજા**

ઈ.સ. ૧૪૮૭ માં ચાંપાનેર પાસેના હાલોલમાં સુલતાન શિકાર કરી રહ્યો હતો ત્યારે થોડા વેપારીઓએ એને ફરિયાદ કરી કે આબુના પહાડની તળેટીમાં અમે આવ્યા ત્યારે શિરોહીના રાજાએ અમારાં ૪૦૦ ઘોડાં છીનવી લીધાં, અમે એ ઘોડાં આપને માટે લાવતા હતા. આથી સુલતાને ઘોડાની પૂરી કિંમત ભરી આપવા અને છીનવી લીધેલા માલની નુકસાની ભરપાઈ કરવા રાજા ઉપર હુકમ મોકલ્યો. રાજા ગભરાઈ ગયો. એણે માલસામાન અને ઘોડા પરત આપી દીધા અને સુલતાનની માફી માગી.

**બહાદુરશાહ ગીલાનીની ચાંચિયાગીરી**

બહમની સલ્તનતના અમીર બહાદુરશાહ ગીલાનીએ ચાંચિયાગીરીનો ધંધો અપનાવીને આખા કોંકણમાં પોતાની ધાક જમાવી હતી અને ચાંચિયાગીરીથી છેક ખંભાત સુધી તારાજી કરી હતી. ગુજરાતના સુલતાને બહમની સુલતાનને પત્ર લખી, ગુજરાતના સુલતાને બહમની ખાનદાનને અગાઉ કરેલી મદદની યાદ આપીને બંડખોરને દબાવી દેવાની એને વિનંતી કરી, આથી બહમની સુલતાને બહાદુરશાહ ગીલાની સામે એક લશ્કર મોકલ્યું, જેણે ઈ. સ. ૧૪૯૪ માં એને શિકસ્ત આપી મારી નાખ્યો. આ પછી બહમની સુલતાને સુલતાન મહમૂદશાહ ઉપર ગીલાનીનું માથું મોકલી આપ્યું અને એને પહોંચાડવામાં આવેલું બધું નુકસાન ભરપાઈ કરી આપ્યું.૭૩

**ફિરંગીઓ સાથે સંઘર્ષ અને સુલેહ**



એ પછી તરત જ ગુજરાતના સુલતાનને પોર્ટુગીઝો(ફિરંગીઓ)ની સત્તાનો સામનો કરવો પડ્યો. ઈ.સ. ૧૪૯૮ માં વાસ્કો-દ-ગામાએ "કેપ ઑફ ગૂડ હોપ"નો રસ્તો શોધી કાઢ્યા પછી એ માર્ગે એ મલબાર કિનારે આવી પહોંચ્યો,

ત્યાર બાદ એક દાયકામાં મલબાર કિનારે કોચીન અને કાનાનોરમાં કોઠીઓ (થાણાંઓ) સ્થાપીને ફિરંગીઓ ધીમે ધીમે ભારત અને પશ્ચિમી દેશો સાથેનો દરિયાઈ વેપાર પોતાને હસ્તક કરવા મંડયા. મિસર અને ગુજરાતના દરિયાઈ વેપાર પર આની વિપરીત અસર પડી, આથી ફિરંગીઓના દરિયાઈ વેપાર પર સ્થપાતા પ્રભુત્વને તોડવા માટે મિસર અને ગુજરાતના સુલતાનોએ પરસ્પર સહયોગ કર્યો. તદનુસાર ઈ.સ. ૧૫૦૮ના જાન્યુઆરીમાં બંનેના સંયુક્ત નૌકા-કાફલાએ ફિરંગીઓ પર આક્રમણ કર્યું. ફિરંગીઓના મુંબઈ પાસેના ચેવલ બંદરે થયેલી આ અથડામણમાં ફિરંગીઓ હાર્યા, પરંતુ બીજા જ વર્ષે ફિરંગીઓએ દીવ નજીક મિસરના નૌકાસૈન્યને સજ્જડ હાર આપી. એ પછી દીવના નાઝિમ મલિક અયાઝે ગુજરાતના સુલતાન વતી ફિરંગીઓ સાથે સુલેહ કરી અને એમની સાથે શાંતિમય સંબંધો સ્થાપવાના પ્રયત્ન કર્યા.[૭૪]

### ખાનદેશ પર વર્ચસ

ખાનદેશના સુલતાનો ગુજરાતની સલ્તનતના મિત્રો હતા, ખંડણી ભરતા હતા, અને લગ્નસંબંધથી જોડાયેલા પણ હતા. ઈ.સ. ૧૫૦૧માં ત્યાંનો સુલતાન આદિલખાન ૨ જો (ઈ.સ. ૧૪૫૭-૧૫૦૩) બિનવારસ મરણ પામ્યો, એ પછી ત્યાં રાજકીય અવ્યવસ્થા ફેલાઈ, રાજસત્તા મેળવવા વિવિધ પક્ષો વચ્ચે ઝઘડા થયા. ગુજરાતના સુલતાન મહમૂદશાહ બેગડાએ પણ એમાં ઘણો ભાગ લીધો અને પોતાનું વર્ચસ ત્યાં સ્થાપ્યું. એણે પાયતખ્ત થાલનેરમાં દરબાર ભરીને પોતાના દૌહિત્રને 'આદિલખાન ૩ જા'ના ખિતાબ સાથે ઈ.સ. ૧૫૦૯માં તખ્તનશીન કર્યો અને પોતાના શાહજાદા ખલીલખાન(એટલે કે પાછળથી થયેલો મુઝફ્ફરશાહ ૨ જો)ની શાહજાદી એની વેરે પરણાવી, ત્યારથી ખાનદેશ ઉપર ગુજરાતના સુલતાનોનું વર્ચસ રહ્યું.

### ઈરાનનું એલચી-મંડળ

ઈ.સ. ૧૫૧૧માં એક એલચી-મંડળ ઈરાનના શાહ ઇસ્માઇલ સફવી (ઈ.સ. ૧૫૦૨-૧૫૨૪) તરફથી આવ્યું. ઈરાનનો શાહ ચુસ્ત શિયા હતો. એણે પોતાનો શિયાપંથ સ્વીકારવાની સિફારસ કરવાના ઉદ્દેશથી એ મંડળ મોકલ્યું હતું. સુલતાન મહમૂદશાહ સુન્ની હોઈ એને એ વાત પસંદ ન હતી તેથી એણે એ મંડળને સત્કારવાનો ઇન્કાર કર્યો.

## અવસાન

એ સમયે એની તંદુરસ્તી સારી પણ ન હતી. એણે અગાઉથી જ પોતાના શાહજાદા ખલીલખાનને પોતાનો વલી-અહૃદ (સલ્તનતનો વારસ) નીમેલો હતો. પોતાનું મૃત્યુ નજીક આવતું હોવાનું જણાતાં સુલતાને એને વડોદરાથી પોતાની પાસે બોલાવી લીધો. ઈ.સ. ૧૫૧૧ ના નવેમ્બરની તા. ૨૩ મીએ સુલતાનનું અવસાન થયું.

## સુલતાનનું મૂલ્યાંકન

મહમૂદશાહ વિચક્ષણ ગુણોવાળો સુલતાન હતો. બાળવયથી જ એ અસાધારણ હિંમત અને ચાલાકી ધરાવતો હતો. એના મોટા ભાઈ કુત્બુદ્દીન અહમદશાહે એના આ ભાઈ ફત્હખાનને મારી નાખવા અનેક પ્રયત્ન કર્યા હતા. અંતે ફત્હખાનને એનાં વાલિદા મુઘલી બીબી સાથે સૂફી હઝરત શાહઆલમની ખાનકાહ-(મઠ)માં જવું પડયું હતું. સંતે કરેલો એ ઉપકાર એ કદી ભૂલ્યો ન હતો.

મુસલમાનોએ લખેલા ઇતિહાસોમાં એને ગુજરાતના સુલતાનોમાં સૌથી મહાન અને સૌથી વિશેષ પ્રજાપ્રિય ગણવામાં આવેલો છે.[૭૫] અતિ ઉત્સાહી અને મહત્ત્વાકાંક્ષી સુલતાન તરીકે ગુજરાતમાં એની ખ્યાતિ રહી છે. ગુજરાતમાં હિંદુ રાજાઓમાંના સિદ્ધરાજ જયસિંહના નામની આસપાસ વિવિધ કથાઓ અને વાર્તાઓ વીંટળાયેલી છે તેવું આ સુલતાનની બાબતમાંય કહેવાતું આવ્યું છે.

એ એક બહાદુર લડવૈયો હતો. જોનપુર દિલ્હી બંગાળ અને કાશ્મીર ઉપરાંત ઈરાન રોમ મિસર અને યુરોપથી પણ એના દરબારમાં એલચીઓ ભેટ સાથે આવજા કરતા હતા. એનું નામ 'બેગડો' પડયું હતું. આના ખુલાસા તરીકે સામાન્ય રીતે એમ મનાય છે કે એણે ગિરનાર અને ચાંપાનેરના એમ બે ગઢ જીત્યા હતા તેથી એ બે ગઢ જીતનાર તરીકે 'બેગડો' ઉપનામથી ઓળખાયો પરંતુ મુઘલ શહેનશાહ જહાંગીર એની 'તુઝુકે જહાંગીરી' માં એ વિશેષ લખે છે કે 'બેગડા' શબ્દનો અર્થ ગુજરાતી ભાષામાં 'વાંકડી મૂછો' એવો થાય છે[૭૬] 'મિરૂઆતે સિંકંદરી' અને 'મઆસીરે રહીમી'માં[૭૭] જણાવવામાં આવ્યું છે કે ગુજરાતી ભાષામાં બે હાથ પહોળા કરીને ઊંચા કરીએ ને જે આકાર થાય તેવાં મોટાં પહોળાં અને વાંકડિયાં શિંગડાંવાળા બળદને 'બેગડો' કહે છે. સુલતાનની મૂછો મોટી અને એવા આકારની હતી તેથી એને 'બેગડો' કહેતા હતા.

કેટલાક કહે છે કે સુલતાન મહમૂદશાહ એના વ્યક્તિત્વ અને એની રીતભાત માટે છેક યુરોપ સુધી જાણીતો થયો હતો. એની મૂછ એવી તો લાંબી હતી કે

એના બે છેડા એ માથા ઉપર બાંધતો હતો. એની દાઢી છાતી સુધી લટકતી હતી. એની ભૂખ અસીમ હતી. એના દૈનિક ભોજનનું વજન ગુજરાતી તોલ મુજબ એક મણ જેટલું હતું.[૭૮] એ વારંવાર કહેતો હતો કે અલ્લાહ મહમૂદને સુલતાન ન બનાવ્યો હોત તો એની ભૂખને કોણ તૃપ્ત કરી શકયું હોત ? એ એ જ પ્રમાણમાં શક્તિશાળી પણ હતો, એ પોતાના જોરથી મસ્ત હાથીને ભગાડી શકતો હતો

એ અપરિમિત ઉદારતા તથા ન્યાયપ્રિયતામાં, 'ગાઝી' ગણાવા માટેનાં યુદ્ધ કરવાની પ્રવૃત્તિઓમાં, શરિયતના પ્રચારમાં અને બાળવય યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં એકસરખી વિવેક-બુદ્ધિમાં, હિંમતમાં અને વિજયમાં એક ઉત્તમ નમૂનો હતો.

એ સૂફીઓ અને મુસ્લિમ સાહિત્યકારોને આશ્રય આપતો હતો.[૭૯] એના સમયમાં ઉલેમાઓ મજહબના પ્રચાર અર્થે મોટી સંખ્યામાં ગુજરાતમાં આવ્યા હતા અને પરિણામે સૌરાષ્ટ્રમાં ઇસ્લામને કાયમને માટે સ્થાન મળી ગયું હતું.

એણે શહેર વસાવ્યાં હતાં અને મોટા પ્રમાણમાં બાંધકામ કરાવ્યાં હતાં. એ વૃક્ષોનો ઘણો શોખીન હતો. અણહિલવાડ પાટણથી વડોદરા સુધીના રસ્તાનાં બંને બાજુએ એણે આંબા અને રાયણનાં વૃક્ષ રોપાવ્યાં હતાં.

## પાદટીપો

૧. 'तबक़ाते अकबरी', भा. ३, पृ. ९९; 'मिर्आते सिकंदरी' पृ. ३९

२. 'तबक़ाते अकबरी', भा. ३, पृ. १००; 'मिर्आते सिकंदरी', पृ. ४०

૩. રણછોડભાઈ ઉદયરામ (અનુ.), 'રાસમાળા' ભા. ૨, પૃ. ૫૩૭; *Bombay Gazetteer*, Vol. VIII (Kathiawar), p. 422; 'तारीखे फ़िरिश्ता' (उर्दू), भा. ४, पृ. १८४ (हैदराबाद); 'मिर्आते सिकंदरी', पृ. ४१

४. 'तबक़ाते अकबरी', भा. ३, पृ. १००–१०३



५. 'तबक़ाते अकबरी'( भा. ३, पृ. १०१ )માં "બાંધૂ" નામ છે. 'मिर्आते सिकंदरी'(पृ. ४१)માં "પાંદરૂ" છે.

૬. 'तबक़ाते अकबरी'( भा ३, पृ. १०१ )માં ઇમાદુલમુલ્ક સમરકંદી છે અને 'मिर्आते सिकंदरी' (पृ. ४१)માં ઇમાદુલમુલ્ક ખાસ્સ-એ-ખેલ છે.

૭. 'मिर्आते सिकंदरी' અને 'मिर्आते अहमदी'ના અનુવાદોમાં અહીં 'માંડલિક' નામ આપ્યું છે, પરંતુ આ સમયે સોરઠમાં માંડલિકનો અનુજ અને ઉત્તરાધિકારી મેલિગ (કે મેલગ) રાજ્ય કરતો હતો એવું એના રાજ્યકાલના વિ. સં. ૧૪૯૦ થી ૧૪૭૨ ના અભિલેખો (Diskalkar, *Inscriptions of Kathiavad*, Nos. 64–67) પરથી માલૂમ પડે છે. *B. G.*, Vol. VIII (p. 497 f.) અને ડૉ. સ. ચં. મિશ્ર *(The Rise of Muslim Power in Gujarat*, p. 174) પણ અહીં મેલગનો જ ઉલ્લેખ કરે છે.–સં.

૮. *Bombay Gazetteer*, Vol. VIII (Kathiawar), p. 498

૯. 'मिर्आते अहमदी', भा. १, पृ. ४६; 'मिर्आते सिकंदरी', पृ. ४४

૧૦. આ. મો. દીવાનજી (અનુ.), ફિરિશ્તા-કૃત 'ગુજરાતના મુસલમાની સમયનો ઇતિહાસ' (ગુજ. અનુ.) પૃ. ૨૫; M. S. Commissariat, *History of Gujarat*, Vol. I, p. 80; S. C. Misra, *op. cit.*, p. 175

૧૧. એ વખતે ચાંપાનેરમાં રાજા ત્ર્યંબકદાસ અને ઝાલાવાડમાં ગરાસિયા રાજા છત્રસાલ રાજ્ય કરતા હતા ('मिर्आते सिकंदरी', पृ. ४६, बड़ौदा).

૧૨. 'मिर्आते सिकंदरी', पृ. ४६–४७

૧૩. 'तब्क़ाते अक्बरी', भा. ३, पृ. १०५

૧૪. 'मिर्आते सिकंदरी', पृ. ४९–५९; 'तब्क़ाते अक्बरी', भा. ३, पृ. १०७

૧૫. 'मिर्आते सिकंदरी', पृ. ५२ (बड़ौदा); 'तब्क़ाते अक्बरी', भा. ३, पृ. १०८–१०९

૧૬. 'मिर्आते सिकंदरी '(पृ. ५२)માં એ હાથીના શિકાર માટે જાજનગર ગયો હતો એવું જણાવવામાં આવેલું છે.

૧૭. 'मिर्आते सिकंदरी'(पृ. ५२, बड़ौदा)માં 'ચોલી મહેશ્વર' નામ આપેલું છે, અને સર વુલ્સેલી હેગે 'મહેશ્વર' નામ આપેલું છે *(The Cambridge History of India*, Vol. III, p. 298).

૧૮. 'तब्क़ाते अक्बरी', भा. ३, पृ. १०९–११०; 'मिर्आते सिकंदरी', पृ. ५२; 'तारीख़े फ़िरिश्ता' (उर्दू), भा. ४, पृ. १८३ (हैदराबाद)

૧૯. *The Cambridge History of India* (Vol. III, p. 298)માં તા. ૧૭ મી આપી છે, પણ એ ૭ મી જોઈએ (S. C. Misra, *op. cit.*, p. 183).



૨૦. એ મધ્યપ્રદેશમાં ઇંદોરથી ૭૪ માઈલ ઉપર આવેલું છે. માળવાના બાજ બહાદુરની વિખ્યાત હિંદુ પત્ની સ્વરૂપવાન રૂપમતીના મૃત્યુના સ્થળ તરીકે એ જાણીતું છે (*The Cambridge History of India*, Vol. III, p. 371).

૨૧. 'मिरूआते सिकंदरी', पृ. ५३ (बड़ौदा)

૨૨. *The Cambridge History of India*, Vol. III, p. 298

૨૩. અહમદનગર ટૂંકમાં 'અમનગર' નામે ઓળખાતું. આગળ જતાં ત્યાંના પાટવી-કુંવર હિંમતસિંહજીના નામ ઉપરથી એનું નામ 'હિંમતનગર' રાખવામાં આવ્યું છે.

૨૪. 'मिरआते अहूमदी', भा. २, पृ. ४७

૨૫. આ પુત્રનું નામ બીરરાય કે હરિરાય હતું (*The Delhi Sultanate*, p. 160)

૨૬. કેટલાકે આ રાજાને ઝાલાવાડનો માન્યો છે, પરંતુ ઝાલાવાડના રાજવંશમાં તો ત્યારે જેતસિંઘજી રાજ્ય કરતો હતો ડૉ. મિશ્ર સૂચવે છે તેમ આ કાન્હા જાલોરનો હશે (S. C. Misra, *op cit*., p. 191).—સં.

૨૭. 'तारीखे फ़िरिश्ता' (उर्दू), भा. ४, पृ. १८८ (हैदराबाद); *The Cambridge History of India*, Vol. III, p. 299

હારૂનખાન શેરવાનીએ માત્ર 'માણિકઘાટ' નામ લખ્યું છે. (જુઓ Sherwani, *Bahmanis of the Deccan*, p. 206.)

૨૮. 'तबक़ाते अकबरी', भा ३, पृ ११९; Commissariat, *A History of Gujarat*, Vol. I, p. 89

૨૯. Briggs, *History of the Rise of the Mahomedan Power*, Vol. IV, pp. 28-30

પૂર્વ ખાનદેશમાં કે એની હદ પાસે આ નામનો કોઈ કિલ્લો નથી, આથી દક્ખણ-ખાનદેશની હદ પર આવેલું બતનોલ સૂચવાયું છે તે ખરું લાગે છે. (Misra, *op. cit*., p. 196, n. 1).—સં.

૩૦. *The Delhi Sultanate*, p. 159; 'तबक़ाते अकबरी', भा. ३, पृ १२३. પરંતુ શાંતિનાથ મંદિરના વિ. સં. ૧૫૨૫(ઈ.સ. ૧૪૬૮)ના શિલાલેખમાં જણાવવામાં આવેલું છે કે ગોપીનાથે ગુજરાતના મદમત્ત સુલતાનને હરાવ્યો હતો અને એનો ખજાનો લૂંટી લીધો હતો (गौरीशंकर ओझा, 'राजपूताना का इतिहास', भा. १, पृ. ६५).

૩૧. 'तारीखे फ़िरिश्ता'માં બૂંદી અને કોટાનાં રાજ્ય ઉપર ચડાઈ કરી હોવાનું જણાવેલું, પરંતુ એ સંભવિત લાગતું નથી. મેવાડને વટાવી જવા વિના ત્યાં પહોંચવું શક્ય નથી. એમ જણાય છે કે નાગોર સાથે સુલતાનને ઝઘડો હતો, કારણ કે સુલતાનના ખાનદાનને વડીલ શાખા તરીકે એ માન આપતો ન હતો.

૩૨. 'तबक़ाते अकबरी', भा. ३, पृ. १२४

કેટલાક ઇતિહાસોમાં પ્લેગ અને કેટલાકમાં કોલેરાનો રોગ ફાટી નીકળ્યાનું જણાવેલું છે; જેમકે 'तबक़ाते अकबरी'માં પ્લેગ છે.

૩૩. હિ.સ. ૮૪૫ માં નહિ પણ ૮૪૬ માં (Misra, *op. cit.*, p. 213).—સં.

૩૪. એના એક જમાઈએ એક નિર્દોષ માણસની હત્યા કરી હતી એ કારણે એણે એને મોતની સજા કરી હતી ('मिर्‌आते सिकंदरी', पृ. ४४–४५, बड़ौदा; Muhammad Ibrahim Dar, *Literary and Cultural Activities in Gujarat*, p. 44; 'मिर्‌आते अहमदी', भा. १, पृ. ४९). અમદાવાદમાં આવેલા માણેકચોકવાળી જગ્યાએ એનો અમલ કરવામાં આવ્યો હતો.

૩૫. Commissariat, *loc. cit.*; Briggs, *op. cit.*, Vol. IV, p. 18

૩૬. આતરસૂંબા માંડવા હળધરવાસ અને ઘોડાસરના તથા કેટલાક અન્ય જમીનદારોએ આવીને પોતાના બચાવ માટે ઇસ્લામ સ્વીકાર્યો. એમની પાસે સુલતાને આખાં ગામ રહેવા દીધાં, પરંતુ પેશકશીનો આંકડો ઠરાવ્યો ('मिर्‌आते अहमदी', खातिमा, पृ. १९०).

જે રાજપૂતોએ ઇસ્લામ સ્વીકાર્યો તેઓ 'મોલે સલામ' એટલે કે 'મૌલાએ ઇસ્લામ' (ઇસ્લામના માલિક) નામથી ઓળખાયા અને વાણિયા અને બ્રાહ્મણો વહોરા કોમમાં ભળ્યા.

૩૭. રાજપૂતોમાં ભાયાતોને જમીનનો જે ભાગ મળતો તે 'ગ્રાસ' કહેવાતો. એ મેળવનાર રાજપૂતો ગુજરાત-સૌરાષ્ટ્રમાં 'ગરાસિયા' કહેવાય છે (*Bombay Gazetteer*, Vol. VIII, pp. 315-316; Desai and Clarke, *Baroda Gazetteer*, Vol. II, p. 102). 'મેવાસ' કે 'મ્હેવાસ' લોકો મહી નદીના તટપ્રદેશમાં વસતા હતા (John W. Watson, *Indian Antiquary*, Vol. VI, pp. 79-80).

૩૮. 'तबक़ाते अकबरी', भा. ३, पृ. १२५; 'मिर्‌आते अहमदी', भा. १, पृ. ५०

૩૯. 'मिर्‌आते सिकंदरी'(पृ. ६३)માં વાગડ ઉપરની ચડાઈનો ઉલ્લેખ છે, પરંતુ એમાં ડુંગરપુરનું નામ નથી. 'तबक़ाते अकबरी'(भा. ३, पृ. १२६)માં ડુંગરપુરની વિગત છે. કર્નલ વુલ્સેલી હેગે (*The Cambridge History of India*, Vol. III, p. 300) ડુંગરપુરના ગણેશને રાણા કુંભા સાથે મૂકીને ગૂંચવણ ઊભી કરી છે (*The Delhi Sultanate*, p. 160).

૪૦. *The Cambridge History of India*, Vol. III, p. 301; मिर्‌आते सिकंदरी', पृ. ६५ (बड़ौदा). કેટલાક ઇતિહાસકારોના જણાવ્યા મુજબ એની સુલતાનાએ એને ઝેર આપ્યું હતું (*The Delhi Sultanate*, p. 160).



'तारीखे फ़िरिश्ता'(जिल्द २, पृ. ३७५, लिथो, गुजरात विद्यासभा, अहमदाबाद)-માં માત્ર એટલું જ છે કે એને ઝેર અપાવી મારી નખાવવામાં આવ્યો હતો. 'मिर्‌आते सिकंदरी'(पृ. ६७–६८)માં સુલતાનના અમીરોએ ઝેર આપી એનું કાસળ કાઢયું હોવાનું જણાવેલું છે.

૪૧. 'मिर्‌आते अह्‌मदी', भा. १, पृ. ५१

૪૨. 'मिर्‌आते अह्‌मदी, भा. १, पृ. ५२; 'मिर्‌आते सिकंदरी', पृ. ८३ (बड़ौदा)

૪૩. 'मिर्‌आते सिकंदरी', पृ. ८४ (बड़ौदा); 'मिर्‌आते अह्‌मदी', भा. १, पृ. ५२

૪૪. 'मिर्‌आते सिकंदरी', पृ. ८४ (बड़ौदा)

૪૫. *The Delhi Sultanate*, p. 162, J. Chaube, *History of the Gujarat Kingdom, 1458-1537*, p. 15

૪૬. N. B. Śarda, *Maharana Kumbha*, pp. 96-99

૪૭. હિ. સ. ૮૬૩ માં (J. Chaube, *op. cit.*, p. 27)

૪૮. 'मिर्‌आते सिकंदरी'(पृ. ९४)માં ૨૭ દિવસ છે.

કર્નલ વુલ્સેલી હેગે *The Cambridge History of India* (Vol. III, p. 303)માં ૨૭ દિવસ જણાવ્યા છે; 'तबक़ाते अकबरी '(भा. ३, पृ. १३५)માં માત્ર ૭ દિવસનો સમય આપ્યો છે.

૪૯. બીબી મુઘલી સિંધના નગર ઠઠ્ઠાના રાજા જામ જૂણાની પુત્રી હતી. એણે બીબી મુઘલી શાહઆલમ વેરે અને પોતાની બીજી પુત્રી બીબી મીધીં સુલતાન મુહમ્મદ વેરે પરણાવવા મોકલી, પરંતુ બીબી મુઘલી વધારે રૂપાળી હોવાથી સુલતાને પોતાને માટે એને પસંદ કરી હતી.

સુલતાનના અવસાન પછી બીબી મુઘલી શાહજાદા ફતહખાન સાથે બીજા મહેલમાં રહેતી હતી. બીબી મીધીંના અવસાન પછી એણે શાહઆલમ સાથે શાદી કરી. ફતહખાન પણ તેઓની સાથે રહેતો હતો (J. Chaube, *op. cit*., pp. 23-24).—સં.

૫૦. હિ. સ. ૮૬૩ માં શાબાન મહિનાના ૧ લા રોજ (*Mirati Sikandari*, p. 41) ઈ.સ. ૧૪૫૯ ની ૩ જી જૂન હતી (Habib & Nizami [Ed.] *C.H.I.*, Vol. V : *The Delhi Sultanate*, p. 867)—સં.

૫૧. J. Chaube, *op. cit.*, p. 32, n. 1

૫૨. 'मिर्‌आते सिकंदरी', पृ. १११ ( बड़ौदा ); 'मिर्‌आते अह्‌मदी', भा. १, पृ; ૫૫; Sherwani, *The Bahmanis of the Deccan*, pp. 281-84

૫૩, *The Cambridge History of India*, Vol. III, p. 305



૫૪, 'मिर्‌आते अह्‌मदी', भा. १, पृ. ५६

૫૫. એનાં સંભવિત કારણો માટે જુઓ Chaube, *op. cit.*, pp. 53 ff.

૫૬. 'मिर्‌आते अह्‌मदी', भा. १, पृ. ५७; 'मिर्‌आते सिकंदरी', पृ. १२३; આ પ્રશ્નની વિગતવાર ચર્ચા માટે જુઓ આગળ પ્રકરણ ૭.

૫૭. 'मिरूआते सिकंदरी (पृ. १२५)માં રાજકુંવરનું નામ 'ચંપક' છે, પરંતુ *Delhi Sultanate*(p. 163) તથા *Cambridge History of India*( Vol. III, p. 310)માં 'જયસિંહ' જ છે.

૫૮. *The Cambridge History of India*, Vol. III, p. 305

૫૯. 'मिरूआते सिकंदरी', पृ. १२७; 'मिरूआते अहमदी', भा. १, पृ. ५७

૬૦. 'ज़फरुल्वालिह बे मुज़फ़्फ़र व आलिह' (भा. १, पृ. २४–२५) મુજબ તેઓ દરિયા-કિનારા ઉપર વસવાટ કરીને રહેનારા ચાંચિયા હતા.

૬૧. ક. ન. જોષી, 'ઓખામંડળના વાઘેર', પૃ. ૧૦૪

૬૨. Briggs, *op.cit.*, Vol. IV, pp. 59-60; मिरूआते सिकंदरी, पृ. १३०

૬૩. 'ज़फरुल्वालिह बे मुज़फ़्फ़र व आलिह', भा. १, पृ. २४–२५; આ બનાવની ઐતિહાસિક નોંધોમાં કેટલીક એવી પણ છે કે સુલતાન મહમૂદશાહ બેગડાના સકંજામાંથી નાસી છૂટેલો ભીમજી રાજા ફરીથી પોતાના રાજ્યમાં આવ્યો હતો અને સુલતાન મહમૂદશાહે બેસાડેલાં ઇસ્લામી થાણાંઓના થાણદારોને એણે હાંકી કાઢ્યા હતા. એક ઐતિહાસિક નોંધમાં એવું લખાયેલું છે કે સુલતાન મહમૂદશાહ બેગડાને જે રાજા સાથે યુદ્ધ થયું હતું તે વાઢેર રાજા ભીમજી ન હતો, પણ એનો બાપ સાંગણજી હતો, અને બાપના ઉપર જુલમ થતો દેખી દીકરો ભીમજી વહાણમાં બેસી નાસી ગયો અને પાછળથી આરંભડા આવી બાપની ગાદી ઉપર બેઠો ( ક. ન. જોષી, 'ઓખામંડળના વાઘેર', પૃ. ૧૦૪-૧૦૫).

૬૪. 'मिरूआते मुस्तफ़ाबाद', पृ. ७५

૬૫. હાલ એ 'મહેમદાવાદ' તરીકે ઓળખાય છે.

૬૬. 'રાયેરાયાન' નામનો ખિતાબ એ સમયે હિંદુઓને એનાયત કરવામાં આવતો હતો. એ શખ્સનું મૂળ નામ કોઈ ઇતિહાસમાં આપવામાં આવ્યું નથી. સુલતાન મહમૂદશાહ બેગડો, મુઝફ્ફરશાહ ૨ જો અને બહાદુરશાહની સલ્તનત દરમ્યાન મલેક સારંગ કિવામુલમુલ્ક મશહૂર વજીર હતો. એણે અમદાવાદ શહેરના અગ્નિ ખૂણામાં 'સારંગપુર વસાવ્યું હતું'.

૬૭. Briggs, *op. cit.*, Vol. IV, pp. 62-64



૬૮. Commissariat, *A History of Gujarat*, Vol. I, p. 195; *The Cambridge History of Gujarat*, Vol. III, p. 309

૬૯. Habib and Nizami (Ed.), *The Delhi Sultanate*, p. 871; Chaube, *op. cit.*, p. 77

૭૦. 'मिरूआते सिकंदरी', पृ. १३५, Briggs, *op. cit.*, Vol. IV, p. 67

૭૧. *The Cambridge History of India*, Vol. III, p. 110; 'मिरआते सिकंदरी', पृ. १३६

૭૨. 'ज़फ़रुल्वालिह बे मुज़फ़्फ़र व आलिह', भा. १, पृ. ३१

૭૩. Briggs, *op. cit.*, Vol. IV, p. 71-72; 'मिरूआते सिकंदरी', पृ. १४५-१४६

૭૪. વધુ વિગતો માટે જુઓ નીચે 'ફિરંગીઓનો પગપેસારો' નામનું પ્રકરણ ૬ નું પરિશિષ્ટ.

૭૫. 'मिरूआते सिकंदरी', पृ. ९५ (वड़ौदा); 'तारीख़े फ़िरिश्ता', जिल्द २, पृ. ४०४ (लिथो, अहमदाबाद)

૭૬. Rogers and Beveridge (Tr.-Ed.) '*Tūzk-i-Jahāngiri*,' Vol. I, p. 429

૭૭. मिरूआते सिकंदरी'; पृ. ९५; 'मआसिरे रहीमी', भा २, पृ. १५१

૭૮. 'मिरूआते सिकंदरी', पृ. ९६; એના મોટા ભાઈનું મૃત્યુ ઝેર અપાયાથી થયું હતુ' તેથી એને એવું ભોગવવાનું ન આવે એમ કરવા સાવચેતીરૂપે એની બાળવયથી જ બહુધા એક પ્રકારના (સોમલ જેવાં) ઝેરનું સેવન કરવાની એને ટેવ પાડવામાં આવી હતી. એમ કહેવાય છે કે એના શરીર ઉપર માખી બેસતી તો એ મરી જતી હતી, સવારે નાસ્તામાં એ સોથી દોઢસો કેળાં ખાતો હતો અને એક પ્યાલો ઘી અને એક પ્યાલો મધ પીતો હતો. એ વાતમાં અત્યુક્તિને ઘણો અવકાશ છે.

૭૯. 'मिरूआते सिकंदरी', पृ. १७३

## પ્રકરણ ૬

# મુઝફ્ફરશાહ ૨ જાથી મુઝફ્ફરશાહ ૩ જો

### મુઝફ્ફરશાહ ૨ જો (ઈ.સ. ૧૫૧૧–૧૫૨૬)

સુલતાન મહમૂદશાહ બેગડાના અવસાન પછી એનો ચોથો અને સૌથી નાનો શાહજાદો ખલીલખાન "મુઝફ્ફરશાહ" (૨ જો) ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો, તે વખતે એની વય ૨૭ વરસની હતી.

ઈરાનના એલચી યાદગાર બેગનો સુલતાન મહમૂદશાહ બેગડાએ ઈ.સ. ૧૫૧૦ માં સત્કાર કર્યો ન હતો તે પછી એ એલચી ગુજરાતમાં જ રહ્યો હતો. ઈ.સ. ૧૫૧૨ માં સુલતાન મુઝફ્ફરશાહે તખ્તનશીન થયા પછી ઈરાની એલચીને મોટા માન સાથે પોતાના દરબારમાં બોલાવ્યો. સુલતાને એની વિવિધ કિંમતી ભેટો સ્વીકારી અને એને ખૂબ માનપાન આપીને ઈરાન પરત રવાના કર્યો.[૧]

### માળવાનું રાજકારણ

માંડૂમાં મુસલમાન અમીરોએ બધી સત્તા પોતાને હસ્તક લેવાની રમત રમવા માંડી હતી. ત્યાંના સુલતાન મહમૂદશાહે એમાંથી બચવા માંડૂમાંથી બહાર નીકળી પોતાના તાબાના ચંદેરીના રાજપૂત જાગીરદાર મેદિનીરાયની સહાય લઈ પોતાની સત્તા દૃઢ બનાવી ને એને પોતાનો વજીર નીમ્યો, પણ પછી એ વજીરની વગથી રાજપૂતોની જોહુકમી વધી ગઈ. એમની પકડમાંથી મુક્ત થવા મહમૂદશાહે સુલતાન મુઝફ્ફરશાહને વિનંતી મોકલી. ગુજરાતના સુલતાને સુલતાન મહમૂદશાહને મદદ કરવા કૂચ કરી, પરંતુ એ ગોધરામાં પહોંચ્યો ત્યારે એને ઈડર બાબતમાં ચિંતાજનક સમાચાર મળ્યા.



### ઈડરમાં રાજ્યખટપટ

આ સમયે ઈડરમાં રાવ ભાણના પુત્ર રાવ ભીમસિંહ(૧૫૦૯–૧૫૧૫)નું રાજ્ય હતું. એણે ઈ.સ. ૧૫૧૩ માં સાબરમતીના પૂર્વ કિનારાનો પ્રદેશ લૂંટવા માંડ્યો અને એને રોકવા માટે જે ગુજરાતી ફોજ આવી તેને પણ હરાવી. આ ખબર સુલતાનને મળી ત્યારે એણે મોડાસા તરફ કૂચ કરી, ભીમસિંહને હરાવ્યો અને

એને ડુંગરોમાં ભગાડી મૂકયો. એ પછી ઈડર જઈ લૂંટ ચલાવી ને મંદિરો અને મકાનો તારાજ કર્યાં. એ પછી એ પાયતખ્ત મુહમ્મદાબાદમાં પાછો પહોંચ્યો. પાછળથી રાવ ભીમસિંહે નુકસાની માટે ભારે રકમ આપી સુલતાન સાથે સુલેહ કરી (ઈ.સ. ૧૫૧૩).[2]

ઈ.સ. ૧૫૧૫ માં ભીમસિંહ ગુજરી જતાં એનો પુત્ર ભારમલ ગાદીએ આવ્યો,[3] પરંતુ એના મોટા કાકાના પુત્ર રાયમલે પોતાના સસરા મહારાણા સંગ્રામસિંહ-(સાંગા)ની મદદથી ગાદી પડાવી લીધી. ભારમલે આ અંગે સુલતાન મુઝફ્ફરશાહની મદદ માગી. સુલતાને અહમદનગર(હિંમતનગર)ના જાગીરદાર નિઝામુલમુલ્ક[4] દ્વારા ઈડર ઉપર ચડાઈ કરાવી, રાયમલને ખસેડી ભારમલને ગાદીએ બેસાડાવ્યો, પરંતુ થોડા જ સમયમાં મહારાણા સંગ્રામસિંહે ઈડર ઉપર આક્રમણ કર્યું અને પાછો રાયમલને ગાદી ઉપર બેસાડયો.

**માળવાનો સુલતાન મહમૂદશાહ**

ઉપરનો બનાવ બની ગયો તે દરમ્યાન માળવામાં મેદિનીરાય અને એની દોરવણી નીચેના હિંદુઓએ માળવાના વહીવટી તંત્ર પર કબજો જમાવ્યો. સુલતાન મહમૂદશાહ ૨ જો એમની પકડમાંથી મુક્ત નહિ થઈ શકતાં છૂપી રીતે માંડૂમાંથી નાસી છૂટી ગુજરાત આવ્યો. સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાએ એનો સત્કાર કર્યો અને એને મદદ કરવાનું વચન આપ્યું.[5]

આ સમાચાર સાંભળી મેદિનીરાય મહારાણા સંગ્રામસિંહ પાસેથી મદદ મેળવવા ચિત્તોડ ગયો. સુલતાન મુઝફ્ફરશાહે સુલતાન મહમૂદશાહને સાથે લઈ, મુહમ્મદાબાદથી આવીને માંડૂના કિલ્લાને ઘેરો ઘાલ્યો (ઈ.સ. ૧૫૧૮ ના ફેબ્રુઆરીની ૨૩ મીએ) ને માંડૂ જીતી લઈને માળવાનું તખ્ત સુલતાન મહમૂદશાહને સોંપ્યું.

મુસ્લિમ ઇતિહાસો મુજબ રાણો સંગ્રામસિંહ અને મેદિનીરાય મોટું લશ્કર લઈ ચિત્તોડથી આવતા હતા ત્યારે માંડૂ જિતાવાની ખબર એમને રસ્તામાં મળી ને તેઓ ગભરાઈ ગયા અને નાઠા. રાજપૂતોના ઇતિહાસ મુજબ મહારાણા સંગ્રામસિંહે માળવાની સરહદ સુધી કૂચ કરવાનું અને મેદિનીરાયને કંઈ પણ નુકસાન ન થાય તે પ્રમાણે યોજના કરવાનું વચન આપ્યું હતું, પરંતુ માંડૂ જિતાઈ ગયું તે પછી હવે કંઈ બની શકે એમ નથી એમ લાગતાં તેઓ બંને ચિત્તોડ પાછા ફર્યા. રાણા સંગ્રામસિંહે મેદિનીરાયને ચંદેરીનાં કેટલાંક પરગણાં આપ્યાં અને પોતાનો સરદાર નીમ્યો.[6] સુલતાન મહમૂદશાહને માળવા સોંપ્યા બાદ સુલતાન મુઝફ્ફરશાહ ત્યાંથી પાછો ફર્યો.

આ વખતે સુલતાન મુઝફ્ફરશાહે દશ હજાર ઘોડેસવારોના લશ્કર સાથે અમીર આસફખાનને માળવામાં સુલતાન મહમૂદશાહને એના દુશ્મનો સામે મદદ કરવા રાખ્યો.

મુહમ્મદાબાદ પહોંચ્યા બાદ સુલતાન મુઝફ્ફરશાહે પાટણના પ્રદેશમાં લૂંટફાટ કરતા રાવ રાયમલને નમાવવા ઈડર તરફ કૂચ કરી (ઈ.સ. ૧૫૧૯). રાયમલને આથી ડુંગરોમાં ભાગી જવું પડયું. સુલતાને એ પ્રદેશમાં રહી થાણેદાર નીમ્યો.

ઈ.સ. ૧૫૧૯માં મહારાણા સંગ્રામસિંહે માળવાના સુલતાન મહમૂદશાહને અને દશ હજાર ઘોડેસવારોના ગુજરાતી લશ્કરને ગાગ્રોન[7] આગળ ભારે શિકસ્ત આપી અને સુલતાનને કેદ કર્યો. આ સાંભળી સુલતાન મુઝફ્ફરશાહે વધારાની લશ્કરી મદદ માળવા મોકલી, પરંતુ એની સેવાની જરૂર પડી નહિ, કારણ કે મહારાણાએ ઉદારતા દાખવી સુલતાન મહમૂદશાહને મુક્ત કરીને એનું રાજ્ય પાછું સોંપી દીધું.

**ચિત્તોડના મહારાણા સંગ્રામસિંહનું આક્રમણ**

ઈ.સ. ૧૫૨૦માં સુલતાન મુઝફ્ફરશાહે પતાઈ રાવળના પુત્ર મલેક હુસેન નિઝામુલ્ મુલ્કને 'મુબારિઝુલ્ મુલ્ક'નો ખિતાબ આપીને ઈડરમાંના ગુજરાતી લશ્કરને રાહત આપવા મોકલ્યો. એ મહારાણા સંગ્રામસિંહ પ્રત્યે ઘણું હીણું વલણ ધરાવતો હોવાના સમાચાર મહારાણાને મળતાં મહારાણાએ ઈડર પર ચડાઈ કરી. ઈડરમાંથી મુસ્લિમ લશ્કર અહમદનગર (હિંમતનગર) નાસી છૂટયું અને મહારાણાએ ઈડરનો કબજો લઈ એની ગાદી ઉપર રાયમલને બેસાડયો.

એ પછી અહમદનગર પર આક્રમણ કરી મુબારિઝુલ્મુલ્કને શિકસ્ત આપી અને એ નગરને લૂંટી રાણો આગળ વધ્યો. એણે વડનગર કબજે કર્યું, ત્યાંથી વીસનગર પર આક્રમણ કરી ત્યાંના રક્ષક સૈન્યને હરાવ્યું, નગરને લૂંટયું અને એ પછી એ મેવાડ પરત ગયો.[8]

એ પછી મુબારિઝુલ્મુલ્ક એક નાની ફોજ સાથે અહમદનગર પાછો ફર્યો અને ત્યાં માર્યા ગયેલા સૈનિકોની દફન-ક્રિયા કરાવી.


**મેવાડ પર ચડાઈ**

ઈ.સ. ૧૫૨૧ ના જાન્યુઆરીમાં ઉપરની શિકસ્તનું વેર લેવા સુલતાન મુઝફ્ફરશાહે એક મોટું લશ્કર આપી સોરઠના મલેક અયાઝને મેવાડ જીતવા રવાના કર્યો. ચિત્તોડ તરફ જતાં રસ્તામાં ગુજરાતી લશ્કરે ડુંગરપુર વાંસવાડા વગેરે સ્થળોનો

કબજો લીધો અને એને લૂંટી ભસ્મીભૂત કર્યાં. મલેક અયાઝે એ પછી એ સમયે મેવાડ તાબાના મંદસોર તરફ કૂચ કરી અને એને ઘેરો ઘાલ્યો. મેવાડનો રાણો સંગ્રામસિંહ લશ્કર લઈ આવી પહોંચ્યો. માળવાનો મહમૂદશાહ પણ લશ્કર લઈ મલેક અયાઝ સાથે જોડાયો હતો. ગઢ જિતાઈ જવાની તૈયારીમાં હતો, જેથી મહારાણા સંગ્રામસિંહની પ્રતિષ્ઠાને ભારે ફટકો પડી જાય એમ હતો, પરંતુ એમાં મલેક અયાઝનો ઈર્ષાળુ સ્વભાવ આડે આવ્યો.

મુસ્લિમ તવારીખકારો મુજબ આ વખતે મલેક અયાઝને ડર લાગ્યો કે પોતાના હાથ નીચેના નાયબ કિવામુલ્‌મુલ્કને ફતેહનો યશ મળી જશે.[૯] એને યશ ન આપવાના ઉદ્દેશથી મહારાણા સંગ્રામસિંહે એની પાસે એલચીઓ મોકલ્યા હતા એનો લાભ લઈ એમની સાથે એણે મસલત કરી અને મહારાણો ખંડણી ભરવાનું વચન આપે એ શરતે અન્ય સરદારોની ઇચ્છા વિરુદ્ધ એણે સુલેહ કરી દીધી. સુલેહ મુજબ મહારાણાએ પોતાના એક રાજકુંવરને બાંયધરી તરીકે સુલતાન મુઝફ્ફરશાહના દરબારમાં રાખવા તથા સુલતાનની સેવામાં હાજર થવા તથા એની ફરમાન-બરદારી ઉઠાવવા સંમતિ આપી. આ પ્રતિષ્ઠા આપે તેવા આશાસ્પદ આક્રમણ અંગેની બાજી બગડી ગયાના સમાચાર સુલતાન મુઝફ્ફરને મળતાં એને ઘણી નિરાશા થઈ અને તેથી મલેક અયાઝને મુલાકાત આપી નહિ ને સીધો સોરઠ મોકલી આપ્યો.[૧૦]

હિંદુ આધારો અનુસાર આ લડાઈમાં રાણા સંગ્રામસિંહ સામે મુસ્લિમ સેના ટકી શકી નહિ અને મુસ્લિમ સૈનિકો ભયના માર્યા ભાગી ગયા.[૧૧]

હકીકતે મુઝફ્ફરશાહને મેવાડમાં મહારાણા સંગ્રામસિંહ સામે કોઈ નક્કર સફળતા મળી હોવાનું જણાતું નથી.[૧૨]

**મુઝફ્ફરશાહનું મૃત્યુ**

ઈ.સ. ૧૫૨૫ માં ગુજરાતમાં ભીષણ દુષ્કાળ પડ્યો, એ પછી થોડા જ સમયમાં સુલતાન બીમાર પડ્યો ને એનું અવસાન ઈ.સ. ૧૫૨૬ ના એપ્રિલની ૭ મીએ થયું.

**સુલતાનનું મૂલ્યાંકન**

ગુજરાતના સુલતાનોમાં સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાની ગણતરી ગુજરાતના મહાન સુલતાનોમાં થાય છે. એના જેવો અને જેટલો વિદ્વાન પવિત્ર અને સંયમી સુલતાન ભાગ્યેજ ગુજરાતના અન્ય કોઈ સુલતાનને કહી શકાય. એની વિશિષ્ટતાઓમાં શૂરવીરતા, સાદાઈ, સંયમ અને ઉદારતા હતાં. એ વિદ્વાન અને સૂફી લોકોને આશ્રય આપતો હતો એણે મજહબ અને સાહિત્યનું શિક્ષણ નિષ્ણાત ઉસ્તાદો

પાસેથી હાંસલ કર્યું હતું. એણે એના પિતાને ખુશ કરવા કુરાને શરીફ કંઠસ્થ કર્યું હતું. સંગીતશાસ્ત્રમાં એ પ્રવીણ હતો અને કાવ્યની પણ રચના એ કરતો હતો.[13] એ આખું જીવન કેફી પીણાની કુટેવમાંથી મુક્ત રહ્યો હતો.[14]

એના સમયમાં ખેતીનો નોંધપાત્ર વિકાસ થયો હતો. ઝાલાવાડમાં એના સમયમાં એ કારણે ઘાસચારાને માટે અમુક જમીન અનામત રાખવાનો કાયદો ઘડવાની જરૂરત વર્તા આવી હતી.

પ્રદેશના વિભાગોમાં પહોંચીને વહીવટ ઉપર દેખરેખ રાખવાની એની નીતિ પ્રશંસાપાત્ર હતી.

રાજ્યના સંરક્ષણ માટે કિલ્લાઓનાં બાંધકામ અને સમારકામ ઉપર પણ એણે યોગ્ય પ્રમાણમાં ધ્યાન આપ્યું હતું.

## સુલતાન સિકંદર (ઈ.સ. ૧૫૨૬)

મુઝફ્ફરશાહ ૨ જાના અવસાન પછી એના શાહજાદાઓ વચ્ચે પાયતખ્ત માટે સંઘર્ષ થયો. જુદા જુદા અમીરો ત્રણ શાહજાદાઓની નેતાગીરી નીચે ત્રણ પક્ષોમાં વહેંચાઈ ગયા. અમીર ઇમાદુલ્ મુલ્ક ખુશકદમે અને ખુદાવંદખાને સુલતાનના અવસાન પછી તરત જ સુલતાને ઠરાવેલ વલી-અહદ (રાજવારસ) સિકંદરને સુલતાન તરીકે અમદાવાદમાં જાહેર કર્યો અને તખ્ત ઉપર બેસાડયો, પરંતુ એ નિર્બળ અને વિલાસી હતો.

આના પરિણામે શાહજાદા બહાદુરખાન અને શાહજાદા લતીફખાનના પક્ષોએ જોર કરવા માંડ્યું. દરમ્યાનમાં સુલતાન સિકંદર પ્રત્યેના અગાઉના વેરને લઈને ઇમાદુલમુલ્ક ખુશકદમે ઈ.સ. ૧૫૨૬ ના મે માસની તા. ૨૬ મીએ બપોરની નિદ્રાની હાલતમાં જ સિકંદરનું ખૂન કરાવી દીધું અને એના સ્થાને સુલતાન મુઝફ્ફરશાહ ૨ જા ના જનાનામાંથી નસીરખાન નામના બાળ શાહજાદાને 'મહમૂદશાહ ના ખિતાબ સાથે સુલતાન તરીકે જાહેર કર્યો. આ રીતે સુલતાન સિકંદર માત્ર એક માસ અને ૧૬ દિવસ તખ્ત ઉપર રહ્યો.



## સુલતાન મહમૂદશાહ ૨ જો (ઈ.સ. ૧૫૨૬)

બાળ શાહજાદાને તખ્ત ઉપર બેસાડી ઇમાદુલમુલ્ક ખુશકદમ સત્તાની લગામ મુક્તપણે પોતાના હાથમાં રાખવાનો ઇરાદો રાખતો હતો. એની જોહુકમીથી જૂના અમીરો તંગ આવી ગયા હતા. તેઓ મુહમ્મદાબાદ(ચાંપાનેર)માંથી નાસી છૂટયા

તેઓમાંથી તાજખાન નરપાલી, જેની જાગીર ધંધુકામાં[૧૫] હતી તે, એક ફોજ લઈ બહાદુરખાનને લેવા સામો ગયો, પિતાના વલણથી નારાજ થઈ દિલ્હીના સુલતાન ઇબ્રાહીમ લોદી પાસે ગયેલો શાહજાદો બહાદુરખાન તખ્તની આશાએ એ વખતે પાણીપતથી જોનપુર જતો હતો.

ઇમાદુલ્મુલ્ક ગભરાયો અને એણે અહમદનગરના બુરહાન નિઝામશાહ અને પાલણપુરના રાજા ઉદયસિંગ[૧૬] ઉપર મોટી રકમ મોકલાવી.બુરહાનને એણે નંદરબાર ઉપર આક્રમણ કરવા અને ઉદયસિંગને મુહમ્મદાબાદ(ચાંપાનેર)માં બાળ સુલતાનને મદદ કરવાને કૂચ કરવાની વિનંતી કરી. એણે બાબરને પણ દીવ ઉપર ફોજ મોકલવા અરજ મોકલી અને એને એક કરોડ ટંકાની રકમ આપશે અને ગુજરાતની એના તરફ વફાદારી રહેશે એવું વચન મોકલ્યું. બાબર અંગેની બાબતની ખબર ખુદાવંદખાનને અને તાજખાન નરપાલીને થઈ ત્યારે એના પ્રત્યે એમના તિરસ્કાર-માં વધારો થયો. બુરહાન નિઝામશાહે એના ઉપર મોકલવામાં આવેલી રકમનો સ્વીકાર કર્યો, પરંતુ એના બદલામાં એણે કંઈ કર્યું નહિ. ઉદયસિંગે મુહમ્મદાબાદ (ચાંપાનેર) તરફ કૂચ કરી, પરંતુ એની એ મદદનું કંઈ મહત્ત્વ ન હતું. કારણ કે એણે બહાદુરખાનને તરત જ સાથ આપ્યો.

બહાદુરખાન ચિત્તોડને રસ્તે ગુજરાતમાં આવ્યો ને મોડાસા થઈ પાટણ ગયો. ત્યાંથી એણે અમદાવાદ તરફ પ્રયાણ કર્યું. જ્યાંથી જ્યાંથી એ પસાર થયો ત્યાંથી ત્યાંથી આખે રસ્તે એને આવકાર મળ્યો હતો.

### બહાદુરશાહ (ઈ.સ. ૧૫૨૬–૧૫૩૭)

ઈ.સ. ૧૫૨૬ના જુલાઈની તા. ૧૧મીએ અમદાવાદમાં બહાદુરખાનની તખ્તનશીનીની વિધિ કરવામાં આવી અને એણે 'બહાદુરશાહ'નો ખિતાબ ધારણ કર્યો.

એ પછી સુલતાન મુહમ્મદાબાદ (ચાંપાનેર) જઈ તરત જ પોતાના વિરોધીઓ સામે પગલાં લેવા માંડચા ઇમાદુલ્મુલ્ક અને સૈફુલ્મુલ્કને અને એ ઉપરાંત એના ભાઈના ખૂનમાં જે જે લોકોએ વિશિષ્ટ રીતે ભાગ લીધો હતો[૧૭] તે સહુને એણે મારી નખાવ્યા અને કેટલાકને તોપને મોઢે ઉડાડી મુકાવ્યા. બહાઉલ્મુલ્ક, જેણે સિકંદરનું ખૂન કરેલું, તેની ચામડી ઉતરાવીને એને ફાંસીએ લટકાવ્યો.

એ પછી ઈ.સ. ૧૫૨૬ ના ઑગસ્ટની તા. ૧૪મીએ સુલતાને મુહમ્મદાબાદમાં પણ તખ્તનશીનીની વિધિ કરી.

હવે શાહજાદા લતીફખાન અંગેની કાર્યવાહી બાકી હતી. એ પોતાના હિતમાં સંજોગો બદલાઈ જવાની આશાએ સંતાતો ફરતો હતો. મુહમ્મદાબાદમાં સુલતાનના આગમન પછી એ નંદરબાર–સુલતાનપુર તરફ નાસી ગયો. ત્યાં એને કેટલાક અમીરોએ સાથ આપ્યો, આથી સુલતાનપુરનો થાણાદાર અમીર ગાઝીખાન સુલતાન બહાદુરશાહના ફરમાનથી એની સામે લડવા નીકળ્યો. લડાઈ થઈ તેમાં લતીફખાન હાર્યો, ઘાયલ થયો અને કેદ પકડાયો. એ પછી થોડા વખતમાં એનું અવસાન થયું.

એ પછી સુલતાને ઈર્ષાના માર્યા બાળ સુલતાન મહમૂદશાહ ૨ જાને તથા બાકી રહેલા અન્ય શાહજાદાઓને ઝેર[૧૮] અપાવી મારી નખાવ્યા. વળી કેદ કરેલા અમીરોની પણ એણે કતલ કરાવી. સુલતાનની આવી ક્રૂર નીતિથી ગુજરાતમાં હાહાકાર થઈ ગયો.

## આંતરિક વ્યવસ્થા

એ પછી ઘર આંગણે ઈડર અને વાગડના પ્રદેશોમાં વ્યવસ્થા સ્થાપી. ડુંગરપુરનો રાજા સરહદ ઉપર બળવાખોરોને આશ્રય આપતો હતો તેને વશ કરવા તાજખાન નરપાલીને મોટું લશ્કર આપી સુલતાને રવાના કર્યો. એણે એને એક મહિનામાં કાબૂમાં લીધો. એ પછી સુલતાને બંદરો તરફ ધ્યાન આપ્યું, કારણ કે આવકનો મોટો ભાગ બંદરોની મહેસૂલ અને જકાતમાંથી થતો હતો. એ વખતે ખંભાતના દારોગા સામે ફરિયાદ આવી હતી. સુલતાને તાજખાન નરપાલીને ત્યાં મોકલ્યો.

જૂનાગઢનો મલેક ઇસ્હાક હિંસક અને બેકાબૂ બન્યો હોવાથી ત્યાં જઈ સુલતાને એને કેદ પકડ્યો અને એના સ્થાને એના ભાઈ મલેક તૂગાનની[૧૯] નિમણૂક કરી. એ એનાં કાર્ય અને શક્તિ માટે લોકોમાં જાણીતો હતો. એ પછી સુલતાન અમદાવાદ આવ્યો. ત્યાં મેવાડના મહારાણા સંગ્રામસિંહનો પુત્ર વિક્રમાજિત ભેટ લઈ સુલતાનની મુલાકાતે આવ્યો હતો તે મળ્યો. મુહમ્મદાબાદ જતાં રસ્તામાં નાંદોદના રાજાને નસિયત કરી સુલતાન સુરત બંદરે પહોંચ્યો અને ત્યાંથી એ ગુજરાતના વેપારને સુરક્ષિત રાખવાને માટે પોતે બંધાવેલો ભરૂચનો મજબૂત કિલ્લો (ઈ.સ. ૧૫૨૮) જોઈ ત્યાંથી ખંભાત ગયો. દીવમાં ફિરંગીઓનાં વહાણ પકડવામાં આવ્યાં છે એવા સમાચાર મળતાં સુલતાન ત્યાં પહોંચ્યો અને કેદ પકડાયેલા ફિરંગીઓને મુસલમાન બનાવી છોડી મૂક્યા.[૨૦] ત્યાંથી ખંભાત આવી એ મુહમ્મદાબાદ પાછો ફર્યો.

## દખ્ખણના વિજય

બહમની રાજ્ય ઈસવી પંદરમી સદીના અંતભાગમાં પાંચ ભાગોમાં વિભક્ત થયું હતું અને એ પાંચ રાજ્ય હંમેશાં માંહોમાંહે અને ખાનદેશ સાથે લડતાં રહ્યાં હતાં. ખાનદેશનો સુલતાન મીરાન મુહમ્મદશાહ ફારૂકી સુલતાન બહાદુરશાહનો ભાણેજ હતો. એણે વરાડના સુલતાન ઇમાદશાહ સાથે મેળ કરી અહમદનગરના બુરહાન નિઝામશાહ સામે મદદ માગી. બુરહાન નિઝામશાહને બીડરના સુલતાનની મદદ મળતી હતી.

સુલતાન બહાદુરશાહે જાતે એક લશ્કર લઈ ઈ.સ. ૧૫૨૮ના સપ્ટેમ્બરમાં દખ્ખણ તરફ કૂચ કરી. ગુજરાત ખાનદેશ અને વરાડનાં ત્રણ રાજ્યોનાં લશ્કરોએ સુલતાન નિઝામશાહના કબજા હેઠળના દોલતાબાદના કિલ્લા ઉપર આક્રમણ કર્યું અને એને ઘેરો ઘાલ્યો, પરંતુ એમાં એને ખાસ સફળતા મળી નહિ. એનો પુરવઠો કપાઈ ગયો. એવામાં કર્મસંજોગે સુલતાન નિઝામશાહ અને એના બીજા દખ્ખણી સહાયકોએ પોતાના એલચી મોકલી સંધિ કરવા સુલતાન ઉપર કહેણ પાઠવ્યું ત્યારે વર્ષાઋતુ નજીક હોવાથી એણે સુલેહ કરી અને ઘેરો ઉઠાવી એ ગુજરાત તરફ પાછો ફર્યો.[૨૧]

ઈ.સ. ૧૫૨૯ની વર્ષાઋતુ પછી સુલતાન બહાદુરશાહે લશ્કર લઈ ફરીથી દખ્ખણ તરફ કૂચ કરી. આ વખતે બાગલાણના રાજા બહરજીએ સુલતાનનું સંમાન કરી પોતાની બહેન એની વેરે પરણાવી. સુલતાન બહાદુરશાહે બહરજીને 'બહરખાન'નો ખિતાબ એનાયત કર્યો અને પોતાના તરફથી ચેવલ બંદરની આસપાસનો પ્રદેશ તારાજ કરવા એક ફોજ આપી એને ત્યાં મોકલ્યો.[૨૨]

એણે પોતે નિઝામશાહી પાયતખ્ત અહમદનગર તરફ કૂચ કરીને એ નગર સર કર્યું ત્યાંનાં મહેલો અને મકાનોને જમીનદોસ્ત અને બાગોને વેરાન કરવાના હુકમ છોડયા. આના પરિણામે તરત જ વરાડના અલાઉદ્દીન ઇમાદુલ્મુલ્ક અને બીડરના બરીદશાહી સુલતાન વચ્ચે સમાધાન સાધવામાં આવ્યું. સુલતાન બહાદુરશાહે બીડર અને અહમદનગરની મસ્જિદોમાં એના નામનો ખુતબો પઢવાનો પ્રબંધ કરવામાં આવે તો દુશ્મનાવટનો અંત લાવવા કબૂલ્યું. એ પછી ઈ.સ. ૧૫૩૦ની વસંત ઋતુમાં એ ગુજરાતમાં પાછો ફર્યો.

દખ્ખણની સફળતાથી ગુજરાતની સલ્તનતનો બીજાં રાજ્યો પર ખૂબ પ્રભાવ પડ્યો.[૨૩]



સુલતાનના સંબંધી, સિંધના સુલતાન, જામ ફીરોઝને એના પ્રદેશમાંથી શાહ બેગ અરગૂને હાંકી કાઢ્યો હતો, એ ગુજરાતમાં આશ્રય લેવા આવ્યો.[૨૪]

ઇ–૫–૮

### દીવનું રક્ષણ



ઈ.સ. ૧૫૩૦ માં પોર્ટુગીઝોએ મુંબઈમાં નૌકા-કાફલો તૈયાર કર્યો. એ કાફલો દમણમાં આવ્યો અને એનો કબજો લીધો, અને ૧૫૩૧ ના ફેબ્રુઆરીમાં એ દીવ આવ્યો અને એના ઉપર આક્રમણ કર્યું, પરંતુ ઈ.સ. ૧૫૩૦ માં સુલતાન બહાદુરશાહ ત્યાં ગયો હતો ત્યારે દીવના રક્ષણની સર્વ વ્યવસ્થા એણે કરી હતી, તેથી પોર્ટુગીઝો ફાવ્યા નહિ અને તેઓ ગોવા પાછા ફર્યા.

### વાગડ

ઈ.સ. ૧૫૩૧ માં સુલતાન બહાદુરશાહ પોતે વાગડ તરફ ગયો. ત્યાં ડુંગરપુરના રાજા પૃથ્વીરાજે એની તાબેદારી સ્વીકારી અને એના રાજકુંવરે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. સુલતાન બહાદુરશાહે વાગડનો પ્રદેશ એ મુસલમાન થયેલા રાજકુંવર અને એના ભાઈ વચ્ચે વહેંચી આપ્યો.૨૫

### માળવાની જીત

માળવાના સુલતાન મહમૂદશાહ ૨ જાને ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાએ તખ્ત અપાવવામાં સહાય કરી હતી તેથી બહાદુરશાહ એને પોતાને આશ્રિત ગણતો હતો, જ્યારે માળવી સુલતાન પોતાને સ્વતંત્ર ગણતો હતો. બહાદુરશાહ સાથે મેવાડનો રાણો રત્નસિંહ સારા સંબંધ ધરાવતો હતો. માળવાના સુલતાને મેવાડના પ્રદેશોમાં લૂંટફાટ કરવા લશ્કર મોકલ્યું હોવાથી રત્નસિંહે વળતું આક્રમણ કરી છેક સારંગપુર સુધી કૂચ કરી હતી અને એણે બહાદુરશાહને આ અંગે જાણ કરી હતી. માળવાના સુલતાને સુલતાન મુઝફ્ફરશાહના ઉપકારને યાદ કરીને એના શાહજાદા (એટલે કે ગુજરાતના સુલતાન બહાદુરશાહના ભાઈ) ચાંદખાનને આશ્રય આપ્યો હતો. માળવી સુલતાન મુઘલ બાદશાહ બાબરની મદદ વડે ચાંદખાનને ગુજરાતનું તખ્ત અપાવવાનો પ્રયત્ન કરી રહ્યો હોવાનું જણાતાં સુલતાન બહાદુરશાહ ગુસ્સે થયો. એવામાં પૂર્વ માળવામાંના રાયસીનના૨૬ રાજા સિલહદીના પુત્ર ભૂપતરાયે સુલતાન બહાદુરશાહને વિનંતીપૂર્વક જણાવ્યું કે માળવાના સુલતાનનો ઇરાદો રાયસીન જીતી લેવાનો છે. આ બધાં કારણોને લઈને એણે વિશાળ લશ્કર લઈ માળવા પર ચડાઈ કરી.૨૭ ઈ.સ. ૧૫૩૧ ના જાન્યુઆરીના અંતમાં સિલહદી અને રાણો રત્નસિંહ કરજીઘાટ મુકામે સુલતાન બહાદુરશાહને આવી મળ્યા.



રાયસીન અને મેવાડ સહિતના ગુજરાતના સંયુક્ત લશ્કરે ધારા થઈ, ઈ.સ. ૧૫૩૧ ના માર્ચ મહિનાની ૯ મીએ માંડૂ પહોંચી ત્યાંના કિલ્લાને ઘેરો ઘાલ્યો.

માળવાના અનેક અસંતુષ્ટ અમીરો અને અમલદારો તથા ખાનદેશનો સુલતાન બહાદુરશાહનો ભાણેજ મુહમ્મદશાહ ૧ લો એને આવીને મળ્યા. માળવી સેના એમની સામે ટકી શકી નહિ. કિલ્લો સર થતાં, છેવટે બીજો રસ્તો ન જણાતાં પોતાના સાત શાહજાદાઓ સાથે સુલતાન મહમૂદશાહ સુલતાન બહાદુરશાહને શરણે આવ્યો. ગુજરાતનો શાહજાદો ચાંદખાન કિલ્લામાંથી નીકળી દખ્ખણ તરફ નાસી છૂટયો. માળવાને ગુજરાત સાથે જોડી દેવામાં આવ્યું. સુલતાન બહાદુરશાહ માળવાનો સુલતાન હોવાની જાહેરાત કરવામાં આવી અને એના નામનો ખુતબો માંડૂમાં પઢવામાં આવ્યો.



### અહમદનગરનો સુલતાન બુરહાન નિઝામશાહ

સુલતાન બહાદુરશાહે ચોમાસુ માંડૂમાં પસાર કર્યું. પછી એણે બુરહાનપુર તરફ કૂચ કરી, ત્યાં ખાનદેશના સુલતાન મુહમ્મદશાહે એનું બહુમાન કર્યું. તદુપરાંત એણે અહમદનગરના સુલતાન બુરહાન નિઝામશાહ તરફથી આવેલા શાહ તાહિર નામના એલચીને મુલાકાત આપી.

શાહ તાહિરના પ્રયત્નોથી બુરહાનપુરમાં સુલતાન બહાદુરશાહને અહમદનગરનો સુલતાન મળવા આવ્યો. બંને સુલતાનો બુરહાનપુરમાં સુલતાન મુહમ્મદશાહના મહેમાન તરીકે રહ્યા અને તેઓ છૂટા પડયા તે પહેલાં સુલતાન બહાદુરશાહે સુલતાન બુરહાનનો 'શાહ'નો ખિતાબ માન્ય રાખીને એને 'નિઝામશાહ' બનાવી સંતોષ્યો.[૨૮] એ પછી સુલતાન બહાદુરશાહ માંડૂ ગયો.

### પૂર્વ માળવાની જીત

પૂર્વ માળવાના રાજપૂત રાજા સિલહદીના પ્રદેશનું મુખ્ય થાણું રાયસીનના મજબૂત કિલ્લામાં હતું. ઉજ્જૈન ભીલસા સારંગપુર અને ચંદેરી સુધીનો પૂર્વનો પ્રદેશ એના તાબામાં હતો. સિલહદીને બહાદુરશાહ સાથે સારો સંબંધ હતો, પણ સુલતાન બહાદુરશાહ પૂર્વ માળવાને જીતી લઈ ગુજરાતની સરહદ વધારવા ઇચ્છતો હતો, આથી ઈ.સ. ૧૫૩૨ ના પૂર્વાર્ધમાં સુલતાનના પેગામને માન આપી રાજા સિલહદી સુલતાનને ધારામાં મળ્યો ત્યારે એને કેદ કરવામાં આવ્યો અને રાયસીનનો કિલ્લો સર કરવા માટે ફોજ મોકલવામાં આવી. રાયસીનના કિલ્લાનો બચાવ સિલહદીનો ભાઈ લક્ષ્મણસેન સારી રીતે કરતો હતો.



આ પ્રસંગે આસપાસના પ્રદેશમાં મુસલમાન લશ્કરે ઘણાં મંદિર તોડી પાડયાં અને ઘણા હિંદુઓને મુસલમાન બનાવ્યા, છતાં કિલ્લાનો ઘેરો ચાલુ હતો. અંતે સુલતાનના દબાણથી સિલહદીએ ઇસ્લામનો સ્વીકાર કર્યો;[૨૯] એનું

નામ 'સલામુદ્દીન' પાડવામાં આવ્યું. એ પછી સિલહદી પોતે એ કિલ્લો તાબે કરવા સુલતાનની રજા લઈને ગયો, પણ સગાંસંબંધીઓની સમજાવટથી સિલહદી સુલતાન પાસે પાછો ફર્યો નહિ, એણે લડાઈ ચાલુ રાખવાનું નક્કી કર્યું. રાજપૂતોએ કેસરિયાં કરવાનો દૃઢ સંકલ્પ કર્યો અને એમની સ્ત્રીઓએ જૌહરની તૈયારી કરી (૧૫૩૨ ના મેની ૬). સિલહદીની રાણી દુર્ગાદેવીએ[૩૦] હિંદુ સ્ત્રીઓની સાથે મુસ્લિમ સ્ત્રીઓને પણ જૌહરમાં અગ્નિસ્નાન કરાવ્યું.

આ સમાચાર મળતાં સુલતાને એ કિલ્લા ઉપર અંતિમ આક્રમણ કર્યું અને એનો કબજો લીધો. સૈનિકોએ અંદર પ્રવેશ કર્યો ત્યારે રાખના ઢગલા જોયા. આ રીતે સિલહદી ઉપર વિજય મેળવ્યા બાદ ગુજરાતની સત્તાની હદ પૂર્વમાં ભીલસા અને ચંદેરી સુધી વધવા પામી.

### ચિત્તોડ પર ચડાઈ

સુલતાન બહાદુરશાહની છેલ્લી મહાન લડાઈ મેવાડના રાણા સાથેની હતી. રાયસીનના કિલ્લાની લડાઈ વખતે રાણાએ મોટા લશ્કર સાથે સિલહદીને મદદ કરી હતી, એ નિમિત્તે બહાદુરશાહે મેવાડ પર આક્રમણ કર્યું. હકીકતે સમગ્ર રાજસ્થાન પર પોતાની સત્તા ફેલાવવાનો એનો ઇરાદો હતો. એણે પોતાના ભાણેજ ખાનદેશના મુહમ્મદશાહને લશ્કર લઈ ચડાઈ કરવા મોકલ્યો અને સુલતાન પોતે પણ એની પાછળ ઈ.સ. ૧૫૩૨ ના નવેમ્બરની ૬ ઠ્ઠીએ મુહમ્મદાબાદ-(ચાંપાનેર)થી મોટું લશ્કર લઈ રવાના થયો.[૩૧]

એ વખતે મેવાડમાં મહારાણા વિક્રમાજિત રાજ્ય કરતો હતો. મેવાડનાં સરદારો જાગીરદારો અને પ્રજા સૌ એના પ્રત્યે નારાજ હતાં. આના પરિણામે સુલતાન બહાદુરશાહને પોતાની યોજના પાર પાડવાની તક સાંપડી. એણે રાણાએ મોકલેલી સુલેહની પહેલી દરખાસ્તનો અસ્વીકાર કર્યો.

ઈ.સ. ૧૫૩૩ના ફેબ્રુઆરીની તા. ૧૪ મીએ સુલતાન બહાદુરશાહ અને ખાનદેશનો સુલતાન મુહમ્મદશાહ ચિત્તોડ આગળ જઈ પહોંચ્યા. આ વખતે તુર્કી સિપાહસાલાર મુસ્તફા રૂમીખાન દીવથી મોટું તોપખાનું લઈ ત્યાં આવ્યો. તોપના મારાથી ચિત્તોડને કિલ્લો તોડી પાડવા માંડ્યો.[૩૨] આ ભયંકર અવદશા જોઈને રાજમાતા મહારાણી કર્મવતીએ સુલેહનું બીજું કહેણ પોતાના જમાઈ ભૂપતરાય સાથે સુલતાન ઉપર મોકલ્યું અને એની જે કંઈ દરખાસ્ત હોય તે માન્ય રાખવા જણાવ્યું. તદુપરાંત માળવાના સુલતાન પાસેથી રાણાએ જીતેલા તમામ પ્રદેશ અને એ વખતે લૂંટેલો તમામ માલ—રત્નજડિત મુકુટ તથા કમરપટો, દસ હાથી,

એકસો ઘોડા અને એક કરોડ ટંકાની રકમ આપવા કબૂલાત આપી. સુલતાન બહાદુરશાહ ઈ.સ. ૧૫૩૩ના માર્ચની તા. ૨૪ મીએ સંધિનો સ્વીકાર કર્યા બાદ માંડૂ આવી રહ્યો.



ઈ.સ. ૧૫૩૩–૩૪ માં મુઘલ શહેનશાહ હુમાયૂંના મુહમ્મદ ઝમાન મીરઝા નામના બનેવીએ શહેનશાહ અને એની સરકાર સામે થયેલાં કાવતરાં અને બંડોમાં અનેક વાર ભાગ લીધો હતો તેથી એને બયાનામાં[33] માન સાથે કેદી તરીકે રાખવામાં આવ્યો હતો, ત્યાંથી એ નાસી છૂટયો હતો, જેને સુલતાન બહાદુરશાહે આશ્રય આપ્યો હતો, આથી હુમાયૂં બહાદુરશાહ પર નારાજ હતો.

હવે શહેનશાહ હુમાયૂંના વૃદ્ધિ પામતા બળને લઈને સુલતાન બહાદુરશાહને ખાતરી થઈ ગઈ કે ચિત્તોડનો કિલ્લો પોતાના કબજામાં રહે તો જ શહેનશાહ સામે લડવાનું સંભવિત બની શકે, તેથી એણે ચિત્તોડ ઉપર ફરીથી આક્રમણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

આ વખતે એવા સમાચાર મળ્યા કે મુઘલ શહેનશાહ હુમાયૂંએ સુલતાન બહાદુરશાહ સામે લડવા ગ્વાલિયરની દિશામાં કૂચ કરી છે, તેથી સુલતાને પોતાના અમીરોની સલાહથી એને પેગામ પાઠવ્યો કે એક સુલતાન કાફિરો (હિંદુઓ) સામે જેહાદ જગાવતો હોય ત્યારે બીજા મુસ્લિમ શાસકે એના ઉપર હુમલો કરવો વાજબી નથી.[34] સુલતાન બહાદુરશાહ સામે રોષ હોવા છતાં હુમાયૂં આ ખબર મળતાં ગ્વાલિયરથી આગળ વધ્યો નહિ.

ઈ.સ. ૧૫૩૪ના અંત-ભાગમાં ચિત્તોડનો ઘેરો ચાલુ હતો ત્યારે સુલતાન બહાદુરશાહને શહેનશાહ હુમાયૂંની યોજના અંગેની માહિતી મળી કે એ સુલતાન સામે કૂચ કરવાની તૈયારી કરી રહ્યો છે, આથી એણે એનું ધ્યાન બીજે વાળવા તાતારખાન લોદી(જે બહલૂલ લોદીનો પૌત્ર થતો હતો)ને બયાનાને રસ્તે દિલ્હીનો કબજો લેવાના ઇરાદાથી એક લશ્કર આપી રવાના કર્યો.

એ જ સમયે રાણી કર્મવતીએ હુમાયૂં પાસે મદદની માગણી કરી, પરંતુ હુમાયૂં એમાં તટસ્થ રહ્યો. રાણી કર્મવતીની વિનંતીને માન આપી રાજપૂતોએ ચિત્તોડના રાણાના રક્ષણ અર્થે મરણિયા થઈને લડાઈ કરી, પરંતુ તેઓ મુસ્તફા રૂમીખાનના તોપમારા સામે ટકી શક્યા નહિ. જનાનાની અનેક સ્ત્રીઓએ રાણી કર્મવતીની આગેવાની નીચે જૌહર કર્યું અને ચિત્તોડ સંપૂર્ણ રીતે સુલતાન બહાદુરશાહના કબજામાં આવ્યું (ઈ.સ. ૧૫૩૫ ની માર્ચની ૮ મી). સુલતાને મુસ્તફા રૂમીખાનને લડાઈ પહેલાં વચન આપેલું કે તમને ચિત્તોડનો મુલક

જાગીરમાં આ બાબામાં આવશે. આ વચન અમીરોની અદેખાઈ અને ઉશ્કેરણીને લીધે સુલતાનને પાળ્યું નહિ, આથી રૂમીખાને ગુસ્સે થઈ ને૩૫ હુમાયૂં સાથે છૂપા સંદેશા ચલાવવા માંડ્યા અને સુલતાન બહાદુર ઉપર આક્રમણ કરવાથી તમને વિજય પ્રાપ્ત થશે એવી ખાતરી આપી, આથી હુમાયૂંએ ગ્વાલિયરથી કૂચ કરી. આ સમાચાર મળતાં સુલતાન બહાદુરશાહ ચિત્તોડમાં થોડું લશ્કર રાખીને હુમાયૂંનો સામનો કરવા રવાના થયો અને એણે મંદસોર આગળ પડાવ નાખ્યો. ચિત્તોડમાં પૂરી વ્યવસ્થા નહિ થઈ શકતાં રાણા વિક્રમાજિતને થોડા સમયમાં એનો કબજો મેળવવામાં સરળતા સાંપડી.

## હુમાયૂં સાથે સંઘર્ષ

સુલતાને રૂમીખાનની સલાહ મુજબ તોપગાડીઓનો કિલ્લો કરી વચ્ચે લશ્કર રાખ્યું. બીજી બાજુ રૂમીખાન તરફથી ખાનગી રાહે મળેલી સલાહ મુજબ હુમાયૂંએ લશ્કર માટે આવતી મદદના માર્ગ રોકી લીધા, જેથી સુલતાનની છાવણીમાં અનાજ-પાણીની અને ઘાસચારાની તંગી પ્રવર્તી. મુઘલો અને ગુજરાતી ફોજ વચ્ચે લડાઈ થઈ તેમાં ગુજરાતી ફોજ ટક્કર ઝીલી શકી નહિ, દ્રોહી રૂમીખાન નાસી છૂટ્યો, અને હુમાયૂંને જઈ મળ્યો. આવી સ્થિતિમાં સુલતાન બહાદુરશાહ થોડા રસાલા સાથે માંડૂ તરફ રાત્રિ દરમ્યાન ઈ.સ. ૧૫૩૫ના એપ્રિલની ૨૫મીએ નાસી ગયો. ગુજરાતી લશ્કરમાંના કેટલાક માર્યા ગયા, કેટલાક કેદ પકડાયા અને કેટલાક ભાગી ગયા.

હુમાયૂંએ બહાદુરશાહનો પીછો કર્યો એણે માંડૂનો કિલ્લો પણ જીતી લીધો, આથી ત્યાંથી સુલતાન બહાદુરશાહ ચાંપાનેર તરફ નાસી ગયો. હુમાયૂંએ એનો પીછો કર્યો અને એ ત્રણ દિવસમાં એની પાછળ ચાંપાનેર પહોંચ્યો. એ સાંભળી સુલતાન બહાદુરશાહે અમીર ઇખ્તિયારખાન અને રાજા નરસિંહદેવને ચાંપાનેરનો કિલ્લો સોંપી પોતે ખંભાતના બંદરને રસ્તે નીકળી ગયો.

હુમાયૂં પોતાના એક સરદાર મીર તર્દી બેગને લશ્કર સાથે ચાંપાનેરમાં મૂકી સુલતાન બહાદુરશાહની પાછળ ખંભાત તરફ ગયો, પરંતુ એ જ દિવસે સુલતાન ત્યાંથી દીવ તરફ ચાલી નીકળ્યો હતો. ખંભાત બંદરમાં ફિરંગીઓ સામે લડવા એણે એકસો વહાણ બંધાવ્યાં હતાં તે હુમાયૂંના હાથમાં ન જાય એમ કરવા એ બાળી નખાવતો ગયો હતો. હુમાયૂંએ પછી દરિયાકાંઠે પડાવ નાખ્યો. જનાનો તેમજ ખજાનો સહીસલામત રહે એવું ન લાગતાં સુલતાને પોતાના વિશ્વાસુ આસફખાન સાથે દસ વહાણોમાં એ સર્વ ભરીને મક્કા મોકલી દીધું.

આ વખતે મુસ્તફા રૂમીખાનની સમજાવટથી હુમાયૂં દીવ તરફ કૂચ કરવાનું મુલતવી રાખી, ખંભાતથી કૂચ કરી ચાંપાનેર પહોંચ્યો. એ સમયે ત્યાં સુલતાન બહાદુરશાહ તરફથી ઇખ્તિયારખાન કિલ્લાનું રક્ષણ કરી રહ્યો હતો. હુમાયૂંએ કિલ્લાને ઘેરો ઘાલ્યો અને ઈ.સ. ૧૫૩૫ના ઑગસ્ટની તા. ૯ મીએ કિલ્લામાં પ્રવેશ કર્યો. ઇખ્તિયારખાન શહેનશાહને શરણે ગયો.

ચાંપાનેરની જીતથી હુમાયૂંને સુલતાનોએ ભેગો કરેલો ખજાનો અને સોનું મોટા પ્રમાણમાં પ્રાપ્ત થયાં. એ પછી ગુજરાતમાંના એના તરફદાર લોકોની વિનંતીથી સુલતાન બહાદુરશાહે ઇમાદુલ્મુલ્ક મલેકજીને[36] મહેસૂલ વસૂલ કરવા મોકલ્યો. હુમાયૂંને આ ખબર મળી ત્યારે ચાંપાનેરનો કિલ્લો તરદી બેગને સોંપી પોતે લશ્કર લઈ અમદાવાદ તરફ ઊપડયો. એનું લશ્કર આવતું જાણીને ઇમાદુલ્મુલ્ક એની સામે ગયો. નડિયાદ અને મહમૂદાબાદ (મહેમદાવાદ) વચ્ચે બંનેનાં લશ્કરોનો ભેટો થયો અને લડાઈ થઈ તેમાં ઇમાદુલ્મુલ્ક હાર્યો. એ પછી હુમાયૂં અમદાવાદ પહોંચ્યો અને એણે ત્યાંનાં સ્થળોની મુલાકાત લીધી.

અમદાવાદમાં વહીવટની એણે વ્યવસ્થા કરી. એણે પોતાના ભાઈ મીરઝા અસ્કરીને અમદાવાદમાં, કાસિમ બેગને ભરૂચની સરકારમાં, નાસિર મીરઝાને પાટણની સરકારમાં અને તરદી બેગને ચાંપાનેરમાં વહીવટ માટે નિયુક્ત કર્યા તથા ખંભાત મહમૂદાબાદ વડોદરા સુરત અને અન્ય સ્થળોમાં યોગ્ય અમલદારોની નિમણૂક કરી. એ પછી હુમાયૂં સુલતાન બહાદુરશાહનો પીછો કરવા દીવ જવા નીકળ્યો, પરંતુ એ ધંધુકા પહોંચ્યો ત્યારે બહાદુરશાહના સદ્ભાગ્યે (ઈ.સ. ૧૫૩૬ માં) બંગાળામાં અફઘાન સરદાર શેરખાન સૂરે બળવો કર્યો, આથી ગુજરાત ઉપર પોતાની સત્તા સ્થાપવાની વ્યવસ્થા કર્યા વિના હુમાયૂંને તાત્કાલિક પાયતખ્ત આગ્રામાં પહોંચવા માળવાને રસ્તે ચાલ્યા જવું પડ્યું.

સુલતાન બહાદુરશાહને દીવ તરફ જમીન-માર્ગે આક્રમણ આવશે એવો ફફડાટ રહેતો હતો, તેથી એણે ભારતમાંના પોર્ટુગીઝ ગવર્નર નુનો દ કુન્હાને સહાય માટે વિનંતી-પત્ર ગોવા મોકલ્યો. ગવર્નરે દીવમાં સુલતાનની મુલાકાત લીધી અને ઈ.સ. ૧૫૩૫ના ઑક્ટોબરની તા. ૨૫ મીએ સુલતાન સાથે કરાર કર્યો. દીવમાં કોઠી બાંધવાની પરવાનગી એ મુજબ ફિરંગીઓને મળી, પરંતુ બંદરની જકાત ઉપરનો હક બહાદુરશાહનો રહ્યો. અગાઉ વસઈનું બંદર એમને આપવાનું નક્કી થયેલું તે કાયમ રાખવામાં આવ્યું. આના બદલામાં ફિરંગીઓએ ગુજરાતના સુલતાનને જમીન તથા સમુદ્રમાર્ગે આવતા દુશ્મનો સામે મદદ કરવાનું નક્કી થયું.[37]

આ તરફ ગુજરાતમાં વહીવટ માટે નીમેલા મીરઝાઓ અને હુમાયૂંના ભાઈ અસ્કરી વચ્ચે સંપ ન હતો. મીરઝાઓ સત્તા પોતાના હાથમાં લઈ બળવો કરવાના વિચાર કર્યા કરતા હતા, આથી હુમાયૂંની ગુજરાતના પ્રદેશમાંથી ભાગ્યેજ પૂંઠ ફરી એટલામાં સુલતાન બહાદુરશાહના પક્ષમાં બાજી ફરવા માંડી. લોકો મુઘલોનો સામનો કરવા તૈયાર થયા. સુલતાનના કેટલાક વફાદાર અમલદારોએ સુરત ભરૂચ અને ખંભાતનાં બંદરોનો કબજો લીધો.

હવે સુલતાન પણ અમદાવાદ તરફ રવાના થયો. જેમ જેમ એ આગળ વધ્યો તેમ તેમ એનું લશ્કર વધતું ગયું. સુલતાનના લશ્કરે ઇમાદુલ્મુલ્કની સિપાહસાલારી નીચે ઉતાવળી કૂચ કરી મુઘલોને મહમૂદાબાદ પાસે કનીજમાં શિકસ્ત આપી, એટલે મીરઝાઓ મુઘલ લશ્કર સાથે ચાંપાનેર પહોંચ્યા. મીરઝાઓનો ઇરાદો હુમાયૂંના નાના ભાઈ અસ્કરીને બાદશાહ તરીકે જાહેર કરી સુલતાન બહાદુરશાહ ઉપર જીત મેળવી શકાય તો ગુજરાતમાં અને નહિ તો આગ્રામાં એને તખ્તનશીન કરવાનો હતો. ચાંપાનેરનો હાકેમ તર્દી બેગ હુમાયૂંને વફાદાર હતો, તેણે એ લોકોનો સામનો કર્યો, આથી નાસીપાસ થયેલા મીરઝાઓ આગ્રા તરફ ચાલી નીકળ્યા. એ સમાચાર સુલતાન બહાદુરશાહને મળ્યા એટલે એ ચાંપાનેર તરફ ગયો. તર્દી બેગ આ સમાચાર મળતાં કિલ્લો ખાલી કરી માંડૂ જઈ હુમાયૂંને મળ્યો. આખું ગુજરાત સુલતાનના તાબામાં ફરીથી આવ્યું. તેણે મુહમ્મદાબાદ (ચાંપાનેર) માં ઈ.સ. ૧૫૩૬ ના મેની તા. ૨૫ મીએ પ્રવેશ કર્યો.

## ફિરંગીઓ સાથેનો સંઘર્ષ અને સુલતાનનું મરણ

હવે સુલતાન બહાદુરશાહને ફિરંગીઓ તરફની ચિંતા સિવાય બીજી કોઈ ચિંતા રહી ન હતી. તેઓને દીવમાં કિલ્લો બાંધવાની પરવાનગી સુલતાન પાસેથી મળી હતી. એમણે અસાધારણ ઝડપથી પાંચ માસ જેટલા ટૂંકા સમયમાં એટલે કે ઈ સ. ૧૫૩૬ ના માર્ચ સુધીમાં ત્યાં પથ્થરનો મજબૂત કિલ્લો ચણાવી દીધો અને ત્યાંના કપ્તાન તરીકે મેન્યુઅલ ડિસોઝાની નિમણૂક કરી. ઉતાવળમાં થઈ ગયેલી ભૂલ બાબતમાં સુલતાનને હવે પસ્તાવો થવા લાગ્યો,  કારણ કે મુઘલો પાસેથી ગુજરાત પાછું મેળવવામાં એમણે કોઈ નોંધપાત્ર મદદ કરી ન હતી. દીવ શહેરમાંના સ્થાનિક લોકો અને કિલ્લામાંના ફિરંગીઓ વચ્ચે ઘર્ષણ થયા કરતું હતું, જેને રોકવા કિલ્લાની અને શહેરની વસ્તીની વચ્ચે એક કોટ બાંધવા માટે એણે પોર્ટુગીઝ સત્તાવાળાઓને કહેવડાવ્યું. એ બાબતમાં પણ એમણે પરવાનગી આપી નહિ. આવાં કારણોને લઈને સુલતાનની મૂંઝવણમાં

વધારે થતો રહ્યો. છેવટે સુલતાન ફિરંગીઓને દીવમાંથી હાંકી કાઢવાની પેરવી રચવા મુહમ્મદાબાદ(ચાંપાનેર)થી દીવ આવ્યો.

ઈ.સ. ૧૫૩૬ ના નવેમ્બરની તા. ૧૩ મીએ ખબર આપ્યા વિના કિલ્લાના કપ્તાન મેન્યુઅલ ડિસોઝાને મળવા થોડાક અંગરક્ષકો સાથે સુલતાન બહાદુરશાહ ગયો. એને ત્યાં માન સાથે આવકારવામાં આવ્યો અને એ સહીસલામત પાછો ફર્યો. એ સમાચાર ગોવામાં ગવર્નરને મળ્યા ત્યારે ગવર્નરે કપ્તાન ડિસોઝા ઉપર સુલતાનને પકડી લેવાની તક જતી કરવા માટે સખ્ત ઠપકો મોકલ્યો.

ઈ.સ. ૧૫૩૬ ના ડિસેમ્બરના અંતમાં ગોવાનો ગવર્નર નુનો દ કુન્હા સુલતાને મોકલેલું આમંત્રણ સ્વીકારી[૩૮] ગોવાથી દીવ આવી પહોંચ્યો. સુલતાને એ પછી ખાણા માટે એને આમંત્રણ પાઠવ્યું. નૂનોને કપ્તાન મારફત ખબર મળી ગઈ હતી કે સુલતાન પોતાને કેદ કરવા માગે છે, એટલે આમંત્રણમાં કાવતરું હોવાનો એને ભય જણાયો તેથી નાદુરસ્ત તબિયત હોવાનું બહાનું કાઢી એણે એનો અસ્વીકાર કર્યો, તેથી ઈ.સ. ૧૫૩૭ ના ફેબ્રુઆરીની તા. ૧૩ મીએ સુલતાન પોતાના સલાહકારોની સલાહની અવગણના કરીને એને જહાજમાં મળવા ગયો અને ઉચ્ચ કક્ષાના તેર જેટલા પોતાના ખાસ અમલદારોને સાથે રાખ્યા. પણ ત્યાંનું આખું વાતાવરણ કપટ ભરેલું જણાતાં બહાદુરશાહે તરત જ પાછા ફરવાનું યોગ્ય ધાર્યું. જલદીથી ગવર્નરની પરવાનગી લઈ એ પોતાની ક્રીડા-નૌકા તરફ જલદી જલદી પાછો ફર્યો અને એમાં બેસી જલદીથી કિનારે પહોંચવા હુકમ કર્યો, પરંતુ એનો પીછો કરી ફિરંગીઓએ એને ડુબાડી દીધો અને એની સાથેનાં તમામ માણસોની કતલ કરી.[૩૯]

## સુલતાનનું મૂલ્યાંકન

સુલતાન બહાદુરશાહે એની આરંભની કારકિર્દી વીરતા અને પરાક્રમોથી ભરપૂર પ્રદર્શિત કરી હતી. એની ચડતીના સમય દરમ્યાન એણે યુદ્ધના મેદાનમાં બતાવેલી બહાદુરીએ મધ્યકાલીન ઇતિહાસમાં એને વિરલ યશ આપેલો છે, પરંતુ એ અભણ, ક્રૂર અને મોજીલો હતો અને નશામાં ચકચૂર રહેતો હતો તેથી જેમ જેમ સમય પસાર થતો ગયો તેમ તેમ એને ભયાનક મુશ્કેલીઓનો સામનો કરવાના સંજોગ ઉપસ્થિત થતા ગયા. એનું તોપખાનું ઉચ્ચ કોટિનું હતું અને એનો નૌકા-કાફલો બળવાન હતો, પરંતુ શાસક તરીકે વિજયી થવાનો લાભ એ મેળવી શક્યો નહિ. એના સમયમાં એક તરફ રાજ્યનો ઝડપી વિકાસ થયો, પરંતુ જે ઝડપથી એણે પ્રદેશ જીત્યા તેટલી જ ઝડપથી એણે એ ગુમાવ્યા પણ

ખરા. એને મોજશોખમાં રાચનારાઓનો સંગ ગમતો તેથી એ અસ્થિર અને અવિવેકી બન્યો હતો. એણે મુઘલ શહેનશાહ હુમાયૂં સાથે વગર વિચાર્યે ઝઘડો વહોરી લીધો અને ફિરંગીઓની સામે એણે જે ઢીલી અને નિર્બળ નીતિ અપનાવી તેને લીધે ગુજરાતની સલ્તનતના પતન માટે એ કારણભૂત બન્યો.



## સુલતાન મુહમ્મદશાહ ૩ જો (ઈ.સ. ૧૫૩૭)

સુલતાન બહાદુરશાહ અપુત્ર મરણ પામ્યો, તેથી એના ઉત્તરાધિકારીની બાબતમાં ખટપટ શરૂ થઈ તેમાં શહેનશાહ હુમાયૂંના બનેવી મુહમ્મદ ઝમાન મીરઝાએ મુખ્ય ભાગ ભજવ્યો.[૪૦] બહાદુરશાહની માતાએ પોતાને દત્તક લીધો છે એવો દાવો એણે આગળ કર્યો,[૪૧] પરંતુ અમીરોએ સુલતાન બહાદુરશાહના વફાદાર ભાણેજ અને ખાનદેશના સુલતાન મીરાં મુહમ્મદશાહને બોલાવી તખ્તનશીન કરવાનું યોગ્ય માન્યું. બહાદુરશાહે પણ એને પોતાનો ઉત્તરાધિકારી જાહેર કર્યો હતો. અમીરો અને વજીરોએ એને સુલતાન તરીકે જાહેર કર્યો અને એના નામનો ખુતબો વાંચ્યો તેમજ એના નામના સિક્કા પડાવ્યા.[૪૨] એ ગુજરાતમાં તખ્તનશીન થવા માટે બુરહાનપુરથી રવાના થયો, પણ માર્ગમાં એનું ૪ થી મે, ૧૯૩૭ ના રોજ અવસાન થયું.

## સુલતાન સઅદુદ્દીન મહમૂદશાહ ૩ જો (ઈ.સ. ૧૫૩૭–૧૫૫૪)

સુલતાન મુહમ્મદશાહના અવસાનના સમાચાર મળતાં તમામ અમીરોએ એકમત થઈને સુલતાન બહાદુરશાહના ભાઈ લતીફખાનના ૧૧ વરસના પુત્ર મહમૂદખાનને સુલતાન તરીકે જાહેર કર્યો.

બન્યું હતું એવું કે સુલતાન બહાદુરશાહે તમામ શાહજાદાઓને મારી નખાવ્યા હતા, પરંતુ આ મહમૂદખાન નાની વયનો હતો તેથી બચી જવા પામ્યો હતો. ખાનદેશના સુલતાન મુહમ્મદશાહ ૩ જાના જાપતા નીચે કિલ્લામાં રાજકેદી તરીકે એનો ઉછેર થતો હતો.

સુલતાન મુહમ્મદશાહના ત્યાંના ઉત્તરાધિકારી મુબારક ર જાએ એને સોંપવાની આનાકાની કરી તેથી અમીર ઇખ્તિયારખાને એક લશ્કર લઈ ખાનદેશ ઉપર આક્રમણ કર્યું અને એને અમદાવાદ લઈ આવ્યો. ઈ.સ. ૧૫૩૭ ના ઑગસ્ટની તા. ૮ મીએ એને 'સઅદુદ્દીન મહમૂદશાહ ૩ જા'ના ખિતાબથી તખ્તનશીન કરવામાં આવ્યો.[૪૩]

**અમીરોમાં ખટપટ**

સુલતાન માત્ર બાર વર્ષની વયનો હોવાના કારણે વાસ્તવિક રીતે સત્તા અમીરોના હાથમાં જ હતી. તેઓમાં શક્તિશાળી તરીકે ઇખ્તિયાર સિદ્દીકી, દરિયાખાન હુસેન, ઇમાદુલ્મુલ્ક મલેકજી અને આલમખાન લોદી હતા. થોડો સમય એ સર્વેએ સુલેહ-સંપથી કામ કર્યું, પરંતુ થોડા જ સમય બાદ તેઓમાં માંહોમાંહે આંતરિક ખટપટ, ઈર્ષ્યા અને સ્પર્ધાનાં મંડાણ થયાં તેનો આરંભ દરિયાખાને કર્યો. એણે ઇમાદુલ્મુલ્ક મલેકજીને પોતાના પક્ષમાં લીધો. એની મદદથી એણે ઇખ્તિયારખાન અને એના પુત્રને મરાવી નાખ્યા. ત્યાર બાદ દરિયાખાને સલ્તનત પર પોતાનો સંપૂર્ણ કાબૂ કરી લીધો. એની સામે ટકી નહિ શકતાં છેવટે ઇમાદુલ્મુલ્કને ગુજરાતમાંથી માંડૂ તરફ નાસી છૂટવું પડ્યું.

દરિયાખાન હવે સર્વસત્તાધીશ બની બેઠો. પાંચ વર્ષ સુધી સુલતાન એને વશ રહ્યો, પણ ધીમે ધીમે સુલતાનને પરવશતા અને નામોશીનો ખ્યાલ આવવા માંડ્યો. એવે સમયે રાજ્યનો બીજો મોટો અમીર આલમખાન લોદી, જે ધંધુકામાં જાગીર ધરાવતો હતો, તેણે સુલતાનને સહાય કરવા છૂપી રીતે કહેણ મોકલ્યું. ગોઠવણ કર્યા મુજબ મધ્યરાત્રિએ પોતાના ખાસ વિશ્વાસુ નોકર ચરજી નામના પારધી સાથે સુલતાન સવાર થઈને ધંધુકા પહોંચ્યો.[૪૪]

બીજે દિવસે દરિયાખાને સુલતાન અહમદશાહ ૧ લાના પૌત્રો પૈકીના કોઈ એકને શોધી કાઢી એને સુલતાન 'મુઝફ્ફરશાહ'ના ખિતાબથી તખ્ત ઉપર બેસાડ્યો અને પોતે સુલતાન મહમૂદશાહ ૩ જા અને આલમખાન સામે લડવા ધંધુકા તરફ રવાના થયો. ધોળકા નજીક દાંતાર ગામે થયેલી લડાઈમાં જોકે દરિયાખાને સુલતાન મહમૂદશાહ અને આલમખાનને હરાવ્યા, પરંતુ ધીમે ધીમે એની સેનાના અને એના પક્ષના માણસો એનો પક્ષ છોડીને સુલતાનના પક્ષે જવા લાગ્યા, આથી એને છેવટે બુરહાનપુર તરફ નાસી જવું પડ્યું (ઈ.સ. ૧૫૪૩).

સુલતાને મુહમ્મદાબાદ જઈ આલમખાનને અમીરુલઉમરાનો ખિતાબ અને સિપાહસાલારનો હોદ્દો એનાયત કર્યા અને એની સલાહથી માંડૂમાં આશ્રય લઈ રહેલા ઇમાદુલ્મુલ્ક મલેકજીને બોલાવ્યો અને એને ભરૂચની સરકાર અને સુરતનું બંદર જાગીરમાં આપ્યાં. એણે પારધી ચરજીને વીરમગામની જાગીર અને "મુહાફિઝખાન"નો ખિતાબ આપ્યો.

શરૂઆતથી જ સુલતાન હલકી મનોવૃત્તિવાળા લોકોના સહવાસમાં રહેતો આવ્યો હતો. એ સગીર હતો ત્યારથી ચરજી પારધી એનો માનીતો બની ગયો

હતો. 'મુજાહિદખાન'નો ખિતાબ મળતાં ચરજી પોતે એક મોટો દરબારી હોવાનું પોતાને માનવા લાગ્યો. સુલતાને પણ માત્ર એની સલાહથી જ ઘણાં અયોગ્ય કાર્ય કર્યાં. આલમખાન અને ઇમાદુલ્મુલ્ક વગેરે મુખ્ય અમીરોની એ અવગણના કરતો હતો, આથી આલમખાન અને બીજા અમીરોએ એની કતલ કરાવી નાખી.

હવે આલમખાન અને મુજાહિદખાન જેવા મોટા અમીરોએ સુલતાન ઉપર ભદ્રમાં એવી ચોકી રાખવા માંડી : કે જાણે એ નજરકેદની હાલતમાં હતો. એટલામાં અમીરોમાં માંહોમાંહે ઝઘડો થયો. મજકૂર મુજાહિદખાન મૂળ પરદેશી હતો; ઈ.સ. ૧૫૩૮ માં દીવની લડાઈ વખતે ગુજરાતમાં આવ્યો હતો. એ પરદેશી હોવાના કારણે ગુજરાતના અમીરો એના પ્રત્યે સદ્ભાવ દર્શાવતા ન હતા. આનો લાભ લઈ સુલતાને એને વિશ્વાસમાં લઈ આલમખાનનું બળ તોડવાના પ્રયત્નો શરૂ કર્યા. કેટલાક અમીરોએ સત્તા મેળવવા સુલતાનને અંધ કરવાનું ધાર્યું હતું. કોઈ બીજા બાળકને તખ્ત ઉપર બેસાડી સુલતાન મહમૂદશાહને ખસેડી દેવો એવી યોજના પણ ચાલુ હતી. વળી એમ કરી કેટલાકનો મત રાજ્યને માંહોમાંહે વહેંચી લેવું એવો હતો, પરંતુ મહમૂદશાહ આ યોજના જાણી ગયો. એણે મુજાહિદખાનની સહાયથી યોજના નિષ્ફળ બનાવી. આલમખાન અને બીજા બંડખોર અમીરો નાસી છૂટયા (ઈ.સ. ૧૫૪૫).

આ રીતે સુલતાન તખ્તનશીન થયો હતો તે પછી આઠ વરસ બાદ રાજ્યવહીવટ સ્વતંત્ર રીતે કરતો થયો. એની વય માત્ર ૧૯ વરસની હતી તેથી મુજાહિદખાન રાજ્ય–રક્ષક બન્યો. બહાદુરશાહના મૃત્યુ પછી એકાંતવાસમાં રહેતા અફઝલખાન બંબાનીને વજીર નીમવામાં આવ્યો. આ પછી ઈ.સ. ૧૫૪૪ સુધી કોઈ ખાસ વિધિ વિના મોજશોખમાં સમય ગાળી મુક્તપણે સુલતાને શાસન ચલાવ્યું. દરમ્યાન ખાજા સફરને 'ખુદાવંદખાન'નો ખિતાબ એનાયત કરી સુરત બંદરનો વહીવટ સોંપવામાં આવ્યો.

## દીવ પર ચડાઈ

એ સમય એવો હતો કે જ્યારે ગુજરાતનું વહાણ પોર્ટુગીઝોની પરવાનગી વિના આવજા કરી શકતું ન હતું અને દીવમાં કિલ્લા તથા શહેરની વચ્ચે અગાઉ થયેલી સંધિ મુજબ બાંધવામાં આવેલી દીવાલ તોડી પાડવામાં આવી હતી. આવાં અનેક કારણોને લઈ ખાજા સફરે સુલતાનને દીવ ઉપર આક્રમણ કરવા સમજાવ્યો. એમ કરવા એ સહમત પણ થયો. એ કાર્યનો આરંભ કરે તે પહેલાં એ કિલ્લાનો કબજો બને તો દગાફટકાથી લેવા એણે એક પ્રયત્ન

કર્યો. દીવનો એક ફિરંગી રૂઈ ફેયર સુરતમાં હતો તેને લાંચ આપીને દીવના કિલ્લામાંનો દારૂગોળાથી ભરેલો ભાગ ઉરાડી દઈ ગુજરાતના લશ્કરને એમાં પ્રવેશ કરવાની સરળતા કરી આપવાની ખટપટ કરવા સમજાવ્યો, પરંતુ એ કાવતરું બહાર પડી ગયું. દીવ પર આક્રમણ કરતાં પહેલાં ફિરંગીઓથી સુરતનું રક્ષણ કરી શકાય એ માટે સુરતમાં એક મજબૂત કિલ્લો બાંધવામાં આવ્યો હતો ત્યારથી સુરતનું બંદર તરીકેનું મહત્ત્વ શરૂ થયેલું. હવે ખુદાવંદખાન ખાજા સફરે ઈ.સ. ૧૫૪૬ના એપ્રિલની ૨૦ મીએ દીવ ઉપર ચડાઈ કરવાની શરૂઆત કરી. કિલ્લો નાનો હતો. ગુજરાતનું તોપખાનું એ વખતે મજબૂત હતું, તે એણે કિલ્લાની સામે ગોઠવ્યું. એની તોપોના ચાલુ મારાથી ફિરંગીઓનો સરંજામ ખૂટી ગયો અને ખુવારી વધતી ગઈ. ફિરંગીઓ સામનો કરતા રહ્યા. લડતાં લડતાં ખાજા સફર માર્યો ગયો. એના પછી એના પુત્ર મોહર્રમ રૂમી-ખાનની સેનાપતિ તરીકે નિમણૂક થઈ. એ તથા બિલાલ જૂહૂજહારખાન ફિરંગીઓનો સામનો કરતા રહ્યા. એવામાં એક વાર ફિરંગીઓ તરફથી ખૂનખાર આક્રમણ આવ્યું તેમાં મોહર્રમ રૂમીખાન અને અનેક બીજા અમલદારો માર્યા ગયા અને જૂહૂજહારખાન ગિરફતાર થયો. એનો સાથીદાર સરદાર જહાંગીરખાન રણક્ષેત્રમાંથી નાસી છૂટ્યો અને ઉપરના શોક-સમાચાર સુલતાનને પહોંચાડ્યા. એણે ગુસ્સામાં આવી જઈ જેટલા હતા તેટલા ફિરંગી કેદીઓના પોતાની નજર આગળ ટુકડા કરાવી નાખ્યા.

ઈ.સ. ૧૫૪૭ના મેમાં જ્યોર્જ દે મેનેઝિસ ભરૂચના કિનારા ઉપર ઊતર્યો અને શહેર અને કિલ્લાને આગ ચાંપી અને ત્યાંથી જે મળ્યું તે લૂટી લીધું. એણે લોકોની ઘાસની માફક કતલ કરી અને બાગબગીચા વગેરે જે કંઈ ત્યાં આકર્ષક હતું તે બધું છિન્નભિન્ન કરી નાખ્યું.

ઈ.સ. ૧૫૪૭ના ઑગસ્ટમાં સુલતાન મહમૂદશાહે એક લાખ પચાસ હજાર સૈનિકોનું એક લશ્કર એંસી તોપો સાથે દીવ ઉપર ફરીથી આક્રમણ કરવા અને એમના હુમલાઓ સામે બંદરોનું રક્ષણ કરવા ભરૂચમાં એકત્ર કર્યું. જોકે ફિરંગીઓને ધીમે ધીમે ખ્યાલ આવ્યો કે આક્રમણો કર્યા કરવામાં નુકસાન પોતાને જ છે; તેથી સુલતાન ઉપર કેટલાક મણ સોનું ભેટ તરીકે મોકલી હવે પછી મીઠા સંબંધ રાખવાની ખાતરી આપી.



ઈ.સ. ૧૫૪૮ માં એ બંને પક્ષો વચ્ચે સંધિ થઈ, તેમાં દીવનો કિલ્લો ફિરંગીઓના કબજામાં જાય, પણ બંદર સુલતાનની સત્તા નીચે રહે અને અરધી જકાત સુલતાનને મળે એવો કરાર થયો. હુમલો થાય તો કિલ્લો સુલતાનને સોંપવો એવું પણ નક્કી થયું.

### આસફખાનનો વહીવટ

ઈ.સ. ૧૫૪૮ માં મુજાહિદખાન અને અફઝલખાન વચ્ચેના ઝઘડાને લઈને રાજ્યવહીવટમાં અંદરોઅંદર મુશ્કેલી ઉપસ્થિત થઈ. અગાઉ કહેવામાં આવ્યું છે કે સુલતાન બહાદુરશાહે પોતાના વિશ્વાસુ અમીર આસફખાનને પોતાનો જનાનો અને ખજાનો સલામત રાખવાના ઇરાદાથી એ લઈને મક્કા રવાના કરી દીધો હતો. એ સમયથી એટલે કે ઈ.સ. ૧૫૩૫થી એ મક્કામાં જ હતો. એનો વહીવટ એટલો સુંદર હતો કે એ સમયે એ માટે એની પ્રતિષ્ઠા જામી ગઈ હતી, આથી સુલતાન મહમૂદશાહે એને મક્કાથી અમદાવાદ બોલાવી મગાવ્યો.

સુલતાને એને 'નાયબે મુલ્ક'નો ખિતાબ એનાયત કરી મોટો હોદ્દો આપ્યો. હવે એણે કામકાજ સંભાળી લીધું. વજીર અફઝલખાન એના કાર્યમાં માથું મારતો ન હતો.

આસફખાને કાર્યવાહી શરૂ કરવા સાથે પરદેશીઓનું બાર હજારનું લશ્કર સુલતાનનું રક્ષણ કરવા રાખ્યું તેમાં એણે અરબો હબસીઓ અને ફિરંગીઓને પણ સમાવ્યા. ઈ.સ. ૧૫૪૯ માં સુલતાને વાત્રકને કિનારે આવેલા મહમૂદાબાદને પોતાનું રહેવાનું સ્થાન બનાવ્યું, કારણ કે ત્યાંની આબોહવા એને ઘણી માફક આવી. એને ઇમારતો બંધાવી શણગાર્યું અને અમીરોને પણ ત્યાં રહેવાની સગ

આસફખાનની સલાહથી સુલતાને હિંદુઓ પાસેથી વાંટાની જાગીરો લઈ લેવા હુકમો છોડચા, જેથી ઈડર સિરોહી ડુંગરપુર વાંસવાડા લુણાવાડા રાજપીપળા અને મહી નદીના કિનારાના જાગીરદારો ઉપર આફત ઊતરી. જ્યાં જ્યાં વિરોધ થયો ત્યાં ત્યાં સુલતાને કડક હાથે કામ લીધું.

આ ઉપરાંત પણ સુલતાને હિંદુ પ્રજા ઉપર ત્રાસ ગુજારવામાં કમી રાખી નહિ. હિંદુઓને ઘોડેસવારી કરવાની મનાઈ ફરમાવી. હોળી અને દીવાળીના તહેવારો જાહેરમાં ઊજવવા ઉપર પ્રતિબંધ મૂકચો. જામા અને અંગરખાની બાંય કે ખભા ઉપર સુલતાનની શરણાગતિ સૂચવતું લાલ રંગનું કપડું વીંટાળવાના હુકમનો કડક અમલ એ કરાવતો. મંદિરો અને દેવળોમાં પૂજા વખતે ઘંટ નગારાં કે કોઈ પણ પ્રકારનાં વાજાં વગાડવાની મનાઈ કરી.[૪૫]

### સુલતાનની હત્યા

૧૫ મી ફેબ્રુઆરી, ૧૫૫૪ ના રોજ સુલતાનની સાલગિરાહ ધામધૂમથી ઊજવાઈ ત્યાર બાદ સાંજના સુલતાનના નોકર બુરહાનુદ્દીને સુલતાનને પીણામાં ઝેર આપ્યું અને એણે બેભાન બનેલા સુલતાનને રાત્રિ દરમ્યાન ખંજર વડે મારી નાખ્યો.

### બુરહાનની હત્યા

સુલતાનની કતલ પછી બુરહાનને પંડે તખ્તનશીન થવાનો ખ્યાલ આવ્યો. એના એ ધ્યેય ઉપર પહોંચવાના રાહમાં જે કોઈ આવે તેને ખતમ કરવાનો એણે નિશ્ચય કર્યો. સુલતાન મહમૂદશાહ અંગરક્ષકોની એક મોટી હથિયારબંધ ટુકડી રાખતો હતો, તે 'વાઘમાર' (વાઘને મારનાર) નામથી ઓળખાતી હતી. પોતાનું કામ કઢાવવા બુરહાને મોટાં ઇનામો અને મોટાં પદોની લાલચ આપીને એક ખંડમાં એમને છુપાવી રાખ્યા હતા. એ ખંડમાં જે કોઈ પ્રવેશ કરે તેની કતલ કરવાનો એણે એને હુકમ આપ્યો હતો. એ મુજબ સુલતાનના નામથી આમંત્રીને બાર જેટલા મુખ્ય અમીરોને તેઓની મારફત કતલ કરાવી. બીજા દિવસે સવાર થતાં વાઘમારોની ટુકડી અને અન્ય માણસોની સાથે શાહી ઠાઠથી એણે સવારી કાઢી. અફઝલખાનના મકાન આગળથી એ પસાર થતી હતી ત્યારે એના દત્તક પુત્ર શેરવાનખાન ભટ્ટીએ પોતાની તલવારના એક જ ઝાટકાથી બુરહાનના શરીરના બે ટુકડા કરી નાખ્યા. વાઘમારો પોતાના ઘોડા અને જે હાથ લાગ્યું તે લઈને નાઠા. આ સર્વ બનાવો મહમૂદાબાદમાં બન્યા અને શહેરમાં હાહાકાર મચી ગયો (ઈ.સ. ૧૫૫૪).

### સુલતાન અહમદશાહ ૩ જો[૪૬] (ઈ.સ. ૧૫૫૪–૬૧)

સુલતાન મહમૂદશાહ બિનવારસ હતો તેથી સુલતાન અહમદશાહ ૧ લા-(ઈ.સ. ૧૪૧૦–૧૪૪૨)ના નાના શાહજાદા શકરખાનના પ્રપૌત્ર રઝીઉલ્મુલ્કને 'સુલતાન અહમદશાહ (૩ જા)'ના ખિતાબથી મહમૂદાબાદ(મહેમદાવાદ)માં તખ્તનશીન કરવામાં આવ્યો. એ સમયે ગુજરાતમાં અમીર અબ્દુલકરીમ ઇતિમાદખાન સૈયદ મુબારક બુખારી, (ભરૂચનો) ઇમાદુલ્મુલ્ક અર્સલાન રૂમી અને (સુરતનો) ખુદાવંદખાન રજબ મુખ્ય બળવાન અમીરો હયાત હતા. ઇતિમાદખાને રાજ-રક્ષક તરીકે વહીવટ સંભાળી લીધો અને અમીરોએ ગુજરાતના જિલ્લાઓ અંદર અંદર વહેંચી લીધા.

### ખાનદેશના સુલતાનની ચડાઈ

ખાનદેશના સુલતાન મુબારકશાહ સુલતાન બહાદુરશાહનો દૌહિત્ર થતો હતો તેને રઝીઉલ્મુલ્કની તખ્તનશીનીની માહિતી મળી ત્યારે એણે પોતે ગુજરાતના સુલતાન-વંશનો નજીકનો સંબંધી હોઈને પોતાનો દાવો પેશ કર્યો અને એ એક મોટું લશ્કર લઈ ગુજરાત ઉપર ચડી આવ્યો. ગુજરાતનું લશ્કર હઝરત સૈયદ મુબારકની સિપાહસાલારી નીચે એના સામે લડવા ગયું. ભરૂચ નજીક રાણપુર કોટા ગામે

નર્મદાને કિનારે છાવણી નાખીને એણે લડાઈનો આરંભ કર્યો, પરંતુ લડાઈ આગળ વધે તે અગાઉ બંને પક્ષો વચ્ચે સંધિ થઈ અને સુલતાન મુબારકશાહ ખાનદેશ પાછો ગયો.

**ઇતિમાદખાનનું વર્ચસ**

બાળ સુલતાન અહમદશાહની સ્થિતિ ઇતિમાદખાનના કબજાના કેદી સમાન હતી. તખ્તનશીની પછી પાંચ વરસ બાદ એના ઉપર લદાયેલા ઇતિમાદખાનના બંધનનો અને એણે પચાવી પાડેલી એની તમામ સત્તાનો એને ખ્યાલ આવ્યો. એક દિવસ લાગ જોઈ એ નાસી છૂટચો અને સૈયદ મુબારક બુખારીના રક્ષણ નીચે મહમૂદાબાદમાં રહેવાનું એણે પસંદ કર્યું.

એ સૈયદની પ્રતિષ્ઠાના પ્રભાવ અને ઇતિમાદખાનના આપખુદી સ્વભાવ પ્રત્યેની નફરતને લઈને કેટલાક અમીરો ત્યાં એકત્રિત થયા અને એક મિત્ર-સંઘની સ્થાપના કરી. ઇતિમાદખાન અને એના સાથીદારોએ એની સામે લડવા કૂચ કરી અને બંને વચ્ચે લડાઈ થઈ તેમાં તીર વાગી જવાથી સૈયદ બુખારીનું અવસાન થયું. પરિણામે સંઘ હાર્યો અને એનું લશ્કર વિખેરાઈ ગયું (ઈ.સ. ૧૫૫૮ની જુલાઈની ૧૩ મી). સુલતાન અહમદશાહ કેટલાક દિવસ જંગલોમાં રખડતો રહ્યો. અંતે એને ઇતિમાદખાન પાસે પહોંચવું પડ્યું. એ એને અમદાવાદ લઈ ગયો અને એને શાહી મહેલમાં કેદી તરીકે રાખ્યો.

ઇમાદુલમુલ્ક ગોરી અને તાતારખાન ગોરી નામના અમીરો ઇતિમાદખાને એકહથ્થુ રાખેલી સત્તાને લઈને કંટાળી ગયા હતા. એમણે તોપો બહાર કાઢી અમદાવાદમાં એના મકાન ઉપર ગોળાનો મારો ચલાવ્યો, આથી સુલતાનને લઈને એ ચાંપાનેર પાસે આવેલા હાલોલમાં નાસી છુટચો. ત્યાં એણે લશ્કર એકત્રિત કરવા માંડયું. માંહોમાંહે લડાઈઓ ફાટી નીકળવાની તૈયારી હતી એટલામાં કેટલાક શાંતિપ્રિય લોકોની દરમ્યાનગીરીથી અમીરોમાં કરાર થયા જેને લઈને ઇતિમાદખાન રાજરક્ષક તરીકે ચાલુ રહ્યો. ત્યારબાદ સુલતાન ઇતિમાદખાન વિરુદ્ધ મૂર્ખામી ભરી યોજના કરતો રહ્યો, જેની ઇતિમાદખાનને જાણ થતાં એણે સુલતાનની કતલ કરાવી (ઈ.સ. ૧૫૬૧).[૪૭]

**સુલતાન મુઝફ્ફરશાહ ૩ જો** (ઈ.સ. ૧૫૬૧-૧૫૭૩)



સુલતાન અહમદશાહ ૩ જાનો કરુણ અંત આવ્યો. એને કોઈ વારસ ન હતો. એવા સંજોગોમાં ઇતિમાદખાને બાર વરસના નન્નૂ નામના એક છોકરાને 'મુઝફ્ફરશાહ ૩ જા'નો ખિતાબ એનાયત કરી ઈ.સ. ૧૫૬૧ માં[૪૮] તખ્તનશીન કર્યો. એ નન્નૂ[૪૯] શાહી ખાનદાનનો હોવા બાબતમાં શંકા છે.[૫૦]

સુલતાન મુઝફ્ફરશાહને નજરકેદ જેવો રાખીને ઇતિમાદખાને રાજ્યની સત્તા પોતાના હાથમાં રાખી. પ્રદેશમાં શાંતિ ન હતી. માંહોમાંહે લડતાં અમીરોનાં અનેક રાજ્યોમાં પ્રદેશ વહેંચાઈ ગયો હતો. મહત્ત્વાકાંક્ષી અમીરોમાં સત્તા માટે ખુનખાર ખેંચતાણ થયા કરતી હતી. જહૂજહારખાન હબસી અને ઉલૂગખાન હબસી સિવાયના બીજા અમીરો ઇતિમાદખાન પ્રત્યે નારાજ હતા.

### ચિંગીઝખાનની લડાઈ

ગુજરાતમાં અફઘાન તુર્ક(રૂમી) અને હબસી વગેરે પરદેશીઓ જોરમાં આવી ગયા હતા. એમાં એક નવું તત્ત્વ ઉમેરાયું. ઉત્તર ભારતમાં મુઘલ શહેનશાહ અકબરની સામે બળવો કરી એના સંબંધીઓ મીરઝાઓ ગુજરાતમાં ભાગી આવ્યા.

આ મીરઝાઓની સહાયથી દક્ષિણ ગુજરાતના અમીર ચિંગીઝખાને ઇતિમાદખાનને ઉખેડી નાખવા આક્રમણ કર્યું. ઇતિમાદખાન પણ સુલતાન મુઝફ્ફરશાહને આગળ કરી લશ્કર લઈ સામે આવ્યો. વટવા પાસે ખારી નદીને કિનારે બંને વચ્ચે કેટલીક નાનીમોટી લડાઈઓ થઈ તેમાં મીરઝાઓની મદદથી ચિંગીઝખાનને ફતેહ મળી. ઇતિમાદખાન સુલતાન મુઝફ્ફરશાહને સાથે લઈ, મોડાસા થઈ ડુંગરપુર તરફ ભાગી ગયો. દરમ્યાન ચિંગીઝખાને અમદાવાદ આવી ગુજરાત પર પોતાની સત્તા પ્રવર્તાવી (ઈ.સ. ૧૫૬૬). ખાનદેશના સુલતાને ગુજરાત પર ચડાઈ કરી તેને પાછી હઠાવી, પણ હબસી અમીરોએ ચંગીઝખાનની હત્યા કરી (ઈ.સ. ૧૫૬૭). અમદાવાદમાં ઇતિમાદખાન સુલતાનને લઈ પાછો ફર્યો, પણ શેરખાન ફુલાદીએ એને ફાવવા દીધો નહિ. ચાર વર્ષ લગી અમીરોની અંદર અંદર ખટપટ ચાલી. આખરે ઇતિમાદખાને ગુજરાતમાં પ્રવર્તેલી અંધાધૂંધીનો અંત લાવવા માટે મુઘલ શહેનશાહ અકબરને ગુજરાત ઉપર ચડી આવવા પેગામ પાઠવ્યો.[૫૧]

અકબર આવી કોઈ તકની રાહ જોતા હતો. પેગામ મળતાં તૈયારી કરી એણે ગુજરાતની પુરાણી રાજધાની પાટણમાં ઈ.સ. ૧૫૭૨ ના નવેમ્બરની તા. ૭ મીએ પડાવ નાખ્યો.[૫૨] ત્યાં એક અઠવાડિયું આરામ લઈ એ અમદાવાદ તરફ રવાના થયો. ત્યાં શેરખાન ફુલાદીએ ઇતિમાદખાનને ૭ મહિનાથી ઘેરી રાખ્યો હતો. એના આગમનના સમાચાર મળતાં શેરખાન ઘેરો ઉઠાવી નાસી છૂટ્યો.[૫૩] સુલતાન મુઝફ્ફર આ અંધાધૂંધીમાં તક મળતાં શેરખાનની પકડમાંથી છટકી ગયો અને કડી નજીક આવેલા જોટાણામાં અનાજના કોઈ એક ખેતરમાં

ઇ–૫–૯

સંતાઈ રહ્યો. ત્યાં જ શાહી છાવણી હતી તેથી નવેમ્બરની તા. ૧૫ મીએ અમદારોના હાથમાં એ સપડાઈ ગયો.[૫૪] અકબર અમદાવાદ આવી પહોંચ્યો તે પહેલાં ઇતિમાદખાન અને એના પક્ષના આગળ પડતા સભ્યોએ આવીને અમદાવાદની ચાવી એને સુપરત કરી. એ પછી શહેનશાહે અમદાવાદ આવી ગુજરાતના સૂબેદાર તરીકે એના દૂધભાઈ ખાને આઝમ મીરઝા અઝીઝ કોકાની નિમણૂક કરી. (ઈ.સ. ૧૫૭૨). મીરઝાઓને તાબે કરી, સુરતનો કિલ્લો સર કરી, અકબર અમદાવાદ આવી, ફતેહપુર સિક્રી ગયો. એવામાં ગુજરાતમાં બળવો થયો ને અકબરે તાબડતોડ પાછા આવી, બળવાખોરોને વશ કરી અમદાવાદમાં ફરી પોતાની આણ વર્તાવી (ઈ સ. ૧૫૭૩).

મુઝફ્ફર ઈ.સ. ૧૫૭૮ માં કોઈક તરકીબથી નજરકેદમાંથી છટકી ગયો તે પછી એણે પ્રથમ રાજપીપળાના હિંદુ રાજા પાસે અને એ પછી સૌરાષ્ટ્રમાં આવેલા ખેરડીના લોમા ખુમાણ પાસે જઈ આશ્રય લીધો ને ત્યાં થોડો સમય ગુપ્ત રહી એ પોતાનું રાજ્ય પાછું મેળવવા માટે યોગ્ય તકની રાહ જોતો રહ્યો.

બીજી બાજુ શક્તિ અને જરૂરિયાત મુજબ સૂબેદારો ગુજરાતમાં બદલાતા રહ્યા. ઈ.સ. ૧૫૮૩ માં ઇતિમાદખાન ગુજરાતનો સૂબેદાર હતો ત્યારે મુઝફ્ફરશાહે કેટલાક અસંતુષ્ટ બંડખોરો સાથે રાયખડ દરવાજા નજીક દીવાલના ભંગાણમાંથી પાયતખ્તમાં પ્રવેશ કર્યો અને એને લૂંટ્યું ને એનો કબજો લીધો (સપ્ટેમ્બર, ૧૫૮૩). એ સમયે સૂબેદાર ઇતિમાદખાન અને એનો પુરોગામી સૂબેદાર શિહાબુદ્દીન અહમદ કડીમાં હતા તેઓ પૂર ઝડપે અમદાવાદ તરફ રવાના થયા. મુઝફ્ફરશાહ અને એના ટેકેદારોએ સંગઠિત થઈને શિહાબુદ્દીન અને ઇતિમાદખાનને શિકસ્ત આપી. આના પરિણામે શાહી લશ્કરના સૈનિકો મોટી સંખ્યામાં મુઝફ્ફરશાહના સૈન્યમાં જોડાઈ ગયા.

શિહાબુદ્દીન અને ઇતિમાદખાન પાટણ ગયા અને વિજયી સુલતાન મુઝફ્ફરશાહ ૧૧ વરસના ગાળા બાદ ફરીથી ગુજરાતના તખ્ત ઉપર બેઠો. ઈ સ. ૧૫૮૩ ના અંતમાં શિહાબુદ્દીને શહેનશાહ અકબરને ગુજરાતની રાજકીય પરિસ્થિતિથી વાકેફ કર્યો આથી એણે કાબેલ સિપાહસાલાર મીરઝા અબ્દુર્રહીમખાનને ગુજરાત ના સૂબેદાર તરીકે મોકલ્યો[૫૫] ને એને મદદ કરવા કસાયેલા રાજપૂત અને મુસ્લિમ સેનાપતિઓને મોટી સંખ્યામાં સૈન્યોની ટુકડીઓ આપી મોકલ્યા.



બીજા પક્ષે મુઝફ્ફરશાહે પોતાના સહાયક મિત્રોને અમીર પદના ખિતાબો અને જાગીરો તેમજ એમના પદને યોગ્ય એવા દરમાયા એનાયત કર્યા અને હિ. સ.

૯૯૧(ઈ.સ. ૧૫૮૩-૮૪)માં અમદાવાદમાંથી પોતાની સલ્તનતના છાપના સિક્કા પડાવ્યા. બધું વ્યવસ્થિત કર્યા પછી મુઝફ્ફરશાહે એક મોટા લશ્કર સાથે કૂચ કરીને વડોદરાને ઘેરો ઘાલ્યો. ઘેરો ૨૨ દિવસ ચાલ્યો. અંતે એણે તોપમારો કરી કિલ્લો જમીનદોસ્ત કર્યો. ત્યાંના મુઘલ હાકેમ કુત્બુદ્દીન મુહમ્મદખાનને મુઝફ્ફરશાહે પકડી લીધો અને એની કતલ કરાવી. એ દિવસ બાદ મુઝફ્ફરશાહ ભરૂચ ગયો અને ત્યાં શહેરની નજીકમાં છાવણી નાખી. એ પછી દીવાલની અંદરના એના ટેકેદારોએ એને ભરૂચનો કિલ્લો સોંપી દીધો. ત્યાં મજકૂર કુત્બુદ્દીન મુહમ્મદખાનનું કુટુંબ રહેતું હતું તેની દશ કરોડ રૂપિયાની મિલકત તથા ખંભાતની સરકારી તિજોરીમાંથી ૧૪ લાખ રૂપિયા જપ્ત કર્યા.[૫૬]

હવે નવો સૂબેદાર મીરઝા આવી રહ્યો છે એ સમાચાર મળતાં મુઝફ્ફરશાહ ઈ.સ. ૧૫૮૪ની જાન્યુઆરીની ૯ મીએ અમદાવાદ માટે રવાના થયો અને ત્યાં આવી મીરઝાખાનના લશ્કર સાથે લડવા પોતાના લશ્કરનો વ્યૂહ ગોઠવ્યો. એણે મહમૂદનગર[૫૭] નજીક છાવણી નાખી ત્યાં તોપ અને દારૂખાનાની વ્યવસ્થા કરી. એની પાસે લગભગ ૩૦ હજાર જેટલા ઘોડેસવાર સિપાહી હતા.[૫૮]

મીરઝાખાન ઈ.સ. ૧૫૮૪ના જાન્યુઆરીની તા. ૧૪ મીએ[૫૯] પાટણથી રવાના થયો અને એણે સાબરમતીના કિનારે સરખેજ પહોંચી ત્યાં છાવણી નાખી.

અહીં બંને લશ્કરો વચ્ચે લડાઈ થઈ ને બંને પક્ષે અનેક શૂરવીર સૈનિકો અને સેનાપતિઓ મરાયા. એટલામાં એક એવી અફવા પ્રસરી ગઈ કે શહેનશાહ પોતે એક વિશાળ લશ્કર લઈ આવે છે,[૬૦] આથી મુઝફ્ફરશાહના લશ્કરે પીછેહઠ કરવા માંડી અને અંતે એ ત્યાંથી ભાગી નીકળ્યો. પરિણામે સરખેજમાં મુઘલોના નાના સરખા સૈન્યથીય એને ભારે શિકસ્ત મળી.

આ લડાઈમાં સુલતાન મુઝફ્ફરશાહના બે હજાર જેટલા સૈનિકો માર્યા ગયા અને ગિરફતાર થયેલા પાંચસો જેટલાની કતલ કરવામાં આવી (ફેબ્રુઆરી, ૧૫૮૪). આ રીતે મુઝફ્ફરશાહ ૩ જાનું બીજું સુલતાનપદ માત્ર પાંચ મહિના ટક્યું.

સરખેજના મેદાને-જંગમાંથી નાસી છૂટી મુઝફ્ફરશાહ વાત્રક નદી ઉપર આવેલ મહમૂદાબાદ (મહેમદાવાદ) પહોંચ્યો અને ત્યાંથી એ ખંભાત ગયો. ત્યાંથી પોતાની ધનદોલત અને લોકપ્રિયતાના જોરે પોતાના ધ્વજ નીચે એ ફરીથી ૧૨ હજાર જેટલા માણસો એકત્રિત કરી શક્યો.,[૬૧] પણ મીરઝાખાન એનો પીછો કરતો અહીં આવી પહોંચતાં એ વડોદરા તરફ ચાલ્યો ગયો. મુઘલ

લશ્કરે ત્યાં પણ એનો પીછો કર્યો, તેથી એ નર્મદા અને રાજપીપળા વચ્ચે આવેલ નાંદોદ પહોંચ્યો.[૬૨] આથી મુઝફ્ફર ભયભીત થઈ ગયો. એ ત્યાંથી ભાગ્યો. એના ઘણા સૈનિક ગિરફતાર થયા કે મરાયા. આ રીતે મીરઝાખાનનો સંપૂર્ણ વિજય થયો. પરિણામે મુઝફ્ફરશાહ ગુજરાત છોડી સૌરાષ્ટ્રમાં જૂનાગઢ તરફ નીકળી ગયો. ત્યાંના અમીનખાન ગોરીએ એને ગોંડળમાં રહેવાની પરવાનગી આપી.[૬૩] એની સાથે થોડા ફૂટેલા મુઘલ સૈનિક તથા કાઠી ઘોડેસવાર હતા. ત્યારબાદ ગુજરાતમાં ન ફાવે તો સૌરાષ્ટ્રમાં અને સૌરાષ્ટ્રમાં ન ફાવે તો ગુજરાતમાં એ નાસભાગ કરતો રહ્યો. મુઘલ લશ્કરની ટુકડીઓ એની પૂંઠ પકડતી રહેતી. ઈ.સ. ૧૫૮૩ થી મુઘલ લશ્કરની ટુકડીઓના દોડાદોડ મુઝફ્ફરશાહની પ્રવૃત્તિઓનો સામનો કરવામાં એટલી બધી વધી ગઈ હતી કે આખા પ્રદેશમાં સામાન્ય જનતામાં શાંતિ રહી ન હતી. જૂનાગઢનો અમીનખાન ગોરી તથા નવાનગરના જામ છત્રસાલ મદદ કરવાનાં વચન તો મુઝફ્ફરશાહને આપતા રહેતા, પરંતુ એ મુઘલ સૂબેદારથી બીતા હતા તેથી પાળી શકતા ન હતા, અને બંનેને ખુશ રાખવા મોટી વાતો કરતા રહેતા હતા.

છેવટે જગત(દ્વારકા)ના રાજા શિવારાણા વાઘેરે સુલતાનને વહાણમાં બેસાડી બેટમાં સુરક્ષિત સ્થળે કુટુંબ સાથે રવાના કરી દીધો. શાહી લશ્કર બેટ તરફ જતું હોવાના સમાચાર મળતાં શિવા વાઘેરે સુલતાનને થોડા ઘોડા અને રાજપૂત રક્ષકો આપી કચ્છ તરફ મોકલી દીધો. મુઘલ લશ્કર એ દરમ્યાન આવી પહોંચતાં શિવાએ એનો સામનો કર્યો. ને એમાં એ માર્યો ગયો. કચ્છના રાવે ભૂજથી થોડે દૂર મુઝફ્ફરશાહને ઉતારો આપ્યો, આથી મુઘલ લશ્કરે કચ્છનો મુલક તારાજ કરવાની પેરવી કરી અને 'મુલક સહીસલામત રાખવો હોય તો મુઝફ્ફરશાહને સોંપી દો' એમ એને જણાવ્યું ત્યારે મોરબી અને માળિયાનાં પરગણાં જે મૂળ કચ્છનાં હતાં તે પાછાં આપી દે તો મુઝફ્ફરશાહને સોંપી દેવાની રાવે ખાતરી આપી. આનો હકારમાં જવાબ મળતાં સ્વાર્થ ખાતર મુઝફ્ફરશાહને એણે દગો કરી પકડાવી આપ્યો. મુઘલ લશ્કર એને લઈને મોરબી તરફ જતું હતું ત્યાં ધરકા (કે ધરમકા) મુકામે મુઝફ્ફરશાહ હાજતે જવાનું બહાનું કાઢીને એક મોટા ઝાડ પાછળ ગયો, ત્યાં એણે પોતાના લેંઘામાંથી છુપાવી રાખેલો અસ્ત્રો કાઢી પોતાનું ગળું કાપી નાખ્યું. સૂબેદારખાન આઝમે અકબર ઉપર એનું માથું મોકલી આપ્યું. આમ હિ. સ. ૧૦૦૦(ઈ.સ. ૧૫૯૧–૯૨)માં ગુજરાતના છેલ્લા સુલતાને એ સમયની હિંદની જબરદસ્ત શહેનશાહત સામે વર્ષો સુધી ઝૂમી આ દુનિયાનો ત્યાગ કર્યો, પરંતુ એની સામે નમતું ન જોખ્યું.

## પાદટીપ

૧. Chaube, *History of Gujarat Kingdom*, p. 112

૨. 'मआसिरे रहीमी,' भा. २, पृ. १५२; 'तब्क़ाते अक्बरी' भा. ३, पृ. १७६

૩. गौरीशंकर ओझा, 'राजपूताना का इतिहास', जिल्द ३, भा. १, पृ. ७५; કર્નલ વુલ્સેલી હેગે (*The Cambridge History of India, Vol III*, p. 315) 'બિહારીમલ' નામ આપ્યું છે.

૪. નિઝામુલમુલ્ક ચાંપાનેરના જયસિંહ પતાઈ રાવળનો પુત્ર થતો હતો. જયસિંહના મરણ પછી એને સુલતાન મહમૂદશાહ બેગડાએ પોતાની દેખરેખ નીચે મુસલમાનની રીતે ઉછેરીને 'હુસેન' નામ આપ્યું હતું તથા એને 'નિઝામુલ્મુલ્ક'નો ખિતાબ એનાયત કર્યો હતો.

૫. 'तारीखे मुझफ्फ़रशाही', पृ २५

૬. H. B. Sarda, *Maharana Sanga*, p. 70

૭. *The Cambridge History of India*, Vol III, p. 319; मआसिरे रहीमी', भा. २, पृ १५८

૮. 'मिर्‌आते अह्मदी' भा. १, पृ. ६४; 'मआसिरे रहीमी', भा. २, पृ. १५९

૯. 'मिर्‌आते अह्मदी', भा. १, पृ. ६४

૧૦. *The Cambridge History of India*, Vol III, p. 321. રાજપૂત ઇતિહાસો મુજબ મુસ્લિમોનું લશ્કર ભયભીત થઈને પાછું ફર્યું (H. B. Sarda, *Maharana Sanga*, pp. 86–87).

૧૧. *The Delhi Sultanate*, p. 167; Chaube, *op. cit.*, pp. 142 ff.

૧૨. વિગતવાર ચર્ચા માટે જુઓ Chaube, *op. Dit.*, pp. 145 ff.

૧૩. 'तारीखे मुझफ्फरशाही', पृ. ८५

૧૪. 'मिर्‌आतें सिकंदरी', पृ. २०९ (बम्बई)

૧૫. 'मिर्‌आते सिकंदरी', पृ. २५५ (बम्बई)

૧૬. 'मिर्‌आते अह्मदी', भा. १, पृ. ६९: मिर्‌आते सिकंदरी', पृ. २६४-२६५ (बम्बई)

૧૭. 'मिर्‌आते सिकंदरी', पृ. २६२ (बम्बई); 'मआसिरे रहीमी', भा. २, पृ. १६९

૧૮. मिर्‌आते सिकंदरी', पृ. २६३ (बम्बई); 'मआसिरे रहीमी', भा. २, पृ. १७१



૧૯. 'मिर्‌आते अह्मदी' (भा. १, पृ ६९)માં મુજાહિદખાન બહીલમનું નામ છે અને સર વુલ્સેલી હેગે (*The Cambridge History of India*, Vol. III, p 324) મલેક તુગાનનું નામ આપેલું છે. 'मिर्‌आते सिकंदरी '(पृ. २६६, बम्बई )માં પણ તુગાનનું જ નામ છે.

૨૦. 'तबक़ाते अक़बरी' भा. ३, पृ. २१०

૨૧. 'मिर्आते सिकंदरी', पृ. २७० (बम्बई)

૨૨-૨૩. 'मिर्आते अहमदी', भा. १, पृ. ७०

૨૪. 'मिर्आते सिकंदरी', पृ. २७१ (बम्बई); 'तबक़ाते अक़बरी' भा ३, पृ. २११

૨૫. 'मिर्आते सिकंदरी', पृ २७४ (बम्बई). 'राजपूताना का इतिहास' (पृ. ८५-८६) માં જણાવવામાં આવ્યું છે કે ડુંગરપુરના રાજાને રક્ષણ અંગે કંઈ આશા રહી નહિ ત્યારે એણે અધીનતા સ્વીકારીને સુલેહ કરી અને સુલતાનને મળી ગયો, પરંતુ એનો ભાઈ જગા (કે જગમાલ) કેટલાક વિશ્વાસુ માણસોને લઈ પહાડોમાં અને પછી ચિત્તોડમાં જઈ રાણા રત્નસિંહ પાસે પહોંચ્યો. રાણાની સિફારશથી સુલતાને વાગડનું અર્ધું રાજ્ય જગાને આપ્યું.

૨૬. રાયસીનનો કિલ્લો ભોપાલ નજીક એક ટેકરી ઉપર કાંઈક ભંગાર દશામાં સચવાઈ રહેલો છે.

૨૭. Chaube, *op. cit.*, pp. 154 ff.

૨૮. Briggs, *History of the Rise of the Mahomedan Power*, Vol. IV, p. 116

૨૯. 'मिर्आते सिकंदरी', पृ. २८७ (बम्बई); Briggs, *op. Cit*, Vol. IV, p. 122; 'तबक़ाते अक़बरी', भा ३, पृ २२१

૩૦. Briggs, *op. cit.*, Vol. IV, p. 122

૩૧. Commissariat, *A History of Gujarat*, Vol. 1, p. 330. *The Cambridge History of India*, Vol. III, p. 330 માં વિક્રમાદિત્ય છે.

૩૨. 'मिर्आते सिकंदरी', पृ. २९२ (बम्बई)

૩૩. *The Cambridge History of India*, Vol. III, p. 329, Briggs, *op. cit.*, Vol. IV, p. 124

૩૪. Briggs, *op. cit.*, Vol. IV, p. 126

૩૫. 'मिर्आते अहमदी', भा. १, पृ. ७४

૩૬. 'ज़फ़रुल्वालिह बे मुज़फ़्फ़र व आलिह' (भा. १, पृ. २४९-५०) માં ઇમાદુલ્મુલ્ક મલેક જીવન છે, પરંતુ 'मिर्आते सिकंदरी' (पृ. ३१९, बम्बई) માં ઇમાદુલ્મુલ્ક મલેકજી છે.


૩૭. 'मिर्आते सिकंदरी', पृ. ३२० (बम्बई)

૩૮. *The Cambridge History of India*, Vol. III, p. 334

૩૯. 'मिरआते सिकंदरी', पृ. ३२२ (बम्बई); 'तबक़ाते अक्बरी', भा. ३, पृ. २३४

૪૦. 'मआसिरे रहीमी', भा. २, पृ. १८८; 'मिरआते सिकंदरी', पृ. ३२४ (बम्बई)

૪૧. *The Mughul Empire*, p. 398

૪૨. ફિરિશ્તા-કૃત ગુજરાતના મુસલમાની સમયનો ઇતિહાસ, પૃ. ૧૮૭

૪૩. *The Cambridge History of India*, Vol. III, p. 335
પરંતુ અન્ય ગ્રંથોમાં ૧૦ મી મે, ૧૫૩૮ અપાઈ છે. જુઓ *The Mughul Empire*, p. 398.

૪૪. *The Cambridge History of India*, Vol. III, p. 339; 'तबक़ाते अक्बरी', भा. ३, पृ. २३७

૪૫. *Mirat-i Sikandari*, p. 239

૪૬. ઇતિહાસોમાં સામાન્ય રીતે એ 'સુલતાન અહમદશાહ ૨ જા'ના નામથી ઓળખાય છે, પરંતુ સિક્કાઓ ઉપર 'સુલતાન કુત્બુદ્દીન' (ઈ.સ. ૧૪૫૧-૫૮) સાથે 'અહમદશાહ'ના લખાણની છાપ હોય છે તેથી આ સુલતાનને 'સુલતાન અહમદશાહ ૩ જો' ગણવો યોગ્ય છે (Taylor, 'The coins of Gujarat Sultanat', *J. B. B. R. A. S.*, Vol. XXI, 1903, p. 329).

૪૭. *Mirat-i Sikandari*, p. 289; Commissariat, *op. cit.*; 476; *The Mughul Empire*, p. 401

૪૮. 'मिरआते सिकंदरी', पृ. ४२९ (बड़ौदा); 'मिरआते अहमदी' पृ. १०७. પરંતુ 'तारीख़े फ़िरिश्ता' અને तबक़ाते अक्बरी'માં હિ. સ. ૯૬૭ એટલે કે ઈ.સ. ૧૫૬૦ છે.

૪૯. તવારીખોમાં એ નામ જુદી જુદી જોડણીઓથી લખાયેલું છે. મીર અબૂ તુરાબની 'तारीख़े गुजरात' (पृ. १०१), 'मिरआते मुहम्मदी' (पृ. १३४) અને 'मिरआते मुस्तफ़ाबाद' (पृ. १०७)માં 'નન્હુ' છે. 'मिरआते अहमदी'(भा. १, पृ. ९४)માં 'नथु' છે, 'तुज़्के जहांगीरी' (पृ. २१६)માં 'नथू' છે, 'मआसिरे रहीमी' भा. २, (पृ. १९६) અને 'अक्बरनामा'(भा. १, पृ. ३०७)માં 'नन्नू' છે, 'तारीख़े फ़िरिश्ता'માં 'હબ્બૂ' (કદાચ 'હબી' ઉપરથી હુલામણું નામ) છે.

૫૦. 'तारीख़े फ़िरिश्ता'(Briggs, *op. cit.*, Vol. IV, p. 155)માં જણાવવામાં આવ્યું છે કે ઇતિમાદખાને કુરાને શરીફ ઉપર હાથ મૂકીને સોગંદ ખાઇને અમીરોને કહ્યું હતું કે સુલતાન મહમૂદશાહ ૩ જાના અવસાન સમયે એ છોકરીની મા એટલે કે સુલતાનની રખાત સગર્ભા હતી, એણે પાછળથી જન્મ આપ્યો હતો. થોડા સમય પછી એ જ ઇતિમાદખાને કહ્યું કે એ સુલતાનનો પુત્ર નથી.

૫૧. Briggs, Vol. IV, pp. 158-59

૫૨. अकबरनामा, भा. ३, पृ. ६

૫૩. 'मआसिरे रहीमी', भा. १, पृ. २०६

૫૪. 'अक्बरनामा', भा. ३, पृ. ६ તથા 'मिर्आते सिकंदरी', (पृ. ४५२, बड़ोदा)-માં જણાવામાં આવ્યું છે કે સુલતાન મુઝફ્ફરશાહ ખુદ અમલદારો પાસે ગયો.

૫૫. 'मआसिरे रहीमी', भा. २, पृ. २२२

૫૬. एजन, पृ. २३१

૫૭. હાલ એ 'ગૈમનગર' નામથી ઓળખાય છે. એ સાબરમતીના કાંઠે આવેલા ઉસ્માનપુરથી પશ્ચિમે થલતેજના માર્ગ નજીક ઉત્તર બાજુ છે.

૫૮. 'तुज़ुके जहांगीरी', पृ. २१६

૫૯. 'मिर्आते सिकंदरी' पृ. ३७८ (बम्बई)

૬૦. 'अकबरनामा,' पृ. १५३

૬૧. 'तबक़ाते अक्बरी', भा. २, पृ. ३७७; 'मिर्आते सिकंदरी', पृ. ३७९ (बम्बई). બદાયૂની ('मुन्तख़बुत्तवारीख' भा. २, पृ. ३३१) એ સંખ્યા બે હજારની જણાવી છે અને ખાફીખાન ત્રણ હજાર ઘોડેસવાર હોવાનું કહે છે ('मुन्तख़बुल्लुबाब', भा. १, पृ. १८७).

૬૨. 'मआसिरे रहीमी', भा. २, पृ. २३९

૬૩. एजन, पृ. २४१

*

## પરિશિષ્ટ

# ગુજરાતમાં ફિરંગીઓનો પગપેસારો

પંદરમી સદીની છેલ્લી પચીસી પહેલાં હિંદી મહાસાગર થોડાક દરિયાઈ સાહસિકોના ખેડાણ સિવાય પશ્ચિમનાં રાષ્ટ્રો માટે બંધ દરિયા જેવો હતો. યુરોપ અને પૂર્વના દેશો વચ્ચે જમીન માર્ગે થતા વેપારમાં આરબોના અવરોધોથી યુરોપની વેપારી પ્રજાને દક્ષિણ આફ્રિકાના કાંઠે કેપ ઑફ ગુડ હોપ દ્વારા દરિયાઈ માર્ગ શોધવાની જરૂરિયાત જણાઈ. એમાં પોર્ટુગલે અગ્રગણ્ય ભાગ ભજવ્યો.

ફિરંગી[1] સાહસિકો અને વેપારીઓએ ૧૪૯૮માં વાસ્કો ડી ગામાના કાલિકટ બંદરે આવ્યા પછીનાં સત્તર વર્ષોમાં એટલે કે ૧૫૧૫માં મહાન ફિરંગી ગવર્નર આલ્બુકર્કના થયેલા અવસાન સુધીના સમયમાં ઈરાની, અખાતમાં આવેલા નિર્જન ખડકાળ ટાપુ હોરમઝથી માંડી અગ્નિ એશિયામાં આવેલા ગરમ મસાલાના ઉત્પાદક ટાપુઓમાં મલાક્કા સુધી ફિરંગી વેપાર વિસ્તાર્યો અને પોતાની વગ અસરકારક રીતે જમાવી દીધી.

૧૪૯૮ બાદ ફિરંગીઓની સત્તા અરબી સમુદ્રમાં વધતી હોવાથી ઇજિપ્તના વેપારને ભારે નુકસાન થવા લાગ્યું તેથીતેના સુલતાનને ગુજરાત સાથે સહયોગ કરીને ફિરંગીઓને હાંકી કાઢવા પ્રયાસો કર્યા.

વાસ્કો ડી ગામા પછીના ફિરંગી સત્તાધીશોમાં પહેલાં ફિરંગી વાઈસરોય તરીકે આવેલા ડોમ ફ્રાન્સિસ્કો દ અલ્મીડા(૧૫૦૫-૧૫૦૯)એ હિંદના પશ્ચિમ કાંઠા પર મહત્ત્વનાં અને વ્યૂહાત્મક સ્થળોએ થાણાં સ્થાપી, કિલ્લા બાંધવાની નીતિ અપનાવી અને એ માટે જોરદાર પ્રયાસ કર્યા. આ સમયમાં ગુજરાતનું દીવ બંદર આંતરરાષ્ટ્રિય દરિયાઈ વેપાર માટે ઉચ્ચ કોટિનું ગણાતું. ત્યાંના હાકેમ તરીકે મલિક અયાઝ હતો, જે ફિરંગીઓનો કટ્ટર વિરોધી હતો.

ફિરંગીઓની હિંદના કાંઠા પર વધતી જતી પ્રવૃત્તિને દાબી દેવાના પ્રયાસ રૂપે થયેલી ચેવલ બંદર ખાતેની પ્રથમ લડાઈમાં ગુજરાત અને ઇજિપ્તના નૌકા-કાફલાએ વિજય પ્રાપ્ત કર્યો (૧૫૦૮). ઇજિપ્તના છેલ્લા મમ્લૂક સુલતાન કનસવ્હ-અલ-ઘોવરીએ હિંદના કાંઠે ફિરંગીઓ સામે લડવા માટે અમીર હુસેનની

આગેવાની હેઠળ ઇજિપ્તનો શક્તિશાળી નૌકાકાફલો મોકલ્યો. ગુજરાતના નૌકાકાફલાની મલિક અયાઝે આગેવાની લીધી. બંનેએ ભેગા થઈ ફિરંગીઓને મુંબઈની ઉત્તરે આવેલ ચેવલ બંદર નજીક સજ્જડ હાર આપી[2] તેમાં વાઇસરોય આલ્મીડાનો જુવાન પુત્ર લોરેન્ઝો બહાદુરીપૂર્વક લડતાં લડતાં માર્યો ગયો. એ ફિરંગીઓના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ વીર પુરુષ ગણાયો. મિરાતે સિકંદરી મુજબ ઝઘડાખોર 'યુરોપિયનો'એ ગરબડ ઊભી કરી હોવાથી સુલતાન મહમૂદ બેગડાએ આક્રમણ કરવાના હેતુથી ચેવલ તરફ કૂચ કરી અને એ દહાણુ સુધી પહોંચ્યો, પણ માર્ગમાં જ એને મલિક અયાઝે મેળવેલા વિજયના સમાચાર મળતાં એણે ખુશ થઈ મલિક અયાઝને માન-પોશાક ભેટ આપ્યો.[3]

અલ્મીડાએ વેર લેવાના હેતુથી દીવ તરફ પ્રયાણ કર્યું અને માર્ગમાં કાંઠા પરની વસ્તીમાં લૂંટફાટ કરતો અને સિતમ ગુજારતો એ ૧૫૦૯ના આરંભમાં દીવ આવી પહોંચ્યો. ત્યાં ઇજિપ્તના નૌકાકાફલાને હાર આપીને વેરવિખેર કરી મૂકયો, જેથી અમીર હુસનને ઇજિપ્ત તરફ પાછા ફરવાની ફરજ પડી. આ સમયે મલિક અયાઝે ઇજિપ્તના કાફલાને ખાસ સહાય કરી હોવાનું જણાતું નથી. એણે ફિરંગી સાથે સુલેહ કરી તેથી ફિરંગીઓએ વિજય ઊજવ્યો હતો.[4]

આલ્મીડાની જગ્યાએ આલ્ફોન્ઝો દ આલ્બુકર્ક (૧૫૦૯–૧૫૧૫) ગવર્નર તરીકે આવ્યો. એણે મહત્ત્વાકાંક્ષી અને દૂરદર્શી નીતિ અપનાવી ને ફિરંગી સત્તાની જમાવટ કરવાના પ્રયાસોને વેગ આપ્યો. દક્ષિણ હિંદનાં રાજ્યોમાં ફિરંગી લાગવગ અને દરિયાઈ અંકુશ વધી રહેલાં જોઈ મહમૂદ બેગડાએ ફિરંગીઓ સાથે સુલેહ કરવાનું યોગ્ય માન્યું અને વાટાઘાટો કરવા માટે આલ્બુકર્ક પાસે પોતાના પ્રતિનિધિને ૧૫૧૦(સપ્ટેમ્બર)માં કાનાનોર ખાતે મોકલ્યો.[5] એ વખતે આલ્બુકર્કે ગોવા પરનો કાબૂ ગુમાવ્યો હતો. સુલતાનના પ્રતિનિધિએ આલ્બુકર્કને બે પત્ર આપ્યા, તેમાં એક પત્ર ગુજરાતની રાજધાની ચાંપાનેરમાં કેદ પકડાયેલા ફિરંગીઓનો હતો, જેમણે પોતાને છોડાવવા માટે વિનંતી કરી હતી. બીજો પત્ર ફિરંગીઓના ખાસ મિત્ર તરીકે ઓળખાયેલા મલિક ગોપીનો હતો તેમાં એણે ફિરંગી કેદીઓને છોડાવવાની બાબત ચર્ચી હતી અને ગુજરાતના રાજ્યમાં પોતે એમનો સાચો મિત્ર હોઈને સુલતાન તથા આલ્બુકર્ક વચ્ચે સંગઠન  અને મિત્રતા સ્થાપવા બનતું બધું કરી છૂટવા ખાતરી આપી હતી. ફિરંગી વહાણો ગુજરાતનો દરિયાઈ વેપાર ખોરવી નહિ નાખે એવી ખાતરી આપવા એક ફિરંગી એલચીને ભેટસોગાદો સાથે સુલતાન પાસે મોકલવા માગણી કરી હતી.[6]

આલ્બુકર્કે આ પત્રનો ઉત્તર પાઠવતાં જણાવ્યું કે પોતે ગોવા જીતવાની તૈયારીમાં હોવાથી એ જીત્યા પછી મિત્રતાના કરાર માટેની શરતો જણાવશે. એ પછી એણે બિજાપુરના સુલતાન પાસેથી ગોવા જીતી લીધું (નવેમ્બર, ૧૫૧૦). ગોવાના પતનથી એ સમયનં હિંદનાં રાજ્યોમાં ફિરંગીઓનાં માન અને પ્રતિષ્ઠા વધ્યાં. મહમૂદ બેગડાને પણ હવે ઇજિપ્ત સાથેના સંબંધોથી કંઈ ફાયદો થશે નહિ એમ ખાતરી થઈ ગઈ હતી. એણે ફિરંગી કેદીઓને છોડી મૂકયા. ઇજિપ્તના સુલતાને પણ ગોવાના પતનના સમાચાર જાણી સુએઝમાં બંધાતાં વહાણોનું બાંધકામ બંધ કરી દેવાનો હુકમ કર્યો. આમ હિંદી મહાસાગરમાં ફિરંગીઓનો મુકાબલો કરવા સર્જાયેલ મુસ્લિમ રાજ્યોનો સંઘ થોડા સમય માટે અસરકારક રીતે તૂટી પડયો.[૭]

આ સમયે પોર્ટુગલે પૂર્વના દેશોમાં પોતાની સત્તા કેવી રીતે સ્થાપીને દૃઢ બનાવવી એની રપષ્ટ નીતિ નક્કી કરી લીધી હતી. એ અનુસાર એડન-હોરમઝને ગોવા સુધી સાંકળનાર મહત્ત્વના મધ્યવર્તી કેન્દ્ર તરીકે દીવનું સ્થાન અનિવાર્યપણે ઉપયોગી જણાયું, આથી દીવને કબજે કરી ત્યાં ફિરંગી સત્તાની જમાવટ કર્યા વગર અને એમ કરવા ગુજરાતના સુલતાન સાથે સમજૂતી કર્યા વગર તથા સારા સંબંધો રાખ્યા વગર ચાલે એમ ન હતું.

મહમૂદ બેગડાના અવસાન પછી સુલતાન તરીકે મુઝફ્ફર ૨ જો (૧૫૧૧-૧૫૨૬) ગાદીએ આવ્યો. એના સમયમાં ફિરંગી રાજદૂતોની સુલતાનના દરબારમાં અને સુલતાનના પ્રતિનિધિઓની ફિરંગી ગવર્નર પાસે અવરજવર વધવા પામી અને રાજકીય સંબંધ વિકસતા ગયા.

આલ્બુકર્કે ૧૫૧૨માં ગોવામાં પોતાની સત્તા દૃઢ કર્યા પછી પોર્ટુગલના રાજાની ઇચ્છા પ્રમાણે ગુજરાતી બંદરો માટે સુલતાનના દરબારમાં ટ્રીસ્ટાઓ ડેગાને પોતાના પ્રતિનિધિ તરીકે વાટાઘાટો કરવા ભેટસોગાદો સાથે મોકલ્યો (ડિસેમ્બર ૧૫૧૨). આલ્બુકર્કે દીવમાં કિલ્લો બાંધવા દેવા માટે પરવાનગી આપવા મુખ્ય માગણી કરી હતી. ગુજરાતનો બધો દરિયાઈ વેપાર ફિરંગીઓ દ્વારા ગોવા મારફતે કરવાની તથા તુર્કો કે ઇજિપ્તના લોકોને વેપાર માટે ગુજરાતમાં આવવા ન દેવાની મહત્ત્વની શરતો મૂકી હતી. ટ્રીસ્ટાઓ ડેગાએ એની સુલતાન સાથેની મુલાકાતનો અહેવાલ આલ્બુકર્કને રૂબરૂમાં ચેવલ બંદર ખાતે આપ્યો, જ્યાં આલ્બુકર્ક એડનથી ગોવા પાછા ફરતાં રોકાયો હતો. એ ચેવલ આવતાં અગાઉ દીવ પહોંચ્યો હતો ને ત્યાં મલિક અયાઝને મળ્યો હતો. (સપ્ટેમ્બર, ૧૫૧૩). મલિક અયાઝે આલ્બુકર્કનું વિવેકપૂર્વક સ્વાગત કર્યું

હતું. ટ્રીસ્ટાઓએ આપેલા અહેવાલ મુજબ સુલતાને દીવમાં કિલ્લો બાંધવા દેવાની વિનંતીને ફગાવી દીધી હતી, પણ વધુ વાતચીત થતાં ગુજરાતના દરિયાકાંઠે આવેલા કેટલાક ટાપુઓમાંથી કોઈ પર કિલ્લો બાંધી વસવાટ કરવા માટે પરવાનગી આપવાની તૈયારી બતાવી હતી, પણ ડેગાએ આલ્બુકર્કની રજા વગર એ કબૂલ કરવાની ના પાડી હતી. સુલતાને તુર્કોને કે ઇજિપ્તના લોકોને ગુજરાતમાં નહિ પ્રવેશવા દેવાની માગણીને માન્ય રાખી હતી. ડેગાએ કહ્યા મુજબ મલિક ગોપી પાસેથી એને એવું જાણવા મળ્યું હતું કે દીવમાં ફિરંગીઓના પગપેસારાની વિરુદ્ધમાં મુખ્ય મલિક અયાઝ જ હતો.૮

સુલતાન મુઝફ્ફરના સમયમાં સુરતનો હાકેમ મલિક ગોપી અને દીવનો ગવર્નર તથા ગુજરાત રાજ્યનો નૌકાધિપતિ મલિક અયાઝ શક્તિશાળી સરદારો હતા. ફિરંગીઓ સાથે મલિક ગોપીએ કરેલો પત્રવ્યવહાર દર્શાવે છે કે એ ફિરંગીઓનો પક્ષપાતી અને મિત્ર હતો. મલિક અયાઝની નીતિ ફિરંગી વિરોધી હતી એ સ્પષ્ટ છે. આ બંને એકબીજાના પ્રતિસ્પર્ધી અને સમોવડિયા હોવાના કારણે તેઓ ફિરંગીઓના પ્રશ્નમાં એકબીજાથી જુદા પડેલા જણાય છે. મલિક અયાઝની રાષ્ટ્રપ્રેમી નીતિ હોવા છતાં એણે આલ્બુકર્કનું સ્વાગત ઉમદા રીતે કર્યું હતું એ એની મુત્સદ્દીગીરી બતાવે છે.

આલ્બુકર્કે દીવ છોડતી વખતે ત્યાં મલિક અયાઝની સંમતિથી ફેરનાઓ માર્ટિન્ઝ એવેન્ગેલ્હો નામના ફિરંગી અમલદારને માલ ભરેલા એક વહાણ સાથે ત્યાં રાખ્યો હતો. એનું મુખ્ય કામ રાજકીય સમાચારો મોકલવાનું હતું. આલ્બુકર્કને ટ્રીસ્ટાઓ ડેગા તરફથી અને એની સાથે આવેલા ગુજરાતના રાજદૂત તરફથી જણાયું કે ફિરંગીઓને દીવમાં કિલ્લો બાંધવા દેવાની વિરુદ્ધમાં મલિક અયાઝ છે, જ્યારે મલિક ગોપીનું વલણ મૈત્રી-ભાવનું છે.

દીવમાં રહેલા માર્ટિન્ઝ એવેન્ગેલ્હોએ આલ્બુકર્કને ચોંકાવનાર રાજકીય સમાચાર મોકલાવ્યા. એમાં કેરોના કાજીએ ગુજરાતના અને વિજાપુરના રાજાઓને કિંમતી ભેટસોગાદ મોકલાવી ખ્રિસ્તીઓ (ફિરંગીઓ) સામે યુદ્ધ કરવા આશીર્વાદ પાઠવ્યાના, એડનના રાજાએ ફિરંગીઓ દીવ પર હલ્લો કરવાના છે એવું જણાવી દીવમાં રહેતી એની પ્રજાને ત્યાંથી વહેલી તકે પાછી બોલાવી લેવાના અને મલિક અયાઝ દીવની બાબતમાં રૂબરૂ ચર્ચા કરવાના હેતુથી મોટી ભેટસોગાદો સાથે ગુજરાતના સુલતાનની મુલાકાતે ગયાના સમાચારનો સમાવેશ થતો હતો; એથી આલ્બુકર્કે દીવમાં કિલ્લો બાંધવાની માગણી પર ભાર આપવા સુલતાન પાસે રજૂઆત કરવા એક ભપકામય પ્રતિનિધિમંડળ મોકલવાનું નક્કી

કર્યું અને ૧૫૧૪ માં ડીઓગો ફર્નાન્ડીઝ બેજા અને જેમ્સ ટેકસીરાને એલચીઓ તરીકે સુલતાન સાથે વાટાઘાટો કરવા મોકલ્યા. આ પ્રતિનિધિમંડળે ૧૫૧૪ માં સુરતમાં મલિક ગોપીને ત્યાં ઉતારો પામી અમદાવાદ સુધી કરેલા પ્રવાસનું, મલિક ગોપીની ચાંપાનેરમાં થયેલી મુલાકાતનું, અમદાવાદમાં સુલતાન મુઝફ્ફરે એને આપેલી શાહી મુલાકાતનું તથા ગુજરાતના વજીર ખુદાવંદખાન સાથેની રાજકીય વાતચીતો વગેરેનું વર્ણન આલ્બુકર્કની *Commenteries*(ટિપ્પણીઓ)માં જોવા મળે છે.[૯]

સુલતાને એલચીમંડળને કિલ્લો બાંધવા માટે જમીન આપવા ભરૂચ, સુરત માહીમ, ડુમસ અથવા તો બાકર વિકલ્પરૂપે સૂચવ્યાં, પણ દીવ સિવાય બીજા કોઈ સ્થળ માટે કંઈ પણ કબૂલ કરવાની પોતાને સત્તા નથી એવું ફર્નાન્ડીઝે જણાવેલું. સુલતાને દીવ અંગે આપેલો મક્કમ જવાબ તથા સુલતાને પોર્ટુગલના રાજા માટે આપેલી ગેંડાની ભેટ લઈ પ્રતિનિધિમંડળ પાછું ફર્યું.

ફિરંગી એલચીમંડળ ૧૫૧૪ના સપ્ટેમ્બરમાં ગોવા પાછું ફર્યું ને આલ્બુકર્કને જણાવ્યું કે દીવમાં કિલ્લો બાંધવા માટે સુલતાન રાજી નથી. એની પાછળનું કારણ દર્શાવતાં કહ્યું કે મલિક અયાઝે લાંચરુશવતથી સુલતાનની માનીતી બેગમ બીબી રાણીને પોતાના પક્ષે લીધી છે અને એનું જ ખાસ ચલણ છે.[૧૦] ૧૫૧૫ માં આલ્બુકર્કને પોર્ટુગલના રાજાએ પાછો બોલાવી લીધો. આલ્બુકર્કની જગ્યાએ લોપો સોર્સને ગવર્નર તરીકે મોકલ્યો, પણ ૧૫૧૮ માં ડીઓગો લોપ્સ દ સીક્વીએરાને ખાસ હુકમ આપી મોકલવામાં આવ્યો કે તારે દીવમાં કિલ્લો બાંધવો. દીવમાં જ્યાં સુધી મુસ્લિમ સત્તા હશે ત્યાં સુધી તુર્કોનો પગપેસારો હિંદમાં રહેશે એવી પોર્ટુગલમાં પ્રબળ માન્યતા હતી. વળી આ સમયે મલાક્કા અને પૂર્વના દેશો સાથે ગુજરાતના છીંટ કાપડનો મોટો વેપાર ચાલતો હતો તેથી દીવનું મહત્ત્વ પોર્ટુગલને ઘણું હતું.

ગવર્નર ડીઓગો ૧૫૨૦ના અંતમાં હોરમઝથી હિંદ પાછો ફરતાં દીવ પર હુમલો કરવાના ઇરાદાથી દીવ આવ્યો. ત્યાં મલિક અયાઝે એનું માનપૂર્વક સ્વાગત કરી ઘણી હોશિયારીથી દીવની સંરક્ષણ-વ્યવસ્થાનો પરિચય કરાવ્યો. એ જોઈને ડીઓગો કંઈ પણ કર્યા વગર ગોવા જતો રહ્યો. એની સાથેની વાતચીત પરથી મલિક અયાઝને ફિરંગીઓ તરફથી દીવ પર આવનાર ભયની ગંધ આવી ગઈ હતી, એથી એણે દીવની સંરક્ષણ-વ્યવસ્થા વધુ સંગીન બનાવી લીધી. ડીઓગો લડવાના ઇરાદાથી મોટા જહાજી કાફલા સાથે ફરીથી દીવ આવ્યો (ફેબ્રુઆરી ૯, ૧૫૨૧) પણ મલિક અયાઝની સાવધતા જોઈ એ હોરમઝ તરફ જતો રહ્યો.

દીવ મેળવવામાં હતાશ થયેલા ડીએગોએ છ મહિના બાદ દીવ પર હુમલો કરવાનો પ્રયાસ કર્યો. એનો હેતુ દીવથી લગભગ ૨૦ માઈલ દૂર દરિયાકાંઠે આવેલ મુઝફ્ફરાબાદ (હાલનું જાફરાબાદ) જીતી લઈ ત્યાં કિલ્લો બાંધવાનો પણ હતો, પણ મલિક અયાઝના નૌકા-સેનાની આગા મુહમ્મદે એના હેતુઓ સફળ થવા દીધા નહિ. ડીએગોના ઇરાદાઓની જાણ મલિક અયાઝને એના જાસૂસો દ્વારા થઈ જતી હતી, તેથી એ ફાવતો ન હતો.

એવામાં મલિક અયાઝનું અવસાન થતાં (૧૫૨૨) ફિરંગીઓના માર્ગમાં જે મોટો અવરોધ હતો તે દૂર થઈ ગયો ને પરિસ્થિતિ પરિવર્તનશીલ બની. એના અવસાનથી ફિરંગીઓ અને ગુજરાત વચ્ચેના સંઘર્ષનો પ્રથમ તબક્કો પૂરો થયો.

ગુજરાતમાં મુઝફ્ફર પછી બહાદુરશાહ સુલતાન થયો (ઈ.સ. ૧૫૨૬-૧૫૩૭). ફિરંગીઓએ દીવમાં કિલ્લો બાંધવાનું ઝંખેલું કાર્ય એના સમયમાં ફળીભૂત બની શક્યું. એનું શ્રેય ફિરંગી ગવર્નર નુનો દ કુન્હા (૧૫૨૯-૧૫૩૮)ને ફાળે જાય છે. એના હિંદ આવતાં અગાઉ ગુજરાતનાં બંદર મલિક અયાઝના પુત્ર મલિક તુઘાન અને એના પછી મુસ્તફા રૂમીખાનના વર્ચસ હેઠળ સલામત રહી શક્યાં હતાં.

નુનોને દીવ કબજે કરવાની સ્પષ્ટ સૂચનાઓ હતી, આથી એણે ૧૫૨૯ માં આવતાંમાં જ ખંભાત, સુરત-રાંદેર અને દમણનાં બંદરો પર હુમલા કરાવી, આગ ચંપાવીને, લોકોની ઘાતકી કતલ કરાવી આ સ્થળોની નજીકની પ્રજામાં ફિરંગીઓની નામના એક ત્રાસ વર્તાવનાર પ્રજા તરીકે ફેલાવી.[૧૧] એણે ગોવાથી પ્રયાણ કરી (જાન્યુઆરી ૬, ૧૫૩૧), મુંબઈ થઈ, દમણ પહોંચી એ કબજે કર્યું. દમણમાંથી જ એણે સુલતાન બહાદુરશાહ સામે પ્રથમ વાર પોર્ટુગલના રાજાના નામે લડાઈ જાહેર કરી[૧૨] અને દીવ પાસે આવેલા શિયાળ બેટ પાસે મુકામ કર્યો (ફેબ્રુઆરી ૭, ૧૫૩૧). ત્યાં એણે બેટ પરની તમામ વસ્તીને રહેંસી નાખી ભયંકર હત્યાકાંડ સર્જ્યો, આથી એ બેટને "મૃત્યુના બેટ" (The Isle of the Dead) તરીકે ફિરંગી નકશા અને તવારીખોમાં સ્થાન મળેલું છે.

નુનોનો કાફલો દીવ આવી પહોંચ્યો (ફેબ્રુઆરી ૧૬, ૧૫૩૧) એ અગાઉ દીવના ગવર્નર મલિક તુઘાને સંરક્ષણ માટેની ભારે તૈયારી કરી લીધી હતી. વળી આ કટોકટીના પ્રસંગે યમનના અમીર તરફથી મુસ્તફા બિન બહરામ, જે પાછળથી ગુજરાતના ઇતિહાસમાં 'રૂમીખાન' નામે પ્રસિદ્ધ થયો, તે ૬૦૦ તુર્કો અને ૧૩૦૦ અરબોને લઈને મદદે આવી પહોંચ્યો; જે યુદ્ધ થયું તેમાં ફિરંગી-

એને નિષ્ફળતા મળી (ફેબ્રુઆરી ૧૬) અને નુનોએ બેચેની અને ક્રોધ સાથે વિદાય લીધી. ફિરંગીઓના પરાજયથી અને મુસ્તફાના વિજયથી ખુશ થયેલા સુલતાન બહાદુરશાહે મુસ્તફાને 'રૂમીખાન'નો ખિતાબ આપ્યો અને ભરૂચની જાગીર અને બીજી જગ્યાઓ બક્ષિસ આપી. નિષ્ફળતા વરેલા નુનોએ પોતાનો ક્રોધાગ્નિ ઠંડો પાડવા મહુવા ઘોઘા વલસાડ તારાપુર માહિમ કેલ્વા અને અગાશી બંદરો પર હલ્લા કરી એ તારાજ કરાવ્યાં. એના જેવી ત્રાસદાયક નીતિ અપનાવવાનું અનુકરણ પંદર વર્ષ બાદ આવેલ ફિરંગી ગવર્નર જોઆઓ ડી કાસ્ટ્રોએ કર્યું હતું.

આ સમયે વસઈની આજુબાજુના પ્રદેશમાં જહાજોના બાંધકામમાં વપરાતું સાગ ખૂબ પ્રમાણમાં મળી રહેતું, તેથી નુનોએ વસઈનો કિલ્લો જીતી લઈ (૧૫૩૪) ત્યાં રહેલા બહાદુરશાહના લશ્કરને નાસી જવા ફરજ પાડી. એ પછી એણે થાણા બાંદરા માહીમ મુંબઈ વગેરે ગામો ફિરંગી સત્તા હેઠળ આણ્યાં.[૧૩]

દીવ પર ચડાઈ કરવાના પ્રયાસોમાં પોતાને નિષ્ફળતા મળતી છતાં એ નુનો રાજદ્વારી પદ્ધતિઓ દ્વારા પોતાનું ધ્યેય હાંસલ કરવા પ્રયત્નશીલ રહેતો હતો. એણે બહાદુરશાહ સાથે વાટાઘાટો કરવા સીમાઓ ફેરીરાને એલચી તરીકે અને જોઆઓ દ સાન્ટિઆગોને એના દુભાષિયા તરીકે મોકલ્યા. સાન્ટિઆગો સિદ્ધાંતહીન પ્રકૃતિનો હોઈ એ બહાદુરશાહની કૃપા પ્રાપ્ત કરી, 'ફિરંગીખાન'નો ખિતાબ મેળવી સુલતાનની નોકરીમાં રહી ગયો, છતાં સીમાઓ ફેરીરા સુલતાન અને નુનો વચ્ચેની મુલાકાત ગોઠવવામાં સફળ થયો. એ મુજબ નુનો મુલાકાત માટે દીવ આવ્યો (ઑક્ટોબર, ૧૫૩૩) પણ બહાદુરશાહનું મન પલટાઈ જતાં એને મુલાકાત આપી નહિ, જેથી નુનોને ખાલી હાથે પાછા ફરવું પડ્યું.

આ વખતે ગુજરાત પર એક આફત આવી પડી. મુઘલ સમ્રાટ હુમાયૂંના બંડખોર સાળા મુહમ્મદ ઝમાન મીરઝાને બહાદુરશાહે રાજ્યાશ્રય આપેલો (૧૫૩૩) અને પાણીપતના યુદ્ધ પછી આવેલા અફઘાન અમીરો વગેરેને પણ આશ્રય આપ્યો હતો, આ કારણે હુમાયૂંએ બહાદુરશાહ સાથે સમાધાન માટે વાટાઘાટો ચલાવી, પણ એમ કરવામાં નિષ્ફળતા મળતાં, હુમાયૂંએ ગુજરાત પર ચડાઈ કરી બહાદુરશાહને ભારે મૂંઝવણમાં મૂકી દીધો. બીજી બાજુએ ફિરંગીઓ તરફથી દીવ લેવા માટેનું દબાણ સતત ચાલુ હતું. આ સંજોગોમાં બહાદુરશાહે ફિરંગી સત્તા સાથે કરેલા ઐતિહાસિક કરારોમાં પ્રથમ કરાર વસઈનું મહત્ત્વનું બંદર એની આજુબાજુના પ્રદેશ સાથે સોંપી દેવા અંગે કર્યો (ડિસેમ્બર, ૧૫૩૪).[૧૪] એનાથી ગુજરાતના જળવિસ્તારમાં અને ગુજરાત રાજ્યમાં ફિરંગીઓનો પગ દૃઢ રીતે પ્રથમ વાર જામ્યો. ગુજરાતનો વેપાર એમના અંકુશને આધીન બન્યો.

કરાર થવાના સમયે હુમાયૂં સૌરાષ્ટ્ર અને ગુજરાતના પશ્ચિમ તરફના થોડા ભાગ સિવાય બહાદુરશાહના આખા રાજ્યનો માલિક બની ચૂકયો હતો. એણે ચાંપાનેર–પાવાગઢ જીતી લઈ (ઑગસ્ટ, ૧૫૩૫) સુલતાનને ભાગેડુ સ્થિતિમાં મૂકી દીધો હતો, જેથી એ દીવ આવ્યો અને ફિરંગીઓની મદદ માટે આતુર બન્યો. સુલતાને નુનોને મદદ માટે કહેવાડયું. નુનો તરફથી વળતો સંદેશો આવવામાં વાર લાગતાં અધીરા બનેલા બહાદુરશાહે તુર્કીના સુલતાન પાસે મદદ મેળવવા પોતાના એલચીને ઇજિપ્ત મોકલી આપ્યો (સપ્ટેમ્બર, ૧૫૩૫), પણ એ પછી તુરત જ નુનોના પ્રતિનિધિઓ દીવમાં આવી પહોંચ્યા (સપ્ટેમ્બર ૨૧, ૧૫૩૫) અને વાટાઘાટો કરી શરતો નક્કી કરી, પરિણામે સુલતાને ફિરંગીઓ સાથે બીજો અતિહાસિક કરાર કર્યો (ઑકટોબર ૨૫, ૧૫૩૫).

આ કરાર મુજબ ગવર્નર નુનોએ જમીનમાર્ગે અને દરિયાઈ માર્ગે બહાદુરશાહને દુશ્મનોથી રક્ષણ આપવા કબૂલાત આપી; બદલામાં ફિરંગીઓને દીવમાં કિલ્લો બાંધવા દેવાની પરવાનગી સુલતાને આપી. દીવ બંદરની જકાતી તથા મહેસૂલી આવક સુલતાન હસ્તક રહેવા દેવામાં આવી. આ કરારમાં વસઈ અંગે અગાઉ થયેલા કરારને સમર્થન આપવામાં આવ્યું. બંને પક્ષોએ એકબીજાની ધાર્મિક બાબતોમાં હસ્તક્ષેપ નહિ કરવા માટે સ્વીકાર્યું.[૧૫] આમ જે મેળવવા માટે ફિરંગીઓને પચીસ વર્ષથી રાજનૈતિક અને યુદ્ધકીય ક્ષેત્રે સતત ઝૂમવું પડયું તે બહાદુરશાહની હતાશા અને નિઃસહાયભરી સ્થિતિને લીધે સહજમાં મળી ગયું.

આ કરાર પછી તરત જ ફિરંગીઓએ બીજી કોઈ અણધારી મુશ્કેલી આવી પડે એ પહેલાં અસાધારણ ઝડપ કરી ફક્ત પાંચ જ મહિનામાં દીવમાં કિલ્લો બાંધી દીધો (માર્ચ ૧૫૩૬).[૧૬] પરંતુ બહાદુરશાહને ફિરંગીઓ તરફથી ધારેલી મદદ મળી નહિ. દીર્ઘદૃષ્ટિવાળા નુનોએ જોઈ લીધું કે ફિરંગીઓની તમામ તાકાત કામે લગાડવામાં આવે તોપણ મુઘલોને ગુજરાતમાંથી હાંકી કાઢવાનું મુશ્કેલ છે અને જો મુઘલોને ગુજરાતમાંથી હાંકી કાઢવામાં આવે તો બહાદુરશાહ ફિરંગીઓની મદદ પર આધાર નહિ રાખતાં એમને દીવમાંથી જ હાંકી કાઢવાની પેરવી કરે, એથી એણે ફક્ત નામની મદદ મોકલી.



એવામાં જ બહાદુરશાહનો પીછો કરવા માટે કૂચ કરી રહેલા હુમાયૂંને ધંધુકા આગળ આગ્રાથી સંદેશો મળ્યો, જેમાં એને તરત જ પાછો બોલાવવામાં આવ્યો હતો, તેથી હુમાયૂંએ તુરત જ ગુજરાત છોડયું. એ પછી બહાદુરશાહે અમીરો વગેરેના સબળ ટેકાથી મુઘલોને ગુજરાતમાંથી હાંકી કાઢયા ને

અમદાવાદ કબજે કર્યું. ગુજરાત પર ફરીથી સત્તા જમાવ્યા બાદ સુલતાન બહાદુરશાહને ફિરંગીઓ સાથે વસઈ અને દીવ બાબતમાં કરેલા કરારો બદલ ભારે પસ્તાવો થવા લાગ્યો. ફિરંગીઓ તરફથી નામની જ મદદ મળી હતી. વળી દીવના કિલ્લાની ફિરંગી ટુકડીઓ અને દીવના લોકો વચ્ચે સતત ઘર્ષણ થયા કરતું, આથી સુલતાને કિલ્લા અને શહેર વચ્ચે દીવાલ કરવા માટે દરખાસ્ત કરેલી, પણ એનો ફિરંગીઓએ અસ્વીકાર કર્યો હતો. તેઓએ એટલી હદે આપખુદી બતાવી કે સુલતાનનાં પોતાનાં જહાજોને દીવ બંદર છોડવાની પરવાનગી અપાતી નહિ. આ બધાં કારણોથી બહાદુરશાહ બેચેન હતો.

આ સ્થિતિમાં એ ચાંપાનેરથી દીવ આવ્યો (૧૫૩૬ના અંતમાં). એ કયા સ્પષ્ટ હેતુથી આવ્યો હતો એ કહેવું મુશ્કેલ છે, પણ ફિરંગી ઇતિહાસ-નોંધકોના આલેખન પરથી જણાય છે કે બહાદુરશાહની હત્યા કરવાનો કે એને પકડી લેવાનો વિચાર ફિરંગીઓના મનમાં અગાઉથી રમતો હતો. કેટલાક સમયથી બંને પક્ષે જે તંગદીલી ઊભી થઈ હતી તેનાથી વાતાવરણ ગંભીર અને સ્ફોટક બનેલું હતું. બહાદુરશાહે દીવ આવી કિલ્લાની અવારનવાર મુલાકાતો લીધી ને સમાધાનકારી વલણ પણ બતાવ્યું હતું. વળી દારૂ અને ભાંગના નશામાં ફિરંગીઓ વિરુદ્ધ એ જે બકવાટ કરતો તેની વાતો ફિરંગીઓ પાસે પહોંચી જતી તેથી ફિરંગીઓ ભયભીત રહેતા.

બહાદુરશાહના નિમંત્રણથી જ ગવર્નર નુનો એને મળવા મોટા કાફલા સાથે આવ્યો (જાન્યુઆરી, ૧૫૩૭). વહેમ અને શંકાઓથી ભરેલા વાતાવરણમાં બહાદુરશાહે ઓચિંતી જ નુનોની મુલાકાત લીધી. એ માટે એ દરિયાકાંઠાથી દૂર લાંગરેલા નુનોના જહાજ પર ગયો. પોતે ત્યાં કસમયે અને ખોટી રીતે ગયાનું ભાન થતાં એ પાછો ફર્યો, પણ ગવર્નરનો સંદેશો કહેવાના ઇરાદાથી કેટલાક ફિરંગીઓ એની પાછળ આવી પહોંચતાં જે ધાંધલ થયું તેમાંથી છટકવા બહાદુર-શાહે દરિયામાં ઝંપલાવ્યું. દરિયામાં થયેલી ઝપાઝપીમાં એ માર્યો ગયો (ફેબ્રુઆરી ૧૩, ૧૫૩૭).[૧૭]

બહાદુરશાહના આવા આકસ્મિક અને કૌતુકભર્યા મરણના રાજકીય અને સાંસ્કૃતિક પ્રત્યાઘાત પડ્યા. ગુજરાતની સલ્તનત પડતીના પંથે હતી તેમાં વિખવાદ અને વિસંવાદ ઊભા થયા. ગવર્નર નુનોએ તક ઝડપી લઈ દીવ પર કબજો જમાવી દીધો અને કુનેહપૂર્વક ત્યાંની પ્રજાને શાંત પાડી વ્યવસ્થાતંત્ર ગોઠવી દીધું.

ગુજરાતના દરિયાઈ વેપાર અને વહાણવટા પર ફિરંગીઓનો અસરકારક અંકુશ સ્થાપિત થયો. જેના કારણે બહાદુરશાહે હુમાયૂં સાથે લડાઈ કરી હતી તે મુહમ્મદ ઝમાન મીરઝાએ અપુત્ર સુલતાનની સલ્તનતનો વારસ થવા ગેરમાર્ગ અપનાવ્યા. એમાં ફિરંગીઓનો નૈતિક ટેકો મેળવવા એમની સાથે કરાર કરીને (માર્ચ ૨૭, ૧૫૩૭) મૅંગ્લોર (માંગરોળ-સોરઠ), દમણ તથા સૌરાષ્ટ્રના દરિયાકિનારે અઢી કોશ પહોળો ભૂમિભાગ[૧૮] આપવાનું પણ સ્વીકાર્યું ને મોટી રકમની લાંચ આપી, પણ બહાદુરશાહ-તરફી વફાદાર અમીરોએ મીરઝાને ફાવવા દીધો નહિ. ગુજરાતના સુલતાન તરીકે બહાદુરશાહનો ભત્રીજો 'મહમૂદ ૩ જા' તરીકે ગાદીએ આવ્યો.

બહાદુરશાહના મરણ પછી ફિરંગીઓની તાકાત ભૂમધ્ય સમુદ્ર, રાતા સમુદ્ર અને હિંદી મહાસાગરમાં વધવા પામી હતી એનાથી એશિયાની મોટી મુસ્લિમ સત્તાઓ ચોંકી ઊઠી હતી અને એક થવા જાગ્રત બની હતી. ફિરંગીઓ સાથેનું એમનું ઘર્ષણ અનિવાર્ય બન્યું હતું.

ફિરંગીઓને દીવ અને ગુજરાતના જળવિસ્તારમાંથી હાંકી કાઢવા સુલતાન મહમૂદ ૩ જાના સમયમાં ૧૫૩૮ અને ૧૫૪૬ માં એમ બે ભારે પ્રયાસ થયા. આ યુદ્ધનાં વર્ણન ફિરંગી ઇતિહાસ-નોંધકોએ અને હાજી ઉદ્ દબીર-કૃત 'ગુજરાતના અરબી ઇતિહાસ'માં આપેલાં છે, ફારસી આધારોએ આ વિશે મૌન સેવેલું છે.

બહાદુરશાહે ફિરંગીઓ સાથે દીવ અંગે કરાર કરતાં અગાઉ તુર્કીના સુલતાન પાસે મદદ માગવા પોતાના એલચીને રવાના કર્યો હતો એ આગળ કહેવાઈ ગયું છે. સુલેમાન પાશાની આગેવાની હેઠળ મોટો તુર્કી નૌકાકાફલો દીવ આવી પહોંચ્યો (સપ્ટેમ્બર ૪, ૧૫૩૮). ગુજરાત અને તુર્કીના નૌકાકાફલા ફિરંગીઓ સાથે લડયા, પણ ગવર્નર નુનોના કાર્યદક્ષ સંચાલન સામે તેઓ ફાવ્યા નહિ અને હારી ગયા. તુર્કી અને ગુજરાતીઓ વચ્ચે યુદ્ધ-સંચાલનની બાબતમાં સુમેળ ન હતો, તેથી એ એમની હારનું મુખ્ય કારણ બન્યું. ગુજરાતીઓમાં પણ મૂળ ગુજરાતી મુસ્લિમો અને પરદેશી મુસ્લિમો (તુર્કો, સીદી જેવા) વચ્ચે કુસંપ હતો. ફિરંગીઓની જીતના સમાચાર આખા યુરોપમાં પ્રસરી ગયા ને પોર્ટુગલના રાજાને અભિનંદન મળ્યાં.[૧૯]

આ સમયે ગવર્નર નુનો દ કુન્હાની જગ્યાએ વાઇસરૉય તરીકે ગાર્સિયા ડી નોરોન્હા આવ્યો (સપ્ટેમ્બર ૧૧, ૧૫૩૮) અને એણે સુલતાન મહમૂદ સાથે વાટાઘાટો ચલાવી સુલેહ-કરાર કર્યો (ફેબ્રુઆરી ૨૫, ૧૫૩૯).[૨૦] એ અનુસાર દીવ શહેર અને કિલ્લાની વચ્ચે ૬ ફૂટ ઊંચી દીવાલ બાંધવાની સુલતાનને

પરવાનગી આપવામાં આવી. દીવ અને ઘોઘાની જકાતી આવક તથા દીવનાં ખેતરોની મહેસૂલી ઊપજ ભેગાં કરી એનો ત્રીજો ભાગ ફિરંગીઓને આપવાનું અને બાકીનો ભાગ સુલતાન પાસે રહેવા દેવાનું તથા લડાઈ દરમ્યાન દીવમાં તૂટી પડેલાં બાંધકામ ફરીથી નહિ કરવાનું કબૂલવામાં આવ્યું. આમ છતાં ફિરંગીઓ અને દીવની પ્રજા વચ્ચે સંબંધો સુધર્યા નહિ અને કડવાશ તથા વેરની લાગણી ચાલુ રહ્યાં.

દીવમાંથી ફિરંગીઓને હાંકી કાઢવાનો બીજો પ્રયાસ ગુજરાતે અન્યની મદદ લીધા વિના ૧૫૪૬ માં કર્યો. આ લડાઈ ભૂમિમાર્ગે થઈ હતી. દીવનો ઘેરો ઘણા મહિના ચાલ્યો અને એ દરમ્યાન બનેલા બનાવ ૧૫૩૮ ના બનાવો કરતાં વધુ મહત્ત્વના તથા યાદગાર નીવડ્યા. એ વખતે સુલતાન મહમૂદના દરબારમાં અમીરોમાં બે હરીફ જૂથ હતાં : સ્થાનિક અથવા ગુજરાતી અમીરોના નેતા તરીકે વજીર અફઝલખાન બિંબાણી હતો, જ્યારે પરદેશી તુર્કી–સીદીઓ-ના જૂથના નેતા તરીકે ખ્વાજા સફર સલ્માની હતો. એને 'ખુદાવંદખાન'નો ખિતાબ અપાયો હતો. પરદેશી અમીરોના હસ્તક વિશાળ જાગીરો અને મહત્ત્વનાં લશ્કર હતાં. સુલતાન મહમૂદ ૩ જો બિન-લડાયક વૃત્તિનો અને અપરિપક્વ બુદ્ધિનો હતો, એથી ખ્વાજા સફર સલ્માની ફિરંગીઓ સામે ભૂતકાળના વેરનો બદલો લેવા માટે જાય એ માટે વજીર અફઝલખાને એને ચડાવ્યો, આથી ખ્વાજાને દીવમાં કિલ્લા પર આક્રમણ કરવાનો હુકમ આપવામાં આવ્યો. પોર્ટુગીઝ હિંદના ગવર્નર તરીકે આ સમયે ડોમ જોઆઓ ડી કાસ્ટ્રો (૧૫૪૫-૧૫૪૮) હતો. ખ્વાજા સફરે દીવના કિલ્લાને જે ઘેરો ઘાલ્યો તે આઠ મહિના (એપ્રિલથી નવેમ્બર, ૧૫૪૬) ચાલ્યો. એ દરમ્યાન કેટલાક અગત્યના બનાવ બન્યા : કાસ્ટ્રોના પુત્ર ડોમ ફરનાન્ડોની વીરતા ને પાછળથી એનું માર્યા જવું, કિલ્લામાંની ફિરંગી સ્ત્રીઓની બહાદુરી, ખ્વાજા સફર અને સીદી સેનાપતિ બીલાલ જુઝારખાનનું માર્યા જવું, ગવર્નર કાસ્ટ્રોએ ભારે લશ્કરી તૈયારી સાથે દીવ પહોંચી કરેલું લડાઈનું સંચાલન અને આખરે મેળવેલી જીત (નવેમ્બર ૧૧) વગેરે બનાવો નોંધપાત્ર છે. ગુજરાતની હાર માટે મુસ્લિમ લશ્કરમાં એકતાની ખામી અને બે હરીફ અમીર-જૂથો વચ્ચેની ખેંચતાણ જવાબદાર હતાં.

આ યુદ્ધનાં પરિણામ પણ અસરકારક નીવડ્યાં. વિજય મેળવ્યા બાદ કાસ્ટ્રોએ દીવને લૂંટવા હુકમ કર્યો. દીવનો કિલ્લો સમરાવવા માટે ગોવાના લોકો પાસેથી નાટ્યાત્મક રીતે લોનરૂપે રકમ એકત્રિત કરી. દરિયાકાંઠાની વસ્તીને ભય પમાડવા અમાનુષી ત્રાસવાદી પ્રવૃત્તિઓ કરાવી. ગુજરાતના કાંઠા પરનાં

બંદરો અને ગામો નિશાન-યોગ્ય હતાં તેવાં પર દારૂગોળા વરસાવી, લોકો પર નિર્દય અને ઘાતકી જુલમ ગુજાર્યાં અને કરપીણ હત્યાઓ કરવામાં આવી. આગ અને લૂંટના બનાવ તો સામાન્ય હતા. આ રીતે કાંઠા પરનાં ઘણાં ગામ ઉજ્જડ કરાવવામાં આવ્યાં.

કાસ્ટ્રોએ હાંસલ કરેલ વિજયના માનમાં એનું ગોવામાં બહુમાન કરવામાં આવ્યું, એની સફળતાના સમાચાર પોર્ટુગલ પહોંચતાં રાજા જહોન ૩ જાએ અને એની પત્ની ડોન્ના કેથેરિનાએ એના પર અંગત પત્રો લખી એની વફાદારીભરી સેવાને અને દેશ માટે પુત્રનું બલિદાન આપવાના કાર્યને બિરદાવ્યાં અને 'વાઇસરૉય' પદ આપ્યું. યુરોપમાં પણ પોર્ટુગલની કીર્તિ વધવા પામી.

ફિરંગીઓએ વર્તાવેલા ત્રાસથી દીવ શહેર લગભગ ખાલી થઈ ગયું હતું, તેથી કાસ્ટ્રોએ ખંભાતના અખાતનાં બંદરોએ ઢંઢેરો પિટાવી દીવમાં આવીને વસવા માગતા વેપારીઓને જાનમાલનું રક્ષણ આપવાની બાંહેધરી આપી, આથી ઘણા હિંદુ વેપારી દીવ પાછા ફર્યા. ગુજરાતના લશ્કરે હાર ખાધાના સમાચાર જાણી સુલતાન મહમૂદ ૩ જાએ દીવ જીતી લેવા તૈયારીઓ કરવા હુકમ કર્યો, તેથી નવાં જહાજ બાંધવાની તથા નવી તોપો ઢાળવાની કામગીરી મોટા પાયે શરૂ થઈ. કાસ્ટ્રોને આના સમાચાર મળતાં એ દીવ આવ્યો, પણ ઘેરાવાનો ભય જતો રહેતાં એ પાછો ફર્યો. એમ છતાં વળતાં રસ્તે પ્રભાસ પાટણ લૂટ્યું અને એને આગ ચાંપી. સૌરાષ્ટ્રનાં બંદરોએ લાંગરેલાં ૧૮૦ જેટલાં જહાજોને આગ લગાડી. કાસ્ટ્રો મૃત્યુ-પથારીએ હતો ત્યારે એને બઢતીના સમાચાર અને અભિનંદન સંદેશા મળ્યા હતા. એનું અવસાન ખ્યાતનામ બનેલા સંત ફ્રાંસિસ ઝેવિયરના હાથોમાં થયું (જૂન ૬, ૧૫૪૮).

કાસ્ટ્રોના મરણથી હિંદમાં ફિરંગી સત્તાનો મધ્યાહ્ન સમય પૂરો થઈ જતાં એની પડતીનો આરંભ થઈ ચૂક્યો હતો. ઉત્તર હિંદમાં રાજકીય સ્થિતિ બદલાઈ રહી હતી. શેરશાહે હુમાયૂં પાસેથી સત્તા પડાવી લઈ મધ્ય હિંદ તરફ સત્તા ફેલાવી રહ્યાનાં એંધાણ વર્તાતાં હતાં. દીવ અને વસઈ પર ફિરંગીઓની પકડ મજબૂત બની હતી. ગુજરાતની સલ્તનતમાં વિસંવાદી તત્ત્વોના કારણે મહમૂદ ૩ જાની સત્તા ક્ષીણ બની હતી, એમ છતાં ગુજરાત રાજ્યની પ્રતિષ્ઠા હિંદનાં શક્તિશાળી રાજ્યોમાંના એક તરીકે ચાલુ હતી.



મહમૂદ ૩ જાના અવસાન (૧૫૫૪) પછી અહમદશાહ ૩ જો સુલતાન (૧૫૫૪-૧૫૬૧) બન્યો. ફિરંગીઓની નેમ હવે દમણનું બંદર લેવા માટેની

હતી. ફિરંગી ગર્વનર ફ્રાન્સિસ્કો બેરેટો (૧૫૫૫-૧૫૫૮)એ ૧૦ અરબી ઘોડા અને ૨૪ સસલાંની ભેટ સાથે પોતાના પ્રતિનિધિને સુલતાનના દરબારમાં મોકલ્યો અને દમણ બંદર ફિરંગી સત્તાને આપવા વિનંતી કરી. બંને પક્ષોએ થોડોક સમય સુધી અરસપરસ પ્રતિનિધિઓ મોકલી વાટાઘાટો ચલાવી. છેવટે એવું નક્કી થયું કે દમણ શહેર પર કબજો જમાવી બેઠેલો સીદી અમીર, જે ગુજરાતની મધ્યસ્થ સરકારનો અનાદર કરે છે, તેને ફિરંગીઓ હાંકી કાઢે તો દમણ ગામ અને કિલ્લો સુલતાન ફિરંગીઓને આપે.[૨૧] 'ગુજરાતના અરબી ઇતિહાસ' પ્રમાણે ગુજરાતમાં ઇમાદુલ્‌મુલ્ક અર્સલાન જે ઇતિમાદખાન અમીરનો પ્રતિસ્પર્ધી હતો, તેણે ઇતિમાદખાનનો ધ્વંસ કરવા માટે ૫૦૦ 'ફ્રાનિકશ' લશ્કરી ટુકડીની સેવાના બદલામાં દમણનો કિલ્લો જે સૈફુલ મુલ્ક મીફ્તાહ નામના અમીરના કબજામાં હતો તે આપવા માટે કરાર કર્યો,[૨૨] પણ મીફ્તાહ ઇમાદુલ્‌મુલ્કના હુકમથી પણ કિલ્લો ખાલી કરવા માગતો ન હતો અને સામનો કરવાની તૈયારી કરી બેઠો હતો.

એવામાં પોર્ટુગીઝના વાઇસરૉય તરીકે ડોમ કોન્સ્ટન્ટિનો ડી બ્રેગાન્ઝા (૧૫૫૮-૧૫૬૧) આવ્યો. એણે દમણ લેવાનો નિશ્ચય કર્યો અને પૂરતી તૈયારી સાથે એ દમણ ગયો. જમીન અને દરિયાઈ માર્ગોને ફિરંગીઓએ અવરોધેલા જોઈ દમણના કિલ્લામાંના હબસીઓએ લડાઈ કર્યા વગર[૨૩] દમણની દક્ષિણે વલસાડ નજીક પારનેરાના ડુંગરમાં જઈ એક દુર્ગમાં આશરો લીધો. આમ એક પણ સૈનિક ગુમાવ્યા વગર ફિરંગીઓએ દમણનો કબજો લીધો. (ફેબ્રુઆરી ૨, ૧૫૫૯) અને એને 'Our Lady of the Purification' નામ આપ્યું, જેનો ઉલ્લેખ એમણે એમના રાજા પરના પત્રોમાં કર્યો છે. પારનેરામાં ભરાઈ બેઠેલા સીદીઓ દમણના વેપારીઓ તથા ફિરંગીઓને કનડગત કરતા, તેથી બ્રેગાન્ઝાએ ત્યાંથી એમને નસાડી મૂક્યા અને શાંતિ સ્થાપી. એ પછી દમણમાં નવો કિલ્લો, દેવળ અને કેટલાંક મકાન બાંધવામાં આવ્યાં, ને ત્યાં વહીવટી વ્યવસ્થા ગોઠવવામાં આવી. બ્રેગાન્ઝાએ એક વાર વલસાડ જીતી લીધું, પણ એ સીદી સરદાર મીફ્તાહ સામે ટક્કર ઝીલી શક્યો નહિ તેથી એ છોડી દેવું પડ્યું.

ગુજરાતની મધ્યસ્થ સરકાર નબળી પડી હતી, મોટા અમીરોમાં ખટરાગ પણ ચાલતા હતા, તેથી એનો લાભ લઈ સુરત અને ભરૂચના અમીરો વચ્ચે  વૈમનસ્ય જગાડી ફિરંગીઓએ સુરત કબજે કરવા ખૂબ પ્રયાસ કર્યા, પણ એમાં એમને છેવટે નિષ્ફળતા મળી.[૨૪] ૧૫૭૨-૭૩માં મુઘલ સમ્રાટ અકબરે ગુજરાત જીતી લીધું. અકબરે સુરતને ઘેરો ઘાલ્યો (૧૧ જાન્યુઆરી ૧૫૭૩ થી

૨૬ ફેબ્રુઆરી ૧૫૭૩) ત્યારે રાજકીય અંધાધૂંધીનો લાભ લેવા ફિરંગીઓએ તક ઝડપવા પ્રયાસ કર્યો. સુરતના કિલ્લામાં ઘેરાયેલા મીરઝાઓએ એમની મદદ માગી અને બદલામાં કિલ્લો સોંપી દેવા નિમંત્રણ મોકલ્યું,[૨૫] પણ ફિરંગીઓએ અકબરની તાકાત જોઈ અકબરના દરબારમાં સુરતમાં જ એલચીઓ મોકલ્યા અને સંબંધ બાંધ્યા.[૨૬]

દીવ પર કબજો મેળવ્યા બાદ ફિરંગીઓની પરવાનગી વગર કોઈ જહાજ ગુજરાતનાં બંદરોથી જઈ શકતું નહિ કે બહારથી કોઈ જહાજ ત્યાં આવી શકતું નહિ. મક્કાની હજ કરવા મુસ્લિમોને ગુજરાતનાં બંદરોએ પ્રયાણ કરવાનું સુગમ થઈ પડતું. અકબરની માતા હમીદાબાનુ અને ફોઈ ગુલબદનબાનુ વગેરે જનાના-સ્ત્રીઓ અકબર સાથે આવેલી હતી તેમને હજ કરવાની તીવ્ર ઇચ્છા હતી. ફિરંગીઓ પાસે ગુજરાતનાં બંદરોથી પ્રયાણ કરવા એમના જહાજને ફિરંગીઓ તરફથી પરવાનો મળે એ પણ હેતુ આ સંબંધો પાછળ હોઈ શકે. એ સિવાય વધારે વજૂદવાળું કારણ બીજું પણ હતું : ૧૫૬૯ માં બિજાપુર અહમદનગર અને કાલિકટનાં રાજ્યોએ ફિરંગીઓને મલબાર કાંઠેથી હાંકી કાઢવાના મોટા પ્રયાસ કર્યા હતા, પણ એ નિષ્ફળ ગયા હતા. અકબરે આના પરથી ફિરંગીઓની ચઢિયાતી નૌકા-તાકાત માપી લઈને અને ગુજરાતની નૌકા-તાકાત ખીલવવાનું મુશ્કેલ લાગવાથી આ સંબંધો બાંધ્યા હોવાનું લાગે છે. અકબરે પોતાની પ્રવૃત્તિઓ ખંભાત સુરત અને ભરૂચ પર કેંદ્રિત કરી હતી એ પણ આના સંદર્ભમાં સૂચક છે.

આમ ગુજરાતનાં મુઘલ સત્તાની સ્થાપના સમયે ફિરંગીઓ પાસે વ અને દમણ રહ્યાં.

## પાદટીપો

૧. ફારસીમાં 'ફિરંગી'નો મૂળ અર્થ યુરોપના લોકો થાય છે, પરંતુ ગુજરાતની તવારીખમાં એ ખાસ કરીને પોર્ટુગીઝો માટે રૂઢ થયો છે.

૨. R. S. Whiteway, *The Rise of Portuguese Power in India, 1497-1550*, pp. 115 ff, 124 f.; F. C. Danvers, *The Portuguese in India*, Vol. I, pp. 129 f, 141



૩. E. C. Bayley, *History of Gujarat*, p. 222

૪. Whiteway, *op. cit.*, pp. 124 f.

૫. આ માહિતી આપણને *The Commentaries of the Great Alfonso Dalboquerque* માંથી મળે છે, જેનું સંકલન આલ્બુકર્કના પુત્ર બ્રાઝ ડાલ્બોકર્કે કરેલું છે.

૬. *Commentaries*, Vol. II, pp. 212 f.

૭. *Ibid.*, Vol. III; pp. 19 f.

૮. *Ibid.*, Vol. IV, pp. 59 f.

૯. *Ibid* , Vol. IV, pp. 93 ff.

૧૦. *Ibid.*, Vol IV, pp. 105 f.

૧૧. Danvres, *op cit.*, Vol. I, p. 399

૧૨. Whiteway, *op. cit.*, p. 225

૧૩. Philip Baldaens, *A Description of the East India Coasts of Malabar and Coromandal*; trans. in Churchill's *Collection of Voyages and Travels*, Vol. III, p. 532; Danbers, *op. cit.*, Vol. I, p. 404

૧૪. Whiteway, *op. cit.*, p. 236 n.; Danvers, *op. cit.*, Vol. I, pp. 416 f.

૧૫. Whiteway, *op. cit.*, pp. 338 ff.; Danvers *op. cit.*, Vol I, pp. 416 f. આ બંને કરારોની વિગતો સીમાઓ બોટેલ્હોના *O Tombo do Estalo da India* માં આપવામાં આવી છે.

૧૬. Bayley, *op. cit.*, p. 395 n.

૧૭. *Ibid.*, pp. 394 ff.; Whiteway, *op. cit.*. pp. 244 ff.; Hajji-ad-Dabir, *An Arabic History of Gujarat*, Vol. I, pp. 261 f. વગેરે

૧૮. આમાં માંગરોળ-સોરઠથી શિયાળબેટ સુધીના અને દમણથી વસઈ સુધીના ભાગનો સમાવેશ થતો.

૧૯. Whiteway, *op. cit.*, pp. 265 f.



૨૦. Whiteway ૧૧મી માર્ચ આપે છે, (*op. cit.*, p. 266), જ્યારે Danvers ૨૭મી ફેબ્રુઆરી આપે છે. (*op. cit.*, pp. 436 f.) કોમિસરિયેટ પણ ૨૫મી ફેબ્રુઆરી સ્વીકારે છે (*History of Gujarat* Vol. I, p. 412).

૨૧. Danvers, *op. cit.*, Vol. I, pp. 511 f.

૨૨. Commissariat, *op. cit.*, Vol. I, p. 463

૨૩. Danvers, *op. cit.* Vol. I. pp. 512 f.

૨૪. *Ibid*, pp. 521 ff'

૨૫. Abul fazl, *Akbarnama* (Eng. trans. by Beveridse), Vol. III, pp. 37f.; મીરાતે એહમદી (ગુજ. અનુ. નિઝામખાન પઠાણ), પૃ. ૧૧૨

૨૬. Abul Fazl, *ibid.*, Vol. III, p. 37 n., Danvers, *op. cit.*, Vol. II, p. 4

*

## પ્રકરણ ૬

# સમકાલીન રાજ્યો

## ૧. કચ્છનો જાડેજા વંશ

### (૧) મુખ્ય વંશ

મધ્ય કચ્છના જાડેજા-વંશમાં વેહેણજીના સમયમાં રાજધાની લાખિયાર-વિયરા(તા. નખત્રાણા)થી હબાય(તા. ભૂજ)માં ખસેડવામાં આવી. વેહેણજી સંભવતઃ ઈ.સ. ૧૩૨૧માં મરણ પામતાં એનો પુત્ર મૂળવોજી સત્તા ઉપર આવ્યો.[1] ગજણવંશના રાયધણના પૌત્ર હરધોળે જત ઓરિયા અને કાઠીઓને ઉશ્કેરી હલ્લા કરવા માંડયા. કાઠીઓ સાથેના વિગ્રહમાં ઈ.સ. ૧૩૪૭ના અરસામાં એ ખપી ગયો.[2]

મૂળવોજી પછી એનો પુત્ર કાંયોજી ગાદીએ આવ્યો. આ કાંયોજીએ કાઠીઓનું કચ્છમાંથી મૂળ ઉખેડી નાખ્યું અને કાઠીઓને આશ્રય આપનારા, ગેડી(તા. રાપર)ના વાઘેલ શાસક ઊંમીનો પણ વિનાશ કર્યો હોવાનું લાગે છે.[3]

કાંયોજીના અવસાનનું અને એના પછી ગાદીએ આવેલા એના પુત્ર આમરજીએ સત્તા ધારણ કર્યાનું વર્ષ જાણવામાં આવ્યું નથી. આ આમરજીના સમયમાં મુસ્લિમ ફોજ મુસ્લિમ વર્ચસ કબૂલાવવા આવી તેને એણે કચ્છમાંથી હાંકી તો કાઢી, પરંતુ યુદ્ધમાં થયેલા એક કારી જખમને લઈ એ મરણ પામ્યો (સંભવતઃ ઈ.સ. ૧૪૧૩-૧૪). એ પછી રાજપુત્ર ભીમોજીએ નાના રાજપુત્રના રાજરક્ષક તરીકે ઈ.સ. ૧૪૨૯ સુધી રહ્યા પછી સરદારોના પ્રબળ દબાણથી પોતે સર્વસત્તા પોતાના હાથમાં લીધી.[4]

અબડાસાના જામ લાખાના પુત્ર જામ રાવળે લાખાની ઉત્તરક્રિયામાં યજ્ઞ કરી એ નિમિત્તે સગાંસંબંધીઓને બોલાવેલાં તેમાં જામ ભીમોજી અને કુમાર હમીરજી ગયા નહિ, પણ ભીમોજી મરણ પામ્યો (ઈ.સ. ૧૪૭૨) ત્યારે હમીર ઉત્તરક્રિયા ઉપર આવ્યો અને જામ રાવળે હેત દેખાડી, પરસ્પરનાં બાપદાદાનાં વેર ભૂલી જઈ, નજીકમાં હબાયના ડુંગરાળ પ્રદેશમાંથી પાછા લાખિયાર-વિયરા જઈ રહેવા વિનંતી કરી. આ ઉપરથી જામ હમીર લાખિયાર-વિયરામાં જઈ રાજ્ય કરવા લાગ્યો.[5]

 [illegible] જામ રાવળના મનમાં હમીરજીને સદાને માટે દૂર કરી કચ્છની મુખ્ય સત્તા પડાવી લેવાની મુરાદ હતી. વારંવાર હમીરજીની સલાહે આવતા જામ રાવળે એક વાર પોતાને ત્યાં નિમંત્રણ આપી હમીરજીનું ખૂન કરાવી નાખ્યું. હમીરજીના ચાર પુત્રોએ અમદાવાદ જઈ સુલતાનનો આશ્રય લીધો.[૬]

કચ્છની અનુશ્રુતિ અનુસાર અમદાવાદમાં થોડા સમય પછી એક વાર સિંહનો શિકાર કરતી વખતે સુલતાન જોખમમાં આવી પડચો ત્યારે હમીરજીના બીજા કુમાર ખેંગારજીએ એક ઝટકે સિંહને મારી સુલતાનને બચાવી લીધો, આથી પ્રસન્ન થયેલા સુલતાને ખેંગારજીને મોરબી પરગણું આપ્યું અને એને 'રાવ'નો ઇલકાબ પણ આપ્યો.[૭]

મોરબીમાં થાણું રાખી કચ્છમાં લડવું દૂર પડે તેથી સાપરના—જાડેજાની ત્રીજી શાખાના દાદારજીના—વંશના જામ અબડાને ત્યાં થાણું રાખ્યું. અહીં આ પહેલાં વિષ્ટિએ આવેલા અલિયાજી(હમીરજીના મોટા પુત્ર)નું અબડાએ વિશ્વાસ આપી ખૂન કરેલું, પણ સમાધાન થતાં ખેંગારજીએ એની માફી આપી હતી. એ પછી અબડાની માસીના દીકરા નોંઘણજીએ પોતાના મિત્ર અલિયાજીના ખૂનનું વેર લેતાં અબડાને ખતમ કરી નાખ્યો. ત્યાં રાજાનું સ્થાન ખાલી પડતાં ખેંગારજીનો પહેલા 'રાવ' તરીકે સાપરમાં જ રાજ્યાભિષેક કરવામાં આવ્યો અને 'સાપર' બદલી એનું નામ 'રાપર' રાખવામાં આવ્યું.[૮] અહીં રહી ધીમે ધીમે જામ રાવળની જમીન કબજે કરતાં કરતાં ખેંગારજી છેક બારા લગભગ આવી પહોંચ્યો. મોટા ભાગની જમીન ખેંગારજીએ દબાવી લેતાં જામ રાવળ ત્યાંથી છટકચો અને સૌરાષ્ટ્ર-હાલારમાં આવી પહોંચ્યો; એણે સદાને માટે કચ્છનો ત્યાગ કર્યો. આમ ખેંગારજીની ઈ.સ. ૧૫૪૮ માં સમગ્ર કચ્છ પર આણ પ્રવર્તી ને એ કચ્છનો પ્રથમ રાવ બન્યો.[૯] એણે ઈ.સ. ૧૫૮૫ સુધી રાજ્ય કર્યું.

ખેંગારજીએ સં. ૧૬૦૨(ઈ.સ. ૧૫૪૫)ના માગસર વદિ આઠમ ને રવિવારે અંજારનું તોરણ બંધાવ્યું અને સં. ૧૬૦૫(ઈ.સ. ૧૫૪૮)ના માગસર સુદિ છઠને દિવસે ભૂજનગરની સ્થાપના કરી, જ્યારે થોડાં વર્ષો પછી સં. ૧૬૩૬ (ઈ.સ. ૧૫૮૦)ના માઘ વદિ અગિયારસને દિવસે રાયણપુર (પછીથી માંડવી બંદર) વસાવ્યું.



રાવ ખેંગારે સિંધના હાકેમ ગાઝીખાનને કરેલી મદદમાં રહીમ કી બજારથી લઈ કચ્છના રણની ઉત્તર સરહદ સુધીનો પ્રદેશ પ્રાપ્ત કર્યો હતો.

## (૨) અબડાસાનો જાડેજા વંશ

લાખિયાર-વિયરાનો ત્યાગ કરી જામ વેહણજી હબાયમાં જઈ રાજ્ય કરવા
લાગ્યો ત્યારે જામ ગજણના નાના પુત્ર જેહાનો પુત્ર અબડો અબડાસા( તા.
અબડાસા, જિ. કચ્છ )માં આવી શાસન કરવા લાગ્યો હતો, જ્યારે જામ ગજણના
પુત્ર હાલોજીનો પુત્ર રાયધણ બારા( તા. અબડાસા, પશ્ચિમ કચ્છ )માં સત્તા
ભોગવતો હતો. રાયધણ પછી અનુક્રમે કુંભેર હરધોળ હરપાળ ઉન્નડ તમાચી
હરભમ અને હરધોળ સત્તા ઉપર આવેલા. હરધોળના અવસાને એના ચાર
પુત્રોમાંનો અજોર ભદ્રેસર ( તા. મુંદ્રા, કચ્છ ), જગોજી વિસોતરી ( અજ્ઞાત )
અને હટો હટડી( હરૂડી, તા. ભૂજ, મધ્ય કચ્છ )માં જઈ રહેલા, જ્યારે જામ
લાખો બારામાં સત્તા ઉપર આવ્યો.[૧૦]

લાખાના સમકાલમાં જામ ભીમોજી હબાયમાં રહી શાસન કરતો હતો.
લાખો એક વખત વાગડમાં સાસરે જઈ પાછો ફરતો હતો ત્યારે હબાયના આસપાસના
સંધારોએ એનો વધ કર્યો.[૧૧] એક બીજી નોંધ એવી મળે છે કે અમદાવાદના
સુલતાને લાખાને પાવાગઢ ઉપર ચડાઈ લઈ જવા મોકલેલો, જ્યાં એને વિજય
મળતાં સુલતાને સૌરાષ્ટ્રમાંનાં ગોંડળ અને આમરણનાં પરગણાં ઇનામમાં આપ્યાં;
સૌરાષ્ટ્રના જમીનદારોથી આ સહન ન થતાં એમણે લાખાને મારી નાખ્યો.[૧૨]

આ પૂર્વે યથાસ્થાન નિર્દેશ થયો છે તે પ્રમાણે જામ રાવળે જામ લાખાના
ખૂન માટે શંકા આવવાથી હમીરને એક પ્રસંગે મહેમાનગીરી આપવા બોલાવી
એનું ખૂન કરાવ્યું. એ પછી કુમાર ખેંગારજીએ ગુજરાતના સુલતાનની કૃપાથી
રાપરમાં આવી પહેલા "રાવ" તરીકે રાજ્યાભિષેક પામી, જામ રાવળની સત્તામાંથી
ઘણીબધી જમીન હસ્તગત કરી બારામાંથી સદાને માટે જામ રાવળને કચ્છ છોડાવ્યું.

કચ્છમાં ગજણના વંશજો પોતપોતાનાં સ્થાનોમાં વિકસ્યા હતા, તો અબડાનો
ભાઈ મોડ મોડાસા (અજ્ઞાત) આબાદ કરી ત્યાં રહ્યો હતો, અબડો અબડાને
વિકસાવી શકેલો. એના પછી એના પુત્ર જેહાજીનો પુત્ર હમીરજી ઓખામંડળમાં
ચાલ્યો ગયો હતો, ત્યાં જઈ એને પુત્ર માણેક, પછીના વાઘેરોના એક કુળનો
મૂળ પુરુષ, પણ ત્યાં જ સ્થિર થયો હતો.



## (૩) નવાનગરના જાડેજા જામ

આ વખતે મુઘલ બાદશાહ હુમાયૂંના ગુજરાત પરના આક્રમણ સામે
ગુજરાતનો સુલતાન બહાદુરશાહ વ્યસ્ત હોવાથી એનો પ્રભાવ સૌરાષ્ટ્ર જેવા

દૂરના વિસ્તારો પરથી ઘટી ગયો હતો. આવી પરીસ્થિતિમાં, ઉપર યથાસ્થાને કહેવાયું છે તે પ્રમાણે, કચ્છમાંથી નસીબ અજમાવવા ઈ.સ. ૧૫૩૫ માં જામ રાવળ સૌરાષ્ટ્રમાં દાખલ થયો. એ કચ્છના અખાતના દક્ષિણ કંઠે આવેલા નવલખી બંદર (મ. માળિયા મિયાણા, જિ. રાજકોટ) પાસેના મોરાણા(અજ્ઞાત)નો કબજો મેળવી ત્યાં થાણું જમાવીને બેઠો. એણે પોતાના પિતાના ઘાતક અને એ પ્રદેશના શાસક દેવા તમાચી પાસે લશ્કરને માટે અનાજ માગ્યું તેના બદલામાં તમાચીએ ધૂળ મોકલી. આને શુકન ગણી એણે દેવા તમાચી ઉપર ચડાઈ કરી એને યુદ્ધમાં હણી નાખ્યો અને નજીકના આમરણ (તા. જોડિયા, જિ. જામનગર) ગામનો કબજો લઈ પાસેના દહીંસરા(અજ્ઞાત)માં થાણું નાખ્યું. અહીંથી એણે ધીમે ધીમે આમરણ અને જોડિયા(તા. જોડિયા, જિ. જામનગર)ની જમીન દબાવવાનો પ્રયત્ન શરૂ કર્યો અને એના નાના ભાઈ હરધોળજીએ ધામા ચાવડાને મારી ધ્રોળ(તા. ધ્રોળ, જિ. જામનગર)નો કબજો લઈ ત્યાં એક પ્રબળ થાણું સ્થાપ્યું. ત્યાંથી આગળ વધી જામ રાવળની સેનાએ ખિલોસ (તા. અને જિ. જામનગર)નો કબજો લીધો[13] અને ઈ.સ. ૧૫૪૦ માં બેડ (તા. અને જિ. જામનગર) ગામમાં રીતસરની ગાદી સ્થાપી. પાછળથી (જામ) ખંભાળિયા(તા. જામ ખંભાળિયા, જિ. જામનગર)ના વાઢેલ શાસક પાસેથી ખંભાળિયા પણ કબજે કરી ત્યાં આશાપૂરી માતાની સ્થાપના કરી. થોડા જ સમયમાં જામ રાવળની સત્તા નીચે પશ્ચિમ સૌરાષ્ટ્રનો ઠીક ઠીક ભાગ આવી પડતાં મધ્યસ્થ સ્થાનની જરૂર ઊભી થઈ અને જેઠવાઓની સત્તા નીચેના નાગનેસ બંદરની જમીન ઉપર એણે "નવાનગર"નું ખાતમુહૂર્ત કર્યું અને આમ સં. ૧૫૯૯ (ઈ.સ. ૧૫૪૩)માં એને પોતે સ્થાપેલી જામની સત્તાનું પાટનગર બનાવ્યું.[14]

પોતાના શાસન દરમ્યાન જામ રાવળે મિઠોઈ ગામ(તા. લાલપુર, જિ.જામનગર) પાસે એકઠા થઈ આવેલા કાઠીઓ અને વાઢેલોને પરાસ્ત કર્યા હતા અને જેઠવાઓની સત્તાને પશ્ચિમોત્તર સૌરાષ્ટ્ર પૂરતી નામશેષ કરી હતી, તો કાઠીઓને તો ભાદરની છેક દક્ષિણે હાંકી કાઢ્યા હતા, જ્યાં જ એઓ પાછળથી નાની નાની જાગીરો જમાવી સ્થિર થયા. ડેડાઓને મચ્છુ નદીની પૂર્વ દિશા તરફ વાઢેલોના ઓખામંડળના રણપ્રદેશ તરફ હાંકી કાઢ્યા હતા. એણે નાના ભાઈ મોડજીને ખંઢેરાનું પરગણું આપ્યું અને હરધોળજીએ તો, ઉપર સૂચવ્યા પ્રમાણે, ધ્રોળ મેળવ્યું હતું તે જામ રાવળે હરધોળજીને સોંપ્યું, જ્યાંથી ધ્રોળનો ફાંટો અસ્તિત્વમાં આવ્યો.

જામ રાવળને જીવોજી વિભોજી અને ભારોજી એમ ત્રણ પુત્રો હતા તેઓમાંનો જીવોજી એક યુદ્ધમાં મરણ પામ્યો હતો. એનો પુત્ર લાખો બાળક હતો

અને પિતાને આપવામાં આવેલા ખિલોસ (તા.- જિ. જામનગર) માં હતો, એટલે જામ રાવળના અવસાન પછી વિભોજીને નવા વંશને સ્થિર કરવાની જવાબદારી ઉઠાવી લેવાનું થયું. ભારોજીને જાંબુડા ગામ (તા.-જિ. જામનગર) આપવામાં આવ્યું.

આમ ઈ.સ. ૧૫૬૩ માં પિતાના અવસાને વિભોજીએ સત્તાસૂત્ર ધારણ કર્યાં અને ઈ.સ. ૧૫૬૯ સુધી એ જીવ્યો ત્યાંસુધીમાં પિતાએ મેળવેલ પ્રદેશોને સ્થિરતા આપવાના કામમાં એ લાગી રહ્યો. એને સત્રસાલ ભાણજી રણમલજી અને વેરોજી એમ ચાર પુત્રો હતા. પિતાનું અવસાન થતાં સત્રસાલે ઈ.સ. ૧૫૬૯ માં સત્તાસૂત્ર ધારણ કર્યાં. ભાણજીને કાલાવડ (તા. કાલાવડ, જિ. જામનગર) આપવામાં આવ્યું. રણમલજીને સિસંગ (તા. કાલાવડ, જિ. જામનગર) અને વેરાજીને હડિયાણા (તા. જોડિયા, જિ. જામનગર).

આ વખતે ગુજરાતમાં અવ્યવસ્થા શરૂ થઈ ચૂકી હતી. સત્રસાલ ઉર્ફે સત્તાજીને સુલતાન મુઝફ્ફર ૨ જા સાથે સારો સંબંધ હતો અને તેથી સુલતાને સત્તાજીને જામશાહી કોરી પાડવાની સત્તા આપી. નવું સ્થપાયેલું આ રાજ્ય આ ત્રીજા જામના સમયમાં આગળ વધતું જતું હતું.

એના રાજ્યકાલમાં એને હાથે અનર્થકારક પ્રસંગ બન્યો તે એના ભાણેજ અને બરડા પ્રદેશના રાણપુરના રાણા રામદેવજીને એક લગ્નપ્રસંગના નિમિત્તે નિમંત્રણ આપીને રાજમહેલમાં ઉપર આવતાં એનો ઘાત કરાવ્યો એ. એ કાર્ય સિદ્ધ કરી, રામદેવનો પુત્ર ખીમોજી બાળક હોઈ પોરબંદરની ખાડીને ઉત્તર કાંઠે આવેલા ઓખીરા ગામ સુધીના બરડાના સમગ્ર પ્રદેશને હસ્તગત કરી ત્યાં દરિયાઈ જકાત થાણું સ્થાપ્યું.[૧૫]

## ૨. ચૂડાસમા વંશ

ઈ.સ. ૧૨૬૦ માં રા'ખેંગાર ૩ જાનો પુત્ર રા'માંડલિક ૧ લો સત્તા ઉપર આવેલો તેણે ૪૬ વર્ષ જેટલો લાંબો સમય રાજ્ય ભોગવ્યું અને ઈ.સ. ૧૩૦૬ માં મરણ પામ્યો.

### રા'નોંઘણ ૪ થો



પિતાના મૃત્યુએ રા' નોંઘણ ૪ થો સત્તા ઉપર આવ્યો ને એણે પહેલું કાર્ય, ઉલૂગખાનને હાથે સોમનાથ-ભંગ થયો હતો એટલે, મંદિરમાં તત્કાલ નવા લિંગની પ્રતિષ્ઠાનું કર્યું. એ મુસ્લિમો સાથેના કોઈ સ્થાનિક મુકાબલામાં ઈ.સ. ૧૩૦૮ માં માર્યો ગયો હોવાનું જણાય છે.[૧૬]

**રા'મહીપાલ ૪ થો**

પિતાનું અચાનક મૃત્યુ થતાં એના પુત્ર રા' મહીપાલ ૪ થા તરીકે સત્તા-સૂત્ર ધારણ કર્યાં. પિતાએ સોમનાથ મંદિરમાં લિંગપ્રતિષ્ઠા કરાવી હતી, પણ જીર્ણોદ્ધાર થઈ શક્યો નહોતો, એ કાર્ય રા'મહીપાલ ૪ થાએ સિદ્ધ કર્યું અને સમારોહપૂર્વક સોમનાથના લિંગની પુનઃપ્રતિષ્ઠા કરી. આ સમયે પ્રભાસમાં સ્થાનિક શાસક વાજા વંશનો વયજલદેવ હોવાની શક્યતા છે. ઈ.સ. ૧૩૦૧ સુધી તો એનું અસ્તિત્વ સિદ્ધ જ છે.[૧૭] પછી પણ એ ચાલુ હોવાની શક્યતા છે. આ પૂર્વે (ગ્રંથ ૪: પૃ. ૧૪૮-૫૧) બતાવ્યું જ છે કે વાજાઓ પ્રભાસપાટણમાં સ્થાનિક વહીવટદારની કોટિના શાસક હતા. શંભુપ્રસાદ દેશાઈ જણાવે છે તે પ્રમાણે વયજલદેવના સહકારથી જ રા'મહીપાલ ૪ થાએ મુસ્લિમ થાણદારનો વિનાશ કરી થાણું ઉઠાડી મૂક્યું હતું અને મંદિર સમરાવી લીધું હતું.[૧૮] આ સમય ઈ.સ. ૧૩૦૮ થી ઈ.સ. ૧૩૨૫ વચ્ચેનો હતો.

આ સમયે માંગરોળમાં પણ રા'મહીપાલ ૪ થાનું આધિપત્ય હતું, કેમકે એના રાજ્યકાલ દરમ્યાન સં. ૧૩૭૫ (ઈ.સ. ૧૩૧૯) માં બલી સોઢલે આજના સૈયદવાડાના નૈઋત્ય તરફના નાકે સોઢળી વાવ બંધાવી હતી કે જેમાં પાછળથી કુમારપાલના સમયનો સં. ૧૨૦૨ (ઈ.સ. ૧૧૪૬)નો મૂલુક ગોહિલનો શિલાલેખ લાવીને ચોડી દેવામાં આવેલો. સં. ૧૩૭૧ (ઈ.સ. ૧૩૧૯) માં રાણક શ્રીમહીપાલ-દેવની મૂર્તિ સંઘપતિ દેસલે કરાવ્યાનું જણાવામાં આવ્યું છે[૧૯] તે મહીપાલ આ હોય એમ લાગે છે. રા'મહીપાલ ૪ થો ઈ.સ. ૧૩૨૫ માં મૃત્યુ પામ્યો હોવાનું જણાય છે.

**રા'ખેંગાર ૪ થો**

રા'મહીપાલ ૪ થા પછી એનો પ્રતાપી પુત્ર રા'ખેંગાર ૪ થા તરીકે સત્તા-ધારી બન્યો. એના લગભગ ૨૭ વર્ષના રાજકારોબારમાં એણે સૌરાષ્ટ્રમાંના અન્ય રાજવંશો ઝાલા ગોહિલ વગેરેની સાથે સારો મેળ સાધી રાજપૂત-સત્તા મજબૂત બનાવી લીધી અને મુસ્લિમ સૂબા સામે પ્રબળ ઉપદ્રવ કરી એને સોરઠમાંથી હાંકી કાઢ્યો. એણે સોમનાથની પૂર્વવત્ જાહોજલાલી સ્થાપી.[૨૦] मण्डलीक-महाकाव्य માં જણાવ્યા પ્રમાણે તો સૌરાષ્ટ્રના સામંતો રા'ખેંગારને અધીન હતા.[૨૧]



સં. ૧૩૦૨(ઈ.સ. ૧૩૪૬) ના માંગરોળના દેરાસરની એક ચોવીશીના શિલાલેખ પરથી સ્પષ્ટ છે કે માંગરોળ પર આ સમયે સત્તા રા'ખેંગારની હતી.[૨૨] પાછલા એક લેખમાં એણે અઢાર બેટ જીત્યા હોવાનું પણ કહ્યું છે.[૨૩]

રા'ખેંગારે સોમનાથમાંના મુસ્લિમ હાકેમને ભગાડી મૂક્યો હતો ને સલ્તનત સામે બંડ પોકારનાર બળવાખોર તગીને આશ્રય આપ્યો હતો, આથી નારાજ થયેલા દિલ્હીના સુલતાન મુહમ્મદ તુગલુકે ગુજરાતનો બળવો સમાવતી વખતે છેવટમાં ગિરનાર પર આક્રમણ કરી રા'ખેંગારને નમાવ્યો ને એને ખંડણી ભરવાની ફરજ પાડી.[૨૪] (ઈ.સ. ૧૩૫૦). રા'ખેંગાર ૪ થો એ પછી બીજે વરસે અવસાન પામ્યો.

**રા'જયસિંહ ૨ જો**

રા'ખેંગાર ૪ થા પછી એનો પરાક્રમી પુત્ર રા'જયસિંહ ૨ જો સત્તા ઉપર આવ્યો. મુહમ્મદ તુગલુક ઈ.સ. ૧૩૫૧ માં મરણ પામતાં ફીરોઝ તુગલુક સત્તા ઉપર આવ્યો. એના સમયમાં ગુજરાત–સૌરાષ્ટ્ર ઉપરની એની પકડ ઢીલી પડી ગઈ હતી. રા'જયસિંહે એનો પૂરો લાભ લીધો. એણે સુલ્તાનનાં જ્યાં જ્યાં થાણાં હતાં તે બધાં ઉઠાડી મૂકયાં. આ સમાચાર પાટણ (ઉ. ગુજરાત) પહોંચતાં સુલતાન ફીરોઝશાહના ગુજરાતના નાઝિમ ઝફરખાન ફારસીએ જૂનાગઢ ઉપર ફોજ મોકલી (ઈ.સ. ૧૩૬૮). રા'જયસિંહે પ્રબળ સામનો કર્યો, પરંતુ એ હાર્યો. મુસ્લિમ ફોજના એક સેનાપતિ શમ્સખાને જૂનાગઢ સર કર્યું ને ત્યાં પોતાનો થાણદાર બેસાડયો. ત્યાર પછી રા' જયસિંહ છેક ઈ.સ. ૧૩૭૭ સુધી જૂનાગઢમાં રાજ્ય કરતો રહ્યો હોવાનું નગીચાણાના વિ. સં. ૧૪૩૪(ઈ.સ. ૧૩૭૭)ના શિલાલેખ પરથી જણાય છે.[૨૫] બોસા ગામના વિ. સં. ૧૪૩૫(ઈ.સ. ૧૩૭૮)ના શિલાલેખમાં જૂનાગઢના થાણદાર તરીકે મહામલિક મુહમ્મદ સાદિક અને રાજા તરીકે 'રાવલ મહીપાલદેવ'નો ઉલ્લેખ છે,[૨૬] એટલે વચ્ચેના સમયમાં જયસિંહ મૃત્યુ પામતાં મહીપાલ જૂનાગઢનો શાસક બન્યો સમજાય છે (ઈ.સ. ૧૩૭૮).

ઝફરખાન ફારસીએ મોકલેલી સેનાના બીજા સેનાપતિ મલેક ઇઝ્ઝુદ્દીન યહ્યાએ માંગરોળના કુમારપાલ[૨૭] નામના ઠાકોર પર આક્રમણ કર્યું. આ કુમારપાલે ઉગ્ર સામનો કર્યો અને એણે આત્મભોગ આપ્યો. ત્યારથી માંગરોળમાં મુસ્લિમ હકૂમત સ્થપાઈ (ઈ.સ. ૧૩૬૮).[૨૮]

**રા'મહીપાલ ૫ મો**



રા' મહીપાલદેવ દિલ્હીની સલ્તનતનું સાર્વભૌમત્વ સ્વીકારીને પોતાના પ્રદેશ પર સત્તા ભોગવતો હતો.[૨૯] ગોહિલવાડના મહુવા(તા. મહુવા, જિ. ભાવનગર)-ની સુધા વાવના વિ. સં. ૧૪૩૭(ઈ.સ. ૧૩૮૧)ના શિલાલેખમાં મહીપાલદેવનો ઉલ્લેખ છે,[૩૦] એ પરથી એના પ્રભાવ–ક્ષેત્રનો વિસ્તાર થયો હોવાનું

જણાય છે. રા' મહીપાલ ૫ માના સમયમાં વંથળી (તા. વંથળી, જિ. જૂનાગઢ) ત્યાંના અમરસિંહ અને જેતસિંહે બથાવી પાડેલું તે એમની પાસેથી ઝૂંટવી લેવામાં આવ્યું, પણ એ પ્રયાસમાં કે એ પછી, ઈ.સ. ૧૩૮૪ માં, મહીપાલદેવ ગુજરી ગયો હોવાનું જણાય છે.[31]

### રા'મોકલસિંહ

મોટા ભાઈના મૃત્યુએ રા' મોકલસિંહે જૂનાગઢનાં સત્તાસૂત્ર હાથમાં લીધાં. એના સમયમાં દિલ્હીના પ્રતિનિધિઓમાં શૈથિલ્ય આવેલું તેથી પોતાની સત્તા સોરઠ વિભાગમાં પ્રબળ કરી લેવાની એને તક મળી ગઈ, પરંતુ એ માંગરોળને મુસ્લિમ પકડમાંથી છોડાવી શક્યો નહોતો. પ્રભાસમાં વાજાઓ પાસે સ્થાનિક સત્તા હતી, છતાં સોરઠનો મોટો ભાગ મોકલસિંહની સત્તા નીચે હતો.

રા' મોકલસિંહના રાજ્યકાલના ઉત્તર ભાગમાં ગુજરાતનો સૂબો ઝફરખાન–મુઝફ્ફરખાન ઈ.સ. ૧૩૯૫ માં સોરઠ ઉપર ચડી આવ્યો અને મોકલસિંહને તાબે કર્યો. એ જ સાલમાં એણે સોમનાથના મંદિરનો ધ્વંસ કર્યો.[32] એણે રા'મોકલસિંહની મદદથી ધૂમલી( તા. ભાણવડ, હાલ જિ. જામનગર )ને મુસ્લિમ સત્તા નીચે આણ્યું. જેઠવા રાણાઓએ મુસ્લિમોનું આધિપત્ય સ્વીકારી લીધું. રા'મોકલસિંહે ધૂમલી જીતી લીધાનો નિર્દેશ ધંધુસર(તા. વંથળી, જિ. જૂનાગઢ)ના સં. ૧૪૪૫(ઈ.સ. ૧૩૮૯)ના શિલાલેખમાં થયેલો છે,[33] જ્યાં 'પાતસાહિપ્રભુ'નું આધિપત્ય પણ સૂચિત થયેલું છે. રા'મોકલસિંહે જૂનાગઢ મુસ્લિમ સત્તાને સોંપી વંથળીમાં રાજધાની કરી લીધી હતી એ પણ ત્યાં નોંધાયેલું છે.

જૂનાગઢના પ્રદેશ ઉપર આધિપત્ય દિલ્હી–સલ્તનતનું હતું, એ અવાણિયા-(તા. માળિયા–હાટીના, જિ. જૂનાગઢ)ના સં. ૧૪૪૭(ઈ.સ. ૧૩૯૧)ના પાળિયામાં નોંધાયુ છે,[34] છતાં રા' મોકલસિંહની સત્તા પણ હતી એ બગસરા –ઘેડના સં. ૧૪૪૮ (ઈ.સ. ૧૩૯૨)ના પાળિયામાં સૂચવાયું છે.[35] ચોરવાડના નાગનાથ મંદિરના સં. ૧૪૫૦( ઈ.સ. ૧૩૯૩ )ના પાળિયામાં પ્રભાસપાટણના શિવરાજ(શિવગણ)ની સત્તા કહી છે,[36] તો એ જ વર્ષના ગોરેજ(તા. માંગરોળ, જિ. જૂનાગઢ)ના પાળિયામાં મોકલસિંહની સત્તા કહી છે.[37] રા' મોકલસિંહ ઈ. સ. ૧૩૯૬માં ગુજરી ગયો જણાય છે.



### રા' માંડલિક ૨ જો

રા' માંડલિક પિતા પાછળ વંથળીમાં સત્તા ઉપર આવ્યો ત્યારે પીઢ ઉંમરે જઈ પહોંચ્યો હતો.[38] એ ઈ.સ. ૧૪૦૦ સુધી સત્તા પર રહ્યો હોવાનું જણાય છે.

### રા' મેલિગ

ઈ.સ. ૧૪૦૦ના અરસામાં રા' માંડલિક ૨ જાનું અવસાન થતાં એનો નાનો ભાઈ મેલિગ વંથળીમાં સત્તા ઉપર આવ્યો. એની રાજધાની વંથળીમાં હતી એવું વંથળીના સં. ૧૪૬૯(ઈ.સ. ૧૪૧૩)ના પાંચ પાળિયાઓથી સમજાય છે, જેમાં એને પાદશાહનાં સૈન્યો–તુરુષ્કો યવનો (અર્થાત્ ઈ.સ. ૧૪૧૩ માં સોમનાથ ઉપર ચડી આવેલા અહમદશાહના સૈન્ય) સાથે યુદ્ધ થયાં તેમાં એના મરાયેલા સૈનિકોને વિશે નોંધાયું છે.[૩૯] આ પાળિયાઓમાં તેમજ વાઘેલાણા-(ડિસકળકરે કુતિયાણા તાલુકામાં 'લીંબુડા' કહ્યું છે તે હવે માણાવદર તાલુકામાં છે)-ના સં. ૧૪૭૧(ઈ.સ.૧૪૧૫)ના બે પાળિયાઓમાં એને અનુક્રમે 'રાણ' અને 'મહારાણ' કહેવામાં આવ્યો છે,[૪૦] જે શબ્દો મુસ્લિમ સત્તાનું ખંડિયાપણું સૂચવતા લાગે છે, જ્યારે સં. ૧૪૭૦(ઈ.સ. ૧૪૧૪)ના મેસવાણ(તા. કેશોદ, જિ. જૂનાગઢ)ના પાળિયામાં 'મહારાજ' વંચાય છે.[૪૧] રા' મેલિગ સાહસિક હતો. પોતાના અમાત્ય હીરાસિંહની સહાયથી એણે નાના ગરાસદારોને વશમાં લઈને સારું એવું સૈન્ય જમાવી દીધું[૪૨] અને એણે તરતમાં જ મુસ્લિમ સૂબા ઉપર ચડાઈ કરી, હાંકી કાઢી, જૂનાગઢ હસ્તગત કરી ત્યાં રાજધાની ફેરવી લીધી હતી.[૪૩]

નાઝિમ ઝફરખાન ઈ.સ. ૧૪૦૨ માં, હિંદુઓ સોમનાથના પુનરુદ્ધારની મથામણમાં પડ્યા હતા ત્યારે, સોમનાથ ઉપર ચડી આવ્યો હતો. આમાં રા' મેલિગે ભાગ ભજવ્યો જણાતો નથી. ઝફરખાન(મુઝફ્ફરશાહ)ના અવસાન પછી એના પૌત્ર અહમદશાહે ગુજરાતમાં સત્તાસૂત્ર ધારણ કર્યાં હતાં. એણે ઈ.સ. ૧૪૧૩ માં સૌરાષ્ટ્ર પર આક્રમણ માટે સૈન્ય મોકલ્યું, કેમકે સૌરાષ્ટ્રના કોઈ પણ રાજવીએ હજી ગુજરાતની આ નવી સ્થપાયેલી સલ્તનતની સત્તા સ્વીકારી નહોતી. વળી એના વિરોધી શાહ મલિકને સોરઠના રા'એ આશ્રય આપ્યો હતો તેમ ઝફરખાને સ્થાપેલાં થાણાં રા'એ ઉઠાડી મૂક્યાં હતાં. અહમદશાહે ઝાલાવાડને દબાવવા વેગ સાધ્યો ત્યારે સામનો કરવાની શક્તિ ન જણાતાં ઝાલો રાજવી[૪૪] રા' મેલિગને આશરે જૂનાગઢ જઈ રહ્યો હતો. ઉપર્યુક્ત વંથળીના પાંચ પાળિયાઓ ઉપરથી મુસ્લિમો સાથેના જંગનો ખ્યાલ આવે છે. અહમદશાહે એક મજબૂત સૈન્ય મોકલ્યું હતું તેની સાથેનાં જૂનાગઢ—વંથળી વગેરે સ્થાનોમાં થયેલાં યુદ્ધોમાં રાજપૂત સેનાએ પ્રબળ સામનો આપી મુસ્લિમ સેનાના હાલહવાલ કર્યા અને સરંજામ લૂંટી લીધો.[૪૫] એ સાંભળી અહમદશાહ જાતે ઈ.સ. ૧૪૧૪ માં સોરઠ ઉપર ચડી આવ્યો. રાજપૂતોએ દરવાજા ખુલ્લા કરી, બહાર આવી ભારે



ઇ-૫-૧૧

 પ્રબળ સામનો કર્યો, પણ તેઓ ફાવ્યા નહિ એટલે રા' મેલિગે જૂનાગઢના ઉપરકોટમાં આશ્રય લીધો, આથી અહમદશાહ જૂનાગઢ ઉપર ધસી ગયો અને ઉપરકોટના કિલ્લાને પ્રબળ ઘેરો ઘાલ્યો, જેને પરિણામે રા'ને અહમદશાહનું પ્રભુત્વ સ્વીકારવાની ફરજ પડી.[૪૬] અહમદશાહ ભારે ખંડણી લઈ, રા' ઉપર અંકુશ રાખવા જૂનાગઢમાં એક મજબૂત સૈન્ય મૂકી પ્રભાસપાટણ તરફ કૂચ કરી ગયો[૪૭] તેથી રાજધાની વંથળીમાં પાછી આવી ગઈ. ચારણોના કથાનક પ્રમાણે રા' મેલિગ આ વિગ્રહમાં મરણ–શરણ થયો હતો અને અહમદશાહનું પ્રભુત્વ એના પુત્ર જયસિંહ ૩ જાએ સ્વીકાર્યું હતું,[૪૮] પરંતુ એ બરોબર નથી લાગતું, કારણ કે વંથળીના સં. ૧૪૭૨(ઈ.સ. ૧૪૧૬)ના પાળિયામાં હજી મેલિગ સત્તા ઉપર હોવાનું મળી આવે છે.[૪૯] મેલિગનું અવસાન આ વર્ષમાં થયું લાગે છે.

### રા' જયસિંહ ૩ જો

સં. ૧૪૭૩ (ઈ.સ. ૧૪૧૭)ના જૂનાગઢથી પૂર્વમાં ગિરનારની સાંકડી ઘાટીમાં આવેલા દામોદરકુંડ ઉપરની શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીની બેઠકની દીવાલે રેવતીકુંડ ઉપરના શિલાલેખમાં સોરઠની સત્તા ઉપર જયસિંહ જોવા મળે છે, જેમાં ઝિંઝરકોટમાં[૫૦] મુસ્લિમ સૈન્યને પરાભવ આપ્યાનું નોંધાયું છે.[૫૧] આના ઉપરથી રા' જયસિંહ ૩ જાએ વંથળીથી રાજધાની જૂનાગઢમાં બદલી સમજાય છે. રા' જયસિંહના સમયમાં સોરઠ ઉપર કોઈ આક્રમણ થયેલું જાણવામાં આવ્યુ નથી. વિ.સં.૧૪૮૫(ઈ.સ. ૧૪૨૯)નો એક પાળિયો ચોરવાડના નાગનાથ મંદિર પાસેનો જાણવામાં આવ્યો છે[૫૨] તેમાં એ વર્ષમાં રા' જયસિંહ એ પ્રદેશ પર પણ સત્તા ધરાવતો સમજાય છે. એનો રાજ્યકાલ શાંતિમાં પસાર થયો અને એ ઈ.સ. ૧૪૩૦ ના અરસામાં અવસાન પામ્યો. એના પછી એનો ભાઈ મહીપાલ સત્તા ઉપર આવ્યો.

### રા' મહીપાલદેવ ૬ ઠો

સં. ૧૪૮૮(ઈ.સ. ૧૪૩૨)ના કેશોદ પાસે આવેલા મેસવાણ ગામના પાળિયામાં મહીપાલદેવને 'મહારાજ' કહ્યો છે[૫૩] એટલે સમજાય કે એ મુસ્લિમોથી થોડા સમય માટે સ્વતંત્ર થઈ ગયો હશે. બેશક, એ જ ગામના સં. ૧૪૯૫(ઈ.સ. ૧૪૩૯)ના પાળિયામાં એને 'રાણશ્રી' કહેવામાં આવ્યો છે.[૫૪]  કોઈ નાની લડાઈ ગાયોને નિમિત્તે થયાનું એ પાળિયો કહે છે. એના ૨૦ વર્ષોના રાજ્યકાલમાં નોંધપાત્ર બનાવ બન્યો જાણવામાં આવ્યો નથી. ઈ.સ. ૧૪૪૨માં અહમદશાહ ગુજરી ગયા પછી ગુજરાતી સલ્તનતમાં કેંદ્રમાં થોડી અવ્યવસ્થા હતી

તેથી સોરઠ પ્રભાસમાં નિર્ભય બન્યું હતું. રા' મહીપાલે પ્રભાસથી દ્વારકા જતાં યાત્રાળુઓને માટે અનેક ઠેકાણે સત્રાગારો કરાવ્યાં હતાં અને દેવમંદિરોના નિભાવ માટે પણ યોગ્ય પ્રબંધ કર્યો હતા. मण्डलीक–महाकाव्य પરથી જાણવા મળે છે કે મહીપાલે પશ્ચિમના (બેટ શંખોદ્ધારના) રાજવી સાંગણને હરાવ્યો હતો.[૫૫]

વૃદ્ધાવસ્થામાં એને એક પુત્ર થયો, જેનું નામ 'માંડલિક' પાડવામાં આવ્યું. ઉંમરે આવતાં માંડલિકનો યૌવરાજ્યાભિષેક થયો. સં. ૧૫૦૭(ઈ.સ. ૧૪૫૧)માં પુત્રનો 'માંડલિક ૩ જા' તરીકે રાજ્યાભિષેક કરી રા' મહીપાલે પોતે વાનપ્રસ્થ ગ્રહણ કર્યું હતું.[૫૬]

## રા' માંડલિક ૩ જો

પિતાએ કરેલા રાજ્યાભિષેક સમયે માંડલિકે ખંભાતના દેવા-સુત શાહ હાંસ વગેરેની વિનંતીથી 'અમારિઘોષણા' જાહેર કરી પ્રત્યેક માસની પાંચમ આઠમ અગિયારસ ચૌદસ તથા અમાસને દિવસે પોતાના રાજ્યમાં પશુહિંસા ન કરવાની આજ્ઞા કરી.[૫૭] ઉપરકોટમાં દક્ષિણ કોઠાની અંદરની દીવાલમાંના સં. ૧૫૦૭(ઈ.સ. ૧૪૫૧)ના સંસ્કૃત અને તત્કાલીન ગુજરાતી ભાષામાં લખાયેલા લેખમાં ઉપરની અમારિઘોષણા ઉપરાંત એની બીજી પણ પ્રશસ્તિ આપવામાં આવી છે. ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છના રાજવીઓમાંનો આ એક એવો રાજવી છે કે જેને નાયક તરીકે નિરૂપીને 'મહાકાવ્ય' રચવામાં આવ્યું છે. એ 'मण्डलीक–महाकाव्य' તરીકે પ્રખ્યાત છે ને એનો રચનાર એ જ ગંગાધર કવિ લાગે છે કે જેણે ચાંપાનેરના રાજવી ગંગદાસ ચૌહાણને નાયક તરીકે નિરૂપી गङ्गदासप्रतापविलास નામનું નાટક રચ્યું છે. આ કાવ્ય દ્વારા જાણવા મળે છે કે રા' માંડલિક ૩ જાએ કુંતા, ઉમા, કિક્કા માણિક્યદેવી અને યમુના નામની ચાર કુંવરીઓ સાથે લગ્ન કર્યાં હતાં, જેમાંથી કિક્કાથી એને મેલિગ નામનો કુમાર થયો હતો.

એ મહાકાવ્ય અનુસાર બેટ શંખોદ્ધારના રાજવી સાંગણની ઉપર દરિયાઈ સવારી કરી, એનો પરાજય કરી, વિજય પામી માંડલિકે બેટના શ્રીશંખનારાયણ દેવનું પૂજન કર્યું. ત્યાંથી પાછા વળતાં ફરી સાંગણ પારસીકો(સંભવતઃ સિંધના મુસ્લિમ શાસક)ની મદદ લઈ આડો પડ્યો ત્યાં સૈંધવો સાથે યુદ્ધ થયું, જેમાં માંડલિકનો સંપૂર્ણ વિજય થયો.[૫૮]

માંડલિક સત્તા ઉપર આવ્યા પછી પાંચમા વર્ષે (૧૬–૧૧–૧૪૫૫ના રોજ) જૂનાગઢના ભક્તકવિ નાગર નરસિંહ મહેતાની કસોટીનો પ્રસંગ બન્યો હતો.[૫૯]

માંડલિકના દરબારમાં વિદ્વાનોને તેમ વિદ્યાને માટે માન હોવાનું જણાય છે. બહારથી આવેલો કવિ ગંગાધર એની યુવાવસ્થાનાં ચરિતોને મહાકાવ્યના રૂપમાં નિરૂપે છે, તો આ કાવ્યની રચના પછી સંભવતઃ જન્મેલી વીનવાણી નામની માંડલિકની રાજકુમારી द्वारका-पत्तल નામનું નાનું સુમધુર કાવ્ય રચે છે.[૬૦] આ રાજકુમારી ઝાલા વંશના વીરસિંહના પૌત્ર રાજા હરસિંહદેવની રાણી હતી. द्वारका-पत्तलની રચના કરી ત્યારે એ વિધવા હતી. આ કાવ્યમાં નોંધપાત્ર એ છે કે એ પોતાના પિતા માંડલિક વિશે લખતાં ગૌરવપૂર્ણ રીતે જણાવે છે કે 'યાદવ વંશમાં વિકસેલી કીર્તિવાળો, પોતાના પ્રતાપથી મહત્ત્વ પામેલો, સદ્ધર્મ અને વિદ્યાને જેણે આશ્રય આપ્યો હતો તેવો, જેણે ભિન્ન ભિન્ન દિશાઓમાં બહાદુર શત્રુઓ ઉપર વિજય મેળવ્યો હતો, દયા દાન માટે જ જેણે સંપત્તિ એકત્રિત કરી હતી, યાચકોને જે જોઈએ તે આપનારો હતો, તે રાજવી માંડલિક માની હતો, અર્થાત્ પોતાનું ગૌરવ જાળવી રાખનારો હતો.'[૬૧]

मण्डलीक-महाकाव्य ઈ.સ. ૧૪૬૦ ના અરસામાં લખાયું હોવાથી ગુજરાતના સુલતાન કે એનાં સૈન્યો સાથેના વિગ્રહની કોઈ ખાસ વિગત એમાં મળતી નથી; માત્ર એક આછું સૂચન મળે છે કે માંડલિક જ્યારે ઘોડેસવાર થઈ તલવાર ઘુમાવતો મ્લેચ્છોની સામે ધસી જતો હતો ત્યારે લોકો બોલી ઊઠતા કે શું ભગવાન કલ્કિ મ્લેચ્છોનો વિનાશ કરવા ઘૂમી રહ્યા છે, વગેરે. આ બાબત એમ સૂચવે છે કે માંડલિકે સોરઠમાંનાં મુસ્લિમ થાણાં ઉઠાડી મૂક્યાં હોય. માંગરોળમાંનું મુસ્લિમ થાણું દૂર કરવાનો પ્રયત્ન થયો હતો એ વિશે માહિતી મળે જ છે. મહમૂદ બેગડાના સમયમાં સૈયદ સિકંદરના વંશજ સૈયદ રાજૂના હાથમાં માંગરોળની સત્તા હતી. એના અમદાવાદમાં રહેતા હજરત શાહઆલમને ઉદ્દેશી લખેલા પત્રમાં સ્પષ્ટ લખ્યું છે કે 'ખાસ કરીને ગઢ ગિરનારનો રાજા અને વર્તમાન હાકેમો એટલા પ્રમાણમાં મુસલમાનોની વિરુદ્ધ છે કે હવે આ સ્થળે વસવું મુશ્કેલ થઈ પડયું છે,' જેના જવાબમાં પણ શાહઆલમ સાહેબના શબ્દ સ્પષ્ટ છે કે 'મઝકૂર હાકેમ ટૂંકા સમયમાં યોગ્ય શિક્ષાને પ્રાપ્ત થશે.'[૬૨]

ઈ.સ. ૧૪૫૭માં બેગડો ૧૪ વર્ષની વયે સત્તા ઉપર આવ્યો ત્યારે હજી એની ઊગતી ઉંમર હતી. એ પછી સારી એવી તૈયારી કરી લીધી ત્યારે એણે માંડલિકને મુસ્લિમ ધર્મનો અંગીકાર કરી તાબેદારી સ્વીકારવાનું કહેણ મોકલ્યું.  આના અસ્વીકારનું બહાનું મળતાં એણે ઈ.સ. ૧૪૬૭ માં પોતાની ૨૪ વર્ષની ભરજુવાનીમાં જૂનાગઢ ઉપર ચડાઈ કરી. બેગડો ચડી આવે છે એ જાણવામાં આવતાં ત્યાંના હિંદુઓ પોતાનાં માલમિલકત અને કુટુંબીજનોને 'મહાબિલા'[૬૩] નામની

પહાડી ખોમાં સલામત જગ્યાએ લઈ ગયા. સુલતાને એ સ્થળે પણ પહોંચી જઈ હિંદુઓની માલમિલકતની ભારે લૂંટ ચલાવી. રક્ષકોએ ટક્કર આપી, પણ તેઓ ભારે ખુવારી વહોરીક્ષીણ થઈ ગયા. રાજા માંડલિક અને એના સૈનિકોએ ઉપરકોટના કિલ્લાઓમાં બહાર આવી મુસ્લિમ સેનાનો સામનો કર્યો, પરંતુ તેઓ ટકી શક્યા નહિ. રા' માંડલિક ઘવાયો. એ કિલ્લામાં ભરાઈ ગયો. મુસ્લિમ સેનાએ જૂનાગઢ પ્રદેશમાં લૂંટફાટ કરીને પ્રદેશને સાફ કરી નાખ્યો. આવી સ્થિતિ થતા માંડલિકે સંધિ કરી, તાબેદારી સ્વીકારી અને ખંડણી આપી, એટલે તત્કાલ પૂરતો મહમૂદ અમદાવાદ તરફ ચાલ્યો ગયો.[૬૪]

બીજે વર્ષે (ઈ.સ. ૧૪૬૮ માં) મહમૂદને સમાચાર મળ્યા કે રા' માંડલિક સોનેરી છત્ર ધારણ કરી તળેટી સુધી ભભકાથી દેવપૂજા કરવા જાય છે.[૬૫] જુવાન સુલતાનને આ કરેલી સંધિની વિરુદ્ધ લાગે એ સ્વાભાવિક છે, તેથી માંડલિકનો એ ગર્વ ઉતારવા એણે ૪૦ હજારનું મજબૂત સૈન્ય જૂનાગઢ ઉપર ચડી જવા રવાના કર્યું. માંડલિક છત્ર ન આપે તો દેશને લૂંટી વેરાન કરવાનો પણ હુકમ આપ્યો હતો. પરિસ્થિતિ સમજી લઈને માંડલિકે છત્ર અને બીજી કિંમતી ભેટો મોકલી આપી દેશને ખાનાખરાબીમાંથી ઉગારી લીધો.[૬૬]

પ્રભાસપાટણ અને મંગરોળમાં મુસ્લિમ થાણાં જામી ગયેલાં હતાં તેઓને માંડલિકનો ભય હમેશાં રહ્યા કરતો, તેથી સોરઠ પ્રદેશને પૂર્ણ રીતે મુસ્લિમ શાસન નીચે મૂકવાના પ્રબળ મનોભાવથી ઈ.સ. ૧૪૬૯ માં મહમૂદ પ્રબળ સેના સાથે જૂનાગઢ ઉપર ધસી આવ્યો અને એણે માંડલિકને 'કાં તો ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર યા ફના થઈ જા' એમ કહેણ મોકલાવ્યું. માંડલિકે યુદ્ધનો સ્વીકાર કરી લીધો. સ્થાનિક હિંદુ અનુશ્રુતિ મુજબ, માંડલિકે ઉપરકોટના કિલ્લામાં સંપૂર્ણ તૈયારી કરી દરરોજ એક ટુકડીને કિલ્લામાંથી બહાર લડવા મોકલવાનો આરંભ કર્યો. દરમ્યાન રા'નો મંત્રી વિશળ ફૂટી ગયો ને એણે કોઠારનો ઝડપથી વ્યય કરી નાખ્યો અને અગાઉથી કરેલા સંકેત પ્રમાણે કિલ્લાના દરવાજા ખોલી નખાવ્યા, પરિણામે મહમૂદ પોતાના સૈનિકો સાથે કિલ્લામાં ઘૂસી ગયો. રાજપૂતો યુદ્ધને માટે તૈયાર જ હતા. એ સમયના પ્રબળ જંગમાં રાજપૂતોએ પોતાનું ભારે ખમીર બતાવ્યું અને મુસ્લિમ સેનાનો ભારે વિનાશ કર્યો. મુસ્લિમ સેનાને  પીછેહઠ કરતી જોઈ મહમૂદ પોતાના ચુનંદા સૈનિકો સાથે માંડલિકના સૈનિકો ઉપર ધસી ગયો. માંડલિક ઘેરાઈ ગયો અને પ્રબળ સામનો આપતાં પાછળથી કોઈ મુસ્લિમ સૈનિકે મારેલા બરછીના ઘાથી ઘરાશાયી થયો. મહમૂદે એને મુસ્લિમ બનાવવાની પ્રતિજ્ઞા લીધી હતી તે સાચી ઠરાવવાને કોઈ અન્ય રાજપૂત

યોદ્ધાને અંગરક્ષકો લઈ ગયા અને મહમૂદે પ્રતિજ્ઞાનું પાલન કર્યું, એ જ માંડલિક છે એમ સમજીને, પરંતુ ઘાયલ થયેલો માંડલિક જીવતો હતો ને એને એના સૈનિકો સુરક્ષિત સ્થળે લઈ ગયા હતા. કહેવાય છે કે પછી એ કાપડી વેશે ગુમાવેલું રાજ્ય પાછું મેળવવા સોરઠમાં બે વર્ષ ફરતો રહ્યો હતો.[૬૭]

પરંતુ મુસ્લિમ તવારીખકારોએ એવું નોંધ્યું છે કે છેવટે ખોરાકની તંગીથી ખૂબ મુશ્કેલી ઊભી થતાં રા' માંડલિકે તાબે થઈને સુલતાન જે કહે તે પ્રમાણે કરવાનું વચન આપી દયા માટે વિનંતી કરી. મહમૂદે રા'ને મુસલમાન થવાનું કહ્યું અને એણે પણ છેવટે એ કબૂલ કર્યું. એને 'ખાનજહાન'નો ઇલકાબ આપવામાં આવ્યો, એ મહમૂદ સાથે અમદાવાદ ગયો, ત્યાં શાહઆલમ સાહેબના વચનથી એ મુસલમાન થયો, ને શેષ જીવન અમદાવાદમાં ગાળી ત્યાં મૃત્યુ પામ્યો. ત્યાંના માણેકચોકમાં આ ખાનજહાનની કબર બતાવવામાં આવે છે.[૬૮]

અગાઉ જણાવ્યા મુજબ द्वारका–पत्तलના શ્લોક ૨ માં માંડલિક માની હતો એવું કહેવામાં આવ્યું હોઈ એણે ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો હોય એવું લાગતું નથી. ઇસ્લામ સ્વીકાર્યો હોય તો એને સોરઠનું રાજ્ય મહમૂદે આપ્યું જ હોત. એ બન્યું નથી. મહમૂદે તો સોરઠ ખાલસા કરી, જૂનાગઢનું નામ 'મુસ્તફાબાદ" આપી ત્યાં રહેવાનું પસંદ કર્યું ને સિક્કા પણ પડાવ્યા.

मण्डलीक–महाकाव्यમાં એ સ્થળે જણાવ્યા પ્રમાણે માંડલિકને 'મેલિગ' નામનો કુમાર હતો,[૬૯] પાછળથી તો 'ભૂપત' નામના કુમારને મહમૂદના હુકમથી અગત્યનો વહીવટ આપવામાં આવ્યો હતો, જેને સુલતાને ઘેડના પ્રદેશમાંની સીલ-બગસરા ચોવીસીની જાગીર આપી હતી, બીજા રાજપૂતોથી ભિન્ન ઓળખવા એને 'રાયજાદા'નો ઇલકાબ પણ આપવામાં આવ્યો હતો. એ વંશના રાજપૂતો ત્યારથી 'રાયજાદા' કહેવાતા થયા.[૭૦] આ હકીકત પણ મુસ્લિમ વૃત્તાંત અયથાર્થ હોવાની શંકાને સમર્થન આપે છે.

સંભવ છે કે મેલિગ કિશોરાવસ્થામાં મરણ પામ્યો હોય અને વીનવાયીની માફક मण्डलीक–महाकाव्यની રચના પછી જ જન્મ્યો હોય.

ભૂપતસિંહને ઈ.સ. ૧૪૬૯ પછી તરતમાં જ સીલ-બગસરા ચોવીસી મળી હશે. ત્યાં એ ઈ.સ. ૧૫૨૫ માં અવસાન પામ્યો અને એની પછી નોંઘણ (મૃત્યુ ઈ.સ. ૧૫૫૨) અને પછી નોંઘણનો પુત્ર શ્રીસિંહ (મૃત્યુ ઈ.સ. ૧૫૮૬) અનુક્રમે એ ચોવીસીના જાગીરદાર બન્યા.[૭૧]

આમ જૂનાગઢના ચૂડાસમા વંશનું પ્રભુત્વ રા' માંડલિકના પરાજય અને એના અવસાન સાથે પૂરું થયું; સોરઠ પર ત્યારથી મુસ્લિમ સત્તા ચાલુ થઈ.

## ૩. જેઠવા વંશ

ઈ.સ. ૧૩૦૪ માં પશ્ચિમ સૌરાષ્ટ્રમાં ઘૂમલી (તા. ભાણવડ, જિ. જામનગર) આસપાસના વિશાળ પ્રદેશ ઉપર જેઠવા વંશના રાણા ભાણજી(ઈ.સ.૧૨૯૦થી)-ની સત્તા હતી.[૭૨]

એમ કહેવામાં આવ્યું છે[૭૩] કે સં. ૧૩૬૯ ( ઈ.સ. ૧૩૧૩ ) આસપાસ સિંધમાંથી ચડી આવેલા જામ ઉન્નડના પરાજય પછી ત્રણ વર્ષે ચડી આવેલા એના પુત્ર બામણિયાજીના હાથે ભાણ જેઠવાનો પરાજય થતાં ને ઘૂમલીનો નાશ થતાં ભાણ બરડાની પશ્ચિમ તળેટીમાં આવેલા રાણપુર (તા. ભાણવાડ, જિ. જામનગર) આવ્યો અને ત્યાં રાજધાની કરી રહ્યો. એણે સં. ૧૪૩૬ ( ઈ.સ. ૧૩૭૦) સુધી રાજ્ય કર્યું.[૭૪]

મુશ્કેલી એ નડે છે કે એ પંથકની સીમાએ આવેલા રાવલ ગામ (તા. કલ્યાણપુર, જિ. જામનગર)ના કોટની દીવાલ ઉપરના લેખ(સં. ૧૩૭૫- ઈ.સ. ૧૩૧૮)માં 'ભૂતાંબિલીમાં મંડલકરણે...... રાણશ્રી જયઇતપાલ ભૂપાલના રાજ્યમાં' એવો નિર્દેશ થયેલો છે[૭૫] એટલે રાજધાની 'ભૂતાંબિલી-ભૂમલી-ધૂમલી'થી ખસી લાગતી નથી અને ભાણજીના રાજ્યકાલના ૨૩ મા વર્ષે આમ રાણા જયઇતપાલની સત્તા જોવા મળે છે.

એવું માનવું પડે કે જામ બામણિયાએ હરાવ્યા પછી ભાણ ઘૂમલી-માંથી ખસી ગયો હોય અને એ ગાળામાં કુટુંબનો જ જયઇતપાલ ઘૂમલીમાં ગાદીનશીન થયો હોય. એ હકીકત પણ લક્ષ્યમાં રાખવા જેવી છે કે આ સમયે ન તો સિંધમાં કે ન તો કચ્છમાં કોઈ ઉન્નડ કે એનો દીકરો બામણિયો હોવાનું જાણવામાં આવ્યુ છે, વળી રાણપુર તો હજી વસ્યું જ નહોતું અને એને તો રાણા રાણોજીએ ઈ.સ. ૧૩૯૬ (ઝફરખાનને હાથે થયેલો પરાભવ) પછી વસાવી રાજધાની બનાવી હતી. હકીકતે ઈ.સ. ૧૩૧૩ થી ૧૩૬૦ સુધી શૂન્યાવકાશ જણાય છે અને ઈ.સ. ૧૩૬૦ માં રાણો જસધવલજી સત્તા ઉપર આવ્યો જાણવામાં આવે છે, જેના પછી રાણો રાણોજી ૩ જો ઈ.સ. ૧૩૯૨ માં સત્તા પર આવે છે.[૭૬] અહીં વળી એક ગૂંચ પડે છે: રાણાવાવ(મ. રાણાવાવ, જિ. જૂનાગઢ)માંથી મળેલા સં. ૧૪૪૦( ઈ.સ.૧૩૮૪)ના પાળિયામાં (રાણ)શ્રી

સંઘસુત રાણશ્રી ભાણ સૂચિત થયેલ છે કે જેને તુર્કો નમાવી શકયા નહોતા[૭૭] પ્રાપ્ય વંશાવલી આવી છે:

| | |
|---|---|
| ૧૬૧ જસધવલજી ૧૩૬૦ | ૧૬૨ રાણોજી (૩) ૧૩૯૨ |
| ૧૬૩ સંઘજી (૩) ૧૪૨૦ | ૧૬૪ ભાણજી (૫) ૧૪૬૧ |

પરંતુ ઈ.સ. ૧૩૮૪ માં 'ભાણ' હયાત હોય તો એનો પિતા 'સંઘ' એનાથી પણ પહેલાં હોય એટલે આ વર્ષોમાં ૭૭ વર્ષોનો તફાવત ઊભો થાય છે, એટલે હકીકતે નીચે પ્રમાણે વંશાવલી હોવી જોઈએ:

| | |
|---|---|
| ૧૬૧ જસધવલજી ૧૩૬૦ | ૧૬૨ સંઘજી (૩) ૧૩૬૦ |
| ૧૬૩ ભાણજી (૫) ૧૩૮૪ માં હયાત | ૧૬૪ રાણોજી (૩) ૧૩૯૨ |

અગાઉ જોયું તેમ જૂનાગઢના રા' મોકલસિંહે ઝફરખાનના કહેણથી ધૂમલી ઉપર હલ્લો કર્યો હતો અને ભાણજીને પરાભવ આપ્યો હતો.[૭૮] ધૂમલીનો ખરેખરો વિનાશ તો ઈ.સ. ૧૩૯૬ આસપાસ ગુજરાતના સૂબા ઝફરખાને ધૂમલી પર મુસ્લિમ સત્તા પ્રવર્તાવી ત્યારે થયો. આ રાણા રાણોજી ૩ જાના સમયમાં બન્યું. આ રાણોજી ધૂમલીમાંથી ખસી ગયો અને થોડા અંતર ઉપર બરડાની પશ્ચિમ તળેટીમાં આવેલા સ્થાને 'રાણપુર' વસાવી, ત્યાં રાજધાની કરી રાજ્ય કરવા લાગ્યો. એણે ખરેખર કયાં સુધી રાજ્ય કર્યું અને પછી એના તરતના અનુગામી તરીકે કોણ આવ્યું એ વિશે નવો પ્રકાશ સાંપડયો છે.

ધૂમલીની બરડાઈ બ્રાહ્મણોની ધર્મશાળાના કૂવામાંથી એક શિલાલેખ સં. ૧૪૬[૦]ની માઘ વદિ પાંચમ અને શુક્ર(તા. ૧-૧-૧૪૦૪)નો મળી આવ્યો છે તેમાં 'राणश्री रामदेवविजयराज्ये कुर्वाणे' શબ્દ મળી આવતા હોઈ ઈ.સ. ૧૪૦૪ માં, અત્યાર સુધી ન જાણવામાં આવેલો, રાણો રામદેવ (હકીકતે ૨ જો)[૭૯] રાણોજી ૩ જા પછી સત્તા ઉપર આવ્યો કહી શકાય છે. નીચે સ્પષ્ટ થશે તેમ એના પછી સંઘજી (ઈ.સ. ૧૪૨૯) અને પછી એનો પુત્ર ભાણ આવે છે. ઈ.સ. ૧૪૦૪ની પહેલાં કે સંધિએ આવેલા રામદેવ ૨ જા સાથે સંઘજી અને ભાણજી ૬ ઠ્ઠાનો મળી રાજ્યકાલ ઓછામાં ઓછાં ૬૦ વર્ષોનો કહી શકાય.

માંગરોળ–સીલ પાસેના આજક( તા. માંગરોળ, જિ. જૂનાગઢ)ની સીતામાઈની જગ્યાની ધર્મશાળાના પગથિયામાં જડેલો સં. ૧૫૧૯(ઈ.સ. ૧૪૬૩)નો એક પાળિયો જોવામાં આવ્યો છે, જેમાં રાણા ભાણે એના બાલપુત્ર ભીમકરણને ત્યાંના ભગવાન નારાયણને પગે લગાડવાનું લખ્યું છે એટલે ૧૬૪ મા રાણા રાણોજી ૩ જા (ઈ.સ. ૧૩૯૨) અને ૧૬૫ મા રાણા રાણોજી ૪ થા (ઈ સ.

૧૪૯૨) વચ્ચે ૧૦૦ વર્ષનો મોટો ગાળો ખાલી પડે છે. આ ગાળામાં ભાણજી ૬ ઠો, ખીમકરણ ૧ લો અને ગોસા(તા. પોરબંદર, જિ. જૂનાગઢ)ના સં. ૧૫૩૬ (ઈ.સ. ૧૪૮૦)ના 'પાદશાહ શ્રી મહમંદના રાજ્યમાં જેઠવા શ્રી વિક્રમાઇત'ના સમયના એક વાવ કરાવ્યાના લેખ પ્રમાણે રાણો વિક્રમાત[૯૦] સત્તા ઉપર આવ્યો હોય તો વંશાવલી આ રૂપ ધારણ કરે :

૧૬૪ અ. રામદેવ (૨) ૧૪૦૪ માં હયાત
૧૬૪ આ. સંઘજી ૧૪૨૦ માં હયાત
૧૬૪ ઇ. ભાણજી[૯૧] (૬) ૧૪૬૩ માં હયાત
૧૬૪ ઈ. ખીમકરણ (૧) ૧૪૬૩ માં હયાત
૧૬૪ ઉ. વિક્રમાત (૩) ૧૪૮૦ માં હયાત

અને એના પછી વંશાવળી પ્રમાણે :

૧૬૫ રાણોજી (૪) ૧૪૯૨

આમ મળેલી વંશાવલીના આંક ૧૬૨નો અને સુધારેલી વંશાવલીના આંક ૧૬૪નો રાણોજી ૩ જો ઈ.સ. ૧૩૯૨ માં અને ૧૬૫નો રાણોજી ૪થો ઈ.સ. ૧૪૯૨માં હોતાં વચ્ચે પાંચ રાણા મુકાતાં એ ૧૦૦ વર્ષનો ગાળો પૂરી શકાય છે. અહીં વચ્ચે એક વંશાવલી પ્રમાણે "મેહજી" જાણવામાં આવ્યો છે, તો એ

૧૬૫ અ. મેહજી[૯૨].........

અહીં એને રાણોજી અને રાણાશ્રી ખીમાજી વચ્ચે મૂક્યો છે. આ પછીની વંશાવલી :

૧૬૫ આ. રામજી અને ૧૬૫ ઇ. મેહજી.........
૧૬૬ ખીમોજી (૨) ૧૫૨૫
૧૬૭ રામદેવજી (૩) ૧૫૫૦

રાણપુરમાં રહી જ્યારે રાણો રામદેવજી ૩ જો રાજ્ય કરી રહ્યો હતો ત્યારે જામનગરમાં રહી જામ સત્રસાલ કિંવા સતોજી પોતાના રાજ્યની સીમા વધારવાનો પ્રબળ પુરુષાર્થ કરી રહ્યો હતો. એણે પોતાનાં સગા ભાણેજ રાણા રામદેવજીનું રાજ્ય ખૂંચવી લેવાનો પ્રપંચ શરૂ કર્યો. એક વિવાહ પ્રસંગે નિમંત્રણ મોકલી સતાજીએ રામદેવને તેડાવી પોતાના રાજ્યમહેલમાં જ ઘાત કરાવ્યો. અને રાણાનો પ્રદેશ દબાવવાનો આરંભ કર્યો. રામદેવના પુત્ર ભાણજી ૭ માએ સત્તાસૂત્ર ધારણ તો કર્યાં, પણ જામનો ઉપદ્રવ વધી પડતાં રાણપુર છોડી ટીંબી (ટીંબડી, તા. ભાણવડ, જિ. જામનગર.) જઈ, રાજકુટુંબના રક્ષણ માટે સોઢાણે (તા.

પોરબંદર, જિ. જૂનાગઢ) જઈ રહ્યો.૮૪ જામનાં સૈન્યોએ બરડાની ધારે વધતાં વધતાં પોરબંદરની ખાડીના ઉત્તર કાંઠે આવેલા ઓખીરા (તા. પોરબંદર, જિ. જૂનાગઢ) ગામ સુધી વધી ત્યાં જકાતી થાણું સ્થાપ્યું. રાણા ભાણજીને આ દરમ્યાન તાવ લાગુ પડ્યો ને સત્તાના ચાર મહિને જ મરણ પામ્યો. આમ—

૧૬૮ ભાણજી (૭) ૧૫૭૪

અને એના પછી.........

૧૬૯ ખીમોજી (૩) ૧૫૭૪

ખીમોજી સત્તા ઉપર આવ્યો તેની સામે પણ જામનો ઉપદ્રવ પ્રબળ માત્રામાં જારી રહ્યો. ખીમોજી સગીરાવસ્થામાં હોઈ વિધવા માતા કલાંબાઈએ વાલી દરજ્જે સત્તા-સૂત્ર હાથ ધર્યાં. આ સમયે પોરબંદરની પૂર્વ દિશામાં ખાડીના કાંઠે આવેલા છાયા(તા. પોરબંદર, જિ. જૂનાગઢ)માં રાજધાની ફેરવી લેવામાં આવી હતી.૮૫ આ સમયે બરડાનો સમગ્ર પ્રદેશ જામની સત્તા નીચે આવી ચૂક્યો હતો.

## ૪. દક્ષિણ સૌરાષ્ટ્રનો વાજાવંશ

પૂર્વે (ગ્રંથ ૪, પૃ. ૧૫૧માં) સૂચવાયું છે તે પ્રમાણે વાજા રાજવી રાજશ્રી છાડાનો પૌત્ર વયજલદેવ સં. ૧૩૫૭ (ઈ.સ. ૧૩૦૧) સુધી હયાત હતો. એના પછી એનો પુત્ર મૂધરાજ (કે મેઘરાજ) સત્તાધારી બન્યો હોવાનું જણાય છે. ધામળેજ(તા. વેરાવળ-પાટણ, જિ. જૂનાગઢ)ના સં. ૧૪૩૭(ઈ.સ. ૧૩૮૦)ના અભિલેખ ૮૬ પ્રમાણે રાજા ભર્મે પોતાના ભાઈ 'મેઘનૃપતિ'ની પરલોક યાત્રા સફળ થવા માટે મેઘપુર ગામ દાન આપ્યાનું મળે છે; આ પહેલાંનો સં. ૧૪૩૨ (ઈ.સ. ૧૩૭૬) નો પ્રભાસપાટણના મોટા દરવાજાનો લેખ૮૭ જાણવામાં આવ્યો છે તેમાં ભર્મ પ્રભાસ પાટણનો શાસક હોવાનું સૂચિત છે. હકીકતે, ઈ.સ. ૧૩૬૯ માં ઝફરખાને પ્રભાસપાટણ પર ચડી આવી સોમનાથ મંદિરને ભ્રષ્ટ કર્યું ત્યારે ત્યાંના જંગમાં મેઘરાજ માર્યો ગયો હશે.૮૮ ભર્મના સમયમાં કોઈ ઉપદ્રવ થયો જાણવામાં આવ્યો નથી.

ભર્મ આ પછી થોડા જ સમયમાં ગુજરી ગયો જણાય છે, કારણ કે ઊના પાસેના  ફૂલકા (તા. ઊના, જિ. જૂનાગઢ) ગામમાંથી મળેલા સં. ૧૪૪૩(ઈ.સ. ૧૩૮૬)ના પાળિયાના લેખમાં રાજશ્રી શવગણ(શિવગણ)નું રાજ્ય નિર્દેશાયું છે.૮૯ ભર્મ અને શિવગણ વચ્ચેનો સંબંધ પકડાતો નથી. શિવગણ શક્તિશાળી રાજવી જણાય છે. એનું 'શિવરાજ' નામ પણ જાણવામાં આવ્યું છે. ઈ.સ. ૧૩૯૩ માં શિવરાજે

ચોરવાડ (તા. માળિયા–હાટીના, જિ. જૂનાગઢ) ઉપર હુમલો કર્યો ત્યારે ચૂડાસમા
વંશના ગુહિલોત્તમનો પૌત્ર પાથાક એના સામે લડતાં માર્યો ગયો હતે.[૯૦]

ગુજરાતના સૂબા ઝફરખાને આક્રમણ ઈ.સ. ૧૩૯૬ માં કર્યાનું અને સોમ-
નાથના મંદિરનો વિધ્વંસ કરી મોટા મોલવીઓ અને કાયદાનો અમલ કરવા
કાજીઓ નીમ્યાનું મુસ્લિમ ઇતિહાસકારો જણાવે છે, આમ છતાં સં. ૧૪૫૭-
(ઈ.સ. ૧૪૦૧)ના સુત્રાપાડા (તા. પાટણ, જિ. જૂનાગઢ) નજીકના, ભૂવાટીંબી
ગામના શિલાલેખમાં શિવગણનું એ પંથક ઉપર રાજ્ય હોવાનું લખ્યું છે,[૯૧] એટલે
ઉપરનો ઉપદ્રવ ક્ષણજીવી જ હશે અને પ્રભાસપાટણના પંથકમાં શિવગણ સલામતી-
પૂર્વક રાજ્ય કરતો રહ્યો હશે. શિવગણના જ સત્તાકાલમાં ઈ.સ. ૧૪૦૨ માં
ફરીથી ઝફરખાન સોમનાથ ઉપર ચડી આવેલો અને હિંદુઓને દીવ સુધી
તગેડી મૂકયા એવું પણ નોંધાયેલું છે (આ પૂર્વે પૃ. ૪૪). એ ગયા પછી
ગમે તે રીતે ફરી શિવગણ વહીવટ કરતો લાગે છે, અથવા તો એનો પુત્ર બ્રહ્મદાસ
આવી ગયો હશે.

આ પછી સં. ૧૪૬૨(ઈ.સ. ૧૪૦૬)માં પ્રભાસપાટણના શિલાલેખમા[૯૨]
જણાવ્યા મુજબ શ્રીપત્તનમાં શિગ(?વ)નાથના પુત્ર બ્રહ્મદાસના વિજયરાજ્યમાં
હેબતખાન, મલિક સાલ અને મલિક સેરે મોટી સેના સાથે શહેર ઉપર આક્રમણ
કર્યું તે વખતે બ્રહ્મદાસના પક્ષે લડતાં ફરીદ નામનો વોરો માર્યો ગયો, એવો
નિર્દેશ થયો હોઈ શિવનાથ-શિવગણના પુત્ર બ્રહ્મદાસની એ સમયે પ્રભાસપાટણના
પ્રદેશ પર સત્તા હતી અને ઈ.સ. ૧૪૦૧ થી ૧૪૦૬ વચ્ચે શિવગણનું અવસાન
થતાં એનો પુત્ર બ્રહ્મદાસ સત્તાધીશ થયો હશે.

આ પછી પ્રભાસપાટણના વાજા રાજાઓ વિશે કશો ઉલ્લેખ મળતો ન હોઈ,
ઈ.સ. ૧૪૧૪ માં અમદાવાદનો સુલતાન અહમદશાહ ૧ લો જૂનાગઢના રા' ઉપર
પ્રભુત્વ જમાવી પ્રભાસપાટણ ઉપર ધસી ગયો ત્યારે વાજાઓની સત્તા નાબૂદ થઈ
ચૂકી હોય અને માંગરોળની જેમ મુસ્લિમ સત્તા નીચે એ મુકાઈ ગયું હોય.

## ૫. માંગરોળમાં તિરમિઝી સૈયદો અને કાજી શેખો

વાઘેલા કર્ણદેવનું શાસન માંગરોળ–સોરઠ(જિ. જૂનાગઢ) ઉપર સં. ૧૩૫(૩)
(ઈ.સ. ૧૨૯૭)માં હતું.[૯૩] એ પછી આ પ્રદેશ પર જૂનાગઢના વંથળીના
ચૂડાસમાઓની આણ નીચે સ્થાનિક શાસકો રાજ્ય કરતા હોવાનું જણાય છે,
પણ એમની વિગતો મળતી નથી. વચ્ચે વચ્ચે અહીં મુસ્લિમ થાણાં પણ
સ્થપાયાં હતાં.[૯૪]

ગુજરાતના સૂબા તરીકે ફીરોઝ તુગલુકના સમયમાં જ્યારે ઝફરખાન ફારસી હતો ત્યારે ઈ.સ. ૧૩૬૮માં શમ્સખાન, ઇઝ-ઉદ્-દીન અને હઝરત મખ્દુમ સૈયદ સિકંદરની સરદારી નીચે સૌરાષ્ટ્રની દક્ષિણનો પ્રદેશ કબજે લેવા દિલ્હીથી લશ્કર મોકલવામાં આવેલું. એ સમયે રાઈ કુમારપાલ મંગરોળમાં સત્તાસ્થાને હતો જે યુદ્ધમાં મરાતાં તેમ શમ્સખાન પણ મરાઈ જતાં ઇઝ-ઉદ્-દીને માંગરોળનો કબજો લઈ નાયબ સેનાપતિ સૈયદ સિકંદરને માંગરોળનો વહીવટ સોંપ્યો અને પોતે દિલ્હી ચાલ્યો ગયો.૯૫

તિરમિઝી સૈયદોની સત્તા આમ સૈયદ સિકંદરથી સ્થપાઈ, પરંતુ એણે પશ્ચિમ બાજુ ટોટેક માઈલ ઉપર નવું વસાવેલું મખ્દુમપુર સ્વીકાર્યું અને માંગરોળ પરગણાનો વહીવટ પોતાના સસરા મલિક ગોહરને સોંપ્યો.૯૬ આ સત્તા માંગરોળ ખાતે મર્યાદિત હતી. પ્રબળતા તો ઈ.સ. ૧૩૯૫-૯૬માં ઝફરખાન દક્ષિણ સૌરાષ્ટ્ર ઉપર ચડી આવ્યો ને સાર્વભૌમ શાસન ચૂડાસમાઓ તેમ વાજાઓ અને જેઠવાઓ ઉપર સ્થાપ્યું ત્યારે જ થઈ. હિ. સ. ૭૯૯ (ઈ.સ. ૧૩૯૬) ના માંગરોળના એક સંસ્કૃત-ફારસી દ્વિભાષી શિલાલેખમાં, ફીરોઝ તુગલુક પછી થોડા સમય માટે એનો નાનો પુત્ર નુસ્રતખાન દિલ્હીમાં સત્તા ઉપર હતો ત્યારે માંગરોળ મલિક યાકૂબની સત્તા નીચે હતું.૯૭

પાછળથી કાજી શેખોનું મોડેથી શાસન થયું. તેઓનો પૂર્વ પુરુષ શેખ જલાલુદ્દીન કાજી પણ સૈયદ સિકંદર સાથે જ આવેલો.૯૮ સૈયદ સિકંદરના વંશજો 'બડી મેડી'ના પીર કહેવાય છે અને નાના ગિરાસદાર છે.

## ૬. ઝાલા વંશ

ઝાલા વંશની જે વંશાવલી એચ. વિલ્બરફોર્સ બેલે તારવી આપી છે તે પ્રમાણે પાટડીની મુખ્ય શાખાનો સાંતલજી ઈ.સ. ૧૩૦૫ માં સત્તા ઉપર આવ્યો હતો. ઇંદ્રવદન ન. આચાર્યે પોતાના ઝાલા રાજવંશના મહાનિબંધ માટે મેળવેલાં સાધનોમાં એક મહત્ત્વનું સાધન સં. ૧૩૦૫(ઈ.સ. ૧૨૪૯)નું સાંતલના પુત્ર વિજયપાલના સમકાલીન હેમપ્રભસૂરિ-રચિત 'ત્રૈલોક્ય-પ્રકાશ' ગ્રંથનું મળ્યું છે.૯૯ આ સૂરિ સમકાલીન ન હોઈ વિજયપાલના પિતા સાંતલજીનો સમય ઈ.સ. ૧૨૪૯ થી પણ જૂના સમયમાં જાય છે. આચાર્યના જણાવ્યા પ્રમાણે૧૦૦ વિજયપાલ પછી રામસિંહજી, વૈરિસિંહજી, રણમલ, શત્રુશલ્ય અને જૈતસિંહજી—એક પછી એક વંશજો સત્તા ઉપર આવ્યા હતા, તેમાંના જૈતસિંહનો સમય એક શિલાલેખને આધારે ઈ.સ. ૧૪૦૦ નો નિશ્ચિત છે, જે વર્ષે 'જયતકર્ણ' (જૈતસિંહે) કાટવાવ

સં. ૧૪૫૬ (ઈ.સ. ૧૪૦૦)ના માઘ વદિ આઠમને દિવસે બંધાવી પૂરી કરી હોવાનું એમાં જણાવવામાં આવ્યું છે.[૧૦૧]

વિજયપાલ અને જૈતસિંહ વચ્ચેના રાજવીઓનો ગાળો ૧૪૫ જેટલાં વર્ષોનો રહે છે, જેમાં વચ્ચે ૭ રાજવી રાજ્ય કરી ગયા છે. આમનો રાજવી દીઠ આશરે ૨૩ વર્ષોનો રાજ્યકાલ કહી શકાય.

મુહમ્મદ તુગલુક (ઈ.સ. ૧૩૨૫-૧૩૫૧) દિલ્હીમાં સત્તા ઉપર હતો ત્યારે તગી નામના સરદારે ગુજરાતમાં ઈ.સ. ૧૩૪૭ ના વર્ષમાં કેંદ્રની સત્તા સામે બળવો પોકાર્યો હતો, ત્યારે હારી જતાં બળવાખોરોમાંના કેટલાક પાટડીના શાસક વૈરિસિંહ(અંદાજે ઈ.સ. ૧૩૩૬-૧૩૫૫)ને આશ્રયે ગયા હતા. ઈ.સ. ૧૩૫૧ આસપાસ સત્તા ઉપર આવેલા શત્રુશલ્યે લક્ષહોમ કર્યો હોવાની બાબત પણ એક લેખને આધારે જાણવામાં આવી છે.[૧૦૨]

સુલતાન અહમદશાહ ૧ લાના સમયમાં અમીરોએ કરેલા બળવામાં ઈડરના રાવ, પાવાગઢના ચૌહાણ અને પાટડીના ઝાલાએ બળવાખોરોને ટેકો આપ્યો હતો.[૧૦૩] સુલતાનના પ્રતિનિધિ લતીફખાન સામે જૈતસિંહ ટકી શકી શક્યો નહોતો. મુસ્લિમ સત્તા સાથેના સંઘર્ષમાં જૈતસિંહને સફળતા ન મળતાં યા અન્ય કોઈ મહત્ત્વના કારણે પાટડીમાંથી બદલી ઈ.સ. ૧૪૧૬ માં એણે માંડલમાં રાજધાની કરી. અહીં પણ સ્વતંત્રતા તો ટકાવી શકાઈ નહિ, એ માંડલમાંના એક દ્વિભાષી શિલાલેખ ઉપરથી સમજી શકાય છે. રાજવીનો 'રાણક-કાન્હા'થી આ લેખમાં નિર્દેશ થયો છે.[૧૦૪] ઝાલા રાજવીએ, આ લેખ પ્રમાણે સુલતાનની સત્તા માન્ય કરી લીધી સમજાય છે.

ઝાલાઓને માંડલમાં પણ સલામતી લાગી નહિ અને ઈ.સ. ૧૪૨૬ માં માત્ર દસ વર્ષના ગાળામાં રાજધાની બદલવી પડી અને કચ્છના અખાતના કાંઠા નજીક કંકાવટી(કૂવા)માં જઈ રહેવું પડ્યું. ત્યાંના એક પુરાણા કૂવાની દીવાલે 'રાણશ્રી રણવીર' અક્ષરો મળે છે, એટલે અહીં રાજધાની બદલ ઈ ત્યારે જૈતસિંહની પછી સત્તા ઉપર આવેલા એના પુત્ર રણવીરે શહેરની આબાદી કરી એવું આનાથી માલૂમ પડે છે. વળી કોઠા પાસેના મતવાલાના ઉપરના ચાપડામાં 'રાણશ્રી ભીમ' અક્ષરો પણ જોવા મળે છે. આ ભીમ રાણા રણવીરનો પુત્ર છે અને વંશાવલી પ્રમાણે ઈ.સ. ૧૪૪૧ માં સત્તા ઉપર આવેલા એ રણવીરના અવસાને ઈ.સ. ૧૪૬૦ માં સત્તા ઉપર આવેલો એનો પુત્ર જ છે.



આ ભીમ તે એ જ ઝલ્લેશ્વર ભીમ છે કે જેની કુંવરી ઉમાનાં લગ્ન જૂનાગઢના છેલ્લા રા'માંડલિક ૩ જા સાથે થયાનું मण्डलीक-महाकाव्य માં વર્ણવાયું છે.

આ ભીમનું ઈ.સ. ૧૪૭૯–૮૦માં અવસાન થતાં એનો પુત્ર વાઘજી સત્તા-સૂત્ર ધારણ કરે છે. આ રાણા વાઘજીના સમયના ચાર શિલાલેખ રામપુર-(જિ. સુરેન્દ્રનગર)માંથી મળેલા, જે સં. ૧૫૩૮ના માઘ સુદિ ૧૩ શુક્રવાર (તા. ૧–૨–૧૪૮૨)ના છે, જેમાં સાર્વભૌમ સત્તા 'પાતસા શ્રી મહમૂદ'ની અને પ્રદેશ સત્તા 'રાણશ્રી વાઘજી'થી સૂચવાઈ છે.[૧૦૫]

મહમૂદ બેગડાએ જૂનાગઢ સોરઠમાંથી ચૂડાસમાઓની સત્તાને ઉખેડી નાખતાં રા' માંડલિકની સાથે સગપણ ધરાવતા ઝાલાઓને પણ કચડી નાખવાનો પ્રયત્ન થયો. જૂનાગઢનો સૂબો ખલીલખાન એક પ્રબળ સેના લઈ ઝાલાવાડના પ્રદેશ પર આવ્યો, જેનો સૌજપુર (અજ્ઞાત) પાસે રાણ વાઘજીને મુકાબલો કરવાનો થયો. અહીંના યુદ્ધમાં વાઘજીનો વિજય થયો. આ સાંભળતાં મહમૂદે એનો ઉચ્છેદ કરવાની દૃષ્ટિએ ઈ.સ. ૧૪૮૬ માં અચાનક ચડાઈ કરી કૂવાને ઘેરો ઘાલ્યો. અહીં થયેલા યુદ્ધમાં વાઘજી મરાયો અને ઝાલા સત્તાનો કૂવામાંથી ઉચ્છેદ થઈ ચૂક્યો. ઝાલાવાડમાં અહીં ખેલાયેલ ભીષણ યુદ્ધ 'કૂવાના કેર' તરીકે જાણીતું છે.[૧૦૬]

### (૧) હળવદ-ધ્રાંગધ્રાનો ઝાલા વંશ

કુંકાવટી યાને કૂવામાં મુસ્લિમ થાણું બેસી જતાં વાઘજીના પુત્ર રાજોધરજીએ ઈ.સ. ૧૪૮૮ માં હળવદ(જિ. સુરેંદ્રનગર)ને પસંદ કર્યું અને ત્યાં રાજધાની કરી. રાજોધરજીએ હળવદમાં સિદ્ધપુરથી ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણોને બોલાવી વસાવ્યા અને દાન દીધાં. આજે ઝાલાવાડમાં ઔદીચ્ય બ્રાહ્મણો (હાલ 'ઝાલાવાડી' કહેવાય છે તે) તેઓની વિશાળ વસ્તીના મૂળમાં આમ હળવદ બન્યું. એ આજે પણ મૂળ સ્થાન તરીકે માન્ય છે. હળવદની બીજી મહત્તા એ છે કે પછી ધ્રાંગધ્રામાં રાજ-ધાની ખસી છતાં નવા રાજાનો રાજ્યાભિષેક રાજોધરજીએ બનાવેલા નાના મહેલ 'ટીલામેડી'ના સ્થાનમાં જ થતો.

રાજોધરજીનું અવસાન થતાં એનો પુત્ર રાણોજી ઈ.સ. ૧૫૦૬ માં સત્તા ઉપર આવ્યો. એના પર વર્ચસ તો અમદાવાદના મુઝફ્ફરશાહ ૨ જાનું હતું એવું કૂવા ગામની એક વાવના સં. ૧૫૭૨(ઈ.સ. ૧૫૧૫)ના લેખથી સમજાય છે.[૧૦૭]

ઈ.સ. ૧૫૨૩ માં રાણોજી અવસાન પામતાં એનો પુત્ર માનસિંહજી સત્તા પર આવ્યો.[૧૦૮] એના સમયના વેળાવદર ( તા. વઢવાણ )ના લેખ ( સં. ૧૫૮૪-ઈ.સ. ૧૫૨૮ )માં સાર્વભૌમ સત્તા બહાદુરશાહની જણાવેલી છે, જ્યારે હામપર ( તા. ધ્રાંગધ્રા )ના ( સં. ૧૪૫૩–ઈ.સ. ૧૫૩૨ ) બે લેખોમાં હામપરના થાણદાર તરીકે મહામલિક અયાજવલીનું નામ જોવા મળે છે.[૧૧૦]

ઈ.સ. ૧૫૩૦ માં માનસિંહજીએ પોતાના પિતાના શત્રુ, દસાડાના મલિક પર ચડાઈ કરી દસાડા કબજે કરતાં સુલતાને ખાનખાનાનને મોટી ફોજ લઈ મોકલી માનસિંહજી પાસેથી હળવદ પડાવી લીધું. પરિણામે માનસિંહજીએ કચ્છમાં જઈ ગુજરાત સામે બહારવટું ખેડ્યું. અંતે સમાધાન થતાં વીરમગામ અને માંડલ સુલતાને ખાલસા કર્યાં અને માનસિંહે બાકીનો પ્રદેશ સંભાળી લીધો. ઉપરના હામપરના લેખ આ પછીના છે.

માનસિંહજીના અવસાન બાદ રાયસિંહજી ઈ.સ. ૧૫૬૪માં સત્તા ઉપર આવ્યો. એને પોતાના ભાણેજ ધ્રોળના જાડેજા જામ જસા સાથે યુદ્ધ થયેલું, જેમાં જસો માર્યો ગયો. એની કુમકે આવેલો કચ્છનો રાવ પણ માળિયા પાસે યુદ્ધમાં માર્યો ગયો. મુઘલ બાદશાહ અકબરે ગુજરાત જીત્યું ત્યારે માનસિંહજી પોતાના પ્રદેશ પર સત્તા ધરાવતો હોવાનું જણાય છે.

**(૨) લીંબડીની શાખા**

ગ્રંથ ૪ થ (પૃ. ૧૫૮)માં જણાવ્યા પ્રમાણે સાધોજી (અથવા સાંગોજી)નો રાજ્યકાલ પૂરો થતાં એના પછી શેષમલ સારંગ લાખો અને વજેરાજ સત્તા પર એક પછી એક આવેલા. વજેરાજ પછી એનો યુવરાજ નાગજી સત્તા પર આવ્યો ત્યારે અમદાવાદમાં સુલતાન અહમદશાહ સત્તા ઉપર હતો. નાગજીએ શિયાણી પરગણું બથાવી પાડતાં સલ્તનત સાથે વેરનાં બી વવાયાં. નાગજી પછી ક્રમે ઉદયભાણુ ખેતોજી ભોજરાજ અને ખેતોજી સત્તાધીશ બનેલા. એના સમયમાં આંતરિક યુદ્ધ ખેલાયાં. એનો લાભ મહમૂદ બેગડાએ લીધો. એણે લશ્કર મોકલી શિયાણી અને જાંબુ (તા. લીંબડી) પડાવી લીધાં. એના પછી સાંગોજી સત્તા ઉપર આવ્યો. એણે જાંબુ ફરી હસ્તગત કરી સત્તા સ્થિર કરી. એના પછી એનો યુવરાજ સોઢોજી અને એના પછી આસકરણ સત્તા ઉપર આવ્યો. ઈ.સ. ૧૫૭૩ માં ગુજરાતમાં મુઘલ સત્તા સ્થપાતાં આસકરણે મુઘલ સત્તાના હુમલાઓથી બચવા જાંબુ છોડી શિયાણીમાં રાજધાની સ્થાપી (ઈ.સ. ૧૫૮૩).

## ૭. સોઢા પરમાર વંશ

સૌરાષ્ટ્રમાં પરમારોનું એક જ રાજ્ય મૂળીનું જાણવામાં આવ્યું છે. આ વંશ 'સોઢા પરમાર' તરીકે જાણીતો છે. પરમારો ઈ.સ. ૧૪૭૦-૭૫ ની વચ્ચેના ગાળામાં સૌરાષ્ટ્રમાં આવ્યા હોવાનું જણાય છે, એમનો આગેવાન 'લખધીર' કરીને હતો, જેણે પોતાની બહેનનું સગપણ હળવદના રાણા રાજોધરજી સાથે કર્યું હતું. રામપુર (જિ. સુરેંદ્રનગર) ના ઈ.સ. ૧૪૮૨ ના લેખોમાં હળવદના વાઘોજીના

શાસનકાલમાં સુલતાનના પ્રતિનિધિ તરીકે જે લખધીર અને હાદા નામના બે પરમાર અધિકારી નિર્દેશાયા છે[૧૧૧] તેમાંનો લખધીર એ મૂળીમાં સત્તા સ્થિર કરનાર વ્યક્તિ લાગે છે અને આમ એ મહમૂદ બેગડાનો સમકાલીન હતો.

એમ કહેવાય છે સોઢા પરમારો થરપારકર તરફથી આવી થાન ચોટીલાના વિસ્તારમાં સ્થિર થયા હતા. એ પછી વઢવાણના વાઘેલા વીસલદેવે એમને મૂળી નજીક ભોગવાના કાંઠાના પ્રદેશ છાવણી કરી વસવા દીધા. અહીં અવારનવાર થયેલાં ધમસાણોમાંથી પાર ઊતરતાં એ ચોટીલાના પ્રદેશમાં સત્તા જમાવવા શક્તિમાન થયા હતા.

લખધીરના નામ સાથે જેનો રામપુરના શિલાલેખમાં ઉલ્લેખ થયેલો છે તે હાદો ઉર્ફે હાલો મુસ્લિમ ધર્મ સ્વીકારીને બેગડા પાસેથી રાણપુર જાગીરમાં પામ્યો અને એના નાના ભાઈએ પણ મુસ્લિમ ધર્મ સ્વીકારી બોટાદની ચોવાસી મેળવી.

ધાડપાડુ સાથેની અથડામણમાં લખધીર અવસાન પામતાં એની પછી એનો પુત્ર ભોજરાજજી અને એના પછી એનો પુત્ર ચાયોજી અને એના પછી એનો પુત્ર રતનજી સત્તા ઉપર આવ્યો. રતનજીના સમયમાં જૂનાગઢ ખાતે અમીનખાન ગોરી સૂબો હતો. એણે ખંડણી ઉઘરાવવા ફોજ મોકલેલી, પણ ખંડણી જેટલાં નાણાં ન આપી શકતાં ત્યાં મુસ્લિમ થાણું મુકાયું. એ ઉપરથી રતનજીએ બહારવટું ખેડયું, પણ કોઈએ એને ફસાવી થાણદારને સોંપી આપ્યો, જેણે એને મારી નાખ્યો. આ અરસામાં કાઠીઓ કચ્છના રણને પેલે પારથી આવી લાગ્યા અને એ લોકોએ ચોટીલામાંથી પરમારોને હાંકી કાઢયા. એ સમયથી પરમારોના હાથમાં માત્ર મૂળીનો અને આસપાસના મર્યાદિત પ્રદેશનો જ કબજો રહ્યો.[૧૧૨]

## ૮. ગૂહિલ વંશ

### (૧) ગોહિલવાડના ગૂહિલોની ૧લી શાખા

ગોહિલવાડમાં ગૂહિલોની શાખાની સ્થાપના કરનાર સેજકજી (ઈ.સ. ૧૨૪૦-૧૨૯૦)નો પુત્ર રાણોજી (ઈ.સ. ૧૨૯૦-૧૩૦૯) અને જૂનાગઢના રા' ખેંગારનો પુત્ર રા' નોંઘણ અલાઉદ્દીનના પાટણના સૂબા અલ્પખાન પછી આવેલા ઝફરખાન (૧ લા)ના આક્રમણમાં હાર્યા અને માર્યા ગયા (ઈ.સ. ૧૩૦૯), આથી કુમાર  મોખડોજી (ઈ.સ. ૧૩૦૯-૧૩૪૭) દક્ષિણ તરફ ખસ્યો અને વાળાઓ પાસેથી ભીમરાડ અને પછી કોળીઓ પાસેથી ઉમરાળા કબજે કરી પોતાની રાજધાની ત્યાં સ્થાપી. એ પછી ખોખરા કબજે કરી, મુસ્લિમ કસ્બાતીઓની ઘોઘામાંથી

હાંકી કાઢ્યા અને આગળ વધી બારિયા કોળીઓ પાસેથી ખંભાતના અખાતમાં આવેલો પીરમ બેટ કબજે કરી ત્યાં રહેવાનું શરૂ કર્યું. મુસ્લિમ કસ્બાતીઓની સત્તા નીચેનું ઘોઘા કબજે કર્યું, તેથી ખીજવાઈ ને દિલ્હીનો સુલતાન મુહમ્મદ તુગલુક એના ઉપર ચડી આવ્યો. મોખડોજી બહાદુરીથી લડતાં યુદ્ધમાં માર્યો ગયો (ઈ.સ. ૧૩૪૯). એનો યુવરાજ ડુંગરજી ઉડસરવૈયાવાડમાંના હાથસણી (તા. પાલીતાણા) તરફ નાસી છૂટચો. નાનો કુમાર સમરસિંગજી રાજપીપળા ગયો ને ત્યાં પોતાની માતાના પિતાની ગાદીએ બેઠો. મુહમ્મદ ગોહિલવાડમાંથી પાછો ચાલ્યો જતાં ડુંગરજીએ પોતાનો પ્રદેશ પુનઃ પ્રાપ્ત કરી લીધો. ડુંગરજીનું અવસાન (સંભવતઃ ઈ.સ. ૧૩૭૦ માં) થતાં વિભોજી અને એના પછી કાનોજી (ઈ.સ. ૧૩૯૫-૧૪૨૦) સત્તા પર આવ્યા. એ પણ અવસાન પામતાં એનો પુત્ર સારંગજી ગાદીએ આવ્યો. આ સમય દરમ્યાન અમદાવાદમાં સલ્તનત સ્થપાઈ ચૂકી હતી અને મુસ્લિમ સેના સૌરાષ્ટ્રમાં ખંડણી ઉઘરાવવા નીકળી હતી. ગોહિલવાડમાં આવતાં સારંગજીના કાકા રામજીએ ખંડણીનો થોડો ભાગ ચૂકવી બાકીના ભાગ માટે સારંગજીને સુલતાનને ત્યાં મોકલી આપ્યો અને રામજીએ સત્તાસૂત્ર ધારણ કર્યાં. સારંગજી અમદાવાદમાંથી છટકચો અને ચાંપાનેરના રાવળની મદદ લઈ ઉમરાળા તરફ નાસી આવ્યો. રામજીએ શરૂઆતમાં એને સત્તાસૂત્ર સોંપવામાં આનાકાની કરી, પરંતુ છેવટે એણે ઉમરાળા આવીને ગાદી સારંગજીને સોંપી. રામજી ઘોઘામાં રાજ્ય કરતો હતો તેથી એના વંશજો ત્યારથી 'ઘોઘારી ગોહિલો' કહેવાતા થયા. આ સમયથી સારંગજી ચાંપાનેરના રાવળને આપેલા વચન પ્રમાણે 'રાવળ' કહેવાવા લાગ્યો.

સારંગજીના અવસાને એનો કુમાર શવદાસ (ઈ.સ. ૧૪૪૫-૧૪૭૦) અને એના પછી જેતોજી (ઈ.સ. ૧૪૭૦-૧૫૦૦) આવ્યો. એને બે કુમાર હતા તેમાંનો રામદાસજી (ઈ.સ. ૧૫૦૦-૧૫૩૫) ગાદીપતિ થયો અને ગંગાદાસજીને ચમારડીની જાગીર મળી. આ ગંગાદાસજીના વંશજો એનાથી 'ચમારડિયા ગોહિલ' કહેવાતા થયા. રામદાસજીના ત્રણ કુમારોમાંથી મોટો સરતાનજી (ઈ.સ. ૧૫૩૫-૧૫૭૦) એના પછી સત્તાધારી બન્યો. સાદૂલજીને અધેવાડા (તા. ભાવનગર) મળ્યું અને ભીમજીને ટાણા (તા. શિહોર) જિવાઈ માટે મળતાં એના વંશજો 'ટાણિયા રાવળ' કહેવાતા થયા. સરતાનજી પછી એનો કુમાર વિસોજી (ઈ.સ. ૧૫૭૦-૧૬૦૦) ગાદીપતિ બન્યો. બીજા કુમારોને જુદી જુદી જાગીર આપી. એ પ્રમાણે તે તે જાગીરમાં ગયેલા દેવોજીના 'દેવાણી', વીરોજીના 'વીરાણી'

અને મોકાજીના 'મોકાણી' શાખાના ગોહિલો કહેવાયા. વીરાજીને વાઘોજી નામનો પુત્ર થયેલો તેના વંશજ 'વાઘાણી' કહેવાયા.

વિસોજીના સમયમાં શિહોરના ઔદીચ્ય બ્રાહ્મણોનાં બે કુટુંબો 'જાની અને રાણા' વચ્ચે ઝઘડો થતાં જાનીઓએ ઉમરાળાના વિસોજીની અને રાણાઓએ એના પિતરાઈ કાંધોજીની મદદ માગી. વિસોજી એક ડુંગરને રસ્તે થઈને કાંધોજી ઉપર શિહોરમાં હલ્લો લઈ ગયો ને કાંધોજીને હાંકી કાઢી, શિહોરનો કબજો લઈ એણે એને જ રાજધાની કરી ત્યાં કિલ્લો બંધાવ્યો.[૧૧૩]

## ૯. ઈડરનો રાઠોડ વંશ

### ઈડરના રાઠોડોની પૂર્વે

સં. ૧૩૦૨ (ઈ.સ. ૧૨૪૬)માં ઈડરમાં રાવ સોનીંગજી રાઠોડે સત્તા હસ્તગત કરી તે પૂર્વેનો ઇતિહાસ માત્ર અનુશ્રુતિઓના બળ ઉપર નિર્ભર છે. કલિયુગનાં ૨૩૨૨ વર્ષ વીત્યા બાદ 'ઇલ્વદુર્ગ' (ઈડર)માં કોઈ વેણીવચ્છ નામનો રાજવી રાજ્ય કરતો હતો. એ પછી ભીલ લોકોનું શાસન હતું, જેમની પાસેથી ગુહાદિત્યે (સિસોદિયાઓના પૂર્વજે) એ પ્રદેશ ઉપર પોતાનું આધિપત્ય સ્થાપ્યું. ગુહાદિત્યની ૮ મી પેઢીએ ઈડરમાં નાગાદિત્ય નામનો રાજા હતો, જેનું ભીલોએ ખૂન કરી આ પ્રદેશ પર ભીલ વંશની સ્થાપના કરી. એમનું પ્રભુત્વ ઝાઝો સમય ન રહ્યું અને એમની નબળાઈનો લાભ લઈ મારવાડના મંડોવરના પ્રતીહારોએ ઈડર ઉપર ચડાઈ કરી પ્રદેશ હસ્તગત કર્યો. આ વંશનો છેલ્લો રાજા અમરસિંહ હતો. પૃથુરાજ ચૌહાણ અને મુહમ્મદ ઘોરી વચ્ચે થાણેશ્વરનું યુદ્ધ ખેલાયું ત્યારે આ અમરસિંહ ચિત્તોડના રાવળ અમરસિંહની સરદારી નીચે પાંચ હજારના ઘોડેસવારી સૈન્ય સાથે એમાં જોડાયો હતો, જ્યાં એ કામ આવી ગયો. અમરસિંહના અવસાને ઈડરનું રાજ્ય ફરી ભીલોએ હસ્તગત કર્યું અને હાથી સોંડ નામના ભીલ નાયકે સં. ૧૨૫૦ (ઈ.સ. ૧૧૯૪)માં સત્તા હાથમાં લીધી. ૬૧ વર્ષનું રાજ્ય ભોગવી એ અવસાન પામતાં એનો પુત્ર સામળિયો સોડ સત્તા ઉપર આવ્યો. એ ઉચ્છૃંખલ અને કામુક હતો. એના પર નજીકના સોમેતરા ગામના સોનીંગજી રાઠોડ નામના રાજવીએ ચડાઈ કરી, એને પરાસ્ત કરી સત્તા હાંસલ કરી. યુદ્ધમાં પ્રાણ છોડતી વેળા સામળિયા સોડે એક માગણી કરી કે ઈડરના રાજસિંહાસને બેસતા રાજવીને મારો વંશજ તિલક કરે. સોનીંગજીએ એ વચન સ્વીકાર્યું.

આ સામળિયા સોડે ઘણા રાજપૂતો પોતાના સમાજમાં ભેળવ્યા હતા, ઘણી રાજપૂત કન્યાઓને ભીલો સાથે જબરદસ્તીથી પરણાવી હતી. આ સમાજ ઉત્તર ગુજરાતમાં 'ઠાકરડા' તરીકે જાણીતો થયો. એણે ઘણા ભીલોને જાગીરો આપી હતી, જેઓના વંશજો અંગ્રેજી સત્તા સુધી પોતાની જાગીરો ભોગવતા રહ્યા. આ જાગીરદારો 'ભોમિયા' તરીકે જાણીતા છે.

**રાવ સોનીંગજી**

સોનીંગજી ઈડરની રાજગાદી ઉપર સં. ૧૩૦૨(ઈ.સ. ૧૨૪૬) ના જેઠ માસની સુદિ ૧૧ ને દિવસે રીતસર રાજ્યાભિષેક કરી બેઠો. એ લગભગ ૨૮ વર્ષ સત્તા ભોગવી અવસાન પામ્યો.

**રાવ અજોમલ, ધવલમલ, લૂણકરણ અને કેહરન**

એના અવસાન પછી એના વંશજો અનુક્રમે રાવ અજોમલ (ઈ.સ. ૧૨૮૪–૧૨૮૬), ધવલમલ (ઈ.સ. ૧૨૮૬–૧૩૧૧), લૂણકરણ(ઈ.સ. ૧૩૧૧–૧૩૨૫) અને કેહરન (ઈ.સ. ૧૩૨૫–૧૩૪૬) ગાદીએ આવ્યા. એમણે શાંતિપૂર્વક રાજ્ય કર્યું.

**રાવ રણમલ**

વ્યસની દશામાં કેહરન અવસાન પામતાં ગુજરાતમાં એક શક્તિશાળી રાજવી તરીકે વિખ્યાત થયેલો કેહરનનો પુત્ર રાવ રણમલ ઈડરની ગાદીએ આવ્યો (ઈ.સ. ૧૩૪૬). એ સમયે પાટણમાં દિલ્હીના મુસ્લિમ સૂબાઓની સત્તા સ્થિર થઈ ચૂકી હતી. સાથોસાથ એમની વચ્ચે સત્તાની ખેંચતાણ ચાલતી હતી. રાવ રણમલ આ અસ્થિર સમયમાં પોતાની સત્તા પ્રબળ કરવાનો સબળ પ્રયત્ન કરી રહ્યો હતો. પોતાની આસપાસ એણે એક શક્તિશાળી સૈન્ય જમાવ્યું હતું.

રાવ રણમલનાં પરાક્રમોની પ્રશસ્તિ શ્રીધર વ્યાસે સમકાલમાં રચેલા ડિંગળમિશ્ર મધ્યકાલીન ગુજરાતીના 'રણમલ્લછંદ'માં ગાઈ છે. એમાં રણમલે ગુજરાતના સમકાલીન સૂબા ઝફરખાન બંગાળી (ફારસી), એના અનુગામી શમ્સુદ્દીન અબુ રિજા (અબૂ રજા), એના અનુગામી શમ્સુદ્દીન દામગાની (ઈ.સ. ૧૩૮૦ પહેલાં) અને એના અનુગામી મલિક મુફર્રહ સુલ્તાની (ફર્હતુલ્મુલ્ક) આ ચારે સરદારો સાથે જંગ ખેલ્યો હોવાનું જણાવ્યું છે. એમાં એણે મલિક  મુફર્રહને તો ભારે શિકસ્ત આપી હતી. મુફર્રહ સામેના યુદ્ધમાં મારવાડનો સંભર–પતિ સાંતલ મદદે આવ્યો હતો એ નોંધપાત્ર છે.[૧૧૪] સંભવતઃ આ વિજય પછી થોડા સમયે મેવાડના રાણા ક્ષેત્રસિંહે ઈડર પર ચડાઈ કરી, જેમાં રણમલને પરાજય સાંપડ્યો હતો.[૧૧૫]

ત્યાર બાદ રાવ રણમલે દિલ્હીનું આધિપત્ય સ્વીકાર્યું હતું, પણ ઈ.સ. ૧૩૯૪માં એણે ખંડણીની ના પાડતાં ગુજરાતનો છેલ્લો સૂબો ઝફરખાન ઈડર પર ચડી આવ્યો. લાંબા સમયના ઘેરા પછી રણમલે ભારે રકમ અને ઝવેરાતનું ચુકવણું કરી સંધિ કરી. એ પછી બે વાર ઝફરખાને અને એના પુત્ર તાતારખાને ઈડર પર ચડાઈ કરેલી. છેલ્લી ચડાઈ વખતે રાવ વીસનગર નાસી ગયો ને ઝફરખાને ઈડરનાં બધાં મંદિર તોડી પાડયાં.[૧૧૬] ત્યાર બાદ રાવ રણમલે થોડા વખતમાં ફરીથી ઈડર પર પોતાનો કબજો કરી લીધો.

## રાવ પૂંજો

રણમલનું અવસાન (સંભવતઃ ઈ.સ. ૧૪૦૪માં) થતાં એનો પુત્ર રાવ પૂંજો ઈડરની ગાદીએ આવ્યો. એણે ઈ.સ. ૧૪૧૧માં સુલતાન બનેલા અહમદશાહ ૧ લા સામે બળવો કરતા અમીરોને સાથ આપ્યો, પણ આ બળવાખોરોને મોડાસામાં સુલતાન અહમદશાહે ભારે પરાજય આપતાં રાવ પૂંજાને સુલતાનની શરણાગત સ્વીકારવી પડી. ત્યાર બાદ અહમદશાહે હિંદુઓને નારાજ કરે તેવાં પગલાં લીધાં હોવાથી ઈ સ. ૧૪૧૬માં હિંદુ રાજાઓએ એનો સામનો કરવા મિત્રસંધ રચ્યો ત્યારે એમાં રાવ પૂંજાએ પણ અગત્યનો ભાગ લીધો. જોકે અહમદશાહના બળ સામે આ મિત્રસંઘનું કંઈ વળ્યું નહિ ને બીજે વરસે એ વિખેરાઈ ગયો, પણ એના રાજાઓ અહમદશાહની કરડી નજર નીચે આવી ગયા.

રાવ પૂંજો સુલતાન અહમદશાહને ખંડણી આપતો હતો, પણ સુલતાન માળવાના વિજયમાં રોકાયેલો ત્યારે એના વિરુદ્ધ એણે ખટપટ કરેલી હોવાથી સુલતાને ઈ.સ. ૧૫૨૬ માં ઈડર પર આક્રમણ કર્યું. રાવને ઈડરમાંથી ભાગવું પડ્યું. એના પર કાયમ દબાણ રાખવા માટે બીજે વર્ષે સુલતાને ઈડર નજીક 'અહમદનગર'(આજના હિંમતનગર)ની સ્થાપના કરી. રાવે અહમદનગરના પ્રદેશમાં ઉપદ્રવ મચાવવા માંડેલો, પણ સુલતાનની ટુકડીઓ સામે અવારનવાર અથડામણ થતી. એક વાર સુલતાનની એક ટુકડી સામે રાવને પાછા હઠવું પડ્યું ને નાસતો એક કોતરમાં ઘોડા સહિત પડી જતાં એ માર્યો ગયો ને સુલતાને ઈડરનો કબજો લઈ લીધો (ઈ.સ. ૧૪૨૮).[૧૧૭]



## રાવ નારાયણદાસ

એના પુત્ર નારાયણદાસે ટંકા ત્રીસ હજારની ખંડણી આપવાનું સ્વીકારતાં ગાદી મેળવી, પણ એ ખંડણી ભરી ન શકતાં અહમદશાહે ઈડર ઉપર ચડાઈ કરી. રાવ નાસી ગયો ને અહમદશાહે ઈડરનો કિલ્લો કબજે કરી ત્યાં મસ્જિદ

બંધાવી. પછી જ્યારે રાવે જામીનગીરી આપી ત્યારે ગાદી પાછી સોંપી. સુલતાન મુહમ્મદ ૨ જાએ ઈ.સ. ૧૪૪૬ માં ઈડર ઉપર ચડાઈ કરી. રાવે પોતાની પુત્રી આપી સમાધાન કર્યું.[૧૧૮] એ અપુત્ર મરણ પામતાં ઈ.સ. ૧૪૮૧ માં એનો નાનો ભાઈ રાવ ભાણ ઈડરમાં સત્તા પર આવ્યો.

### રાવ ભાણ, સૂરજમલ અને રાયમલ

રાવ ભાણે સત્તા ઉપર આવી ઈડર રાજ્યની સીમા નક્કી કરી. એ બધો વખત (ઈ.સ. ૧૪૮૧-૧૫૦૧) સુલતાન મહમૂદ બેગડાને વફાદાર રહી નિયમિત ખંડણી ભરતો રહ્યો હોવાથી એનું રાજ્ય ટકી રહ્યું. ઈ.સ. ૧૫૦૨ માં ભાણ મરણ પામતાં એનો મોટો કુમાર સૂરજમલ સત્તા ઉપર આવ્યો. એ માત્ર ૧૮ મહિના સત્તા ભોગવી મરણ પામતાં એનો કુમાર રાયમલ સગીરાવસ્થામાં રાવ બન્યો (ઈ.સ. ૧૫૦૪). એની સગીરાવસ્થા દરમ્યાન વાલી તરીકે એનો કાકો ભીમ (ભીમસિંહ) સત્તા ભોગવતો હતો. છ વર્ષ બાદ એને ઉડાડી મૂકી ભીમે ગાદી હસ્તગત કરી (ઈ.સ. ૧૫૦૯).

### રાવ ભીમ

મહમૂદ બેગડાના અવસાન (ઈ.સ. ૧૫૧૧) પછી રાવ ભીમે ઈડરના પ્રદેશ પર મજબૂત કબજો જમાવી સાબરમતીની આસપાસના પ્રદેશમાં લૂંટફાટ શરૂ કરી, થોડો ઝાઝો પ્રદેશ કબજે કરવા લાગ્યો. એને નમાવવા માટે સુલતાન મુઝફ્ફરશાહ ૨ જા એ મોકલેલી ફોજને પણ એણે હરાવી, આથી સુલતાન જાતે ઈડર ઉપર ચડાઈ લાવી એની આસપાસનો પ્રદેશ લૂંટવા લાગ્યો. જૂની રસમ પ્રમાણે, મુસ્લિમ ફોજને પહોંચી વળવાની અશક્તિ જણાતાં એ કુટુંબકબીલા સાથે ડુંગરોમાં જઈ સંતાઈ ગયો, સુલતાને ઈડરના પ્રદેશનો કબજો લઈ ઈડરનો કિલ્લો પણ હસ્તગત કર્યો. આ સ્થિતિમાં રાવે દિલગીરી જાહેર કરી સો ઘોડા અને બે લાખનું નજરાણું મોકલી આપતાં સુલતાને ઈડરનો રાવ ભીમને હવાલો સોંપ્યો (ઈ.સ. ૧૫૧૩).[૧૧૯] રાવ ભીમ ઈ.સ. ૧૫૧૫ માં મરણ પામ્યો.

### રાવ ભારમલ

પિતાના અવસાને રાવ ભારમલ ગાદી ઉપર આવ્યો. આ દરમ્યાન પુખ્ત વયે આવેલા રાયમલે પોતાના સસરા, ચિત્તોડના રાણા સાંગાની મદદ માગી. રાણાએ ઈડર ઉપર ચડાઈ કરી, ભારમલને ગાદી ઉપરથી ઉઠાડી રાયમલને ઈડરની ગાદી સોંપી, આથી રાવ ભારમલે સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાને ફરિયાદ કરી. એ ઉપરથી સુલતાને પોતાના સરદાર નિઝામુલમુલ્કને જોઈતી ફોજ સાથે ઈડર મોકલ્યો,

જ્યાં પહોંચી રાયમલને હરાવી, ગાદીએથી ઉઠાડી મૂકી ભારમલને ગાદી સોંપી નિઝામુલ્મુલ્ક પાછો ફર્યો, આથી ઈ.સ. ૧૫૨૦ માં રાણા સાંગાએ પુનઃ આક્રમણ કરી ઈડર સર કર્યું ને ત્યાં રાયમલને ગાદીએ બેસાડચો.[૧૨૦] પણ થોડા સમય પછી કોઈ રોગને લઈને રાયમલ મરણ પામતાં હવે વારસ તરીકે પણ રાવ ભારમલ જ રહ્યો. થોડા વખત પછી એને અહમદનગરના નિઝામમુલ્મુલ્ક મુબારિઝુલમુલ્ક સાથે અથડામણમાં આવવું પડયું, જેને લઈ ને ભારમલને નાસી જઈ મેવાડના સીમાડા ઉપરના એક ભીલના સરવણ ગામમાં આશ્રય લેવો પડચો, જ્યાં ઈ સ. ૧૫૪૩ ના અરસામાં એ મરણ પામ્યો હોવાનું જણાય છે.

### રાવ પૂંજાજી

સરવણમાં રહી રાવ પૂંજાજીએ ઈડર પાછું મેળવવા પ્રયત્ન કર્યો. આ વખતે ગુજરાતમાં સુલતાન મહમૂદશાહ ૩ જાની સગીરાવસ્થા દરમ્યાન અમીરો વચ્ચે ચાલતી સત્તાની સાઠમારીનો લાભ લઈ, ઈડરના મુસ્લિમ સૂબા પર ચડાઈ કરી રાવ પૂંજાજીએ ઈડરનો ગઢ અને એનો પ્રદેશ હસ્ત કરી લીધો (ઈ સ. ૧૫૪૬). એ સંભવતઃ ઈ.સ. ૧૫૫૨ માં અવસાન પામ્યા.

### રાવ નારાયણદાસ

પિતાના અવસાને રાવ નારાયણદાસ ઈડરની ગાદીએ આવ્યો ઈ.સ. ૧૫૭૩ માં મુઘલ સત્તાએ ગુજરાત પર અધિકાર જમાવી દેતાં એ ગુજરાતના સૂબાના તાબામાં રહી ઈડરનો જમીનદાર કહેવાતો હતો.

## ૧૦. ચાંપાનેરના ખીચી ચૌહાણવંશ

અલાઉદ્દીન ખલજીના સમયમાં ગુજરાતનો પ્રદેશ દિલ્હીની સલ્તનત નીચે આવ્યો એ સાથેસાથ જ આજના પંચમહાલ જિલ્લાને અડીને આવેલી પશ્ચિમ સીમા ઉપર પાવાગઢની પહાડી ઉપર વિકસેલા ચાંપાનેરનગર (તા. હાલોલ, જિ. પંચમહાલ)માં એક રાજવંશ વિકસતો ચાલ્યો તે ખીચી ચૌહાણવંશ. ઈ સ. ૧૩૦૦ આસપાસ રાજસ્થાનના રણથંભોરમાં અલાઉદ્દીનની સેના સામે વીરત્વ બતાવી વીરગતિને પામેલા ખીચી ચૌહાણ હમ્મીરદેવે પોતાના પુત્ર રામદેવને બહાર સલામતી માટે રવાના કરી દીધેલો. આ રામદેવ પિતાના બચેલા થોડા સરદારોની સાથે ગુજરાત તરફ નીકળી આવ્યો અને પાવાગઢની આજુબાજુના પ્રદેશની સુરક્ષિતતા અને રમણીયતા જોઈ આસપાસના પ્રદેશ ઉપર સત્તા જમાવી, પહાડી ઉપરના સ્થાનને પસંદ કર્યું ને ત્યાં એક મજબૂત કિલ્લો તૈયાર કરાવી પોતાના નાનકડા રાજ્યની એ નગર–ચાંપાનેરને એણે રાજધાની બનાવી.

આ વંશનો કાંઈક વ્યવસ્થિત ઇતિહાસ તો છેલ્લા ત્રણ રાજવીઓનો મળે છે. છેલ્લા રાજવી જયસિંહદેવના સમયનો હાલોલ પાસેના ઉમરવાણ(નાની ઉમરવાણ, તા. હાલોલ, જિ. પંચમહાલ) ગામનો કૂવાની દીવાલ ઉપરનો સં. ૧૫૨૫ (ઈ.સ. ૧૪૬૯)નો એક શિલાલેખ મળ્યો છે તેમાં આપેલી વંશાવલી પ્રમાણે પૃથ્વીરાજ ચૌહાણના એક વંશજ હમ્મીરદેવના ગુજરાતમાં આવેલા પુત્ર રામદેવથી ગુજરાતનો આ વંશ શરૂ થાય છે, જેના પછી ચાંગદેવ, ચાચિંગદેવ, સોગનદેવ, પાલણસિંહ, જિતકર્ણ, કૂંપુ રાઉલ, વીરધવલ સવરાજ, રાઘવદેવ, ત્ર્યંબકભૂપ, ગંગરાજેશ્વર અને એનો પુત્ર જયસિંહદેવ. લગભગ ઈ.સ. ૧૩૦૦થી ૧૪૬૯ સુધીમાં આમ ૧૩ રાજવી થયા કહી શકાય. અહીં સુધીમાં રાજવીનું સરેરાશ ૧૩ વર્ષનું શાસન કહી શકાય.

આ વંશના દસ રાજવીઓની નોંધપાત્ર કોઈ વિશેષ માહિતી મળતી નથી, પરંતુ ત્ર્યંબકદેવ કિંવા ત્ર્યંબકદાસ સત્તા પર આવતાં સંઘર્ષનો સમય શરૂ થાય છે. આ રાજવી સુલતાન અહમદશાહ ૧ લા (ઈ.સ. ૧૪૧૧–૧૪૪૨)નો સમકાલીન હતો. અહમદશાહે ગુજરાતમાં એકચક્રી સત્તા સ્થાપવાનો મનસૂબો કર્યો ત્યારે મધ્ય ગુજરાતમાં કેંદ્રવર્તી સ્થાનમાં રહી આબાદી ભોગવતા આ નાના પણ પ્રતાપી રાજ્યને નજરમાં લીધું.

ગુજરાતની સલ્તનતની સમાંતર માળવામાં મુસ્લિમ સત્તા સ્વતંત્ર રીતે સ્થાપિત થઈ ચૂકેલી હતી. માળવાના સુલતાનોને અને ચાંપાનેરના ચૌહાણોને મૈત્રી-સંબંધ હતો અને તેથી ચાંપાનેરના પ્રદેશ ઉપરનાં બહારનાં આક્રમણ સામે માળવાની સલ્તનત ચૌહાણોની મદદે દોડી આવતી હતી. ગુજરાત અને માળવાની સલ્તનતો વચ્ચેના લાંબા સમયથી ચાલ્યા આવતા વૈમનસ્યને કારણે ગુજરાતની સલ્તનતની સેનાને માળવા જવું હોય તો અનિવાર્ય રીતે ચાંપાનેરના પ્રદેશમાંથી જવું પડે અને ચૌહાણોની સત્તા આ પ્રદેશ ઉપર હોઈ એ શક્ય બનતું ન હતું. સુલતાન અહમદશાહ સામે હિંદુ રાજાઓએ ઈ.સ. ૧૪૧૬ માં સ્થાપેલા મિત્રસંઘમાં ત્ર્યંબકદાસ પણ જોડાયો હતો ને માળવાના સુલતાન હૂશંગશાહનો એને ટેકો હતો. આ બધાં કારણોને લઈને ઈ.સ. ૧૪૧૮ માં અહમદશાહે ચાંપાનેર પર આક્રમણ કરીને કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્ર્યંબકદાસ થોડા જ સમયમાં શરણે આવ્યો અને ખંડણી તથા લડાઈનો ખર્ચ આપી સમાધાન કરી લીધું.[૧૨૧]



ત્ર્યંબકદાસે ક્યાંસુધી રાજ્ય કર્યું એ જાણવામાં આવ્યું નથી. એના પછી એનો પુત્ર ગંગેશ્વર કિવા ગંગદાસ[૧૨૨] સત્તા ઉપર આવ્યો. સુલતાન મુહમ્મદશાહ ૨ જા( ઈ.સ. ૧૪૪૨–૧૪૫૧ )નો એ સમકાલીન તો હતો જ એવું

‘गंगादासप्रताप–विलास नाटक’થી સ્પષ્ટ છે. એમાં મુહમ્મદશાહના પાવાગઢ–ચાંપાનેર ઉપરના આક્રમણની વિગત આપવામાં આવી છે, જેમાં મુહમ્મદશાહની નિષ્ફળતા બતાવવામાં આવી છે.[૧૨૩]

ગંગદાસને નરસિંહ નામનો કુમાર હોવાનું ઉપર્યુક્ત નાટકથી જાણવામાં આવે છે,[૧૨૪] પરંતુ આ પૂર્વે જણાવેલા શિલાલેખ પ્રમાણે તો ગંગદાસના અનુગામી તરીકે એનો પુત્ર જયસિંહદેવ ‘રાજાધિરાજ’ તરીકે સૂચવાયો છે. કાં તો બંને એક છે, યા તો નરસિંહ પિતાની હયાતીમાં અવસાન પામ્યો હોય અને જયસિંહ અનુગામી તરીકે સત્તા પર આવ્યો હોય. ગંગદાસ ક્યારે અવસાન પામ્યો અને જયસિંહ ક્યારે સત્તા ઉપર આવ્યો એનો સમય જાણવા મળતો નથી, પરંતુ એ મુહમ્મદશાહના અનુગામી કુત્બુદ્દીન અહમદશાહ (ઈ.સ. ૧૪૫૧–૧૪૫૮)ના સમયમાં સત્તા ઉપર આવ્યો હતો. એ મહમૂદ બેગડા (ઈ.સ. ૧૪૫૯–૧૫૧૧)નો સમકાલીન હતો એ એની સાથેના વિગ્રહથી જ સ્પષ્ટ છે.

અમદાવાદના બેઉ સુલતાનો પાવાગઢ કબજે કરવામાં નિષ્ફળ ગયેલા અને બીજી બાજુ માળવા સાથે ઘર્ષણ ચાલુ જ હતું, અને ચૌહાણો માળવાની મદદે અને માળવા ચૌહાણોની મદદે આવી પડતાં ધાર્યું થઈ શકયું નહોતું. મહમૂદ બેગડાને માટે આ અસહ્ય હતું. એ બહાનું શોધતો હતો. ઈ.સ. ૧૪૮૨ માં ગુજરાતમાં વરસાદ ઓછો થવાથી રસૂલાબાદના થાણાનો મલિક સુધા સુલતાની નામનો થાણદાર ચાંપાનેર તાબાનાં કેટલાંક ગામ લૂંટી આવ્યો. તેના ઉપર જયસિંહે આક્રમણ કરી ભારે ખુવારી આપી, જેમાં મલિક મરણ પામ્યો. રાજપૂતોએ લૂંટમાં મલિકના લશ્કરનો સરંજામ અને બે હાથી હસ્તગત કર્યા. જોઈતું બહાનું મળી ગયું. મહમૂદ બેગડાએ મોટા લશ્કર સાથે ચડાઈ કરી. આ સમાચાર સાંભળી જયસિંહે સમાધાન કરવા પોતાના પ્રતિનિધિને મોકલ્યો અને પોતે પકડેલા, સુલતાનના ઘવાયેલા બે હાથીઓના બદલામાં બે હાથી અને લૂંટેલો માલ તથા સોનું સુલતાનને આપવા તૈયારી બતાવી. મહમૂદે લડી લઈ જવાબ આપવાનું કહેવડાવ્યું એટલે જયસિંહે પોતાનો કિલ્લો મજબૂત કરી પ્રબળ સામનો આપવા તૈયારી કરી. ચાંપાનેરના પ્રદેશનાં બધાં નાકાં મહમૂદે રોકી લીધાં. વીસ માસ સુધી ઘેરો ઘાલી એ પડી રહ્યો. દરમ્યાન જયસિંહે સુલેહ માટે ફરી કહેણ મોકલ્યું અને ઘેરો ઉઠાવી લેવામાં આવે તો નવ મણ સોનું અને બે વર્ષ ચાલે તેટલું અનાજ આપવા માટે કહ્યું, પણ મહમૂદે એ વાતનો અસ્વીકાર કરી કિલ્લો જીતી લેવાનો જ નિરધાર જાહેર કર્યો.

આ પરિસ્થિતિમાં જયસિંહે માળવાના સુલતાન ગિયાસુદ્દીનને મદદ માટે કહેણ મોકલાવ્યું. દર મજલે લાખ ટંકા આપવાના વચનના લોભે સુલતાન ગુજરાત તરફ કૂચ કરવા નીકળ્યો ત્યારે મહમૂદ બીજું લશ્કર લઈને દાહોદ તરફ ગિયાસુદ્દીનનો સામનો કરવા તૈયાર થઈને પહોંચ્યો, આ વખતે મુસ્લિમ સત્તાએ બીજી મુસ્લિમ સત્તા સાથે જંગ નહિ ખેલવાની પોતાના સલાહકારોની સલાહ મળતાં ગિયાસુદ્દીન પાછો વળી ગયો. આવી અનુકૂળતા મળી જતાં મહમૂદ પાછો ફર્યો અને સુરંગોની મદદથી અને તોપોના ગોળા ઝીંકી એણે પાવાગઢનો કિલ્લો તોડયો ને એક બાકામાંથી એ અને એની ફોજ કિલ્લામાં દાખલ થઈ ગયાં. બીજો કોઈ આરો ન જણાતાં સ્ત્રીઓએ જૌહર કર્યું અને રાજપૂતો કેસરિયાં કરી તૂટી પડયા. જયસિંહ અને એનો મંત્રી ડુંગરસી પકડાઈ ગયા. પાંચ માસ સુધી કેદમાં રાખ્યા પછી મહમૂદે એમને ઇસ્લામનો સ્વીકાર કરો તો જીવિતદાન આપું એવું કહેવડાવ્યું, પણ એનો અસ્વીકાર થતાં એ બંનેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. આ રીતે ખીચી ચૌહાણ વંશનો પાવાગઢ ઉપર ઉચ્છેદ થઈ ગયો (ઈ.સ. ૧૪૮૫).[૧૨૫]

'મિરાતે સિકંદરી'માં જણાવ્યા પ્રમાણે જયસિંહની બે કુંવરીઓને સુલતાને પોતાના જનાનામાં મોકલી અને કુમારને શિક્ષણ આપી મોટો કર્યો. પાછળથી એનું 'હુસેન' નામ રાખવામાં આવ્યું, જે સુલતાન મુઝફ્ફર ૨ જાના સમયમાં મોટો અમીર બન્યો અને 'નિઝામ-ઉલ-મુલ્ક' નો ઇલ્કાબ પામ્યો.[૧૨૬]

ભાટ-ચારણોની નોંધોમાં આ કુંવરીઓ કે કુમાર વિશે કશું જ મળતું નથી; જયસિંહને ત્રણ પુત્રો હતા તેઓમાંનો મોટો રામદેવ પિતાની હયાતીમાં જ મરણ પામ્યો હતો, જ્યારે બાકીના બેમાંનો મોટો પૃથ્વીરાજ નર્મદા કિનારાના એક ગામમાં જઈ પાછળથી મોહન નામના સ્થળે પહોંચ્યો અને મુસ્લિમ સલ્તનતની અવ્યવસ્થાના સમયમાં એ સ્થળે નાનું રાજ્ય સ્થાપ્યું, જે છોટા-ઉદેપુરના રાજ્ય તરીકે પાછળથી વિકસ્યું. નાનો ડુંગરસી દેવગઢબારિયામાં આશ્રય કરી રહ્યો, જ્યાં પાછળથી એણે પણ નાનું રાજ્ય સ્થાપ્યું. એ બે રાજ્ય ઈ.સ. ૧૯૪૭ માં ભારત રાજ્યમાં વિલીન થયાં ત્યાંસુધી જળવાઈ રહ્યાં હતાં.[૧૨૭]

## સરહદનાં અન્ય રાજ્ય



### મેવાડ

ગ્રંથ ૪ થા (પૃ. ૧૬૮)માં જણાવ્યા પ્રમાણે હમ્મીરે ઈ.સ. ૧૩૪૧ આસપાસ ચિત્તોડ સિવાયનો સમગ્ર પ્રદેશ હસ્તગત કરી ઇતિહાસમાં 'સિસોદિયા' તરીકે

જાણીતા [illegible] સત્તાધારી બનાવ્યો. પોતાની સત્તા વિસ્તારવા એણે ગુજરાતમાં ઈડરનો કિલ્લો અને મારવાડની સરહદ પરનો શિરોહીનો કિલ્લો હસ્તગત કર્યો. ઈ.સ. ૧૩૨૪માં સત્તા ઉપર આવેલા હમ્મીરના ઈ.સ. ૧૩૭૮ માં થયેલા અવસાને એનો પુત્ર ક્ષેત્રસિંહ સત્તા ઉપર આવ્યો, જેણે ઈડરના રણમલ સામે ધસી જઈ ઈડર ગઢ ઉપર હલ્લો કર્યો અને ઈ.સ. ૧૪૬૦ ના એક અભિલેખ પ્રમાણે રણમલને કેદ કર્યો. ઈ.સ. ૧૪૦૫ માં એ અવસાન પામતાં એનો પુત્ર લક્ષ્મસિંહ ઉર્ફે લાખો રાણો મોટી ઉંમરે સત્તા ઉપર આવ્યો. ઈ.સ. ૧૪૨૦ માં લાખાના અવસાને એનો નાનો કુમાર મોકલ આવ્યો. ઈ.સ. ૧૪૩૩ માં ૭ પુત્ર મૂકી મોકલ મરણ પામ્યો અને પુત્ર કુંભો ગાદીનશીન થયો. એણે શરૂઆતનાં તોફાન દબાવી દઈ સ્વસ્થ થયા પછી નજીકના નાગોરમાં સત્તા માટે ઝઘડતા મુસ્લિમ સત્તાધારીઓ વચ્ચે દરમ્યાનગીરી કરી. ત્યાંના મુસ્લિમ સત્તાધારીએ કુંભાનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું, પણ કાર્ય સિદ્ધ થતાં જ એણે શરતોનું પાલન કરવા આનાકાની કરી અને ગુજરાતના સુલતાન કુત્બુદ્દીનની સહાય માગી. કુંભાએ એ પહેલાં જ નાગોરને ખતમ કર્યું. ઈ.સ. ૧૪૫૫–૫૬ માં સુલતાન કુત્બુદ્દીને મેવાડની સામે યુદ્ધ જાહેર કર્યું. આમાં માળવાના સુલતાનનો પણ એને સાથ મળ્યો. આમાં જોધપુરના રાઠોડ જોધાએ પણ મુસ્લિમોને મદદ કરવા વિચાર્યું. મેવાડમાં આંતરિક વિગ્રહનાં પણ એંધાણ હતાં. મુસ્લિમ ફોજો છેક ચિત્તોડ સુધી જઈ પહોંચી. આવી સ્થિતિમાં રાણાએ એમની સાથે કોઈક પ્રકારનું સમાધાન કર્યું અને માળવા તેમજ ગુજરાતના સુલતાન પોતપોતાના પ્રદેશમાં ચાલ્યા ગયા.

આ પછી તરત જ કુંભા રાણાએ શિરોહી અને નાગોર તરફ નજર દોડાવી અને ગુજરાતની ધૂંસરીમાંથી છોડાવ્યાં તેમ માળવા પાસેથી પણ થોડો પ્રદેશ મેળવી લીધો. આ કારણે ઈ.સ. ૧૪૫૭–૫૮ માં કુત્બુદ્દીને ફરી શિરોહી હાથ કરી કુંભલગઢ તરફ દોડ કરી, પણ એ ફાવ્યો નહિ અને પોતાના પ્રદેશમાં ચાલ્યો આવ્યો. ઈ.સ. ૧૪૫૯ આસપાસ ઝઘડા શાંત થયા અને કુંભાનાં છેલ્લાં દસ વર્ષ શાંતિમાં પસાર થયાં; બેશક, એનો અંત ખરાબ થયો. એના મોટા પુત્ર ઉદયે એનું ખૂન કર્યું. ઉદયે સત્તા તો ધારણ કરી, પણ સરદારો બધા વિરુદ્ધ હતા. સરદારોએ નાનો ભાઈ રાયમલ ઈડરના કિલ્લાના રક્ષણનું કામ કરતો હતો તેને બોલાવી લીધો અને ઉદય ચિત્તોડની બહાર હતો ત્યારે રાણા તરીકે રાયમલનો અભિષેક કરી નાખ્યો.



રાયમલના સમયમાં માળવા સાથે સંઘર્ષ ચાલુ રહ્યો હતો. રાયમલના અવસાને સરદારોએ ૧૫૦૯ માં સાંગાનો રાણા તરીકે અભિષેક કર્યો. એને પણ

માળવા સાથે વિગ્રહ ચાલુ હતો. એમાં આખરે તો એને મેવાડમાં પાછું આવી જવું પડયું હતું, કારણ કે ગુજરાતના સુલતાને માળવાની મદદમાં સૈન્ય મોકલી આપ્યું હતું. પાછળથી મહમૂદે માથું ઊંચકયું હતું, પણ એમાં નિષ્ફળતા મળી. આ પછી સાંગાએ ગુજરાત તરફ પણ નજર દોડાવી. આ વખતે શિરોહીમાં બે પિતરાઈઓ શિરોહીની ગાદી માટે લડતા હતા તેમાંના એકે ગુજરાતની મદદ માગતાં, બીજાએ સાંગાની કુંવરી સાથે લગ્ન કર્યું ને સાંગાની મદદ મેળવી. આ વખતે ઈડરમાંના મુસ્લિમ હાકેમે સાંગાનું પરોક્ષ રીતે અપમાન કરવાના કારણે રાણો સંગ ઈડરના પ્રદેશ ઉપર ચડી આવ્યો ને પ્રદેશમાં લૂંટ ચલાવી. ફરી મોટું આક્રમણ કરી ઈડરના કિલ્લામાંથી ત્યાંના મુસ્લિમ હાકેમને હાંકી કાઢયો, જે અહમદનગર(આજના હિંમતનગર)માં ભરાઈ ગયો. સાંગો ત્યાં ધસી આવ્યો ને અહમદનગરનો કબજો લઈ લીધો. આમ મેવાડ અને ગુજરાતની વચ્ચે સીધા સંઘર્ષનાં બીજ વવાયાં. ઈ.સ. ૧૫૨૦ માં મુઝફ્ફરશાહની ઇચ્છા જાતે ચડાઈ લઈ જવાની હતી, પણ પછી વિચાર ફેરવી એણે ઈ.સ. ૧૫૨૧ માં મલિક અયાઝને સૈન્ય સાથે મોકલ્યો. મુસ્લિમ સૈન્યો ડુંગરપુર અને વાંસવાડા લૂટતાં છેક મંદસોર સુધી પહોંચ્યાં. સાંગો પણ મોટી તૈયારી સાથે આવ્યો, તો માળવાથી મહમૂદ ખલજી પણ ગુજરાતની કુમકે આવી પહોંચ્યો. મહમૂદ ખલજીનો પુત્ર મેવાડમાં બાન તરીકે હતો તેને છોડવાની શરતે મહમૂદને મનાવી લીધો. દરમ્યાન ગુજરાતી સૈન્યોના મુસ્લિમ અમલદારોમાં આંતરિક ઝઘડા થતાં મલિક અયાઝ પોતાના વિભાગીય સૈન્ય સાથે પાછો ચાલ્યો આવ્યો. આનાથી નારાજ થઈ મુઝફ્ફરશાહે મેવાડ પર ફરી ચડાઈ કરવાનું વિચાર્યું. તક વિચારી, સાંગાએ સારું એવું નજરાણું મોકલાવી મુઝફ્ફરશાહની શરતોને આદર આપવાનું સ્વીકારી લીધું. આ ગાળામાં દિલ્હી સલ્તનત સાથે પણ સંઘર્ષનાં બીજ વવાયાં હતાં અને સાંગાની ઇબ્રાહીમ લોદી પર જીત થઈ હતી. બાબરને બોલાવવામાં પણ સાંગાનો હાથ હતો. ઇબ્રાહીમ લોદી પર બેઉ બાજુથી ભીંસ લાવવાનો હેતુ માત્ર દિલ્હી કબજે કરવાનો હતો, બાબરને અહીં સત્તા ધારણ કરવા દેવાનો નહિ જ.

મુઝફ્ફરશાહના છેલ્લા માંદગીના દિવસોમાં એના પુત્રો વચ્ચે ગુજરાતની સત્તા માટે ઝઘડો ઊભો થયેલો. બહાદુર સફળ ન થતાં, પ્રથમ મેવાડમાં ગયો અને ત્યાં દિલ્હી પહોંચ્યો. દરમ્યાન મુઝફ્ફરશાહનું અવસાન થયું અને મોટો પુત્ર સિકંદરખાન ગાદી પર આવ્યો. થોડા સમયમાં જ(ઈ.સ. ૧૫૨૬)માં એ માર્યો ગયો ને નાનો ભાઈ સત્તા પર આવ્યો, પણ બીજા પક્ષકારોએ બહાદુરને બોલાવ્યો. ઈમાદુલમુલ્ક નામના સત્તાધારી અમીરે સુલતાન થવામાં સહાયક થવા ઇચ્છા વ્યક્ત

કરી. આમાં સહાય મેળવવા માટે ઈમાદુલ્મુલ્કે રાણા સાંગાની પાસે માણસ મોકલ્યો. દરમ્યાન બાબરે ભારતવર્ષમાં ચીટકી રહેવાનો નિશ્ચય કરેલો તેથી સાંગાએ એમ ન થવા દેવા બીડું ઝડપ્યું, પણ નિષ્ફળ ગયો; બેશક, એણે ગુજરાતના બહાદુરશાહને મદદ કરી, આને કારણે ગુજરાત અને બાબર વચ્ચે થતો સબંધ બંધ રહ્યો. આમ નજીકનાં પાંચ વર્ષો માટે મેવાડ અને ગુજરાતનો સંબંધ સચવાઈ રહ્યો, પણ બાબર અને સાંગાની વચ્ચેના જંગમાં સાંગો સદંતર નિષ્ફળતા પામ્યો અને મેવાડમાં ચાલ્યો આવ્યો, જ્યાં ૪૬ વર્ષની વયે મરણ પામ્યો.

**માળવા : ૧. ઘૂરીવંશ**

૧૩૯૦ માં દિલ્હીના ફીરોઝશાહ કે એના અનુગામીએ દિલાવરખાન ઘૂરી નામના ઈસમને માળવાના સૂબા તરીકે મોકલ્યો હતો. તીમૂરની ચડાઈ પછી વ્યાપેલી અવ્યવસ્થા નો લાભ લઈને ઈ.સ. ૧૪૦૧ માં સ્વતંત્ર થઈ ગયો ને પોતાના રાજવંશની સ્થાપના કરી. એનું ઈ.સ. ૧૪૦૫ માં અવસાન થતાં એના પુત્ર અલ્પખાને 'હૂશંગશાહ' નામ ધારણ કરી સત્તા સંભાળી. આ વખતે ગુજરાતનો સુલતાન મુઝફ્ફરશાહ ૧ લો માળવા ઉપર ચડી આવ્યો, એમાં હૂશંગ હાર્યો અને કેદ પકડાયો. મુઝફ્ફરશાહે નુસ્રતખાનને માળવાની સૂબાગીરી સોંપી, પણ એણે એવો જુલ્મ વરતાવ્યો કે બળવો ફાટી નીકળ્યો, તેથી હૂશંગે મુઝફ્ફરશાહને આજીજી કરી માળવા જવા રજા માગી. મુઝફ્ફરશાહે એને પુનઃ માળવાનો સુલતાન બનાવ્યો. આ વખતે હૂશંગે રાજધાની ધારમાંથી માંડૂમાં ફેરવી. ૧૫૧૧માં સુલતાન મુઝફ્ફરશાહ મરણ પામતાં અહમદશાહ નાની ઉંમરે સત્તા ઉપર આવ્યો ત્યારે એના કાકાએ બળવો કર્યો. એનો લાભ લેવા હૂશંગ તૈયાર થયો, પણ એ બળવાખોર સાથે મળે તે પહેલાં જ અહમદશાહે બળવો દબાવી દીધો તેથી હૂશંગ, ઝાલાવાડના કાન્હા તરફથી પણ કુમક ન મળતાં, માળવા પાછો ફરી આવ્યો. પાછા ફર્યાના થોડા જ સમયમાં ચાંપાનેર, નાંદોદ અને ઈડરના રાજવીઓએ ચડાઈ લાવવા હૂશંગને નિમંત્રણ પાઠવ્યું અને એ ગુજરાતમાં આવી પહોંચ્યો. આ કાવતરાની ગંધ અહમદશાહને આવી જતાં એણે પગલાં તાબડતોબ લીધાં, પરિણામે ગુજરાતમાં આવી ચૂકેલા હૂશંગને વીલે મોઢે પાછું ફરવું પડયું. ઈ.સ. ૧૪૦૭ માં ફરી પોતાના સાળા, ખાનદેશના, નાસીરખાનની સાથે મળી હૂશંગે ગુજરાત પર એક નિષ્ફળ ચડાઈ કરી હતી.


હૂશંગશાહ જ્યારે ઓરિસ્સા તરફ ગયો હતો ત્યારે એની ગેરહાજરીનો લાભ લેવા અહમદશાહ ગુજરાતમાંથી માળવા પર ચડાઈ લઈ ગયો અને ઈ.સ.

૧૫૨૨ના એ વર્ષમાં માંડૂ કબજે કર્યું, પણ પ્રતિકૂળ વરસાદને કારણે એને ઉજ્જૈન જવું પડયું. આ તકનો લાભ લઈ હૂશંગ માંડૂ આવી પહોંચ્યો. અહમદ-શાહે ફરી ચડી આવવા વિચાર્યું અને બંને સૈન્યો અઢી માસ સુધી સામસામો પડાવ નાખી રહ્યાં. વચ્ચે વચ્ચે નાનીમોટી લડાઈઓ થયા કરી. છેવટે એ ઈ.સ. ૧૪૨૩ના માર્ચની અધવચમાં ત્યાંથી પાછો હટી અમદાવાદમાં મેની અધવચમાં આવી ગયો.

ઈ.સ. ૧૪૩૫માં હૂશંગ અવસાન પામતાં એની પાછળ એનો પુત્ર ગઝનીખાન 'મુહમ્મદશાહ' નામ ધારણ કરી સત્તા ઉપર આવ્યો, પણ એ કાવતરાનો ભોગ બન્યો અને માર્યો ગયો. એ પછી મહમૂદખાન નામના ખલજી સરદારે સત્તાસૂત્ર ધારણ કરી ઘૂરી વંશની સત્તા નાબૂદ કરી.

## ૨. ખલજી વંશ

મહમૂદશાહે સત્તાસૂત્ર ધારણ કર્યાં એ પછી ત્રણ વર્ષે હૂશંગશાહની ગાદીના હક્કદાર મસઊદ નામના રાજવંશીની વિનંતીથી સુલતાન અહમદશાહે માળવા ઉપર ચડાઈ કરી. શરૂમાં તો અહમદશાહને અનુકૂળતા જણાઈ, પણ ગુજરાતી સૈન્યમાં મરકી ફાટી નીકળતાં એને ગુજરાતમાં પાછું આવવું પડયું. ઈ.સ. ૧૪૫૦માં ચાંપાનેરના ગંગદાસે ગુજરાતના સુલતાન મુહમ્મદે ચાંપાનેરના ઘાલેલા ઘેરા સામે મહમૂદશાહની મદદ માગી. મહમૂદશાહ ગંગદાસની મદદે આવ્યો પણ ખરો, પણ પાછો ચાલ્યો ગયો. બીજે વર્ષે મહમૂદશાહે ગુજરાત પર ચડાઈ કરી અને ભરૂચ પહોંચી અમદાવાદ તરફ આગળ વધવાનું કર્યું, પણ એમાં તો એને ભારે શિકસ્ત સહન કરવી પડી.

ઈ.સ. ૧૪૫૩માં રાજપૂતાના ઉપર ચડાઈ કરવાની ઇચ્છા અમલમાં મૂકે તે પહેલાં એણે ગુજરાતના કુત્બુદ્દીન સુલતાન સાથે સુલેહ કરી લીધી, જેમાં ગુજરાતે પોતાની નજીકનો રાજપૂતાનાનો પ્રદેશ અને મહમૂદશાહે પોતાની નજીકનો એવો પ્રદેશ કબજે કરવાનું નક્કી થયું, સાથે પ્રસંગ પડતાં બંનેએ બંનેને મદદ કરવી એમ નક્કી થયું અને એ પ્રમાણે તેઓ વર્ત્યાં.

ઈ.સ. ૧૪૬૧માં મહમૂદશાહે બહમની રાજ્ય પર ચડાઈ કરી ત્યારે નિઝામ-શાહની માતા મખ્દૂમએજહાનની વિનંતીથી મહમૂદ બેગડો એંશી હજારના સૈન્ય સાથે આવી પહોંચ્યો, પરિણામે મહમૂદશાહ પાછો વળી ગયો. થોડા સમય પછી ફરી ચડી આવ્યો ત્યારે પણ મહમૂદ બેગડો આવે છે એવું સાંભળતાં એ માળવા પાછો ચાલ્યો ગયો. ઈ.સ. ૧૪૬૯માં એ અવસાન પામતાં એનો મોટો પુત્ર ગિયાસુદ્દીન સત્તા પર આવ્યો.

જ્યારે મહમૂદ બેગડાએ ચાંપાનેર પર ચડાઈ કરી ત્યારે ત્યાંના રાજવીએ માળવાની મદદ માટે પ્રયત્ન કર્યો, પણ મુસલમાન સામે મુસલમાન જાય એને અયોગ્ય ગણી એણે મદદ ન આપી અને આમ માળવાના સુલતાનોની પારંપરિક પદ્ધતિને નવો વળાંક આપ્યો, છેલ્લાં વર્ષમાં ગાદી માટે નાસીરુદ્દીન અને અલાઉદ્દીન એ બે પુત્રો વચ્ચે ધાંધલ થઈ તેમાં નાસીરુદ્દીન સફળ થયો અને એ ઈ.સ. ૧૫૦૦ ના ઑક્ટોબરમાં ગાદીએ બેઠો. મરવા પડેલો ગિયાસુદ્દીન ચાર મહિને મરણ પામ્યો.

એના સમયમાં આંતરિક કલહ ઊભો થયો ત્યારે વિરોધીઓએ સિકંદર લોદીની મદદ માગી. મદદ મળી ને વિજયનાં ચિહ્ન પણ જણાયાં, પણ એવામાં ગુજરાતથી મુઝફ્ફરશાહ ૨ જાએ માળવા ઉપર ચડાઈ કરી, પરંતુ રાજધાનીમાં થયેલી ગરબડને કારણે એને ગુજરાતમાં પાછું ચાલ્યું આવવું પડયું. સમય જતાં હિંદુઓના પ્રબળ વર્ચસના ભયે મહમૂદશાહ પોતાની બેગમ અને એકમાત્ર સેવક સાથે ઈ.સ. ૧૫૧૭ માં ગુજરાતમાં નાસી આવ્યો.

મુઝફ્ફરશાહ ૨ જાએ એનું સંમાન કર્યું. આ બે રાજવીઓની સરદારી નીચે ગુજરાતી સૈન્ય માળવા ઉપર ચડી ગયું અને માંડૂનો કબજો લીધો. એ પછી મહમૂદશાહને માળવાની ગાદી સુપરત કરી મુઝફ્ફરશાહ ગુજરાતમાં ચાલ્યો આવ્યો. પોતાની ગયેલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા મહમૂદશાહ પ્રયત્ન કરી રહ્યો હતો ત્યારે મેવાડનો રાણો રત્નસિંહ ઉજ્જૈન સુધી ધસી આવ્યો હતો. એ ટાંકણે ગુજરાતથી બહાદુરશાહ માળવાની સરહદે આવી સ્થાનિક તોફાનો શમાવવા લાગ્યો અને મહારાણાને પાછા વળી જવાની ફરજ પાડી.

આ પછી બહાદુરશાહના પ્રતિસ્પર્ધી ચાંદખાનને આશ્રય આપી મહમૂદશાહે બહાદુરશાહને રોષનું કારણ આપ્યું. આ જ ચાંદખાને પોતાના માણસો દ્વારા બાબરને ગુજરાત પર ચડી આવવા કહેણ મોકલ્યું હતું. બહાદુરશાહે મહમૂદ-શાહને ઠેકાણે લાવવા પ્રયત્ન કર્યો. બહાદુરશાહે ઈ.સ. ૧૫૩૧ ની અધવચમાં માંડૂનો કિલ્લો સર કર્યો અને મહમૂદશાહના અપમાનિત શબ્દોથી ચિડાઈ મહમૂદશાહ અને એના પુત્રોને કેદ કરી ચાંપાનેર મોકલી આપ્યા. રસ્તામાં કાફલા પર ભીલો અને કોળીઓએ આક્રમણ કરતાં એ તકનો લાભ લઈ મહમૂદશાહે બેડીઓ તોડી, પણ રક્ષકોને હાથે માર્યો ગયો. આમ માળવા બહાદુરશાહની સત્તા નીચે આવી ગયો, જે એના અવસાન સુધી ચાલુ રહ્યો હતો.

## ખાનદેશનો ફારૂકીવંશ

ખાનદેશના રાજ્યની સ્થાપના અલાઉદ્દીન ખલજી અને મુહમ્મદ તુગલુકના સમયના ખાનજહાન ફારૂકી નામના એક ઉમરાવના પુત્ર મલિક રજાએ કરી હતી. ફીરોઝ તુગલુક પર કરેલા એક ઉપકારના બદલામાં એને દખ્ખણના પ્રદેશમાં આવેલા થાલનેર અને કુરૈંદેનાં પરગણાં બક્ષિસ મળ્યાં હતાં (ઈ.સ. ૧૩૭૦).

ફીરોઝના અવસાન પછી એ સ્વતંત્ર થઈ ગયો હતો. પુત્ર નાસીરખાનના સસરા, માળવાના સુલતાન દિલાવરખાનની સહાયથી મલિક રજાએ ગુજરાત પર ચડાઈ કરી, પણ હાર્યો અને પછી થાલનેરના કિલ્લામાં આવી ભરાઈ ગયો, જ્યાંસુધી ધસી આવી મુઝફ્ફરશાહે સપડાવ્યો, પણ પછી સલાહ કરી લેવામાં આવી. ઈ.સ. ૧૩૯૯ માં એણે પોતાના અનુગામી તરીકે નાસીરખાનનું નામ સૂચવી પોતાના ગુરુ તરફથી મળેલ ઝભ્ભો એને આપ્યો, પણ નાના પુત્ર ઇફ્તિખારને થાલનેરનો કિલ્લો અને એ પરગણું આપ્યાં.

ઈ.સ. ૧૪૧૭ માં નાસીરે પોતાના સાળા, માળવાના સુલતાન, હૂશંગની સહાયથી થાલનેર પર ચડાઈ કરી. ઇફ્તિખારે ગુજરાતના અહમદશાહની સહાય માગી, પણ નિષ્ફળતા મળી. ઇફ્તિખાર હાર્યો અને નાસીરને ત્યાં કેદ પકડાયો. એ પછી માળવા અને ખાનદેશનાં સૈન્યોએ ગુજરાત પર ચડાઈ કરી સુલતાનપુરનો કબજો કર્યો, આથી અહમદશાહ સબળ સેના સાથે આવી પહોંચ્યો. પરિણામે માળવાનું સૈન્ય નાસી છૂટયું અને નાસીર થાલનેરના કિલ્લામાં ભરાઈ ગયો. નાસીરની સત્તા એવી પાંગળી કરી નાખવામાં આવી કે એને સલાહ કરવી પડી અને ગુજરાતનું આધિપત્ય સ્વીકારવું પડયું. આના પરિણામે અહમદશાહે એને 'ખાન'નો ખિતાબ આપ્યો. આ ખિતાબને કારણે એનો પ્રદેશ પાછળથી 'ખાનદેશ' તરીકે જાણીતો થયો.

ઈ.સ. ૧૪૨૯ માં એક વાર નાસીર અહમદશાહ બહમનીની સહાયથી ગુજરાત પર ચડી આવ્યો, પરંતુ એ અને બહમની સુલતાન બંને પરાજય પામ્યા.

ઈ.સ. ૧૪૩૭ માં નાસીર અવસાન પામતાં એનો પુત્ર મીરાં આદિલખાન સત્તા ઉપર આવ્યો. ઈ.સ. ૧૪૪૧ માં આદિલખાન માર્યો ગયો અને એનો પુત્ર મીરાં મુબારક સત્તા ઉપર આવ્યો.


એના ૧૬ વર્ષના શાંતિમય રાજ્ય પછી અવસાન પામતાં એનો મોટો પુત્ર આદિલખાન ૨ જો સત્તા ઉપર આવ્યો, જેના રાજ્યકાલમાં ખાનદેશે સારી આબાદી જોઈ.

સત્તાનાં મૂળ મજબૂત કર્યા પછી એણે ગુજરાતની ધૂંસરી નીચેથી નીકળવાનો નિરધાર કરી ખંડણી આપવાનું બંધ કર્યું અને સ્વાતંત્ર્ય પોકાર્યું. પરિણામે મહમૂદ બેગડો ખાનદેશ પર ચડી આવ્યો અને આદિલખાન પાસેથી ચડત ખંડણી વસૂલ કરી પાછો વળ્યો (ઈ.સ. ૧૪૯૮). આદિલખાન પછી ટૂંકા ગાળામાં ત્રણ રાજાઓ સત્તા પર આવ્યા. છેવટે નાસીરનો પૌત્ર આદિલખાન પોતાના નાના દાદા મહમૂદ બેગડાની મદદ મળતાં સત્તાધીશ બન્યો. બેગડાએ 'આઝમ હુમાયૂ'નો ખિતાબ આપી એને ગાદીનશીન કર્યો. એની સામે થતાં કાવતરાંનો પ્રબળ સામનો એણે પોતાના સસરા, ગુજરાતના સુલતાન, મુઝફ્ફરશાહ ૨ જાની મદદ મેળવી કર્યો અને અહમદનગરનો નિઝામુલમુલ્ક ચડાઈ કરીને આવ્યો હતો તેને પાછો ફરી જવાની ફરજ પાડી.

ઈ.સ. ૧૫૧૭ માં મુઝફ્ફરશાહે માળવા પર ચડાઈ કરી ત્યારે આદિલખાન સહાયમાં હતો. ઈ.સ. ૧૫૨૦ માં એ મરણ પામ્યો અને એનો પુત્ર મીરાં મહમ્મદ (મુઝફ્ફરશાહનો દૌહિત્ર અને બહાદુરશાહનો ભાણેજ) સત્તા પર આવ્યો.

**બહમની રાજવંશ**

દખ્ખણના પ્રદેશમાં ઈ.સ. ૧૩૩૭ માં હસનગંગુ નામના એક અમીરે 'અબુલમુઝફ્ફર અલાઉદ્દીન બહમનશાહ' નામ ધારણ કરી, દોલતાબાદમાં સત્તાસૂત્ર ધારણ કરી, ગુલબર્ગને રાજધાની બનાવી 'બહમની રાજવંશ'ની સ્થાપના કરી. ઈ.સ. ૧૩૫૮ માં અવસાન પામતાં એના પછી મુહમ્મદશાહ (ઈ.સ. ૧૩૫૮–૧૩૭૫), અલાઉદ્દીન મુજાહિદ (ઈ.સ. ૧૩૭૫–૧૩૭૮), દાઊદ (ઈ.સ. ૧૩૭૮), મુહમ્મદશાહ ૨ જો (ઈ સ ૧૩૭૮-૧૩૭૯) સત્તા ઉપર આવ્યા. ૧૩૯૬ માં એનું અવસાન થતાં ગિયાસુદ્દીન, શમ્સુદ્દીન દાઊદશાહ અને તાજુદ્દીન ફીરોઝશાહ નામના ત્રણ સુલતાન થયા. ફીરોઝશાહે સારી રીતે રાજ્ય કરી પોતાની અત્યંત વૃદ્ધાવસ્થામાં ઊભા થયેલા આંતરિક ઝઘડામાં પોતાના નાના ભાઈ અહમદખાનને સત્તાસૂત્રો સોંપ્યાં અને એકાદ માસમાં જ મરણ પામ્યો (ઈ.સ. ૧૪૨૨).

ત્રણ વર્ષ પછી અહમદશાહ બહમનીએ ગુલબર્ગથી બીદરમાં રાજધાની બદલી. ગુજરાત અને માળવા સાથે સંઘર્ષ આ રાજવીના સમયમાં પ્રથમ ઊભો થયો. ગુજરાતની સત્તા નીચેના ઝાલાવાડ(રાજસ્થાન)ના કાન્હાએ ગુજરાતના  સુલતાન સાથે માથું ઊચકતાં ખાનદેશના નાસીરની મદદ યાચેલી. એણે અહમદશાહ બહમનીની ભલામણ કરી અને ઈ.સ. ૧૪૨૯ માં બહમની સૈન્યે નંદરબારના પ્રદેશ ઉપર ચડાઈ કરી, પણ શિકસ્ત ખાઈ ખાનદેશમાં ચાલ્યું આવવું પડ્યું. ઈ.સ. ૧૪૩૦માં બીજી ચડાઈ કરી સાલસેટ કબજે કરવા પ્રયત્ન કર્યો, ત્યાં પણ ગુજરાતના

સૈન્યને હાથે ભારે પરાજય વહોર્યો. આ સંઘર્ષમાં માહીમ અને એની દક્ષિણનો કેટલોક પ્રદેશ ગુજરાતની સત્તા નીચે આવ્યો આ સંઘર્ષમાંની સાથીદારીના પરિણામે નાસીરખાનની પુત્રીનું લગ્ન અહમદશાહના પુત્ર અલાઉદ્દીન સાથે કરવામાં આવ્યું. અહમદશાહનું ઈ.સ. ૧૪૩૬ માં અવસાન થતાં એનો પુત્ર અલાઉદ્દીન અહમદ સત્તા ઉપર આવ્યો.

પાછળથી કૌટુંબિક કલેશને પરિણામે સસરા–જમાઈ વચ્ચે અણબનાવ થયો અને ગુજરાત તેમજ માળવાની હૂંફથી નાસીરખાને અલ્લાઉદ્દીન અહમદખાનના પ્રદેશ પર ચડાઈ કરી, જેમાં પરાજય મળ્યો. અહમદખાનનાં છેલ્લાં વર્ષોમાં એના સાળા જલાલખાને બળવો કરી ઈ.સ. ૧૪૫૫માં તેલંગણમાં સલ્તનત સ્થાપી, અને સિકંદરે બળવો કર્યો, પણ પાછળથી બંનેને માફી આપવામાં આવી. અહમદશાહ ઈ.સ. ૧૪૫૮ માં અવસાન પામતાં હુમાયૂં સત્તા ઉપર આવ્યો. એણે માત્ર ત્રણ વર્ષ અને પછી પોતાના સગીર પુત્ર નિઝામશાહના નામે બે વર્ષ રાજ્ય કર્યું. આ સગીરના સમયમાં માળવાનો સુલતાન મહમૂદ ખલજી બહમની રાજ્યની ઉત્તર સીમા ઉપર ચડી આવ્યો અને બીદરનો કબજો લીધો. આ સંયોગોમાં વજીર મહમૂદ ગાવાને ગુજરાતની સહાય માગી એટલે મહમૂદ બેગડો ખુદ દખ્ખણ તરફ ધસી ગયો. બહમની અને ગુજરાતી ફોજોએ માળવાના સુલતાનને શિકસ્ત આપી. બીજે વર્ષે ઈ.સ. ૧૪૬૩ માં મહમૂદ ખલજી ફરી ચડી આવ્યો, પણ ગુજરાતની મદદ આવી રહી છે જાણી પાછો ચાલ્યો ગયો.

બાળ નિઝામશાહ ઈ.સ. ૧૪૬૩ માં મરણ પામતાં એનો નાનો ભાઈ, મુહમ્મદશાહ ગાદીએ આવ્યો. એની સગીર અવસ્થા દરમ્યાન મહમૂદ ગાવાને રાજ્ય સમૃદ્ધ કરવાની જહેમત ઉઠાવી સફળતા મેળવી. મુહમ્મદશાહનું ઈ.સ. ૧૪૮૨ માં અવસાન થતાં એના સગીર પુત્ર મહમૂદને ગાદી મળી. ઉત્તરોત્તર એ પરાધીન અને નબળો પડતો રહ્યો. એ ઈ.સ. ૧૫૧૮ માં મરણ પામતાં એના પછી ચાર સુલતાન નામની સત્તા ધારણ કરતા રહ્યા. આમાંના છેલ્લા કલિમુલ્લાહના અવસાને ઈ.સ. ૧૫૩૮ માં બહમની રાજવંશનો અંત આવ્યો અને બહમની રાજ્ય પાંચ સલ્તનતોમાં વહેંચાઈ ગયું : બિજાપુરની આદિલશાહી, ગોલકોંડાની કુત્બશાહી, અહમદનગરની નિઝામશાહી, બીદરની બરીદશાહી અને વરાડની ઇમાદશાહી.



## સમકાલીન દિલ્હી સલ્તનત

### નાસીરુદ્દીન મહમૂદ તુગલુક

અગાઉ જોયું છે તેમ દિલ્હીમાં તુગલુક વંશના નાસીરુદ્દીન મહમૂદ (ઈ.સ.

૧૩૯૮માં) તખ્તનશીન થયા પછી પરિસ્થિતિ વધુ નબળી બનતાં અન્ય પ્રાંતોની માફક ગુજરાત પણ સ્વતંત્ર થયું. ઈ.સ. ૧૪૧૩ માં નાસીરુદ્દીન મહમૂદનું અવસાન થતાં અમીરોએ દોલતખાન લોદીને પસંદ કર્યો, જે ઈ.સ. ૧૪૧૩ માં સત્તા ઉપર આવ્યો, પરંતુ પોતાને પેગંબર સાહેબનો વંશજ હોવાનું ગણાવતો સૈયદ ખિઝ્રખાન પ્રબળ બનતો જતો હતો તેણે દોલતખાન લોદી ઉપર આક્રમણ કરી ચારેક માસના સામના પછી એને હિસારમાં કેદ કર્યો ને દિલ્હીમાં સૈયદ વંશનો આરંભ ઈ.સ. ૧૪૧૪ માં કર્યો.

**સૈયદ વંશ**

ખિઝ્રખાન સૈયદની સત્તા દિલ્હીથી લઈ દોઆબ અને મેવાડ સુધી મર્યાદિત થઈ ચૂકી હતી. એની સામે તુર્કોએ માથું ઊંચકવાનું શરૂ કરી દીધું હતું. ઈ.સ. ૧૪૨૧ માં એનું અવસાન થતાં એના પુત્ર મુબારકશાહે પોતાના પ્રદેશોમાં નવા પ્રદેશ ઉમેર્યા નહિ, પણ હતા તે બરોબર સાચવી રાખ્યા હતા. ઈ.સ. ૧૪૩૪ માં એનું અવસાન થયું અને એનો ભત્રીજો મુહમ્મદશાહ સત્તા ઉપર આવ્યો. એના સમયથી જ ભારતીય પ્રદેશોમાં મુઘલોનો પ્રવેશ થવા લાગ્યો ને મુલતાન તદ્દન સ્વતંત્ર થઈ ગયું. ઈ.સ. ૧૪૪૫ માં એ મરણ પામ્યો. એ પછી એનો પુત્ર અલાઉદ્દીન આલમશાહ સત્તા પર આવ્યો. એ તદ્દન અજ્ઞાની હતો અને બદાયૂંના નામક સ્થાનમાં જઈ મોજશોખમાં પડી રહેતો, આથી દિલ્હીમાં પડેલા શૂન્યાવકાશનો બુહલૂલ લોદીએ લાભ ઉઠાવ્યો. બળ અને છળકપટથી એ દિલ્હીનો સત્તાધીશ બની ગયો અને પોતાનો રાજવંશ સ્થાપ્યો (ઈ.સ. ૧૪૫૧). *

**લોદી વંશ**

"બુહલૂલશાહ ગાઝી" નામ ધારણ કરી એણે સત્તાસૂત્ર હસ્તગત કર્યાં. એણે ધીમે ધીમે આસપાસના પ્રદેશ કબજે કર્યા અને કેટલીક મુશ્કેલીઓ વટાવી કેટલેક અંશે એ સ્થિર સલ્તનત સાધી શક્યો. એ ઈ.સ. ૧૪૮૯ માં મરણ પામ્યો. એના પછી એનો વડો શાહજાદો નિઝામશાહ 'સિકંદરશાહ' નામ ધારણ કરી સત્તા પર આવ્યો. એણે ધીમે ધીમે મુસ્લિમ તેમજ રાજપૂત નાનાંમોટાં રાજ્યો પર સત્તા જમાવી. ભાંગી તૂટી પડેલું દિલ્હી રાજધાનીને માટે પાત્ર નહોતું રહ્યું તેથી સિકંદરે ઈ.સ. ૧૪૯૯ માં સંભલમાં અને ત્યાર બાદ ઈ.સ. ૧૫૦૪ માં આગ્રાને પસંદ કર્યું અને ત્યાં નવી વસાહત વિકસાવી એને રાજધાનીનું સ્થાન બનાવ્યું. એ ઈ.સ. ૧૫૧૭માં અવસાન પામ્યો.



પછી એનો પુત્ર ઇબ્રાહીમ લોદી (ઈ.સ. ૧૫૧૭–૧૫૨૬) સત્તા ઉપર આવ્યો. એના સમયમાં આલમખાન લોદી અને દોલતખાન લોદીએ દિલ્હીનું તખ્ત સર

* 'સમકાલીન દિલ્હી સલ્તનત'નો અહીં સુધીનો ભાગ, R. C. Majumdar, *Delhi Sultanate*, pp. 111–148 ના આધારે તારવ્યો છે.

કરવા કાબુલના બાદશાહ બાબર સાથે હાથ મિલાવ્યા. પરિણામે ઈ.સ. ૧૫૨૬ માં બાબરે હિંદ પર આક્રમણ કર્યું. પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદી અને બાબરની સેનાઓના મુકાબલા વખતે ગુજરાતનો શાહજાદો બહાદુરખાન ત્યાં ઇબ્રાહીમને પક્ષે હાજર હતો, જોકે એણે લડાઈમાં સીધો ભાગ ભજવ્યો હોવાનું જણાતું નથી. કાબુલનાં અને દિલ્હીનાં સૈન્યોનો પ્રબળ મુકાબલો પાણીપતના મેદાનમાં થયો. સંખ્યાબળ વધુ છતાં બાબરને હાથે ઇબ્રાહીમનો ભારે પરાજય થયો અને યુદ્ધમાં એ માર્યો ગયો. ચમત્કારિક રીતે થયેલા આ સત્તાપલટાએ મુઘલ શહેનશાહતનો પાયો નાખ્યો.

**મુઘલ શહેનશાહ બાબર અને હુમાયૂં**

પાણીપતના યુદ્ધમાં વિજય મેળવ્યા પછી અને દિલ્હી તેમજ આગ્રાને હસ્તગત કર્યા પછી પણ બાબરને પોતાની નવી સત્તા સ્થિર અને વ્યાપક કરવાને માટે બે મોટા અને નાના નાના તો અનેક સંઘર્ષ, મુખ્યત્વે ઉત્તર ભારતમાંના સત્તાધીશો અને રાજપૂતો સામે, કરવા પડયા હતા. કાબુલ વગેરે સામે અને એની સરહદો ઉપર સંઘર્ષ ચાલતા હતા. આ બધા પર એના વ્યવસ્થિત લશ્કરી સર્વોપરિ-વ્યૂહને કારણે વિજય હાંસલ કરતો ગયો, પરંતુ ઈ.સ. ૧૫૩૦ માં અચાનક એનું અવસાન થતાં એ મુઘલ સામ્રાજ્યમાં દૃઢ શાસન સ્થાપી શક્યો નહિ. એના પછી એનો વડો શાહજાદો હુમાયૂં સત્તા ઉપર આવ્યો.

હુમાયૂં ગાદીએ બેઠો ત્યારે એની ઉંમર માત્ર ૨૩ વર્ષની હતી. એને ભાઈઓ તેમજ સગાસબંધીઓ તરફથી ઘણી કનડગત થઈ, ઉમરાવો પોતપોતાનું સાચવવામાં પડયા હતા. બિહારમાંના અફઘાનો અને ગુજરાતના બહાદુરશાહ જેવા પ્રબળ શત્રુઓનો પણ સામનો કરવાનો હતો. આ પૂર્વે સુલતાન બહાદુરશાહના વૃત્તાંતમાં હુમાયૂંનો ગુજરાતમાંનો સંઘર્ષ અપાયો છે, એ નજરમાં લેતાં જોઈ શકાય એમ છે કે એણે ગુજરાતમાં આવીને પણ સિદ્ધિઓ હાંસલ કરી હતી, પણ બિહારમાં એનાથી ઊલટું બન્યું : શેરખાન સૂર પ્રબળતા ધારણ કર્યે જતો હતો. ઈ.સ. ૧૫૪૦ સુધીમાં હુમાયૂંએ અફઘાનોની સામે ઝીંક ઝાલી, પણ ટકી શક્યો નહિ અને એને સત્તા છોડી સિંધ રાજસ્થાન અને ઈરાનમાં રખડતા રહેવું પડ્યું.



**સૂર વંશ**

શેરખાને દિલ્હીમાંથી મુઘલોને હઠાવી પુનઃ અફઘાન-સત્તા સ્થાપી. એ 'શેરશાહ'ના ઇલકાબથી જાણીતો છે. એણે ઘણાં યુદ્ધ કરી આસામથી મુલતાન સુધીનો રાજ્યવિસ્તાર કર્યો.

એને ગુજરાત સાથે કોઈ સંઘર્ષ થયો જણાતો નથી. કમનસીબે ઈ.સ. ૧૫૪૫ માં દારૂગોળો ફાટતાં એનું અકસ્માત્ અવસાન થયું. આના પછી ઇસ્લામશાહ (ઈ.સ. ૧૫૪૫–૧૫૫૪), ફીરોઝશાહ (ઈ.સ. ૧૫૫૪) અને મુહમ્મદ આદિલશાહ (ઈ.સ. ૧૫૫૪–૧૫૫૬) સુલતાનો થયા, પણ તેઓ નિર્બળ હોવાથી અફઘાન સલ્તનત સાચવી શક્યા નહિ. ઘણા પ્રાંતોમાં સૂબેદારો બળવા કરીને સ્વતંત્ર થઈ ગયા. સુલતાન મુહમ્મદ આદિલશાહના સાળા અને પંજાબના અહમદખાને 'સિકંદરશાહ'નો ઇલકાબ ધારણ કરી ઈ.સ. ૧૫૫૫ માં દિલ્હી-આગ્રા કબજે કરી લીધાં, પણ ભારતમાં ફરીથી મુઘલ સત્તા સ્થાપવાની તક માટે ટાંપીને બેઠેલા હુમાયૂંએ સિકંદરશાહને હરાવી એની પાસેથી દિલ્હી આગ્રા કબજે કરી લીધાં. આમ સૂર વંશના બીજા અફઘાન રાજ્યનો માત્ર ૧૫ વર્ષમાં અંત આવી ગયો.

કમનસીબે હુમાયૂં પોતાની મહેનતનાં સત્ફળ ભોગવવા લાંબું જીવી શક્યો નહિ. ઈ.સ. ૧૫૫૬ ના જાન્યુઆરીમાં એક અકસ્માતમાં એનું અવસાન થયું. આ વખતે એનો ૧૩ વર્ષનો પુત્ર અકબર અને એનો વાલી બહેરામખાન પંજાબમાં હતા તેમની ગેરહાજરીમાં આદિલશાહ સૂરનો સેનાપતિ હેમુ દિલ્હી આગ્રા સર કરી લઈ, 'વિક્રમાદિત્ય'નું બિરુદ ધારણ કરી ગાદીએ બેઠો, પણ બહેરામખાન અને અકબરે પાણીપતના મેદાનમાં એને હરાવી ટૂંક સમયમાં આગ્રા દિલ્હી અજમેર અને ગ્વાલિયર પર કબજો જમાવી લીધો.

## મુઘલ સમ્રાટ અકબરશાહ

અકબર ગાદીએ આવ્યો (ઈ.સ. ૧૫૫૬ માં) ત્યારે ઉત્તર પ્રદેશનો મર્યાદિત ભાગ જ એના કબજામાં હતો. ધીમે ધીમે એણે રાજપૂતોની પણ મદદ સાધી અને એ એક મોટું સામ્રાજ્ય સ્થિર કરવામાં સફળ થયો. મેવાડના રાણા સિવાયના મોટા ભાગના રાજપૂત રાજાઓએ એનું આધિપત્ય માન્ય રાખી સામંતપદ આવકારી લીધું હતું. હુમાયૂં અને બહાદુરશાહ ગુજરાતી વચ્ચેના વિગ્રહમાં આરંભાયેલો ઝઘડો વચ્ચે શાંત હતો, પણ મુઝફ્ફર ૩ જો ગુજરાતના સુલતાન-પદે આવ્યા પછી આંતરિક ઝઘડાઓને લઈ ગુજરાતનો સમગ્ર પ્રદેશ અકબરની સત્તા નીચે આવ્યો એ વિશે આ પૂર્વે વિસ્તારથી અપાયેલું હોઈ અહીં પુનરુક્તિ કરવામાં નથી આવી (ઈ.સ. ૧૫૭૩). *



* 'મુઘલ શહેનશાહ બાબર'થી અહીં સુધીની વિગતો R. C. Majumdar, *The Mughul Empire*, pp. 25-174 માંથી તારવવામાં આવી છે.

## પાદટીપ

૧. આત્મારામ કેશવજી દ્વિવેદી, "કચ્છ દેશનો ઇતિહાસ", પૃ. ૨૫ ૨. એજન, પૃ. ૨૮
૩. એજન, પૃ. ૨૮ ૪. એજન, પૃ. ૨૬ ૫. એજન, પૃ. ૨૯
૬. *Kutch District Gazetter*, p. 79 ૭. *Ibid.*, p. 79
૮. આત્મારામ કેશવજી દ્વિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૩૬ ૯. K. D. G. p, 79
૧૦. આત્મરામ કેશવજી દ્વિવેદી, ઉપર્યુક્ત. વંશાવળીઓ, પૃ. ૯
૧૧. એજન, પૃ. ૨૯ ૧૨. એજન, પૃ. ૨૯
૧૩. શં. હ. દેશાઈ (સૌરાષ્ટ્રનો ઇતિહાસ, ૨ જી આવૃત્તિ, પૃ. ૫૧૧) આ પ્રસંગના નાગ બંદરના નાગ જેઠવા અને રાણપુરના રામદેવજી (જેઠવા)ને મિજબાની આપી કતલ કરી પ્રદેશ કબજે કરવાનું લખે છે. આ સમયનો કોઈ નાગ જેઠવો જાણવામાં નથી, તેમ રામદેવજીને તો બોલાવીને દગાથી જામ સત્તાજી ઈ.સ. ૧૫૭૪ માં મારે છે.
૧૪. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૫૧૧-૫૧૩ માં ઈ.સ. ૧૫૪૦ આપે છે, પણ એ ઈ.સ. ૧૫૪૩ છે.
૧૫. જ. કા. પાઠક, 'મકરધ્વજવંશી મહીપમાળા', પૃ. ૨૪૩-૨૪૪
૧૬. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૧૫
૧૭. D. B. Diskalkar, *Inscriptions* of *Kathiawad*, No. 23
૧૮. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૧૯
૧૯. D. B. Diskalkar, *op. cit.*, No. 25
૨૦. H. W. Bell, *History* of *Kathiawad*, p. 72
૨૨. D. B. Diskalkar, *op. cit.*, No. 32 ૨૩. *Ibid.*, No. 64
૨૪. વિગતો માટે જુઓ ઉપર પૃ. ૩૬-૩૭.
૨૫. D. B. Diskalkar, *op. cit.*, No. 37
શંભુપ્રસાદ દેશાઈએ ૧૩૬૯ માં ઝફરખાનની સેનાનો મુકાબલો કરતી વખતે થયેલી ઝપાઝપીમાં રા' જયસિંહ ૨ જો મૃત્યુ પામ્યો હોવાનું અનુમાન કર્યું છે (સૌ. ઈ. પૃ. ૩૨૯), પરંતુ નગીચાણુના પ્રસ્તુત લેખમાં રાય जेसंघदेविजेराज्ये શબ્દો પ્રયોજાયા હોવાથી એ ૧૩૭૭ સુધી જીવતો છે અને મુસ્લિમ થાણદારને વફાદાર રહીને રાજ્ય કરે છે એમ ફલિત થાય છે.



૨૬. D. B. Diskalkar, *op. cit* , No. 38
૨૭. મુસ્લિમ તવારીખોમાં એને 'કુંવરપાલ' કહ્યો છે.
૨૮. વિગતો માટે જુઓ ઉપર પૃ. ૩૯.

 શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૨૦; પણ આ 'યુવરાજ' તરીકે નહિ, પણ 'રાજા' તરીકે, એટલે અત્રે સુધારો જરૂરી છે.

૩૦. D. B. Diskalkar, *op. cit.*, No 40

૩૧. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૩૭; પણ વર્ષ ઈ.સ. ૧૩૭૩ નહિ, પરંતુ ઈ.સ. ૧૩૮૪ જોઈએ.

૩૨. H. W. Bell, *op. cit.*, p. 74, Commissariat, *History of Gujarat*, Vol. I, p. 54

૩૩. D. B. Diskalkar, *op. cit.*, No. 48. (आदेशादिह...श्रीपातसाहिप्रभोः શબ્દો નોંધ પાત્ર છે.)

૩૪. D. B. Diskalkar, *op. cit.*, No. 49

૩૫. *Ibid.*, No. 51   ૩૬. *Ibid.*, No. 52   ૩૭. *Ibid.*, No. 53

૩૮. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૪૪ પર 'જૂનાગઢ' લખે છે, પણ એ 'વંથળી' છે.

૩૯. D. B. Diskalkar, *op. cit.*, No. 64   ૪૦. *Ibid.*, No. 64

૪૧. *Ibid.*, No. 65-99   ૪૨. શં. હ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૪૮

૪૩. H. W. Bell, *op. cit.*, p. 75; શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૪૭

૪૪. આ રાજવીનું નામ કોઈ જગ્યાએ 'છત્રસાલ' અને કોઈ જગ્યાએ 'કૃષ્ણદેવ' મળે છે.

૪૫. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૫૧

૪૬. मंडलीक-महाकाव्य આનાથી જુદું જણાવે છે :

योऽहम्मदसुरत्राणं निजदुर्गग्रहागतम् ।
न्यग्रहीद् व्यग्रहीत्तेन तत्सर्वस्वं समग्रहीत् ॥ (१–८८)

૪૭. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૫૧   ૪૮. એજન, પૃ. ૩૫૨

૪૯. D. B. Diskalkar, *op. cit.*, No. 67

૫૦. 'ઝિંઝરકોટ'ને ડિસકળકર ભાવનગર જિલ્લામાં તળાજાની દક્ષિણે બાર માઇલ ઉપર આવેલું 'ઝાંઝમેર' હોવાનું કહે છે, જે અત્યારે ઉમરાળા મહાલ (જિ. ભાવનગર)માં છે. જૂનાગઢ જિલ્લામાં ઝાંઝરિયા (તા. ઊના), ઝાંઝરડા (તા. જૂનાગઢ), ઝીંઝરી (તા. માણાવદર), ઝુંઝારપુર (તા. માળિયા-હાટીના), ઝીંઝૂડા (મેંદરડા મહાલ) આટલાં ગામ છે, તેઓમાંનું કોઈ આ હોવાની વધુ શકયતા છે.

૫૧. D. B. Diskalkar, *op. cit.*, No. 68   ૫૨. *Idid.*, No. 69 

૫૩. *Idid.*, No. 70   ૫૪. *Idid.*, No. 71

૫૫. मण्डलीक-महाकाव्य ३–१८. હકીકતે યુવરાજ માંડલિકે એને હરાવ્યો હતો.

૫૬. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૫૮–૩૫૯

૫૭. D. B. Diskalkar *op. cit.*, No. 76

૫૮. मण्डलीक-महाकाव्य ९–४ थी २२

૫૯. કે. કા. શાસ્ત્રી, 'નરસિંહ મહેતા–એક અધ્યયન', પૃ. ૧૭૨

૬૦. આ કૃતિ જે. બી. ચૌધરી નામના વિદ્વાને *'Contribution of Women to Sanskrit Series*, Calcutta, 1950'ના ત્રીજા ગ્રંથમાં અંગ્રેજી અનુવાદ સાથે પ્રસિદ્ધ કરેલ છે.

૬૧. द्वारका-पत्तल १–२

૬૨. ૨. ભી. જોટ, 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ'; ખંડ-૨, પૃ. ૫૭૭–૭૮

૬૩. શં. હ. દેશાઈના જણાવ્યા પ્રમાણે આ 'મહાબલિયા' છે (ઉપર્યુક્ત, પૃ. ૩૬૩–૩૬૪). એમણે એ સ્થાન પ્રભાસ પાટણ નજીક સૂત્રાપાડાથી ત્રણ માઈલ દૂર આવેલ 'મહાબલ' સૂચવ્યું છે. એ સ્થાન જૂનાગઢથી આડેધડ અંતરે ૮૦ માઇલ દૂર હશે. આ સ્થળે વાજા ઠાકોરોનું શાસન હતું. આ સ્થાન પહેલું લીધું હોય તો મહમૂદ ઘોઘા મહુવા ઊના કોડીનારને માર્ગે આવ્યો સંભવે, એ મતલબનું એઓ જણાવે છે, પરંતુ માંડલિક પણ ત્યાં હોય એવું સાહચર્યથી લાગે છે, એટલે આ 'મહાબલિયા' કે 'મહાબિલા', ૨. ભી. જોટ (ઉપર્યુક્ત, પૃ. ૫૭૪) માને છે તે પ્રમાણે, ગિરનારમાંનું જ કોઈ સ્થાન લાગે છે; महाबिल એટલે કે 'મોટું કોતર' એ અર્થ ગીચ પહાડીનો વિસ્તાર નિર્દેશે છે.

૬૪. જુઓ પાછળ પૃ. ૯૦–૯૧.

૬૫. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, પૃ. ૫૭૫ ઉપર પાદટીપમાં જણાવે છે કે 'મૂર્તિપૂજાનો ઉલ્લેખ ક્યાંનો છે તે સ્પષ્ટ નથી.' પરંતુ હકીકતે मण्डलीक-महाकाव्यના સર્ગ ૧૦ મામાં જણાવ્યા પ્રમાણે દામોદરકુંડ ઉપર આવેલા દામોદરજીની સ્તુતિ તરીકે ૧૪ શ્લોક (૨૮ થી ૪૦) માંડલિકના મુખમાં મૂક્યા છે એ જોતાં પૂરા દમામથી એ રાધા-દામોદરજીની પૂજા કરવા જતો હોય એવું મુસ્લિમ તવારીખોએ કથન કર્યું હશે.

૬૬. જુઓ પાછળ પૃ. ૯૧.

૬૭. શં. હ. દેશાઈ; ઉપર્યુક્ત, પૃ. ૧૬૪, ૩૭૯; શં. હ. દેશાઈ, જૂનાગઢ અને ગિરનાર, પૃ. ૪૮

૬૮. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, પૃ. ૫૮૨–૮૩; J. Chaube, *History of Gujarat Kingdom*, pp. 53 ff.

રા' માંડલિકના પતનના વિષયમાં ચારણિયાણી નાગબાઈ અને મંત્રી વીશળની પત્નીને ભ્રષ્ટ કર્યાનાં કારણ લોકકથાઓમાં વહેતાં થયાં છે, પરંતુ એ એવાં પતનોની પાછળ લોકોમાં વહેતી થતી લોકવાયકાઓથી વિશેષ મહત્ત્વનાં નથી.



૬૯. मण्डलीक-महाकाव्य १०–८१

૭૦. Bayley, *History of Gujarat*, p. 193, f. n. 1; ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, પૃ. ૫૮૫

૭૧. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૫૩૭. શ્રી. દેશાઈ આ વંશજોને પણ જૂનાગઢમાં રહેલા કહે છે.

૭૨. જુઓ ગ્રંથ ૪, પૃ. ૧૪૮.

૭૩. જ. કા. પાઠક, "મકરધ્વજવંશી મહીપમાળા", પૃ. ૧૨૭

૭૪. એજન, પૃ. ૧૩૭ ૭૫. D. B. Diskalkar, *op. cit.*, No. 26

૭૬. જ. કા. પાઠક, ઉપર્યુક્ત, પૃ. ૧૩૭-૧૩૮ : સં. ૧૪૧૬ અને સં. ૧૪૪૮

૭૭. D. B. Diskalkar, *op. cit.*, No, 43 ૭૮. *Idid.*, No. 48

૭૯. શ્રી છોટુભાઈ અત્રિ અને ડૉ. પ્રવીણ પરીખ 'ધૂમલીના રાણા રામદેવજીના સમયનો શિલાલેખ' "ઊર્મિ-નવરચના"—દીપોત્સવી અંક, ૧૯૭૫, પૃ. ૪૪૮

૮૦. D. B. Diskalkar *op. cit.*, No. 85

૮૧. કાઠિયાવાડ ગેઝેટિયરની વંશાવળીમાં રાણા ભાણજી (ઈ. સ. ૧૪૬૧-૯૨), પછી રાણા રણોજી (ઈ.સ. ૧૪૯૨-૧૫૨૫) અને રાણા ખીમોજી (ઈ.સ. ૧૫૨૫-૧૫૫૦) મળે છે.જુઓ *Bombay gaztteer*, Vol. VIII, (Kathiawad) pp. 625-626.

૮૨. શ્રી છોટુભાઈ અત્રિ અને ડૉ. પ્રવીણભાઈ પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૪૪૯ પોરબંદરના શાંતિનાથ જિનાલયના સં. ૧૬૯૧-ઈ.સ. ૧૬૩૫ ના શિલાલેખમાંની વંશાવળી પ્રમાણે)—જુઓ "ફાર્બસ ત્રૈમાસિક"માં 'પોરબંદરના શાંતિનાથ-જિનાલયના બે શિલાલેખો' (શ્રી ત્રિ. ઓ. શાહ, શ્રી મણિભાઈ વોરા, શ્રી મધુસૂદન ઢાંકી)—વર્ષ ૩૦, પૃ. ૧૭૨-૧૭૬.

૮૩. જ. કા. પાઠક, ઉપર્યુક્ત, પૃ. ૧૪૦-૧૪૧

૮૪. એજન, પૃ. ૧૪૩ ૮૫. એજન, પૃ. ૧૪૩-૧૪૪

૮૬. D. B. Diskalkar *op, cit.*, No., 36, આ ઉપરાંત પ્રભાસથી ૧૨ માઇલ દૂર આવેલા બોસનગામની વાવનો ઉપરના લેખની તિથિથી ચાર દિવસ પહેલાંનો લેખ મળ્યો છે તેમાં પણ ભર્મ સત્તા ઉપર છે, જુઓ હરિશંકર પ્ર. શાસ્ત્રી, 'પ્રભાસ પાટણના વાજા રાજવંશનો ઇતિહાસ', "ઊર્મિ નવરચના" અંક ૫૦૨, પૃ. ૭૨૮.

૮૭. D. B. Diskalkar, *op. cit.*, No. 35

૮૮. શં. હ. દેસાઈ, ઉપર્યુક્ત પૃ. ૩૩૦

૮૯. D. B. Diskalkar, *op. cit.*, No. 45 ૯૦. *Ibid*, No. 60



૯૧. *Ibid.*, No. 62 ૯૨. *Ibid.*, No. 62

૯૩. ગિ. વ. આચાર્ય, 'ગુજરાતના ઐતહાસિક લેખો', ભાગ ૩, નં. ૨૨૫—બ, પૃ. ૨૧૯

૯૪. કે. કા. શાસ્ત્રી, 'સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ-માંગરોળ સોરઠ' પૃ. ૨૭-૨૮

૯૫. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૩૩૫; જુઓ પાછળ પૃ. ૩૯.

૯૬. કે. કા. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૯૪

૯૭. એજન, પૃ. ૪૪ ૯૮. એજન, પૃ. ૬૮

૯૯. વડોદરા-પ્રાચ્ય વિદ્યામંદિર હ. પ્ર. નં. ૧૨૦૮ આઈ (સં. ૧૫૪૫ ઈ.સ. ૧૪૬૯); (*Cataloge of Sanskrit and Prakrit Manuscripts*, Part III, L. D. Series No. 15)—No. 6924, p. 438

૧૦૦. ઇન્દ્રવદન ન. આચાર્ય, 'સૌરાષ્ટ્રમાં ઝાલા રાજવંશના શાસનનો ઇતિહાસ (હરપાળ મકવાણાથી ઈ.સ. ૧૯૪૮ સુધી)' (અપ્રકટ મહાનિબંધ) (રજૂ કર્યા વર્ષ ૧૯૭૫), પૃ. ૭૧-૭૯

૧૦૧. D. B. Diskalkar, *op. cit.*, No. 59 ૧૦૨. *Ibid.*, No. 59

૧૦૩. વિગતો માટે જુઓ પાછળ, પૃ. ૭૪-૭૬.

૧૦૪. *Journal of Gujarat Research Society*, Vol, 32, No, 4, pp. 129 f, આ લેખોમાંનો कान्हा જયત્કર્ણ (જેતસિંહ) છે. લેખ સં. ૧૪૭૪ ના પોષ વદિ શુક્રવાર (તા. ૨૪-૧૨-૧૪૧૭)નો છે.

૧૦૫. D. B. Diskalkar, *op. cit.*, No. 86

૧૦૬. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૪૭૬-૭૭

૧૦૭. D. B. Diskalkar, *op. cit.*, No 89

૧૦૮. *Ibid*, No.93. રાણા માનસિંહના સમયના ચાર શિલાલેખ મળ્યા છે. એમના હળવદના લેખની એ વિશિષ્ટતા છે કે એમાં રણમલ-શત્રુશલ્ય જિતા (જેતસિંહ) રણવીર—ભીમ-વાઘ-રાજધર-રાણિગ અને મહારાણા માનસિંહ એવો રાજવીઓનો ક્રમ અપાયો છે. (સં. ૧૫૮૩—ઈ.સ. ૧૫૨૭ નો લેખ).

૧૦૯. *Ibid*, No 94 ૧૧૦. *Ibid*, No 96 ૧૧૧. *Ibid*, No 86

૧૧૨. 'કાઠિયાવાડ સર્વસંગ્રહ', પૃ. ૫૩૯—૫૪૧ ૧૧૩. એજન, પૃ. ૫૧૩--૫૧૪

૧૧૪. અબુંઝફર નદવી. 'રણમલ્લ છંદ અને તેનો સમય', પૃ. ૫, ૮, ૧૪

૧૧૫. *The Delhi Sultanate*, p. 330

૧૧૬. Commissariat, *op cit.*, pp. 53–54; જુઓ પાછળ, પૃ. ૪૩.

૧૧૭. જુઓ પાછળ પૃ. ૭૪, ૭૬, ૮૧.

૧૧૮. Commissariat, *op cit.*, p. 129; જુઓ પાછળ પૃ. ૮૫.

૧૧૯. જુઓ પાછળ, પૃ. ૧૦૬—૧૦૭ ૧૨૦. જુઓ પાછળ, પૃ. ૧૯૭—૧૯૮.



૧૨૧. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, પૃ. ૩૬; જુઓ પાછળ પૃ. ૮૦.
ચંદ્રમૌલિ મં. મજમૂદારના જણાવ્યા પ્રમાણે આ લડાઈમાં ત્ર્યંબકદેવે મુસ્લિમ સેનાને શિકસ્ત આપી એટલે અહમદશાહ માર્ગ બદલી સંખેડા તરફ-

થી માળવા તરફ ચાલ્યો ગયો અને ઈ.સ. ૧૪૨૧ ના અંતભાગમાં અહમદશાહ ફરી વાર ચડી આવ્યો. આ વખતે ૧૩ માસ જેટલો ઘેરો રહ્યો, પણ ત્ર્યંબકદેવે મચક ન આપી અને અહમદશાહને પાછું ચાલ્યા જવું પડયું; પરંતુ એમણે એમના આ વિધાન માટે કોઈ આધાર ટાંકયા નથી. (જુઓ ચંદ્રમૌલિ મ'. મજમૂદાર, 'ગુજરાતના પાવાપતિ ચૌહાણો', "પથિક" વર્ષ-૧૪, અંક ૧-૨ પૃ. ૬૪-૬૫.)

૧૨૨. मण्डलीक-महाकाव्य જેની રચના ઘણું કરીને એ જ ગંગાધર કવિએ એ કાવ્યની પૂર્વે ચાંપાનેરમાં રહીને કરેલી. गङ्गदासप्रतापविलास नाटकમાં નાયક તરીકે ચીતરેલા આ રાજવીને गङ्गेश्वर (અંક ૧, શ્લોક ૨, પૃ. ૪) અને गङ्गदास (શ્લોક ૨૭ વગેરે, પૃ. ૪ વગેરે) કહેલ છે.

૧૨૩. આ વર્ણન ચોથા અને નવમા અંકમાં આવે છે. જુઓ એજન, પૃ. ૩૪ અને પૃ. ૭૨ વગેરે; વળી જુઓ પાછળ પૃ. ૮૫.

૧૨૪. એજન, પૃ. ૩૪

૧૨૫. જુઓ પાછળ, પૃ. ૯૪-૯૫.

૧૨૬. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, પૃ. ૬૨૩-૬૩૦; જુઓ પાછળ પૃ. ૯૫.

૧૨૭. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, પૃ. ૬૩૦-૬૩૧

*

# પ્રકરણ ૮

# રાજ્યતંત્ર

## ૧. દિલ્હી સલ્તનત નીચેનો વહીવટ

દિલ્હી સલ્તનતની સત્તા નીચેના ગુજરાતના વહીવટી–તંત્ર બાબતમાં એમ જણાય છે કે જે શાસનપદ્ધતિ અને રાજકીય સંસ્થાઓ ભારતમાં વિકાસ પામી અને અદાલત વગેરેની જે રીતનીતિ અને જે કાયદા પ્રચલિત રહ્યાં તે સર્વમાં ઈરાની શાસનપદ્ધતિ અને પરંપરાનું કેટલેક અંશે અનુકરણ હતું. અલબત્ત, એમાં સ્થાનિક લોકોની ચાલુ પરિસ્થિતિને અનુસરીને ફેરફાર કરવામાં આવ્યા હતા.

### વહીવટની ભાષા

વહીવટ ફારસી ભાષામાં ચાલતો હતો. ભિન્ન ભિન્ન સંસ્થાઓનાં ખાતાંઓમાં અમલદાર વર્ગ અને અન્ય કર્મચારીઓનાં પદોનાં નામ પણ ફારસી ભાષામાં જ હતાં. સલ્તનતકાલ પૂરો થયો, મુઘલ સલ્તનત આવી અને ગઈ અને બ્રિટિશ શાસનનો વહીવટ આરંભાયો તે પછી લાંબા સમય પર્યંત એ ભાષા વહેવારમાં ચાલુ રહી હતી.

### દિલ્હીના સુલતાનોનો વહીવટ

દિલ્હીના સુલતાનોનો રાજ્યવહીવટ સરમુખત્યારશાહી પદ્ધતિથી ચાલતો હતો. બાહ્ય રીતે જોતાં સુલતાન પોતાની સલ્તનતનું તંત્ર ઇસ્લામના ઉસૂલો અનુસાર ચલાવતો હતો, પરંતુ વસ્તુતઃ એની મરજી એ જ કાયદો હતો. એની સત્તાનો અધિકાર રૈયતના જાનમાલ ઉપર પણ પ્રવર્તતો હતો.

સુલતાન અલાઉદ્દીને હિંદુ રાજાઓ પાસેથી નવા જીતેલા પ્રદેશોમાં લશ્કરી હાકેમો નીમ્યા હતા, તેઓ પૈકીનો ગુજરાતનો એક પ્રદેશ હતો. અહીંનો લશ્કરી હાકેમ નાઝિમ (એટલે કે વ્યવસ્થાપક) કહેવાતો. એ કંઈક અંશે બ્રિટિશ રાજ્ય દરમ્યાનના ભારતમાં વાઇસરૉયના જેવો હોદ્દો હતો.



### નાઝિમોની હકૂમતનો વિસ્તાર

ગુજરાતનો પ્રદેશ જીત્યા બાદ સુલતાન અલાઉદ્દીનના સમયમાં એનો વહીવટ મુસ્લિમોએ શરૂ કર્યો ત્યારે પ્રદેશ અસ્તવ્યસ્ત હાલતમાં હતો. અણહિલવાડ

પટણના હિંદુ રાજાઓ પોતાની સત્તા નીચેના પ્રદેશ ઉપર વ્યવસ્થિત રીતનો વહીવટ સાચવી શક્યા ન હતા અને સરહદી પ્રદેશો એમના કબજા હેઠળ રહ્યા ન હતા. રાજધાનીથી દૂરના ઠાકોરો અને જમીનદારો સ્વતંત્ર થઈ ગયા હતા. પહાડો અને જંગલોમાં તેમજ કાંઠા ઉપર વસતા ભીલો અને કોળીઓ તોફાને ચઢયા હતા. એ વખતે આબુ પહાડની ઉત્તરેથી તથા જાલોરની દક્ષિણથી માંડી ઠેઠ મુંબઈ નજીક સુધી અને માળવા અને ખાનદેશના પહાડોની પટ્ટીની સરહદથી માંડી પશ્ચિમ કિનારાના છેડા સુધીનો પ્રદેશ ગુજરાત ગણાતો હતો.

ખલજી સુલતાનો પછી તુગલુક સુલતાનોના અમલ નીચે ગુજરાત આવ્યું ત્યારે એમની હકૂમત દક્ષિણે થાણા સુધી, ઉત્તરે આવેલા ધોળકા અને ધંધુકાથી માંડી સમુદ્રના કિનારે કિનારે સોમનાથ સુધી ને પછી શિરોહીની હદની નીચેથી માંડી મેવાડ, ખાનદેશ અને નાશિકના પ્રદેશની સીમા સુધી હતી ને પશ્ચિમમાં ઝાલાવાડ અને સોરઠ એમના તાબા નીચે હતા. કચ્છ અને સૌરાષ્ટ્રનો મોટો ભાગ ખલજી તેમજ તુગલુક સુલતાનોની હકૂમત બહાર રહ્યો હતો.

છેલ્લો નાઝિમ ઝફરખાન જે ભાગ ઉપર હકૂમત કરતો હતો તે ઘણો જ નાનો હતો. એક તરફ જાલોર અને શિરોહીનાં સ્વતંત્ર રાજ્ય હતાં. ઈડરના રાજાના તાબામાં પહાડની પશ્ચિમનો ભાગ હતો અને એનો બાકીનો ભાગ ભીલો અને કોળીઓના કબજામાં હતો. ત્યાં કેટલાક રાજપૂત ઠાકોરોનાં નાનાં રાજ્ય હતાં. સૌરાષ્ટ્રના દ્વીપકલ્પનો મોટો ભાગ કેટલીક હિંદુ જાતિઓના કબજામાં હતો. પૂર્વમાં ચાંપાનેરનો કિલ્લો એક રાજાની સત્તા નીચે હતો. ઝફરખાન ગુજરાતના દક્ષિણના ભાગ ઉપર કબજો ધરાવતો ન હતો. માળવા અને ખાનદેશ એને ખંડણી આપતા હતા.

**નાઝિમ**

દિલ્હીનો સુલતાન નામાંકિત અમીરોમાંથી નાઝિમની નિમણૂક કરતો હતો. પ્રદેશમાં એ સંપૂર્ણ સત્તા ભોગવતો હતો. સરહદોનું રક્ષણ કરવું અને આંતરિક વ્યવસ્થા જાળવવી એ એની મુખ્ય ફરજ હતી. પ્રદેશમાંથી મહેસૂલ ઉઘરાવી વહીવટી ખર્ચ બાદ જતાં જે કંઈ રહેતું તે કેંદ્રની તિજોરીમાં એ મોકલી આપતો હતો. આમ એ ઉલમાઓ, સૈનિકો, મુસ્લિમો અને મુલકી કર્મચારીઓની સંભાળ રાખવાનું, લોકો સુખી રહે અને ખેતીવાડીને ઉત્તેજન મળે એ માટે પગલાં લેવાનું અને કાયદા કાનૂનોનું પાલન થાય અને સુલેહશાંતિ જળવાય એ બાબતની કાળજી રાખવાનું એ પ્રકારની એની ફરજો હતી. મૂળ તો નાઝિમને વેતન પેટે જાગીરો મળતી હતી, પરંતુ પાછળથી સુલતાન અલાઉદ્દીન ખલજીએ એ નિયમ રદબાતલ કર્યો હતો,

કારણ કે જાગીરની વ્યવસ્થાને લઈને નાઝિમ માલદાર થઈ જાય તો તક મળતાં બળવો કરે એવો ખતરો એને જણાયો હતો. આના પરિણામે સુલતાન ફીરોઝશાહ તુગલુકના સમય સુધી કોઈ નાઝિમને સુલતાન તરફથી જાગીર મળી ન હતી. એ સુલતાને નાઝિમને જાગીર આપવાની પ્રથા ફરીથી દાખલ કરી હતી.

નાઝિમ પાસે કેંદ્રનું થોડું લશ્કર રહેતું હતું અને એ સ્થાનિક ફોજો પણ રાખતો હતો. અશાંતિના સમયમાં સિપાહસાલારોને લશ્કરો સાથે કેંદ્રના ફરમાનથી જ્યાં જરૂર પડે તે પ્રદેશમાં મોકલવા પડતા અને એણે પોતે પણ જવું પડતું. કેટલીક વાર એને લશ્કર એકત્ર કરવાની કામગીરી પણ સોંપવામાં આવતી હતી અને એ કરવામાં તેઓ જમીનદારોની મદદ લેતા હતા. એમ કરી કેંદ્રીય સરકારને બને તેટલી લશ્કરી મદદ તેઓ મોકલતા હતા.

સુલતાન શક્તિશાળી હોય તો નાઝિમો પોતાની ફરજમાં વફાદાર રહેતા હતા અને રૈયતનાં હિતમાં કામ કરતા હતા, એટલે કે સુલતાનની શક્તિ કે નબળાઈ ઉપર ગુજરાતના વહીવટી-તંત્રનો આધાર રહ્યો હતો. નાઝિમોની બદલી વારંવાર થતી હતી, આથી કોઈનો અમલ સારી રીતે જામતો ન હતો. કેટલીક વાર જૂનો નાઝિમ નવા આવનાર નાઝિમની સામે થઈ જતો અને તેઓમાં માંહોમાંહે લડાઈ-ટંટા પણ થતાં હતાં. આ કારણથી નાઝિમોના શાસન દરમ્યાન વહીવટમાં સમતોલપણું સચવાયેલું જોવામાં આવતું નથી.

પ્રદેશમાં હિંદુ રાજાઓ, ઠાકોરો, રાજપૂત જમીનદારો અને કોળી તથા ભીલોની સંખ્યા મોટી હતી. રાજાઓ અને ઠાકોરો પેશકેશ અને ખરાજ[1] મોકલતા રહેતા ત્યાં સુધી એમનો વહીવટ શાંતિપૂર્વક ચાલતો હતો, પરંતુ સલ્તનત માટે નાઝિમો એમની જાગીરો અને જમીન પોતાની કબજે કરતા ત્યારે તેઓ એમની સામે થતા અને બંડ કરતા.[2] તેઓ ખાલસા ગામોને કનડગત કરતા રહેતા હતા, આથી ખેતીવાડીને નુકસાન થતું હતું અને પ્રજાની હાલત પરેશાન રહેતી હતી.

નાઝિમોની ફેરબદલીના પરિણામે લોકોના જીવન વ્યવહારમાં કોઈ ખાસ પરિવર્તન આવતું ન હતું. તેઓ એકબીજાની મદદથી રોજબરોજનાં નાનાં મોટાં કામ ઉકેલતા હતા અને વહીવટ ચલાવતા હતા.

ગુજરાતમાંના ગેરમુસ્લિમો તરફના નાઝિમોના વલણનો આધાર વિશેષ કરીને એમના અંગત સ્વભાવ ઉપર રહેતો હતો. સુલતાનના માનીતા થવા માટે તેઓ વિવિધ રીતો અજમાવતા હતા અને ઇસ્લામનો પ્રચાર કરવાના પ્રયત્ન પણ કરતા હતા. તેઓમાંના કેટલાકે બળજબરીનો ઉપયોગ પણ કર્યો હતો અને મંદિરોના સ્થાને મસ્જિદો ચણાવી હતી.

આ કાલ દરમ્યાન ગુજરાતમાં એક પછી બીજો એમ અઢારેક જેટલા નાઝિમ આવ્યા હતા, તેઓમાંથી અલ્પખાન, મલેક દીનાર ઝફરખાન, મલેક તાજુદ્દીન તુર્ક, નિઝામુલ્‌મુલ્ક જૂના બહાદુર તુર્ક, ઝફરખાન ૨ જો (ઉર્ફે દરિયાખાન) અને ફર્હતુલ્‌મુલ્કને ગુજરાતની સ્થાનિક પ્રજા પ્રત્યે સહાનુભૂતિ હતી અને એમણે તેઓમાં સુલેહશાંતિ જાળવી રાખવાને બન્યા તેટલા પ્રયત્ન કર્યા હતા. એમણે વેપારરોજગાર અને લોકોની રીતિ–નીતિની ઉન્નતિ અને પ્રગતિ થાય એમ કરવા બાબતમાં ઠીક ઠીક ભાગ ભજવ્યો હતો.

## નાઝિમ-કાલમાં વહીવટ

વહીવટની દષ્ટિએ એ કાલમાં પ્રદેશના બે વર્ગ હતા: એક હતો ખાલસા પ્રદેશોનો, જેનો વહીવટ કેંદ્રીય સત્તા નીચે ચાલતો હતો. એની તમામ જવાબદારી નાઝિમના શિરે હતી. બીજો વર્ગ હતો આશ્રિત રાજાઓનો. પોતપોતાનાં રાજ્યોમાં તેઓ સ્વતંત્રપણે રાજ્ય કરતા હતા અને સલ્તનતને મુખ્યત્વે કરીને નાણાંરૂપે ખંડણી આપતા હતા. જરૂર પડયે લશ્કરની મદદ તરીકે પણ ખંડણી વસૂલ થતી હતી. તેઓ ખંડિયા થતાં એની શરતોને અધીન રહીને એમણે ખંડણી આપવાની હતી અને નહીં કે જમીનની ઉપયોગિતાના આધારે. એમની આંતરિક બાબતોમાં તેઓ દિલ્હીની સર્વોપરિ સલ્તનતના અંકુશમાંથી બિલકુલ મુક્ત હતા. ખંડણી વસૂલ કરવા ઉપરાંતની કોઈ બીજી ડખલ નાઝિમો તરફથી એમને થતી ન હતી.

નાઝિમ સુલતાનના સીધા અંકુશ નીચે હતો. એના હાથ નીચે તમામ ખાતાઓમાં કેંદ્ર સરકાર તરફથી નાયબોની નિમણૂક કરવામાં આવતી હતી. એમની હાજરી પ્રદેશમાંના ખાતા ઉપર દાબ રાખતી હતી. એ પ્રાદેશિક ખાતાંઓનો વહીવટ કેંદ્રની રાજ્યવ્યવસ્થાની પ્રતિકૃતિરૂપે હતો. દિલ્હી પાય-તખ્તામાંના તમામ વજીરો પ્રદેશમાંનાં પોતપોતાનાં ખાતાંઓ ઉપર ચાંપતી દેખરેખ રાખતા હતા; જેમકે પ્રાદેશિક લશ્કરી ખાતું સ્થાનિક આરિઝની[3] નીચે રહેતું અને એ કેંદ્રના આરિઝુલ્‌મુમાલિકને જવાબદાર રહેતો.

પ્રદેશના વિભાગ હતા તે શિકક નામે ઓળખાતા હતા. એની ઉપર જે અમલદાર નિમાતો હતો તે 'શિક્કદાર'[4] કહેવાતો હતો. એ લશ્કરી અમલદાર હતો. એ પછીનો નાનો એકમ ગામોના સમૂહનો હતો તે પરગના[5] નામે ઓળખાતો હતો. પરગનામાં આમિલ અને મુશરિફ (કે અમીન કે મુન્સિફ), બે 'કારકુન' અને 'કાનૂનગો' મુખ્ય કર્મચારીઓ હતા. 'પરગના'ના વહીવટનો વડો સંચાલક 'આમિલ' હતો. મુશરિફ કરવેરાની આકારણી કરનાર મુખ્ય

અમલદાર હતો. મહેસૂલ ઉઘરાવીને મુશરિફને સોંપવામાં આવતું. કારકુનો 'પરગના' અંગેની માહિતીની નોંધ રાખતા અને 'કાનૂનગો' પાક અને આકારણીનાં પાછલાં વર્ષોનાં દફતર સાચવતો. 'ચોધરી' ખેડૂતોનો પ્રતિનિધિ હતો. એ એમની પરિસ્થિતિ અને માગણી અંગે વહીવટી-તંત્રને વાકેફ રાખતો હતો.

સૌથી નાનો એકમ ગામડું હતો. એનો વહીવટ પંચાયત કરતી હતી. દરેક ગામમાં એક 'મુખી' રહેતો, જેની મારફત એ ગામના વહીવટનું સંચાલન થતું અને ત્યાંનો 'પટવારી' ખેતી પાક આકારણી અને રાજ્યને ભરપાઈ કરવાની રકમ એ સર્વનો હિસાબ રાખતો.

અણહિલવાડના હિંદુ રાજાઓ જે રીતે મહેસૂલ વસૂલ કરતા હતા તે જ પ્રમાણેની પદ્ધતિ ચાલુ રહી હતી. એ મહેસૂલ પાકના હિસ્સા-રૂપે લેવાતું હતું, એ ઉપરાંત જકાત, માલની હેરફેર, વેપારધંધા વગેરે ઉપર પણ કરવેરા ઉઘરાવતા હતા. જમીનના કસ મુજબ મહેસૂલનો દર ઓછોવત્તો રહેતો, પરંતુ પાકના ત્રીજા ભાગથી વિશેષ અને પાકના છઠ્ઠા ભાગથી નીચે ભાગ્યેજ રહેતો હતો. પ્રદેશના કેટલાક ભાગોમાં જમીનદારે આપવાનો હિસ્સો ખેડૂતો પાસેથી મંત્રી (એટલે આડતિયા) મારફત સીધો વસૂલ કરવામાં આવતો હતો અને કેટલાક ભાગોમાં મોટા જમીનદારો મારફત એ એકત્ર કરવામાં આવતો હતો.[૬]

જમીન સંબંધી ઝઘડાઓના ફેંસલા મહેસૂલી અમલદાર કરતા હતા. તેઓ મુખ્યત્વે કરીને હિંદુઓ હતા. ગ્રામપંચાયતો ગામોમાં ઉપસ્થિત થતા ઝઘડાઓનો નિકાલ કરતી હતી.

### પ્રદેશની આવક

ગુજરાતના-પ્રદેશની આવક નાઝિમ નિઝામુલ્મુલ્ક જૂના બહાદુર તુર્ક (ઈ.સ. ૧૩૫૦)ના સમયમાં બે કરોડ ટંકાની હતી.[૭] એના બંને ઉત્તરાધિકારીઓ ઝફરખાન ૧લો (ઈ.સ. ૧૩૬૨-૧૩૭૧-૭૨) અને ઝફરખાન ૨ જો (ઉર્ફે દરિયાખાન) (ઈ સ. ૧૩૭૧-૭૨-૧૩૭૪) ના સમયમાં એ એટલી જ ચાલુ રહી હતી.[૮]

## ૨. ગુજરાતની સ્વતંત્ર સલ્તનતનો વહીવટ



### પ્રદેશનો વિસ્તાર

આરંભના સુલતાનો (ઈ.સ. ૧૪૦૩-૧૪૫૦)એ પોતાનું શાસન દૃઢ અને મજબૂત રાખવા ઉપર જ પોતાનું ધ્યાન કેંદ્રિત કર્યું હતું. એમણે એમના રાજ્યની હદને વિશેષ પ્રમાણમાં વિસ્તારી ન હતી. એ પછી ઈ.સ. ૧૫૩૦ સુધીમાં

થયેલા સુલતાનોનો પ્રદેશ ધીમે ધીમે વૃદ્ધિ પામ્યો હતો, જેને લઈને ખાનદેશ અને માળવાના સુલતાનોના કબજામાં પૂર્વ અને ઈશાનના જે પ્રદેશ હતા તે એમણે એમની સત્તા નીચે લઈ લીધા હતા. એ પછીના ઈ.સ. ૧૫૭૩ સુધીના ગાળામાં રાજ્યમાં જે અંધાધૂંધી અને અરાજકતા ફેલાઈ તેને લઈને ખાનદેશનો પશ્ચિમનો ભાગ અને કોંકણનો ઉત્તરનો ભાગ ગુજરાતની સલ્તનતની હદમાંથી બહાર નીકળી ગયા. ગુજરાતની ઉત્તરની સીમા ઉપર શિરોહી અને જાલોરના રાણાઓનાં રાજ્ય હતાં. તેઓ પાસે ગુજરાતનો સુલતાન કોઈ કોઈ વાર ખંડણી ઉઘરાવતો. ઈડરનો રાજપૂત રાજા પહાડો અને જંગલોના પ્રદેશની પશ્ચિમની સીમા ઉપર કબજો ધરાવતો હતો અને એ હદમાં બાકીની પટ્ટી ભીલ અને કોળી જાતિઓના કબજામાં હતી. પશ્ચિમનો દ્વીપકલ્પ નવથી દસ જેટલી હિંદુ જાતિઓના હાથમાં હતો. તેઓ મોટે ભાગે ખંડણી ભરનારા હતા, પરંતુ તેઓ કોઈ પણ રીતે સલ્તનતને તાબે રહેતા ન હતા.

ઈ.સ.ની પંદરમી સદીના પાછલા ભાગ અને સોળમી સદીના પ્રથમ ચરણ દરમ્યાન સુલતાનોની સત્તા શિખરે હતી ત્યારે એમની સલ્તનતનો પ્રદેશ પચીસ જેટલા વિભાગોમાં વહેંચાયેલો હતો. દરેક વિભાગ 'સરકાર' કહેવાતો. એ વિભાજન નીચે મુજબ હતું :[૯]

મધ્ય ભાગમાં : (૧) નહ્રવાલા (પાટણ), (૨) અમદાવાદ, (૩) સુંથ,[૧૦] (૪) ગોધરા, (૫) ચાંપાનેર, (૬) વડોદરા, (૭) ભરૂચ, (૮) નાંદોદ (રાજપીપળા) અને (૯) સુરત

ઉત્તર દિશામાં : (૧) શિરોહી, (૨) જાલોર, (૩) જોધપુર અને (૪) નાગોર

અગ્નિ ખૂણામાં : (૧) નંદરબાર, (૨) મુલ્હેર (બાગલાણ) અને (૩) રામનગર (ધરમપુર)

ઈશાન ખૂણામાં : (૧) ડુંગરપુર અને (૨) વાંસવાડા

દક્ષિણ દિશામાં : (૧) દંડારાજપુરી (જંજીરા), (૨) મુંબઈ, (૩) બસીન (વસઈ) અને (૪) દમણ

પશ્ચિમ દિશામાં : સોરઠ અને (૨) નવાનગર 

વાયવ્ય ખૂણામાં : (૧) કચ્છ

**સુલતાનનો વહીવટ**

ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના આરંભ કાલમાં કયા પ્રકારનો વહીવટ ચાલતો હતો એ જાણવા વ્યવસ્થિત સાધનો નથી. જે ઉલ્લેખો મળે છે તેમાંથી આપ-

ખુદ સત્તા દરમ્યાન જે બીજે બનતું હોય તેનાથી વિશેષ કંઈ હોય એવું જાણવા જેવુ મળતું નથી.

ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના વહીવટીતંત્રનો આરંભ સુલતાન અહમદશાહના સમયમાં થયો હતો. એ મુજબ કેંદ્રીય વ્યવસ્થામાં સુલતાન પાસે સર્વોપરિ સત્તા હતી. ઇસ્લામ અને ઉલમાઓનું વર્ચસ દરબારમાં વિશેષ રહેતું હતું. આપખુદી દિમાગ અને મજહબી ચુસ્તતાનું મિશ્રણ એ સત્તામાં રહેતું હતું.

વહીવટમાં મદદ કરવાને સુલતાન પાસે વજીરોનું એક મંડળ રહેતું હતું તેમાં મહત્ત્વનો હોદ્દો 'નિઝામુલ્મુલ્ક'નો હતો. સુલતાનની ગેરહાજરીમાં સર્વસત્તાધીશપણે એ આખા રાજ્યનો વહીવટ સંભાળતો હતો. રાજ્યના અન્ય વજીરો અને અમલદારો એની સત્તા નીચે રહીને પોતાની ફરજ બજાવતા હતા. વજીરોને જુદાં જુદાં ખાતાં સોંપવામાં આવ્યાં હતાં, શાહજાદાઓને પણ મહત્ત્વની ફરજો સોંપવામાં આવતી હતી.

કાર્યક્ષમ વહીવટ અને રૈયતના સુખનો આધાર સુલતાનની લશ્કરી શક્તિ અને વહીવટી ચાતુરી ઉપર હતો. જે સુલતાન અમીરો ઉપર કાબૂ અને રૈયત પ્રત્યે ઉદારતાભરેલું વર્તન રાખી એમની સંભાળ રાખતો તેનું તંત્ર સારી રીતે ચાલતું હતું. અમીરો સુલતાનની શક્તિના પ્રમાણમાં વફાદાર રહેતા હતા, આથી વહીવટી-તંત્રની સ્થિતિ હમેશાં જોખમ અને ખતરામાં રહેતી અને સુલતાનની જ તાકાત કે નબળાઈ પર એનો આધાર રહેતો. સુલતાન માટે હંમેશાં સંબંધીના હાથે ઝેર અપાવાનો, તખ્ત ઉપરથી ઊથલી પડવાનો, કેદ થવાનો કે કતલ થવાનો ભય રહેતો હતો, તેથી એની પાસે તાજ, તખ્ત અને શાન-શક્તિ હોવા છતાં એના દિલમાં શાંતિ રહેતી ન હતી.

નબળા સુલતાનો એમના વજીરોના કે માનીતા અમીરોના હાથમાં રમકડાં સમાન હતા. મહત્ત્વની બાબતો અંગે સુલતાન પોતાના વિશ્વાસુ વજીરો કે અમીરો સાથે જ મસલત કરતો. સુલતાન આગળ ફરિયાદ કરવાનો દરેક વ્યક્તિને સૈદ્ધાંતિક રીતે હક્ક હતો.

### સરકારોનો વહીવટ

મજકૂર સરકારોનો વહીવટ બે રીતે ચાલતો હતો : એ કાં તો ફોજો સાથે જોડાવા માટેની ટુકડી નિભાવવા માટે અમીરોને આપવામાં આવતી અને કાં તો સુલતાનના પ્રદેશ તરીકે એની જુદી વ્યવસ્થા કરવામાં આવતી. એના વહીવટ માટે

પ્રગણદાર અમલદારોની નિમણૂક કરવામાં આવતી, તે અમલદારો 'તહસીલદાર' (ખજાનચી) કહેવાતા. એમની મુખ્ય ફરજ ત્યાં શાંતિ જાળવવાની અને ત્યાંનું મહેસૂલ વસૂલ કરવાની હતી. ત્યાં વ્યવસ્થા જાળવવા માટે અમદાવાદના લશ્કરી કેંદ્રમાંથી સૈનિકોની એક ટુકડી અલગ રાખવામાં આવતી હતી અને એક અમીરની સરદારી નીચે એ કામ કરતી હતી. એ ઉપરાંત દરેક 'સરકાર'માં પ્રદેશની વિશિષ્ટતા અને ત્યાંના લોકોના મિજાજને અનુલક્ષીને કેટલીક કિલ્લેબંધી છાવણી રાખવામાં આવતી તે 'થાણા' નામથી ઓળખાતી. એનો ઉપરી અમલદાર 'થાણદાર' કહેવાતો. ત્યાંના કિલ્લા ઉપર દેખરેખ રાખવા માટે કોટવાલ રહેતો હતો. સરકાર ઉપર હકૂમત કરનાર અમીરને તાબે રહી એણે ફરજ બજાવવાની હતી. થાણામાં સ્થાનિક લોકોમાંથી ભરતી કરાયેલા સૈનિકોની ટુકડી રક્ષણાર્થે રાખવામાં આવતી. એમના નિભાવ માટે રાજ્ય તરફથી રોકડ રકમ ઉપરાંત એ થાણાની આજુબાજુમાંથી થોડી જમીન જુદી રાખવામાં આવતી હતી. ખંડણી ઉઘરાવવા માટે ફોજ જે પ્રદેશમાં જતી ત્યાંની સરકાર ઉપર હકૂમત ધરાવનાર અમીર પોતાની સ્થાનિક ટુકડી લઈ એમાં જોડાઈ જતો. એ અમીરો ત્યાંના ખંડિયા ઠાકોરો કે જાગીરદારો ઉપર કોઈ પણ રીતે કાબૂ ધરાવી શકતા ન હતા.

મહેસૂલ ઉઘરાવવાની સગવડ માટે દરેક સરકારને અમુક વિભાગોમાં વહેંચવામાં આવી હતી, તે વિભાગ 'પરગના' કહેવાતો. 'પરગના' ઉપરનો અમલદાર 'આમિલ' કે 'તહસીલદાર' કહેવાતો. એની મુખ્ય ફરજ પોતાની સત્તા નીચેના 'પરગના'માંથી જમીનનું મહેસૂલ ઉઘરાવવાની હતી. 'પરગના'નું વિભાજન ગામોમાં[૧૧] કરવામાં આવ્યું હતું; એ સૌથી નાનો એકમ હતું.

સામાન્ય રીતે મહેસૂલ પાકના અર્ધા હિસ્સા જેટલું હતું. 'આમિલ' કે 'તહસીલદાર' પોતાની સત્તા નીચેનાં ગામોના મુખીઓના મદદથી પોતાની ફરજ બજાવતો રહેતો. ઉત્તર ગુજરાતમાં ગામડાંઓના મુખીઓ 'પટેલ' કહેવાતા. ફારસી લેખકોએ એ માટે 'મુકદ્દમ' શબ્દનો ઉપયોગ કરેલો છે. એ ગામનો પ્રતિષ્ઠિત માણસ હતો. સરકારી કર્મચારીઓ એની મારફત ખેડૂતો સાથેનું કામ લેતા હતા. દક્ષિણ ગુજરાતમાં ગામડાંઓના મુખીઓ 'દેસાઈ' કહેવાતા હતા. આપવાના મહેસૂલની માંગ તેઓ સામૂહિક ગામોના ભાગીદારોમાં વહેંચી નાખતા હતા અને છૂટાં ગામોમાં વ્યક્તિગત ખેડૂતો પાસેથી લઈને એકત્ર કરતા હતા. 'આમિલ' (તહસીલદાર) 'સરકાર'ના અમલદાર 'તહસીલદાર' (ખજાનચી)ને એની સત્તા નીચેનાં ગામોના હિસાબનો હેવાલ તૈયાર કરી મોકલતો અને તહસીલદાર એ શાહી દરબારમાં પહોંચાડતો. અન્ય કર્મચારીઓ હતા મુશરિફ, મુહરિસલ, ગુમાસ્તા

અને સરહંગ.[૧૨] મુશરિફ઼ તહસીલદારનો સહાયક હતો. એ પાકનું નિરીક્ષણ કરતો અને ખેડૂતે સરકારને આપવાનો હિસ્સો નિષ્પક્ષપાતપણે નક્કી ઠરાવતો. 'મુહસ્સિલ' ખેડૂતો પાસેથી પાક કે રોકડથી મહેસૂલ વસૂલ કરતો. 'ગુમાસ્તો' આડતિયો હતો અને 'સરહંગ' ચપરાસીની પેઠે અમલદારોના હુકમો 'મુકદ્દમ'ને પહોંચાડતો.

ખાલસા પ્રદેશમાં મહેસૂલી અને નાણાખાતા ઉપર કાબૂ રહે એ માટે સુલતાન અહમદશાહે આ ખાલસા પ્રદેશોની સરકારોના 'તહસીલદાર' અને 'મુશરિફ઼'ની નિમણૂકમાં એવો સુધારો કર્યો કે 'તહસીલદાર' શાહી બંદાઓ (એટલે કે આશ્રિતો)-માંથી હોય અને મુશરિફ઼ કોઈ ઊંચા ખાનદાનમાંથી હોય એવી વ્યવસ્થા રાખવી, કારણ કે બેઉ એક જ વર્ગના હોય તો એકબીજા સાથે મળી જાય, ખટપટ કરે અને અપ્રામાણિક અને ભ્રષ્ટાચારી બને. 'પરગના'ના આલિમોની નિમણૂક બાબતમાં પણ એ જ નિયમ લાગુ પાડવાનું ઠરાવ્યું હતું.[૧૩] આ નિયમ સુલતાન મુઝફ્ફરશાહ ૨ જા (હલીમ) (ઈ.સ. ૧૫૧૧--૧૫૨૫)ના સમય સુધી વ્યહવારમાં રહ્યો. એ પછી વહીવટમાં ફેરફારની પ્રક્રિયા શરૂ થઈ અને હિસાબ તપાસવાની હિતકારક પ્રવૃત્તિ તૂટી પડી, ગુજરાતમાં અંધાધૂંધી ફેલાઈ અને બંડ અને બખેડા થયા.

સુલતાન અહમદશાહે વાંટાના[૧૪] જમીનની એક વિશિષ્ટતા દાખલ કરી હતી. એ બાબતમાં એવું બન્યું હતું કે એણે જમીન પોતાને કબજે કરી લેવાનું શરૂ કર્યું ત્યારે જે રાજપૂતો અને કોળીઓ એ વંશપરંપરાગત ધરાવતા હતા તેમણે બંડ કર્યાં અને તેઓ તોફાને ચડ્યા. એમણે ખાલસા ગામોને કનડવાનું શરૂ કર્યું, આથી ખેતીવાડીને નુકસાન થવા માંડ્યું અને ત્યાં વસતા લોકોની પરેશાની વધી ગઈ. એ સંકટનો અંત લાવવા અને જમીનદારો સામા થાય નહિ એમ કરવા એમના જમીન લીધા અને એવું ઠરાવ્યું કે એમની જમીનનો એમણે ચોથો ભાગ એમની પાસે ખેતી માટે રહેવા દેવો અને એમણે બદલામાં એ સ્થળનું રક્ષણ કરવું, ચોકિયાત પૂરા પાડવા અને સુલતાનને જરૂર પડે ત્યારે સેવા આપવા તૈયાર રહેવું. એ એમને આપેલો ભાગ 'વાંટો' કહેવાયો અને બાકીના ત્રણ ભાગ નક્કી થયા તે 'તળપદ' કહેવાયા.[૧૫] તદુપરાંત સ્થાનિક પરિસ્થિતિ મુજબ એમની જમીનની વીઘા દીઠ અમુક રકમ સલામી તરીકે આપવાની પણ કોળી અને રાજપૂત ઠાકોરોએ કબૂલાત આપી. આ ઠરાવને પરિણામે કોળીઓ અને રાજપૂતો લડાઈઓ કરવાનું છોડી ઠરીઠામ થયા અને સુલતાનને વફાદાર રહેવા લાગ્યા.



જમીનદારીના બદલામાં નોકરીના ધારામાંથી તેઓ છૂટા થયા ત્યારે પણ પેશકશ તરીકેની સલામીની રકમ ભરવાની પ્રથા ચાલુ રહી.[૧૬] હિંદુ જમીન-

દાણેનો વાંટાનો હક ઈ.સ. ૧૫૪૫ સુધી ચાલુ રહ્યો અને એ પછી સુલતાન મહમૂદશાહ ૩ જાએ બળજબરી કરી વાંટાની પ્રથા એના વજીર આસફખાનની સલાહથી બંધ કરી અને રાજપૂતોનાં વતન (જમીન) એકાએક જપ્ત કરી લીધાં. આમ કરવા પાછળનો હેતુ મહેસૂલમાં વૃદ્ધિ કરવાનો અને કોળીઓ અને રાજપૂતોને નબળા પાડવાનો હતો. હિંદુઓ પ્રત્યે આ પ્રકારનો દુર્વર્તાવ શરૂ થયો તેથી પ્રદેશમાં ભારે અસંતોષ ફેલાયો.

### રાજ્યની આવક

મહેસૂલ ઉપરાંત વેપાર અને ઉદ્યોગો ઉપરના કરવેરામાંથી સુલતાનને સારી એવી રકમ મળતી હતી. એ સમયે ગુજરાતનાં બંદરો મારફત વેપાર ધમધોકાર ચાલતો હતો, જેથી જકાત-વેરામાંથી પણ માતબર રકમ રાજ્યને મળતી હતી. આશ્રિત રાજ્યોમાંથી ખંડણી પણ સારા પ્રમાણમાં આવતી હતી.

ઈ.સ. પંદરમી સદીના ઉત્તરાર્ધ અને સોળમી સદીના આરંભના લગભગ ત્રણ દાયકા દરમ્યાન ગુજરાતની સલ્તનત સર્વોચ્ચ શિખરે હતી એ સમયે કુલ આવક રૂ. ૧૧,૪૬,૦૦,૦૦૦ જેટલી હતી, જે પૈકીની રાજ્યની પચીસ સરકારો-માંથી[૧૭] જમીનના મહેસૂલની આવક રૂ. ૫,૮૪,૦૦,૦૦૦ જેટલી હતી. દક્ષિણનાં રાજ્યોમાંથી અહમદનગર બુરહાનપુર વરાડ ગોવળકોંડા અને બીજાપુરની ખંડણીરૂપે રૂ. ૧,૧૨,૪૦,૦૦૦ જેટલી રકમ પ્રાપ્ત થતી હતી, અને બંદરો ઉપરના જકાતવેરાની આશરે રૂ. ૪,૪૯,૬૦,૦૦૦ ની રકમ મળતી.[૧૮] આમ કુલ આવકનો આંકડો બાર કરોડ રૂપિયા સુધી પહોંચતો હતો.[૧૯]

### લશ્કર

પ્રદેશમાં અનેક સ્થળોએ લશ્કરોનાં થાણાં હતાં. શાસનને સુરક્ષિત રાખવાની તેમજ મહેસૂલ ઉઘરાવવામાં મદદ કરવાની એ બે ફરજ એમની હતી.

પાયદળ (જેમાં તીરંદાજો પણ રહેતા હતા), હયદળ અને ગજદળ એ લશ્કરનાં મુખ્ય અંગ હતાં.

'સરેખૈલ' સૌથી નીચી કક્ષાનો લશ્કરી અમલદાર હતો. એના હાથ નીચે દસ ઘોડેસવાર હતા. સિપાહસાલારના હાથ નીચે દસ 'સરેખૈલ' રહેતા હતા. દસ સિપાહસાલાર ઉપર એક અમીરનો, દસ અમીર ઉપર એક મલેકનો અને દસ મલેક ઉપર એક ખાનનો, એવા લશ્કરી હોદ્દા હતા.



લશ્કરોમાં અસવર્ણ લોકોનો શંભુમેળો રહેતો હતો. તેઓમાં રાષ્ટ્રભાવના ન હતી, પરંતુ લશ્કરી અમલદારો મુસલમાન હતા તેમનામાં મજહબી ઝનૂનની લાગણી વિશેષ પ્રમાણમાં હતી.

સુલતાન એના લશ્કરનો સર્વોચ્ચ અમલદાર હતો. લશ્કરના નિભાવ અને એની વ્યવસ્થા તરફ એ પોતે ધ્યાન આપતો હતો.

લશ્કરનો થોડો ભાગ ભાડૂતી સૈનિકોનો રહેતો હતો. એમને રાજ્યો તરફથી ઘોડા આપવામાં આવતા હતા, પરંતુ તેઓ મોટે ભાગે પોતાના ઘોડા તથા પોતાનાં શસ્ત્રો સાથે લડવા આવતા હતા. તેઓની ટુકડી એમના સરદારના કાબૂ નીચે રહીને લડતી હતી.

સલ્તનતની શક્તિનો આધાર લશ્કર ઉપર જ હતો, તેથી સુલતાન અહમદશાહે સૈનિકોને સંતોષ આપવા બાબત ઉપર પોતાનું ધ્યાન કેંદ્રિત કર્યું. એ માટે એણે યોજના ઘડી હતી (ઈ.સ. ૧૪૩૦) : સૈનિકોને અડધા પગાર પેટે રોકડ રકમ અને અડધા પગાર પેટે એટલી આવક મળી રહે તેટલી જમીન આપવાનું એણે ઠરાવ્યું. એમ કરવાનું કારણ એ હતું કે જો પગારની આખી રકમ રોકડ નાણામાં આપવામાં આવે તો સૈનિકો એ ઉડાઉપણે ખર્ચ કરી વાપરી નાખે અને સમય ઉપર કામ લાગે તેવી આવશ્યક સાધનસામગ્રી બચાવે નહિ, આથી પ્રદેશના રક્ષણ માટે ઝઝૂમવાનું આવે ત્યારે પોતાની કૌટુંબિક મુશ્કેલીઓના કારણે પ્રદેશના હિતનો ખ્યાલ એમના દિલમાં આવે નહિ અને તેઓ બેદરકાર રહે, પરંતુ અડધો પગાર જાગીર-રૂપે મળવાથી ઢોર ઉછેરે, બળતણ ઘાસચારા દૂધ દહીં ઘી વગેરે પણ એમને મળી રહે. અને ખેતી તથા મકાન અંગેના કામમાં તેઓ રોકાય ત્યારે એમને લાભ થાય અને એ પોતાની મિલકત હોવાના સંબંધથી પ્રદેશના સંરક્ષણમાં દિલથી પ્રયત્નો પણ જરૂર જ કરે.

એ નિયમ સાથે સુલતાને એવું પણ ફરમાન બહાર પાડ્યું હતું કે પગારનો રોકડ ભાગ દર મહિને રાજ્યની તિજોરીમાંથી વિના વિલંબે નિયમિત સૈનિકોને એ જ્યાં હોય ત્યાં પહોંચતો રહે, જેથી કાર્યક્ષમ રહેવાનું હોય ત્યારે એને કરજ ન કરવું પડે અને સમયસર જરૂરી ચીજો એ મેળવી શકે. જાગીરમાંથી આવક આવતી રહેતી હોવાથી એમને એમના કુટુંબનાં માણસોની ખાધાખોરાકીની ચિંતા પણ રહે નહિ.[૨૦]

આ વ્યવસ્થાથી ઘણા ફાયદા થયા : સૈનિકોમાં વફાદારી વધી ગઈ અને ભરતીનું પ્રમાણ વિશેષ થયું.



સુલતાન મહમૂદશાહ (બેગડા)ના સમયમાં સૈનિકોની સગવડમાં એનાથી પણ વિશેષ વધારો કરવામાં આવ્યો હતો; જેમકે[૨૧] સૈનિકો લડાઈમાં અવસાન પામે તો

એનું પદ અને એની જાગીર એના પુત્રને તરત જ મળે અને પુત્ર ન હોય તો એની અડધી જાગીર પુત્રીને મળે, અને એ પણ ન હોય તો એનાં આશ્રિતોને ભરણપોષણની રકમ બાંધી આપવાની વ્યવસ્થા થાય, એવો નિયમ કરવામાં આવ્યો. આમ કરવાથી સૈનિકો નિષ્ઠાથી લડવા લાગ્યા.

શસ્ત્ર-સરંજામમાં ખાસ કરીને તલવાર, કમન્દ ગુર્ઝ(ગદા), તીર–કમાન, નેજો ખંજર જમધર વગેરેનો ઉપયોગ થતો હતો. એ ઉપરાંત મંજનીક નામનું એક જંગી શસ્ત્ર કિલ્લાઓ તોડવા ભારે પથ્થરો ફેંકવા માટે તથા એમાં આગ ચાંપવા તેલ ફેંકવા માટે વપરાતું હતું. એનો ઉપયોગ સુલતાન મુઝફ્ફરશાહ ૧ લાના જમાનામાં ઘણો થયો હતો. સુલતાન અહમદશાહ ૧ લાના શાસનકાલ દરમ્યાન તોપ[૨૨] આવ્યા પછી મંજનીક શસ્ત્ર બેકાર બન્યું હતું. સુલતાન મહમૂદશાહ ૧ લાએ કિલ્લા તોડવાની તથા મેદાન ઉપર વાપરવાની તોપો ઉપરાંત નૌકા-કાફલામાંના ઉપયોગ માટે તોપો તૈયાર કરાવી હતી. એને લઈને નૌકા-કાફલો એવો તો મજબૂત થયો હતો કે સૌરાષ્ટ્રથી મલબાર સુધી દરિયાઈ કિનારાનું રક્ષણ થતું હતું. સુલતાન બહાદુરશાહે વિવિધ પ્રકારોની તોપો તૈયાર કરાવી હતી. એના નામ ઉપરથી 'બહાદુરશાહી' નામની એક તોપ પણ પ્રચલિત થઈ હતી.

**નૌકાખાતું**

એ ખાતું વિશિષ્ટ રીતે નોંધપાત્ર હતું. નૌકાધ્યક્ષ 'મીરેબહર' કહેવાતો. ગુજરાતના લશ્કરનું એક મહત્ત્વનું અંગ એનું નૌકાસૈન્ય હતું. એ માટે યુદ્ધ-જહાજ ગુજરાતમાં જ બાંધવામાં આવતાં હતાં. જહાજો ત્રણ પ્રકારનાં તૈયાર થતાં હતાં : લડાયક, વેપારી અને સફરી.

સૌથી પ્રથમ દરિયાઈ લડાયક કાફલો તૈયાર કરાવનાર સુલતાન અહમદશાહ ૧ લો હતો. ખંભાતના બંદરને એ માટે કેંદ્રસ્થળ બનાવવામાં આવ્યું હતું. સુલતાન મહમૂદશાહ (બેગડા)એ દરિયાઈ લડાયક કાફલાને ઘણો જ મજબૂત કર્યો હતો. જહાજો તૈયાર કરવા માટે એણે પણ ખંભાત બંદર જ નક્કી ઠરાવ્યું હતું. એ જ સુલતાનના સમયમાં લડાયક જહાજો ઉપર તોપ મૂકી એને શસ્ત્રસજ્જ કરવામાં આવ્યાં હતાં. સુલતાન બહાદુરશાહના સમયમાં નૌકા-કાફલાના ખાતાનો વિશેષ વિકાસ કરવામાં આવ્યો હતો. પોર્ટુગીઝ અને તુર્કી જેવાં દરેક પ્રકારનાં જહાજ ખંભાતમાં બાંધવામાં આવતાં અને દીવ બેટને એ માટે કેંદ્રસ્થળ તરીકે રાખવામાં આવેલો. જહાજો બનાવવાનાં કારખાનાં ઘોઘા ખંભાત અને સુરતમાં મોટા પ્રમાણમાં થયાં હતાં. ઇરાકી તુર્કી અરબ વગેરે પરદેશી મુસલમાન લોકોની સહાયથી સુરત બંદર આબાદ કરવામાં આવ્યું હતું. એ પછી ખંભાતનો અખાત

મોટા જુવાળથી પુરાઈ ગયો અને વહાણોને મુશ્કેલી પડવા માંડી ત્યારથી વસઈથી માંડી સિંધ સુધીના કિનારા ઉપર દીવ સૌથી વિશેષ સગવડભરેલું બંદર રહ્યું હતું અને તેથી મીરેબહરનું મુખ્ય મથક એ બન્યું હતું. એને કારણે માલદાર પરદેશી વેપારીઓ ત્યાં આવીને વસ્યા હતા. ગુજરાતનો વેપાર સુરક્ષિત રાખવામાં સૌથી મહત્ત્વનો ભાગ એના નૌકાસૈન્યે ભજવ્યો હતો.

## ખિતાબો

ગુજરાતના સુલતાનોના સમયમાં તખ્તનશીની થતી ત્યારે સુલતાન અમુક ખિતાબો અપનાવતા હતા, જે એમનાં નામો સાથે સિક્કાઓ અને ફરમાનોમાં ઉમેરવામાં આવતા હતા; જેમકે સુલતાન મુઝફ્ફરશાહ ૧ લા તથા ૨ જાએ 'શમ્સુદ્-દુનિયાવદ્દીન (આ દુનિયા અને બીજી દુનિયાનો સૂર્ય), સુલતાન મુહમ્મદશાહ ૧ લો, સુલતાન અહમદશાહ ૧ લો અને સુલતાન મહમૂદશાહ ૧ લો 'નાસીરુદ્-દુનિયાવદ્દીન' (આ દુનિયા અને બીજી દુનિયામાં સહાયક) અને સુલતાન મુહમ્મદશાહ ૨ જાએ 'ગિયાસુદ્દુનિયાવદ્દીન' (આ દુનિયા અને બીજી દુનિયામાં સહાયક) એવા ખિતાબ અપનાવ્યા હતા. 'આઝમે હુમાયૂં' (બરકત આપનાર મહાન) ખિતાબ શાહજાદાઓને મળતો હતો. 'ખુદાવંદખાન' અને 'ઇમાદુલ્મુલ્ક' સામાન્ય રીતે વજીરોને એનાયત થતા હતા. 'મુહાફિઝખાન' 'કેસરખાન' 'અલ્પખાન' 'નિઝામુલ્મુલ્ક' 'ઉલુઘખાન' અને 'આસફખાન' જેવા ખિતાબ પ્રથમ કક્ષાના અમીરોને અને 'સર્દજહાન' અને 'ખાનેજહાન' જેવા ખિતાબ દ્વિતીય કક્ષાના અમીરોને આપવામાં આવતા હતા. હિંદુઓ માટે 'રાવ' 'રાય' કે 'રાયેરાયાન' મુકરર કરવામાં આવ્યા હતા. એ સર્વ એનાયત થતા હતા સુલતાન તરફથી, પણ એ માટે સિફારસ વડો વજીર કરતો હતો.

પ્રથમ અને દ્વિતીય કક્ષાઓના અમીરો કે જેમને શાહી દરબારમાં બેસવાનો હક્ક હતો તે 'મજલિસ' કહેવાતા અને પદ પ્રમાણે 'મજલિસે આલી' 'મજલિસે સામી'(ઉચ્ચ) 'મજલિસે ગિરાની'(માનનીય) વગેરે શબ્દોનો એમનાં નામ સાથે ઉપયોગ થતો હતો. સામાન્ય રીતે વજીરોનાં નામ સાથે 'મજલિસે આલી' અને સુલતાનના નામ સાથે 'મસ્નદે આલી' શબ્દોનો ઉપયોગ થતો હતો.

## હોદ્દા



સુલતાન અહમદશાહ હિંદુઓમાં વિશ્વાસ મૂકી[૨૩] ફોજમાં એમની ભરતી કરનાર ગુજરાતનો પ્રથમ સુલતાન હતો. એ પછી એ પ્રથા ચાલુ રહી હતી. ફોજી ઉપરાંત મહેસૂલી તેમજ અન્ય મહત્ત્વનાં ખાતાઓમાં એમને ઊંચા હોદ્દા મળ્યા હોવાના ઉલ્લેખ મળે છે.

સામાન્ય રીતે સુલતાનો મુખ્ય વજીર જેવા ટોચ ઉપરના હોદ્દાઓ સિવાયના બીજી પંક્તિના હોદ્દાઓ ઉપર હિંદુઓની નિમણૂક કરતા હતા. કહેવાય છે કે સુલતાન અહમદશાહના પ્રધાનમંડળમાં માણેકચંદ અને મોતીચંદ નામના[૨૪] બે વાણિયાઓનો સમાવેશ થયો હતો. સુલતાન મુહમ્મદશાહ ૨ જાના દરબારી અમીરોમાં સત વીરાણા નામનો હિંદુ હતો, જેની સલાહ એ લેતો હતો. તદુપરાંત નારાયણદાસ અને સૂરદાસ નામના જે બે ફોજી અમલદારોએ[૨૫] ઈડરની લડાઈમાં ભાગ લીધો હતો તેમની દરબારમાં ભારે પ્રતિષ્ઠા હતી. સુરતમાં આવેલાં ઐતિહાસિક યાદગાર ગોપી-પુરાનો અને ગોપીતળાવનો બંધાવનાર મલેક ગોપી (મૃત્યુ : ઈ.સ. ૧૫૧૫)[૨૬] સુલતાન મહમૂદશાહ બેગડાના શાસનકાલ દરમ્યાન ભરૂચ અને સુરતનો દરોગો તથા મુત્સદ્દી રહ્યો હતો અને એ પછી પાછલા ભાગમાં વજીરપદ સુધી પહોંચ્યો હતો. એ સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાના શાસનકાલનાં આરંભમાં બેત્રણ વરસ સુધી એ પદ ઉપર ચાલુ રહ્યો હતો.[૨૭] સુલતાન મુઝફ્ફરશાહે એને મલેકનો ખિતાબ એનાયત કર્યો હતો.

**ન્યાય**

સામાન્ય રીતે ઝઘડાઓનો નિકાલ ઇસ્લામી કાનૂનો મુજબ થતો હતો એટલે એમાં કાઝીની સલાહની આવશ્યકતા રહેતી હતી. અદાલત ખાતામાં 'કાઝી' 'કાઝીઉલ્કુઝાત (કાઝીઓનો કાઝી)' 'સદ્રુલ્કુઝાત (કાઝીઓનો વડો)' 'મલેકુલ્કુઝાત (કાઝીઓનો મલેક)' એવા હોદ્દા હતા. જ્યાંસુધી એ ખિતાબ ધરાવનાર વ્યક્તિ હયાત રહેતી અથવા એના હોદ્દા ઉપર ચાલુ રહેતી ત્યાંસુધી એ પદ કોઈ અન્યને મળતું ન હતું. એમને હોદ્દા અનુસાર પગાર ઉપરાંત જાગીર મળતી હતી. એ હોદ્દેદાર તરીકે મરી ગયા પછી એ હોદ્દા ઉપર આવનારને એ જાગીર મળતી હતી, એટલે કે એ જાગીર વંશપરંપરાગત મળતી ન હતી.

દાદ-ફરિયાદ માટે દરેક શહેરમાં એક મુફ્તી અને એક કાઝી રહેતા. ફરિયાદીને ત્યાંના ન્યાયથી સંતોષ ન થતો તો એ કાઝી-ઉલ્કુઝાતને અરજ કરતો અને અંતિમ અપીલ ખુદ સુલતાન પાસે થઈ શકતી. સુલતાન પણ પોતાની બાબતમાં સામાન્ય ગુનેગારની પેઠે કાઝીના ફેંસલાને માન્ય રાખતો અને કાઝી ન્યાયી વર્તન દાખવે એવો આગ્રહ રાખતો.

ગુનાની સજા માટે એના પ્રમાણમાં ફટકા મારવાની, હાથ કાપવાની, કતલ કરવાની, ફાંસીએ લટકાવવાની, તોપના મોં ઉપર બાંધીને ઉડાવી દેવાની, ચામડી ઉતરાવવાની, દીવાલમાં ચણી દેવાની વગેરે જોગવાઈઓ હતી. બંડખોરો માટે ઘણી કડક સજા હતી, જેવી કે લડાયક હાથીના પગ નીચે છૂંદાવવા એની સામે ફેંકાવી દેવાની.

ઇતિહાસકારો ગુજરાતના સુલતાનોના ન્યાય અંગેના પ્રસંગોનું વિસ્તારપૂર્વક વર્ણન કરે છે. સામાન્ય રીતે ઇન્સાફની બાબતમાં લગભગ બધા જ સુલતાનોને નિષ્પક્ષ ચીતરેલા હોવાનું જણાય છે, પરંતુ સમગ્ર દૃષ્ટિએ નીરખવામાં આવે તો માત્ર મુસ્લિમ રૈયત તરફ એવું વર્તન હતું એમ કહેવામાં આવે તો એ યથાર્થ છે. સુલતાન અહમદશાહ, સુલતાન મહમૂદશાહ (બેગડો), સુલતાન મુઝફ્ફરશાહ ૨ જો વગેરેએ દર્શાવેલી એવી ન્યાયી વૃત્તિના કિસ્સા એમના શાસનની વિગતમાં નોંધવામાં આવેલા છે.

**જાહેર વ્યવસ્થા**

રસ્તામાં ચાર રસ્તા ઉપર શાંતિ જાળવવા સિપાઈઓની ચોકી રહેતી. આખા શહેરમાં એક કોટવાલ રહેતો હતો. એની સત્તા નીચે સિપાઈઓ કામ કરતા હતા. તેઓ બદમાસો અને ચોરો બાબતમાં સાવચેતી રાખતા હતા. એ સાથે એક બીજું ખાતું પ્રજામાં સદાચરણ જાળવવા માટે ચાંપતી દેખરેખ રાખતું હતું. એનો અમલદાર 'મુહ્તસિબ' કહેવાતો હતો.

**ડાક**

ગુજરાતની સ્વતંત્ર સલ્તનત પહેલાં એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખબર પહોંચાડવાની વિવિધ પ્રકારોની વ્યવસ્થા હતી. સાંઢણી ઉપરાંત ઘોડા હલકારા કબૂતરો અને નગારાં વગાડી એ મારફત ખબરો એક સ્થળેથી બીજે સ્થળે પહોંચાડવામાં આવતી. સુલતાનોના સમયમાં ટપાલ ખાતા બાબતમાં કોઈ વિશેષ વિકાસ થયો હોય એવું જણાતું નથી. એ જમાનામાં ઊંટ–સવાર મારફત ખબર પહોંચાડવામાં આવતી હતી. ડાક માટેનું કેંદ્ર અમદાવાદ હતું. એનો મુખ્ય અમલદાર 'મલેકુલ્બરીદ' કે 'સાહેબુલબરીદ' હતો.

**ટંકશાળ**

દિલ્હી સલ્તનતની સત્તા નીચે ગુજરાત હતું ત્યારે દિલ્હીનો સુલતાન સિક્કા પાડી ચલણમાં મૂકતો અને એ ઉપર પોતાના નામ ખિતાબ વગેરે કોતરાવતો.

સુલતાન અહમદશાહના શાસન દરમ્યાન અમદાવાદમાં પદ્ધતિસરની પહેલી ટંકશાળાની સ્થાપના થઈ હતી આમ છતાં અમદાવાદનું નામ ધરાવતા બહુ જ થોડા સિક્કા એ સમયના મળેલા છે, અને જે મોટી સંખ્યામાં મળેલા છે તે ઉપર ટંકશાળોનું નામ નથી, એ અમદાવાદના હોવા જોઈએ એવું મનાય છે. એવો સંભવ છે કે અમદાવાદમાં ટંકશાળ સ્થપાઈ ત્યારે એ ઉપર ટંકશાળના સ્થળનું નામ રાખવામાં આવ્યું ન હોય. સુલતાન અહમદશાહે ઈ.સ. ૧૪૨૬ માં વસાવેલા અહમદનગર(આજના હિંમતનગર)ના સિક્કા મળેલા છે, તે ઉપર એ શહેરનું નામ છે. આમ એ સુલતાનના સમયમાં બે ટંકશાળ થઈ હોવાનું જણાય છે.

ખલજી અને તુગલુક સુલતાનોના સમયમાં સિક્કાઓનાં નામ હતાં : ફુલૂસ (પાઈ), દોગની (અડધો), હસગાની (બે આની), જીતલ (પૈસા), ટંક એ સુફેદ (ચાંદીનો ટંકો રૂપિયો), ટંક એ તિલાઈ (સોનાનો ટંકો—અશરફી).

ગુજરાતના સુલતાનોએ પડાવેલા સિક્કાઓમાં દિલ્હીના સિક્કાઓની નકલ હતી. સુલતાન મુઝફ્ફરશાહ ૧ લો અને સુલતાન મુહમ્મદશાહ ૧ લો, સુલતાન અહમદશાહ ૧ લો અને સુલતાન મુહમ્મદશાહ ૨ જો સુધી 'જીતલ' 'ટંક એ સુફેદ' અને 'ટંક એ તિલાઈ' ચલણમાં હતા. એ ઉપરાંત નાનામોટા વિવિધ જાતોના તાંબાના સિક્કા પણ એ સમયમાં જોવા મળે છે, પરંતુ તેઓની કિંમતનો અંદાજ નીકળતો નથી. ૨૮

## પાદટીપો

૧. જે જમીન બળથી બિનમુસ્લિમો પાસેથી ઝૂંટવી લેવામાં આવતી, પરંતુ પાછી મૂળ માલિકને સોંપવામાં આવતી તે ઉપરનો વેરો

૨. श्रीधर व्यास, 'रणमल्ल छंद'

૩. એ લશ્કરી અમલદાર હતો. એ લશ્કર અંગેની તમામ બાબત ઉપર દેખરેખ રાખતો હતો. એ સૈનિકોની ભરતી કરતો તેમજ એમના પગાર નક્કી કરતો.

૪. ज़ियाउद्दीन बरनी, 'तारीखे फ़ीरोज़शाही' (कलकत्ता), पृ. ४७९, ५०१

૫. ગુજરાતીમાં 'પરગણું'

૬. *Rasmala*, Val. I, p 241

૭. એ સિક્કાની કિંમત વારંવાર બદલાતી રહેતી હતી.

૮. शीराजे अफ़ीफ़, 'तारीखे फ़ीरोज़शाही' (कलकत्ता), पृ. २२१

૯. *Gazetteer of the Bombay Presidency*, Vol, I, Pt. I, p. 218; शेख गुलाम मुहम्मद मुकमल इस्लामी 'तारीखे गुजरात' (उर्दू), पृ. १३८

૧૦. સુથ, વાંસવાડાથી દક્ષિણ તરફ

૧૧. ગામ માટે અરબી 'मोझेअ' (મોજે) શબ્દ વપરાતો હતો.

૧૨. ज़ियाउद्दीन बरनी, 'तारीखे फ़ीरोज़शाही', पृ. १८७–८९



૧૩. 'मिरूआते सिकंदरी', पृ. ५८.

૧૪. હિંદી बाँटना ઉપરથી ગુજરાતીમાં 'વાંટવું' અને એ ઉપરથી 'વાંટો'.

૧૫. 'मिरूआते अहमदी', खातिमा, पृ. २२८–२९

૧૬. मिर्‌आते अह्मदी ના પરિશિષ્ટમાં દરેક ગામના વાંટા, પેશકશીની રકમ તથા રૈયત તરફથી હક્કની રકમ તથા કેફિયત તરીકે બળદ કે ઘોડા લેવામાં આવતા તે બધાની વિગતવાર યાદી આપવામાં આવેલી છે. વાંટાની જમીન માફીની જમીન ગણાતી. જમીનદારો પાસેથી મોટે ભાગે લશ્કરી સેવા લેવામાં આવતી હતી.

૧૭. *Gazetteer of the Bombay Presidency*, Vol. I, Pt. I, p. 219

૧૮. એ પશ્ચિમ ગુજરાતનાં ૨૫ બંદરોની અને ઈરાની અખાત અને અરબી સમુદ્રને કાંઠે આવેલાં અન્ય ૨૬ બંદરોની આવક હતી, Ibid, p. 219).

૧૯. शेख गुलाम मुहम्मद, 'मिर्‌आते मुहम्मदी', पृ, १३९

૨૦. 'मिर्‌आते सिकंदरी', पृ. ५७–५८; 'मिर्‌आते अह्मदी', भा. १, पृ. ४८

૨૧. 'मिर्‌आते सिकंदरी', पृ. १००

૨૨. ભારતમાં તોપ પહેલવહેલી સુલતાન અલાઉદ્દીન ખલજીના સમયમાં આવી હતી.

૨૩. જૈન સાહિત્યમાં સુલતાન અહમદશાહના દરબારમાં ગુણરાજ સંઘવી, ગદા મંત્રી, કર્મણ મંત્રી એવાં નાનામોટા હોદ્દા ધરાવનારાઓનાં નામ મળે છે (રત્નમણિરાવ ભીમરાવ જોટ, 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ' 'ઇસ્લામ યુગ', ખંડ ૨, પૃ. ૩૫૩ નોંધ).

૨૪. *Rasmala*, pt. I, pp. 318 f.

૨૫. 'मिर्‌क़ातुल्‌वुसूल', પૃ. ૯૨ (હસ્તપ્રત, હઝરત પીર મુહમ્મદશાહ દરગાહ કુતુબખાના, અમદાવાદ)

૨૬. M. S. Commissariat, *Studies in the History of Gujarat*, p. 180

૨૭. 'मिर्‌आते सिकंदरी', पृ. १८०

૨૮. સલ્તનતના સિક્કાઓની વધુ વિગત માટે જુઓ આ પછીનું પરિશિષ્ટ.

*

પરિશિષ્ટ

# સલ્તનતની ટંકશાળો અને એમાં પડાવેલા સિક્કા

**પ્રાસ્તાવિક**

ગુજરાત સલ્તનતના સિક્કા દિલ્હી સલ્તનત કે પ્રાદેશિક સલ્તનતોના સિક્કાઓ કરતાં કોઈ પણ રીતે ઊતરતા નથી, એટલું જ નહિ, પણ અમુક બાબતોમાં આગવું સ્થાન ધરાવે છે. આ સિક્કા ચારે ધાતુઓ–સોનું ચાંદી તાંબું અને બિલન (ચાંદી–તાંબાની મિશ્રિત ધાતુ)માં ઉપલબ્ધ છે. આમાંથી મિશ્રિત ધાતુમાં અહમદશાહ ૨ જા અને મહમૂદશાહ ૧ લા સિવાય બીજા કોઈ સુલતાને સિક્કા પડાવ્યા હોવાનું જણાતું નથી.

ગુજરાતના ૧૪ સુલતાનોમાંથી અત્યાર સુધીમાં ૧૨ સુલતાનોના સિક્કા પ્રાપ્ત થયા છે. મુહમ્મદશાહ ૧ લા અને દાઊદશાહનો એક પણ સિક્કો હજુ સુધી મળ્યો નથી. આ સુલતાનોના રાજ્યકાલ ટૂંકા હોવા છતાં એમના સિક્કા પડયા હશે એમાં શક નથી, કેમકે સિક્કાને મુસ્લિમ રાજવીઓએ ખુત્બા સાથે પોતાનો અબાધિત કે વિશેષ હક ગણ્યો હોઈ રાજ્યારોહણ સાથે સિક્કા પડાવવાનું કાર્ય પહેલું હાથમાં લેવાતું, આથી ભવિષ્યમાં તેઓના સિક્કા મળી આવવાની પૂરી વકી છે.

પ્રાપ્ય સિક્કાઓના અભ્યાસ પરથી એમ કહેવામાં વાંધો નથી કે ગુજરાતની સિક્કા–પદ્ધતિ પ્રારંભમાં દિલ્હીના તુગલુક અને સૈયદ રાજાઓની સિક્કા–પદ્ધતિ પર અવલંબિત હતી, પણ થોડા સમયમાં જ ગુજરાતના સિક્કાઓએ પોતાની વિશિષ્ટતા ધારણ કરી લીધી હતી.

કળાની દૃષ્ટિએ આ સિક્કા ભારતના સિક્કાઓમાં ઊંચો દરજ્જો ધરાવે છે. સુલેખન, લખાવટની વિવિધ શૈલી તેમજ લખાણની કલામય ગોઠવણ, ઉપરાંત સિક્કાની ગોળાઈ ઉપર વિવિધ ભૌમિતિક આકૃતિઓ, સાદા કે વચ્ચે ખૂણાદાર બાજુઓવાળા કે વચમાં ટપકાવાળી બે લીટીઓની બાજુઓવાળા ભાતભાતના ચોરસ, વિવિધ પાસાદાર તેમજ સાદી રેખા કે ઝાલરવાળી રેખાવાળાં વર્તુળ વગેરે આકારોનાં લખાણ–ક્ષેત્રોમાં ગુજરાતની કલાપ્રિયતા દૃષ્ટિગોચર થાય છે.[૧]

આકારમાં સલ્તનતના સિક્કા ગોળ છે. ચોરસ સિક્કા પણ ગુજરાતમાં પડયા હોય એમ માનવાને કારણ છે.

લખાણની દૃષ્ટિએ પણ ગુજરાતના સિક્કા નોંધપાત્ર છે.

આમ તો ભારતના ઇસ્લામી સિક્કાઓની જેમ આ લખાણ વર્ષ-સંખ્યા અને ટંકશાળના નામ ઉપરાંત સુલતાનના નામના ત્રણ અંશોનું બનેલું હોય છે; લકબ(ખિતાબ) કુન્યા અને સુલતાનનું ખાસ નામ,[૨] પણ સાથે સાથે ગુજરાતના સિક્કાઓના લખાણની વિશિષ્ટતાઓ પણ છે. ગુજરાતના અભિલેખોની જેમ સમગ્ર ભારતના મુસ્લિમ રાજવીઓની સિક્કા–શ્રેણીમાં સુલતાનની પૂરી વંશાવળી ટાંકતા લખાણવાળો એક પણ સિક્કો ગુજરાત સિવાય બીજે કયાંય પ્રાપ્ત થયો નથી. અહમદશાહ ૧ લા અને ૨ જા, મહમૂદશાહ ૧ લા અને બહાદુરશાહ, એમ ચાર સુલતાનોના સિક્કાઓમાં સલ્તનતના આદ્ય પુરુષ મુઝફ્ફરશાહ ૧ લા સુધી પહોંચતી પૂરી વંશાવળી આપવામાં આવી છે. લખાણની એવી બીજી વિશિષ્ટતા પદ્ય–લખાણ છે. ભારતના પ્રાગ્મુઘલકાલીન સિક્કાઓમાં પ્રથમ વાર માત્ર ગુજરાતમાં જ ફારસી પદ્યમાં લખાણ જોવામાં આવે છે.

મુઝફ્ફરશાહ ૩ જા ના સિક્કાઓમાં પદ્યપંક્તિઓવાળું લખાણ છે.

લખાણની બીજી વિવિધતામાં અમુક સુલતાનોએ પોતાના માટે લખાણમાં 'કૃપાળુ ઈશ્વરમાં આસ્થા ધરાવનાર' કે 'મહાઉપકારી ઈશ્વરમાં આસ્થા ધરાવનાર' કે 'કૃપાળુ ઈશ્વર પર આધાર રાખનાર' કે 'ઇશ્વરના ટેકા પર અવલંબિત' એવાં સૂત્રોનો ઉપયોગ કર્યો છે.[૩] ગુજરાતમાં સૌથી પ્રથમ મહમૂદશાહ ૧ લાએ આવાં સૂત્રોની પ્રથા દાખલ કરી. એ પ્રમાણે બીજા અમુક પ્રાદેશિક સુલતાનોની જેમ, સિક્કાઓમાં એના રાજ્યને 'ખિલાફત'નું બિરુદ આપવામાં આવ્યું હતું, પણ ખલીફા તરીકે પ્રથમ સ્પષ્ટ ઉલ્લેખ અહમદશાહના ૨ જાના સિક્કાઓમાં છે. મહમૂદશાહ ૧ લાના રાજ્યારોહણના વર્ષમાં તાંબાના સિક્કાઓ પર આ જાતનો ઉલ્લેખ છે, પણ એણે આ સૂત્રવાળું લખાણ તરત જ તજી દીધું હોય એમ જણાય છે.[૪] એ પછી બીજા કોઈ સુલતાને પોતાને 'ખલીફા' કહેવડાવતું લખાણ સિક્કાઓમાં પ્રયુક્ત કર્યાનું જણાતું નથી. લખાણની એક બીજી વિશિષ્ટતા એ ત્રણ સુલતાનોના સિક્કાઓ પર, જેઓ એમના પુત્ર નહિ, પણ નજીકના સગા તરીકે એમના પછી ગાદીએ બેઠા, તેમની સાથે સંબંધ દર્શાવતા શબ્દોનો પ્રયોગ છે : મહમૂદશાહ ૧ લાના સિક્કા પર 'अखो कुत्बशाह' અર્થાત્ 'કુત્બશાહનો ભાઈ' અને અહમદશાહ ૩ જાના સિક્કા પર 'इब्नो अम्मे महमूदशाह' અર્થાત્ 'મહમૂદશાહના કાકાના પુત્ર

કે પિતરાઈ' આનાં ઉદાહરણ છે. ગુજરાતના સિક્કાઓની ભારતની સિક્કાશ્રેણીમાં સહેજ જુદી તરી આવે તેવી બીજી એક વિશિષ્ટતા એ છે કે સોના અને ચાંદીના સિક્કાઓનું લખાણ તાંબાના સિક્કાઓ માટે પણ વાપરવામાં આવ્યું હતું. મહમૂદશાહ ૧ લા, મુઝફ્ફરશાહ ર જા, મહમૂદશાહ ૩ જા, અહમદશાહ ૩ જા અને મુઝફ્ફરશાહ ૩ જાના આવા તાંબાના સિક્કા સારી સંખ્યામાં મળે છે.

સામાન્ય રીતે એક સુલતાન એકથી વધુ લકબ કે કુન્યા ધારણ કરતો નહિ એટલે એના સિક્કામાં પણ પહેલેથી લઈ છેલ્લે સુધી એક જ લકબ અને એક જ કુન્યા મળે છે, પણ ગુજરાતમાં આના અપવાદરૂપ બહાદુરશાહ અને મુઝફ્ફરશાહ ૩ જાના બે ચાર સિક્કાઓમાં એકથી વધુ લકબ અને કુન્યાનો પ્રયોગ થયાનાં ઉદાહરણ મળે છે.

લખાણની ગોઠવણ પણ નોંધપાત્ર છે. સાધારણ રીતે સુંદર નસ્ખ શૈલીમાં એ અમુક નમૂનાઓમાં ખૂણાદાર કૂફી શૈલીથી પ્રભાવિત છે. સિક્કા-લખાણોની ગોઠવણ કલાત્મક હોઈ આકર્ષક બની છે.

સિક્કાઓ ઉપર ટંકામણ-વર્ષ મોટે ભાગે અંકિત છે. સામાન્ય રીતે વર્ષ-સંખ્યા આંકડામાં આપવાની પ્રથા હતી, પણ અહમદશાહ ૧ લાના અમુક ચાંદીના સિક્કાઓ અને બહાદુરશાહના થોડા તાંબાના સિક્કાઓ પર વર્ષ આંકડામાં નહિ, પણ શબ્દોમાં આપવામાં આવ્યું છે.

સલ્તનતની ટંકશાળો વિશે ઐતિહાસિક સાધનોમાં કંઈ માહિતી ઉપલબ્ધ નથી, પણ ટંકશાળનું નામ ધરાવતા સિક્કા ઠીક ઠીક સંખ્યામાં મળી આવ્યા છે એ પરથી જે ટંકશાળો વિશે જાણકારી મળે છે તે અહમદનગર(હાલનું હિંમતનગર) ચાંપાનેર મુસ્તફાબાદ(જૂનાગઢ) અમદાવાદ બુરહાનપુર દીવ અને દોલતાબાદ(વડોદરા) છે.

ટંકશાળ-નગરોનું નામાધિકરણ પણ ગુજરાતની સિક્કા-શ્રેણીની એક વિશિષ્ટતા ગણાય. અમદાવાદ અહમદનગર મુસ્તફાબાદ(જૂનાગઢ) અને ચાંપાનેર માટે માનસૂચક ઉપનામોનો પ્રયોગ થયો છે. પ્રાગ્મુઘલકાલીન સિક્કા-શ્રેણીમાં લગભગ અજ્ઞાત એવી આ પ્રથા મુઘલ-કાલમાં પણ વધુ વ્યાપક રીતે અપનાવાઈ નથી એ જોતાં ગુજરાતની શ્રેણીના આ પહેલ ગણાય.



ટંકશાળ-ચિહ્ન (mint-mark) કે અલંકાર અથવા આભૂષણની પ્રથા ભારતના બીજા ભાગોના મુકાબલે પશ્ચિમ હિંદમાં, ગુજરાત અને માળવામાં, વધુ વ્યાપક હોવાનું જણાય છે. ગુજરાતમાં આ પ્રથા પ્રમાણે સિક્કા-શ્રેણીમાં આરંભથી એટલે કે મુઝફ્ફરશાહ ૧ લાના સમયથી અત્યાર સુધીમાં આવાં સોલ ચિહ્ન મળ્યાં છે.

સલ્તનતના નાણાંનું ધોરણસર કોઈ નામ સિક્કાઓ પર અંકિત થયું નથી. મહમૂદશાહ ૧ લાના એક સોનાના સિક્કા પર 'દીનાર' શબ્દ મળે છે, પણ એ શબ્દ સામાન્ય રીતે સોનાની ધાતુના કોઈ પણ સિક્કા માટે વપરાયો હોય એમ લાગે છે. ઐતિહાસિક પુસ્તકો અને વિદેશી યાત્રીઓનાં વૃત્તાંત પરથી ટંકા મહમૂદી ચંગેઝી વગેરે નામો મળે છે, પણ એમાંનું એક પણ નામ ધરાવતો કોઈ સિક્કો મળતો નથી.[૫] એ પ્રમાણે સલ્તનતના નાણાધોરણના વજન મૂલ્યાંકન વગેરે બાબત નક્કી કરવી એ એક મહાજટિલ પ્રશ્ન છે. સોનામાં આ વિશે પ્રશ્ન નથી. રોજિંદા ચલણમાં ન હોવાને લઈને એના એટલા બધા ભાગો (fractions) કે વજન ન હોય એ દેખીતું છે. આરંભથી સોનાના સિક્કામાં ૧૮૫ ગ્રેનના તોલાનું વજન-ધોરણ રહ્યું હોય એમ પ્રાપ્ય નમૂનાઓ પરથી જણાય છે, પણ ચાંદી અને વિશેષ કરીને તાંબામાં એટલું બધું વજન-વૈવિધ્ય છે કે તેઓનું મૂલ્યાંકન અને એક ધોરણ નિર્ણયાત્મક રીતે નિશ્ચિત થઈ શકયું નથી. આ પ્રશ્ન પરત્વે રેવ. ટેલર, શાહપુરશાહ હોડીવાલા અને સિંઘલ એ વિદ્વાનોએ વિગતવાર ચર્ચા કરી છે.[૬] આની ફલશ્રુતિરૂપે કહી શકાય કે સલ્તનતકાલમાં ચાંદીના ૧૨ અને તાંબાના ૧૬ મૂલ્યોના સિક્કાઓનું ચલણ હતું. ચાંદીમાં ૯૬ રતીના તોલા=૧૭૭.૬ ગ્રે. અને તાંબામાં ૮૦ રતીના તોલા=૧૪૪ ગ્રે. નો એકમ હતા. હોડીવાલા તાંબાના ઉપલબ્ધ સિક્કાઓનાં વજનોના તુલનાત્મક અભ્યાસ પછી એવા અભિપ્રાય પર આવ્યા છે કે સમકાલીન ચલણમાં તાંબામાં એક નહિ, પણ બે નાણાં–એકમ હતા, જેમાં એકનું વજન બીજા કરતાં વધારે હતું. બંને વચ્ચેનું પ્રમાણ ૪:૫ હતું. ચાંદીમાં એક નાણા-એકમ હતો[૭] અને ચાંદીના આંશિક સિક્કા(fraction)નું તાંબાનાં બંને ધોરણોના આંશિક સિક્કાઓની અમુક સંખ્યા સમાન મૂલ્ય નિર્ધારિત હતું.

મુઘલ સામ્રાજ્યના અંતિમ સમયમાં ભારતનાં લગભગ સ્વતંત્ર એવાં રાજા-રજવાડાંઓએ તેમજ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ પોતાના નામના જુદા સિક્કા પાડવાને બદલે માત્ર નામના જ રાજ્યકર્તા એવા મુઘલ બાદશાહ શાહઆલમ ૨ જા અને એના અમુક અનુગામીઓના નામના સિક્કા પાડવાનું ચાલુ રાખવાની જે પ્રથા અપનાવી હતી તેવી જ પ્રથા ગુજરાતમાં પ્રથમ મહમૂદશાહ ૩ જાના સમયમાં શરૂ થઈ હતી એ એક નોંધપાત્ર હકીકત ગણાય. સૌરાષ્ટ્રનાં ભૂતપૂર્વ પ્રથમ રજવાડાં નવાનગર જૂનાગઢ અને પોરબંદરના રાજવીઓએ અને કચ્છના રાવે પોતાની મુદ્રાઓ—દોકડાઓ અને કોરીઓ—આ પ્રમાણે ગુજરાતના સુલતાનોની શાહી ટંકશાળની ભાતના સિક્કાઓ જેવી બહાર પાડી હતી.[૮]

મુહમ્મદશાહ ૧ લાનો હજુ સુધી એક પણ સિક્કો પ્રાપ્ત થયો નથી, જે ચારેક વર્ષનો એનો રાજ્યકાલ જોતાં આશ્ચર્યજનક ગણાય. એના પછી તખ્તનશીન થયેલ મુઝફ્ફરશાહ ૧ લાના કેવળ તાંબાના છએક સિક્કા નોંધાયા છે, જે આકાર અને કદમાં દિલ્હીના તુગલુક વંશના સિક્કાઓ જેવા જ છે.

મુઝફ્ફરશાહ પછી એનો પૌત્ર અહમદશાહ તખ્તનશીન થયો તેણે 'નાસીરુ-દ્દુન્યાવદ્દીન' લકબ, 'અબુલ્ફત્હ' કુન્યા અને 'અહમદશાહ' નામ ધારણ કર્યાં. એનો સોનાનો આજ પર્યંત એકે સિક્કો મળી આવ્યો નથી તેમજ ચાંદીમાં પણ એના મર્યાદિત સંખ્યામાં સિક્કા ઉપલબ્ધ છે. અલબત્ત તાંબામાં એના સિક્કા પ્રમાણમાં ઠીક ઠીક સંખ્યામાં મળ્યા છે.

ચાંદીના નોંધાયેલા સિક્કાઓનું વજન ૧૬૬ થી ૧૭૩ ગ્રે. છે. તેઓની મુખ્ય બે ભાત છે : એકમાં આગલી બાજુ પર 'સૌથી મોટો સુલતાન' એ ભાવાર્થ-વાળા બિરુદ સાથે એનો લકબ અને એની કુન્યા, અને પાછલી બાજુ વર્તુળ-ક્ષેત્રમાં એની પૂરી વંશાવળી તથા 'ખિલાફત'(રાજ્ય)ના અમરત્વની પ્રાર્થનાવાળું અને સૌથી મોટો સુલતાન રાજ્ય અને ધર્મનો સહાયક વિજયનો પિતા (એવો) મુઝફ્ફરશાહ 'સુત મુહમ્મદશાહ-સુત અહમદશાહ(સુલતાન)'–આ અર્થવાળું લખાણ છે.

બીજી ભાતમાં આગલી બાજુ પર લખાણની ગોઠવણ સહેજ ફરી ગઈ છે, જ્યારે પાછલી બાજુ પર પણ વંશાવળીવાળું લખાણ ગોઠવણના સહેજ ફેરફાર સાથે ચોરસ ક્ષેત્રમાં છે અને વૃત્તખંડ(Segments)માં અરબી શબ્દોમાં વર્ષ અપાયું છે.

બંનેમાંથી એકે ભાતના સિક્કા પર ટંકશાળનું નામ અંકિત નથી.

અહમદશાહના તાંબાના સિક્કા સારી સંખ્યામાં ઉપલબ્ધ છે તેમજ ઠીક ઠીક કહી શકાય તેવી વિવિધ ભાતોમાં ઉપલબ્ધ છે. વજનમાં તેઓ ૧૧૧ થી ૧૪૮, ૬૦ થી ૭૮, ૫૫ થી ૫૭, ૪૨, અને ૩૦ થી ૩૭ ગ્રે.ના છે. આમાંના મોટા ભાગના સિક્કાઓ પર ટંકશાળનું નામ અંકિત છે અને ટંકશાળનું નામ વિનાના અમુક નમૂનાઓ પર ચતુર્દલ-ચાર પાંખડીવાળું ફૂલ કે એવા આકાર તેમજ નાના વર્તુળનાં ચિહ્ન અંકિત છે. એના આ સિક્કાઓ પર વંશાવળી અને કુન્યા જોવા મળતાં નથી.



આ સિક્કાઓની શરૂઆતની ભાતમાં આગલી બાજુ પર સુલતાનનો લકબ અને પાછલી બાજુ પર સુલતાનના બિરુદ સાથે એનું નામ તેમજ ઉપર્યુક્ત બે કે એમાંથી એક ટંકશાળનું ચિહ્ન છે, પણ વર્ષ નથી. બે સિક્કાઓ પર વર્ષ લખેલાં છે, જે અપવાદ રૂપ નમૂના ગણી શકાય.

તાંબાની બીજી ભાતના થોડા સિક્કાઓ ઉપર માત્ર આગલી બાજુનું લખાણ જુદું છે, જેમાં લકબને બદલે માત્ર 'સૌથી મોટો સુલતાન'વાળું બિરુદ છે અને પાછલી બાજુ પર પહેલી ભાત જેવું જ લખાણ તથા વર્તુળવાળું ટંકશાળનું ચિહ્ન છે.

ત્રીજી ભાતમાં આગલી બાજુ પર માત્ર સુલતાનનું નામ અને બીજી તરફ 'સુલતાન'વાળું બિરુદ છે. આ ભાત પણ વિરલ છે.

આ ત્રણે ભાતો કરતાં એક વધુ વ્યાપક ચોથી ભાત અહમદશાહે વસાવેલા અહમદનગર (હાલનું હિંમતનગર) ખાતે નવી સ્થપાયેલી ટંકશાળમાંથી બહાર પડેલા સિક્કાઓની છે, જેમાં ટંકશાળનું નામ શહ્રે હુમાયૂં (શુભ નગર) આપેલું છે. આ સિક્કા વજનમાં ૭૩ ગ્રે. અને ૩૦ થી ૪૨ ગ્રે.ના છે અને એમાં આગલી બાજુ પર પહેલી ભાત જેવું સુલતાનના લકબવાળું લખાણ અને વર્ષ-સંખ્યા અને બીજી બાજુ પર એવું જ સુલતાનના બિરુદ સાથે એના નામવાળું લખાણ, પણ ચોરસ ક્ષેત્રમાં જુદી ગોઠવણ સહિત અને વૃત્તખંડોમાં ટંકશાળનું નામ મળે છે.

આ ભાતનો પ્રથમ સિક્કો સુલતાને અહમદનગર વસાવ્યું હતું તે વર્ષ—હિ. સ. ૮૨૯ માં બહાર પડયો હતો અને હિ. સ. ૮૩૪ અને ૮૩૫ બાદ કરતાં એના સમગ્ર રાજ્યકાલના દરેક વર્ષમાં બહાર પડેલા નમૂના ઉપલબ્ધ છે.[૯]

અહમદશાહ પછી ગાદીએ બેસનાર એના પુત્ર મુહમ્મદશાહ ૨ જાએ 'ગિયાસુદ્દુન્યાવદ્દીન' લકબ, 'અબૂલમહામિદ' કુન્યા અને 'મુહમ્મદશાહ' નામ ધારણ કર્યાં. એનો સોનાનો તેમજ ચાંદીનો એક પણ સિક્કો ઉપલબ્ધ હોવાની જાણ નથી, તથા તાંબામાં પણ એના પ્રાપ્ય સિક્કા અલ્પ સંખ્યામાં છે. આમ છતાં ફારસીમાં પદ્યબદ્ધ લખાણને લઈને માત્ર ગુજરાતની જ નહિ, પણ સમગ્ર ભારતની ઇસ્લામી સિક્કાશ્રેણીમાં આ સુલતાનના સિક્કાઓએ નવી ભાત પાડી છે.

બે મુખ્ય ભાતોમાં વહેંચી શકાય તેવા આ સુલતાનના સિક્કા વજનમાં એના પિતાના સિક્કાઓ કરતાં ભારે છે. પહેલી ભાતવાળા ૧૩૫ થી ૧૪૨, ૬૮ થી ૭૨ તેમજ ૨૮ થી ૩૪ ગ્રે.ના અને એના રાજ્યકાલનાં લગભગ બધાં વર્ષોના મળે છે. એના આગલી બાજુ પર 'સૌથી મોટો સુલતાન' બિરુદ સાથે લકબ અને પાછલી બાજુ પર કુન્યા અને 'સુલતાન' બિરુદ સાથે એનું નામ અને વર્ષ-સંખ્યા અંકિત છે.



ઇ-૫-૧૫

મુહમ્મદશાહના તાંબાના સિક્કાઓની બીજી મુખ્ય ભાત પદ્ય લખાણવાળી છે. આ સિક્કા દેખાવમાં આકર્ષક, બનાવટમાં સુંદર તેમજ વજનમાં પણ ભારે છે. એક ૧૪૬ ગ્રે.ના નમૂના બાદ કરતાં બાકીના નમૂના ૧૯૫ થી ૨૨૦ ગ્રે. વજનવાળા છે. આ ભાતમાં બંને બાજુનું લખાણ આગલી બાજુ પર વર્ષ-સંખ્યા ઉપરાંત સુલતાનનાં લકબ અને નામ તેમજ 'એનું રાજ્ય યાવચ્ચંદ્રદિવાકરો રહે' એવી પ્રાર્થનાના ભાવાર્થવાળી એક કાવ્યપંક્તિનું બનેલું છે.[૧૦]

મુહમ્મદશાહ પછી ગાદીએ આવેલા એના પુત્ર અહમદશાહ ૨ જાએ 'કુત્બુદ્દુન્યાવદ્દીન' લકબ, 'અબુલ્મુઝફ્ફર' કુન્યા અને 'અહમદશાહ' નામ ધારણ કર્યાં. એનો પણ સોનાનો કોઈ સિક્કો હજુ સુધી પ્રાપ્ત થયો નથી અને ચાંદીમાં પણ એનો એકાદ સિક્કો નોંધાયાની માહિતી છે. કદાચ ચાંદીની અછતને લઈને કે બીજા કોઈ કારણસર એના સમયમાં ગુજરાતમાં પ્રથમ વાર તાંબા અને ચાંદીની મિશ્રિત ધાતુ(billon)માં સિક્કા બહાર પડયા હતા. એના પ્રાપ્ય તાંબાના સિક્કાઓની સંખ્યા પણ વધુ નથી. ગુજરાતની સિક્કાશ્રેણીમાં એના સિક્કાની, મિશ્રિત ધાતુના નમૂનાઓ ઉપરાંત, બીજી એક વિશિષ્ટતા ચોકોર (ચોરસ) આકારની સિક્કાઓની છે.

એના કોઈ પણ સિક્કા પર ટંકશાળનું નામ જોવા મળતું નથી. તાંબાના થોડા નમૂનાઓ પર નાના વર્તુળવાળું ટંકશાળ-ચિહ્ન છે.

અહમદશાહ ૨ જાનો અદ્વિતીય ગણી શકાય તેવો ચાંદીનો ઉપલબ્ધ સિક્કો લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં છે, જેનું વજન ૧૭૪ ગ્રે. છે.[૧૧] વજનની જેમ એની ભાત આકાર, લખાણ, લખાણની ગોઠવણ વગેરેમાં એના પિતામહ અહમદશાહ ૧ લાની વંશાવળીવાળા સિક્કા જેવી છે.

મિશ્રિત ધાતુમાં અહમદશાહ ૨ જાના સિક્કા જૂજ સંખ્યામાં મળ્યા છે. નોંધાયેલા સિક્કાઓનું વજન ૧૩૯ થી ૧૪૬ ગ્રે. છે અને બધા એક જ ભાતના છે, જે ચાંદીના સિક્કાની ભાતથી સાવ જુદી છે, બલ્કે એનું પાછલી બાજુનું લખાણ ગુજરાતની સિક્કાશ્રેણીમાં પ્રથમ વાર દેખા દે છે. આ લખાણ દિલ્હીના સૈયદવંશના છેલ્લા સુલતાન અલાઉદ્દીન આલમશાહ (ઈ.સ. ૧૪૪૫–૫૧) અને એને પદભ્રષ્ટ કરી રાજયસત્તા ધારણ કરનાર બહલૂલ લોદીના આ જ ધાતુના સિક્કાઓના લખાણના અનુકરણમાં અપનાવ્યું હોય એમ લાગે છે.[૧૨]



આ સિક્કાઓની આગલી બાજુ પર એનું નામ તેમ લકબ અને પાછલી બાજુ પર વર્ષ-સંખ્યા ઉપરાંત એને 'ખલીફા' તરીકે બિરદાવતું લખાણ છે.

અહમદશાહ ૨ જાના તાંબાના વધુ પ્રચલિત સિક્કાઓની મુખ્ય ભાતના નમૂના વજનમાં ભારે—૧૪૦ થી ૨૧૬ ગ્રે.ના પણ ઉપલબ્ધ છે. અમુક સિક્કા ૧૧૨ થી ૧૨૮ ગ્રે. અને ૫૬ થી ૭૩ ગ્રે.ના છે. તેઓની આગલી બાજુ પર સુલતાનનાં લકબ અને કુન્યા અને પાછલી બાજુ પર સંખ્યા ને સુલતાનનું નામ અને બિરુદ અંકિત છે.

આ સિક્કાઓની પાછલી બાજુ પર ટંકશાળ-ચિહ્ન દેખાય છે.

તાંબામાં આને મળતા, પણ કદ અને વજનમાં નાના એવા અમુક સિક્કાઓ પર આગલી બાજુ પર કુન્યા વિનાનું લખાણ છે અને કોઈ કોઈ નમૂનામાં પાછલી બાજુ પર વર્ષ-સંખ્યા નથી. સિક્કા વજનમાં ૬૯ થી ૭૦ ગ્રે., ૩૫ ગ્રે. અને ૧૮ ગ્રે. ના છે.

તાંબાની બીજી મુખ્ય કહી શકાય તેવી ભાતનો માત્ર એક જ નમૂનો નોંધાયો છે, જેને શ્રી સિંઘલે પહેલાં મુહમ્મદશાહ ૨ જાના સિક્કા તરીકે ગણ્યો હતો.[૧૩] ૧૪૧.૧ ગ્રે. વજનવાળા આ સિક્કામાં આગલી બાજુ પર 'સુલતાન' બિરુદ સાથે એનું તથા એના પિતાનું નામ છે અને પાછલી બાજુ પર મિશ્રિત ધાતુના એના સિક્કા જેવું 'ખલીફા' તરીકે બિરદાવતું લખાણ અને વર્ષ-સંખ્યા છે. આ સિક્કા પરની વર્ષ-સંખ્યાનો એકમનો અંક કપાઈ ગયો છે. એની પાછલી બાજુ પર 'તારા' જેવું ટંકશાળ-ચિહ્ન છે.

તાંબામાં ત્રીજી ભાત મધ્યપ્રદેશના બાલાઘાટ જિલ્લાવાળા ચોકોર સિક્કાઓની ગણી શકાય. વિકૃત જેવી ભાતના આ સિક્કાઓનું વિશેષ મહત્ત્વ તેઓનો ચોકોર આકાર છે.

અહમદશાહ ૨ જા પછી એના કાકા દાઊદશાહે માંડ થોડા દિવસ રાજ્ય કર્યું. તેનો કોઈ સિક્કો કે અભિલેખ પણ પ્રાપ્ય ન હોવાથી એનાં લકબ અને કુન્યા અજ્ઞાત છે.

દાઊદશાહ પછી સત્તાએ આવેલા મહમૂદશાહ બેગડાએ 'નાસિરુદ્દીન' લકબ, 'અબૂલફત્હ' કુન્યા અને 'મહમૂદશાહ' નામ ધારણ કર્યાં હતાં.

ગુજરાતના સુલતાનોમાં અતિશક્તિશાળી અને સર્વશ્રેષ્ઠ એવા આ સુલતાનના સમયમાં જેમ વિસ્તાર અને સમૃદ્ધિમાં સલ્તનત પરાકાષ્ઠાએ પહોંચી હતી તેમ એના સિક્કા પણ સંખ્યા વૈવિધ્ય બનાવટ ટંકશાળ ફેલાવો વગેરે બાબતોમાં ગુજરાતની સિક્કાશ્રેણીમાં અગ્રિમ સ્થાને છે.[૧૪] મહમૂદશાહે સોનું, ચાંદી, તાંબુ અને મિશ્રિત ધાતુ એમ ચારે ધાતુઓમાં સિક્કાઓ પડાવ્યા હતા. આમાં સોના અને

મિશ્રિત ધાતુના સિક્કા મર્યાદિત સંખ્યામાં અને ચાંદી તથા તાંબાનું નાણું વિપુલ છે. મહમૂદશાહના સિક્કાઓની બીજી વિશિષ્ટતા સિક્કાની ગોળાઈ પર સુંદર વિવિધ જાતનાં ભૌમિતિક લખાણ-ક્ષેત્રો અંકિત થયાં છે એ છે. એ લખાણની ગોઠવણ અને લખાવટની દૃષ્ટિએ પણ વૈવિધ્યભર્યાં છે. બીજું એના સિક્કાઓ પર ઓછામાં ઓછી ચાર ટંકશાળોનાં નામ મળે છે : અહમદાબાદ, મુસ્તફાબાદ-(જૂનાગઢ), મુહમ્મદાબાદ(ચાંપાનેર) અને દીવ. એણે લકબ વગેરે સાથે 'ઈશ્વરમાં આસ્થા ધરાવનાર' એવા ભાવાર્થવાળા-अत्र-वाथिक बिल्लाहिल्मन्नान (અર્થાત્ મહા-પરોપકારી અલ્લાહમાં પૂર્ણ આસ્થાવાળા) તથા अल्‌ वाथिक्‌-बिताईदिर्‌रहमान (અર્થાત્ મહાદયાળુ–ઈશ્વરની સૃષ્ટિમાં આસ્થા ધરાવનાર) જેવાં વિશેષણોનો ગુજરાતના સિક્કાઓમાં પ્રથમ વાર પ્રયોગ કર્યો. એના એક આખા દશક(હિ. સ. ૮૭૦–૮૭૯)માં મિશ્રિત ધાતુના સિક્કાઓ પર ટંકામણ-વર્ષ સંખ્યામાં નહિ, પણ અરબી શબ્દોમાં આપવામાં આવ્યાં છે. એના સમયમાં સલ્તનતનું નાણા-ધોરણ સ્થિર થયું હતું અને નાણા-ધોરણ સલ્તનતના અંત સુધી ચાલુ રાખવામાં આવ્યું હતુ.

મહમૂદશાહના અત્યાર સુધી સોનાંના માત્ર ૧૧ સિક્કા બહાર આવ્યા છે.[૧૫] આટલા મર્યાદિત નમૂનાઓમાં પણ નહિ નહિ તો ચાર ભાત તરી આવે છે, એ પરથી એના સોનાના સિક્કાના ભાત-વૈવિધ્યનો અંદાજ કાઢી શકાય.

આમાંના બે સિક્કાઓનું વજન ૧૮૩.૬ ગ્રે. અને ૧૭૫.૫ ગ્રે. છે. બીજા સિક્કાઓનું વજન નોંધાયું નથી, પણ તેઓ પણ આ વજનના હશે એમ માનવામાં વાંધો નથી.

સોનાની ચારે ભાતોમાં 'ઈશ્વરમાં આસ્થા'વાળા સૂત્ર સાથે સુલતાનનાં લકબ અને કુન્યાવાળું લખાણ લગભગ એકસરખું છે, માત્ર લખાણની ગોઠવણ કે લખાવટમાં નહિવત્ ફેર છે, પણ ચારેની પાછલી બાજુ પર સુલતાન અને એના પિતાનું નામ, એના ખિલાફત કે રાજ્યના અમરત્વની પ્રાર્થનાના ભાવાર્થવાળાં સૂત્ર, ટંકશાળનું નામ કે વર્ષ વગેરેનો નિર્દેશ કરતા લખાણમાં ઓછોવત્તો ફેર છે.

મહમૂદશાહના ચાંદીના સિક્કાઓમાં વંશાવળીવાળા એક સિક્કા સિવાય લગભગ બધા પર ટંકશાળનું નામ છે. આમાંથી અધિકાંશ : મુસ્તફાબાદ(જૂનાગઢ) અને ચાંપાનેરની ટંકશાળોમાંથી બહાર પડ્યા હતા. આ સુલતાનના સમયમાં પહેલી વાર દીવ ખાતે ટંકાયેલા સિક્કાઓના ત્રણેક નમૂના મળ્યા છે, પણ અમદાવાદની ટંકશાળનો એક પણ સિક્કો હજુ સુધી પ્રાપ્ત થયો નથી એ

આશ્ચર્યજનક કહેવાય. ચાંદીના સિક્કાઓની લખાણ–ગોઠવણ, લખાણ–ક્ષેત્ર વગેરેની દૃષ્ટિએ નીચે પ્રમાણે ભાતો છે :

મુખ્ય અને કદાચ અદ્વિતીય નમૂનાની ભાત વંશાવળીવાળા સિક્કાની છે, જેમાં આગલી બાજુ 'ઈશ્વરમાં આસ્થા'વાળા સૂત્રની સાથે સુલતાનનાં લકબ અને કુન્યા છે તેમજ પાછલી બાજુ પર વર્ષ-સંખ્યા અને સુલતાનની મુઝફ્ફરશાહ ૧ લા સુધી પહોંચતી પૂરી વંશાવળી છે. ૧૮૮ ગ્રે. વજનવાળો આ સિક્કો હિ. સ. ૮૬૯માં ટંકાયો હતો, પણ એના ઉપર ટંકશાળનું નામ નથી.

ચાંદીના ટંકશાળનું નામ ધરાવતા નોંધાયેલા નમૂનાઓમાં મુસ્તફાબાદ (જૂનાગઢ)ના સિક્કાઓની સંખ્યા પચાસેકની છે. આ સિક્કા હિ. સ. ૮૮૪ માં ટંકાવા શરૂ થઈ, સુલતાનના આખા રાજ્યકાલ દરમ્યાન હિ. સ. ૯૦૨ બાદ કરતાં, દરેક વર્ષના ઉપલબ્ધ છે. ઉપલબ્ધ સિક્કા ૮૯ ગ્રે., ૬૨ થી ૬૬ ગ્રે., ૪૧ થી ૫૭ ગ્રે. અને ૩૧ થી ૩૩ ગ્રે.ના છે.

મુસ્તફાબાદ(જૂનાગઢ)ની ચાંદીની પહેલી ભાતમાં આગલી તરફ સુલતાનનાં લકબ કુન્યા અને વર્ષ-સંખ્યા અને પાછલી બાજુ ચોરસ કે ગોળ ક્ષેત્રમાં 'સુલતાન' બિરુદ સાથે એનું નામ અને વૃત્તખંડો કે હાંસિયામાં ટંકશાળ-નામ અંકિત છે.

ચાંદીની મુસ્તફાબાદ(જૂનાગઢ)ની બીજી ભાતમાં આગલી બાજુના લખાણની ગોઠવણ સહેજ જુદી છે, જ્યારે ત્રીજીમાં બીજી ભાત જેવું આગલી બાજુનું લખાણ છે, પરંતુ પાછલી બાજુના હાંસિયાના લખાણની ગોઠવણમાં ફેર છે. ચોથીમાં પાછલી બાજુનું લખાણ અને ગોઠવણ ત્રીજી ભાત જેવાં છે, પણ આગલી બાજુના લખાણમાં 'સૌથી મોટો સુલતાન'વાળું બિરુદ લગાડેલું છે અને ગોઠવણ સહેજ જુદી છે. પાંચમી ભાતમાં બંને બાજુનું લખાણ ચોથી ભાત જેવું છે, સિવાય કે આગલી બાજુના લખાણની ગોઠવણમાં ફેર છે. છઠ્ઠી ભાતમાં આગલી બાજુ લખાણ તેમ જ ગોઠવણમાં પાંચમી ભાત જેવી છે, પણ પાછલી બાજુ હાંસિયાની ગોઠવણ પહેલી તથા બીજી ભાત જેવી નીચેથી શરૂ થતા લખાણની છે.

ચાંદીમાં ચાંપાનેરના સિક્કાઓ પર ટંકશાળ–નામ વિવિધ રીતે અંકિત થયું છે. મોટા ભાગના સિક્કાઓ પર शह्रे मुकर्रम मुहम्मदाबाद, અમુક પર शह्रे मुकर्रम मुहम्मदाबाद उर्फ चांपानेर અને એકાદ નમૂના પર शह्रे मुकर्रम चांपानेर અંકિત છે. ચાંપાનેરના સિક્કાઓનું વજન ૧૫૭ થી ૧૭૬ ગ્રે., ૭૦ થી ૮૮.૫ ગ્રે. અને ૩૮ થી ૪૪ ગ્રે. છે.

સમગ્ર રીતે જોઈએ તો લખાણ તેમજ ગોઠવણની દૃષ્ટિએ આ સિક્કા મુસ્તફાબાદ(જૂનાગઢ)ના અમુક સિક્કાઓને મહદ્ અંશે મળતા છે.

ચાંપાનેરના ચાંદીના સિક્કાની પહેલી ભાતમાં આગલી બાજુ પર 'સૌથી મોટો સુલતાન'વાળું બિરુદ અને એનાં લકબ કુન્યા તેમજ વર્ષ-સંખ્યા અને પાછલી બાજુ સિક્કાની ગોળાઈ પર 'સુલતાન' બિરુદ સાથે એનું નામ અને ટંકશાળ-નામ 'શહ્રે મુકર્રમ મુહમ્મદાબાદ છે. બીજી ભાતમાંથી આગલી બાજુનું લખાણ વર્ષ-સંખ્યા વિનાનું છે તથા એની ગોઠવણ સહેજ જુદી છે. આગલી બાજુના લખાણની ગોઠવણ મુસ્તફાબાદ(જૂનાગઢ)ની પાંચમી ભાત જેવી તથા પાછલી બાજુના લખાણની ગોઠવણ તુગ્રા કહી શકાય તેવી છે અને વર્ષ-સંખ્યા આ બાજુ છે. ત્રીજી ભાતમાં આગલી બાજુ બીજી ભાત જેવી છે, પરંતુ પાછલી બાજુ પર ચોરસ-ક્ષેત્રમાં અનુક્રમે 'સુલતાન' બિરુદ સાથે સુલતાનનું નામ અને ઉપર્યુક્ત ટંકશાળનું નામ અંકિત છે. આમાંનો કોઈ સિક્કો ચોરસ સાદી લાઈનની બાજુવાળો કે વચમાં ખૂણાદાર બાજુઓવાળો છે, જ્યારે કોઈ પર પાછલી બાજુના ચોરસ ક્ષેત્રના લખાણમાં ગોઠવણમાં ફેર છે અથવા હાંસિયામાં લખાણ નથી. ચોથી ભાત ત્રીજી ભાત જેવી છે, પણ એની પાછલી બાજુ સુલતાનના નામ સાથે એના પિતાનું પણ નામ છે. આ ભાતના અમુક સિક્કાઓમાં વર્ષ-સંખ્યા આગળ સના અર્થાત્ 'વર્ષ' શબ્દનો પ્રયોગ પણ થયો છે. પાંચમી ભાતના સિક્કા ત્રીજી ભાત જેવા છે, પણ એની બીજી બાજુના લખાણમાં ટંકશાળનું નામ ચાંપાનેર પણ મળે છે. આ ભાતમાં પણ વર્ષ-સંખ્યા આગળ સના શબ્દ જોવા મળે છે. કોઈ કોઈ નમૂનામાં 'સિક્કો પડ્યો' કે 'ટંકાયો'ના ભાવાર્થવાળો અરબી શબ્દ ઝુરિબ પણ અંકિત છે.

મહમૂદશાહના દીવની ટંકશાળના ચાંદીમાં જે ત્રણ સિક્કા નોંધાયા છે તેઓમાં આગલી બાજુ પર 'સૌથી મોટો સુલતાન' બિરુદવાળું મુસ્તફાબાદ-(જૂનાગઢ)ની પાંચમી અને ચાંપાનેરની બીજી ભાતવાળું લખાણ છે અને પાછલી બાજુ ચોરસક્ષેત્રમાં 'સુલતાન' બિરુદ સાથે એનું નામ અને હાંસિયામાં ટંકશાળ-નામ અને વર્ષ-સંખ્યા છે. ટંકશાળ-નામ દીવ સાથે ખિત્તા શબ્દપ્રયોગ થયો છે.[૧૬] ત્રણમાંથી એક પણ સિક્કો પૂરા વજનનો નથી. તેઓનું વજન ૮૬, ૮૭ અને ૪૨ ગ્રે. છે અને ત્રણે હિ. સ. ૯૦૦ માં ટંકાયા હતા.



ઉપરના સિક્કાઓ ઉપરાંત એ. માસ્તરે એક સિક્કો પ્રકાશિત કર્યો છે, જેમાં આગલી બાજુ સુલતાનનાં લકબ અને કુન્યા અંકિત છે તથા પાછલી બાજુ 'સુલતાન' બિરુદ સાથે એનું નામ ચોરસ ક્ષેત્રમાં અને હાંસિયામાં વર્ષ અરબી

શબ્દોમાં અપાયું છે. આ સિક્કો મિશ્રિત ધાતુના મહમૂદશાહના જ ઉપલબ્ધ સિક્કાઓની ભાતનો હોઈ–એનું વજન ૧૧૩ ગ્રે. અને ટંકામણ–વર્ષ હિ. સ. ૮૭૪ પણ મિશ્રિત ધાતુની ભાતના એ નમૂનાવાળાં છે.[૧૭] જો ધાતુ જાણાવવામાં ભૂલ ન થઈ હોય તો ભાતની દૃષ્ટિએ અદ્વિતીય ગણાય, કેમકે ચાંદીમાં આવો, વર્ષ-સંખ્યા અરબી શબ્દોમાં દર્શાવતો એક પણ સિક્કો હજુ સુધી ઉપલબ્ધ થયો હોવાની માહિતી નથી.

મિશ્રિત ધાતુમાં મહમૂદશાહના ઉપલબ્ધ સિક્કાઓની સંખ્યા મર્યાદિત છે. એના નોંધાયેલા સિક્કા બે ભાતના છે તથા વજનમાં ૧૬૦.૫ થી ૧૭૬ ગ્રે. અને ૧૧૩ ગ્રે.ના છે. આમાંની પહેલી ભાત, ઉપર છેલ્લા ફકરામાં જેનો નિર્દેશ થયો છે તે, ચાંદીના સિક્કા જેવી છે.

આમાં અમુક નમૂનાઓ પર પાછળની બાજુ પરનું ચોરસ ક્ષેત્રવાળું લખાણ વર્તુલીય ક્ષેત્રમાં છે અને વૃત્તખંડોવાળું ગોળ હાંસિયામાં. આ ભાતના સિક્કા અત્યાર સુધી માત્ર છએક નોંધાયા હોઈ દુર્લભ ગણાય. વળી એ હિજરીના નવમા શતકના એક દશક–આઠમામાં ટંકાયા હોય એમ લાગે છે. આ સિક્કાઓ પર ટંકશાળનું નામ નથી.

મિશ્રિત ધાતુના સિક્કાની બીજી ભાત ટંકશાળના નામવાળા સિક્કાઓની છે.. વર્ષ-સંખ્યા આગલી બાજુ પર છે, એ સિવાય આગલી બાજુનું લખાણ પહેલી ભાત જેવું, પણ સહેજ જુદી ગોઠવણવાળું છે. પાછલી તરફ ગોઠવણ પહેલી ભાતના વર્તુળવાળા ક્ષેત્ર અને હાંસિયા જેવી છે, પરંતુ હાંસિયામાં અરબી શબ્દોમાં વર્ષને બદલે ટંકશાળ-નામ शह्रे आज़म मुस्तफाबाद (જૂનાગઢ) છે. આ ભાતના સાતેક સિક્કા મળ્યા છે.

આ બે ભાતો ઉપરાંત ભાવનગર જિલ્લાના તળાજા ગામ ખાતે બે સિક્કો મહમૂદશાહની મિશ્રિત ધાતુની સિક્કાઓમાં અદ્વિતીય કહી શકાય તેવી બીજી બે ભાતોનો ઉમેરો કરે છે એવું આ સિક્કાઓના પ્રકાશિત વર્ણન ઉપરથી જણાય છે, પણ ભાત તરીકે આ બંને ભાત મહમૂદશાહના તાંબાના સિક્કાઓમાં મળતી હોઈ અને મિશ્રિત ધાતુમાં આ બે ભાતોનો કે તેઓને મળતો કોઈ પણ સિક્કો હજુ સુધી નોંધાયો ન હોઈ, જો ધાતુ વિશે, મુદ્રણદોષ ન હોય તો, આ બે નમૂના અદ્વિતીય છે અને એ દૃષ્ટિએ અતિ મહત્ત્વના છે.[૧૮] આમાંના એક સિક્કા પર આગલી બાજુ પર લક્બ અને સુલતાનનું નામ છે અને બીજી બાજુ એની રાજકીય વંશાવળીનો એક અંશ એના પુરોગામી ભાઈ કુત્બુદ્દીન અહમદશાહ સાથે

સંબંધદર્શક અખો અર્થાત્ ભાઈ શબ્દ સાથેનું એનું નામ અને 'સુલતાન' બિરુદ અને વર્ષ-સંખ્યા અંકિત છે તેમજ ટપકાવાળા નાના વર્તુળ જેવું ટંકશાળ-ચિહ્ન છે.



આ સિક્કાનું વજન ૧૪૪ ગ્રે. છે અને એ હિ. સ. ૮૬૩માં ટંકાયો હતો. એ હવે પછી જેનું વર્ણન થશે તેવી મહમૂદશાહના તાંબાના સિક્કાની પહેલી ભાતને મળતો છે. તાંબાના આ સિક્કામાં આગલી બાજુ પર ગોઠવણમાં સહેજ ફેર સાથે સુલતાનની કુન્યા પણ છે; પણ પાછલી બાજુ લખાણ તો આના જેવું જ છે, પણ ગોઠવણમાં નહિવત્ ફેર છે.

મિશ્રિત ધાતુની બીજી નવી ભાતમાં સુલતાનના લકબ અને પાછલી બાજુ પર અહમદશાહ ૨ જાના મિશ્રિત ધાતુના સિક્કાની જેમ વર્ષ-સંખ્યા ઉપરાંત સુલતાનને 'ખલીફા' તથા 'મુસ્લિમોના અમીર' તરીકે બિરદાવતું લખાણ પણ છે. આ ભાત તાંબાની બીજી ભાત જેવી જ છે. આ સિક્કાનું વજન ૧૪૪ ગ્રે. છે અને એ પણ હિ. સ. ૮૬૩ માં બહાર પડચો હતો.

મહમૂદશાહના તાંબાના સિક્કા વજન અને ભાતમાં વૈવિધ્ય ધરાવે છે. આમાંનું મોટા ભાગનું નાણું મુસ્તફાબાદ(જૂનાગઢ)નું છે. મુહમ્મદાબાદ–ચાંપાનેરના પ્રાપ્ય કે નોંધાયેલા સિક્કાઓની સંખ્યા જૂજ છે. ભાતભાતમાં વજન જુદું છે. ટંકશાળના નામ વિનાના સિક્કાઓની જુદી ભાતોમાં મોટા ભાગના સિક્કા ૧૩૩ થી ૧૪૭ ગ્રે.ના છે. કોઈ કોઈ સિક્કા ૨૧૩ થી ૨૧૭ ગ્રે. વજનના, તો અમુક ૬૩ થી ૮૮ ગ્રે., ૪૧ થી ૫૦ ગ્રે. અને ૧૮, ૨૭ અને ૩૫ ગ્રે.ના છે. ટંકશાળનું નામ ધરાવતા સિક્કાઓમાં ચાંપાનેરનો એક સિક્કો ૩૧૮ ગ્રે.નો નોંધાયો છે, જે મહમૂદશાહના તાંબા-નાણામાં સૌથી ભારે છે. મુસ્તફાબાદ(જૂનાગઢ)ના સિક્કા ૨૦૬ થી ૨૨૧ ગ્રે., ૧૩૯ થી ૧૭૦ ગ્રે., ૭૨ થી ૮૭ ગ્રે. અને ૪૧ થી ૪૩ ગ્રે.ના છે.

તાંબામાં પહેલી ભાત વિશે ઉપર ઉલ્લેખ આવી ગયો છે. આ ભાતનો માત્ર એક જ સિક્કો નોંધાયો હોવાની જાણ છે, જે હિ. સ. ૮૬૩માં બહાર પડચો હતો.

તાંબાની બીજી ભાત મિશ્રિત ધાતુમાં તળાજાવાળા સિક્કાઓની બીજી ભાત જેવી જ છે. આ ભાતમાં પણ માત્ર એક જ સિક્કો મળ્યો હોવાની માહિતી છે. એ પણ હિ. સ. ૮૬૩માં ટંકાયો હતો.



આ બંને ભાતોમાં ટંકશાળનું નામ નથી તેમજ ટંકશાળ-ચિહ્ન પણ નથી.

તાંબાની ત્રીજી ભાતમાં બીજી ભાતનું આગલી બાજુનું લખાણ સુલતાનનાં લકબ કુન્યા અને 'સુલતાન' બિરુદ સાથે નામ અને વર્ષ-સંખ્યા સિક્કાની બંને

બાજુએ સમાવવામાં આવ્યું છે—લક્બ આગલી બાજુ અને બાકીનું લખાણ પાછલી બાજુ પર. એનો એકાદ નમૂનો અને એ પણ ૭૨ ગ્રે. વજનવાળો નોંધાયો છે.

ચોથી ભાત ત્રીજી ભાત જેવી જ છે, માત્ર એમાં આગલી બાજુના લખાણમાં 'સૌથી મોટો સુલતાન'વાળા બિરુદનો ઉમેરો છે. આવા સિક્કા ૧૩૪ ગ્રે. અને ૧૪૨ થી ૧૫૭ ગ્રે. વજનવાળા છે.

પાંચમી ભાતમાં આગલી બાજુ ચોથી ભાત જેવી છે, પણ પાછલી બાજુમાં વર્ષ-સંખ્યા ઉપરાંત સુલતાનની કુન્યા નથી, પણ એના નામની સાથે 'સુલતાન' બિરુદ તેમજ એના પિતાનું નામ છે. છઠ્ઠી ભાતમાં પાછલી બાજુ પાંચમી ભાત જેવી છે, પણ લખાણની ગોઠવણમાં સહેજ ફેર છે અને વર્ષ-સંખ્યા આગલી બાજુ પર છે, એ ઉપરાંત આગલી બાજુનું લખાણ ચોથી ભાતની આગલી બાજુ જેવું છે. આ ભાતમાં એક ૬૩ ગ્રે. અને બે ૧૪૧ થી ૧૪૪ ગ્રે. વજનવાળા સિક્કા નોંધાયા છે. આવી જ પાછલી બાજુના લખાણવાળી, પણ વર્ષ-સંખ્યા સહિત, અને ચાંદીની ત્રીજી ભાત જેવી આગલી બાજુના લખાણ તેમજ ગોઠવણવાળી સાતમી ભાત છે, જેના નોંધાયેલા સિક્કાઓનું વજન ૧૩૩ થી ૧૪૬ ગ્રે. છે. આઠમી ભાતમાં પણ આગલી બાજુ પર આવું જ, પણ જુદી ગોઠવણવાળું વર્ષ-સંખ્યા સહિત લખાણ છે, જ્યારે પાછલી બાજુ છઠ્ઠી ભાત જેવી છે. તેઓનું વજન ૮૦ થી ૮૪ ગ્રે.નું છે. આવો એકાદ નમૂનો ૫૦ ગ્રે.નો પણ નોંધાયો છે.

નવમી ભાતમાં આગલી બાજુનું સુલતાનના લકબવાળું લખાણ તથા એની ગોઠવણ પણ ત્રીજી ભાત જેવાં છે, પરંતુ વર્ષ-સંખ્યા પણ આગલી બાજુ પર છે અને પાછલી બાજુનું લખાણ છઠ્ઠી ભાત જેવું 'સુલતાન' બિરુદ સાથે એના અને એના પિતાના નામવાળું છે. આ ભાતના નોંધાયેલા બે નમૂના વજનમાં ૩૫ ગ્રે. અને ૬૫ ગ્રે. ના છે, જેમાં પૂર્વોક્ત પર વર્ષ-સંખ્યા નથી ને એ ૬૫ ગ્રે.વાળો હિ. સં. ૮૯૧ માં ટંકાયો હતો.

નવમી ભાત જેવી જ આગલી બાજુવાળી પણ પાછલી બાજુ પર 'સુલતાન' બિરુદ સાથે માત્ર એના નામના લખાણવાળી દસમી ભાત છે, જેનો નોંધાયેલો એક નમૂનો ૭૪ ગ્રે.નો છે, જે હિ. સ. ૮૬૪ માં બહાર પડયો હતો. પાછલી બાજુ જેવું લખાણ ધરાવતી ૧૧ મી ભાતમાં આગલી બાજુના લખાણમાં વર્ષ-સંખ્યાને બદલે સુલતાનની કુન્યા છે. એનું વજન ૩૪ ગ્રે છે. આ ભાતને મળતા લખાણની જુદી જુદી ગોઠવણવાળા વર્ષ-સંખ્યાવાળા કે વિનાના ૬૬ થી ૭૨ ગ્રે., ૪૧ ગ્રે. અને ૧૮ ગ્રે. વજનવાળા સિક્કા મળે છે.



ઉપરની કોઈ પણ ભાતમાં ટંકશાળનું નામ કે ચિહ્ન નથી.

તાંબામાં ટંકશાળનું નામ ધરાવતા સિક્કાઓમાં મુસ્તફાબાદ(જૂનાગઢ)ના સિક્કા નોંધપાત્ર છે. આમાંના મુખ્ય ભાતવાળા નમૂના આ ટંકશાળના ચાંદીના સિક્કાઓની ભાત જેવા છે. તેઓ આગલી બાજુ પર 'સૌથી મોટો સુલતાન'-વાળા બિરુદ સહિત સુલતાનનાં લકબ અને કુન્યા અને વર્ષ–સંખ્યા અંકિત છે અને બીજી બાજુ પર ચોરસ કે વર્તુલીય ક્ષેત્રમાં 'સુલતાન' બિરુદ સાથે એનું નામ અને વૃત્તખંડ કે હાંસિયામાં ટંકશાળનું નામ એના માનદર્શક ઉપનામ સાથે આપ્યું છે.[૧૯]

ટંકશાળના નિર્દેશવાળા સિક્કાઓમાં સામ્રાજ્યની રાજધાની બનાવાયેલા મુહમ્મદાબાદ–ચાંપાનેરના તાંબાના સિક્કા એકાદ–બે પ્રાપ્ત થયા છે તે સહેજ આશ્ચર્યજનક ગણાય.[૨૦]

આવા આગલી બાજુના એક નમૂના પર હાંસિયાનું લખાણ કપાઈ જવાથી કે અસ્પષ્ટ હોવાથી માત્ર ઉપર खित्ता શબ્દ જ સ્પષ્ટ વંચાય છે[૨૧] એટલે આ સિક્કો દીવની ટંકશાળનો હોય એમ લાગે છે. ૧૪૦ ગ્રે.ના વજનના આ સિક્કા પર વર્ષ-સંખ્યા દેખાતી નથી.

આ ભાતની આગલી અને પાછલી બાજુના લખાણની સહેજ જુદી ગોઠવણ-વાળા એક નમૂના પર 'દીવ' નામ મળે છે. આ સિક્કો ૩૪ ગ્રે. વજનનો છે.[૨૨]

મહમૂદશાહના પુત્ર ખલીલખાને તખ્ત પર બેસતાંની સાથે 'શમ્સુદ્દીન' લકબ, 'અબૂનસ' કુન્યા અને 'મુઝફ્ફરશાહ' નામ ધારણ કર્યાં. આ સુલતાનના સમયથી મિશ્રિત ધાતુમાં સિક્કા ટંકાવા બંધ થયા. એના સોના ચાંદી અને તાંબા ત્રણે ધાતુમાં સિક્કા મળે છે. સોનામાં તેમજ ચાંદીમાં સારી સંખ્યામાં એના સિક્કા પ્રાપ્ત થયા છે. લખાણ ગોઠવણ લખાવટ અને બનાવટમાં મુઝફ્ફરશાહ ૨ જાના સિક્કા એના પિતાના સિક્કાઓની ઢબના છે. એણે સિક્કા-લખાણમાં એના પિતાએ પ્રચલિત કરેલા 'ઈશ્વરમાં આસ્થા ધરાવનાર'વાળાં સૂત્રો જેવા એક નવા સૂત્ર अल्मु अय्यद बि ताइ दिर्रहमान અર્થાત્ 'મહાદયાળુ(ઈશ્વર)નો ટેકો ધરાવનાર'-નો ગુજરાતના સિક્કા પર પ્રથમ વાર પ્રયોગ કર્યો અને એના સિક્કા પર એવું બીજું સૂત્ર 'ખિલાફત'ના બદલે રાજ્યના અમરત્વની પ્રાર્થનાવાળું खल्लदल्लाहु मुल्क हू અર્થાત્ 'અલ્લા એનું રાજ્ય અમર રાખે' એ જોવા મળે છે.[૨૩] આમાંનું પ્રથમ સૂત્ર એના સોના ચાંદીના સિક્કાઓ ઉપરાંત તાંબામાં પણ અને બીજું સૂત્ર સોના સિવાય બીજી બંને ધાતુઓમાં મળે છે.



મુઝફ્ફરશાહના ચલણની એક વિશિષ્ટતા એ ગણી શકાય કે મુહમ્મદાબાદ-(ચાંપાનેર) અને મુસ્તફાબાદ(જૂનાગઢ) ઉપરાંત એક નવી ટંકશાળ (સમકાલીન

ફારૂકી બાદશાહોના પાટનગર) બુરહાનપુર( મધ્યપ્રદેશ )માં ટંકાયેલા ચાંદી અને તાંબાના એના સિક્કા મળી આવ્યા છે.

મુઝફ્ફરશાહ ૨ જાના ઉપલબ્ધ સોનાના સિક્કા સારી એવી સંખ્યામાં છે. આ બધા સિક્કા હિ. સ. ૯૨૦, ૯૨૩, ૯૨૪, ૯૨૫, ૯૨૮–૩૩ માં ટંકાયા હતા. આ સિક્કા ૧૭૬ થી ૧૭૯ ગ્રે. વજનના છે. ચાંદીમાં મોટા ભાગના સિક્કા ૯૨ થી ૧૧૫ ગ્રે. અને થોડા ૫૨ થી ૭૮ ગ્રે. વજનના છે.[૨૪]

તાંબાના સિક્કા વિવિધ વજનના છે, જેઓમાં ત્રણ નમૂના અસામાન્ય વજનના એટલે ૨૫૩ થી ૨૬૨·૫ ગ્રે.ના મળ્યા છે, બાકીના નમૂના ૨૧૫ થી ૨૨૨ ગ્રે., ૧૨૮ થી ૧૭૬ ગ્રે., ૬૭ થી ૮૬ ગ્રે., ૩૪ થી ૩૬ ગ્રે. તેમજ (એક) ૧૬ ગ્રે.-નો છે. આ બધા હિ. સ. ૯૧૭ અને ૯૧૯ સિવાય એના રાજ્યકાલનાં બધાં વર્ષોના પ્રાપ્ય છે.

મુઝફ્ફરશાહ ૨ જાના સોનાના સિક્કાઓ પર આગલી બાજુ એણે શરૂ કરેલા ઉપર્યુક્ત સૂત્ર સાથે એનાં લકબ અને કુન્યા તથા પાછલી બાજુ 'સુલતાન' બિરુદ સાથે એનું અને એના પિતાનું નામ તથા વર્ષ-સંખ્યા છે. બંને બાજુઓના લખાણની ગોઠવણમાં નહિવત્ કે સહેજસાજ ફેરફાર જોવા મળે છે.

ચાંદીમાં ટંકશાળવાળા સિક્કા મુહમ્મદાબાદ(ચાંપાનેર), મુસ્તફાબાદ (જૂનાગઢ) અને બુરહાનપુરના છે, પણ જે સિક્કાઓ પર ટંકશાળનું નામ નથી તેમાંના મોટા ભાગના સિક્કાનું લખાણ તથા ગોઠવણ બીજા સિક્કા જેવાં છે. આ સિક્કાઓ પર એક તરફ ઈશ્વરનો ટેકો ધરાવનારવાળા સૂત્ર સાથે સુલતાનનાં લકબ અને કુન્યા, સોનાના સિક્કાઓની જેમ, પણ જુદી ગોઠવણથી તથા પાછલી બાજુ ચોરસક્ષેત્રમાં 'સુલતાન' બિરુદ સાથે નામવાળું લખાણ છે.

ચાંદીની પહેલી ભાત સોનાના સિક્કાની પહેલી મુખ્ય ભાત જેવી જ છે, માત્ર આગલી બાજુના લખાણની ગોઠવણ સહેજ જુદી છે અને પાછલી બાજુ પર 'સુલતાન' બિરુદ સાથે એનું અને એના પિતાનું નામ ચોરસક્ષેત્રમાં છે અને હાંસિયામાં ટંકશાળનું નામ છે. આ ભાતના સિક્કા મુહમ્મદાબાદ(ચાંપાનેર)ના છે. આ ભાતના પ્રાપ્ય નમૂના વજનમાં ૧૦૬ થી ૧૧૧ ગ્રે.ના છે અને હિ. સ. ૯૨૦ થી ૯૩૨ માં, હિ. સ. ૯૨૪ અને ૯૨૯ સિવાય, દરેક વર્ષના પ્રાપ્ય છે. આમાં અમુક નમૂના પર આગલી બાજુ પર સહેજ જુદી ગોઠવણવાળું લખાણ છે.



ચાંદીના સિક્કાઓની બીજી અને ત્રીજી મુખ્ય ભાતો મુસ્તફાબાદ (જૂનાગઢ)ના સિક્કાઓની છે. આમાં પાછલી બાજુનું લખાણ વર્તુળ ક્ષેત્રમાં હોવા ઉપરાંત

હાંસિયામાં ટંકશાળના નામનો ઉમેરો છે. આ ભાતના હિ. સ. ૯૨૦, ૯૨૫-૨૭ અને ૯૩૮-૩૨માં ટંકાયેલા સિક્કા વજનમાં ૯૫ થી ૧૧૦ ગ્રે.ના છે. વર્ષ વગરનો એક નમૂનો ૫૪ ગ્રે. નો પણ મળ્યો છે.

મુસ્તફાબાદ(જૂનાગઢ)ની બીજી એટલે ચાંદીની ત્રીજી ભાતનું આગલી બાજુનું લખાણ અને ગોઠવણ ચાંદીની પહેલી ભાત જેવાં છે, પણ આ બાજુ પર વર્ષ-સંખ્યા પણ છે તથા પાછલી બાજુના લખાણમાં ચોરસ કે ભૌમિતિક ક્ષેત્રમાં સુલતાનના પિતાના નામની જગ્યાએ એના રાજ્યના અમરત્વની પ્રાર્થનાવાળું સૂત્ર અને હાંસિયામાં ટંકશાળનું નામ અંકિત છે.

આ ભાતના અમુક નમૂનાઓ પર વર્ષ-સંખ્યા પાછલી બાજુ હાંસિયા પર અંકિત છે, પણ મોટા ભાગના સિક્કાઓ પર વર્ષ-સંખ્યા અંકિત નથી. વજનમાં આ સિક્કા ૧૦૭ થી ૧૧૦ ગ્રે., ૯૨ ગ્રે. અને ૫૨ થી ૫૪ ગ્રે.ના છે.

ચાંદીમાં ચોથી ભાત બુરહાનપુરના સિક્કાઓની છે, જેના પ્રાપ્ય નમૂના ૧૧૦ થી ૧૧૧ ગ્રે. અને ૫૪.૫ ગ્રે. વજનના અને હિ. સ. ૯૨૧-૨૩ અને ૯૨૬ માં ટંકાયેલા છે. એમાં આગલી બાજુ પર પહેલી ભાત જેવું લખાણ તેમજ ગોઠવણ છે અને પાછલી બાજુ પર 'સુલતાન' બિરુદ સાથે માત્ર એનું નામ, વર્ષ-સંખ્યા, અને फी बुरहानपुर અર્થાત્ 'બુરહાનપુરમાં (ટંકાયો)' એ લખાણ છે.

પાંચમી અને છઠ્ઠી ભાત ટંકશાળના નામ વિનાના સિક્કાઓની છે. પાંચમી ભાત પહેલી ભાત જેવી, પણ ટંકશાળના નામ ધરાવતા હાંસિયા વિનાની છે અને એની જગ્યાએ સુલતાન અને એના પિતાના નામવાળા લખાણમાં રાજ્યના અમરત્વવાળી વાચના પણ સામેલ છે. આમ આ સિક્કા મુસ્તફાબાદ(જૂનાગઢ)વાળા ચાંદીની ત્રીજી ભાતના સિક્કાઓને મળતા હોઈ એ ટંકશાળમાં ટંકાયા હોવાનો સંભવ છે. આ ભાતના ૧૦૪ થી ૧૧૦ ગ્રે. તથા ૫૩ થી ૫૫ ગ્રે.ના હિ. સ. ૯૨૬, ૯૨૯-૩૦માં ટંકાયેલા સિક્કા મળ્યા છે.

છઠ્ઠી ભાતમાં આગલી બાજુ પર ટંકાવેલું એટલે માત્ર સુલતાનનાં લકબ અને કુન્યા તથા વર્ષ-સંખ્યાવાળું લખાણ છે, પણ ગોઠવણ સાવ જુદા પ્રકારની છે અને પાછલી બાજુ પર બીજી અમુક ચાંદીની ભાતો જેવી સાવ જુદી લખાવટમાં 'સુલતાન' બિરુદ સાથે એનું અને પિતાનું નામ અંકિત છે. આ ભાતના બે નમૂના નોંધાયા હોવાની માહિતી છે, જેમાં એક ૭૮ ગ્રે. વજનમાં હિ. સ. ૯૨૧ માં ટંકાયો હતો અને બીજો હિ. સ. ૯૨૭ માં બહાર પડેલો, ૧૭૨ ગ્રે. વજન ધરાવતો હોવાનું કહેવાય છે.

તાંબામાં પણ મુઝફ્ફરશાહ ૨ જાના સિક્કા ભાતના વૈવિધ્યવાળા છે. આમાં વજનની દૃષ્ટિએ ખાસ ધ્યાન ખેંચનાર થોડા નમૂના છે, જે પુરોગામીઓના પ્રાપ્ય તાંબા નાણાંના સૌથી ભારે ૨૨૨–૨૨૫ ગ્રે.વાળા સિક્કાઓ કરતાં વધુ વજનવાળા છે. ત્રણ નોંધાયેલા સિક્કાઓનું વજન ૨૫૮, ૨૬૨.૫ અને ૨૬૩ ગ્રે. છે.[૨૫] આ ઉપરાંત ૨૫૧ થી ૨૨૨ ગ્રે., ૧૨૮ થી ૧૭૬ ગ્રે., ૬૭ થી ૮૬ ગ્રે. અને ૩૪ થી ૩૬ ગ્રે.ના સિક્કા છે, જેમાં હલકા વજનવાળા નમૂનાઓની સંખ્યા અલ્પ છે.

તાંબાના મોટા ભાગના સિક્કાઓમાં મહમૂદશાહ ૧ લાના સિક્કાઓની જેમ ટંકશાળનું નામ મળતું નથી. વિશેષ કરીને મુસ્તફાબાદ(જૂનાગઢ) કે મુહમ્મદાબાદ (ચાંપાનેર)નો ઓછામાં ઓછો એવો સ્પષ્ટ નિર્દેશ કરતો કોઈ સિક્કો નોંધાયો લાગતો નથી, માત્ર એક સિક્કા પર નીચેના હાંસિયામાં શહ્ર શબ્દ વાચ્ય હોવાની નોંધ છે[૨૬] એ ધ્યાનમાં લેતાં આ બેમાંથી એક કે બંને ટંકશાળનું નામ ધરાવતા સિક્કા ટંકાયા હોવા જોઈએ.

ટંકશાળવાળા માત્ર બુરહાનપુરના પાંચેક નમૂના નોંધાયા છે, જે ભાતની દૃષ્ટિએ પણ જુદા તરી આવે છે. આને તાંબાની પહેલી મુખ્ય ભાત કહી શકાય. ૧૬૫ થી ૧૭૧ ગ્રે. વજનવાળા આ સિક્કા હિ.સ. ૯૨૦–૯૨૩ માં ટંકાયેલા પ્રાપ્ય છે. તેઓના આગલી બાજુ પર સુલતાનનાં લકબ અને કુન્યા તેમજ વર્ષ-સંખ્યા છે, પણ આ લખાણની ગોઠવણ અત્યાર સુધીના એના કોઈ પણ ધાતુના સિક્કા કરતાં સાવ જુદી છે. પાછલી બાજુના લખાણમાં 'સુલતાન' બિરુદ સાથે એનું નામ તથા નીચે ટંકશાળનું નામ છે.

બુરહાનપુરના એક સિક્કામાં પાછલી બાજુ સુલતાનના નામવાળું લખાણ વર્તુળક્ષેત્રમાં અને હાંસિયામાં ટંકશાળ-નામ અંકિત છે.

તાંબાના સિક્કાઓની બીજી ભાત ઉપરની ભાતને મળતી છે. એમાં આગલી બાજુનું લખાણ અને ગોઠવણ પહેલી જેવાં છે, પણ પાછલી બાજુ ટંકશાળનું નામ નથી અને એની જગ્યાએ સુલતાનના પિતાનું નામ છે. ૨૫૮ ગ્રે. થી ૨૬૩ ગ્રે.ના અસામાન્ય વજનવાળા સિક્કા આ ભાતના છે અને એ હિ.સ. ૯૩૦–૩૨માં બહાર પડયા હતા. આ ઉપરાંત ચાલુ વજનના એટલે ૧૬૩ થી ૧૭૬ ગ્રે. તેમજ ૮૫ ગ્રે.ના આ ભાતના નમૂના હિ. સ. ૯૨૦, ૯૨૨ અને ૯૨૮–૩૨ માં ટંકાયા હતા.



તાંબાની ત્રીજી ભાત પાછલી બાજુના લખાણના નહિવત્ ગોઠવણ-ફેર સિવાય ચાંદીની ત્રીજી ભાત જેવી છે, જેમાં પાછલી બાજુ પર સુલતાનના

'રાજ્યની અમરત્વની પ્રાર્થના'વાળું સૂત્ર પણ લખાણમાં સામેલ છે. આવા ૨૧૫ થી ૨૨૦ ગ્રે. અને ૧૪૩ થી ૧૪૬ ગ્રે.ના સિક્કા સુલતાનના રાજ્યકાલનાં પાછલાં વર્ષોમાં ટંકાયા હતા.

તાંબાની ચોથી ભાતમાં આગલી બાજુનું લખાણ ચાંદીની છઠ્ઠી ભાત જેવું વર્ષ-સંખ્યા અને સુલતાનનાં લકબ અને કુન્યાવાળું છે અને પાછલી બાજુ 'સુલતાન' બિરુદ સાથે માત્ર એનું નામ છે. આ ભાતના નોંધાયેલા સિક્કા સુલતાનના રાજ્યકાલના આરંભનાં વર્ષોમાં બહાર પડયા હતા અને વજનમાં ૧૬૪ ગ્રે. અને ૬૭ થી ૮૬ ગ્રે.ના છે.

તાંબાના સિક્કાની પાંચમી અને છેલ્લી મુખ્ય ભાતમાં આગલી બાજુ પર 'ઈશ્વરનો ટેકો ધરાવનાર' સૂત્ર અને સુલતાનનો લકબ છે ને પાછલી બાજુ પર વર્ષ-સંખ્યા અને 'સુલતાન' બિરુદ સાથે એનું અને એના પિતાનું નામ, આકર્ષક લખાવટમાં જુદાં ભૌમિતિક ક્ષેત્રોમાં અંકિત છે. આવા નમૂના ચાર વજનોમાં એટલે ૨૧૭ થી ૨૨૦ ગ્રે., ૧૭૨ ગ્રે., ૧૨૮ ગ્રે. અને ૮૪ ગ્રે.માં નોંધાયા છે; એમાંના માત્ર બે પર ટંકામણ-વર્ષ હિ. સ. ૯૧૮ અને ૯૨૪ જોવા મળે છે.

સુલતાન મુઝફ્ફરશાહ ૨ જા પછી તખ્તનશીન થયેલા એના પુત્ર સિકંદરશાહે માંડ દોઢ મહિનો રાજ્ય કર્યું હતું. એના ચાંદીના કેવળ ત્રણ સિક્કા ઉપલબ્ધ છે.[૨૭]

આ સિક્કાઓ પરથી નિશ્ચિત રૂપે જાણવા મળે છે કે સિકંદરશાહનો લકબ 'નાસિરુદ્દુન્યાવદ્દીન' અને કુન્યા 'અબૂલ્ફત્હ' હતાં. વજનની દૃષ્ટિએ પણ એના સિક્કા ચલણના નાણા-એકમ અને મૂલ્યનિયતિમાં મદદરૂપ થઈ પડે એવી અગત્યની માહિતી પૂરી પાડે છે. આમાં નાના બે નમૂના ૨૦૭, ૮૬૯ ગ્રે. અને ૨૦૯.૫ ગ્રે.ના છે તથા એનાથી અડધા વજનનો સિક્કો ૧૦૩.૩૯ ગ્રે.નો છે, એટલે ચાંદીમાં ૮૦ રતીના અથવા ૧૪૪ ગ્રે.ના તોલાનો એકમ હતો એવો આ સિક્કા મળ્યા તે પહેલાં બંધાયેલો અભિપ્રાય ફેરવવો પડે એમ છે. ઉપર પ્રાસ્તાવિક નોંધમાં જણાવ્યું છે તેમ ચાંદીમાં પણ તાંબાના જેવા નાણાં-એકમ હોય એમ લાગે છે.

ત્રણે ઉપલબ્ધ સિક્કા એક જ ભાતના છે તેમજ લખાવટ ગોઠવણ અને બનાવટમાં આકર્ષક છે અને એના પિતામહ અને પ્રપિતામહના સિક્કાની અમુક ભાતને મળતા છે.



આમાંથી ભારે વજનના બંને સિક્કાઓની પાછલી બાજુ પર 'મુઝફ્ફરશાહ'-ના 'ફ' વર્ણ ઉપર ફૂલ કે ઊડતાં પક્ષી જેવું કાકપદ કે હંસપદને મળતું ટંકશાળનું ચિહ્ન મળે છે, જે એના પુરોગામીના કોઈ પ્રકાશિત નમૂના પર જોવા

મળ્યું નથી, પણ એના અનુગામીઓમાં મહમૂદશાહ ૨ જા અને બહાદુરશાહના સિક્કાઓ પર મળે છે. અર્ધા વજનવાળા સિક્કા પર નાના વર્તુળવાળું પરિચિત ચિહ્ન છે. ગણે સિક્કાઓ પર ટંકામણ-વર્ષ હિ. સ. ૯૩૨ છે.

સિકંદરશાહની હત્યા પછી તખ્તનશીન થયેલા મહમૂદ ૨ જાએ એના પિતામહનાં નામ લકબ અને કુન્યા ધારણ કરેલાં. એના ચાંદીનાં ૧૪૬ ગ્રે.ના બે સિક્કા મળી આવ્યા છે.[૨૮] આ વજનની દૃષ્ટિએ કોઈ નવીનતાવાળા નથી, પણ ભાતમાં ચાંદીના સિક્કાઓથી સહેજ જુદા તરી આવે છે. એમાં આગલી બાજુ પર એનાં લકબ અને કુન્યા છે, જેની ગોઠવણ એના પિતાના તાંબાના સિક્કાની બીજી ભાત જેવી છે અને એની નીચે શબ્દ સાથે વર્ષ-સંખ્યા છે. પાછલી બાજુ પર આકર્ષક ભૌમિતિક ક્ષેત્રમાં 'સુલતાન' બિરુદ સાથે એનું તથા એના પિતાનું નામ અંકિત છે.

પ્રાપ્ય બંને નમૂનાઓ પર એના ભાઈના સિક્કા જેવું ટંકશાળનું ચિહ્ન આગલી બાજુ પર અંકિત છે. પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમની યાદીમાં અનિશ્ચિત રૂપે એના તાંબાના જે સિક્કા નોંધાયા છે[૨૯] તે એના નથી.[૩૦]

મહમૂદશાહ ૨ જા પછી એનો ભાઈ બહાદુરશાહ ગાદીએ બેઠો. એનો લકબ 'કુત્બુદ્દુન્યાવદ્દીન' અને લકબ 'અબૂલ્ફઝલ' હતાં.[૩૧] એનો સોનાનો કોઈ સિક્કો અસ્તિત્વમાં હોય એમ જણાતું નથી તેમજ ચાંદીમાં પણ એના પ્રાપ્ય સિક્કાઓની સંખ્યા વધુ નથી. તાંબાના એના સિક્કા સારી સંખ્યામાં પ્રાપ્ય છે તેમજ ભાતની દૃષ્ટિએ વિવિધતા ધરાવે છે, એટલું જ નહિ, પણ બે એક ભાત સલ્તનતના સિક્કાઓમાં નવી ભાત પાડે છે. એના સિક્કાઓનું વજન-વૈવિધ્ય પણ નોંધપાત્ર છે. ચાંદીના ૧૨૯ ગ્રે., ૧૦૬ થી ૧૧૧ ગ્રે. અને ૩૨ થી ૩૫ ગ્રે. વજનના અને તાંબામાં એના પિતા મુઝફ્ફરશાહ ૨ જાના સિક્કાઓની જેમ અસામાન્ય વજન ૨૫૧ થી ૨૬૪ ગ્રે. ઉપરાંત ૨૦૭ થી ૨૨૧ ગ્રે., ૧૬૮ થી ૧૭૬ ગ્રે. ૧૨૬ થી ૧૪૬ ગ્રે., ૫૩ થી ૯૫ ગ્રે. અને ૪૮ ગ્રે.ના છે, પણ બહાદુરશાહના સિક્કાઓની આગવી વિશિષ્ટતા, એના પ્રપિતામહ મુહમ્મદશાહ ૨ જાના સિક્કાઓ જેમ, પદ્ય-લખાણની છે. પદ્યવાળા સિક્કાઓનાં ટંકશાળ-નામ કે એના અંશ ધરાવતા નમૂના મળી આવવાથી આ સિક્કા બહાદુરશાહના છે એ નિઃશંક પુરવાર થયું છે.

આ સિવાય બીજા સિક્કાઓ પર ટંકશાળનું નામ મળતું નથી, પણ ચાંદી અને તાંબાના અમુક નમૂનાઓ પર ટંકશાળનાં ચિહ્ન અંકિત છે.



બહાદુરશાહના ચાંદીના સિક્કાની પહેલી મુખ્ય ભાત વંશાવળીવાળા સિક્કા-ની છે, જેમાં આગલી બાજુ પર સુલતાનનાં લકબ અને કુન્યા અને એનું તથા

એના પિતાનું નામ છે અને પાછલી બાજુ પર એના પિતામહથી લઈ મુઝફ્ફરશાહ ૧ લા સુધીની પૂરી વંશાવળી અને વર્ષ-સંખ્યા છે.

આગલી બાજુ પર એના બે પુરોગામીઓના સિક્કાઓ પર મળે છે તેવું ઊડતા પક્ષી કે ફૂલવાળું ટંકશાળનું ચિહ્ન છે. આ ભાતનો અત્યાર સુધી માત્ર એક જ સિક્કો નોંધાયો છે. એ ૧૨૯ ગ્રે. વજનનો છે અને હિ. સ. ૯૩૩ માં ટંકાયો હતો.[૩૨]

બીજી ભાતના ચાંદીના સિક્કા નાના છે. તેઓનું વજન ૧૬ ગ્રે. અને ૩૨ થી ૩૫ ગ્રે. છે. એમાં સાદી કે ટપકાવાળી કે ઝાલરદાર રેખાવાળા વર્તુળક્ષેત્રમાં આગલી બાજુ પર સુલતાનનું નામ અને પાછલી બાજુ પર 'સુલતાન' બિરુદ અને સના શબ્દ સાથે વર્ષ-સંખ્યા છે. ૧૬ ગ્રે.વાળા સિક્કા બાદ કરતાં બીજા સિક્કાઓ-માં આગલી બાજુ પર ઉપર્યુક્ત ટંકશાળનું ચિહ્ન છે. આવા હિ. સ. ૯૪૧ અને ૯૪૧ માં ટંકાયેલા સિક્કા પ્રાપ્ત થયા છે.

ત્રીજી ભાતનો એક સિક્કો વજનમાં નાનો–૩૫ ગ્રે.નો છે અને હિ. સ. ૯૪૩ માં બહાર પડયો હતો. એમાં ષટ્દલીય વર્તુળમાં આગલી બાજુ પર 'ન્યાયી સુલતાન' બિરુદ અને વર્ષ-સંખ્યા અને પાછલી બાજુ પર 'સુલતાન' બિરુદ વિના એનું તેમ એના પિતાનું નામ છે.

ચોથી ભાતમાં પાછલી બાજુ પર 'સુલતાન'ના બિરુદ સાથે એનું તેમ એના પિતાનું નામ છે તથા એના નામ ઉપર વર્ષ-સંખ્યા અંકિત છે, અને આગલી બાજુ પર 'ઈશ્વરમાં આસ્થા'વાળું સૂત્ર અને લકબ તથા કુન્યાવાળું લખાણ છે, જ્યારે આમાંના સિક્કાની બીજી બાજુએ × ચોકડીવાળું ટંકશાળનું ચિહ્ન અંકિત છે જે સર્વ પ્રથમ મહમૂદશાહ ૧ લાના સિક્કા પર જોવા મળે છે.

પાંચમી ભાતમાં આગલી બાજુ પર વર્ષ-સંખ્યા ઉપરાંત સુલતાનનાં લકબ અને કુન્યા તથા પાછલી બાજુ પર 'સુલતાન' બિરુદ સાથે એના તેમ એના પિતાના નામવાળું લખાણ છે.

તાંબામાં બહાદુરશાહના રાજ્યારોહણના વર્ષમાં ટંકાયેલા સિક્કાઓની ભાત લખાણની દૃષ્ટિએ અનેરી છે. ૨૧૯ થી ૨૨૦ ગ્રે. અને ૧૪૫ થી ૧૪૬ ગ્રે. એમ બે જુદા નાણા-એકમ દર્શાવતા સિક્કાઓવાળી ભાતમાં ટૂંકું પણ અત્યાર સુધીના કોઈ પણ સિક્કામાં ન મળતું લખાણ મળે છે. આગલી બાજુ પર સુલતાનનું નામ તેમ બિરુદ તથા પાછલી બાજુ પર ટંકામણ-વર્ષ અરબી શબ્દો તેમજ આંકડામાં અંકિત છે, જે આમ પણ અસાધારણ ગણાય.[૩૩]

તાંબાની બીજી ભાતના સિક્કા પ્રથમ હિ. સ. ૯૩૪માં શરૂ થઈ હિ. સ. ૯૪૦ સિવાય એના રાજ્યકાલના છેલ્લા વર્ષ સુધી ટંકાવા ચાલુ રહ્યા હતા. આમાં ભારે–૨૫૧ થી ૨૬૪ ગ્રે.ના વજનવાળા સિક્કાઓ ઉપરાંત ૧૬૮ થી ૧૭૬ ગ્રે., ૧૩૦ થી ૧૩૧ ગ્રે. અને ૭૭ થી ૮૬ ગ્રે. વજનવાળા સિક્કા પણ મળે છે. આ ભાતનું આગલી બાજુનું લખાણ એની ચાંદીની પાંચમી ભાત જેવું લકબ અને કુન્યાવાળું છે, પણ અહીં વર્ષસંખ્યા આગલી બાજુ પર જ છે, ટંકશાળનું ચિહ્ન નથી અને પાછલી બાજુ પર 'સુલતાન' બિરુદ સાથે એનું તેમ એના પિતાનું નામ વર્તુળ ક્ષેત્રના બદલે ચોરસ ક્ષેત્રમાં છે અને ફૂલ કે ઊડતા પક્ષી જેવું ટંકશાળનું ચિહ્ન છે. આ ભાત સામાન્ય છે. આ ભાતમાં વજન અને લખાણની ગોઠવણના વૈવિધ્યને લઈને કેટલાક વિશિષ્ટ પ્રકાર જોવા મળે છે.

તાંબાની ત્રીજી મુખ્ય ભાત 'શાહે હિંદ' સંજ્ઞાધારી પદ્યલખાણવાળી વિખ્યાત શ્રેણીના સિક્કાઓની છે. આ સિક્કા સલ્તનતના સિક્કાઓમાં એક નવી જ ભાતનો ઉમેરો કરે છે, કેમકે મુહમ્મદશાહ ૨ જાના પદ્યલખાણની અપેક્ષાએ આ સિક્કાના પદ્યલખાણમાં સુલતાનનું નામ તેમ લકબ કે કુન્યા કંઈ નથી, એટલે આ સિક્કા પાડનાર વિશે શરૂઆતમાં સિક્કા-શાસ્ત્રીઓમાં મતભેદ હતો, પણ મુહમ્મદાબાદ-ચાંપાનેરમાંથી હિ. સ. ૯૩૫ અને ૯૪૦ વચ્ચે બહાર પડેલા સિક્કા મળી આવ્યા પછી આ સિક્કા બહાદુરના જ છે એ વિશે કંઈ શંકા રહી નથી.[૩૫] આ સિક્કાઓમાં બહાદુરશાહને 'શાહે હિંદ'—સમગ્ર ભારતના રાજવી તરીકે બિરદાવતી પદ્યપંક્તિનું પહેલું ચરણ આગલી બાજુ પર અને બીજું ચરણ ચોરસ ક્ષેત્રમાં વર્ષસંખ્યા સાથે બીજી બાજુ પર અપાયું છે ને પાછલી બાજુ પર વૃત્તખંડમાં ટંકશાળના નામ-ઉપનામના એક કે વધુ અંશ અંકિત પણ છે.

આ ભાતના પ્રાપ્ય સિક્કા વજનમાં ૧૨૯ થી ૧૩૨ ગ્રે. અને ૬૨ થી ૬૬ ગ્રે.ના છે.

આ શ્રેણીમાં આ ભાતની ગૌણ કહેવાય તેવી ભાતના સિક્કાઓમાં પાછલી બાજુનું લખાણ વર્તુળ ક્ષેત્રમાં કે સિક્કાની ગોળાઈ પર છે, એટલે કે હાંસિયામાં ટંકશાળના નામવાળું લખાણ નથી. આવા ટંકશાળના નામ વિનાના પ્રાપ્ય સિક્કા હિ. સ. ૯૩૮ અને ૯૩૯માં ટંકાયા હતા અને તેઓનું વજન ૧૩૦ થી ૧૩૨ ગ્રે. અને ૬૪ થી ૬૭ ગ્રે. છે. એક સિક્કો ૩૧ ગ્રે.નો પણ મળ્યો છે.[૩૬]



બહાદુરશાહ પછી એના ભાઈ લતીફખાનનો પુત્ર મહમૂદશાહ ૩ જો ગાદીએ બેઠો.[૩૬અ] એનાં લકબ અને કુન્યા 'નાસીરુદ્દુન્યાવદ્દીન અબૂલફ્તહ' છે. એના

ઇ-૫-૧૬

સિક્કા ત્રણે ધાતુમાં ઉપલબ્ધ છે. અહીં એ હકીકત નોંધપાત્ર છે કે ગુજરાતના સુલતાનોના પ્રાપ્ય સોનાના સિક્કાઓમાં મહમૂદશાહ ૩ જાના સિક્કાઓની સંખ્યા સૌથી વધુ છે. માત્ર મોટી વહિયલ(જિ. સુરત)વાળા નિધિમાં જ એના ૬૩ સિક્કા મળ્યા છે;[37] એ પહેલાં પણ એના ૧૨ સિક્કા ઉપલબ્ધ હોવાની નોંધ છે. આ સિક્કા સોનાના પૂરા વજન–૧૮૫ ગ્રે.ના છે. એ મહમૂદશાહ ૩ જાની સંગીન નાણાપદ્ધતિના દ્યોતક છે. આમાંના એકેય સિક્કા પર ટંકશાળનું નામ નથી, પણ મોટી વહિયલવાળા નમૂનાઓમાં અંદર એક ટપકાવાળા નાના વર્તુળનું ચિહ્ન છે, જે મહમૂદશાહ બેગડાના તળાજાવાળા મિશ્રધાતુના બે સિક્કાઓ પર પ્રથમ વાર મળે છે.

આ સિક્કા બહુધા એકસરખી ભાતના છે. આગલી બાજુ પર મહમૂદશાહ ૧ લાના ચાંદીના સિક્કાઓમાં વપરાયેલ 'પરોપકારી ઈશ્વરમાં આસ્થા'વાળા સૂત્ર સાથે સુલતાનનાં લકબ અને કુન્યા છે[38] અને બીજી બાજુ પર ચોરસ ક્ષેત્રમાં એના પિતામહ અને પ્રપિતામહના સિક્કા જેવી ગોઠવણવાળા 'સુલતાન' બિરુદ સાથે એનું તેમ એના પિતાનું નામ તથા વર્ષ-સંખ્યા છે.[39]

સુલતાનના રાજ્યકાલના પ્રારંભના—હિ. સ. ૯૪૬-૯૪૯ માં ટંકાયેલા સિક્કાઓમાં વર્ષ-સંખ્યા નીચેના વૃત્તખંડમાં અંકિત છે, જ્યારે ચોરસ ક્ષેત્રમાં વર્ષ-સંખ્યાવાળા સિક્કા હિ. સ. ૯૪૯ માં અને એ પછી હિ. સ. ૯૫૬ સુધી દરેક વર્ષમાં અને હિ. સ. ૯૬૦ માં બહાર પડયા હતા.

મહમૂદશાહ ૩ જાના ચાંદીના સિક્કાઓની ભાતમાં પણ ખાસ વૈવિધ્ય નથી. પહેલી મુખ્ય ભાત એના સોનાની ચોરસ ક્ષેત્રમાં વર્ષવાળી ભાત જેવી છે. આ સિક્કા હિ. સ. ૯૫૦–૫૨ અને ૯૫૯ માં ટંકાયા હતા અને વજનમાં ૧૦૮ થી ૧૧૦ ગ્રે.ના છે; માત્ર એક નોંધાયેલો નમૂનો ૫૫ ગ્રે.નો છે.

ચાંદીની બીજી મુખ્ય ભાતમાં અંતે અજુનું લખાણ પહેલી ભાત જેવું છે, પણ એની ગોઠવણ ફરી ગઈ છે. આ ભાતના માત્ર હિ. સ. ૯૫૧ અને ૯૬૧ ના ૧૦૧ થી ૧૧૦ ગ્રે., ૫૩ ગ્રે. તથા (એક) ૩૫ ગ્રે. વજનના સિક્કા મળે છે.

તાંબામાં મહમૂદશાહના સિક્કા સારી સંખ્યામાં તેમજ ભાતોની વિવિધતાવાળા છે. એના એક સિક્કા પર નામનો એક વર્ણ દેવનાગરી લિપિમાં અંકિત છે. વજનની દૃષ્ટિએ આ સિક્કા સાત ભાગમાં વહેંચી શકાય : ૨૪૦ થી ૨૬૦ ગ્રે., ૧૯૮ થી ૨૨૧·૫ ગ્રે, ૧૬૪ થી ૧૭૩ ગ્રે., ૧૩૦ થી ૧૪૩ ગ્રે., ૬૫ થી ૭૫ ગ્રે., ૪૬ ગ્રે. અને ૩૨ થી ૩૭ ગ્રે. આ સિક્કાઓમાં અમુક પર ટંકશાળનું નામ મળે

છે. એક નવી જ ટંકશાળ દોલતાબાદ(વડોદરા)નો એનો એક સિક્કો મળ્યો છે. બીજી ટંકશાળો જેઓના સિક્કા મળ્યા છે તે મુહમ્મદાબાદ–ચાંપાનેર, અહમદાબાદ અને દીવની છે.

મહમૂદશાહ ૩ જાનું તાંબા-નાણું લખાણની દૃષ્ટિએ ત્રણ ભાતમાં વહેંચી શકાય : એકમાં માત્ર એનાં લકબ અને નામ, બીજીમાં લકબ અને કુન્યા ને એનું તેમ એના પિતાનું નામ, અને ત્રીજીમાં સોનાચાંદીની એક ભાત, જેમાં 'ઈશ્વરમાં આસ્થા'વાળા સૂત્ર સાથે લકબ કુન્યા અને એનું તેમ એના પિતાનું નામ છે. આ ત્રણ મુખ્ય ભાતોમાં ગોઠવણ લખાવટ–ક્ષેત્ર વર્ષ-સંખ્યા વગેરેના ઓછાવત્તા ફેરને લઈને વિવિધ ગૌણ ભાતો જોવામાં આવી છે.[૪૦]

આ ત્રણ ભાતો ઉપરાંત, એવો એક સિક્કો નોંધાયો છે કે જેમાં આગલી બાજુ પર પહેલી ભાતનું લકબવાળું લખાણ છે, પણ જુદી ગોઠવણ સાથે અને પાછલી બાજુ પર ચોરસ ક્ષેત્રમાં વર્ષ-સંખ્યા તેમજ સુલતાન અને એના પિતાનું નામ 'સુલતાન' બિરુદ સાથે હોવા ઉપરાંત નામનો એક વર્ણ દેવનાગરીમાં જોવા મળે છે.[૪૧]

મહમૂદશાહ ૩ જાના સમયમાં નાણા-પદ્ધતિમાં એક મહત્ત્વનો ફેરફાર થયો હતો. સૌરાષ્ટ્રનાં કચ્છ નવાનગર જૂનાગઢ અને પોરબંદર જેવાં પ્રધાન રજવાડાંમાં શાહી સિક્કાઓથી જુદા પણ એવી જ ભાતના ગુજરાતના સુલતાનનાં નામ લકબ વગેરે લખાણ સાથે દેવનાગરી લિપિમાં ત્યાંના રાજવીનું નામ ધરાવતા સિક્કાઓનું ચલણ ઈસવીના ૧૯મા શતક સુધી ચાલુ રહ્યું હતું. એનો આરંભ, અત્યાર સુધી મનાતું આવ્યું હતું તે પ્રમાણે, મુઝફ્ફરશાહ ૩ જાના સમયથી નહિ, પણ મહમૂદશાહ ૩ જાના સમયથી થયો હતો એ વિખ્યાત ઇતિહાસકાર અને સિક્કાશાસ્ત્રી પ્રિ. હોડીવાળા દ્વારા પુરવાર થયું છે.[૪૨]

મહમૂદશાહ ૩ જા પછી અહમદશાહ ૩ જો તખ્તનશીન થયો. એનો લકબ 'ગિયાસુદ્દુન્યાવદ્દીન', કુન્યા 'અબૂલ્‌મહામિદ' અને નામ 'અહમદશાહ' છે. એના પણ ત્રણે ધાતુઓમાં સિક્કા મળે છે, પણ તેઓની સંખ્યા તેમજ ભાતવૈવિધ્ય મર્યાદિત છે.[૪૩] લખાણમાં પણ એના સિક્કાઓમાં વિશેષતા નથી, સિવાય કે એના સિક્કાઓમાં એના અભિલેખોની જેમ 'ઈશ્વર પર મુખ્ય આધાર રાખનાર' ભાવાર્થવાળા એક નવા સૂત્રનો પ્રયોગ થયો છે.

સોનામાં અહમદશાહ ૩ જાના ચાર સિક્કા પ્રાપ્ત થયા છે. એમાંના મોટી વહિયલવાળા ત્રણ નમૂના પૂરા વજનના અને ચોથો જે લખનૌના મ્યુઝિયમમાં છે તે

અર્ધો વજનનો છે. આમાંના પૂરા વજનવાળા સિક્કાઓનું વજન પ્રકાશિત નોંધમાં આપ્યું નથી, અર્ધ મહોરનું વજન ૯૧.૫ ગ્રે. છે, એટલે આખી મહોર ૧૮૫ ગ્રે.ના ધોરણવાળી હોવી જોઈએ. આ સિક્કા અહમદશાહ ૩ જાના રાજ્યકાલના બીજા વર્ષ એટલે હિ. સ. ૯૬૨ તથા એ પછી હિ. સ. ૯૬૫ અને ૯૬૭માં ટંકાયા હતા. અલબત્ત ચાંદીના સિક્કા એના રાજ્યકાલના દરેક વર્ષ (હિ. સ. ૯૬૧ થી ૯૬૮)ના પ્રાપ્ય છે.

ચાંદીમાં એના નોંધાયેલા સોળેક જેટલા સિક્કાઓમાંથી વજનમાં બે ભારે—૨૨૧ અને ૨૨૨ ગ્રે.ના—છે, બાકીના ૧૬૬ થી ૧૬૭ ગ્રે., ૧૩૭ ગ્રે, ૧૦૪ થી ૧૧૧ ગ્રે., ૮૨ ગ્રે. અને ૫૩ થી ૫૫ ગ્રે.ના છે. તાંબામાં એના સિક્કાઓની સંખ્યા ઠીક ઠીક છે તેમજ એના રાજ્યકાલનાં બધાં વર્ષોના નમૂના ઉપલબ્ધ છે. તેઓનું વજન ૨૧૩ થી ૨૨૩ ગ્રે., ૧૬૩ થી ૧૭૭ ગ્રે., ૧૩૮ થી ૧૪૯ ગ્રે., ૭૯ થી ૮૭ ગ્રે. અને ૬૪ થી ૭૩ ગ્રે. છે.

મોટા ભાગના સિક્કાઓ પર ટંકશાળનું નામ અંકિત નથી. તાંબામાં અમુક નમૂનાઓ પર અમદાવાદમાં ટંકાયો હોવાનો ઉલ્લેખ છે.

અહમદશાહ ૩ જાના અનુગામીએ મુઝફ્ફરશાહ ૩ જાનાં લકબ કુન્યા તથા નામ 'શમ્સુદ્દુન્યા દ્દીન' 'અબૂન્નસ' 'મુઝફ્ફરશાહ' ધારણ કર્યાં. ગુજરાતના આ છેલ્લા સુલતાનના હિ. સ. ૯૬૮–૮૦ અને હિ.સ. ૯૯૧–૯૨ ના રાજ્યકાલ દરમ્યાન ટંકાયેલા સિક્કા ત્રણે ધાતુમાં ઉપલબ્ધ છે, જે મોટે ભાગે લખાણ ગોઠવણ વગેરે બાબતોમાં એના પુરોગામીઓના સિક્કાઓ જેવા છે.

મુઝફ્ફરશાહ ૩ જાના સોનાના સિક્કા ત્રણેક મળ્યા હોવાની માહિતી છે. આ ત્રણે સિક્કા એક જ ભાતના છે ને ૧૮૫ ગ્રે. વજનના છે. ચાંદીમાં એના પ્રાપ્ય સિક્કાઓની સંખ્યા ઠીક એવી છે, પણ એમાં ભાતો મર્યાદિત છે. એક ભાત લખાણની દૃષ્ટિએ સલ્તનતની સિક્કા-શ્રેણીમાં નવી જ ભાતનો ઉમેરો કરે છે. એમાં કલિમા[44] અને પહેલા ચાર ખલીફાઓવાળું લખાણ છે, જે અકબરના સિક્કાઓમાં મળે છે.[45] આ નવા લખાણવાળા સિક્કા વજનમાં ૧૭૪ ગ્રે. અને ૮૭ ગ્રે.ના અને બાકીના ૧૩૬ થી ૧૪૨ ગ્રે., ૧૧૦ થી ૧૧૮ ગ્રે.,  ૭૪ ગ્રે. અને ૩૫ થી ૩૬ ગ્રે.ના છે.

સોના કે ચાંદીના કોઈ સિક્કા પર ટંકશાળનું નામ મળ્યું નથી, પણ તાંબામાં અમુક સિક્કાઓ પર ટંકશાળનું નામ છે, જેમાંના મોટા ભાગના નમૂના અમદાવાદ અને ચાંપાનેરના છે. વળી તાંબાના સિક્કાઓની લખાણ તેમજ એની

ગોઠવણની દૃષ્ટિએ વિવિધ ભાતો છે, બલકે લખાણમાં મુઝફ્ફરશાહ ૩ જાના તાંબાના સિક્કાઓની અમુક વિશિષ્ટતા દૃષ્ટિગોચર થાય છે. એના અમુક સિક્કાઓમાં મુહમ્મદશાહ ૨ જાના સિક્કાવાળી પદ્ય-પંક્તિનો એનાં નામ અને લકબને અનુરૂપ બનાવી પ્રયોગ થયો છે. તદુપરાંત બેએક નમૂનાઓમાં અહમદશાહ ૩ જાના સિક્કાઓના આગલી બાજુનું લખાણ અપનાવવામાં આવ્યું છે. એકાદ નમૂનામાં એની કુન્યા 'અબૂન્નસ્ર'ના બદલે 'અબૂલમુજાહિદ' અંકિત છે. વજનમાં પણ તાંબાના સિક્કાઓમાં ઘણું વૈવિધ્ય છે: પ્રાપ્ય નમૂના ૨૧૪ થી ૨૨૦ ગ્રે., ૧૫૧ થી ૧૭૮ ગ્રે., ૧૨૯ થી ૧૪૭.૫ ગ્રે., ૯૮ થી ૧૦૦ ગ્રે., ૮૦ થી ૮૮ ગ્રે, ૬૮ થી ૭૧ ગ્રે. તેમજ ૩૫ ગ્રે.ના છે.

સોનાના ત્રણે સિક્કા એક ભાતના છે, જે લગભગ મુઝફ્ફરશાહ ૨ જાની સોનાની પહેલી મુખ્ય ભાત જેવી છે, એટલે કે આગલી બાજુ પર 'મહાદયાળુ ઈશ્વરના ટેકા પર આધાર રાખનાર' સૂત્રની સાથે સુલતાનનો લકબ અને કુન્યા છે અને પાછલી બાજુ પર ચોરસ ક્ષેત્રમાં વર્ષ-સંખ્યા અને 'સુલતાન' બિરુદ સાથે એનું તેમજ એના પિતાનું નામ છે. હાંસિયામાં લખાણને બદલે નકશીદાર સુશોભન છે. આ સિક્કા હિ. સ. ૯૬૯, ૯૭૦ અને ૯૭૭ ના મળ્યા છે.

ચાંદીની પહેલી ભાત આગલી બાજુ પર, સહેલાઈથી ઓળખી શકાય તેવા એક શબ્દના નહિવત્ જેવા સ્થળફેર સિવાય, સોનાના સિક્કા જેવી છે. બીજી ભાત ઉપરના જ લખાણવાળી, પણ ગોઠવણમાં સહેજ ફેરફારવાળી છે, એટલે કે મુઝફ્ફરશાહ ૨ જાની ચાંદીની જ પહેલી ભાતના અમુક નમૂના જેવી છે. આમાં એક નમૂના પર પાછલી બાજુનું લખાણ વર્તુળ ક્ષેત્રમાં છે તેમજ હાંસિયામાં લખાણનાં ચિહ્ન જણાય છે, પણ એકંદરે લખાવટ અણઘડ છે.[૪૬]

ચાંદીની ત્રીજી ભાતના માત્ર બે જ સિક્કા ઉપલબ્ધ હોવાની નોંધ છે, પણ તેની ભાતની દૃષ્ટિએ એનું મહત્ત્વ ઊલટું વધારે છે. આ સિક્કાઓમાં આગલી બાજુ પર ચોરસ ક્ષેત્રમાં ઇસ્લામનો મૂળભૂત સિદ્ધાંત કલિમા અને વૃત્તખંડોમાં પહેલા ચાર ખલીફાઓનો એક એક વિશેષ ગુણ દર્શાવનારાં સૂત્રો તથા પાછલી બાજુએ એવા જ ક્ષેત્રમાં વર્ષ-સંખ્યા અને 'સુલતાન' બિરુદ સાથે એનું તેમજ એના પિતાનું નામ તથા ઉપરની ભાતો કરતાં સાવ જુદી ગોઠવણવાળું અને હાંસિયામાં ટંકશાળનું નામ અંકિત છે.[૪૭]

સલ્તનતની આખી સિક્કા-શ્રેણીમાં કલિમા અને ચાર ખલીફાવાળાં સૂત્રોના લખાણવાળા આ માત્ર બે પહેલા અને આખરી ઉપલબ્ધ નમૂના છે, જે હિ.સ. ૯૯૧માં એટલે કે મુઝફ્ફરશાહ ૩ જાએ અકબરનું સર્વોપરિપણું ફગાવી

ગુજરાતમાં આવીને ફરી ગાદી હાથ કરી તે સમયમાં ટંકાયા હતા. એમાંથી એક આખો—૧૭૪ ગ્રે. અને બીજો—અર્ધો ૮૭ ગ્રે. વજનનો છે. ટંકાવાનો સમય તેમજ અકબરના કલિમા અને ખલીફાઓવાળા લખાણના સિક્કા જોતાં એમ અનુમાન કરી શકાય કે ગુજરાતી ટંકશાળોમાં શરૂ કરેલ મુઘલ સિક્કાઓની આગલી બાજુના સિક્કાનાં બીબાં બદલવામાં આવ્યાં ન હતાં. લખાવટ બનાવટ અને દેખાવમાં આ સિક્કા આકર્ષક છે.

મુઝફ્ફરશાહ ૩ જાની તાંબાની પહેલી ભાત લખાણની દૃષ્ટિએ અસામાન્ય જણાય. આમાં આગલી બાજુ પર એનું તેમ એના પિતાનું નામ છે તથા પાછલી બાજુ પર ટંકશાળનું નામ 'અહમદાબાદ' અંકિત છે, પણ વર્ષ-સંખ્યા[૪૯] નથી. આગલી બાજુ પર માત્ર સુલતાનના, એના પિતાના નામ સહિત કે વિનાના, નામવાળા સિક્કા ગુજરાત શ્રેણીમાં આમ પણ દુર્લભ છે,[૪૯] પણ એમના એક પર સુલતાનના નામ સાથે એના પિતાનું નામ ન હોવા ઉપરાંત બીજી બાજુ પર ટંકશાળનું નામ નથી. પ્રસ્તુત સિક્કાઓનું વજન ૧૭૦ ગ્રે. અને ૮૫ ગ્રે. છે.

તાંબાની બીજી ભાત પણ અમદાવાદમાં ટંકાયેલા સિક્કાઓની છે. આમાં ગુજરાત-શ્રેણીમાં સામાન્ય એવી અહમદશાહ ૧ લાના સમયમાં શરૂ થયેલી ભાત જેવું લખાણ—આગલી બાજુ પર સુલતાનનો લકબ અને વર્ષ-સંખ્યા અને પાછલી બાજુ પર ચોરસ ક્ષેત્રમાં 'સુલતાન' બિરુદ અને એનું નામ અને હાંસિયામાં ટંકશાળનું નામ અંકિત છે.[૫૦]

અમદાવાદની ટંકશાળમાંથી બહાર પડેલા સિક્કાઓની ત્રીજી ભાત બીજી ભાત જેવી છે, પણ એમાં આગલી બાજુ પર લકબ અને કુન્યાવાળું લખાણ છે અને વર્ષ-સંખ્યા પાછલી બાજુએ છે.[૫૧]

તાંબામાં ચોથી મુખ્ય ભાત પદ્યલખાણવાળી છે. આમાં આગલી બાજુ પર સુલતાને અપનાવેલી મુહમ્મદશાહ ૨ જાના સિક્કાવાળી પદ્યપંક્તિનું બીજું ચરણ છે અને પાછલી બાજુ પર વર્તુળ કે ચોરસ ક્ષેત્રમાં 'સુલતાન' બિરુદ સાથે એનું નામ અને વર્ષ-સંખ્યા છે ને અમુક હાંસિયામાં ટંકશાળના નામનો અંશ પણ જોવા મળે છે.[૫૨]

આવી જ પાછલી બાજુવાળા, પણ આગલી બાજુ પર સુલતાનના લકબના લખાણવાળા, પાંચમી ભાતના નમૂનાઓમાંના એકાદ પર ટંકશાળનું ઉપનામ શહ્રે મુઅઝ્ઝમ મળતું હોઈ બાકીના નમૂના પણ અમદાવાદ ટંકશાળના હશે એમ માનવામાં વાંધો નથી.[૫૩]

તાંબાની છઠ્ઠી ભાતના સિક્કા ઠીક ઠીક સંખ્યામાં મળે છે. આ ભાત સોના અને ચાંદીની મુખ્ય ભાત જેવી છે. એના લખાણની ગોઠવણફેર, ક્ષેત્રફેર કે એવા ઓછાવત્તા ફેરફારવાળા વિવિધ નમૂના ઉપલબ્ધ થાય છે.[૫૪]

તાંબાની સાતમી ભાતમાં એકેક સિક્કા છે, જેમાં આગલી બાજુ પર અહમદશાહ ૩ જાનું સૂત્રવાળું લખાણ છે અને પાછલી બાજુએ સુલતાનનું નામ અને વર્ષ-સંખ્યા છે. આમાંના એક સિક્કા પર હિ. સ. ૯૭૮ અંકિત છે.[૫૫]

## ટંકશાળો

ઉપલબ્ધ નમૂનાઓ પરથી સલ્તનતના સિક્કાઓમાં ટંકામણ-સ્થળનું નામ આપવાની પ્રથા એકંદરે પ્રચલિત હતી એ સ્પષ્ટ દેખાઈ આવે છે. સુલતાન મુઝફ્ફરશાહ ૧ લાના તો માત્ર અતિઅલ્પ સંખ્યામાં સિક્કા મળ્યા છે, જેમાંના એક પર પણ ટંકશાળનું નામ નથી, પરંતુ સુલતાન અહમદશાહ ૧ લાના સિક્કા પર સર્વ પ્રથમ ટંકશાળનું નામ મળે છે. એ પછી મુહમ્મદશાહ ૨ જા અને અહમદશાહ ૨ જાને બાદ કરતાં બાકી દરેક સુલતાનના ઓછાવત્તા સિક્કાઓ પર ટંકશાળનું નામ મળે છે.

આ પ્રમાણે અત્યાર સુધીમાં સાત ટંકશાળોનાં નામ મળ્યાં છે. ઐતિહાસિક સાધનોમાં પણ આ બાબત વધુ, બલ્કે કંઈ માહિતી મળતી નથી. ટંકશાળના નામ વિનાના સિક્કા આ સાતમાંથી એક ટંકશાળના હશે કે બીજી કોઈ અજ્ઞાત ટંકશાળ કે ટંકશાળોમાંથી બહાર પાડવામાં આવ્યા હશે એ કહેવું મુશ્કેલ છે. અમુક સિક્કાઓ પર કોઈ ચિહ્ન અંકિત મળે છે, જે સાધારણ રીતે ટંકશાળનું ચિહ્ન લેખાય છે. સલ્તનતની શ્રેણીમાં મળી આવતાં આવાં ૧૪ ચિહ્નોનો કોઠો સિંઘલે એમની પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમની સિક્કા-યાદીમાં આપ્યો છે, જેમાં આપેલાં ચિત્રો પરથી ઓછામાં ઓછાં બે વધારાનાં ચિહ્ન ઉમેરી શકાય. આ ચિહ્નો સાચે જ એક યા બીજી ટંકશાળ સાથે સંકલિત છે કે માત્ર અલંકારરૂપે છે એ વિશે નિશ્ચિત અભિપ્રાય બાંધી શકાય એમ નથી, પણ આ ચિહ્નો અલંકાર-યોગ્ય કલાત્મક કે સુંદર ઘાટ કે આકારનાં હોઈ તેમજ બધા સિક્કાઓ પર નહિ, પણ અમુક સિક્કાઓ પર જ મળતાં હોઈ, અને તેઓની સંખ્યા પણ નાની હોઈ, તેઓ ટંકશાળ સાથે સંકળાયેલાં હોય એમ માનવું વધુ ઇષ્ટ છે. અત્યાર સુધી માત્ર એક ચિહ્ન એવું મળ્યું છે કે જે બે ટંકશાળનાં નામ ધરાવનારા સિક્કાઓ પર મળ્યું છે. ઊડતા પક્ષી કે ફૂલ જેવું આ ચિહ્ન બાદશાહના એક ચાંપાનેરના અને અહમદશાહ ૩ જાના એક અમદાવાદના સિક્કા પર અંકિત કહેવાય છે,

એટલે કે એક ટંકશાળ માટે જ એક કે વધુ ચિહ્ન નિર્ધારિત થયાં હશે એમ ન લાગે, પણ ઉપર્યુક્ત એમાંથી એક સિક્કાનું ચિત્ર ન આપ્યું હોવાથી,[૫૬] આ સિક્કા એ જુદી ટંકશાળોના જ છે એ નિશ્ચિત ન થાય ત્યાંસુધી અમુક ચિહ્ન કે ચિહ્નો અમુક ટંકશાળ માટે નિર્ધારિત હશે એવી અટકળ સાવ પાયા વગરની ન ગણાય.

### ૧. અહમદાબાદ (અમદાવાદ)

સુલતાન અહમદશાહ ૧ લાએ ઈ.સ. ૧૪૧૧ માં વસાવેલા આ નગરમાં શાહી ટંકશાળ હોય એ દેખીતું છે; પણ આ ટંકશાળમાંથી બહાર પડેલા સિક્કાઓમાંથી આ ટંકશાળનું નામ ધરાવનારો એનો એક પણ સિક્કો મળ્યો નથી, એટલું જ નહિ, પણ આવો સિક્કો સર્વ પ્રથમ મહમૂદશાહ ૩ જાનો હિ.સ. ૯૫૯માં ટંકાયેલો મળે છે,[૫૭] એ આશ્ચર્યજનક લાગે છે. ચાંદીના આ એક સિક્કા ઉપરાંત અહીંથી હિ.સ. ૯૯૧ માં બહાર પડેલો મુઝફ્ફરશાહ ૩ જાનો એટલે કે એનો બીજા રાજ્યકાલનો મળ્યો છે.[૫૮] આ બે નમૂનાઓ સિવાય સોના કે ચાંદીમાં અમદાવાદનો એક પણ સિક્કો મળ્યો નથી એ સૂચક છે. તાંબામાં પણ મહમૂદશાહ ૩ જાના સમયના તેમજ એ પછીના સિક્કા મળ્યા છે. એના હિ.સ. ૯૫૩–૯૫૭, ૯૬૦, અહમદશાહ ૩ જાના હિ.સ. ૯૬૪ અને મુઝફ્ફરશાહ ૩ જાના હિ.સ. ૯૭૦ ને ૯૭૭–૭૮માં બહાર પડેલા સિક્કા મળ્યા છે. આ બધા સિક્કાઓની સંખ્યા નાની છે.[૫૯]

પણ અહમદશાહ ૧ લા અને બીજા સુલતાનોના સોના ચાંદી તેમજ તાંબાના સિક્કા શાહી ટંકશાળમાંથી બહાર તો પડયા હોવા જોઈએ. રેવ. ટેલરના મતે રાજધાનીની આ શાહી ટંકશાળ આખા સલ્તનત કાલમાં, ઉપર જણાવ્યા મુજબ, થોડાં જ વર્ષો દરમ્યાન ચાલુ કે સક્રિય રહી હોય કે એમાંથી આટલી ઓછી સંખ્યામાં અને એ પણ બહુધા તાંબાના સિક્કા ટંકાયા હોય એ અસંભવિત, બલકે એટલું અસંભવિત છે કે ટંકશાળના નામ વગરના ગુજરાતના બધા સિક્કા અમદાવાદની ટંકશાળમાંથી બહાર પડયા હતા એવી ધારણા કરવામાં વાંધો નથી. સલ્તનતની પહેલી ટંકશાળ–સર્વ પ્રથમ સ્થપાયેલી અને રાજધાનીમાં હોવાને લઈને મહત્ત્વમાં પણ પ્રથમ તરીકે વિખ્યાત હોઈ, ટંકશાળનું નામ એ સિક્કાઓ પર અંકિત કરવાની આવશ્યકતા ન જણાઈ હોય. આનાથી ઊલટું, બીજી ટંકશાળોમાંથી બહાર પડેલા સિક્કાઓની વિશેષતા જાણવા ખાતર, સિક્કાઓ ઉપર ત્યાંની ટંકશાળનું નામ અંકિત કરવામાં આવ્યું હોય એ સ્વાભાવિક છે.[૬૦]

ઉપલબ્ધ અમુક નમૂનાઓ પર ટંકશાળના નામ સાથે 'અહમદાબાદ' અને તે માનાર્હ ઉપનામ ऩह्रे मुअज़्ज़म અર્થાત્ 'સૌથી મહાન નગર' મળે છે. મુઝફ્ફરશાહ ૩ જાના ઉપર્યુક્ત હિ. સ. ૯૯૧ ના સિક્કામાં માનાર્હ ઉપનામ નથી. એના બીજા બે સિક્કાઓમાં दारुद–दर्ब શબ્દ 'અહમદાબાદ' સાથે મળે છે, તેને માનાર્હ ઉપનામ લેખવો ઉચિત નથી.[૬૧]

**૨. અહમદનગર**

હાલ હિંમતનગર તરીકે ઓળખાતા આ નગરની સ્થાપના સાથે જ ત્યાં ટંકશાળ સ્થપાઈ હતી એ અહીંથી બહાર પડેલા હિ. સ. ૮૨૯ ના સિક્કા પરથી જણાય છે.[૬૨]

આ શહેરનું માનાર્હ ઉપનામ સિક્કાઓ પર शह्रे हुमायूं અર્થાત્ 'શુકનવંતું, શુભ નગર' અંકિત છે.

આ ટંકશાળ માત્ર અહમદશાહ ૧ લાના સમયમાં જ અને એ પણ એના તાંબાના નાણા માટે સક્રિય રહી હોય એમ ઉપલબ્ધ સિક્કાઓ પરથી જણાય છે. આ ટંકશાળના હિ. સ. નાં ૮૩૪ વર્ષ બાદ કરતાં એના રાજ્યકાલના દરેક વર્ષના સિક્કા પ્રાપ્ય છે.[૬૩] બીજા કોઈ પણ સુલતાનનો એક પણ સિક્કો હજુ અહીંથી મળ્યો નથી.

**૩. મુસ્તફાબાદ (જૂનાગઢ)**

મહમૂદશાહ બેગડાએ સોરઠ–વિજય પછી હિ.સ ૮૭૫ માં જૂનાગઢનું નામ ઇસ્લામના પેગમ્બર સાહેબના 'મુસ્તફા' ઉપનામ પરથી 'મુસ્તફાબાદ' રાખ્યું હતું. આખા સોરઠ પ્રાંતમાં એ સમયે આ અગત્યનું સ્થળ હોઈ ત્યાં ટંકશાળ રાખવાનો વિચાર આવ્યો હોય એ સ્વાભાવિક છે. મહમૂદશાહના અહીંથી બહાર પડેલા ચાંદી તેમજ મિશ્રિત ધાતુના ઠીક ઠીક સંખ્યામાં અને તાંબામાં સારી સંખ્યામાં સિક્કા મળ્યા છે.[૬૪] અનુગામીઓમાં એના પુત્ર મુઝફ્ફરશાહ ૨ જાના માત્ર ચાંદીના બે સિક્કા મળ્યા છે.[૬૫]

આ સિક્કાઓ સોરઠ-વિજય હિ. સ. ૮૭૫માં થયો તે પછી ચોથા વર્ષથી લઈ મહમૂદશાહ બેગડાના લગભગ અંતકાળ હિ. સ. ૯૧૫ સુધીનાં લગભગ બધાં વર્ષોના મળે છે.[૬૬] એના પુત્ર મુઝફ્ફરશાહ ૨ જાના સમયમાં પણ આ ટંકશાળ ચાલુ રહી હતી એ એના ઉપર્યુક્ત હિ.સ. ૯૨૬ ટંકામણ વર્ષ છે. એટલે ઓછામાં ઓછું હિ.સ. ૯૨૬ સુધી ટંકશાળ ચાલુ રહી હતી એમ કહી શકાય



સુલતાન મહમૂદશાહના આ ટંકશાળના સિક્કાઓની ખાસ કરીને જુદાં જુદાં ભૌમિતિક લખાણક્ષેત્રો નોંધપાત્ર છે.

મુસ્તફાબાદના એક પણ પ્રાપ્ય નમૂના પર નગરનું અસલ નામ 'જૂનાગઢ' અંકિત મળતું નથી એ હકીકતની નોંધ લેવી ઘટે.

મુસ્તફાબાદનું માનાર્હ ઉપનામ શહ્રે આઝમ અર્થાત્ 'સૌથી મોટું નગર' છે.

## ૪. મુહમ્મદાબાદ (ચાંપાનેર)

હિ.સ. ૮૮૯માં ચાંપાનેર જીતી મહમૂદશાહ બેગડાએ તેનું નામ 'મુહમ્મદાબાદ' રાખ્યું. આ નવા નગરમાંથી બહાર પડેલા સિક્કાઓ પર એનું નામ ત્રણ રીતે અંકિત છે : 'મુહમ્મદાબાદ', 'મુહમ્મદાબાદ ઉર્ફે ચાંપાનેર' અને 'ચાંપાનેર'. એમાં ચાંપાનેરવાળા સિક્કાઓ સિવાય બીજાં બે નામ સાથે માનાર્હ ઉપનામ શહ્રે મુકર્રમ અર્થાત્ 'માનવંતુ નગર'નો પ્રયોગ થયો છે.

ગુજરાતની બધી ટંકશાળોમાં અહીંની ટંકશાળ વધુ સમય સુધી ક્રિયાશીલ રહી હતી એમ ઉપલબ્ધ નમૂનાઓ પરથી જણાય છે. આ ટંકશાળનો સર્વપ્રથમ ઉપલબ્ધ સિક્કો હિ.સ. ૮૯૧ એટલે ચાંપાનેર-વિજયના બે વર્ષ પછીનો છે[૬૭] તેમજ છેલ્લો સિક્કો મુઝફ્ફરશાહ ૩ જાનો હિ. સ. ૯૭૭નો છે.[૬૮] બીજું આ ટંકશાળમાંથી સૌથી વધુ સુલતાનોએ બહાર પાડેલા સિક્કા ઉપલબ્ધ છે. એમાં મહમૂદશાહ ૧ લા (બેગડો), મુઝફ્ફરશાહ ૨ જા, બહાદુરશાહ, મહમૂદશાહ ૩ જા અને મુઝફ્ફરશાહ ૩ જાના સિક્કાઓનો સમાવેશ થાય છે.[૬૯]

ચાંપાનેર ટંકશાળની, પ્રાપ્ય સિક્કાઓ જોતાં, બીજી એક વિશિષ્ટતા એ છે કે અહીંથી બહુધા ચાંદીના સિક્કા બહાર પડયા હતા. ચાંદીની તુલનાએ અહીં ટંકાયેલા તાંબાના સિક્કાઓની સંખ્યા અલ્પ છે. મહમૂદશાહના એક કે બે સિવાય બાકીના સિક્કા ચાંદીના છે.[૭૦] મુઝફ્ફરશાહના બંને સિક્કા ચાંદીના છે.[૭૧] મહમૂદશાહ ૧ લાના ઉપર્યુક્ત બે નમૂનાઓ ઉપરાંત બહાદુરશાહ,[૭૨] મહમૂદશાહ ૩ જા[૭૩] અને મુઝફ્ફરશાહ ૩ જાના ઉપલબ્ધ નમૂના તાંબાના છે, જેમાં છેલ્લા બે સુલતાનોનો માત્ર એક એક નમૂનો મળે છે.[૭૪] આમાં મુઝફ્ફરશાહ ૨ જા, બહાદુરશાહ અને મહમૂદશાહ ૩ જાના સિક્કાઓ પર કેવળ માનાર્હ ઉપનામ સાથે નગરનુ નામ 'મુહમ્મદાબાદ' મળે છે, જ્યારે મુઝફ્ફરશાહ ૩ જાના સિક્કા પર માત્ર મૂળ નામ 'ચાંપાનેર' અંકિત છે.

ચાંપાનેરના સિક્કાઓમાં પણ મુસ્તફાબાદ(જૂનાગઢ)ના સિક્કાઓ જેવું ભાત-નું વૈવિધ્ય છે



## ૫. દીવ

સોરાષ્ટ્રમાં આવેલા દીવ ટાપુમાં દીવ શહેર ખાતે પણ એક ટંકશાળ હતી એવું અમુક ઉપલબ્ધ સિક્કાઓ પરથી પ્રતીત થાય છે. અત્યાર સુધી આ

ટંકશાળના છએક સિક્કા મળ્યા છે, જેમાં ત્રણ ચાંદીના અને બે તાંબાના મહમૂદશાહ ૧ લાના[૭૫] અને એક તાંબાનો મહમૂદશાહ ૩ જાનો[૭૬] છે. આમાંથી પૂર્વોક્ત ચાંદીના સિક્કાઓ પર ટંકામણ-વર્ષ હિ. સ. ૯૦૦ છે. તાંબામાં માત્ર મહમૂદશાહ ૩ જાના સિક્કા પર હિ. સ. ૯૫૮ છે. આમ દીવની ટંકશાળ બહુધા મહમૂદશાહ ૧ લાના સમયમાં સક્રિય હતી, પણ એના માત્ર એક વર્ષના અને એ પણ અલ્પ સંખ્યામાં અહીંના સિક્કા ઉપલબ્ધ છે એ આશ્ચર્યજનક ગણાય. એ જ પ્રમાણે મુઝફ્ફરશાહ ૨ જા અને બહાદુરશાહના સમયમાં મલિક અયાઝ અને એના પુત્રો જેવા શક્તિશાળી અમીરો અને સરદારો જ્યાં નિયુક્ત હતા તે દીવનું રાજકીય તેમજ નૌકામથક હોવા ઉપરાંત વિદેશો સાથેના વ્યાપારના મથક તરીકેનું મહત્ત્વ હતું એ જોતાં પણ આ સુલતાનોમાંથી એકેયનો કોઈ સિક્કો અહીંનો મળ્યો નથી, એ પણ આશ્ચર્યજનક છે. મહમૂદશાહ ૩ જાના પ્રાપ્ય સિક્કા પરથી એમ કહી શકાય કે એના સમયમાં થોડા સમય માટે ફરી એ ક્રિયાશીલ બની હતી. આનો અર્થ એ ઘટાવી શકાય કે સુલતાન બહાદુરશાહના મૃત્યુ પછી દીવ પોર્ટુગીઝોના કબજામાં ગયું એ પછી મહમૂદશાહ ૩ જાએ એ પાછું મેળવવાના અથાક પ્રયાસ કર્યા હતા એ દરમ્યાન થોડા સમય માટે હિ.સ. ૯૫૮ માં કોઈ સમયે એની ત્યાં સત્તા સ્થપાઈ હતી, અલબત્ત આ દીવ-ટંકશાળનો સિક્કો સાચે જ એનો હોય[૭૭] તો. આ સિક્કાઓ પર શહેરનું નામ खित्त-ए-दीव અર્થાત્ 'કોટબંધ નગર દીવ' અથવા 'દીવપ્રદેશ' અંકિત છે.

**૬. બુરહાનપુર**

મુઝફ્ફરશાહ ૨ જાના હિ.સ. ૯૨૧-૨૩ અને ૯૨૬ માં ટંકાયેલા અમુક ચાંદીના તેમજ હિ.સ. ૯૨૦-૨૩માં ટંકાયેલા અમુક તાંબાના સિક્કાઓ પર 'બુરહાનપુર' નામ મળે છે.[૭૮]

આ બુરહાનપુર એ મધ્યપ્રદેશના પૂર્વનિમાડ જિલ્લામાં આવેલ એક વખત-ની ખાનદેશના ફારૂકી રાજાઓની રાજધાની બુરહાનપુર છે. આ ટંકશાળના હિ.સ. ૯૨૦ અને હિ.સ. ૯૨૬ વચ્ચે બહાર પડેલા માત્ર મુઝફ્ફરશાહ ૨ જાના જ ચારેક ચાંદી[૭૯] અને પાંચેક તાંબાના સિક્કાઓ[૮૦] સિવાય બીજો એક પણ સિક્કો પ્રાપ્ત થયો નથી એ જોતાં અહીં માત્ર મર્યાદિત સમય માટે ગુજરાતનો સુલતાનના સિક્કા ટંકાયા હતા એમ માનવું પડે.



**૭. દોલતાબાદ**

મહમૂદશાહ ૩ જાના મળી આવેલા બે સિક્કાઓ[૮૧] પરથી સલ્તનતની એક નવી ટંકશાળ દોલતાબાદ-વડોદરા ખાતે હતી એ સિદ્ધ થાય છે. આમાંના

એક નમૂના પર ટંકશાળનું નામ સાવ સ્પષ્ટ છે અને એના પાઠ વિશે શક નથી.[૮૨] આ સિક્કા પર દોલતાબાદ (દોલત આબાદ) અંકિત છે, આ ઉપરાંત વડોદરા માટે ફારસી ઇતિહાસ પુસ્તકોમાં વપરાતા શબ્દ "બરોદા"નો "બર" અંશ પણ વંચાય છે એટલે દોલતાબાદ–વડોદરા ખાતે ટંકશાળ હતી એ નિઃશંક છે. મુઝફ્ફરશાહ ૨ જાએ રાજ્યારોહણના થોડા સમય બાદ વડોદરા તરફ પ્રસ્થાન કરી ત્યાં દોલતાબાદ શહેર વસાવ્યું હતું એમ ઇતિહાસકારોએ નોંધ્યું છે,[૮૩] એટલે દોલતાબાદ—વડોદરા ખાતે એના સમયમાં ટંકશાળ સ્થપાઈ હોય એ બનવાજોગ છે, પણ ત્યાંનો એનો કે એના ત્રણમાંથી એક પણ પુત્રનો સિક્કો હજુ સુધી મળ્યો નથી.

અહીંના મહમૂદશાહ ૩ જાના સિક્કાઓ પર વર્ષ નથી.

ટૂંકમાં, દોલતાબાદની ટંકશાળ મુઝફ્ફરશાહ ૨ જાના સમયથી લઈને મહમૂદશાહ ૩ જાના સમય સુધી રહી હોય એમ જણાય છે.

આ ઉપરાંત બ્રિટિશ મ્યુઝિયમ લંડનના એક હિ.સ. ૯૭૧ ના મુઝફ્ફરશાહ ૩ જાના સિક્કાને ત્યાંની યાદીમાં અનિશ્ચિતરૂપે 'શાદિયાબાદ' ટંકશાળનો લખ્યો છે.[૮૪] શાદિયાબાદ નામનું કોઈ ઐતિહાસિક સ્થળ ગુજરાતમાં નથી, પણ માળવાના રાજધાની માંડૂનું ઉપનામ 'શાદિયાબાદ' હતું એ ઐતિહાસિક હકીકત છે. એટલે હિ.સ. ૯૭૧ નો આ સિક્કો એ સમયે મુઘલ સામ્રાજ્યમાં મેળવી દેવાયેલા માળવાની રાજધાનીમાં ટંકાયો હોય એ અસંભવિત છે. વળી રેવ. ટેલરના મતે આ સિક્કો મુઝફ્ફરશાહ ૩ જાના તંબાની એ ભાતને મળતો છે, જેમાં આગલી બાજુ પર પદ્યપંક્તિનું બીજું ચરણ અને બીજી બાજુ માત્ર સુલતાનનું નામ અને વર્ષ-સંખ્યા[૮૫] છે એટલે આ સિક્કાની ટંકશાળ વિશે નિર્ણયાત્મક અભિપ્રાય સિક્કાના નિરીક્ષણ વગર શક્ય નથી.

આમ અત્યાર સુધી ઉપલબ્ધ માહિતી પ્રમાણે સલ્તનતની ઉપર મુજબ સાત ટંકશાળ હતી એમ માનવું રહ્યું

## પાદટીપ

૧. સમગ્ર ભારતની સિક્કા-શ્રેણીમાં બંગાળ પછી આ બાબતમાં ગુજરાતનો નંબર આવે એમ કહેવામાં સહેજ પણ અત્યુક્તિ નથી.

૨. સામાન્ય રીતે મુસ્લિમ રાજવીઓના નામના, અરબી નામોના અનુસરણમાં, ત્રણ ભાગ કે અંશ હોય છે : લકબ કે ખિતાબ ( દા.ત., નાસિરુદ્દુન્યાવદ્દીન=રાજ્ય અને

ધર્મના સહાયક), કુન્યા (અરબોમાં પુત્ર કે પિતાના નામ પરથી ઓળખવવાની પ્રથા પરથી ફલાણાનો કે ફલાણી વસ્તુનો પિતા દા.ત., અબૂબક્ર=બક્રનો પિતા, અબુલ્ફત્હ=વિજયનો પિતા); અને નામ પોતે.

૩. દક્ષિણના બહમની અને માળવાના સિક્કાઓમાં આ પ્રકારનાં સૂત્રોનું ઘણું વૈવિધ્ય છે.

૪. 'ખલીફા' એટલે પૃથ્વી પર અલ્લાહનો પ્રતિનિધિ, જેની અનુમતિ સિવાય પૃથ્વીના કોઈ ભાગમાં કોઈને સત્તા ચલાવવાનો અધિકાર નથી. જયાંસુધી નામનો ખલીફા રહ્યો ત્યા સુધી પણ એની ઔપચારિક અનુમતિ લેવાતી. પાછળથી સ્વતંત્ર શાસકોએ આવી અનુમતિ લેવાનું બંધ કરી ક્વચિત્ પોતાને 'ખલીફા' તરીકે ઓળખાવવાનું શરૂ કર્યું.

૫. સિક્કાના નામનો અભાવ ગુજરાતમાં જ નહિ, પણ લગભગ ભારતની આખી ઇસ્લામી સિક્કા-શ્રેણીમાં જોવા મળે છે.

૬. આના વિગતવાર વર્ણન માટે જુઓ Rev. George P. Taylor, 'Coins of the Gujarat Sultanat', *Journal of the Bombay Branch of the Royal Asiatic Society of Great Britain and Ireland* (*JBBRAS*), Vol. XXI, pp. 320–25; *Ibid.*, *New Series*, Vol. II, pp. 19–52; C. R. Singhal, *Catalogue of the Coins in the Prince of Wales Museum of Western India, Bombay* (*PWMC*), pp. XXXI f.

૭. મુઝફ્ફરશાહ ૨ જાના પુત્ર સિકંદરશાહના ચાંદીના સિક્કા મળ્યા એ પહેલાં આ અભિપ્રાય બંધાયો હતો. સિકંદરશાહના ૨૦૯.૫ અને ૨૦૭.૮૬ ગ્રે. તેમજ ૧૦૩.૩૯ ગ્રે.ના એવા ચાંદીના સિક્કા મળ્યા છે એટલે ચાંદીમાં પણ બે એકમ હોય એમ લાગે છે.

૮. ઉપલબ્ધ સિક્કાઓમાં આ દિશામાં કચ્છના રાવે પહેલ કરી હોવાનું દર્શાવે છે.

૯. *PWMÇ*, Nos. 30–74

૧૦. *Ibid.*, Nos. 105–117

૧૧. *ibid.*, No. 127 a

૧૨. સરખાવો *Ibid.*, No. 144 અને H. Nelson Wright, *The Coins and Metrology of the Sultans of Delhi*, Nos. 920, 938–941 B.

૧૩. *Journal of the Numismatic Society of India* (*JNSI*), Vol. III, p. 109; C. R. Singhal, *Bibliography of Indian Coins*, part II, p. 48, No F. 13



૧૪. અહીં એક વિરોધાભાસી હકીકતની નોંધ લેવી ઘટે કે ગુજરાતના સુલતાનોના સૌથી વધુ પ્રાપ્ય સોનાના સિક્કા મહમૂદશાહ ૧ લા(બેગડા)ના નહિ, પણ પ્રમાણમાં નબળા ગણાતા મહમૂદશાહ ૩ જાના નોંધાયા છે.

૧૫. *JNSI*, Vol. I, p. 40, pl. VII C; Vol. XV. p. 224, Nos. 11-19

૧૬. સંધિ સાથે ઉચ્ચાર ખ઼િત્ત–એ–દીવ. 'ખિત્તા' શબ્દનો અર્થ 'કિલ્લાબંધ નગર' તેમજ 'પ્રદેશ' 'વિભાગ' 'જિલ્લો' વગેરે થાય છે.

૧૭. સરખાવો *Numismatic Supplement (NS)*, Vol. XVII, p. 131, pl. XIV, I, *PWMC*, No. 321.

૧૮. *JNSI*, Vol. XVIII, p. 216, pl. X, Nos. 11 f.

૧૯. *PWMC*, Nos. 303-08, 311-14, 318-19

૨૦. *Ibid*, No. 408 ૨૧. *Ibid*., No. 409, ૨૨. *Ibid*, No. 418

૨૩. મહમૂદશાહ ૧ લાના સિક્કાઓમાં ख़ुल्लिदमुल्कुहू મળે છે.

૨૪. મુઝફ્ફરશાહ ૨ જાનો ચાંદીમાં નાણાકીય એકમ ૬૦ કે ૬૪ રતી એટલે ૧૦૮ કે ૧૧૫.૨ ગ્રે. વજનવાળા સિક્કાનો હતો એ બાબતમાં સિક્કાશાસ્ત્રીઓ એકમત છે. પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમની યાદીના સંકલનકારે પણ આ એકમ નોંધ્યો છે. સાથે એ જ યાદીમાં એમણે એક સિક્કા(*PWMC*, No. 445)નું વજન ૧૭૨ ગ્રે. નોંધ્યું છે, પણ પ્રસ્તાવના (*Ibid*., p. xxxii)માં આ મહત્ત્વના વજનનો ઉલ્લેખ કર્યો નથી એ સમજાતું નથી. અલબત્ત ૧૧૨ ને બદલે ૧૭૨ મુદ્રણદોષ હોય હોય એ સંભવિત છે.

૨૫. અલબત્ત મહમૂદશાહ ૧ લાનો ૩૧૮ ગ્રે. વજનનો સિક્કો અપવાદરૂપ છે (*Ibid*., No. 408).

૨૬. *Ibid*., No. 512

૨૭. *JNSI*, Vol. IV, p. 151, pl. XIII C; Vol. IX, p. 119. pl. VIII, Nos. 3 f. આમાંનો એક અડધો છે.

૨૮. *Ibid*, Vol. VI., pp. 48 f. and plate

૨૯. *PWMC*, Nos. 513-16; *NS*, No. XLII, p. 40

૩૦. *JNSI*, Vol. II, p. 133; Vol. VI, pp. 46 f.

૩૧. એક ચાંદીના સિક્કા(*PWMC*, No. 523)માં લકબ 'નાસીરુદ્દુન્યાવદ્દીન' અને કુન્યા 'અમૂન્નસ' તથા બીજા એક નમૂના(*Ibid*., No. 524)માં 'નાસીર'ની જગ્યાએ 'શમ્સ' હોવાની નોંધ છે. એ પ્રમાણે એક તાંબાના સિક્કા (*Ibid*, No. 534) પર એની કુન્યા 'અબુલમુઝફ્ફર' અંકિત હોવાની નોંધ છે. આ સિક્કા વિચિત્ર ગણાય.

૩૨. *PWMC*, No. 517 ૩૩. *Ibid*, Nos. 526-3111



૩૪. *Ibid*., Nos. 534-578

૩૫. 'શાહે હિંદ' શ્રેણી પર હોડીવાલાનો વિસ્તૃત લેખ *NS*. Vol. XL, pp. 28 ff. પર છપાયો છે.

૩૬. *PWMC*, Nos. 595-99 ૩૭. *JNSI*, Vol. XV, p. 225

૩૬અ. દરમ્યાન પડાયેલા મુહમ્મદશાહ ૩ જાના સિક્કાઓ માટે જુઓ પાછળ પૃ. ૧૨૨—સં.

૩૮. મહમૂદશાહ ૩ જાનાં લકબ અને કુન્યા મહમૂદશાહ ૧ લા અને મહમૂદશાહ ૨ જાના જેવાં છે.

૩૯. *PWMC*, Nos. 600–606

૪૦. *Ibid.*, Nos. 630–716

૪૧. *Ibid.*, No. 658, પણ આ શ્રી સિંઘલ જણાવે છે તેમ મહમૂદનો અંશ છે તે કહેવું મુશ્કેલ છે. *PWMC*, p. xxvi પર કહ્યા મુજબ દ સાવ સ્પષ્ટ નથી, તેમજ મૂ કરતાં મ જેવું તેમજ મ પહેલાં જે અંશ ह ગણ્યો છે તે કાના (આના અંતર્ગત સ્વરચિહ્ન) જેવો લાગે છે.

૪૨. આ વિષય પર વિસ્તૃત ચર્ચા માટે જુઓ પ્રિ. હોડીવાલાનો લેખ, *JBBRAS*, Vol. II, *New series*, pp. 32–35.

૪૩. *JNSI*, Vol. XV. p. 225, Nos. 128–30; *PWMC*, Nos. 717a, 718–769

૪૪. જનસમુદાયમાં આ શબ્દનો ઉચ્ચાર સાધારણ રીતે 'કલ્મો' કરવામાં આવે છે.

૪૫. આવા પ્રાચ્ય સિક્કા અકબરના ગુજરાત-વિજય પછી ફરી એક વાર હિ.સ. ૯૯૧-૯૨ માં મુઝફ્ફરશાહ ૩ જાએ સત્તા કબજે કરી હતી તે સમયના છે.

૪૬. *PWMC*, No. 819

૪૭. *PWMC*, Nos. 817 f.

૪૮. *Ibid.*, Nos. 820 f.

૪૯. ઉપર જોયું તેમ મહમૂદશાહ ૧ લાનો એક અને બહાદુરશાહના પાંચ સિક્કા નોંધાયા છે. પણ એમાંના એકેયમાં સુલતાનના નામ સાથે એના પિતાનું નામ નથી.

૫૦. *PWMC*, Nos. 846 f. આમાં No. 846 માં વર્ષસંખ્યા બંને બાજુએ છે.

૫૧. *Ibid.*, Nos. 840, 842

૫૨. *Ibid.*, Nos. 848–853

૫૩. *Ibid.*, Nos. 859 a-b, 860–64, 867

૫૪. *Ibid.*, Nos. 872–25

૫૫. *Ibid.*, No. 889માં લખાણ આંશિક છે, પણ પ્રિ. હોડીવાલાનો નમૂનો પૂરા લખાણ તથા વર્ષવાળો છે (*JBBRAS*, Vol. II, *New series*, p. 26. No 30).

૫૬. *PWMC*, Nos. 579 and 787

૫૭. *Ibid.*, No., 628

૫૮. *Ibid.*, No. 817

૫૯. *Ibid.*, No. 665 a, 666-68, 670-71, 672-73, 675, 678 a, 786-87, 789-90, 820-21, 844-45, 860, 864



૬૦. *JBBRAS*, Vol. XXI, p. 315

૬૧. *PWMC*, Nos. 820-21. રેવ. ટેલર (*Ibid.*, p. 314) અને એમના અનુસરણમાં શ્રી સિંઘલ (*PWMC*, p. xxviii) આ શબ્દોનો અર્થ 'the seat of mint' કરીને એને ઉપનામ તરીકે ગણે છે, પણ દારુદ્-દર્બનો અર્થ (દાર=ઘર અને અદ્-દર્બ=ટંકામણ) ટંકામણનું ઘર અથવા ટંકાવાની જગ્યા એટલે ટંકશાળ થાય.

૬૨. *PWMC*, No. 30 ૬૩. *Ibid.*, Nos. 30-43, 45-48, 50-53, 56-60, 62, 66-68, 70-81, 82-83, 94-101

૬૪. *Ibid.*, Nos. 153-56, 158-60, 162-64, 176-80, 182-88, 190, 194-96, 305-08, 311-16, 318, 320, 325-32 a, 336, 339, 341-50, 351b-52, 355, 355 b, 356, 360, 374, 376-77, 379, 391

૬૫. *Ibid.*, Nos. 438, 446

૬૬. એક સિક્કા (*PWMC*, No. 303) પર હિ. સ. ૮૭૧ અંકિત હોવાની નોંધ છે. આ વર્ષમાં મહમૂદશાહે ગિરનાર પર ચડાઈ કરી હતી ત્યારે એ ટંકાયો હોય એવું અનુમાન કરી શકાય, પણ એ સમયે 'મુસ્તફાબાદ' નામ અપાયું ન હતું.

૬૭. *PWMC*, No. 202. આ સિક્કો ચાંદીનો છે.

૬૮. *Ibid.*, No. 859. આ સિક્કો તાંબાનો છે.

૬૯. રેવ. ટેલરનો મત સ્વીકારીએ તો અમદાવાદને અપવાદરૂપ ગણવું પડે.

૭૦. *PWMC*, Nos. 202-30, 233-33a, 235-37, 243-52

૭૧. *Ibid.*, Nos. 424 a, 426 a ૭૨. *Ibid.*, Nos. 579, 582-93

૭૩. *Ibid.*, No. 630 ૭૪. *Ibid.*, No. 859

૭૫. *Ibid.*, Nos. 254-56, 409, 418. ૭૬. *Ibid.*, No. 696 a

૭૭. આ સિક્કા (*Loc. cit.*) જે એક અંગત સંગ્રહમાં હોવાની નોંધ છે, તેની પાછળ બાજુના હાંસિયામાં શ્રી સિંઘલ 'ખિત્તા' શબ્દ વાંચે છે, જે મહમૂદશાહ ૧ લાના સિક્કા પર દીવ સાથે વપરાયેલો જોવા મળે છે એ જોતાં આ સિક્કો દીવનો ગણાય, પણ આ સિક્કાનું ચિત્ર અપાયું ન હોવાથી આ પાઠની ચોકસાઈ શક્ય નથી.

૭૮. શરૂઆતમાં અમુક નમૂનાઓ પર ટંકશાળ-નામ સ્પષ્ટ ન હોવાથી 'ખાનપુર' વાંચવામાં આવ્યું હતું ને એ ખેડા જિલ્લામાં મહીકાંઠે વડોદરા અને ડાકોરની લગભગ અધવચ્ચે આવેલું-સલ્તનત કાલમાં જાણીતું ખાનપુર-વાંકાનેર એવો સિક્કા-શાસ્ત્રીઓનો મત હતો (*JBBRAS*, Vol. XXI, p. 318), પણ બીજા નમૂનાઓ પરથી આ નામ સ્પષ્ટ રીતે 'બુરહાનપુર' વંચાય છે એવું શ્રી સિંઘલનું મંતવ્ય (*NS*, No. XLV, pp. 94-95) સાચું છે.

૭૯. *PWMC*, Nos. 440-42a. ૮૦. *Ibid.*, Nos. 490 a-b, 491-92a

૮૧. *Ibid.*, Nos. 704-05 ૮૨. *Ibid.*, No. 704

૮૩. સિકંદર-કૃત 'मिर्आते सिकंदरी' (बड़ौदा), पृ. १७४



૮૪. Stanely Lane-Poole, *Catalogue of Indian Coins in the British Museum ; The Muhammadan States*, No. 446

૮૫. *JBBRAS*, Vol. XXI, P. 319

*

# ખંડ ૩

# સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૯

## સામાજિક સ્થિતિ

સલ્તનત કાલનો ગુજરાતી સમાજ બે મુખ્ય વિભાગોમાં વહેંચાયેલો હતો : હિંદુ અને મુસ્લિમ.

### હિંદુ સમાજ

**સમાજ-વ્યવસ્થા**

જ્ઞાતિબંધનની જટિલતા સ્થિર થઈ ચૂકી હતી. વર્ણ-ભેદ અનેક જ્ઞાતિ-ભેદોમાં પથરાઈ ગયા હતા. જ્ઞાતિઓમાં પણ અનેક શાખા-ઉપશાખાઓ થઈ હતી. જ્ઞાતિઓ જ્ઞાતિઓ વચ્ચે તેમજ એક જ જ્ઞાતિની જુદી જુદી શાખાઓમાં પણ ઉચ્ચ-નીચનો ભાવ બદ્ધમૂળ થઈ ગયો હતો.

તત્કાલીન સમાજમાં સામાન્યપણે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણો ઉપરાંત કંદોઈ, કાછી(કાછિયા), કુંભાર, માળી, મર્દનિયા, સૂત્રધાર(સુથાર), ભર્ઈસાયત (ભરવાડ), તંબોળી, સોનાર (સોની) એ નવ નારુ તથા ગાંછા, છીપા, લુહાર, મોચી અને ચર્મકાર (ચમાર) એ પાંચ કારુ મળીને અઢાર 'વરણ' ગણાતી હતી.[1]



બ્રાહ્મણોની પ્રાચીન કાલથી ચાલી આવતી સર્વોપરિતા આ સમયે પણ ચાલુ હતી. તેઓ ઉચ્ચ અને પૂજ્ય મનાતા. તેઓ ઘણું કરીને અગ્નિહોત્ર અને પંચ-

મહાયજ્ઞો જેવી આહ્નિક ક્રિયાઓમાં દિન નિર્ગમન કરતા.[૨] મોટા ભાગનો બ્રાહ્મણ-વર્ગ પુરોહિત વર્ગ બની ગયો હતો. યજમાનવૃત્તિ રૂઢ થઈ ગઈ હતી, જોકે વિદ્વાન અને શાસ્ત્રાભ્યાસી બ્રાહ્મણોને યજમાનવૃત્તિ તરફ અણગમો હતો. સાધારણ ભણેલો બ્રાહ્મણ કથાવાચક પુરાણી બનતો. આ કાલના સાહિત્યમાં બ્રાહ્મણોની ૮૪ જ્ઞાતિ હોવાના ઉલ્લેખ મળે છે.[૩] એમાં નાગર અને શ્રીમાળી મોટી જ્ઞાતિઓ ગણાતી હતી.

સોલંકી રાજ્યના પતન પછી ઘણા ક્ષત્રિયો સ્થાનિક હિંદુ રાજાઓના આશ્રય નીચે ગયા હતા. ક્ષત્રિયો મુખ્યત્વે સૈનિક કાર્યમાં પ્રવૃત્ત હતા, પણ હવે એમને કેટલાક અન્ય વ્યવસાય પણ સ્વીકારવા પડ્યા હતા. 'સમરારાસુ' અનુસાર આવા ક્ષત્રિયોએ હાથમાં તલવાર લેવાનું છોડી દીધું હતું તેથી એમની સાહસવૃત્તિ મરી પરવારી હતી.[૪] આમ છતાં આ સમયનો ઇતિહાસ અને ઉપલબ્ધ પાળિયા જોતાં જણાય છે કે શત્રુના આક્રમણ વખતે કે ગાયોના રક્ષણ માટે ક્ષત્રિયોએ પોતાના પ્રાણ પાથરવામાં પાછી પાની કરી નહોતી. અભિલેખો અને સાહિત્યમાંથી ક્ષત્રિયોનાં ચૂડાસમા ચાવડા જાડેજા સોલંકી પરમાર વાઘેલા ચૌહાણ રાઠોડ જેઠવા વાજા ગોહિલ પઢિયાર વગેરે કુલોનો ઉલ્લેખ મળે છે.[૫] રાજપૂતો ક્ષત્રિય ગણાતા હતા.

બ્રાહ્મણો અને ક્ષત્રિયોની માફક વૈશ્યો પણ ઉચ્ચ ગણાવા લાગ્યા હતા. તેઓ ખેતી કે વેપાર કરતા. તેઓ વેપારમાં સાહસિક હોવાથી દેશદેશાવરમાં ફરતા અને દરિયાઈ સફરો ખેડતા.[૬]

બ્રાહ્મણોની માફક વાણિયાઓમાં પણ ૮૪ જ્ઞાતિ ગણાતી હતી. લાવણ્ય-સમયે તત્કાલીન ૮૪ જ્ઞાતિઓનાં નામ આપેલાં છે.[૭] આ જ્ઞાતિઓની વિશેષતા એ છે કે આમાં જે જે નામ વાણિયાની જ્ઞાતિઓનાં છે તે તે નામ થોડા અપવાદ સિવાય બ્રાહ્મણોમાં પણ મળે છે; જેમકે, નાગર વાણિયા, શ્રીમાળી વાણિયા, મોઢ વાણિયા વગેરે. શ્રીમાળી જ્ઞાતિ સૌથી મોટી ગણાતી. એમાંથી ઘણી પેટા જ્ઞાતિ ઉત્પન્ન થઈ હતી. શ્રાવકોની બહુ થોડી જ્ઞાતિ હતી, પણ એમાં દેખાદેખી ૮૪ ગણધર અને ગચ્છ થયા હતા.[૮]

લાવણ્યસમયે 'નાટકિયા' (નાટક કરનારા) લોકોને શૂદ્ર કહ્યા છે[૯] તે સિવાય બીજા કયા લોકોનો શૂદ્રમાં સમાવેશ થતો એ સ્પષ્ટ થતું નથી.



ઉપર્યુક્ત નારુ-કારુ ઉપરાંત માછીમારો, વન્ય પશુઓનો શિકાર કરી ગુજરાન ચલાવનારા આહેડીઓ, પશુપાલક આહીર, એક સ્થળેથી બીજે સ્થળે ફરતા વિણજારા (વણઝારા) ધંધાકીય કોમોમાં નાણાવટી, ઝવેરી, ત્રિયા, ગાંધી કપાસી, ફડિયા

(દાણા વેચનાર), એરંડિયા, રાસણિયા (ધાતુ પર ઢોળ ચઢાવનાર), સાળવી, મીણારા, ચુનારા, લોઢારા (પીંજારા), સઈ (દરજી), ભાડભૂંજા, 'ચોખા નાપિત' (ઉચ્ચ વર્ણોની હજામત કરનાર વાળંદ), 'મલીન નાપિત' (નીચલા વર્ણોની હજામત કરનાર વાળંદ), સાબુગર, વણકર, પીતલગરા (પિત્તળનાં વાસણ બનાવનાર), તૂનારા (તૂણવાનું કામ કરનાર, રફૂગર) ગુલિયારા (રંગરેજ), ઘાંચી, મદ્યપહટી (કલાલ), પાટીવણા (પાટી વણનાર), ખાસરિયા (પતરાળાં-પડિયા બનાવનાર અને વેચનાર) વગેરેનાં નામ મળે છે.[૧૦]

આ કાલના અભિલેખોમાં કાયસ્થોનો ઉલ્લેખ થયો છે. તેઓ લખવા-વાંચવાનો વડીલોપાર્જિત ધંધો કરતા. વળી રાજ્ય તરફથી મહેસૂલ-વસૂલાતના કામમાં પણ એમને રોકવામાં આવતા હતા.[૧૧]

અંત્યજ ચંડાળ ચમાર ખાટકી આહેડી માછી ઢેડ વગેરે પરંપરા મુજબ અસ્પૃશ્ય ગણાતા અને સવર્ણો એમનાથી દૂર રહેતા. નરસિંહ મહેતા અસ્પૃશ્યો વચ્ચે ભજન કરવા ગયા હોવાથી એમને સવર્ણો તરફથી ઘણું સહન કરવું પડયું હતું.

### લગ્ન અને સ્ત્રીઓની સ્થિતિ

આ કાલના સાહિત્ય પરથી જણાય છે કે બાલ્યકાળમાં જ કન્યાનાં લગ્ન કરી નાખવાની પ્રથા વ્યાપક બની હતી. એકપત્નીત્વ દ્વિપત્નીત્વ અને અનેકપત્નીત્વ એ ત્રણેય પ્રથા પ્રચારમાં હતી. મોટા ભાગનાં ટૂંકી આવકવાળાં કુટુંબોમાં કૌટુંબિક જીવન દુઃખદ વિષાદમય અને કલહભર્યું હતું. પિતા-પુત્ર પતિ-પત્ની સાસુ-વહુ અને નણંદ-ભોજાઈના સંબંધ સુખદ ન હતા. વહુઓને સાસુ અને નણંદ તરફથી ઘણો ત્રાસ સહેવો પડતો. નરસિંહ મહેતાના કુટુંબના જીવનપ્રસંગ આના દૃષ્ટાંતરૂપ છે. વહુ ગરીબ ઘરની હોય તો એનું ડગલે ને પગલે અપમાન થતું, પણ શ્રીમંત ઘરની હોય તો ઘરમાં એનું ઝાઝું માન રહેતું. કન્યાને ઓછી પહેરામણી આપનાર માબાપની કન્યાના સાસરા અને પિયર બંને પક્ષોમાં ખૂબ ટીકા થતી.

બાળલગ્નને કારણે કજોડાં થતાં. ઘણી વાર વર નાદાન હોવાથી નવયૌવના પત્ની મનોવ્યથા અને પરિતાપમાં બળ્યા કરતી. જેમને પતિનો પ્રેમ પ્રાપ્ત થતો તે સ્ત્રીઓ સાસુ સાથે સત્તા માટે ઝઘડતી. આવી સ્ત્રીઓ સાસુને ત્રાસ પણ આપતી અને ઘર વિરુદ્ધ પતિને ભંભેરતી. એનો પતિ ઘર સાંકડું પડે છે, ઘરનો ભાર સહન નથી થતો, વગેરે જેવાં બહાનાં કાઢીને જુદો રહેવાની પેરવી

કરતો.[१२] બહુપત્ની કરનાર પતિ એની દરેક પત્ની પર સમાન ભાવ ન રાખી શકે અને બધી પત્નીઓ વચ્ચે સંપ ન રહે એ સ્વાભાવિક છે. બધી પત્નીઓમાં સ્ત્રીસહજ ઈર્ષ્યા અસૂયા રાગદ્વેષ હોય ત્યારે માનવસહજ નિર્બળતા ધરાવતા પુરુષની હાલત કફોડી બનતી. શોકયનું સાલ દૂર કરવા માટે ચાલાક સ્ત્રી કાચા કાનના પતિને ભંભેરતી અને શોકયને પિયર તગેડી મૂકતા કે એનું મૃત્યુ નિપજાવવાય કોશિશ કરતી. લગ્નની કોઈ પણ પ્રથામાં સ્ત્રીનું મરણ થતાં પુરુષ બીજી સ્ત્રી કરતો ત્યારે બીજી પત્નીને શોકયનાં બાળકોનુ જતન કરવું પડતું. આ સંતાનો પ્રત્યે કુદરતી પ્રેમ નહિ હોવાથી એ સ્વાભાવિક રીતે એમનું કાસળ કાઢવા પ્રયત્ન કરતી. પતિનો પ્રેમ પામતી સ્ત્રી આમાં સહેલાઈથી સફળ થતી ને કાં તો સાવકાં સંતાનોને ઘર બહાર કઢાવતી કે વિષ આપીને સદાને માટે પોઢાડી દેતી.[૧૩]

વિધવાની હાલત કફોડી હતી. પતિના મૃત્યુથી એ સાસરામાં અને પિયરમાં બંને જગ્યાએ માન ગુમાવતી. એનો કોઈ ભાવ પૂછતું નહિ. એને અને એનાં બાળકોને ઘણું સહન કરવું પડતું. પિયરમાં રહેતી આવી સ્ત્રીને એની ભાભી બલા ગણતી ને એ ટળે માટે મહેણાંનો માર માર્યા કરતી. ઠેર ઠેરથી જાકારો થતાં સ્ત્રી કંટાળીને કયારેક આપઘાત કરતી. સાહજિક પ્રેમનો સ્રોત સુકાઈ જતાં સ્ત્રીઓનો સ્વભાવ કર્કશ થઈ જતો. અસંતુષ્ટ અને દુઃખી સ્ત્રીઓને કપટી સાધુઓ અને વંચક યોગીઓ ભોળવીને ફસાવતા. સ્ત્રીઓના પતનમાં કુટણી સ્ત્રીઓ પણ સહાયતા કરતી; જોકે આનો અર્થ એમ નથી કે આ કાલમાં પતિવ્રતા અને સુશીલ સ્ત્રીઓનો અભાવ હતો. સુશીલ સ્ત્રીઓ પરિવારની પ્રત્યેક વ્યક્તિને પ્રેમ અને આદર આપતી. એને લઈને એ કુટુંબમાં બધા સભ્યોનો પ્રેમ સંપાદન કરી શકતી. આવી પુણ્યચરિત સ્ત્રીઓનું ઘર તીર્થ સમાન ગણાતું.[૧૪]

કન્યાનો જન્મ કમનસીબ મનાતો હોઈ સ્ત્રીને પુત્ર અવતરે તો એનું સંમાન થતું, પણ પુત્રી અવતરે તો સ્ત્રીએ જાણે ગુનો કર્યો હોય એમ એને કટુવચનો અને મહેણાંટોણાં સાંભળવાં પડતાં. વંશવેલાને આગળ વધારનાર અને પોતાનું નામ જીવંત રાખનાર પુત્ર ન થાય તો જાતજાતની માનતાઓ રખાતી ને ધાર્મિક કાર્ય કરાતાં. આમ છતાં પુત્ર ન થાય તો દત્તક લેવાની પ્રથા પણ હતી. પુત્ર વૃદ્ધાવસ્થાના ટેકારૂપ ગણાતો.[૧૫]



વ્યક્તિ પોતાની પરિસ્થિતિ રુચિ અને જીવન-વિષયક માન્યતાઓને આધારે જીવનને સુખી અને સમૃદ્ધ બનાવવા માટે ભોજન વેશભૂષા તેમજ અન્ય સામાજિક આચારોનું નિર્માણ કરે છે અને એ રહેણીકરણીમાં સંસ્કૃતિનું પ્રતિ-

બિંબ પડે છે. આ કાલના સાહિત્યમં પ્રતિબિંબિત થતા લોકજીવનનું નિરૂપણ અહીં અભિપ્રેત છે.

**ભોજન**

હિંદુ સમાજનાં મુખ્યત્વે નિરામિષ ભોજન પ્રચલિત હતું; જોકે મોટા ભાગના ક્ષત્રિયો અને નીચી ગણાતી કોમોના લોકો ક્યારેક સામિષ ભોજન પણ કરતા.

નિરામિષ ભોજનમાં ઘઉં ચોખા બાજરો અને ચણાની વાનગીઓ વિશેષ બનાવાતી. સાધારણ લોકોના ખોરાકમાં રોટલા ખીચડી ઘેંશ દાળ ભાત મુખ્ય હતાં. તેઓ શાકના સ્થાને મુખ્યત્વે અથાણાનો ઉપયોગ કરતા. ખીચડી સાથે દહીંનો પ્રયોગ કરતા. ઉચ્ચ વર્ગના લોકો રોટલી ભાખરી પૂરી દાળ ભાત અને વિવિધ પ્રકારનાં શાકભાજી ખાતા ને દૂધ દહીં માખણ અને ઘી તેમજ તેલનો ઉપયોગ છૂટથી કરતા.

મિષ્ટાન્નમાં લાડુ અતિ લોકપ્રિય હતા. આ સમયની "જિમણવાર-પરિધાન-વિધિ" નામની ગુજરાતી કૃતિમાં લાડુની ૩૬ જેટલી જાતોનાં નામ મળે છે.[૧૬] એમાં લાડુ ઉપરાંત ખાજાં, ઘેબર, સૂખડી, વેઢમી, લાપસી, ખીર, ઘારી, ચૂરમું, ખાજલી, ગુરપાપડી ગુંદરપાક, મહિસૂક, સક્કરપારા, દૂધપાક, કોહલા-પાક, નાળિયેર-પાક (કોપરા-પાક), આદા-પાક, પિપરી-પાક, ઇદરસાં, જલેબી,[૧૭] ફેણી, મગજ, શીરો, તીલ-સાંકળી વગેરેનો ઉલ્લેખ મળે છે ને કેટલાકની પાક-વિધિ પણ આપેલી છે. સુંવાળી, મઠો, દહીંથરાં, ખાટી, કુલેર વગેરેના ઉલ્લેખ મળે છે. ફરસાણમાં ઢોકળાં, ઇડરી[૧૮] (ઇડલી) કે ઇદડાં, ખાંડિમી (ખાંડવી), વિવિધ પ્રકારનાં વડાં, વડી, પૂડલા, પાપડ, સાળેવડાંના ઉલ્લેખ મળે છે.

જાત જાતના લીલા–સૂકા મેવા અને વિવિધ પ્રકારનાં શાકભાજીનાં નામ અને એને તૈયાર કરવાનો વિધિ પણ જાણવા મળે છે.

લગ્ન અને બીજા ધાર્મિક પ્રસંગોએ થતા મોટા જમણવારોમાં પહેલાં લીલો તથા સૂકો મેવો, પછી લાડુ ખાજાં વગેરે મિષ્ટાન્ન વડાં વગેરે ફરસાણ ને ત્યારબાદ રાયતાં શાક દાળ ભાત વગેરે પીરસાતાં પીવા માટે સુગંધિત પાણી પીરસાતું. એને સુગંધિત બનાવવા માટે એમાં કપૂર આંબલી એલચી કાથો કેવડો ખાંડ ચંદન દ્રાક્ષ વગેરે નાખવામાં આવતાં[૧૯]



જમ્યા પછી મુખવાસમાં તાંબૂલ (પાન) ખાવાનો રિવાજ હતો. લોકો પાનના ઘણા શોખીન હતા.

**વેશભૂષા**

ઉચ્ચ વર્ણના પુરુષો ધોતિયું અને પહેરણ પહેરતા અને ઉત્તરીય ઓઢતા કે ખેસ રાખતા. તેઓ જાદર નામનું વસ્ત્ર કસીને બાંધતા.[20] ઊંચી જાતના સુતરાઉ અને રેશમી કાપડમાંથી બનેલ એમના પોશાક પર ક્યારેક વેલબુટ્ટાનું ભરત પણ કરવામાં આવતું. ગરીબ પુરુષો જાડા સુતરાઉ કાપડનું પોતિયું (ટૂંકી પોતડી) પહેરતા.

સ્ત્રીઓ બધાં અંગ ઢંકાય તેવાં વસ્ત્ર પહેરતી. તેઓ ચણિયો કે ઘાઘરો, ચોળી કે કાંચળી અને સાડી પહેરતી. કુમારિકા ઓઢણું ઓઢતી. શ્રીમંત સ્ત્રીઓ ઘાઘરાની નીચેના ભાગમાં રણકાર કરે તેવી ઘૂઘરીઓ બાંધતી ને ક્યારેક એના પર મોતીથી ભરત પણ ભરાવતી. પ્રસંગોપાત્ત ચૂંદડી બાંધણી પટોળાં અને આછાં છાયલ પણ પહેરાતાં. સ્ત્રીઓ માથે ઉત્તરીય ઓઢતી ને જાદર પણ પહેરતી. આ જાદર નામનું વસ્ત્ર સ્ત્રી–પુરુષ બંનેના પોશાકમાં પ્રચલિત હોવાથી એ બંને પહેરી શકે તેવું સાડી અને ધોતીમાં ચાલી શકે તેવું હશે.[21]

પુરુષો માથે પાઘડી કે ટોપી પહેરતા. પાઘડીના રંગ અને ઘાટ પરથી વ્યક્તિના વર્ણ અને પ્રદેશની પિછાણ થતી. શ્રીમંતો બાસ્તાનો ફેંટો પણ બાંધતા હોવાનો ઉલ્લેખ મળે છે.[22]

પુરુષો પગમાં જોડા કે મોજડી પહેરતા ને ક્યારેક મોજાં પણ પહેરતા.[23] સ્ત્રીઓ પગમાં સપાટ કે મોજડી પહેરતી.

સ્ત્રીઓ અને પુરુષો પ્રસાધનો અને આભૂષણોનાં શોખીન હતાં. પુરુષ દેહ પર ઊગટી (સુગંધિત પદાર્થોનો લેપ) કરતા, ભાલ પર તિલક કરતા અને ક્યારેક નેત્રમાં કાજળ પણ આંજતા. તાંબૂલ ખાઈને હોઠને લાલ ચટક રાખવાનો શોખ વ્યાપક હતો. સ્ત્રીઓ પણ પુરુષોના જેમ દેહ પર ઊગટી કરતી. સ્ત્રીઓ પગની પાની કુંકુમથી રંગતી.[24] આંખમાં કાજળ આંજતી, માથા પર સેંથો પાડી એમાં સીંદૂર પૂરતી, ને પ્રસંગોપાત્ત એમાં દામણી બાંધતી. મોતીની સેર કે ભાલ પર ચાંલ્લો કે કંકુની ટીલડી કરતી. શ્રીમંત સ્ત્રીઓ ટીલડી પર માણેક કે મોતી ચોંટાડતી, વળી હોઠને લાલ ગુલાબી રાખવા અળતો લગાવતી. સ્ત્રીઓ અળતાથી નખ પણ રંગતી.



પુરુષો કાને કુંડળ અને કંઠે હાર, બાહુ પર અંગદ કે બેરખો, કાંડે વીર-વલય કે કંકોલઈ. હાથની આંગળી પર મુદ્રિકા અને પગે ટોડર (તોડો) નામનું ઘરેણું પહેરતા.

સ્ત્રીઓ શુભ પ્રસંગે માથે મોડ પહેરતી. રાજમહિષીઓ અને રાજકન્યાઓ માથે મુકુટ પહેરતી ને વાળમાં નાગ ભરાવતી. સ્ત્રીઓ માથામાં ચાક ચૂડામણિ શિરકંકણ સીસફૂલ, જેવાં આભરણ નાખતી. વેણી બાંધતી. કાનમાં વિવિધ ઘાટના અને વિવિધ નામવાળા અલંકાર પહેરાતા, જેમાં સોનાનાં કુંડળ અને પાંદડી મુખ્ય હતાં. નાકમાં નાકફૂલી (ચૂની), મૂરકી (નાકની વચ્ચે પહેરાતું ઘરેણું) અને સાસુસલી પ્રચલિત હતાં. કંઠમાં સોનાના અને મોતીના અનેક સેરોના હાર પહેરાતા અને સેરોની સંખ્યા પ્રમાણે હાર ઓળખાતા. હારના ચકતામાં પશુ–પક્ષીઓની આકૃતિઓ કોતરવામાં આવતી. સ્ત્રીઓ કોણીથી ખભા વચ્ચેના ભાગ પર અંગદ પહેરતી, બાજુબંધ અને બેરખા હાથની કોણી આગળ પહેરાતાં, કંકણ કંકણી, વલય, ચૂડી, ચૂડલી, કાવલી, કટક, વળિયાં અને હાથસાંકળી કાંડા પર પહેરાતાં, જ્યારે હાથની આંગળી પર મુદ્રિકા પહેરવામાં આવતી. કેડ પર કટિસૂત્ર (કંદોરો) અને મેખલા પહેરાતાં. મેખલા નીચે કિંકણીઓ પણ બાંધવામાં આવતી. સ્ત્રીઓ પગે પાદસંકલિકા કે સાંકળાં ઝાંઝર નૂપુર ટોડર કડાં અને પદકડી પહેરતી. પગની આંગળીએ વેઢ વીંછિયા અને અણવટ પહેરતી.[૨૫]

## વિલાસ અને મનોરંજન

ભૌતિક આવશ્યકતાઓની પૂર્તિ કરવા ઉપરાંત મનુષ્ય પોતાની મનસ્તુષ્ટિ માટે અંગત રુચિ અનુસાર મનોવિનોદ મેળવવા વિવિધ સાધનો અપનાવે છે અને એ દ્વારા જીવનસંગ્રામનો થાક ઘટાડવા પ્રયાસ કરે છે. વ્યક્તિનાં બૌદ્ધિક સ્તર અને સગવડ અનુસાર વિલાસ અને મનોરંજનનાં સાધન ભિન્ન હોય છે. સલ્તનતકાલીન વિલાસ અને મનોરંજન વિશે સાહિત્યમાં વૈવિધ્યપૂર્ણ માહિતી મળે છે.[૨૬]

લોકો હોઠને લાલ દેખાડવા તંબોલ ખાતા. સમવયસ્ક યુવકો જળાશયોમાં જલક્રીડા કરતા. સરખી સાહેલીઓ પણ જલક્રીડાનો આનંદ મેળવતી. તેઓ વસંતઋતુમાં ફાગુ ખેલતી અને ફાગુ ગાતી. સ્ત્રીઓ સરસ વસ્ત્રાભૂષણો પરિધાન કરી સમૂહમાં રાસ ખેલતી. ઉજાણી પણ આનંદપ્રમોદનું સાધન હતું.

લોકોના વિલાસમાં મદિરાપાન મહત્ત્વનું સ્થાન ધરાવતું હતું. ઉચ્ચ વર્ણના લોકો માટે મદ્યપાનનો નિષેધ હતો, છતાં એ વર્ગના લોકો અલ્પ પ્રમાણમાં ખાનગીમાં એનો ઉપયોગ કરતા હતા. રાજપૂતો અમુક પ્રસંગોએ કસુંબાની જ્યાફત ઉડાવતા. લોકો મદ્યપાનના વિકલ્પે ઇક્ષુ–શેરડીના રસનું પણ સેવન કરતા અને એમાં અનેકવિધ સુગંધિત દ્રવ્યો નાખી લહેજતદાર બનાવતા.

વેશ્યાઓનો સંગ નહિ કરવાની શિખામણ છતાં લોકોના મનોરંજન માટે સમાજમાં વેશ્યા–ગણિકાનું સ્થાન સર્વકાલમાં ટકી રહ્યું છે. એ લોકોને આકર્ષવા અનેકવિધ પ્રયત્ન કરતી ને લજ્જાહીનતાને કારણે મદોન્મત્ત થઈ ગમે ત્યાં ફરતી. કામી જનો એમને ત્યાં પડ્યાપાથર્યા રહેતા ને સર્વસ્વ ગુમાવતા.

જુગાર ઉચ્ચ વર્ણના ઘણા પુરુષોનું વ્યસન બની ગયો હતો. કોડીઓથી દાવ ફેંકીને જુગાર રમાતો. જુગારી લોકો મોડી રાત સુધી જુગાર ખેલતા. જુગારમાં ઘણા લોક પાયમાલ થઈ જતા. ક્યારેક જુગારીઓ વચ્ચે ભયંકર મારામારી પણ થતી.

શાસકો અને અમલદારો મૃગયાના શોખીન હતા. તેઓ હરણ અને જંગલી સૂવર ઉપરાંત ક્યારેક વાઘ અને સિંહ જેવાં રાની જાનવરોનો શિકાર પણ કરતા. પક્ષીઓનો શિકાર અને માછલીઓ પકડવી એ અમીરો અને ગરીબોમાં સરખાં લોકપ્રિય હતાં. ગરીબો માટે તો એ આજીવિકાનાં સાધન પણ હતાં.

શેતરંજ કે ચતુરંગ સમાજના બધા વર્ગોમાં લોકપ્રિય રમત હતી. ચોપાટ રાજપૂતોમાં વિશેષ પ્રચલિત હતી, જોકે અમીરો અને ગરીબો પણ આ રમતમાં આનંદ મેળવતા. ચોપાટનો પટ ચારે બાજુ પ્રસારીને પાસા પ્રમાણે સોગઠાં ગોઠવાતાં. આમાં ખૂબ વિચારપૂર્વક અને કુશળતાથી દાવ ચલાવવો પડતો.

અશ્વક્રીડા, કુસ્તી, તરણસ્પર્ધા, ઘોડાદોડ, કૂતરાદોડની સ્પર્ધાઓ, કૂકડાં પાડા આખલા તેમજ જંગલી સૂવરોનાં યુદ્ધ વગેરેના કાર્યક્રમોમાંથી ઘણું મનો-રંજન મળતું. ગેડીદડો અને સંતાકૂકડીની રમત રમાતી. છોકરીઓ 'કૂકા' રમતી હોવાના ઉલ્લેખ મળે છે. પતંગ ઉડાડવા એ પણ વ્યક્તિગત અને સામૂહિક મનોરંજનનું સાધન હતું. કઠપૂતળીઓનો ખેલ, નટ લોકોની શારીરિક સ્ફૂર્તિ દર્શાવતા અદ્દભુત ખેલ અને બહુરૂપીના ભ્રમમાં નાખી દે એવા સ્વાંગ, બાજીગરોની હાથચાલાકીના ખેલ, અને રામલીલા ભવાઈ વગેરે લોકો ખૂબ ઉત્સાહ અને આનંદથી નિહાળતા.

ધાર્મિક પર્વોની ઉજવણીમાં અને મંદિરોમાં મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા અંગેના મહોત્સવ પ્રસંગે પણ ધામધૂમ થતી અને આનંદમય વાતાવરણ ખડું થતું.



### રીતરિવાજ

સાંસારિક રીતરિવાજોમાં સંસ્કાર મહત્ત્વનું સ્થાન ધરાવતા હતા. પુત્રજન્મ નામકરણ વિદ્યાદાન વાગ્દાન લગ્ન અંત્યેષ્ટિ વગેરે રિવાજો લગભગ આજના જેવા હતા.

ઉપર જોયું તેમ કન્યાનો જન્મ કમનસીબ ગણાતો હોવાથી એનો જન્મ ઉત્સવપ્રદ ગણાતો નહિ. પુત્રજન્મ આનંદપ્રદ મનાતો અને એ પ્રસંગે આર્થિક સ્થિતિ અનુસાર જન્મોત્સવનું આયોજન થતું. લોકો ચોક પૂરતા, બારણે તોરણ બાંધતા, ગીત ગવડાવતા, ફોફળ ગોળ વગેરે વહેંચતા અને જમણવાર પણ ગોઠવતા. હોંસીલા લોક જોશીને બોલાવી તુરત જન્માક્ષર પણ તૈયાર કરાવતા. જન્મ પછીની ૬ ઠ્ઠી રાત્રિએ ઊજવાતા ઉત્સવ પ્રસંગે બાળકને સ્નાન કરાવી કુળદેવતાને પગે લગાડવામાં આવતું. ષષ્ઠીદેવીની પૂજા થતી. આ અવસરે સ્ત્રીઓ મંગલ ગીતો ગાતી. સાધારણ રીતે ૧૨ મા દિવસે જન્મરાશિ અનુસાર નામકરણ-સંસ્કાર થતો. એ દિવસે ફોઈને જમવાનું નિમંત્રણ અપાતું. ફોઈ ઘોડિયું બાંધતી એ સાથે હાથની દલ્લીઓ લાવતી. બાળકને મોટાં માદળિયાં, કાનની કડી, મોજડી, અલજઈયાં આંગળાં, કાને સોનના વીંટલા અને પગે ઘૂઘરી પહેરાવવામાં આવતી. પછી ફોઈ એનું નામ પાડતી.[૨૭]

પુત્ર પાંચ વર્ષનો થતાં શુભ મુહૂર્ત જોઈને એને નિશાળે બેસાડવામાં આવતો. લાવણ્યસમયે 'વિમલપ્રબંધ'માં આ સંસ્કારનું વિગતવાર વર્ણન કર્યું છે.[૨૮] તદનુસાર આ પ્રસંગે આપ્તજનોને નિમંત્રણ અપાતાં, ઘરની સજાવટ થતી, આપ્તજનો અને મહાજનોને પંગતે બેસાડીને "ધારે ઘી" પીરસી જમણ અપાતું, બાળકને ઘોડે બેસાડીને નિશાળે લઈ જવામાં આવતો, પ્રતિષ્ઠિત માણસો દમામપૂર્વક આગળ ચાલતા, જ્યારે સ્ત્રીઓ પાછળ મંગલ ગીતો ગાતી ચાલતી. નિશાળે પહોંચ્યા બાદ એ પાટી ખડિયો અને લેખણ લઈને અધ્યારુ પાસે હાથ જોડીને ઊભો રહેતો. અધ્યારુ બાળકના કાનમાં સરસ્વતીમંત્ર ભણતા આ વખતે નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓને ધાણી-ચણા અને ખડિયા વહેંચવામાં આવતા અને એ દિવસે સર્વ બાળકોને છૂટી આપવામાં આવતી.

એ સમયના અધ્યારુઓ પણ લાલચુ હતા. આરંભમાં અધ્યારુ સમક્ષ દસવીસ ખીરોદક (નાળિયેર કે ખેસ) મૂકવાં પડતાં, ધોતિયાં-પોતિયાં પહેરાવવાં પડતાં. અધ્યારુ દંભ પણ કરતા. સૂત્રે સૂત્રે આરંભતી દક્ષિણા મગાતી અને બાળકો પણ મુખે પાઠ ન ચડતાં અધ્યારુ મારશે એ બીકે છાનુંછપનું–ચોરી કરીને અધ્યારુને ઘેર પહોંચાડતા.[૨૯]



પુત્રી ઉંમરલાયક થતાં એનો પિતા કે વાલી એના માટે મુરતિયો શોધવા નીકળી પડતા. યોગ્ય મુરતિયો મળી જતાં કન્યાના પિતા એ મુરતિયાના પિતાને પોતાની પુત્રીનું વાગ્દાન કરી આપતા. સગપણ પહેલાં બંને પક્ષ વર-કન્યાને જોઈ લેતા, પણ વર-કન્યાના પિતા કે વડીલ જ લગ્નનું નક્કી કરતા.

લગ્ન ગૃહસ્થજીવનનો આધાર હોવાથી લગ્ન-સંસ્કાર બધા વર્ણોમાં વિધિપૂર્વક અને ધામધૂમથી સંપાદિત થતો. કન્યા બારેક વર્ષની થતાં એનું લગ્ન થતું. લગ્ન બનતાં સુધી પોતાની જ્ઞાતિમાં થતું. લગ્નની તિથિ નક્કી થતાં બન્ને પક્ષ લગ્નની તૈયારીમાં પડી જતા. સગાંસંબંધીઓને કંકોતરીઓ મોકલી નિમંત્રણ અપાતાં. જમણવાર થતો. મામા મામેરું કરતા. નિશ્ચિત તિથિએ વાજિંત્રો સાથે વરયાત્રા નીકળતી. વરના માથા પર ખૂંપ ભરવામાં આવતો. એ ઘોડા પર બેસતો ને એ જ ઘોડા પર એની પાછળ બેસીને વરની બહેન લૂણ ઉતારતી. વર પર છત્ર ધરવામાં આવતું. વરયાત્રાનું કન્યાપક્ષ તરફથી સામૈયું થતું. જાનીવાસે જાનનો ઉતારો અપાતો ને જમણ થતું. ત્યાર બાદ વર ઉતારેથી લગ્નમંડપના તોરણે આવતો એને સાસુ પ્રેમથી પોંખતી. વર માંહ્યરામાં આવતાં જોશી લગ્નનો સમય વરતાવતો, હસ્તમેળાપ થતો ને એ સમયે માબાપ કન્યાદાન દેતાં. પછી ચાર મંગલ વરતાતાં. પરણીને વર ઉતારે પાછો ફરતો. બીજે દિવસે કન્યાપક્ષ તરફથી ગોરવનું જમણ થતું અને વરપક્ષ તરફથી વરોઠી થતી. જાન વળાવતી વખતે પહેરામણી થતી. વહુ પગે લાગીને સાસુને ભેટ (પગે-પડણું) મૂકતી. નવવધૂની વિદાય અને વિયોગમાં માતા-પિતા તેમજ સગાં-સાહેલીઓને થતા દુઃખથી મર્મસ્પર્શી દૃશ્ય ખડું થતું. સજાવેલી વહેલમાં બેસીને કન્યા પતિગૃહે જતી. રાજકન્યાઓને સજાવેલી પાલખીઓમાં વળાવવામાં આવતી. વરવધૂ કુલ-રીતિ અનુસાર કુલદેવતાનું પૂજન કરતાં ને થાળીમાં વીંટી વગેરે મૂકીને (એકી-બેકીની) રમત રમતાં. લગ્ન પછી સગાંસંબંધી વર-કન્યાને વારણું દેતાં ને આમ થોડા દિવસ તો જમણવાર જેવું જ થઈ રહેતું.[30]

સીમંત-સંસ્કાર પણ ધામધૂમપૂર્વક કરાતો.

પુરુષ વિધુર બનતાં એ સામાન્ય રીતે ફરી લગ્ન કરતો, પણ સ્ત્રી વિધવા બનતાં સામાન્ય રીતે વૈધવ્ય પાળતાં. અગાઉ ક્યારેક ક્યારેક થતાં વિધવા-પુનર્લગ્ન હવે બિલકુલ બંધ થઈ ગયાં હતાં.

માનવજીવનનો અંતિમ સંસ્કાર ગંભીરતાપૂર્વક યથાવિધિ થતો. શબનો સગાંસંબંધીઓ વિધિપૂર્વક અગ્નિસંસ્કાર કરતાં. નાનાં બાળકોને દાટવામાં આવતાં, જ્યારે સાધુઓને પણ દફનાવીને એમના દફનસ્થાન પર સમાધિ ચણવામાં આવતી. સાધુઓના શબને ક્યારેક જળસમાધિ પણ લેવડાવાતી.



સલ્તનત કાલની પ્રથાઓમાં સતીપ્રથાનો પ્રચાર ક્ષત્રિયોમાં વધ્યો હતો. એનાં ઘણાં દૃષ્ટાંત આ કાલના અભિલેખોમાંથી મળી રહે છે; જેમકે ધોળકાની વાવ-

માંથી મળેલા વિ. સં. ૧૪૬૬ ના સંસ્કૃત અભિલેખમાં સહદેવની બે પત્ની એના મૃત્યુ પાછળ સતી થઈ હોવાનું બતાવ્યું છે. એમાં મૃત્યુ પામેલ પતિ સાથે સહગમન કરવું એ સ્ત્રીઓ માટે સ્વર્ગની સીડી સમાન છે એવી આ સમયની માન્યતા પણ ઉલ્લેખાયેલી છે.[૩૧] સમાજમાં સતી પ્રત્યે સંમાનની ભાવના પ્રવર્તતી હતી. સતીઓની ખાંભી કરવામાં આવતી. લોકો સતીઓની બાધા-માનતા રાખતા.

સતીપ્રથાથી ભિન્ન "જૌહર" નામની પ્રથા ખાસ કરીને રાજપૂત સ્ત્રીઓમાં પ્રચલિત હતી. જ્યારે કિલ્લો દુશ્મનોના હાથમાં પડશે એમ નક્કી જણાતું હોય ત્યારે રાજપૂતો કેસરી વસ્ત્રો પહેરી, ગળામાં તુળસીની માળા ધારણ કરી દુશ્મનો સામે ધસી જતા, ત્યારે એમના જેવી જ દૃઢ મનોબળવાળી એમની પત્નીઓ અને પુત્રીઓ વિજેતા મુસ્લિમોના હાથમાં પડવું નથી એવો દૃઢ નિર્ધાર કરીને યમગૃહ-(જમઘર-જૌહર)માં પ્રવેશ કરતી. જૌહર વખતે સ્ત્રીઓ સ્નાન કરી, શરીર પર ચંદનનો લેપ કરી વિશાળ અગ્નિકુંડમાં કૂદી પડતી. જૌહર દ્વારા સ્ત્રીઓ પોતાનાં શીલ અને ગૌરવની રક્ષા કરવા ઉપરાંત પોતાના તરફથી નિશ્ચિંત બનીને પોતાના વીર પતિઓને બલિદાન માટેની પ્રેરણા આપતી. સુલતાન મહમૂદશાહ બેગડાએ પાવાગઢ ઉપર આક્રમણ કર્યું ત્યારે ચૌહાણ રાજા જયસિંહની રાણી અને બીજી સ્ત્રીઓએ જૌહર કર્યું હોવાનું દૃષ્ટાંત પ્રસિદ્ધ છે.[૩૨]

પડદાપ્રથાનો પ્રચાર ક્ષત્રિયોમાં વિશેષ હતો, જ્યારે સામાન્યપણે સ્ત્રીઓ બુરખો કે પડદો નહિ રાખતાં આમન્યા રાખવાને પ્રસંગે પોતાની સાડીના છેડાથી ઘૂમટો કાઢીને મુખ ઢાંકતી.

દાસપ્રથા અગાઉની માફક ચાલુ હોવાનું લેખપદ્ધતિ અને 'રણમલ્લ-છંદ' પરથી સૂચિત થાય છે.[૩૩]

### વહેમો અને માન્યતાઓ

ભૂતપ્રેત વૈતાળ ડાકણી શાકણી વગેરેની બાબતમાં ઘણા વહેમ પ્રવર્તતા હતા. લોકો આ અતિમાનવીય શક્તિઓથી ડરતા. અમુક વૃક્ષ કે ઘર કે સ્થાનમાં ભૂત રહે છે, અમુક સ્ત્રીને એની શોક્ય કે બીજી સ્ત્રીનો વળગાડ હોવાથી એ પીડાય છે, અમુકે મેલા મંત્રની સાધના કરેલી છે, અમુક સ્ત્રી ડાકણ છે, વગેરે વહેમ સાર્વત્રિક હતા. વ્યંતર-વ્યંતરી ગમે તેને વળગે છે એમ મનાતું. બાળક સતત રડયા કરતું હોય અને એને છાનું રાખવાના બીજા ઉપાય નિષ્ફળ થાય તો એને વ્યંતરી વળગી હોવાનું મનાતું. વ્યંતરી પોતાનું અસલ રૂપ

બદલીને ગમે તે સ્વરૂપ ધારણ કરી શકતી. એ ક્યારેક સૌંદર્યવાન યુવતી બનીને કોઈને પ્રલોભવા માટે પણ પ્રયત્ન કરતી.[૩૫] શ્મશાનમાં રહેતી રાક્ષસીઓ રાત્રે જે કોઈ નજરે પડે તેને પકડે છે એમ મનાતું. જોગણીઓ ચોસઠ હોવાની માન્યતા હતી. 'વેતાળ' વિશે એમ કહેવાતું કે એ નવ તાલ ઊંચો હોય છે, ગળામાં રુંડમાળા પહેરે છે, હાથમાં ખોપરી રાખે છે, એના કાન ટાપરા હોય છે, પગ છાપરા હોય છે, આંખ અને પેટ ઊંડાં હોય છે તથા દેખાવમાં એ ઘણો બિહામણો હોય છે. એ જેને પ્રસન્ન થાય તેની મનઃકામના પૂરી કરે છે.[૩૬] ભૂત-પ્રેત વૈતાળ ડાકણી શાકણી ઉપરાંત ગંધર્વ વિદ્યાધર જોગણી વગેરે અતિમાનવીય શક્તિઓમાં વિશ્વાસ ધરાવનારા કેટલાક લોક એ શક્તિઓ દ્વારા પોતાની ઇચ્છાપૂર્તિ કરવાના હેતુથી એમનાં સાધના પણ કરતા.

અનિષ્ટ-નિવારણ માટે મંત્ર તંત્ર જંત્ર દોરા ધાગા અને ટુચકાના ઉપચાર પ્રચલિત હતા. સર્પવિષ મંત્ર દ્વારા દૂર થાય છે એવી દૃઢ માન્યતા હતી, પરંતુ આ ઉપચાર કારગત ન નીવડતાં દરદીનું અવસાન પણ થતું. કોઈ વ્યક્તિ કે પ્રાણીને વશ કરવા, એને હાનિ પહોંચાડવા અગર એનો નાશ કરવા માટે અનુક્રમે વશીકરણ ઉચ્ચાટન અને મારણનો પ્રયોગ થતો. લોકો અભિમંત્રિત વીંટીઓ તાવીજ અને જંત્રો ધારણ કરતા.

નાનાં બાળકોને જ્યારે અસામાન્ય કષ્ટ થાય અને એનું વાસ્તવિક કારણ સમજી ન શકાય ત્યારે એ બાળકને નજર લાગી છે એમ મનાતું. એવી કુદૃષ્ટિને બાંધવા માટે સામાન્ય રીતે ટુચકાનો પ્રયોગ થતો. લગ્ન સમયે વરને નજર ન લાગે એ માટે વરની પાછળ બેસીને એની બહેન લૂણ ઉતારતી.શુભ પ્રસંગોએ અનાજને ઓવારીને દાનમાં અપાતું.

શહેર કે ગામની સ્થાપના મુહૂર્ત જોઈ શુભ ચોઘડિયે કરવામાં આવતી. વિવાહ જેવાં કાર્યોમાં મુહૂર્ત વીતી ન જાય એ જોવામાં આવતું પરદેશ જતાં અથવા સારાં કાર્યો માટે પ્રયાણ કરતાં જો સામે મલપતો હાથી, જમણા હાથ તરફ જતો વેપારી, મંગળ ઉચ્ચાર કરતી સ્ત્રી, જયજયકાર કરતો ભાટ, 'ઉદય થાઓ' એવો ઉચ્ચાર કરતી જોગિણી મળે, જમણી બાજુ ભૈરવ પક્ષી બોલે, ડાબા હાથ તરફ ગધેડો દેવચકલી સસલું કે કૂતરો જાય, વળી પહેલે પહોરે હરણ નિર્ભયપણે જમણી તરફ જતું જણાય, સાંઢ ઘોડો ચાસ પક્ષી જમણી તરફ અને કાગડો ડાબા હાથ તરફ બોલે, તો એ શુકન વ્યક્તિની આશા પૂર્ણ કરે છે એમ મનાતું. આવાં શુકન થતાંની સાથે શુકનાર્થી લૂગડાને છેડે ગાંઠ વાળી દેતો. ઘેર દૈવી ઘોડો હોવો એ શુભ ચિહ્ન મનાતું.[૩૭]

બહાર જતાં મસ્તક ઉપરનો ટોપ પડી જાય, ઠોકર વાગે, આડો સાપ ઊતરે. દેવચકલી જમણા હાથ તરફ થાય, વગેરે અપશુકનની નિશાની મનાતી.[૩૮]

પુત્ર મેળવવા માનતા મનાતી. સ્વપ્ન ઉપરથી સારાંનરસાં ફળોનો આદેશ અપાતો. દર્વેશ(ફકીર) મુલ્લાં જોગી જંગમ જડિયા શેખ વગેરેને ભવિષ્ય પૂછવામાં આવતું.[૩૯]

વશીકરણ કરવા માટે રાતાં વસ્ત્ર અને રાતાં ફૂલથી, લક્ષ્મી મેળવવા માટે પીળાં વસ્ત્ર અને પીળાં ફૂલથી, શત્રુને મસ્તકમાં શૂળ ઉત્પન્ન કરવા માટે કાળાં વસ્ત્ર અને કાળાં ફૂલથી, અને મુક્તિ માટે શ્વેત વસ્ત્ર અને શ્વેત ફૂલથી દેવની આરાધના થતી.[૪૦]

## મુસ્લિમ સમાજ

સલ્તનત કાલ દરમ્યાન ગુજરાતમાં વસેલા મુસલમાનોની સારી એવી વસ્તી હતી. એ સમયનો મુસ્લિમ સમાજ મુખ્યત્વે બે તત્ત્વોનો બનેલો હતો : વિદેશી અને દેશી. ભારતની બહારથી એટલે કે અરબસ્તાન ઈરાન મકરાન અફઘાનિસ્તાન તથા અન્ય દેશોમાંથી આવી ગુજરાતમાં વસેલા મુસલમાનોનો સમાવેશ વિદેશી તત્ત્વોમાં અને ભારતના, ખાસ કરીને ગુજરાતના, મૂળ રહેવાસી, પરંતુ સ્વેચ્છાએ અથવા બળાત્કારે ધર્માંતર કરીને બનેલા મુસલમાનોનો સમાવેશ દેશી તત્ત્વોમાં કરી શકાય.

### વિદેશી મુસલમાનો

વિદેશામાંથી આવેલ મુસલમાનો મુસાફરો વેપારીઓ સૈનિકો અને ધાર્મિક ઉપદેશકોના રૂપમાં ગુજરાતમાં આવી વસ્યા હતા. ગુજરાતના સદ્ભાગ્યે સારો એવો સમુદ્રકિનારો મળ્યો છે અને એના ઉપર ઘણાં ઉત્તમ બંદર આવેલાં છે. ભારતના પશ્ચિમી સમુદ્ર કિનારા ઉપર આવેલાં અગત્યનાં વેપારી બજારોમાં અરબ વેપારીઓ ઘણા સમય પહેલાં આવી વસ્યા હતા.[૪૧] અન્ય અરબ મુસાફરો પણ ભારત તથા ગુજરાતમાં સમય સમય પર આવતા રહેતા. ઈસુની આઠમી સદીથી માંડી તુર્કોના આગમન સુધીના સમયમાં મોટા ભાગના સૂફીઓ ફકીરો અને દરવેશો અરબસ્તાન તથા ઈરાનમાંથી સમુદ્રમાર્ગે અથવા અફઘાનિસ્તાનમાં થઈને જમીનમાર્ગે, પહાડી પ્રદેશો વટાવી, મજહબના પ્રચારાર્થે ગુજરાતમાં આવીને વસેલા.[૪૨]



ગુજરાતનાં બંદરો મધ્યએશિયા ઈરાન અને ખોરાસાનના બાદશાહો માટે 'અબવાબ ઉલ્ મક્કા' એટલે કે મક્કાના દરવાજારૂપ હોવાથી ઘણાં વિદેશી કુટુંબ

મક્કા મદીનાનાં પવિત્ર સ્થળોએથી પાછાં ફરતાં ગુજરાતમાં સ્થાયી વસવાટ કરતાં હતાં.[૪૩] આનું એક ઘણું જ જાણીતું દૃષ્ટાંત અમદાવાદ પાસેના સરખેજના પીર હઝરત શેખ અહમદ ખટ્ટુનું છે. તેઓ અમદાવાદ શહેરનો પાયો નાખનાર ચાર 'ઓલિયા અહમદો' પૈકીના એક છે.

આ ઉપરાંત વેપારીઓને તો ગુજરાતમાં કાયમ વસવા ઉત્તેજન મળતું હતું. ઈ.સ. ૧૩૨૧ માં એક વેપારીને સુરત પાસે નવસારીમાં જમીન બક્ષિસ આપવામાં આવી હતી. એ ઉપરાંત એને 'મલેક ઉત્ તુજ્જાર' એટલે કે 'શાહ વેપારી'નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો.[૪૪]

ઇસ્લામના પ્રચારાર્થે વખતોવખત ઇસ્લામના ઉપદેશકો અને ઉલમાઓ પોતાની મેળે અથવા ગુજરાતના સુલતાનના નિમંત્રણથી ગુજરાતમાં આવીને વસ્યા હતા. ઝફરખાન ફારસીના સમયમાં, સંભવતઃ ઈ.સ. ૧૩૭૧માં, ગુજરાતમાં કેટલાક ઉલમાઓ આવ્યા હતા તેમણે લોકોને સુન્નતવલ જમાઅત અર્થાત્ સુન્ની પંથ દલીલોથી સમજાવ્યો હતો. પરિણામે શિયા વહોરાઓમાંથી કેટલાકે સુન્ની પંથ સ્વીકાર્યો હતો. એ ઉપરાંત મુહમ્મદ જૌનપુરી ઈ.સ. ૧૫૦૯ માં ગુજરાતમાં આવ્યા હતા.[૪૫]

પરંતુ મોટા ભાગના વિદેશી મુસલમાનો તો સૈનિકો તરીકે આવી વસ્યા હતા. તુર્કો ભારતમાં આવી રાજ્યકર્તા બન્યા પછી ગુજરાતમાં મુસલમાનોનું આગમન મોટા પ્રમાણમાં થયેલું. તુર્કો દ્વારા ગુજરાતનો વિજય થયા પછી ઉત્તરમાંથી મોટા પાયા ઉપર મુસલમાનો ગુજરાતમાં આવવા લાગ્યા. તેઓ મોટે ભાગે અફઘાન સિપાહીઓ હતા. તેઓ મધ્ય ગુજરાતનાં કેટલાંક શહેરો અને ગામડાંઓમાં આવી વસ્યા હતા. તેઓનું પ્રમાણ એટલું બધું વધી ગયું કે ૧૪ મી સદીના મધ્યકાળે, ઈ સ. ૧૩૪૦–૫૦માં, ગુજરાતના અફઘાનો દિલ્હીના મુહમ્મદ-બિન-તુગલુક સામે બળવો કરી દિલ્હીની સલ્તનતને પણ હચમચાવી શકેલા.

આ રીતે ગુજરાતના વિદેશી મુસલમાનો પૈકીનો મોટો ભાગ સૈનિકો તરીકે આવેલ સાહસિકોનો હતો. આમાં તુર્કો હબસીઓ સીદીઓ અને અફઘાનોનો સમાવેશ થાય છે.



## દેશી મુસલમાનો

દેશી મુસલમાનોમાં ધર્માંતર કરીને બનેલા મુસલમાનોનો સમાવેશ થાય છે. કેટલાકે સ્વેચ્છાએ, ઇસ્લામનાં ઉત્તમ ઉસૂલોથી પ્રભાવિત થઈને, ઇસ્લામ

સ્વીકાર્યો. કેટલાકે રાજકીય લાભ ખાતર અને કેટલાકે બળાત્કારે ઇસ્લામનો સ્વીકાર કર્યો. ઇસ્લામના પ્રચારાર્થે ભારતમાં આવેલ સૂફીઓ ફકીરો અને દરવેશોનું ઉચ્ચ ચારિત્ર્ય, બંદગીમય જીવન અને ત્યાગભાવનાથી પ્રેરાઈને તથા મુહમ્મદ પેગંબર સાહેબના સામાન્ય માનવી માટે ઉપદેશેલા સામાજિક સમાનતા અને બંધુત્વના સિદ્ધાંતોથી પ્રભાવિત થઈને ઘણા લોકોએ ઇસ્લામનો સ્વીકાર કર્યો, પરંતુ એ રીતે ધર્માંતર કરનાર મોટો ભાગ ભારતીય હિંદુ વર્ણવ્યવસ્થાથી ત્રાસી ગયેલ ઊતરતી ગણાતી અજ્ઞાન જાતિઓનો હતો.[૪૬]

સુલતાન મહમૂદ બેગડાના સમયમાં હઝરત શાહ આલમ સાહેબ અને સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાના સમયમાં પીર શાહ તાહીર સાહેબે અનેકોને ઇસ્લામમાં આણ્યા હતા. પીરાણાવાળા હઝરત ઇમામશાહે પણ ઘણા હિંદુઓને ઇસ્લામમાં આણ્યા હતા.

પરંતુ તુર્કો ભારતમાં આવીને રાજ્યકર્તા બન્યા પછી ધર્માંતરની એ પ્રક્રિયા જો કે ચાલુ તો રહી, પરંતુ ઇસ્લામી ઉસૂલોથી પ્રભાવિત થઈને ધર્માંતર કરનારાઓની સંખ્યા ઘટી ગઈ. એમ છતાં મુસ્લિમ શાસનમાં રાજકીય દૃષ્ટિએ મુસલમાનોને થતા ફાયદાનો લાભ લેવાની લાલચે ઘણા લોક ઇસ્લામ સ્વીકારતા.

બળાત્કારે મુસલમાન બનાવવાની પ્રવૃત્તિ ગુજરાતના સુલતાનોના સમયમાં ચાલુ હતી. સુલતાન અહમદશાહ ૧ લો, મહમૂદ બેગડો અને મહમૂદ ૨ જો—એ ત્રણ સુલતાનોએ ઇસ્લામનો ફેલાવો કરવા ખાસ પ્રયત્ન કર્યા હતા.[૪૭]

અહમદશાહે બે વખત ઈ.સ. ૧૪૧૪ માં અને ઈ.સ. ૧૪૨૦ માં હિંદુઓ પાસે ફરજિયાત ઇસ્લામ સ્વીકારાવવાના કાનૂની પ્રયાસ કર્યા હતા. જે રાજપૂતો આ રીતે ઇસ્લામમાં આવ્યા તેઓ 'મોલેસલામ' કહેવાયા અને વાણિયાઓ તથા બ્રાહ્મણો વહોરાઓમાં ભળી ગયા. મહમૂદ બેગડાએ ઘણા રાજપૂત રાજાઓને ઇસ્લામમાં આણ્યા હતા. જૂનાગઢનો રા'માંડલિક મુસલમાન થયા પછી બેગડાના દરબારનો ખાનેખાનાન (ખાને જહાન) થયો હોવાનું ઇતિહાસોમાં નોંધાયું છે.[૪૮] એના કહેવાયેલા ધર્માંતર પછી સૌરાષ્ટ્રમાં ઇસ્લામનો પ્રચાર ખૂબ જોરથી થયો હતો.

### વિવિધ મુસ્લિમ કોમો

આમ સલ્તનતના સમયમાં ગુજરાતના મુસ્લિમ સમાજમાં દેશી વિદેશી એમ બંને તત્ત્વોનો સમાવેશ થતો હતો. મુસલમાનો ગુજરાતનાં બધાં જ શહેરો અને ગામડાંઓમાં વસી ગયા હતા. આ રીતે બનેલ મુસ્લિમ સમાજ અનેક જ્ઞાતિઓ, કોમો અને પેટાકોમોમાં વિભક્ત હતો. અન્ય દેશોના મુસ્લિમો કરતાં ભારતીય અને

ગુજરાતી મુસ્લિમોનું સામાજિક રૂપ જુદું છે. ઇસ્લામમાં જ્ઞાતિપ્રથા નથી, પરંતુ ભારતના હિંદુઓમાંથી ઇસ્લામનો સ્વીકાર કરી જે લોકો ધાર્મિક દૃષ્ટિએ મુસ્લિમ બન્યા હતા તેઓએ હિંદુઓના ઘણા રિવાજો જાળવી રાખ્યા હતા. એને જ કારણે ઇસ્લામના વિશાળ ક્ષેત્રમાં જ્ઞાતિના નાનામોટા વાડા જોવા મળે છે.

પ્રો. સતીશચંદ્ર મિશ્રે *Muslim Communities in Gujarat*-માં આવી લગભગ ૬૯ મુસ્લિમ કોમોનો ઉલ્લેખ કર્યો છે અને એમાંની ઘણી કોમોની ઉત્પત્તિ પ્રદેશ રહેણીકરણી તેમજ સામાજિક રીતરિવાજ તથા લગ્નપ્રથા વગેરેનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે, તેમાં મુખ્યત્વે તેઓએ પઠાણ સૈયદ શેખ મુઘલ બલુચ મકરાણી કુરેશી ઘોરી મુલતાની અરબ કાઝી બાબી તથા કેટલીક ધંધાદારી કોમો જેવી કે વહોરા ઘાંચી ગરાસિયા છીપા ખાટકી કડિયા મેમણ મોમીન પીંજારા કસ્બાતી કુંભાર ખત્રી ધોબી ભઠિયારા ખોજા ભીસ્તી રંગરેજ સીદી અને મોઈ વગેરેનો ઉલ્લેખ કર્યો છે.

એ જ પ્રમાણે શ્રી. કરીમ મહમદ માસ્તરે 'મહાગુજરાતના મુસલમાનો'માં મુસલમાનોના અનેક પેટા વિભાગોનો વિસ્તૃત પરિચય આપ્યો છે. તેઓએ ગુજરાતના ધર્માંતર કરેલ મુસલમાનોની ૭૮ જાતો ગણાવી છે, તેમાં ૯ ધાર્મિક, ૫ વેપારી, ૧૮ ખેડૂત, ૨૨ કારીગર, ૧૦ નોકરિયાત અને ૧૪ મજૂરવર્ગ બતાવ્યા છે. ૭૮ માંથી ૬૫ સુન્ની, ૯ શિયા, અને બાકીના ૪ હુસેની બતાવ્યા છે.

એ જોતાં ગુજરાતની મુસ્લિમ કોમોને સામાન્ય રીતે પાંચ વર્ગોમાં વહેંચી શકાય : (૧) લડાયક કોમો, (૨) વિદ્વાન બુદ્ધિજીવી કોમો, (૩) વેપારી કોમો, (૪) ખેડૂત કોમો અને (૫) કારીગર કોમો.

લડાયક કોમોમાં પઠાણ મુઘલ બલુચ મકરાણી વગેરેનો સમાવેશ થઈ શકે. મુખ્યત્વે તેઓ સિપાહીગીરી કરતા. તેઓ મોટે ભાગે વિદેશથી આવેલ શુદ્ધ મુસલમાનો હતા. રાજ્યશાસનમાં એમનું સ્થાન આગળ પડતું હતું. સલ્તનતના ઉચ્ચ હોદ્દા પર તેઓ જ નિમાતા. તેઓને 'ખાન' 'અમીર' 'મલેક' અને 'સિપાહ-સાલાર' જેવા ઇલકાબ અને હોદ્દા મળતા અને એમની યોગ્યતા પ્રમાણે જાગીર પણ અપાતી. મહેસૂલમાંથી એમને મબલખ આવક થતી, આથી તેઓ દબદબાપૂર્વક રહેતા. પરિણામે એમનામાં વૈભવપ્રિયતા અધિક અને મજહબી ભાવના ઓછી રહેતી.



વિદ્વાન બુદ્ધિજીવી કોમોમાં સૈયદ કાઝી મૌલવી ઇમામ ખતીબ શેખ વગેરેનો સમાવેશ કરી શકાય. તેઓનું કામ શિક્ષણ આપવાનું, મજહબી પ્રચાર કરવાનું અને વહીવટી સેવાઓમાં કારકુની જેવાં કાર્યો કરવાનું હતું. સલ્તનત

અને મુસ્લિમ સમાજ ઉપર એમનું ભારે વર્ચસ રહેતું, કારણ કે ન્યાય મજહબ શિક્ષણ અને સરકારી કારોબાર જેવાં તમામ મહત્ત્વનાં ખાતાંઓ ઉપર એમનો પ્રભાવ રહેતો હતો. એ સમયે ઇસ્લામી સલ્તનત મજહબના પાયા ઉપર આધારિત હોઈ, ખુદ સુલતાનો પણ ઉલમાઓની ઉપેક્ષા કરી શકતા નહિ. આ ઉલમાઓની ધાર્મિક દૃષ્ટિ સંકુચિત હોઈ તેઓ હંમેશાં કાફરો સામે જેહાદ કરી મૂર્તિપૂજાનો વિરોધ કરવાની ઉશ્કેરણી કર્યા કરતા.

વેપારી કોમોમાં મુખ્યત્વે વહોરા છીપા ગાંધી ખાટકી મેમણ દૂધવાલા ખત્રી ખોજા મણિયાર વગેરેનો સમાવેશ કરી શકાય. ગુજરાતનાં સમુદ્રકિનારાનાં તમામ શહેરો ખાસ કરીને ભરૂચ ખંભાત વગેરેમાં મુસ્લિમોની વેપારી કોમો રહેતી. તેઓમાં વહોરા ખોજા મેમણ વગેરે વિદેશો સાથે વેપાર કરીને અતિશય સમૃદ્ધ બન્યા હતા. સમુદ્રકિનારા પર વસતા વેપારીઓ વહાણવટાનું કામ કરતા અને શહેરો તથા ગામડાંઓમાં નાના વેપારીઓ અને દુકાનદારો સ્વતંત્ર વ્યવસાય દ્વારા પોતાની આજીવિકા જેટલું મેળવી લેતા.

ખેડૂત કોમોમાં શ્રી કરીમ મહમદ માસ્તરે ૨૨ જાત ગણાવી છે અને એમાં કચ્છ-સૌરાષ્ટ્રની ખેડૂત કોમોનો સમાવેશ કરી કુલ ૩૨ જાત બતાવી છે. સલ્તનત સમયમાં પણ ખેડૂત કોમો વિદ્યમાન હશે એમ માનવા કારણ છે. જાગીરો મેળવેલ ખાન અમીર વગેરે પોતાની જાગીર ઉપર આવી કોમોના માણસોને રાખતા.

કારીગર કોમોમાં કડિયા તાઈ હજામ કુંભાર ધોબી રંગરેજ વગેરેનો સમાવેશ થઈ શકે. આ કોમો ગુજરાતી મુસલમાનોમાં સૌથી નીચી કોમો ગણાતી. તેઓ વિવિધ પ્રકારના હુન્નર કરતા અને પ્રત્યેક શહેર અને ગામડામાં વસતા.

મુહમ્મદ બીન તુગલુકના સમયમાં ઇબ્ન બતુતાએ ગુજરાતની મુસાફરી કરી. એણે ખંભાતના મુસલમાનો વિશે લખ્યું છે. એ કહે છે કે કિનારાનાં શહેરોમાં મુસ્લિમોની ઘણી મોટી અને સમૃદ્ધ કોમો હતી, તે મોટે ભાગે વિદેશી વેપારીઓની બનેલી હતી. એ લખે છે કે 'ખંભાત એક ઘણું સુંદર શહેર છે. એનાં મકાન શિલ્પસ્થાપત્યની દૃષ્ટિએ અને એની મસ્જિદો કલાત્મક દૃષ્ટિએ આગવી ભાત પાડે છે. એનું કારણ એ છે કે એના મોટા ભાગના રહેવાસીઓ વિદેશી વેપારીઓ છે. તેઓ ત્યાં હંમેશાં મકાનો અને અદ્ભુત મસ્જિદો બાંધે છે.'[૪]



ઇબ્ન બતુતા ખંભાતમાં વસતા કેટલાક શ્રીમંત અને વગદાર મુસલમાન વેપારીઓનાં નામ પણ ગણાવે છે. એ કહે છે કે આવા વેપારીઓ આ ભવ્ય

મકાનોમાં રહેતા અને એમનાં મહાલયો સાથે એક ખાનગી (અંગત) મસ્જિદ પણ જોડાયેલી રહેતી.[૫૦]

## રીતરિવાજો

જેવી રીતે મુસ્લિમ કોમોમાં આર્થિક અને સામાજિક ભિન્નતા હતી તેવી રીતે એમના રીતરિવાજોમાં પણ ભિન્નતા હતી.

સૈયદ શેખ અને કુરેશી જેવી મુસ્લિમ કોમો, પાક પેગંબર સાહેબની સાથેના તેમના નિકટના સંબંધને કારણે, અન્ય મુસ્લિમ કોમો કરતાં વિશેષ આદરણીય ગણાતી. મુસલમાનોમાં સર્વમાન્ય રીતે સૈયદોને સૌથી ઊંચું સ્થાન આપવામાં આવતું. કિફાયતનો સિદ્ધાંત સૌથી વિશેષ દઢતાથી તેઓ અપનાવતા અને તેથી તેઓ પોતાની દીકરીઓને પોતાના નિકટના સંબંધી સમૂહો બહારના કોઈને આપતાં અચકાતા.[૫૧] સૈયદો અને શેખો શરૂઆતથી જ પોતપોતાની કોમોમાં લગ્નવ્યવહાર કરે છે.[૫૨] તેઓ પોતાનાથી નીચી કોમમાંથી કદાચ કન્યા લે, પરંતુ પોતાની કન્યા આપવામાં ચુસ્ત રહે છે. ગુજરાતમાં આ ભેદભાવ વધારે પડતો તરી આવતો તે એટલે સુધી કે એક જ મુખ્ય કોમની બનેલી પેટાકોમોમાં પણ પોતાની પેટાકોમ પૂરતો મર્યાદિત રહેતો.[૫૩]

ઇસ્લામી શરિયત પ્રમાણે વિધવા-પુનર્લગ્નની છૂટ હોવા છતાં ગુજરાતના સૈયદો પોતાની કોમની વિધવાને પુનર્લગ્નની છૂટ ન આપતા.[૫૪]

સુન્ની વહોરાઓ પણ લગ્નની બાબતમાં બહુ ચુસ્તતા રાખતા. તેઓ આંતરસમૂહ લગ્ન કરવામાં માનતા નહિ. વહોરા કોમ આર્થિક રીતે સમૃદ્ધ કોમ હોવાથી તેઓ પોતાના જ સમૂહ સાથે બેટીવ્યવહાર રાખતા.

મોલે સલામ ગરાસિયા મૂળે રાજપૂત જમીનદાર હતા. તેઓએ ઇસ્લામનો સ્વીકાર કર્યો, પરંતુ પોતાના હિંદુ પરંપરાગત રિવાજ અને કેટલીક સાંસ્કારિક વિશેષતાઓ ચાલુ રાખી. તેઓ મૃતદેહને મુસ્લિમ રિવાજ પ્રમાણે દફનાવે છે, પરંતુ મોટા ભાગની હિંદુ રીતરસમો એમનામાં ચાલુ છે.[૫૫]

ગુજરાતની ઇમામશાહી કોમેમાં પણ હિંદુઓના અનેક રીતરિવાજ ચાલુ હતા. ઇમામશાહ અને એમના વંશજોએ ધર્માંતર કરાવેલ અનુયાયીઓને મુસ્લિમ કોમોના રિવાજ પ્રમાણે અનુસરવાની ફરજ પાડી ન હતી. પરિણામે જ્ઞાતિવાદની ભાવના અને હિંદુ રીતરિવાજ તથા એમની વાણીવર્તણૂક અને પોશાક સહિત તમામ બાબતોમાં તેઓ અન્ય મુસ્લિમ કોમોથી જુદા પડે છે. એમના લગ્નના રિવાજો

પોતે ધર્માંતર કર્યા પહેલાં પોતે જે જાતિના હતા તે જાતિના રિવાજો પ્રમાણે ચાલુ રાખ્યા હતા. મતિયાઓમાં મૃત શરીરને બાળવામાં આવે છે, પરંતુ બાકી રહેલાં હાડકાંને દાટવામાં આવે છે.[૫૬]

**ખોરાક અને પોશાક**

એ સમયનો સામાન્ય મુસલમાન લાંબું કુરતું, અને સદરો પહેરતો અને માથા ઉપર પાઘડી (અમ્મામા) બાંધતો. તેઓએ ભારતના મૂળ રહેવાસીઓ જેવો પહેરવેશ ચાલુ રાખ્યો હતો. અલબત્ત ઉલમાઓની પાઘડીઓ જુદા પ્રકારની રહેતી.

સ્ત્રીઓ પાયજામો કુરતું અને દુપટ્ટો પહેરતી ને બુરખો રાખતી.[૫૭]

ગુજરાતી મુસલમાનો માંસાહાર તો કરતા, પરંતુ એ સાથે એમનો ખોરાક ખાસ કરીને ખીચડીનો હતો. અમદાવાદ અને સૌરાષ્ટ્રમાં રાત્રે અને સુરતમાં સવારે ખીચડી ખાવાનો રિવાજ હતો. રાત્રે ખીચડી ખાવાનો રિવાજ ઘણા વખતથી ચાલ્યો આવતો હતો. અહમદશાહ ૧ લો અને હજરત શેખ અહમદ ખટ્ટૂ બંને રાત્રે ખીચડી ખાતા હતા.[૫૮]

એ ઉપરાંત તેઓને સમોસાં મીઠાઈઓ અને ખાંડ-ઘી-ચોખાની વાનગીઓ ખાવાનો વિશેષ શોખ હતો. સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાના સમયમાં લોકો નાસ્તામાં મીઠાઈ ખાતા હતા. જમી રહ્યા પછી પાન અને અત્તર લેવાનો રિવાજ પણ હતો.[૫૯]

**ધાર્મિક ઉત્સવો**

મુસ્લિમો ધર્મપ્રેમી પ્રજા છે, તેથી તેઓ અનેક ધાર્મિક અને સામાજિક ઉત્સવો તથા તહેવારો ઊજવતા. મોહર્રમ રમજાન-ઈદ અને બકરી-ઈદ સિવાયના બીજા પવિત્ર દિવસ શિયાઓ અને સુન્નીઓ જુદા જુદા પાળતા હતા.[૬૦] મોહર્રમ અને તાજિયા, આશુરા, બારાવફાત, શબે મેરાજ, શબે બરાત, શબે કદ્ર. રમઝાન-ઈદ, બકરી-ઈદ વગેરે તેઓના પવિત્ર તહેવાર હતા. તેઓ આ બધા તહેવારને ખૂબ જ આદર અને ઉત્સાહથી ઊજવતા.

**શિક્ષણ**

ગુજરાતમાં સલ્તનત સમય દરમ્યાન મુસલમાનોની વસ્તી ગામેગામ અને શહેરેશહેરમાં સારી એવી સંખ્યામાં થઈ હતી. કેટલાંક શહેરોમાં તો દસ દસ હજારની વસ્તી હતી.[૬૧] અસલ હિંદુસ્તાની નસલથી ઉત્પન્ન થયેલાં બાળકોને 'બયાસરા' કહેતા. બયાસરા એટલે 'બે જુદી નસલનાં સ્ત્રીપુરુષ દ્વારા ઉત્પન્ન થયેલ ઓલાદ'. આવાં બાળકો માટે તાલીમની જુદી વ્યવસ્થા જરૂરી હતી અને તેથી એમને માટે દરેક સ્થળે મદરેસાની સ્થાપના કરવામાં આવી હતી. સુલતાન અહમદશાહ ૧ લાના સમયમાં ઘણી મદરેસા સ્થાપવામાં આવી હતી.[૬૨]

મૌલાના સૈયદ અબુ ઝફર નદવી સાહેબે ગુજરાતમાં સ્થપાયેલ આવી અનેક મદરેસાઓનાં નામ અને તેઓનો ટૂંકો પરિચય 'गुजरातकी तमद्दुनी तारीख़'માં આપ્યો છે. એવી મદરેસાઓમાં 'મદરેસાએ શાહઆલમ', 'મેંગ્લોરકા મદરેસા' (માંગરોળ શહેરમાં સ્થપાયેલ મદરેસા) અને 'મદરેસાએ આલિયા અલવીઆ' વગેરે નોંધપાત્ર છે.

આ ઉપરાંત ગુજરાતમાં અનેક પુસ્તકાલય (કિતાબખાનાં) પણ હતાં. ગુજરાતમાં સ્વતંત્ર ઇસ્લામી હકૂમતની સ્થાપના થતાં અનેક વિદ્વાનો તથા મહાત્માઓ સુલતાનોના દરબારમાં આવવા લાગ્યા. એમના સંસર્ગથી પ્રેરાઈને સુલતાન અહમદશાહે એક શાહી કિતાબખાનું શરૂ કર્યું. સુલતાન મુહમ્મદશાહ બિન અહમદશાહે (ઈ.સ. ૧૪૫૧) 'મદરેસા એ શમ્સએ બુરહાની'ને આ શાહી કિતાબખાનામાંથી કેટલાંક પુસ્તક ભેટ આપ્યાં હતાં.[૬૩] આવાં કિતાબખાનાંઓમાં ઉસમાનપુરાનું કિતાબખાનું, સરખેજનું કિતાબખાનું તથા શાહઆલમનું કિતાબખાનું મુખ્ય છે.

સલ્તનતના સમયમાં આ રીતે તાલીમની ઘણી સારી વ્યવસ્થા હતી.

## મનોરંજન

મુસલમાનો માટે મનોરંજનની પણ વ્યવસ્થા હોવાનું જણાય છે. ઘર બહારની રમતોમાં શિકાર અને ઘોડેસવારી મુખ્ય હતાં. મનોરંજન માટે લડાયક મરઘાં, ઘેટાં બટેર (quails) અને સુર્ખ (red wax bills)ને પરસ્પર લડાવી એ ઉપર દાવ લગાવવાનું એમને પસંદ હતું.

ઘરમાં રમવાની રમતોમાં ગંજીફો અને શેતરંજ મુખ્ય હતાં. એ ઉપરાંત તેઓ ચૌસર અને પચ્ચીસીની રમતો પણ રમતા. શેતરંજ રમવાની ઈરાની અને હિંદી રીતો જુદી હતી. ઈરાની રીતને 'ઝરાફ' કહેતા અને હિંદી રીતને 'જોરીબાજી' કહેતા.[૬૪]

પેગંબર સાહેબને સંગીત પસંદ ન હતું, તેથી સંગીતનો ધંધો મુસલમાનોમાં આબરૂદાર ગણાતો નથી. એમ છતાં શોખને ખાતર બધી કોમોમાં કેટલાંક સ્ત્રી-પુરુષો સંગીત શીખતાં અને ખાનગી સંગીતના જલસામાં ભાગ લેતાં. તેઓને મોટે ભાગે ગઝલો ગાવાનું પસંદ હતું અને સિતારનો શોખ હતો.[૬૫]

## પાદટીપ

૧. 'વિમલપ્રબંધ', ખંડ ૨, કડી ૮૧-૮૨, 'જિરાપલ્લી પાર્શ્વનાથ ફાગુ', ૧૬

શ્રી. ર. ભી. જોટ 'મર્દનિયા' એ વાળંદ હોય એવી સંભાવના જણાવે છે ('ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ' ખં. ૧, પૃ. ૨૩૬, પાદટીપ ૧), પરંતુ આગળ ઉપર જોઈશું તેમ, આ કાલમાં વાળંદનો 'નાપિત' તરીકે અલગ ઉલ્લેખ થયેલો છે જ, તેથી 'મર્દનિયા' શબ્દ તેલમાલિસ અને ચંપી કરનાર અલગ વર્ગ માટે પ્રયોજાતો હોવાની સંભાવના વધુ છે. એવી રીતે 'ગાંછા' એ ઘાંચી હોવાનું શ્રી જોટ સૂચવે છે પણ દેશી शब्द-संग्रह(પૃ. ૨૨૭)માં આ શબ્દ 'ગંછઅ' તરીકે પ્રયોજાયો છે ને એનો અર્થ 'વાંસના ટોપલા સૂંડલા વગેરે બનાવનાર' આપ્યો છે, જે અહીં ઉપયુક્ત લાગે છે.

૨. ઇ. ત્રિ. ત્રિવેદી, 'ગુજરાતના મુસ્લિમકાલીન સંસ્કૃત અભિલેખોમાંથી મળતી માહિતી', વિભાગ ૨, પૃ. ૬૬૬-૬૭

૩. વિ. સં. ૧૪૭૮(ઈ. સ. ૧૪૨૨)માં માણિક્યસુંદરસૂરિએ રચેલા 'પૃથ્વીચન્દ્રચરિત'-(ઉલ્લાસ ૫, પંક્તિ ૮૬—૯૬)માં આ ૮૪ જ્ઞાતિઓનાં નામ મળે છે. જુઓ મુનિ જિનવિજયજી (સંપા.), 'પ્રાચીન ગુજરાતી ગદ્ય-સંદર્ભ', પૃ. ૧૫૫.

૪. 'ખત્તિય ખગ્ગુ ન લિંતિ, સાહસિયહ સાહસુ ગલઇ' (સમરારાસુ,૬).

૫. ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૬૬૫

૬. અસાઈત, 'હંસાઉલી', ૩-૪૫

૭. 'વિમલપ્રબંધ', ખંડ ૨, કડી ૬૩-૭૨

૮. એજન, ખંડ ૩, કડી ૬૬

૯. એજન, ખંડ ૨, કડી ૭૫

૧૦. ભો. મ. શાહ, 'નરસિંહ મહેતા પૂર્વેના પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વ્યક્ત થતું સમાજજીવન', પૃ. ૪૭-૪૮, ૩૦૫-૧૧

૧૧. ઇ.વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૬૬૮

૧૨. 'વિમલપ્રબંધ', ખંડ ૩. કડી ૪-૧૬

૧૩. ભો. મ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૫૨-૬૫

૧૪. એજન, પૃ.૬૧-૬૨

૧૫. એજન, પૃ. ૫૩

૧૬. ભો. જ. સાંડેસરા, 'જિમણવાર-પરિધાન--વિધિ', "વર્ણક-સમુચ્ચય", ભાગ ૧, પૃ. ૧૭૩

૧૭. જલેબી અરબી 'ઝલ્લાબિયા' પરથી આવેલો શબ્દ છે અને એના ઉલ્લેખ ૧૫ મી સદીથી મળે છે—ભો. જ. સાંડેસરા અને ર. ના. મહેતા, 'વર્ણક-સમુચ્ચય', ભાગ ૨, પૃ. ૧૧, પાદટીપ ૨



૧૮. ગુજરાતમાં ઈડરી-ઈડલી છેક ૧૨ મી સદીથી જાણીતી હોવાનું જણાય છે.—એજન, પૃ. ૧૮, પાદટીપ ૧

૧૯. એજન, પૃ. ૧૯, બા. મ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૧૬૬

૨૦. બા. મ. શાહ, ઉપર્યુક્ત પૃ. ૧૫૮ ૨૧. એજન, પૃ. ૧૬૦

૨૨-૨૩. 'વિમલપ્રબંધ', ખંડ ૫, કડી ૯૨

૨૪. સંભવતઃ આ સમયે મેંદીનો ઉપયોગ થતો હોવાનું જણાતું નથી—જુઓ બા. મ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૧૬૨.

૨૫. કે. કા. શાસ્ત્રી (સંપા.) 'વસન્તવિલાસ' (ફાગુ) કડી ૪૦-૫૩, ૫૫, ૫૭-૫૯, ૬૨. ૬૮; ધી. ધ. શાહ, 'વિમલપ્રબંધ, અધ્યયન', પૃ ૧૨૭

૨૬. બા. મ. શાહ, ઉપર્યુક્ત પૃ. ૧૨૩-૩૧

૨૭. 'વિમલપ્રબંધ', ખંડ ૩, કડી ૨૩-૨૭; બા. મ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૭૦

૨૮. એજન, ખંડ ૩, કડી ૩૦-૩૪ અને ખંડ ૪, કડી ૩૭

૨૯. એજન, ખંડ ૪, કડી ૩૫-૩૭

૩૦. ધી. ધ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૧૧૯-૧૨૦; બા. મ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૭૨-૭૭

૩૧. स्त्रीणां साहसयोगो हि स्वर्गे सोपानपंक्तिवत् । જુઓ હ. ગં. શાસ્ત્રી, 'ધોળકાની વાવનો શિલાલેખ', "સ્વાધ્યાય", પુ. ૧, પૃ. ૮૪—૮૭; વળી સતીપ્રથાનાં બીજાં દૃષ્ટાંતો માટે જુઓ D. B. Diskalkar, *Inscriptions of Kathiawad*, Nos. 51, 52, 72, 99; 'ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ' માં આપેલી લેખસૂચિમાં ક્રમાંક ૭૩, ૧૨૧, ૧૯૬; કે. કા. શાસ્ત્રી, 'અનુશીલન', પૃ. ૫૭-૫૮.

૩૨. J. Chaube, *History of Gujarat Kingdom*, p. 82

૩૩. 'लेखपद्धति', પૃ. ૪૪-૪૭; श्रीधर व्यास, 'रणमल्ल-छन्द', ૭

૩૪. હંસાઉલી, ૪-૬૬ ૩૫. બા. મ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૧૩૦-૩૧

૩૬. માણિક્યસુંદર, ઉપર્યુક્ત, ઉલ્લાસ ૪, પંક્તિ ૨૦-૨૨

૩૭ થી ૪૦. ધી. ધ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૧૨૨-૨૩

૪૧. Cited by S. C. Misra, *Mulism Communities in Gujarat*, pp. 6-7

૪૨. છોટુભાઈ ર. નાયક, 'મધ્યયુગીન ભારત', ખંડ ૨, પૃ. ૩૦૦

૪૩. કરીમ મહમદ માસ્તર, 'મહાગુજરાતના મુસલમાનો', ભાગ ૧-૨, પૃ. ૫-૬

૪૪. એજન, પૃ. ૫-૬ ૪૫. એજન, પૃ. ૧૭-૧૮



૪૬. છોટુભાઈ ર. નાયક, ઉપર્યુક્ત, પૃ. ૩૦૦

૪૭. કરીમ મહમદ માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૧૭-૧૮ ૪૮. એજન પૃ. ૧૭-૧૮

૪૯. S. C. Misra, *op. cit.*, p. 13

૫૦. M. S. Commissariat, *A History of Gujarat*, Vol. 1, p. 25
૫૧. S. C. Misra, *op. cit.*, p. 137
૫૨—૫૩. કરીમ મહમદ માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૫૩ ૫૪. એજન પૃ. ૫૩
૫૫. ર. ભી. જોટ, એજન, ખંડ ૧-૨, પૃ. ૪૧૨
૫૬. M. S. Commissariat, *op. cit.*, pp. 139-140
૫૭. मौलाना सैयद अबु झफर नदवी साहेब, गुजरात की तमद्दुनी तारीख, पृ. १८५
५८—५९. एजन, पृ. १८२
૬૦. કરીમ મહમદ માસ્તર. ઉપર્યુક્ત, પૃ. ૫૦૧
૬૧—૬૨. मौलाना सैयद अबु झफर नदवी साहेब, उपर्युक्त, पृ. १९४
६३. एजन, पृ. २१८
૬૪. કરીમ મહમદ માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૫૯૧-૫૯૨
૬૫. એજન, પૃ. ૫૯૬

*

## પ્રકરણ ૧૦

# આર્થિક સ્થિતિ

સલ્તનત કાલ દરમ્યાન સમૃદ્ધ હજાર ગામડાં અને થોડાં શહેરોમાં વસેલા ગુજરાતમાં[1] ખેતી અને વેપાર એ બે મોટા ધંધા હતા. આ બંને ધંધા એવા ખીલ્યા હતા કે એ સમૃદ્ધિ અને સોંઘવારીનો જમાનો હતો. ઘઉં ચોખા જવ જુવાર ચણા તલ જેવાં ધાન્યો તથા કેરી શેરડી અંજીર દ્રાક્ષ દાડમ કાગદી-લીંબુ કેળાં નાળિયેર તડબૂચ રાયણ જેવાં ફળ પણ પુષ્કળ પ્રમાણમાં પાકતાં.[2] જાત જાતની કેરીના સ્વાદથી પરદેશીઓ તો આફરીન થઈ જતા.[3] શેરડી તો એટલી બધી પાકતી કે એનો ભાવ પણ પુછાતો ન હતો.[4] શાકભાજી પણ સારા પ્રમાણમાં થતી.[5]

ફીરોજશાહ તુગલુકે મહેસૂલ વગેરેની જે સુવ્યવસ્થા કરી તેને પરિણામે દેશમાં કાયમી સોંઘવારી થઈ.[6] મહમૂદ બેગડાની વ્યવસ્થાએ પણ ભાવની સપાટી સારા પ્રમાણમાં નીચી રાખી હતી. એક નિર્દેશ પ્રમાણે ફીરોજશાહના શાસનમાં ઘઉં આઠ 'જિતલ'ના એક મણ મળતા, જ્યારે ચણા ચાર 'જિતલ'ના મણના ભાવે વેચાતા.[7] બીજા નિર્દેશ અનુસાર ઈસવી સનના ૧૪ મા શતકમાં ઘઉં છ આને મણ, જવ ચાર આને મણ, ચોખા સાડા–સાત આને મણ, ચણા બે આને મણ, ખાંડ એક રૂપિયે મણ તથા સાકર સવા રૂપિયે મણના ભાવે મળતી, જ્યારે ઊંચી જાતનાં ભેંસ કે બળદોનો ભાવ બે રૂપિયા હતો[8] સ્વાભાવિક રીતે દૂધ–ઘીની છત હતી અને ખાવાપીવાની ચીજોની દુકાનો પણ પુષ્કળ હતી.[9] મીઠાઈઓ તથા સૂકાં ફળ બગડયા વિના ગુજરાતથી મક્કા સુધી જતાં.[10]

આમ ખેતીમાં મબલખ પાક ઊતરતો હતો એમ લાગે છે, પરંતુ યુદ્ધોના એ કાલમાં આક્રમક સૈન્ય આજુબાજુના ખાલસા પ્રદેશને પાયમાલ કરતું,  ખેતીનો પણ નાશ થતો.[11]

કપાસ સારા પ્રમાણમાં થતો હોઈ પ્રાચીન કાલથી જ ગુજરાતમાં કાપડ-ઉદ્યોગ ખીલ્યો છે. એ સમયમાં રચાયેલા 'વર્ણકો'માં વિવિધ પ્રકારનાં

વસ્ત્રોની યાદી આપેલી છે તે ઉપરથી કાપડ ઉદ્યોગના વૈવિધ્યયુક્ત વિકાસનો ખ્યાલ આવી શકે એમ છે.[૧૨] આ નામોમાંનાં કેટલાંક તો સ્પષ્ટ રીતે અરબી-ફારસી મૂળનાં છે. ગુજરાતી છીંટોનો મોટો વેપાર મલાક્કા તથા પૂર્વના દેશો સાથે હતો.[૧૩] જરીના આરી-ભરતની હુન્નરકલા પણ ખૂબ વિકસી હતી. ઈ.સ. ૧૫૧૪ માં ગુજરાત આવેલા ફિરંગી એલચીઓને અમદાવાદમાં જરીના આરી-ભરતના ઝભ્ભા પહેરાવવામાં આવ્યા હતા અને એમના માણસોને રંગીન મલમલના ઝભ્ભા આપવામાં આવ્યા હતા.[૧૪]

મિર્આત-ઇ-અહમદી સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે ગુજરાતના હુન્નરની કીર્તિ ઈરાન તુરાન રૂમ અને સીરિયા સુધી વિસ્તરી હતી.[૧૫]

લગભગ બધા સુલતાનોના નામના સિક્કા પડેલા. આ માટે કેટલીક ટંકશાળો ચાલતી હતી; જેમ કે અમદાવાદ અહમદનગર(હિંમતનગર) મુસ્તફાબાદ(જૂનાગઢ) મુહમ્મદાબાદ (ચાંપાનેર) વગેરે.[૧૬]

હુમાયૂએ ઈ.સ. ૧૫૩૫ માં ચાંપાનેર-પાવાગઢ જીત્યું તે પછી ત્યાં એણે પોતાના ચાંદીના તથા તાંબાના સિક્કા પડાવેલા. એમાંના એક ઉપર ચાંપાનેર હિ. સં. ૯૪૨ માં જિતાયું એ ઉલ્લેખ ઉપરાંત એનું 'शहर-इ-मुकर्रम' એવું નામ આપેલું છે, જ્યારે બીજા એકમાં 'शहर अल् झयान' (એ જમાનાનું શહેર) એવું લખ્યું છે.[૧૭]

આ કાલખંડના સિક્કાઓનાં લખાણો ખિતાબો વજન આકાર વગેરેનો અભ્યાસ કરતાં એવી પ્રતીતિ થાય છે કે બંગાળ માળવા અને જૌનપુરના સુલતાનોના સિક્કાઓના સરખામણીમાં ગુજરાતના આ સિક્કાઓ પણ કેટલીક બાબતોમાં આગવી લાક્ષણિકતા ધરાવતા હોઈ ઓછા રસપ્રદ નથી.[૧૮]

સલ્તનત કાલના બધા સિક્કાઓમાં મહમૂદ બેગડાના 'મહમૂદી' સૌથી વધારે લોકપ્રિય અને લાંબા સમય સુધી પ્રચલિત રહ્યા હતા.

શ્રીધરાચાર્યના 'ગણિતસાર' ઉપર વિ. સં. ૧૪૪૯(ઈ.સ. ૧૩૯૩) માં રાજકીર્તિ મિશ્રે લખેલી જૂની ગુજરાતી ટીકામાં નાણાં અને તોલમાપનાં કોષ્ઠક આપેલાં છે, જેમાં ધાન્ય સુવર્ણાદિ કુંકુમાદિ અને ઘી-તેલનાં તોલમાપ તથા જમીનનાં માપનો સમાવેશ થાય છે.



ગુજરાતીઓ એમનાં વેપાર-વાણિજ્યની કુશળતા માટે પ્રાચીન કાલથી જ પ્રસિદ્ધિ પામ્યા છે. ગુજરાતની વેપારી પ્રવૃત્તિ ઈ.સ. પૂર્વે ૩૦૦૦ થીયે જૂની છે એમ ઇજિપ્તની કબરોમાંથી નીકળેલી સિંધુ નામની મલમલ અને ગુજરાતની મળી ઉપરથી સિદ્ધ કરવા પ્રયત્ન થયો છે.[૧૯]

 આલ્બુકર્કના પત્રોમાં જણાવેલું છે કે ગુજરાતના કિનારાની હદ પ્રભાસ-પાટણથી માહીમ અને ચેવલ સુધી છે અને એની લંબાઈ ૧૩૦ લીગ છે.[૨૦] ઈ.સ. ૧૫૦૩માં આવેલા ઇટાલિયન મુસાફર હ્યુડો વિકો ડી વર્થેમાએ પણ ચેવલ સુધી ગુજરાતની સત્તા હતી એવું સ્પષ્ટ જણાવ્યું છે.[૨૧] ગુજરાત ચોરાસી બંદરના વાવટા તરીકે જાણીતું છે. એની ગણતરી કરત મિરૂઆત-ઇ-અહમદી જણાવે છે કે એમાં ૨૩ ગુજરાત–સૌરાષ્ટ્રનાં બંદર અને બાકીનાં ૬૧ હિંદ અરબસ્તાન વગેરેનાં બંદર સમજવાં,[૨૨] પરંતુ ગુજરાતના કિનારાનાં ઉલ્લિખિત બંદરોની સંખ્યા ૨૩ કરતાં વધી જાય છે: અગાસી ઉના કે નવાનગર કાવી કેલવાડ ખંભાત ગાંધાર ઘોઘા ચેવલ ચોલ જંજીરા જાફરાબાદ કે મુઝફ્ફરાબાદ ડુમસ તારાપુર દમણ દહાણું દીવ પીરમબેટ પુરમીન કે પુરમિયાણી પ્રભાસ-પાટણ કે સોમનાથ, બાકર ભરૂચ મર્ગદળ મહુવા માંગરોળ માહીમ–મુંબઈ રાંદેર રાજપુર લાહરી વલસાડ વસઈ શિયાળબેટ સુરત અને હાંસોટ.

ખંભાત ભારતનું મુખ્ય બંદર હતું. દસમી સદીથી એ સોળમી સદીમાં સલ્તનતના અંત સુધી લગભગ પાંચ સદી સુધી એ સમસ્ત દેશનું મોટામાં મોટું અને સર્વથી સમૃદ્ધ બંદર રહ્યું.[૨૩]

અખાતના મોટા જુવાળથી દરિયો પુરાવાને લીધે ગુજરાતનું વેપાર માટેનું સર્વશ્રેષ્ઠ સ્થળ છતાં ખંભાત નૌકાસૈન્ય માટે નકામું થઈ ગયું હતું અને આ કાલખંડમાં દીવ સૌથી વધારે સગવડવાળું બંદર બન્યું હતું.[૨૪] ગુજરાતના મીરે બહર અર્થાત્ નૌકાસેનાપતિ મલિક અયાઝે દીવને જ પોતાનું મથક રાખ્યું હતું.[૨૫] ૨૦૦ યુદ્ધજહાજોનો કાફલો ત્યાં રહેતો હતો.[૨૬] આમ સલામતી હોવાથી ત્યાં વેપાર પણ વધ્યો અને જૂની દેશી વસ્તી ઉપરાંત ધનવાન પરદેશી વેપારીઓ પણ ત્યાં આવીને વસ્યા હતા, એટલે ૧૪ મા થી ૧૬ મા શતક સુધી દીવ પ્રથમ વર્ગનું બંદર હતું.[૨૭] નાના બેટ ઉપર વસેલા આ મહત્ત્વના બંદરને સૌરાષ્ટ્રના કિનારા સાથે સાંકળોથી બાંધી મલિક અયાઝે વહાણો માટે સગવડ કરેલી, જેને 'સાંકળકોટ' કહેતા.[૨૮] એ ચારે બાજુ કોટવાળું તોપખાનાંથી સુરક્ષિત શહેર હતું.[૨૯] ઈ.સ. ૧૫૧૫માં આવેલા ફિરંગી મુસાફર બારબોસાએ મલબાર ઈરાન અરબસ્તાન અને આફ્રિકાના કિનારાનાં બંદરો સાથેના દીવના વેપારનું વિગતવાર વર્ણન આપ્યું છે, આયાત–નિકાસની વસ્તુઓ ગણાવી છે  અને કાચા તથા તૈયાર માલનું વર્ણન કરી જણાવ્યું છે કે વેપારથી રાજાને થતી મોટી આવક આશ્ચર્યજનક હતી.[૩૦] રાતા સમુદ્રના દ્વાર સમું એડન, ઈરાની અખાતમાંનું ઘોડાના વેપારનું મુખ્ય સ્થળ હોરમઝ અને હિંદના કિનારાની

મધ્યમાં આવેલ ગોવા—આ બધાંની વચ્ચે સૌરાષ્ટ્રના કિનારે આવેલા દીવના બેટનું એક મધ્યવર્તી કેંદ્ર તરીકે ખાસ મહત્ત્વ હતું[31] અને તેથી જ ફિરંગીઓએ તેને કબજે કરવા માટે એમના ઇતિહાસમાં સર્વથી ભારે કહેવાય એવાં નૌકાયુદ્ધ ખેલ્યાં.[32] છેવટે ઈ.સ. ૧૫૩૫ માં બહાદુરશાહે એમને દીવમાં કિલ્લો બાંધવાની પરવાનગી આપી.[33] ૧૫૩૯ માં બંદરની જકાતનો ત્રીજો ભાગ ફિરંગીઓને મળ્યો[34] અને ૧૫૪૬ના નવેમ્બરમાં તેઓ દીવ કાયમનું જીતી ગયા.[35] ત્યારબાદ ૧૫૪૮ માં સંધિ થતાં દીવની સ્થિતિ સુધરી અને ૧૦૦ વહાણો, ૬૦૦૦નું લશ્કર અને ૪૦૦૦ સવારો ત્યાં રહ્યા.[36] આ ઉપરાંત હિંદુ વસ્તી જુદી.[37] દીવના ઈ.સ. ૧૫૪૬ના બીજા યુદ્ધ વખતે ગુજરાતનું તોપખાનું ઉત્તમ હતું.[38] ત્રણ તો બહુ મોટી તોપો હતી, જેમાંની એક નવાઈની ચીજ તરીકે પોર્ટુગલ મોકલાયેલી, સેન્ટ જુલિયનના કિલ્લામાં રાખવામાં આવી, જે 'દીવની તોપ' તરીકે પ્રખ્યાત છે.[39] ગુજરાતી લશ્કર પાસે પથ્થર ફેંકતું યંત્ર હતું, જેનાથી ફિરંગીઓ ડરતા. એક ફ્રેંચ એ ચલાવતો. તેણે ૩૦ પથ્થર કિલ્લામાં ફેંકેલા. એના મૃત્યુ પછી બીજાને એ ન ફાવતાં ઊલટી દિશામાં પથ્થર ફેંકાતાં એ બંધ કરવું પડેલું.[40]

ઈ.સ. ૧૫૪૦ પહેલાં સુરત કરતાં સામે કાંઠે આવેલું રાંદેર વધારે સમૃદ્ધ હતું. એને ફિરંગીઓએ બાળ્યા પછી એ શહેર ઘસાતું ગયું અને સુરતની વૃદ્ધિ થઈ. ફિરંગી ત્રાસ સામે બચાવ માટે મહમૂદ ૩ જાના સમયમાં સુરતનો કિલ્લો બંધાયો.[41]

ઈ.સ. ૧૫૩૨ માં ફિરંગીઓ સામે રક્ષણ માટે બહાદુરશાહે વસઈનો મજબૂત કિલ્લો બંધાવ્યો, પણ તેઓ જીત્યા અને ૪૦૦ તોપ લઈ ગયા. વસઈની આસપાસથી વહાણો બાંધવા માટે ઉત્તમ જાતનું વલસાડી સાગનું લાકડું મળતું હતું.[42] ૧૫૩૪ના ડિસેમ્બરમાં બહાદુરશાહે શરમભરેલી સંધિ કરી આસપાસના પ્રદેશ તથા આવક સાથે વસઈ ફિરંગીઓને આપી દેતાં ગુજરાતનાં વહાણોને ત્યાં મહેસૂલ ભરવું પડતું અને 'મનવાર' પણ ગુજરાતનાં બંદરોએ બનાવી ન શકાય એવી શરત થઈ હતી.[43]

તાપી તટનું મગદલ્લા બંદર હબસીઓથી વસેલું હતું. ફિરંગીઓએ એને ઉજ્જડ કરી મૂક્યું ત્યારે માત્ર એક હાથ કાપેલા માણસને બચવા દીધો![44] એ પછી જ્યાં દરિયાઈ વેપારથી સમૃદ્ધ ધનવાન લોકો સારા મોટાં મકાનોમાં રહેતા હતા તે નર્મદાતટના હાંસોટ બંદરે સ્ત્રીઓ સહિત સર્વની તેઓએ કતલ કરેલી.[45]

દીવ પડ્યું ત્યારે સામે કિનારે આવેલ નવાનગર-જૂના સમૃદ્ધ થતું હતું. એને મજબૂત કિલ્લો બાંધવામાં આવ્યો.[46]

કારી અને ગંધાર બંદર હતાં ઘોઘા મોટું શહેર હતું, પણ વહાણોને ચાર માઈલ દૂર લંગરવું પડતું; ત્યાંથી નાની હોડીમાં ઘોઘામાં જવાતું. ૪૭

ગાંધારમાં વાણિયા વેપારી અને ખાસ કરીને જૈનોની વસ્તી વધારે હોય એમ લાગે છે.૪૮

પુરમીન કે પુરમિયાણી બંદરનો ઉલ્લેખ ખાસ નોંધવા જેવો છે. આ બંદરના વેપારીઓનો ઇમારતી લાકડાનો વેપાર માહીમ તારાપુર વગેરે બંદરો સાથે હતો ૪૯

ગુજરાત મક્કાનું દ્વાર ગણાતું. હજ કરવા જનારને ગુજરાતનાં બંદરોથી જ જવું પડતું. મલિક અયાઝ, એનો પુત્ર મલિક તુધાન અને પછી મુસ્તફા રૂમીખાન જેવા કુશળ નૌકા-અધિકારીઓના અધિકારમાં ગુજરાતનાં બંદર ઘણે અંશે સલામત હતાં.૫૦ 'तारीख–इ–बहादुरशाही'નો કર્તા ખંભાતનો દરોગો (customs officer) હતો, એ પરથી દીવના મુખ્ય નૌકાધ્યક્ષ ઉપરાંત દરેક બંદરે અમલદારો હશે એમ જણાય છે.૫૧

આ બંદરો દ્વારા ગુજરાતનો વેપાર ધમધોકાર ચાલતો હતો. પાટણ જેવા સમુદ્રથી સો માઇલ દૂરના શહેરમાં પણ નાવિકો–ખારવા માટેનો અલગ મહોલ્લો હોય એ જ ગુજરાતની વહાણો અને સમુદ્રને લગતી પ્રવૃત્તિ કેવી સારી હશે એનો ખ્યાલ આપે છે.૫૨

વેપાર અને એનાં મુખ્ય અંગો–વહાણવટા અને નાણાવટા વિશે ઇતિહાસમાં ઠેર ઠેર છૂટાછવાયા ઉલ્લેખો મળે છે.૫૩

તત્કાલીન સાહિત્ય પણ દરિયાઈ વેપારની સાક્ષી પૂરે છે. ઈ.સ. ૧૩૩૬માં રચાયેલા કક્કસૂરિ કૃત 'नाभिनन्दनजिनोद्धार-प्रबन्ध'માં આ પ્રદેશના બધા નિવાસીઓ પુષ્કળ બંદરોએ અલ્પ વ્યવસાય કરીને પણ અઢળક ધન મેળવે છે એવું સ્પષ્ટ વિધાન કરેલું છે.૫૪ ૧૫મા શતકના 'શ્રીપાલચરિત'માં કોસાંબી નગરીના ધવલ શેઠનું જે વર્ણન આપવામાં આવ્યું છે તે ગુજરાતના વહાણવટાના જ્ઞાન માટે ઉપયોગી છે. આ શેઠ પાસે ભરૂચમાં એક 'મધ્યમ જુંગ' નામનું સોળ કૂપ અર્થાત્ ડોળ-(mast)વાળું વહાણ, ચાર 'લઘુજુંગ' નામનાં ચાર ચાર કૂપવાળાં, ૧૦૦ 'વડસફર' નામનાં, ૫૪ સિલ્લી નામનાં, ૫૦ 'આવત્તા' નામનાં અને ૩૫ 'ખુરપા' 
નામનાં વગેરે કુલ ૫૦૦ વહાણ હતાં. નાખુદા અને માલમ જેવાં આજે ય વપરાતાં વહાણના અમલદારોનાં નામ પણ આ સંદર્ભમાં મળે છે. આવાં ઘણાં વેપારી વિવિધ બંદરોએ હતાં.૫૫

અમદાવાદનું જરીકામ તથા કિનખાબનું કામ પ્રશંસા પામી ચૂક્યું હતું.[૫૬] અને એની પાસેનું સરખેજ પશ્ચિમ ભારતનું ગળીનું મુખ્ય મથક ગણાતું હતું.[૫૭] સરખેજની આ ગળી છેક યુરોપ જતી.[૫૮] કાશીમાં બનેલી સુંદર પાઘડીઓ આ બંદરો દ્વારા ઈરાન અને તુર્કસ્તાન સુધી પહોંચતી.[૫૯] ભરૂચમાં રેશમી કાપડનો સારો વેપાર ચાલતો હતો.[૬૦] દિલ્હીનું કાપડ ગુજરાતમાં આવતું તે સંભવતઃ વિદેશ મોકલવા માટે જ હશે.[૬૧] યુરોપ સાથેનો વેપાર મોટે ભાગે અરબો દ્વારા રાતા સમુદ્રનાં બંદરોએ થઈને થતો હતો,[૬૨] જે ફિરંગીઓથી સહન ન થતાં તેઓએ નવે રસ્તે ભારત સાથેનો વેપાર વધારવા મુસલમાનો સાથે આથડીને પણ ભગીરથ પ્રયત્ન કર્યો.[૬૩] ગુજરાતનું કાપડ એ સમયે દુનિયાભરમાં પ્રસિદ્ધ હતું.[૬૪] મેવાડના ઓસવાલ જ્ઞાતિના તોલાશાહના પુત્ર કર્માશાહનો કાપડનો વેપાર દેશાવરો ખાતે બહુ મોટો હતો એટલે એનું ઉપનામ 'દોશી' પડ્યું હતું.[૬૫]

ચાંચિયાનો ઉપદ્રવ આ દરિયાઈ વેપારમાં કોઈ વાર અવરોધરૂપ બની જતો. ૧૪ મી સદીના પીરમબેટના મોખડાજી ગોહેલનાં ચાંચિયા તરીકેનાં પરાક્રમ બહુ જાણીતાં છે.[૬૬] પાછળથી પીરમબેટના ચાંચિયા હોશિયાર દરિયો ખેડનાર નાવિકો અને વેપારીઓ બની ગયા હતા એ હકીકત રસપ્રદ છે.[૬૭]

ચાંચિયાઓને વશ કરવા નૌકાસૈન્યો રહેતાં, એટલું જ નહિ, પણ વેપારીઓ પોતાનાં વહાણોમાં લડાઈ માટેની તૈયારીઓ રાખતા.[૬૮]

મહમૂદ બેગડાના સમયમાં ગુજરાતનું વહાણવટું, નૌકાસૈન્ય તેમ જ દરિયાઈ વેપાર ઘણાં જ વધ્યાં.[૬૯] બહાદુરશાહની કતલ પછી ગુજરાતની સમુદ્ર ઉપરની સત્તા ઘટી, છતાં લોકોના સાહસને લીધે એની વેપાર પર બહુ અસર થઈ નહિ.[૭૦] હિંદમાં ગુજરાતનું નૌકાસૈન્ય શ્રેષ્ઠ હતું.[૭૧] જરૂરિયાત પ્રમાણેનાં વિવિધ પ્રકારનાં વહાણ પણ સારા પ્રમાણમાં બનાવાતાં. દીવ ગયા પછી સુરત ભરૂચ દમણ અને ખંભાતમાં સાગના લાકડાનાં મજબૂત ૧૫૦૦ લડાયક વહાણ બાંધવામાં આવ્યાં હતાં.[૭૨]

બળવાન નૌકાસૈન્યને પ્રતાપે ગુજરાતનો દરિયાઈ વેપાર આ સમયે ટોચ પર પહોંચ્યો હતો.[૭૩] ગુજરાતના પાટનગર અમદાવાદને અબુલ ફઝલે 'દુનિયાનું બજાર' કહ્યું છે.[૭૪] સિકંદર લોદી કહેતો કે ગુજરાતના સુલતાનની જાહોજલાલી એના તાબાનાં ગુજરાતનાં ૮૪ બંદરોના પરવાળાં તથા મોતીના વેપાર પર આધાર રાખે છે.[૭૫]

ગુજરાતમાં આયાત થતા માલમાં ઘોડા સોપારી ગુલાબજળ પિસ્તાં કિસમિસ દ્રાક્ષ સોનું રૂપું તાંબુ સુરમો વગેરેનો સમાવેશ થતો. અરબી ઘોડા યમન બેહરીન અને ઈરાકથી આયાત કરાતા.[૭૬] સોપારી મલબારથી આવતી.[૭૭] દીવમાં દમાસ્કસથી ૧૩૦૦ (કે ૧૬૦૦) મણ ગુલાબજળ આવેલું.[૭૮] ખંભાતમાં આયાત થતા માલમાં સોનું રૂપું તાંબું ઘોડા અને સુરમો વગેરેનો સમાવેશ થતો.[૭૯]

ગુજરાતની છીંટની મોટી નિકાસ દીવ બંદરેથી મલાક્કા તથા પૂર્વના દેશો ખાતે થતી.[૮૦] સરખેજની ગળીની નિકાસ પણ જુદા જુદા દેશોમાં સારા પ્રમાણમાં થતી. મક્કામાં એ સારી ખપતી. ફિરંગીઓએ જ્યારે આ ગળીના વેપારને થંભાવી દીધો ત્યારે એના ભાવ મક્કામાં વધી ગયા : એક કરંડિયો ૨૦ સોના-મહોરના ભાવે ખપતો. ખંભાતની નિકાસ થતી વસ્તુઓમાં સૂંઠ કપાસ ગૂગળ સુગંધી પદાર્થ, ખાંડ ગળી બારીક કાપડ લાખ આમળાં રેશમી કાપડ અને ચામડાં વગેરેનો સમાવેશ થતો. આ માલ મોટે ભાગે ઈરાન અરબસ્તાન આફ્રિકા અને ચીન વગેરે ખાતે જતો.[૮૧]

આ કાલખંડનાં આબાદ નગરોમાં પાટણ(નહરવાલા) અમદાવાદ(અસાવલ), ખંભાત ડભોઈ વડોદરા ભરૂચ સુરત રાંદેર નવસારી સુલતાનપુર નંદરબાર ધોળકા માંગરોળ સોમનાથ-પાટણ વેરાવળ જૂનાગઢ અને ગોંડળ હતાં.[૮૨]

ફીરોજશાહ તુગલુક મહેસૂલને લગતા સુધારા કર્યા તેથી દેશમાં કાયમની સોંઘવારી થઈ એ આપણે ઉપર નોંધ્યું.[૮૩] ત્યાર બાદ ગુજરાતમાં અહમદશાહે 'વાંટા'ની પ્રથા દાખલ કરી. રાજ્યની આવકનો મોટો ભાગ બંદરોની મહેસૂલ અને જકાતથી મળતો.[૮૪] દીવના બંદરી મહેસૂલનો બધો હક ગુજરાતના સુલતાનનો હતો.[૮૫]

આમ ગુજરાતના સલ્તનતના સમગ્ર કાલખંડના આર્થિક માળખાનું અવલોકન કરતાં પ્રતીતિ થાય છે કે એ સમય સોંઘવારી અને સમૃદ્ધિનો હતો. ગુજરાતનો સાગરકાંઠો વેપારથી છલકાઈ રહ્યો હતો અને મધ્યભાગ ધાન્યથી ઊભરાઈ રહ્યો હતો.[૮૬] ઈ.સ. ૧૫૧૫ માં હુમાયૂંએ ચાંપાનેર-પાવાગઢ જીત્યું ત્યારે ત્યાંથી એને જગતના સર્વ દેશોમાંથી ગુજરાતના સુલતાનોએ ભેગું કરેલું અઢળક દ્રવ્ય પ્રાપ્ત થયું હતું.[૮૭]

## પાદટીપ

૧. ઇમામુદ્દીન સરફદ્દીન દરગાહવાલા, 'ચૌદમી સદીનું ગુજરાત', "ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક," પુ. ૬, પૃ. ૫૫૯. આ ગણના 'ताज्झीयतुल अम्सर'માં ઇતિહાસકાર વસ્સાફે આપેલી છે એવી નોંધ અહીં કરવામાં આવી છે.

૨-૫. ઇ.સ. દરગાહવાલા, ઉપર્યુક્ત, પૃ. ૫૬૦

૬. ર. ભી. જોટ, 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ; ઇસ્લામ યુગ', ખંડ ૧, પૃ. ૧૭૨; Elliot, *History of India As Told by its own Historians*, Vol. III, p. 355

૭. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૧, પૃ. ૧૭૧, Elliot, *op. cit.*, pp. 290 and 344–345

૮. ઈ.સ. દરગાહવાલા. ઉપર્યુક્ત, પૃ. ૫૬૦

૯. એજન, પૃ. ૫૬૧

૧૦. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૭૫૯ તથા એની ઉપરની પાદટીપ ૬૯

૧૧. એજન, ખંડ ૨, પૃ. ૪૯૬–૪૯૭

૧૨. ભો. જ. સાંડેસરા અને ર. ના. મહેતા, 'વર્ણક-સમુચ્ચય', ભાગ ૨, પૃ. ૧૪૦-૧૪૮

૧૩. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૬૭૪-૬૭૫; R. S. Whiteway, *'The Rise of portuguses Power in India, 1497-1550*, p. 191

૧૪. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૬૮૦

૧૫. એજન, ખંડ ૨, પૃ. ૩૦૫

૧૬. વિગત માટે જુઓ પ્રકરણ ૮ નું પરિશિષ્ટ.

૧૭. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૭૪૯

૧૮. ભા. લા. માંકડ, 'ગુજરાત સલ્તનતના સિક્કાઓ,' "પથિક", પુ. ૧૨. અં. ૧૦, પૃ. ૩૬

૧૯. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૪, પૃ. ૧૦૪૬; મિ. હ્યુઈટ (Mr. Heuit)ના *Journal of the Royal Asiatic Society of Great Britain and Ireland*માં મુદ્રિત થયેલા લેખના આધારે *Bombay Gazetteer*, Vol. I ના પૃ. ૧૧ ઉપર લીધેલી નોંધ ૨

૨૦. એજન, ખંડ ૪, પૃ. ૬૮૪; R. S. Whiteway, *op. cit.*, p. 308

૨૧. એજન, ખંડ ૪, પૃ. ૧૦૬૪; *Konkan History, Bombay Gazetteer*, Vol. I. Part II, p. 31



૨૨. એજન, ખંડ ૪, પૃ. ૧૦૬૪; मिरात-इ-अहमदी (ગુજરાતી ભાષાંતર), પૃ. ૧૪-૧૫

૨૩. વિગતો માટે જુઓ આ પ્રકરણને અંતે આપેલું પરિશિષ્ટ.

૨૪. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૭૪-૮૭૫

૨૫. એજન, ખંડ ૨, પૃ. ૪૯૦ ઉપરની પાદટીપ ૨૫ તથા પૃ. ૪૯૮; ખંડ ૪, પૃ. ૧૦૬૪

૨૬. Z. A. Desai, 'Relations of India with Middle-Eastern Countries, during the Sixteenth and Seventeenth centuries', *Journal of the Oriental Institute*, Vol. XXIII, Parts 1-2, p. 81, n. 6

૨૭. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૭૪-૮૭૫

૨૮. એજન, ખંડ ૩, પૃ. ૮૭૬

૨૯. એજન, ખંડ ૩, પૃ. ૮૭૫; M. S. Commissariat, *Studies in the History of Gujarat*, p. 4 (ઈ.સ. ૧૫૦૪માં આવેલા ઇટાલિયન મુસાફર લ્યુડો વિકો ડી વર્થેમાએ કરેલા વર્ણનનો એક ભાગ).

૩૦. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૭૫-૮૭૬

૩૧. એજન, ખંડ ૩, પૃ. ૬૭૦-૬૭૨

૩૨. એજન, ખંડ ૩, પૃ. ૮૭૫

૩૩. એજન, ખંડ ૩, પૃ. ૭૭૧-૭૭૨, R. S. Whiteway, *op. cit.*, p. 240

૩૪. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૩૮ તથા તે પરની પાદટીપ ૨૩-૨૪; Whiteway, *op. cit.*, p. 266, M. S. Commissariat, *A History of Gujarat*, Vol. I, p. 412; F. C., Danvers '*The Portuguese in India*', Vol. I, p. 436

૩૫. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૫૯, M. S. Commissariat, *Studies in the History of Gujarat*, p. 37; R. S. Whiteway, *op. cit.*, pp. 313-314; F. C. Danvers, *op. cit.*, Vol. I, p. 476

૩૬. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૭૩

૩૭. એજન, ખંડ ૩, પૃ. ૮૭૪, પાદટીપ ૧૧૫

૩૮. એજન, ખંડ ૩, પૃ. ૮૪૬

૩૯. એજન, ખંડ ૩, પૃ. ૭૮૩

૪૦. એજન, ખંડ ૩, પૃ. ૮૫૧ તથા એ પરની પાદટીપ ૫૫; R. S. Whiteway, *op. cit.*, p. 307

૪૧. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૨૪-૮૨૫

૪૨. એજન, ખંડ ૩, પૃ. ૭૬૭-૭૬૮; F. C. Danvers, *op. cit.*, Vol. I, pp. 402-404

૪૩. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૭૭૦



૪૪. એજન, ખંડ ૩, પૃ. ૮૫૪-૮૫૫; M. S. Commissariat, *Studies in the History of Gujarat*, p. 31

૪૫. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૫૫; M. S. Commissariat, *op. cit.*, p. 32

૪૬. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૬૨
૪૭. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૧, પૃ. ૧૮૫-૧૮૬
૪૮. એજન, ખંડ ૩, પૃ. ૮૬૧ ઉપરની પાદટીપ ૮૬
૪૯. એજન, ખંડ ૩, પૃ. ૮૪૨ ૫૦. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૭૬૩
૫૧. એજન, ખંડ ૪, પૃ. ૧૦૬૭; मिर्‌आत-इ-सिकंदरी, (ગુ. અનુ.), પૃ. ૨૪૪
૫૨. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ, ૪, પૃ. ૧૦૫૮-૧૦૫૯; A. Forbes, *Rasmala* New edition, p. 192
૫૩. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૪, પૃ. ૧૦૪૧-૧૦૪૨
૫૪. यन्निवासी जनः सर्वो वेलाकूलेषु भूरिषु ।
व्यवसाये कृतेऽल्पेऽपि निःसीमश्रियमश्नुते ॥
—नाभिनन्दनजिनोद्धारप्रबन्ध, २.४८

વળી જુઓ, ર. ભી. જોટ, ઉપર્યુક્ત ખંડ ૪, પૃ. ૧૦૬૩.
૫૫. ર. ભી, જોટ, ઉપર્યુક્ત ખંડ ૪, પૃ. ૧૦૬૨-૧૦૬૩
૫૬. કિશોરલાલ કોઠારી, 'પ્રાગૈતિહાસિક અને ઐતિહાસિક કાળનું નૌકાબળ', "પથિક", પૃ. ૧૩, અંક ૨, પૃ. ૧૯ બ
૫૭. એજન, પૃ. ૧૯ બ ૫૮. એજન, પૃ. ૧૯ બ-૨૦ અ ૫૯. એજન, પૃ. ૨૦ અ
૬૦. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૬૨-૮૬૩; M. S. Commissariat, *Studies in the History of Gujarat*, pp. 42–43
૬૧. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૫૪૧ તથા એ પરની પાદટીપ ૫૯; मिर्‌आत इ-सिकंदरी' (ગુ. અનુ.), પૃ. ૧૧૨-૧૨૩; 'तबक़ात-इ अकबरी' (ગુ. અનુ.), પૃ. ૨૭૭-૨૭૮
૬૨. ર. ભી. જોટ. ઉપર્યુક્ત. ખંડ ૩, પૃ. ૬૬૫
૬૩. એજન, ખંડ ૩, પૃ. ૬૬૫-૬૬૬
૬૪. એજન, ખંડ ૩, પૃ. ૮૭૨; R. S. Whiteway, *op. cit.*, p. 314
૬૫. ર. ભ. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૭૧૭ ૬૬-૬૭. એજન, ખંડ ૪, પૃ. ૧૦૬૪
૬૮. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૪, પૃ. ૧૦૬૫; 'मिर्‌आत इ-सिकंदरी' (ગુ. અનુ.), પૃ. ૧૨૭
૬૯. એજન, ખંડ ૪, પૃ. ૧૦૬૪ ૭૦ એજન, ખંડ ૪, પૃ. ૧૦૬૬
૭૧. એજન, ખંડ ૩, પૃ. ૮૪૨ ઉપરની પાદટીપ ૪૨
૭૨. એજન, ખંડ ૩, પૃ. ૮૪૧ ૭૩. એજન, ખંડ ૪, પૃ. ૧૦૬૬
૭૪. એજન. ખંડ, ૪. પૃ. ૧૦૭૦ તથા એ પરની પાદટીપ ૮૧

૭૫. એજન, ખંડ ૩, પૃ. ૭૩૭ તથા ખંડ ૪, પૃ. ૧૦૬૭

૭૬. ઇ. સ. દરગાહવાલા, ઉપર્યુક્ત, પૃ. ૫૬૦

૭૭. એજન, ખંડ, ૫૪૨ તથા એ પરની પાદટીપ ૬૨; मिरूआत-इ-सिकंदरी (અનુ ), પૃ. ૧૨૪

૭૮. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩. પૃ. ૭૧૫ તથા પાદટીપ ૮૯, ખંડ ૪, પૃ. ૧૦૬૭; मिरूआत इ-सिकंदरी (ગુ. અનુ.), પૃ. ૨૪૯

૭૯. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૪, પૃ. ૧૦૫૯-૬૦; 'ગુજરાત સર્વસંગ્રહ', પૃ. ૧૫૨, ૨૫૫

૮૦. ર. ભી. જોટ, ઉપર્યુક્ત. ખંડ ૩, પૃ. ૬૭૪-૬૭૫; R. S. Whiteway, *op. cit.*, pp. 191-192

૮૧. એજન, ખંડ ૪, પૃ. ૧૦૫૯-૬૦; 'ગુજરાત સર્વસંગ્રહ', પૃ. ૧૫૨, ૨૫૫

૮૨. ઇ. સ. દરગાહવાલા, ઉપર્યુક્ત, પૃ. ૫૫૯

૮૩. જુઓ પાદટીપ ૬ અને ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૧, પૃ. ૧૭૧-૧૭૨.

૮૪. એજન, ખંડ ૩, પૃ. ૭૦૯

૮૫. એજન, ખંડ, ૩, પૃ. ૭૭૧-૭૭૨

૮૬. ઇ. સ. દરગાહવાલા, ઉપર્યુક્ત, પૃ. ૫૫૭

૮૭. ર. ભી. જોટ, ઉપર્યુકત, ખંડ ૩, પૃ. ૭૪૯

*

# પરિશિષ્ટ

## ખંભાત—ગુજરાતનું મશહૂર બંદર

સલ્તનત કાલમાં ખંભાત મશહૂર બંદર હતું.

### સોલંકી કાલમાં

મહીસાગર સંગમ પાસે ૬ ઠ્ઠી–૭ મી સદીમાં નગરક (નગરા) વહીવટી મથક હતું.[૧] એ પછી મહીના મુખનો પટ સાંકડો થતાં નગરાની દક્ષિણે ખંભાત[૧અ] વસ્યું હતું. દસમી સદીથી અરબ મુસાફરો ખંભાતનો એક સારા બંદર તરીકે ઉલ્લેખ કરે છે.[૨] સિદ્ધરાજ જયસિંહના સમયમાં ત્યાં પારસીઓ તથા મુસલમાનોની પણ વસ્તી હતી.[૩] કુમારપાલના અને વસ્તુપાલના સમયમાં ત્યાં જૈન ધર્મ પણ સારા પ્રમાણમાં પ્રચલિત હતો.[૪] ઉત્તર હિંદુસ્તાનના મુસ્લિમો મક્કે હજ કરવા આ બંદરથી જતા.[૫] સોલંકી કાલમાં ખંભાત પશ્ચિમ ભારતનું મહત્ત્વનું બંદર હતું. ખંભાતના જોડા પરદેશ જતા. આસપાસથી કપાસ કાપડ ગળી સૂંઠ વગેરે આવતું. માળવાથી ખાંડ આવતી ને ઉત્તર હિંદમાંના મુલતાનથી પણ માલ આવતો. ખંભાતથી માલ વહાણોમાં પશ્ચિમમાં ઈરાન અરબસ્તાન અને આફ્રિકાનાં બંદરોએ જતો ને પૂર્વમાં કોરોમંડલ કિનારાથી માંડીને છેક ચીન સુધી જતો. જગતના દરેક દેશની ચીજો ખંભાતમાં મળતી અને ખંભાત થઈને એની આયાત તથા નિકાસ થતી. ઈરાની અખાતમાંનાં બંદરોથી ઘોડાની ઘણી મોટી આયાત થતી. ખંભાત હિંદનાં સહુથી મોટાં બંદરોમાંનું એક ગણાતું. સોલંકી રાજ્યના નૌકાસૈન્યનું એ વડું મથક હતું.[૬]

### સલ્તનત કાલમાં

અલાઉદ્દીન ખલજીના સેનાપતિ નસરતખાને ખંભાત પર ચડાઈ કરી ત્યાંના વેપારીઓ પાસેથી જવાહીર અને બીજી કિંમતી વસ્તુઓ પડાવી હતી. મલિક  કાફૂર 'હજાર દીનારી' નસ્રતખાનને ખંભાતથી મળ્યો હતો ને એ સુલતાનનો માનીતો થયો હતો. ત્યારે વિદેશીઓ ગુજરાતને 'ખંભાતના રાજ્ય' તરીકે ઓળખતા એટલું ગુજરાતમાં ખંભાતનું મહત્ત્વ (વર્ચસ) હતું. અહીં એક સુંદર અને ભવ્ય જુમા મસ્જિદ બંધાઈ હતી. તગીના બળવાને શમાવવા

મુહમ્મદ તુગલુક ખંભાત આવ્યો હતો. નાઝિમ ઝફરખાને રાસ્તીખાનના જુલમો સામે ફરિયાદ કરનાર ખંભાતના વેપારીઓને ખંભાત જઈ સંતોષ આપ્યો હતો.[૭] દિલ્હી સલ્તનતના અમલ દરમ્યાન ખંભાતના બંદર તરીકેના ઉલ્લેખ મળતા નથી. ઇબ્ને બતૂતા ચીન જતાં ઈ.સ. ૧૩૪૫ માં ખંભાત આવેલો તે ખંભાતની સુંદર મસ્જિદોનો અને શહેરની સુંદરતાનો નિર્દેશ કરે છે.[૮]

ગુજરાતની સ્વતંત્ર સલ્તનતના અમલ દરમ્યાન ખંભાત ગુજરાતના નૌકા-સૈન્યનું એક મોટું મથક હતું. અહીંનાં નૌકાસૈન્ય ચાંચિયાઓને વશ કરતાં. પંદરમી સદીમાં ખંભાતના વેપારની જાહોજલાલી હતી : અમદાવાદરૂપી લંડનનું એ લીવરપુલ હતું. યુરોપ અને એશિયાના દેશોમાં આખું હિંદુસ્તાન ત્યારે ખંભાતના નામે ઓળખાતું. ઉત્તર હિંદુસ્તાન માટે એ મક્કાનું દ્વાર હતું.[૯]

સોળમી સદીની શરૂઆતમાં આવેલો યુરોપીય મુસાફર બારબોસા ખંભાત શહેરની સમૃદ્ધિનું વિગતે નિરૂપણ કરે છે ને ખંભાતના વેપાર વિશે નોંધે છે કે ત્યાંના વેપારીઓ મોંબાસામાં ઘર કરીને રહે છે, ખંભાતનાં વહાણોમાં પોતાનો માલ આવે છે ને સોફાલા અને દક્ષિણ આફ્રિકામાં ૨૦૦ માઈલથી દૂર અને કેપ ઑફ ગુડ હોપ સુધી જાય છે. આ વેપારીઓ ખંભાતનો રંગીન માલ આફ્રિકાના અંદરના લોકોને આપી બદલામાં જોખ્યા વગર સોનું લે છે ને એ ઉપર સો ટકા ઉપર નફો કરે છે. મોંબાસામાં ખંભાતનાં ઘણાં વહાણ આવે છે. ખંભાતથી ઘોડા એટલા બધા આવતા ને જતા કે આશ્ચર્ય થાય. ખંભાતનાં વહાણ એટલાં બધાં ને એવડાં મોટાં આવે છે અને એટલો બધો માલ લાવે છે કે એની કિંમતનો વિચાર કરતાં ગભરામણ થઈ જાય.[૧૦]

ઈરાની અખાતના હોરમુઝ બંદરની આવક ખંભાત સાથેના વેપાર ઉપર જ આધાર રાખતી. એડનનો ખંભાત સાથે મોટો વેપાર હતો. પેગુમાં ખંભાતનું કાપડ અને રેશમી પટોળાં બહુ જતાં. આવામાં પણ ખંભાતનો ઘણો માલ જતો. મલાક્કા જાવા અને ચીનમાં પણ ખંભાતથી ઘણી ચીજોની આયાત થતી.[૧૧]

## સ્થાનિક ઉદ્યોગ-ધંધા

ખંભાતમાં દક્ષિણ ગુજરાતમાંથી તથા દેશાવરોથી અકીક મંગાવીને એમાંથી સુંદર ચીજો ઘડવાનો ઉદ્યોગ પ્રાચીન કાલથી ખીલ્યો છે. એના ઉલ્લેખ ખાસ કરીને ૧૬ મી સદીમાં મળે છે. અકીકને ઘડવાની અને પૉલિશ કરવાની હુન્નર-કલા માટે ખંભાત ત્યારથી ખાસ મશહૂર છે. અકીકમાંથી ઘડેલી ત્યાંની વિવિધ ચીજોની ચીન અરબસ્તાન અને યુરોપમાં ઘણી નિકાસ થતી. ખંભાતમાં કાપડ-

નો ઉદ્યોગ પણ સારો ચાલ્યો હતો. ખંભાતમાં કુશળ વણકરોની ઘણી વસ્તી હતી. અહીં મીઠું પકવવાનો ઉદ્યોગ પણ સારો હતો.[૧૨]

**મુખ્ય નિકાસ**

ખંભાતથી અકીકની કલાકૃતિઓ પરદેશોમાં નિકાસ થતી. તે ત્યાં 'ખંભાતી પથ્થરની ચીજો' તરીકે ઓળખાતી. અનાજમાં ખંભાતથી ગુજરાતના ઘઉં મલબાર અરબસ્તાન અને આફ્રિકા જતા. એમાં માળવાના ઘઉંનો પણ સમાવેશ થતો હશે. ચોખા સિંધ કોંકણ મલબાર અરબસ્તાન અને આફ્રિકા જતા. બાજરી મલબાર અને આફ્રિકા જતી. દાળ અને તલ મલબાર જતાં. કપાસ મલબાર અને અરબસ્તાન જતો. સૂંઠ અને મરી ઈરાન જતાં. ખંભાતનું અફીણ ઈરાન વગેરે બાજુ તેમજ મલબાર પેગુ અને મલાકામાં જતું. ગુજરાતના ગળીની ખંભાતથી ઈરાની અખાત બાજુ ઘણી નિકાસ થતી. ખંભાતથી કોંકણ અને મલબાર બાજુ ઘોડા નિકાસ થતા. આ ઘોડા કચ્છ અને સૌરાષ્ટ્ર ઉપરાંત અરબસ્તાનના પણ હશે. ખંભાત આ કાલમાં ઘોડાના સોદાગરોનું ખાસ મથક હતું એમ જણાય છે.[૧૩]

કાપડનો ખંભાતનો મોટામાં મોટો વેપાર હતો. વર્થેમા નામે મુસાફર લખે છે કે દર વર્ષે સુતરાઉ તેમજ રેશમી કાપડ ભરેલાં ૪૦ થી ૫૦ મોટાં વહાણ દેશાવર જતાં. બારબોસા ઝીણા તેમજ જાડા–બંને જાતના કાપડની નિકાસનો ઉલ્લેખ કરે છે. એમાં કામળા તથા શેતરંજીનો સમાવેશ થતો. સીઝર ફ્રેડરિક લખે છે કે છાપેલા સફેદ અને રંગીન કાપડની એટલી બધી જાતો બનતી કે ગણી શકાય નહિ. ફિરંગીઓ મરી વગેરે તેજાના લાવી બદલામાં ખંભાતથી કાપડ ભરી જતા. એ લોકો ખંભાતને 'દુનિયાનું વસ્ત્ર' કહેતા, કેમકે ખંભાતથી એટલું બધું કાપડ દેશાવર જતું કે એનાથી એ વખતની આખી દુનિયાનાં માણસોને ઢાંકી શકાય.[૧૪]

કાપડ ઉપરાંત સૂતર રેશમ નકશીદાર-પેટીઓ મણકા લાખ અને હાથી-દાંતની વસ્તુઓની પણ અહીંથી નિકાસ થતી. ગૂગળ વગેરે દૂર ચીન બાજુ જતો ને એ 'ખંભાતના સુગંધી દ્રવ્ય' તરીકે ઓળખાતો.[૧૫] ખંભાતમાં પોખરાજ ગોમેદ સુગંધી-તેલો લાખ હરડે બહેડાં આંબળાં અને કાગળનો ધંધો પણ સારો ચાલતો.[૧૬]

**આયાત**

જમીન માર્ગે ખંભાતમાં માળવાથી ઘઉં, દક્ષિણ ભારતથી હીરા અને સિંધ–કચ્છ બાજુથી ગૂગળ આવતો; લાહોરથી રેશમ, કાબુલથી ઘોડા તથા આંબળાં તેમ બીજા મેવા આવતા.[૧૭]

જમીન માર્ગે અમદાવાદ મારફતે ઘણો માલ આવતો. લાહોર દિલ્હી અને આગ્રાથી પણ અમદાવાદ થઈ માલ આવતો તે મોટે ભાગે રાધનપુરને રસ્તે આવતો. અમદાવાદથી દર અઠવાડિયે બસો ગાડાંનો કાફલો સાથે નીકળતો, કેમકે રસ્તામાં રાજપૂતો અને કોળીઓનો ઘણો ભય હતો. ચોકિયાત ઉપરાંત જામીન તરીકે ભાટ પણ સાથે રહેતા ને કાફલાને હરકત આવે તો ત્રાગું કરતા.[૧૮]

સમુદ્ર માર્ગે એડનથી તાંબું સીસું પારો ફટકડી અને હિંગળોકની આયાત થતી. સોનુંરૂપું આફ્રિકા અને ઈરાની અખાતનાં બંદરોથી આવતું. મલબારથી લોખંડ, થાઇલૅન્ડ(સિયામ)થી કલાઈ, ને મીઠું તથા ગંધક હુરમુઝ બાજુથી આવતાં. જુદી જુદી જાતનું જવાહીર પેગુ શ્રીલંકા અને ઈરાનથી આવતું. મલબારથી ચોખા એલચી પાન સોપારી અને નારિયેળ આવતાં. અફીણ મજીઠ માયાફળ ખજૂર વગેરે અરબસ્તાન અને ઈરાનથી આવતાં. તેજાના અને સુગંધી પદાર્થો મોલ્યુકસ પેગુ બાંદા તિમોર બોર્નિયો સુમાત્રા જાવા શ્રીલંકા મલબાર અને કોચીન–ચીનથી આવતા. ઈરાની અખાતના બંદરોથી ઘોડાની ઘણી મોટી આયાત થતી. હાથીદાંત મોટે ભાગે આફ્રિકાથી આવતો ને ખંભાતમાં એના ચૂડા બનતા. કાચબાની ઢાલ અને કોડી માલદ્વીપથી અને રંગમાં વપરાતી કબૂતરની હગાર આફ્રિકાથી આવતી. પેગુ અને માર્તબાનથી લાખની અને જાવાથી કસ્તૂરીની આયાત થતી. આફ્રિકા સોકોટ્રા અને માલદ્વીપથી અંબર આવતું. ઢાકાથી બારીક મલમલ આવતુ, જ્યારે મખમલ અને ગરમ કાપડ યુરોપ બાજુથી રાતા સમુદ્રમાં થઈને આવતું.[૧૯]

## ખંભાતના વેપારીઓ

ખંભાતમાં સ્થાનિક વેપારીઓ ઉપરાંત વિદેશી વેપારીઓ વસતા, તેમાં એલેકઝાન્ડ્રિયા દમાસકસ અને તુર્કસ્તાનના વેપારી ઘણા હતા. અરબો વગેરે મુસલમાનો ઉપરાંત ફિરંગીઓ વગેરે યુરોપીઓ પણ હતા. એમાં હિંદુઓ ઉપરાંત મુસલમાનો પણ ખંભાતના વતની થઈ ગયા હતા. અહીં દલાલ વગર કંઈ વેપાર થતો નહિ. ખાસ કરીને વિદેશી વેપારીઓ તો દલાલ વગર કંઈ ધંધો કરી શકતા નહિ. દરેક ચીજની આપલે માટે દલાલની જરૂર પડતી. સીઝર ફ્રેડરિક નોંધે છે કે ખંભાત ઊતર્યા પછી એક સારો દલાલ શોધવો પડે છે. એ લોક આબરૂદાર હોય છે. એમના હાથ નીચે ૧૫ થી ૨૦ ગુમાસ્તા હોય છે. વેપારી વહાણ ઉપરથી ઊતરીને પોતાના માલની યાદી દલાલના હાથમાં મૂકી દે છે, દલાલ એના ઉતારામાં ખાટલા ગોળી માટલાં વગેરેની સગવડ કરી આપે છે ને એનો માલ વહાણમાંથી ઉતરાવી ઘેર લાવે છે. દલાલ વેપારીને વેચવાની તથા ખરીદવાની વસ્તુ-

એના  ચાલુ ભાવ આપે છે. વેપારીના કહેવા મુજબ માલ વેચી કે ખરીદી આપે છે, જકાત વગેરે લાગા ચૂકવી આપે છે. ગમે તેટલો વખત લાગે તોપણ દલાલ વગર જાતે કંઈ કામ થતું નથી.[૨૦]

ખંભાતના વેપારીઓ વેપારધંધા માટે અન્ય સ્થળોએ પણ વસતા. દક્ષિણ ભારતમાં કોચીન કાલીકટ અને ડામોલમાં ખંભાતના વેપારીઓ જુદા લત્તામાં સારા ઘરમાં રહેતા ને પોતાના પ્રદેશના રિવાજ પાળતા. પરદેશમાં હોરમુઝ બંદરે તેમજ આફ્રિકામાં મોંબાસા અને મોલીંદામાં અહીંના વેપારી હતા. ઘણા વિદેશી મુસાફરો આ વેપારીઓ હોશિયાર અને ભરોસાપાત્ર હોવાનો અભિપ્રાય આપે છે, જ્યારે બીજા કેટલાક તેઓ કંજૂસ અને છેતરનારા હોવાનું જણાવે છે.[૨૧]

**બંદરની પડતી**

મહમૂદ બેગડાના રાજ્યકાલના પાછલા ભાગમાં ફિરંગીઓએ અરબી સમુદ્રના કિનારાનાં બંદરો પર આક્રમણ શરૂ કર્યાં હતાં. ગોવામાં પોતાના પગ મજબૂત કર્યા પછી આગળ જતાં દીવમાં પગપેસારો કરી કિલ્લો બાંધવા કોશીશ કરી હતી. ગુજરાતના સુલતાન પાસેથી વસઈ મેળવ્યું હતું. ગુજરાતનાં વહાણોને દેશાવર જતાં વસઈ જઈ ફિરંગી પરવાનો મેળવવો પડતો ને દેશાવરથી પાછા ફરતાં પણ વસઈ આવી જકાત આપવી પડતી. ગુજરાતનાં બંદરોમાં યુદ્ધ માટેનાં વહાણ બાંધવાની મનાઈ થઈ. બહાદુરશાહના સમયમાં ફિરંગીઓને દીવમાં કિલ્લો બાંધવાની પરવાનગી મળી અને આગળ જતાં દમણ બંદર પણ કબજે કર્યું, પરિણામે ખંભાતનો આફ્રિકા ઈરાન અને દક્ષિણ ભારતનાં બંદરો સાથેનો વેપાર ઘટતો ગયો. વળી બહાદુરશાહના મરણ પછી ગુજરાતની સલ્તનત છિન્નભિન્ન થઈ ગઈ. એમાં ખંભાત સૈયદ મુબારક બુખારીના, એમના મરણ પછી અમીર ઇતિમાદખાનના ને છેવટે ભરૂચના ચંગીઝખાનના હાથમાં આવ્યું હતું, પરંતુ ચંગીઝખાનનું ખૂન થયું ને ત્યાં જૂદ્ર જહારખાન હબસીની સત્તા પ્રવર્તી. ઇતિમાદખાને મુઘલ બાદશાહ અકબરને ગુજરાત પર ચડાઈ કરવા નિમંત્રણ આપ્યું ને ગુજરાત પર મુઘલ બાદશાહની સત્તા પ્રવર્તી. અકબરે અમદાવાદનો કબજો લઈ ખંભાતમાં પોતાની આણ પ્રવર્તાવી, પરંતુ પહેલાં મિરઝા મુહમ્મદ હુસેને અને પછી સુલતાન મુઝફ્ફરશાહે ત્યાં ઉપદ્રવ કર્યો,[૨૨] પણ છેવટે ત્યાં મુઘલ સત્તા દૃઢ થઈ. આ રાજકીય સંજોગોની વિષમતાને લઈને પણ ખંભાતના વેપારને ફટકો પડ્યો.



૧૬ મી સદીના પાછલા ભાગમાં સિંધમાં ઠઠ્ઠા બંદરનું મહત્ત્વ વધતું જતાં મુલતાન પંજાબ અને ઉત્તર હિંદનો ઘણો વેપાર ખંભાતને બદલે એ બંદરેથી થવા લાગ્યો.[૨૩] આ અરસામાં મહી વગેરે નદીઓના કાંપને લઈને ખંભાતના

અખાતના મથાળાનો ભાગ પુરાતો જતો હોવાથી મોટાં વહાણોને ઘોઘા લંગરવું પડતું ને ત્યાંથી ખંભાત સુધીની માલની હેરફેર નાના મછવાઓમાં કરવી પડતી. નાનાં વહાણ પણ માત્ર પૂનમ અને અમાસની મોટી ભરતી વખતે જ ખંભાતના બારામાં આવી શકતાં.[૨૪]

મુઘલ અમલ દરમ્યાન ખંભાત બંદરની આવક ઘણી હતી ને વિદેશી રાજાઓ મુઘલ શહેનશાહને 'ખંભાતના રાજા' તરીકે સંબોધતા.[૨૫] પાછળથી ખંભાતના અખાતમાં બંદર તરીકે ખંભાતની પડતી થઈ હતી, ચાંચિયાગીરી અને લૂંટફાટને લઈને ખંભાતનો વેપાર ઘટી ગયો હતો, ને અખાતના મુખમાં આવેલા સુરત બંદરનું મહત્ત્વ વધતું ચાલ્યું. ખંભાત બંદરને સુરત બંદરના હાથ નીચે મૂકવામાં આવ્યું; એનો વહીવટ સુરતના મુત્સદ્દીના હાથ નીચેનો નાયબ મુત્સદ્દી કરતો. ખંભાતમાં અંગ્રેજો અને વલંદાઓએ પોતપોતાની કોઠી સ્થાપી, પરંતુ તેઓની મુખ્ય કોઠી સુરતમાં હતી. ખંભાતનું વહાણવટું જે સલતનત કાલમાં એશિયામાં સર્વોપરિ હતું તે ૧૯ મા સદીમાં છેક નજીકનાં બંદરો પૂરતું સીમિત થઈ ગયું. અખાતનું બારું વધુ ને વધુ પુરાતું જતાં બંદરનો ધક્કો ખંભાતથી દૂર ખસતો ગયો. મુંબઈ-વડોદરા રેલવે અમદાવાદ સાથે જોડાતાં વેપાર અને વહાણવટાના મથક તરીકે ખભાતનું બારું લગભગ બંધ થઈ ગયું.[૨૬]

## પાદટીપો

૧ ગ્રંથ ૧, પૃ. ૩૮૮
૧અ. એજન, પૃ ૩૮૮-૩૯૧
૨ ર. ભી. જોટ, 'ખંભાતનો ઇતિહાસ', પૃ. ૩૨, ૧૦૭
૩ એજન, પૃ. ૩૪-૩૫
૪. એજન, પૃ ૩૫-૩૭; ગુ. ઐ. લે., ભા. ૩, ૨૦૭-૨૧૨
૫. એજન, પૃ. ૩૮
૬. એજન, પૃ. ૧૦૭-૧૦૮
૭ એજન, પૃ. ૪૦-૪૨
૮ એજન, પૃ. ૪૨
૯. એજન. પૃ. ૪૨-૪૩, ૧૦૯-૧૧૦
૧૦. એજન, પૃ ૪૩-૪૪, ૧૧૧
૧૧. એજન, પૃ. ૧૧૧-૧૧૨
૧૨. એજન, પૃ. ૧૨૦-૧૩૦
૧૩. એજન, પૃ. ૧૧૨
૧૪.-૧૫. એજન, પૃ. ૧૧૩
૧૬. એજન. પૃ ૧૦૯
૧૭. એજન, પૃ. ૧૧૩
૧૮. એજન, પૃ ૧૧૧
૧૯. પૃ. ૧૧૩-૧૧૪
૨૦. એજન, પૃ. ૧૧૪-૧૧૫
૨૧. એજન, પૃ. ૧૧૪
૨૨. એજન, પૃ. ૪૩-૫૦; ર. ભી. જોટ 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ઇસ્લામ યુગ', પૃ. ૬૭૨-૭૭૧, ૭૬૩ ૭૮૯, ૮૨૯-૮૩૬, ૮૮૪-૯૦૧, ૯૧૪-૯૩૨, ૯૯૪-૧૦૦૦

૨૩. એજન, પૃ ૧૧૦-૧૧૧
૨૪. એજન, પૃ. ૧૧૧, ૧૧૫-૧૧૬
૫. એજન પૃ. ૫૧
૨૬. એજન, પૃ. ૧૧૬-૧૧૯

*

પ્રકરણ ૧૨

# ભાષા અને સાહિત્ય

આ કાલખંડમાં ગુજરાતમાં સર્વત્ર ક્રાંતિનું મોજું ફરી વળ્યું : જૂની વિચારસરણીમાં ખળભળાટ મચી ગયો. સાહિત્યમાં પરિવર્તન આવવા લાગ્યું ને નવા પ્રકાર ખેડાવા લાગ્યા. ભાષાએ નવો સ્વાંગ સજવા માંડયો. સંસ્કૃત પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓનું રાજકીય મહત્ત્વ ઓસરવા લાગ્યું. દાનપત્રોને બદલે ફરમાન આવ્યાં. પૂર્તકાર્યોની પ્રશસ્તિઓ ઓછી થઈ ગઈ. રાજ્યાશ્રિત બ્રાહ્મણ પંડિતોની રચનાઓ ઓસરતી ચાલી. પ્રાચીન પઠનપાઠનમાં ઓટ આવવા લાગી. ગુજરાતી ભાષાનું સ્વરૂપ ઘડાવા લાગ્યું.

અંબદેવસૂરિએ 'સમરારાસો'માં એક કડીમાં આ સમયનું હૂબહૂ ચિત્ર દોરી બતાવ્યું છે :

" हिव पूण नवीय ज वात, जिणि दीहाडइ दोहलइ
खत्तिय खग्गु न लिंति, साहसियह साहसु गलइ. "

## ભાષા

### સંસ્કૃત

સંસ્કૃતમાં બે પ્રકારની રચનાઓ જોવા મળે છે : કેટલાક લેખકોએ બીજા મહાકવિઓના જેમ પ્રૌઢ સંસ્કૃતનો પ્રયોગ ચાલુ રાખ્યો, જ્યારે બીજા પ્રકારના લેખકોએ પ્રાકૃત-પ્રભાવિત નવીન સંસ્કૃતને જન્મ આપ્યો. ડૉ. હર્ટલ જેને 'લોકભાષામય સંસ્કૃત' નામથી ઓળખાવે છે તેવો સંસ્કૃત ભાષાનો વિશિષ્ટ પ્રકાર જૈનાચાર્યો લગભગ આઠમી શતાબ્દીથી ખેડતા આવતા હતા. એ જૈન સંસ્કૃતને આ સમયમાં વિશેષ લોકભાષામય બનાવવા જૈન ગ્રંથકારોએ પ્રયત્ન કર્યો. નવા શબ્દો તેમ ધાતુરૂપો બનાવી રચનાઓમાં દેશી સ્વરૂપે તરતાં મૂકી ભાષાકીય ભંડારને વધુ સમૃદ્ધ બનાવ્યો.

વિ.સં. ૧૬૮૦(ઈ.સ. ૧૫૨૪)માં સાધુ સુંદરગણિએ રચેલા 'ઉક્તિરત્નાકર'માં તત્સમ કે નવા શબ્દ જોવા મળે છે; જેમકે बप्प–બાપ, दाढिका–દાઢી, हड्ड–હાડ, घोटक–ઘોડકે, मोर–मयूर–મોર, झगटक–ઝગડકે, रब्बा–રાબ, झाड–ઝાડ, हण्डिका–હાંડી, पतद्ग्रह–પડઘઉ, वर्णिका–વાની, उच्छिन्न–ઉછીનઉ, वर्धमानक–વધામણઉ, वेढिमा–વેઢિમી, खात्र–ખાતર વગેરે.

ધાતુઓ જેવા કે कोरितम्–કોરિત, घोरयति–ઘોરઈ, पूङ्खितम्–પુંખિયઉં. વાક્યરચના; જેમકે–अन्तराळे पतितः—વચ્ચે પડ્યો, चौरेण खात्रं पातितम्–ચોરે ખાતર પાડ્યું.



આવા બધા શબ્દો ધાતુઓ કે વાક્યો લાક્ષણિક વ્યાકરણ કે કોશમાંથી ન મેળવી શકાય, પણ કથાસંદર્ભથી જ એનો અર્થ સહજ રીતે પકડી શકાય.

### ફારસી અને અરબી

મુસ્લિમ શાસનના આ ગાળામાં સ્થાનિક ભાષા સાથે દફ્તરી કે દરબારી ભાષા તરીકે ફારસીનો ઉપયોગ થતો હતો. એ દરમ્યાન સરકારી ફરમાનો એ ભાષામાં નીકળતાં, સરકારી પત્રવ્યવહાર એ ભાષામાં થતો અને અદાલતમાં એ ભાષા વપરાતી. મુસ્લિમોની મજહબની ભાષા અરબી અને એમનું મજહબી પુસ્તક પાક કુરાન અરબીમાં હોવાથી એમાંના પાઠ અરબીમાં ભણાતા અને એમની સામાજિક અને ધાર્મિક વિધિઓ અરબીમાં થતી.

રાજ્યનાં નિશાનો સનદ અખબારાત ખરીતા અર્ઝદાશ્ત અને લશ્કરોમાં તેમજ અન્ય ખાતાંઓમાં સાંસ્કૃતિક શબ્દો અરબી કે ફારસીના હતા. એ ઉપરાંત તામ્રપત્રો શિલાલેખો અને સિક્કાઓ ઉપરનું લખાણ અરબી કે ફારસીમાં થતું હતું. એ રીતે ફારસીનું પ્રભુત્વ થતાં ફારસી શબ્દોનો વ્યવહાર ભાષામાં થવા લાગ્યો. સંસ્કૃતમાં પણ એવા શબ્દ જેવા ને તેવા અપનાવી લેવાયા. એ માટે સંસ્કૃત પર્યાયોના કોશ પણ તૈયાર થવા લાગ્યા; જેમકે રાજ્યાધિકારીઓ –વકીલ, મુતલિક(પ્રતિનિધિ), વજીર (અમાત્ય, મંત્રી સચિવ), બક્ષી (સેનાપતિ સેનાની), મીરસામાન, ખાનસામાન (શાલાપતિ), અદાલતકા દારોગા (ન્યાયાધ્યક્ષ), અમીન (વ્યાવસાયિક), કાજી (ધર્માધ્યક્ષ) વગેરે.

દેશવિભાગ–સૂબા (જનપદ), સિરકાર (મંડલ), મૌજે (પ્રગણ, પ્રગણા), બલદૈ (નગર), બંદર (દ્રોણ), ચૌધરી (ભૌમિક) વગેરે.

### અપભ્રંશ અને મધ્યકાલીન ગુજરાતી

ગુજરાતમાં સલ્તનત કાલ આવ્યો તે પહેલાં મારવાડ માળવા મેવાડ નિમાડ આદિ પ્રદેશોમાં ઘસાયેલા સ્વરૂપમાં જે અપભ્રંશ ભાષા બોલાતી હતી તે એકસરખી સર્વગમ્ય હતી, પણ આ કાલમાં ગુજરાત અટૂલો પડવા લાગતાં એ પ્રદેશો સાથે એનો સંપર્ક છૂટતો ચાલ્યો અને અપભ્રંશ ભાષાના તે તે દેશનાં અલગ અલગ રૂપાંતર શરૂ થયાં. ગુજરાતમાં ભાષાએ ગુજરાતી દેશી રૂપાંતર લેવા માંડ્યું. આ સમયની કેટલીક રચનાઓ ઉપરથી એ આરંભની ભાષાનું સ્વરૂપ જાણવા મળશે.

વિ.સં. ૧૩૫૮(ઈ.સ. ૧૩૦૧–૧૩૦૨)માં લખાયેલા 'સર્વતીર્થ નમસ્કાર'માં[8] પ્રયોજેલા શબ્દોમાંથી અપભ્રંશ લાક્ષણિક ઉકાર અને તત્સમ શબ્દોને અલગ કરીએ તો મધ્યકાલીન ગુજરાતીનું સ્વરૂપ પામી શકાય.

વિ.સં. ૧૩૬૯(ઈ.સ. ૧૩૧૨–૧૩)માં લખાયેલી 'અતિચાર'ની વિ.સં. ૧૩૪૦માં (ઈ.સ. ૧૨૮૩–૮૪) લખાયેલી જે એક નકલ મળે છે તે અપભ્રંશના લાક્ષણિક ઉકારને સાચવી રાખી તત્સમ સ્વરૂપે લખે છે; જેમકે વ્યંજનકૂડુ: અર્થકૂડુ તદ્ભવકૂડુ.

વિ.સં. ૧૪૧૦માં શાલિભદ્રસૂરિએ નાંદોદમાં રહીને રચેલી 'પંચપાંડવચરિત-રાસ' નામક કૃતિ દ્વારા કવિતા કાવ્યબંધ અને ભાષા એ ત્રણે દૃષ્ટિએ ઉત્તમ શૈલીનો પરિચય મળે છે. આ કાવ્યમાંથી આરંભની ગુજરાતીનું સ્વરૂપ સ્પષ્ટ જાણવા મળે છે; જેમકે—નીસનઉ ઊધર્યો પૂનિમ નીમીઉ.

વિ.સં. ૧૪૫૦માં કુલમંડનસૂરિએ રચેલા 'મુગ્ધાવબોધ-ઔક્તિક'માંથી વ્યાકરણની દૃષ્ટિએ ગુજરાતીનું સ્વરૂપ સ્પષ્ટ રીતે જાણવા મળે છે. આમાંથી અર્વાચીન ગુજરાતીના ઓ નો પૂર્વવર્તી અ + ઉ કે ઉ લેખનમાં વપરાય છે; જેમકે નીપાયુ(નીપાયો) છાયુ(છાયો) અલંકરીઉ(અલંકર્યો) ઠાકુરનઉ (ઠાકોરનો) વગેરે પ્રયોગો દ્વારા લખાતી આરંભિક ગુજરાતીની સીમા નિશ્ચિત થાય છે.

વિ.સં. ૧૪૬૨ (ઈ.સ. ૧૪૦૫–૧૪૦૬) સુધી વિદ્યમાન કવિ જયશેખર-સૂરિ ૪૩૨ કડીઓનું 'ત્રિભુવનદીપકપ્રબંધ' નામક રૂપક-કાવ્ય આપે છે અને કાવ્યબંધમાં અક્ષરમેળ છંદનો પણ ઉપયોગ કરી પોતાની મૌલિક રીતિવાળી કવિતા-કલાની પ્રતીતિ કરાવે છે. આ કાવ્ય ભાષા અને રીતિની દૃષ્ટિએ ઉત્તમ ગણાય છે.

વિ.સં. ૧૪૭૮(ઈ.સ. ૧૪૨૨-૧૪૨૨) પહેલાં અંચલગચ્છીય જયશેખરસૂરિના વિદ્વાન શિષ્ય માણિક્યસુંદરસૂરિ ગુજરાતીમાં ગદ્ય-કાદંબરીના નમૂનારૂપે 'પૃથ્વી-ચંદ્રચરિત' (અપરનામ 'વાગ્વિલાસ') કૃતિ ધરે છે, શબ્દ-અર્થના અલંકારોથી અલંકૃત રીતિકાવ્ય જેવી શૈલીમાં રચના કરે છે. આ કવિ ભૂગોળ સમાજશાસ્ત્ર અને વિદ્યાઓ વગેરે વિષયોના પોતાના જ્ઞાનનો ઉપયોગ કાવ્યમાં સાહજિક રીતે કરે છે. આમાં પણ 'મુગ્ધાવબોધ-ઔક્તિક' જેવું લિખિત સ્વરૂપ જાણવા મળે છે.

## આરંભની ગુજરાતીનાં ભાષાસ્વરૂપ



ઉપર પ્રયોજાયેલ આરંભની 'ગુજરાતી' સંજ્ઞાથી 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ' સમજવાનો છે. બેશક, આ અપભ્રંશ માત્ર ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છનો જ નથી, એમાં આજના રાજસ્થાન ઉપરાંત માળવા અને નિમાડ(મધ્યપ્રદેશનો એક વિભાગ)નો

પણ સમાવેશ થઈ જાય છે.[૧] જૈન સાહિત્યકારોએ એ આરંભિક ગુજરાતીમાં રચનાઓ કરી છે, તેમાં ગુજરાતી ભાષાનાં બી નખાઈ ચૂક્યાં હતાં. જેમ જેમ આ બાજુ આવીએ છીએ તેમ તેમ તે તે પ્રાંતના પ્રતીયતા વિકસતી આવે છે અને ઈ સ. ૧૪૦૦ આસપાસ ભાષા કે વિશાળ બોલીના પ્રાંતીય વિભેદ સ્થિર થતા અનુભવાય છે.[૨] અજ્ઞાતકર્તૃક 'વસંતવિલાસફાગુ'માં મારવાડી અંશનો પણ અનુભવ થાય છે,[૩] પરંતુ સિદ્ધપુરના અસાઈત નાયક (રચના : હંસાઉલિ : ઈ સ. ૧૩૬૧)ની 'હંસાઉલિ'ના (સં. ૧૫૭૬–ઈ.સ. ૧૫૨૦ની) પ્રતમાંની વાચનામાં એવું તત્ત્વ સુલભ નથી; બેશક, પ્રત મોડાની હોઈ અસલના સંસ્કાર કોઈ હોય તો નષ્ટ પણ થઈ ગયા હોય. કુલમંડનગણિના 'મુગ્ધાવબોધ–ઔક્તિક' નામક સં. વ્યાકરણમાં માધ્યમ તરીકે જે સ્વરૂપ અપાયું છે તેમાં આવું કોઈ તત્ત્વ સુલભ નથી.[૪] એ વ્યાકરણની રચના સં. ૧૪૫૦(ઈ સ. ૧૩૯૪)ની છે; તેથી જ ખરેખર જેને 'જૂની ગુજરાતી' કે 'પુરાણી ગુજરાતી' કહી શકાય તેવી ભાષા–ભૂમિકા કુલમંડનના સમયમાં સ્થિર થતી અનુભવાય છે. 'રાસયુગ' નરસિંહ મહેતાના વૃદ્ધમાન્ય સમય (ઈ.સ. ૧૫મી સદીની વચ્ચેની બે પચીસી)માં ઓસરતો એ રીતે અનુભવાય છે કે નરસિંહ વીરસિંહ કર્મણ માંડણ જનાર્દન ભીમ મીરાં અને ભાલણ જેવાં ભક્તિનાં અને પૌરાણિક સાહિત્યના જાણકારો અને તત્કાલીન ભાષાભૂમિકામાં રચના કરનારાં ઊપસી આવે છે. નરસિંહ પહેલાં હંસાઉલિકાર અસાઈત (ઈ.સ. ૧૩૬૧) અને સદયવત્સવીરચરિતકાર ભીમ (ઈ.સ. ૧૪૧૦) જે લૌકિક કથાઓ સાદર કરે છે તેઓમાં જૈન સાહિત્યકારોની લૌકિક પદ્યવાર્તાઓનું અનુસરણ સ્પષ્ટ રીતે જોવા મળે છે, જ્યારે નરસિંહથી શરૂ થતા સાહિત્યકારોમાં એ મળતું નથી. ગુજરાતી માટેનો જ કહી શકાય તેવો નવો 'સાહિત્યયુગ' નરસિંહ મહેતાને હાથે વિકસે છે. ગુજરાતી સાહિત્યનો આગવો ઇતિહાસ પણ અહીંથી વિકાસનાં પગથિયાં ઉપર ચડવા લાગે છે. કુલમંડનગણિના 'મુગ્ધાવબોધ–ઔક્તિક'માં માધ્યમરૂપે રજૂ થયેલી ભાષાભૂમિકાનું કોઈ નામ લિખિત સ્વરૂપમાં જાણવામાં નથી આવ્યું, પરંતુ ભાલણે તો નામ પાડીને પોતાની રચનાઓમાં 'ગુજર ભાખા' કહી છે.[૫] અહીં એ નોંધવું જોઈએ કે 'ઉત્તરકાલીન અપભ્રંશ' (Post–Apabhraṁśa) એવી સંજ્ઞાનો નિર્દેશ કરનારા નરસિંહરાવ ભો. દિવેટિયાએ ભાલણની રચનાઓમાં આ સંજ્ઞા મળતાં એને 'ગૌર્જર અપભ્રંશ' કહેલો.[૬] પણ હવે એ નિશ્ચિત થઈ ચૂક્યું છે કે 'ગુજર ભાખા'ની પહેલાંની ભૂમિકા તે 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ.' હરિભદ્રસૂરિના 'નેમિનાથચરિઉ'–સં. ૧૨૧૬ : ઈ.સ. ૧૧૬૦–ની ભાષાભૂમિકા તે 'પૂર્વકાલીન ગૌર્જર અપભ્રંશ'. ડૉ. યાકોબિએ એને 'ગૌર્જર અપભ્રંશ' કહેલ છે.[૭] 'ડૉ. બુલ્નરના

મતે શ્વેતાંબર જૈનોએ હરિભદ્રસૂરિવાળી ભાષાલાક્ષણિકતાનો સમાદર કર્યો હતો. એનો વિકાસ આપણે શાલિભદ્રસૂરિના 'ભરતેશ્વર-બાહુબલિરાસ'(સં. ૧૨૨૧-ઈ.સ. ૧૧૮૫)થી શરૂ થતી રચનાઓમાં અનુભવીએ છીએ.—એ સ્વરૂપ તે 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ'નું.

આમ નરસિંહ મહેતાના ઉદય સાથે તળ ગુજરાત-સૌરાષ્ટ્ર-કચ્છનું લાક્ષણિક-ભાષા-સ્વરૂપ ભાલણની 'ગુર્જર ભાખા'ને ચરિતાર્થ કરતું સાહજિક રીતે જોવા મળે છે. આ સમયની ભાષા-ભૂમિકાનું ડૉ. તેસ્સિતોરિએ 'જૂની પશ્ચિમી રાજસ્થાની' (Old Western Rajasthani) નામ આપ્યું છે.[૮] આને અનુલક્ષીને ડૉ. ઉમાશંકર જોશીએ 'મારુ-ગુર્જર' નામની હિમાયત કરી છે.[૯] ડૉ. તેસ્સિતોરિને એની 'જૂની પશ્ચિમી રાજસ્થાનીની નોંધ' માટે જે કૃતિઓ મળેલી તેઓમાં ૧૯ ગુજરાતી લાક્ષણિકતાવાળી હતી[૧૦] અને ૫ મારવાડી લાક્ષણિકતાવાળી હતી. એમણે ભેદ બતાવીને પણ એ બેઉને એક ગણી ઉક્ત સંજ્ઞા આપી. ડૉ. ઉમાશંકર જોશીએ એ કારણે 'મારુ-ગુર્જર' સંજ્ઞા સૂચવી, પણ હકીકતે ડૉ. તેસ્સિતોરિને મળેલી ગુજરાતની લાક્ષણિકતાવાળી ૧૯ કૃતિઓમાં શુદ્ધ ગુજરાતી અંશની પ્રધાનતાવાળી હતી, અર્થાત્ કે પ્રાંતીય ભેદ અલગ પડી જ ગયેલા હતા, તેથી 'મારુ-ગુર્જર' નામ આપવું હોય તો પેલા 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ'ને જ આપી શકાય. જ્યારે ડૉ. તેસ્સિતોરિની 'જૂની પશ્ચિમી રાજસ્થાની' ગુજરાતને માટે તો ભાલણવાળી 'ગુર્જર ભાખા' છે 'ઉત્તર ગૌર્જર અપભ્રંશ' એ હકીકતે 'આરંભિક ગુજરાતી' 'આરંભિક-મારવાડી મેવાડી' 'આરંભિક ઢૂંઢાળી (જેપુરી)' 'આરંભિક મેવાતી' 'આરંભિક હાડૌતી' 'આરંભિક માળવી' અને 'આરંભિક નિમાડી' જ છે. એ છૂટી પડતાં ડૉ. તેસ્સિતોરિની 'જૂની પશ્ચિમી રાજસ્થાની' સ્વતઃ 'મધ્યકાલીન ગુજરાતી' અને 'મધ્યકાલીન મારવાડી' એ બે વિભાગમાં ફંટાઈ જાય છે. જૈપુરની ઢૂંઢાળીની મધ્યકાલીન ભૂમિકાવાળી પણ સંખ્યાબંધ રચનાઓ જાણવામાં આવી જ છે, જે તે તે પ્રાંતમાં ત્યાં ત્યાંનું વિકસતું જતું રૂપ હોવાનું સમર્થન કરે છે.

ઈ.સ. ૧૩૦૪માં હજી 'રાસયુગ' પ્રાધાન્ય ભોગવે છે, જે ઉપર સૂચવ્યા પ્રમાણે ઈ.સ.ની ૧૪મી-૧૫મી સદીના સંધિકાલમાં ગુજરાતી પ્રાંતીયતામાં આગળ વધી નરસિંહ મહેતાના સ્વતંત્ર સાહિત્યપ્રકારના ખીલવા સાથે ગૌણતા ધારણ કરે છે. આ નવા યુગના સૂત્રધારો તરીકે નરસિંહ મીરાં અને ભાલણ ઊપસી આવે છે. એ ત્રણેએ ભક્તિસાહિત્યનો વિકાસ સાધી આપ્યો છે, જેમાંનો ભાલણ ભક્તિસાહિત્ય ઉપરાંત વ્યવસ્થિત આખ્યાન-પ્રકારનાં પ્રબળ બીજ વાવી આપે છે.[૧૧]

વરસંગ કર્મણ માંડણ જનાર્દન ભીમ—આ સાહિત્યકારો પૌરાણિક આખ્યાનોના પ્રકારની રચનાઓ જરૂર આપે છે, પણ એ પ્રકારની દૃષ્ટિએ હજી ક્ષમતા આપી શકતા નથી; એ યશ ભાલણ લઈ જાય છે. આ કારણે તેમ નરસિંહ-મીરાં–ભાલણની વિશાળ ભક્તિકવિતાને કારણે યુગ તરીકે 'ભક્તિયુગ' ઊપસી આવે છે. 'આખ્યાનયુગ'ના અનુસંધાનમાં ફરી વ્યાપક રીતે બીજો ભક્તિયુગ વિકસતો જોવા મળ્યો હોઈ બંને ભક્તિયુગોને અલગ બતાવવા પૂર્વનો તે 'આદિ-ભક્તિયુગ' અને પછીનો તે 'ઉત્તર-ભક્તિયુગ' એવી સંજ્ઞાઓ ચરિતાર્થ બની રહે છે.

## સાહિત્ય

આ સમયમાં ગુજરાતમાં બૌદ્ધો હતા નહિ. બ્રાહ્મણોએ ગ્રંથો રચ્યા હોય તો એનો મોટો ભાગ હાલ ઉપલબ્ધ નથી. પર પ્રાંતમાંથી આવેલા પં. ગંગાધરે ચાંપાનેરમાં રહી 'ગંગાદાસપ્રતાપવિલાસ' અને જૂનાગઢમાં રહીને 'મંડલીકમહાકાવ્ય'-ની રચના કરી છે. એ જ રીતે કવિ ઉદયરાજ પણ અમદાવાદમાં આવીને 'રાજ-વિનોદમહાકાવ્ય'ની રચના કરે છે. થોડાક ગુર્જર વિદ્વાનોના ગ્રંથ રચાયેલા મળે છે ખરા, પણ એ પ્રાચીન ગ્રંથોની કોટિના નથી.

પાટણ પાલનપુર આશાવલ ભરૂચ ખંભાત ધોળકા વઢવાણ જૂનાગઢ એ જૈનોનાં સંસ્કાર-કેંદ્ર હતાં. એ સ્થળોમાં વિધાયક અને સર્જનાત્મક પ્રવૃત્તિઓ શરૂ થઈ. ખાસ કરીને જૈન મુનિઓ દૂર દૂરના વિહાર સ્થગિત કરી પોતાના ઉપા-શ્રયોમાં રહીને મંદિરો સાહિત્ય અને લોકોના નૈતિક ધોરણની જાળવણી માટે સતત કાર્યશીલ બન્યા હોય એમ જણાય છે, પરિણામે પ્રમાણમાં વધુ મંદિર બંધાયાં અને ગ્રંથરચનાઓ થઈ. સાહિત્ય અને ભાષા પરત્વે જૂના પ્રકારોની સાથે જ નવા પ્રકાર ઘડાયા અને ખીલવા લાગ્યા.

આ સમયમાં કાગળનો વપરાશ શરૂ થયેલો હોવાથી પ્રાચીન ગ્રંથોના તાડ-પત્રીય આદર્શોની સેંકડો નકલો તાડપત્રની સાથોસાથ કાગળ ઉપર પણ લખાવા લાગી. આ. જિનભદ્રસૂરિ, આ. જયાનંદસૂરિ, આ. દેવસુંદરસૂરિ, આ. સોમસુંદર-સૂરિ અને એમનાં શિષ્યરત્નોએ જૈનભંડારોમાં ગ્રંથ ખીચોખીચ ભરવા માંડ્યા. જૈનોનાં કેંદ્રસ્થળોમાં નવા ગ્રંથભંડાર સ્થપાયા. એકલા જિનભદ્રસૂરિએ છ સ્થળો —જેસલમેર વલોર દેવગિરિ અહિપુત્ર શ્રીપત્તન અને પત્તન—માં જૈન જ્ઞાનભંડારોની સ્થાપના કર્યાના ઉલ્લેખ મળે છે.



બીજી તરફ સંઘના અગ્રણી શ્રેષ્ઠીઓએ રાજ્યાધિકારીઓ સાથે સંબંધ બાંધવાના પ્રયત્ન શરૂ કર્યો. પાલનપુરના શ્રેષ્ઠી દેસલના પુત્રો સહજસિંહ સહસા

અને સમરસિંહ સમર્થ પુરુષ હતા. તેઓ પાટણ આવી વસ્યા. એમણે અલ્પખાનને મિત્ર બનાવ્યો. ત્રણે ભાઈ રાજ્યાધિકારી બન્યા. સમરસિંહ અલ્પખાનનો સલાહકાર હતો તે તિલંગ દેશનો સૂબો બન્યો. એ શ્રેષ્ઠીએ એક પ્રસંગે શત્રુંજય તીર્થ ઉપર ખંડિત થયેલાં મૂળ મંદિર અને મૂર્તિનો પુનરુદ્ધાર કરવા અલ્પખાનને વિનંતી કરી ત્યારે અલ્પખાને એ તીર્થના ઉદ્ધાર માટે ફરમાન લખી આપ્યું.

પ્રાચીન સંસ્કૃતિનાં સંરક્ષણ અને ઉત્થાન માટે જૈનાચાર્યોએ પ્રબંધગ્રંથો રચ્યા, જેમાં ઐતિહાસિક કે અર્ધઐતિહાસિક કહી શકીએ તેવી અનુશ્રુતિઓ મનોરંજક શૈલીમાં મૂકી. સોલંકી કાલની પ્રણાલીનો પછીના આચાર્યોએ પ્રબંધો અને ઐતિહાસિક ચરિતોની રચના દ્વારા વિકાસ કર્યો. અસ્ત થતી પ્રાચીન સંસ્કૃતિની ઘટનાઓ, જે પોતાની સ્મૃતિમાં કે લોકજીભે કે વૃદ્ધપરંપરામાં રહી હતી તેઓને જ્યાંત્યાંથી એકત્ર કરી પ્રબંધરૂપે લિપિબદ્ધ કરવાનું ભગીરથ કાર્ય જૈનાચાર્યોએ કર્યું. આમાં ભૂતકાલીન ઘટનાઓ સાથે પોતાના સમયના પ્રસંગોને પણ એમણે રચનામાં સ્થાન આપ્યું, પરિણામે મેરુતુંગે 'પ્રબંધચિંતામણિ', રાજશેખરે 'પ્રબંધકોશ', કક્કસૂરિએ 'નાભિનંદનજિનોદ્ધાર પ્રબંધ', શુભશીલગણિએ 'પંચશતીપ્રબંધ', જિનપ્રભે 'વિવિધતીર્થકલ્પ', વિવેકધીરગણિએ 'શત્રુંજયતીર્થોદ્ધાર-પ્રબંધ' વગેરે અને ઐતિહાસિક ચરિતકાવ્યોમાં જિનહર્ષગણિએ 'વસ્તુપાલ મહાકાવ્ય', પ્રતિષ્ઠાસોમે 'સોમસૌભાગ્યકાવ્ય', દેવવિમલગણિએ 'હીરસૌભાગ્ય-મહાકાવ્ય' સર્વાનંદસૂરિએ 'જગડુચરિતકાવ્ય' આદિ સ્વતંત્ર ગ્રંથ નિર્માણ કર્યા અને ઔપદેશિક ગ્રંથોમાં તેમજ ટીકાગ્રંથોમાં અવાંતરરૂપે કેટલાયે છૂટક પ્રબંધ રચાયા. આમાં વિપુલ ઐતિહાસિક તથા સાંસ્કૃતિક માહિતી ઉપલબ્ધ છે.

જૈનાચાર્યોએ ગ્રંથોના આદર્શોની નકલ કરનારા લેખક–લહિયાઓનો અને ચિત્રકારોનો વર્ગ ઊભો કરી એમને ઉત્તેજન આપ્યું અને નકલો કરાવનાર દાનવીર શ્રેષ્ઠીઓની તે તે પ્રતને અંતે 'પ્રશસ્તિઓ' રચી જ્ઞાનભક્તિનો મહિમા વધાર્યો. શ્રાવકનાં છત્રીસ આવશ્યક કર્તવ્યોમાં પુસ્તક–લેખનને પણ સ્થાન આપ્યું. શિલાલેખ જેવી ને જેટલી વિશ્વસ્ત કહી શકાય તેવી સેંકડો પ્રશસ્તિ આજે ઉપલબ્ધ થાય છે.



એ જ રીતે 'વિજ્ઞપ્તિપત્રો'ના પ્રકારને વધુ વિકસાવ્યો, જેમાંથી ભૌગોલિક અને સામાજિક હકીકતો પ્રાપ્ત થાય છે.

વળી ગુજરાતી ભાષા દ્વારા સંસ્કૃત ભાષાના અધ્યયન માટે કેટલાંયે 'ઔક્તિકો'ની રચના કરી, જે મુખ્યતઃ જૈનાચાર્યોનાં રચેલાં ઉપલબ્ધ છે.

એ જ રીતે પ્રચલિત લોકભાષામાં ગદ્યમાં મૂળના અર્થને સમજાવતું વિવરણ કરવામાં આવે છે તેવો 'બાલાવબોધ' અને 'વાર્તિક'નો પ્રકાર પણ આ સમયની સૂઝ છે.

જૂની ગુજરાતી ભાષાનું વિપુલ રાસાદિ સાહિત્ય મુખ્યતઃ જૈનાચાર્યોએ રચેલું મળે છે, જેમાં લોકજીવનના સમસ્ત પ્રદેશો ઉપર ફરી વળે તેવી હકીકતો ગૂંથાયેલી અને સંગૃહીત પ્રાપ્ત થાય છે.

## સંસ્કૃત-ગુજરાતી સાહિત્ય

**મેરુતુંગસૂરિ** (ઈ.સ. ૧૩૦૫)—નાગેંદ્રગચ્છીય ચંદ્રપ્રભસૂરિના શિષ્ય મેરુતુંગસૂરિએ પાંચ ખંડાત્મક 'પ્રબંધચિંતામણિ' નામનો ગ્રંથ વઢવાણમાં રહીને સં. ૧૩૬૧(ઈ.સ. ૧૩૦૫)માં સંસ્કૃત ભાષામાં રચ્યો છે. ગુજરાતના ઇતિહાસ માટે આ ગ્રંથનું અદ્વિતીય મૂલ્યાંકન છે. વિ.સં. ૮૦૨ (ઈ.સ. ૭૪૫–૭૪૬)માં અણહિલવાડ પાટણના સ્થાપના માનને એ સાલથી લઇને મંત્રીશ્વર વસ્તુપાલે શત્રુંજયતીર્થના સં. ૧૨૭૭(ઈ.સ. ૧૨૨૦–૧૨૨૧)માં કરેલી યાત્રા સુધીના બનાવોની સાલો આ ગ્રંથમાં આપવામાં આવી છે. આમાં વચ્ચે વચ્ચે લોકરંજનાર્થ ઇક્ષુરસ જેવી લોકવાર્તાઓ પણ આપવામાં આવી છે.

મેરુતુંગે 'મહાપુરુષચરિત' (ઉપદેશશતી) કે 'ધર્મોપદેશશતક' રચ્યું છે તેમાં ઋષભદેવ શાંતિનાથ નેમિનાથ પાર્શ્વનાથ અને મહાવીર સ્વામી એ જૈન તીર્થંકરોના પૂર્વભવો સાથેનાં ચરિત તેમજ બીજાં પણ ચરિત સંકલિત છે.

**મહેંદ્રપ્રભસૂરિ** (ઈ.સ. ૧૩૦૭)—એ વડગામના શ્રેષ્ઠી આસુના પુત્ર અને અંચલગચ્છીય સિંહતિલકસૂરિના શિષ્ય હતા. એમણે ૪૫ શ્લોકાત્મક 'જીરાવલાપાર્શ્વનાથસ્તોત્ર' રચ્યું છે.

**જિનપ્રભસૂરિ** (ઈ.સ. ૧૩૦૯)—લઘુખરતરગચ્છના સંસ્થાપક જિનસિંહસૂરિના શિષ્ય જિનપ્રભસૂરિ મહાપ્રભાવક અને અનેક ગ્રંથોના કર્તા તરીકે પ્રસિદ્ધ છે.

દિલ્હીમાં મુહમ્મદશાહ તુગલુકે સં. ૧૩૮૫ માં આ આચાર્યનો સમાગમ કર્યો હતો ને એમના કહેવાથી શ્વેતાંબર જૈનદર્શનના બધા ઉપદ્રવોના નિવારણ માટે ફરમાનપત્ર લખી આપ્યું હતું. વળી શત્રુંજય ગિરનાર વગેરે તીર્થોના રક્ષણ માટે પણ ફરમાનપત્ર લખી આપ્યાં હતાં.



એમણે સંસ્કૃત-પ્રાકૃત-અપભ્રંશ ભાષામાં અનેક ગ્રંથ રચ્યા છે.[૧૨]

**કમલપ્રભમુનિ** (ઈ.સ. ૧૩૧૬)—પૂર્ણિમાગચ્છના રત્નપ્રભસૂરિના શિષ્ય કમલપ્રભમુનિએ સં. ૧૩૭૨(ઈ.સ. ૧૩૧૬)માં 'પુંડરીકચરિત્ર' રચ્યું છે.

**સર્વાનંદસૂરિ** (ઈ.સ. ૧૩૧૯ લગભગ)—ધનપ્રભસૂરિના શિષ્ય સર્વાનંદ-સૂરિએ 'જગડુચરિત' કાવ્યની રચના સં. ૧૩૭૫ (ઈ.સ. ૧૩૧૯) લગભગમાં કરી છે. ગ્રંથકાર જગડુશાહનો સમકાલીન હોવાથી એમાં પ્રત્યક્ષ પ્રસંગોનું બ્યાન આપેલું છે.

**સુધાકલશ** (ઈ.સ. ૧૩૨૪)—રાજશેખરસૂરિના શિષ્ય સુધાકલશ-મુનિએ સં. ૧૪૦૬(ઈ.સ. ૧૩૫૦)માં 'સંગીતોપનિષત્સારોદ્ધાર'ની રચના કરી છે. એ ગ્રંથ પોતે સં. ૧૩૮૦(ઈ.સ. ૧૩૨૪)માં રચેલા 'સંગીતોપનિષદ'ના સારરૂપ છે. આ ગ્રંથ હજી મળી આવ્યો નથી, પરંતુ 'સંગીતોપનિષત્સારોદ્ધાર' પ્રગટ થયો છે. આ કૃતિ 'સંગીતમકરંદ' અને 'સંગીત-પારિજાત'થી પણ વિશિષ્ટતર[13] અને અધિક મહત્ત્વની છે. વળી એમણે 'એકાક્ષરનામમાલા' ગ્રંથ પણ રચ્યો છે.

**જિનપદ્મસૂરિ** (ઈ.સ. ૧૩૨૬)—જિનપદ્મસૂરિ જન્મે પંજાબના હતા. એમણે 'अर्हन्तो भगवन्त इन्द्रमहिताः'થી શરૂ થતું નવીન કાવ્ય રચીને શ્રાવકોને ઉપદેશ આપ્યો હતો અને સંઘે એમને 'બાલધવલકૂર્ચાલસરસ્વતી' એવું બિરુદ અર્પણ કર્યું હતું.

ઉત્તર-અપભ્રંશભાષામાં 'સિરિથૂલિભદ્દફાગુ' નામક કાવ્ય સિવાય એમની બીજી આભાષાની કૃતિઓ મળી નથી. ફાગુ કાવ્યોમાં આ કૃતિ જૂનામાં જૂની છે.

**બે કુમારપાલચરિતકારો** (ઈ.સ. ૧૩૨૯ અને ઈ.સ. ૧૪૦૮)

બંને કુમારપાલના ચરિતકર્તાઓનાં નામ મળતાં નથી : (૧) પ્રથમ કુમારપાલચરિતની સં. ૧૩૮૫(ઈ.સ. ૧૩૨૯)ની હસ્તપ્રત મળે છે. આમાં કુમાર-પાલના જીવન વિશે ટૂંકી છતાં વ્યવસ્થિત હકીકતો આલેખી છે.

(૨) બીજી રચના 'કુમારપાલપ્રબોધપ્રબંધ' હસ્તપ્રત સં. ૧૪૬૪-(ઈ.સ. ૧૪૦૮)ની મળે છે. આ કૃતિમાં ચાવડાવંશનું વર્ણન છે અને જીવ આદિ તત્ત્વોનું સ્વરૂપ આલેખ્યું છે.

**સોમતિલકસૂરિ** (ઈ.સ. ૧૩૩૩)—રુદ્રપલ્લીયગચ્છના સંઘતિલકસૂરિના શિષ્ય સોમતિલકસૂરિ(અપર નામ વિદ્યાતિલકસૂરિ)એ સં. ૧૩૮૯ (ઈ.સ. ૧૩૩૨–૩૩)માં 'વીરકલ્પ' અને 'ષડ્દર્શનસૂત્રટીકા', સં. ૧૩૯૨(ઈ.સ. ૧૩૩૫–

૩૬)માં જશકીર્તિએ રચેલી 'શીલોપદેશમાલા' પર 'શીલતરંગિણી' નામની વૃત્તિ અને લઘુપંડિત-કૃત 'ત્રિપુરાભારતીસ્તવ' ઉપર ટીકા રચી છે. એમનો 'કુમારપાલદેવ-ચરિત' નામક ગ્રંથ અપૂર્ણ સ્થિતિમાં મળે છે.

**ધર્મપ્રભસૂરિ** (ઈ.સ. ૧૩૩૩)—એમણે સં. ૧૩૮૯(ઈ.સ. ૧૩૩૨-૩૩)માં 'કાલકાચાર્યકથા' રચી છે.[૧૪] વળી જ્યોતિષ વિષયનો 'ત્રૈલોક્યપ્રકાશ' નામનો ગ્રંથ રચ્યો છે. 'ચૂડામણિસારોદ્ધાર' ગ્રંથ મુજબ 'અર્ઘકાંડ'ની પણ રચના કરી છે.

એમના શિષ્ય રત્નપ્રભે સં. ૧૩૯૨(ઈ.સ. ૧૩૩૫-૩૬)માં અપભ્રંશમાં 'અંતરંગસિંધિ' નામક કાવ્ય રચ્યું છે.[૧૫]

**રત્નદેવગણિ** (ઈ.સ. ૧૩૩૭)—રત્નદેવગણિએ બૃહદ્ગચ્છીય ધર્મચંદ્રની વિનંતીથી શ્વેતાંબરાચાર્ય જયવલ્લભમુનિએ રચેલા પ્રાકૃત સુભાષિત ગ્રંથ 'વજ્જાલય' ઉપર સં. ૧૩૯૩(ઈ.સ. ૧૩૩૬-૩૭)માં ટીકા રચી છે.

**કક્કસૂરિ** (ઈ.સ. ૧૩૩૭)—સિદ્ધસેનના શિષ્ય આચાર્ય કક્કસૂરિએ સં. ૧૩૯૩(ઈ.સ. ૧૩૩૬-૩૭)માં કાંજરકોટપુરમાં રહીને 'નાભિનંદનજિનોદ્ધાર-પ્રબંધ' નામક ગ્રંથ રચ્યો છે.[૧૬] આમાં અલાઉદ્દીન ખલજીની ફોજે ગુજરાત વગેરે પ્રદેશો ઉપર ચડાઈ કરીને જે જે રાજ્ય ધ્વસ્ત કર્યાં તેઓની નોંધ છે તથા ગુજરાતના સૂબા તરીકે આવનાર અલપખાનનો વૃત્તાંત છે. આ અલપખાન સાથે સમરસિંહ શ્રેષ્ઠીનો મૈત્રીસંબંધ હતો. આ કારણે સમરસિંહે શત્રુંજય ઉપર થયેલી ભાંગફોડને સમરાવી લેવાનું ફરમાન મેળવ્યું હતું એનો વિસ્તૃત વૃત્તાંત છે.

**જયાનંદસૂરિ** (ઈ.સ. ૧૩૪૪ લગભગ)—તપાગચ્છના સોમતિલકસૂરિના શિષ્ય જયાનંદસૂરિએ 'ક્ષેત્રપ્રકાશરાસ' આરંભની ગુજરાતીમાં રચ્યો છે, પણ એ ઉપલબ્ધ થયો નથી. એમણે સંસ્કૃતમાં 'સાધારણજિનસ્તોત્ર' રચ્યું છે તે કુલ-મંડનસૂરિએ પોતાના 'મુગ્ધાવબોધઔક્તિક'માં ઉદાહરણરૂપે લીધું છે.

**મેરુતુંગસૂરિ** (ઈ.સ. ૧૩૪૪ લગભગ)—'પ્રબંધચિંતામણિ' ગ્રંથના કર્તાથી ભિન્ન એવા એક બીજા મેરુતુંગસૂરિએ 'સ્થવિરાવલી' (વિચારશ્રેણી)[૧૭] નામની એક ઐતિહાસિક જૈન કાલક્રમસૂચક કૃતિ રચી છે. આમાં જૈનાચાર્યોની પટ્ટપરંપરાનો કાલક્રમ બતાવવામાં આવ્યો છે. એના અંતભાગમાં ગુજરાતના રાજાઓ—ચાવડા ચૌલુક્ય અને વાઘેલાઓની યાદી આપી એમના રાજત્વકાલની સાલવારી આપી છે. આમાં કાલકચાર્ય હરિભદ્રસૂરિ અને જિનભદ્ર ક્ષમાશ્રમણનાં વૃત્તાંત પણ છે.

સં. ૧૪૦૯( ઈ.સ. ૧૩૫૨–૫૩ )માં ‘કામદેવચરિત’ અને સં. ૧૪૧૩-(ઈ.સ. ૧૩૫૫–૫૬)માં ‘સંભવનાથચરિત’ નામે કાવ્યગ્રંથ રચ્યા–મળ્યા છે તે રચનાઓ આ મેરુંતુગસૂરિની હોય એવી સંભાવના છે.

**મેરુતુંગસૂરિ** ( ઈ.સ. ૧૩૪૭ થી ૧૪૧૫ )—ત્રીજા મેરુતુંગસૂરિ અંચલ-ગચ્છીય મહેંદ્રસૂરિના પટ્ટધર થયા હતા. એમના જીવનકાળમાં એમણે અનેક સંસ્કૃત-પ્રાકૃત ગ્રંથ નિર્માણ કર્યા છે.

**રાજશેખરસૂરિ** (ઈ.સ ૧૩૪૯)—મલધારીગચ્છના તિલકસૂરિના શિષ્ય રાજશેખરસૂરિએ ‘ષડ્દર્શનસમુચ્ચય’ રચ્યો છે, તેમાં જૈન સાંખ્ય જૈમિનીય યોગ વૈશેષિક અને બૌદ્ધ એમ છ દર્શનોનું સંક્ષેપમાં વર્ણન છે. વળી ‘સ્યાદ્વાદકલિકા’ (સ્યાદ્વાદદીપિકા) ૪૧ પદ્યોમાં, ‘રત્નાકરાવતારિકાપંજિકા’, અને કપિલમુનિએ રચેલાં વૈશિષક સૂત્રો ઉપર જે પ્રશસ્ત-કરદેવનું ભાષ્ય છે તેના ઉપર બીજી ત્રણ ટીકા[૧૮] હોવા છતાં શ્રીધરાચાર્યે રચેલ ‘ન્યાયકંદલી’ પર ‘પંજિકા’ નામે વૃત્તિ રચી છે.

એમણે આ બધા દાર્શનિક ગ્રંથો ઉપરાંત ‘સંઘમહોત્સવપ્રકરણ’ અને ‘દાન-ષટ્ત્રિંશિકા રચ્યાં છે. કથારસિક જનતાના મનોરંજન માટે ૮૪ કથા ગદ્ય સંસ્કૃતમાં રચી છે, જે ‘ચતુરશાતિ–ધર્મકથા’ ‘કૌતુકકથા’ અગર ‘વિનોદકથા’ નામથી પણ ઓળખાય છે.

એમણે મુગ્ધાવબોધ માટે ‘પ્રબંધકોશ’ ( ચતુર્વિંશતિપ્રબંધ ) નામક ગ્રંથની સં. ૧૪૦૫(ઈ.સ. ૧૩૪૮–૪૯)માં રચના કરી છે. આ ગ્રંથમાં મહત્ત્વના ૨૪ ઐતિહાસિક પ્રબંધ છે.

**જ્ઞાનસાગરસૂરિ** (ઈ.સ. ૧૩૪૯ થી ૧૪૦૪)—તપાગચ્છીય દેવેંદ્રસૂરિના શિષ્ય જ્ઞાનસાગરસૂરિએ સં. ૧૪૪૦( ઈ.સ. ૧૩૮૩–૮૪ )માં ‘આવશ્યકસૂત્ર–અવચૂર્ણિ’, સં. ૧૪૪૧( ઈ.સ. ૧૩૮૪–૮૫ ) માં ‘ઉત્તરાધ્યયનસૂત્ર-અવચૂર્ણિ’ અને ‘ઓઘનિર્યુક્તિ–અવચૂર્ણિ’ રચ્યાં છે. કેટલાંક સ્તોત્ર પણ એમનાં મળ્યાં છે.



**કુલમંડનસૂરિ** (ઈ.સ. ૧૩૫૩ થી ૧૩૯૯)—તપાગચ્છીય દેવેંદ્રસૂરિના શિષ્ય કુલમંડનસૂરિએ ‘ મુગ્ધાવબોધ ઔક્તિક ’ની રચના સં. ૧૪૫૦(ઈ.સ. ૧૩૯૪)માં કરી છે. એમાં એ સમયે આરંભિક ગુજરાતી ભાષા દ્વારા સંસ્કૃત ભાષાનું શિક્ષણ આપવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે.

સંસ્કૃત ભાષા બોલવાની રીતના નિયમ આ વ્યાકરણમાં આપેલા છે. કર્તા કર્મ અને પ્રયોગની ઉક્તિઓનું આમાં મુખ્યતઃ વિવેચન કરવામાં આવ્યું છે. આમાં વિભક્તિવિચાર કૃદંતવિચાર ઉક્તિભેદ અને શબ્દોનો સંગ્રહ છે.[૧૯]

એમની આગમિક વિદ્વત્તાનો ખ્યાલ એમના 'સિદ્ધાંતાલાપકોદ્ધાર' અને સં. ૧૪૪૩(ઈ.સ. ૧૩૮૬-૮૭)માં રચેલા 'વિચારામૃતસંગ્રહ', 'પર્યુષણાકલ્પ–અવચૂર્ણિ', 'પ્રતિક્રમણસૂત્ર–અવચૂર્ણિ', 'પ્રજ્ઞાપનાના તૃતીય પદ સંગ્રહણી', 'કાયસ્થિતિસ્તોત્ર' વગેરેથી આવે છે. સં. ૧૪૪૦ (ઈ.સ. ૧૩૮૪) આસપાસમાં દેવસુંદરસૂરિના કોઈ શિષ્યે રચેલી આરંભિક ગુજરાતીની 'કાકબંધ ચોપાઈ' (ધર્મકક્ક) મળે છે તે સંભવતઃ આ કુલમંડનસૂરિની રચના હોવાનો સંભવ છે.

એમણે રચેલાં સ્તોત્રો–અષ્ટાદશચક્રવિભૂષિત વીરસ્તવ, પંચજિનહારબંધ-સ્તવ વગેરેમાં એમની કવિત્વશક્તિનાં દર્શન થાય છે.

**મુનિભદ્રસૂરિ** (ઈ.સ. ૧૩૫૪)—બૃહદ્ગચ્છના ગુણભદ્રના વિદ્વાન શિષ્ય મુનિભદ્રસૂરિએ ૧૯ સર્ગમાં ૬૨૭૨ શ્લોકાત્મક 'શાંતિનાથચરિત્ર' સં. ૧૪૧૦-(ઈ.સ. ૧૩૫૪)માં લગભગ રચ્યું છે. એનો ૧૨ મો સર્ગ યમકાલંકારથી વિભૂષિત છે. શૈલી પ્રાસાદિક અને મનોહર છે. મુનિભદ્રસૂરિનું પેરોજરાજા(ફીરોઝશાહ તુગલુક)ની સભામાં બહુમાન હતું.

**તરુણપ્રભસૂરિ** (ઈ.સ. ૧૩૫૫)—ખરતરગચ્છીય જિનચંદ્રસૂરિ(૩ જા)ના શિષ્ય તરુણપ્રભસૂરિએ પાતશાહ પિરોજ(ફીરોઝશાહ)ના રાજ્યમાં અણહિલપત્તનમાં ઠક્કુર બલિરાજની વિનંતીથી સં. ૧૪૧૧(ઈ.સ. ૧૩૫૫)માં દીપોત્સવીના દિવસે 'ષડાવશ્યકસૂત્ર' પરની વૃત્તિઓ પર 'બાલાવબોધ' રચ્યો છે. એ જ રીતે યોગશાસ્ત્ર વગેરે ગ્રંથો ઉપર રચેલા એમના એકાધિક બાલાવબોધ છે.

**ભાવદેવસૂરિ** (ઈ.સ. ૧૩૫૬)—ખંડિલગચ્છીય કાલકાચાર્યસંતાનીય જિનદેવસૂરિના શિષ્ય ભાવદેવસૂરિએ સં. ૧૪૧૨(ઈ.સ. ૧૩૫૫-૫૬)માં 'પાર્શ્વનાથ-ચરિત' પાટણમાં રહીને રચ્યું છે, આઠ અધ્યાયાત્મક 'અલંકારસાર' નામનો અલંકારવિષયક ગ્રંથ રચ્યો છે, વળી પ્રાકૃતમાં 'જઇદિણચરિયા' અને 'કાલકકહા' નામના ગ્રંથ પણ રચ્યા છે.



**જયસિંહસૂરિ** (ઈ.સ. ૧૩૬૬)—કૃષ્ણર્ષિગચ્છીય મહેંદ્રસૂરિના શિષ્ય જય-સિંહસૂરિએ સં. ૧૪૨૨(ઈ.સ. ૧૩૬૫-૬૬)માં દશસર્ગાત્મક 'કુમારપાલચરિત' નામક ગ્રંથ ૬૦૬૩ સં. પદ્યોમાં રચ્યો છે. આ ચરિતનો પ્રથમ આદર્શ એમના પ્રશિષ્ય દાર્શનિક અને કવિ મુનિ નયચંદ્રે લખ્યો હતો. નયચંદ્રસૂરિએ રચેલા

'હમ્મીર-મહાકાવ્ય'ના ઉલ્લેખ[૨૦] મુજબ જયસિંહસૂરિએ 'નૂતન વ્યાકરણ' અને ભાસર્વજ્ઞે રચેલા 'ન્યાયસાર' નામક જૈનેતર દાર્શનિક ગ્રંથ ઉપર 'ન્યાયતાત્પર્ય-દીપિકા' નામક વૃત્તિની રચના કરી છે. એમણે એ પણ નોંધ્યું છે કે હમ્મીર-રાજના પંડિત સારંગને એમણે વાદમાં પરાજિત કર્યો હતો.[૨૧] આ પંડિતે જ સંભવતઃ 'શાર્ઙ્ગધર-પદ્ધતિ' નામનો ગ્રંથ પણ રચ્યો છે.

**મહેંદ્રસૂરિ** (ઈ.સ. ૧૩૭૧)—મદનસૂરિના શિષ્ય મહેંદ્રસૂરિએ 'યંત્રરાજાગમ' નામક પાંચ અધ્યાયનો પંચાંગવિષયક જ્યોતિષનો ઉપયોગી ગ્રંથ સં. ૧૪૨૭ (ઈ.સ. ૧૩૭૦-૭૧)માં લગભગ રચ્યો છે. એના ઉપર એમના વિદ્વાન શિષ્ય મલયચંદ્રસૂરિએ ટીકા રચી છે.[૨૨]

**મલયચંદ્રસૂરિ** (ઈ.સ. ૧૩૭૧)—મહેંદ્રસૂરિના શિષ્ય મલયચંદ્રસૂરિએ 'યંત્રરાજાગમ' પર સુગમ ટીકા સં. ૧૪૨૭ (ઈ.સ. ૧૩૭૦-૭૧)માં રચી છે. એમાં પૂનમ અમાસ અને નક્ષત્રનું સ્પષ્ટ ગણિત આપ્યું છે. સં. ૧૪૨૭ થી ૧૪૯૪ સુધીનાં નક્ષત્રોનાં કોષ્ઠક પણ આલેખ્યાં છે. આમાં ૭૫ નગરોના અક્ષાંશ આપ્યા છે. વેધોપયોગી ૩૨ તારાઓનાં સાધન અને ભોગશર પણ આપવામાં આવ્યાં છે. મૂળ ગ્રંથનાં યંત્રોને ઉદાહરણપૂર્વક સમજાવ્યાં છે.

**રત્નશેખરસૂરિ** (ઈ.સ. ૧૩૭૨)—તપાગચ્છની નાગપુરીય શાખાના હેમતિલક-સૂરિના શિષ્ય રત્નશેખરસૂરિએ સં. ૧૪૨૮ (ઈ.સ. ૧૩૭૧-૭૨)માં પ્રાકૃતમાં 'સિરિ-વાલકહા' રચી છે. એમણે 'છંદઃકોશ' નામક છંદવિષયક ગ્રંથ પણ રચ્યો છે. પ્રાકૃત છંદોમાંથી કેટલાયે છંદોનાં લક્ષણ લક્ષ્ય-લક્ષણયુક્ત અને ગણમાત્રાદિપૂર્વક આપવામાં આવ્યાં છે.[૨૩] સં. ૧૪૪૭ (ઈ.સ. ૧૩૯૦-૯૧)માં 'ગુણસ્થાન-ક્રમારોહ' વૃત્તિ સહિત, 'ગુરુગુણષટ્ત્રિંશત્-ષટ્ત્રિંશિકા', 'સંબોધસિત્તરી', 'સિદ્ધચક્રયંત્રોદ્ધાર' અને 'મલયગિરિ-ટીકા'ના આધારે રચેલ 'લઘુક્ષેત્રસમાસ' સ્વોપજ્ઞ વ્યાખ્યા સહિત રચ્યાં છે.

**જિનોદયસૂરિ** (ઈ.સ. ૧૩૭૫)—ખરતરગચ્છીય જિનોદયસૂરિએ પાટણ-થી ૧૧૦૦ શ્લોકપ્રમાણ 'મહાવિજ્ઞપ્તિપત્ર' અયોધ્યામાં ચતુર્માસ નિવાસાર્થે રહેલા પોતાના ગુરુ લોકહિતસૂરિ ઉપર ગદ્ય-પદ્યાત્મક શૈલીમાં સં. ૧૪૩૧ (ઈ.સ. ૧૩૭૫)માં લખ્યો છે. આ વિજ્ઞપ્તિપત્રની શબ્દછટાત્મક ગદ્યરચના બાણ દંડી અને ધનપાલ જેવા ઉત્કૃષ્ટ કોટિના કવિઓની રચના જેવી છે. આમાં અણહિલપુરપત્તન અયોધ્યા વગેરેનું સુંદર વર્ણન છે.



**જયશેખરસૂરિ** (ઈ.સ. ૧૩૮૦)—અંચલગચ્છીય મહેંદ્રસૂરિના શિષ્ય જયશેખરસૂરિએ સં. ૧૪૩૬ માં સ્વોપજ્ઞવૃત્તિયુત 'ઉપદેશચિંતામણિ', સં.

૧૪૬૨માં ખંભાતમાં રૂપકાત્મક કૃતિરૂપે સાત અધિકારમાં 'પ્રબોધચિંતામણિ', 'ધમ્મિલકુમારચરિત્ર', 'જૈનકુમારસંભવ' નામક ઉચ્ચ કોટિના ગ્રંથો રચ્યા છે.[૨૪] એ ઉપરાંત 'શત્રુંજય–ગિરનાર–મહાવીર–દ્વાત્રિંશિકાત્રયી', 'આત્માવબોધકુલક' અને બીજાં પ્રાકૃત ભાષામાં ૧૨ કુલકો, 'ધર્મસર્વસ્વ', 'ઉપદેશમાલાવચૂરિ', 'પુષ્પમાલા–અવચૂરિ', નવતત્ત્વગાથા ૧૭, અજિતશાંતિસ્તવ શ્લોક ૧૭, 'સંબોધસપ્તતિકા', સં. ૧૪૫૭માં 'સમ્યક્ત્વ કૌમુદી' શ્લોક ૯૯૫, 'નલ–દમયંતી ચંપૂ', કલ્પસૂત્ર ઉપર 'સુખાવબોધવિવરણ' અને 'ન્યાયમંજરી' વગેરે ગ્રંથ રચ્યા છે.

એમણે ભાષામાં 'ત્રિભુવનદીપક', 'પરમહંસપ્રબંધ', 'પ્રબંધચિંતામણિ ચોપાઈ' 'અંતરંગચોપાઈ', 'નેમિનાથ ફાગ' ૫૮ કડી અને કેટલાંયે સ્તવન વગેરે રચ્યાં છે.

**મુનિસુંદરસૂરિ** (ઈ.સ. ૧૩૮૦ થી ૧૪૪૭)—તપાગચ્છીય સોમસુંદરસૂરિના પ્રતિભાસંપન્ન પટ્ટધર શિષ્ય મુનિસુંદરસૂરિએ વિ.સં. ૧૪૫૫ (ઈ.સ. ૧૩૯૮–૯૯)-માં સંસ્કૃતભાષી વિદ્યાર્થીઓ માટે 'ત્રૈવિદ્યગોષ્ઠી' નામનો ગ્રંથ રચ્યો છે. સં. ૧૪૬૬ (ઈ.સ. ૧૪૦૯–૧૦)માં એમણે ૧૦૮ હાથ લાંબો એક વિજ્ઞપ્તિપત્ર લખી દેવસુંદરસૂરિને મોકલ્યો, જેનું નામ હતું 'ત્રિદશતરંગિણી'. એમાં ત્રણ સ્રોત અને ૬૧ તરંગ હતાં. હાલ માત્ર ત્રીજા સ્રોતનો 'ગુર્વાવલી' નામનો સ્રોત ૪૯૬ પદ્યોનો ભાગ મળે છે. એમણે સં. ૧૪૫૫ (ઈ.સ. ૧૩૯૮–૯૯)માં 'અધ્યાત્મ-કલ્પદ્રુમ' અપરનામ 'શાંતસુધારસ', 'ચતુર્વિંશતિસ્તોત્ર રત્નકોશ', સં. ૧૪૮૩ (ઈ.સ. ૧૩૨૬–૨૭)માં 'જયાનંદચરિત મહાકાવ્ય', સં. ૧૪૮૪ (ઈ.સ. ૧૩૧૭-૨૮)-માં 'મિત્રચતુષ્કકથા', સં. ૧૪૯૩ (ઈ.સ. ૧૪૩૬–૩૭)માં 'ઉપદેશરત્નકાર-સ્વોપજ્ઞ વૃત્તિ' સાથે, સં. ૧૪૯૩ કે સં. ૧૫૦૨ (ઈ.સ. ૧૪૪૫–૪૬)માં 'સંતિકર સ્તોત્ર' વગેરે કવિત્વપૂર્ણ કૃતિઓ રચેલી મળી આવે છે.

**ક્ષેમંકરસૂરિ** (ઈ.સ. ૧૩૯૪)—તપાગચ્છીય દેવસુંદરસૂરિના શિષ્ય ક્ષેમંકર-સૂરિએ પ્રાકૃતમાં રચાયેલી 'સિંહાસણબત્તીસિયા' ઉપરથી સં. ૧૪૫૦ (ઈ.સ. ૧૩૯૪) લગભગમાં ગદ્યપદ્યાત્મક 'સિંહાસનદ્વાત્રિંશિકા' નામની કૃતિ રચી છે.

**ગંગ** (ઈ.સ. ૧૪મી સદી)—દ્વિવેદી ગંગ નામના એક વૈદિક વિદ્વાને ઈ.સ.ના ૧૪મા સૈકામાં 'બૃહદારણ્યક' ઉપર 'મુખ્યાર્થપ્રકાશિકા' નામનું ભાષ્ય રચ્યું છે. એમની વિદ્વત્તાથી તેઓ 'વિદ્વજ્જનતિલક' તરીકે પ્રસિદ્ધિ પામ્યા હતા.

**સમરસિંહ** (ઈ.સ. ૧૪મી સદી)—પાટણના મંત્રી-કુલમાં જન્મેલા પ્રાગ્વાટવંશીય શોભનદેવના પુત્ર સમરસિંહે 'મનુષ્યજાતક' અથવા 'તાજકતંત્રસાર' નામનો ગ્રંથ ખાસ કરીને તાજિકકારોના જાતક ગ્રંથની પદ્ધતિએ રચ્યો છે.

**જયતિલકસૂરિ** (ઈ.સ. ૧૪૦૦)—આગમગચ્છીય જયતિલકસૂરિએ 'મલયાસુંદરીચરિત', 'સુલસાચરિત', 'સુપ્રાર્શ્વનાથચરિત', 'મહાબલચરિત' અને 'હરિવિક્રમચરિત' નામના ગ્રંથ રચ્યા છે. તદુપરાંત 'વીતરાગસ્તવ', 'ઋષભજિનસ્તવ' વગેરે સ્તોત્ર રચેલાં જાણવા મળે છે.

એમણે સં. ૧૪૫૬(ઈ.સ. ૧૪૦૦)માં સ્તંભતીર્થમાં 'અનુયોગદ્વારચૂર્ણિ'નો ઉદ્ધાર કર્યાનું એ ગ્રંથની અંતિમ પુષ્પિકાથી જાણવા મળે છે.

**શાંતિસૂરિ** (ઈ.સ. ૧૪૦૦)—પલ્લીવાલગચ્છીય શાંતિસૂરિએ 'મલયસુંદરીચરિત' સં ૧૪૫૬(ઈ.સ. ૧૪૦૦)માં રચ્યું છે.

**દેવસુંદરસૂરિ** (ઈ.સ. ૧૪૦૧)—સોમતિલકસૂરિના પટ્ટધર દેવસુંદરસૂરિએ 'સાધારણ-જિનસ્તવન', 'ઉત્તમઋષિસ્મરણા ચતુષ્પદી', 'પાર્શ્વજિનસ્તવન' વગેરે રચ્યાં છે. એમના પાંચ વિદ્વાન શિષ્યો ૧. જ્ઞાનસાગરસૂરિ, ૨. કુલમંડનસૂરિ, ૩. ગુણરત્નસૂરિ, ૪. સોમસુંદરસૂરિ અને ૫. સાધુરત્નસૂરિ એમના આદેશથી ગ્રંથરચનાઓ કરવામાં સંલગ્ન હતા. ગુણરત્નસૂરિએ 'ક્રિયારત્નસમુચ્ચય' વગેરે ગ્રંથ રચ્યા છે. જ્ઞાનસાગરસૂરિએ 'વિમલનાથચરિત' રચ્યું છે. સોમસુંદરસૂરિએ પણ અનેક ગ્રંથરચનાઓ કરી છે.

**સોમસુંદરસૂરિ** (ઈ સ. ૧૪૦૧)—તપાગચ્છીય દેવસુંદરસૂરિના પટ્ટધર સોમસુંદરસૂરિએ 'ચૈત્યવંદનભાષ્ય-અવચૂરિ', 'કલ્પાંતર્વાચ્ય', 'ચતુર્વિંશતિજિનભવોત્કીર્તનસ્તવ', 'નવખંડપાર્શ્વનાથ-અષ્ટક', 'યુગાદિજિનસ્તવસાવચૂરિ', 'યુષ્મત્-શબ્દનવસ્તવ', 'અસ્મતશબ્દનવસ્તવ' 'ભાષ્યત્રયચૂર્ણિ', 'કલ્યાણકસ્તવ', 'યતિજીતકલ્પરત્નકોશ', સં. ૧૪૫૦(ઈ.સ. ૧૩૯૩-૯૪)માં ભાષામાં 'આરાધનારાસ', સં. ૧૪૮૦ (ઈ.સ. ૧૪૨૩-૨૪)માં 'અર્બુદકલ્પ' 'નેમિનાથનવરસફાગ', સં. ૧૪૮૨માં 'ઉપદેશમાલા-બાલાવબોધ', સં. ૧૪૯૧(ઈ.સ. ૧૪૩૪-૩૫)માં 'સ્થૂલિભદ્રફાગ', 'યોગશાસ્ત્ર-બાલાવબોધ', 'ષડાવશ્યક બાલાવબોધ', 'નવતત્ત્વબાલાવબોધ' 'આરાધનાપતાકા-બાલાવબોધ', સં. ૧૪૯૬(ઈ.સ. ૧૪૩૯-૪૦)માં 'ષષ્ટિશતકબાલાવબોધ' વગેરે ગ્રંથ રચ્યા છે.

સોમસુંદરસૂરિના ઉપદેશથી ઈડરના સંઘપતિ શ્રેષ્ઠી ગોવિંદ ઓશવાળે સં. ૧૪૬૬(ઈ સ. ૧૪૦૯-૧૦)માં શત્રુંજય ગિરનાર સોપારક તારંગા વગેરે તીર્થોનો યાત્રાસંઘ કાઢયો હતો ને તારંગા તીર્થની યાત્રા કરતાં સંઘપતિએ અજિતનાથ પ્રભુની નવી પ્રતિમા સ્થાપન કરવાનો મનોરથ કર્યો હતો.[૨૫]

આ આચાર્યે સં. ૧૪૯૬(ઈ.સ. ૧૪૩૯–૪૦)માં રાણકપુરમાં 'ત્રિભુવન-દીપક પ્રાસાદ'ની પ્રતિષ્ઠા કરી હતી અને સોમદેવને આચાર્યપદ અર્પણ કર્યું હતું.

એમનું સવિસ્તર જીવનવર્ણન પ્રતિષ્ઠાસોમે સં. ૧૫૪૧ (ઈ.સ. ૧૪૮૪–૮૫)માં રચેલા 'સોમસૌભાગ્યકાવ્ય'માં અને ચારિત્રગણિએ એ જ વર્ષે રચેલા 'ગુરુગુણ-રત્નાકરકાવ્ય'માં આલેખ્યું છે.

**ગુણરત્નસૂરિ** (ઈ.સ. ૧૪૧૦)—તપાગચ્છીય દેવસુંદરસૂરિના શિષ્ય અને સોમસુંદરસૂરિના સહાધ્યાયી ગુણરત્નસૂરિએ ગુરુના આદેશથી વિ. સં. ૧૪૬૬ (ઈ.સ.૧૪૧૦)માં 'ક્રિયારત્નસમુચ્ચય' નામક કૃતિ રચી છે.

વળી એમણે સં. ૧૪૫૭( ઈ.સ. ૧૪૦૦-૦૧ )માં 'કલ્પાંતર્વાચ્ય' અને 'વાસોન્તિકપ્રકરણ' એટલે 'અંચલમતનિરાકરણ' રચ્યાં છે. હરિભદ્રસૂરિએ રચેલા 'ષડ્દર્શનસમુચ્ચય' ઉપર 'તર્કરહસ્ય–દીપિકા' રચી છે. આ ઉપરાંત સત્તરિયા આદિ અનેક પ્રકરણો ઉપર અવચૂરિઓ રચી છે.

**જ્ઞાનસાગરસૂરિ** (ઈ.સ. ૧૪૧૪)—બૃહત્તપાગચ્છના રત્નસિંહસૂરિના શિષ્ય ઉદયવલ્લભના શિષ્ય જ્ઞાનસાગરસૂરિએ ખંભાતમાં સં. ૧૫૧૭(ઈ.સ. ૧૪૬૦–૬૧)માં જૈનોના તેરમા તીર્થંકરનું 'વિમલનાથચરિત' નામે કાવ્ય રચ્યું છે. વળી આ પૂર્વે સં. ૧૪૭૦(ઈ.સ. ૧૪૧૪)માં 'રત્નચૂડકથા' નામે ગ્રંથ રચ્યો છે.

**ઉપા. દેવમૂર્તિ** (ઈ.સ. ૧૪૧૫)—કાસહ્રદગચ્છીય દેવચંદ્રસૂરિના શિષ્ય ઉપા. દેવમૂર્તિએ સં. ૧૪૭૧( ઈ.સ. ૧૪૧૫)માં ૧૪ સર્ગનું 'વિક્રમ ચરિત' રચ્યું છે.

**જિનવર્ધનસૂરિ** (ઈ.સ. ૧૪૧૮)—ખરતરગચ્છના જિનરાજસૂરિની પાટે સં. ૧૪૬૧(ઈ.સ. ૧૪૦૪–૦૫)માં જિનવર્ધનસૂરિ થયા. પાછળથી કંઈક વાંધો ઉપસ્થિત થતાં ગચ્છથી અલગ થઈ એમણે 'પિપ્પલક ખરતર શાખા' ચલાવી.

એમણે સં. ૧૪૭૪(ઈ.સ. ૧૪૧૮)માં શિવાદિત્ય–કૃત 'સપ્તપદાર્થી' ઉપર ટીકા રચી છે અને 'વાગ્ભટાલંકાર' પર પણ વૃત્તિની રચના કરી છે.



**'ભરટકદ્વાત્રિંશિકા'ના કર્તા** ( ઈ.સ. ૧૪૧૯ )—સોમસુંદરસૂરિના કોઈ શિષ્યે 'ભરટકદ્વાત્રિંશિકા' નામે ગ્રંથની રચના સં. ૧૪૭૫ (ઈ.સ. ૧૪૧૯) લગભગમાં કરી છે. આમાં મિશ્ર સંસ્કૃતમાં ભરડા (બાવાઓ) વિશે ૩૨ બોધ-પ્રદ કથા છે.

**વિનયચંદ્રસૂરિ** (ઈ.સ. ૧૪૧૯)—રત્નસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય વિનયચંદ્રસૂરિએ સં. ૧૪૭૪(ઈ સ. ૧૪૧૭–૧૮)માં 'આદિનાથચરિત' સંસ્કૃતમાં રચ્યું છે. ઉપરાંત 'પાર્શ્વનાથચરિત' અને 'મુનિસુવ્રતચરિત' પણ એમણે રચેલાં જાણવા મળે છે. વળી 'કલ્પનિરુક્ત', 'કાલકાચાર્યકથા', 'દીપાલિકાકલ્પ' અને જૂની ગુજરાતીમાં 'નેમિનાથચતુષ્પદિકા', તેમજ 'ઉપદેશમાલા કથાનક છપ્પય' વગેરે એમની ગ્રંથરચનાએ પ્રસિદ્ધિ પામી ચૂકેલી છે.

**જિનભદ્રસૂરિ** (ઈ.સ. ૧૪૧૯–૧૪૫૮)—ખરતરગચ્છીય જિનરાજસૂરિના શિષ્ય જિનભદ્રસૂરિ(સં. ૧૪૫૦–૧૫૧૪)એ 'દ્વાદશાંગીપદપ્રમાણકુલક' અને 'જિનસપ્તતિકા' (૨૨૦ પ્રાકૃતગાથાબદ્ધ) વગેરે ગ્રંથો રચી પોતાની આગમિક પ્રતિભાનો પરિચય કરાવ્યો છે. એમણે સં. ૧૪૮૫ (ઈ.સ. ૧૪૨૮-૨૯)થી સં. ૧૪૯૩ (ઈ.સ. ૧૪૩૬–૩૭) સુધીમાં અનેક તાડપત્રીય ગ્રંથ લખાવ્યા હતા, જે જેસલમેર જ્ઞાનભંડારમાં વિદ્યમાન છે.

એમણે અનેક જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી, અને જેસલમેર, જાબાલિપુર (જાલોર), દેવગિરિ, અહિપુર (નાગોર) અને અણહિલપાટણ આદિ સ્થળોએ મોટા જ્ઞાનભંડાર સ્થાપ્યા હતા.

**જયસાગર ઉપાધ્યાય** (ઈ.સ. ૧૪૨૨)—ખરતરગચ્છના જિનરાજસૂરિના શિષ્ય જયસાગર મુનિએ સં. ૧૪૭૮(ઈ.સ. ૧૪૨૧–૨૨)માં પાટણમાં 'પર્વરત્નાવલીકથા'ની રચના કરી છે. વળી એમણે સિંધ દેશના મલ્લિકવાહન ગામથી સં. ૧૪૮૪(ઈ.સ. ૧૪૨૭–૨૮)માં 'વિજ્ઞપ્તિત્રિવેણી' નામે વિજ્ઞપ્તિપત્ર અણહિલપુર પાટણમાં બિરાજમાન ગચ્છાચાર્ય જિનભદ્રસૂરિને મોકલ્યો હતો.

એમણે આ ઉપરાંત 'તીર્થરાજીસ્તવ', 'ઉવસગ્ગહરસ્તોત્રવૃત્તિ', જિનદત્તસૂરિ-કૃત 'ગુરુપારતંત્ર્ય' આદિ સ્તવો પર વૃત્તિ, જિનદત્તસૂરિ–કૃત 'સ્મરણાસ્તવ' ઉપર વૃત્તિ, 'ભાવારિવારણ' સ્તોત્ર પર વૃત્તિ, સં. ૧૪૯૫(ઈ.સ. ૧૪૩૮–૩૯)માં જિનદત્તસૂરિ-કૃત 'સંદેહદોલાવલી' પર લઘુવૃત્તિ, 'જિનકુશલસૂરિ–ચતુષ્પદી', સં. ૧૪૮૭ (ઈ.સ. ૧૪૩૦–૩૧)માં 'ચૈત્યપરિપાટી', 'શાંતિજિનાલયપ્રશસ્તિ' વગેરે રચનાઓ કરી છે.

સં. ૧૫૦૩ (ઈ.સ. ૧૪૪૬–૪૭)માં એમણે પ્રહ્લાદનપુર(પાલનપુર)માં 'પૃથ્વીચંદ્રચરિત'ની રચના કરી છે.



એમણે આશાપલ્લી અને પાટણના જ્ઞાનભંડારો માટે શ્રાવકોને પ્રતિબોધી હજારો પુસ્તકોનું પુનર્લેખન સં. ૧૪૯૫–૯૭ (ઈ.સ. ૧૪૩૮–૩૯ અને ૧૪૪૦–૪૧) સુધીમાં કરાવ્યું હતું.

**હર્ષભૂષણ** (ઈ.સ. ૧૪૨૪)—તપાગચ્છના મુનિસુંદરસૂરિના શિષ્ય હર્ષસેનના શિષ્ય હર્ષભૂષણે સં. ૧૪૮૦ (ઈ.સ. ૧૪૨૩-૨૪)માં 'શ્રાદ્ધવિધિવિનિશ્ચય', 'અંચલમતદલન' તથા સં. ૧૪૮૬ (ઈ.સ ૧૪૨૯-૩૦)માં 'પર્યુષણાવિચાર' નામના ગ્રંથ રચ્યા છે. એમણે ઉદયધર્મના 'વાક્યપ્રકાશ' નામક ઔક્તિક પર ટીકા પણ રચી છે.

**સત્યરુચિ** (ઈ.સ. ૧૪૨૫ લગભગ)—ખરતરગચ્છના ઉપાધ્યય જયસાગરના શિષ્ય સત્યરુચિએ પોતાની બાલ અવસ્થામાં જ પ્રાયમિક કૃતિ લેખે 'ઉત્તમ-ચરિતકથા' રચી છે.

**જિનસુંદરસૂરિ** (ઈ.સ. ૧૪૨૭)—તપાગચ્છના સોમસુંદરસૂરિના વિશિષ્ટ પાંચ વિદ્વાન શિષ્યો પૈકી જિનસુંદરસૂરિએ સં. ૧૪૮૩ (ઈ.સ. ૧૪૨૭)માં 'દીપાલિકાકલ્પ'ની રચના કરી છે.

**માણિક્યસુંદરસૂરિ** (ઈ.સ. ૧૪૨૭)—અંચલગચ્છીય મેરુતુંગસૂરિના શિષ્ય માણિક્યસુંદરસૂરિએ સં. ૧૪૮૪ (ઈ.સ. ૧૪૨૭)માં 'ગુણવર્મચરિત્ર', 'સત્તરભેદીપૂજા કથા', 'ચતુઃપર્વીકથાચંપૂ', 'ચંદ્રધવલ-ધર્મદત્તકથાનક', 'શુકરાજ-કથા', 'સંવિભાગવ્રતકથા', સં. ૧૪૮૩ (ઈ.સ. ૧૪૨૬)માં 'શ્રીધરચરિત' વગેરે અનેક ગ્રંથોની રચના કરી છે. વળી એમણે સં. ૧૪૭૮ (ઈ.સ. ૧૪૨૧-૨૨)માં ૯૫૮ શ્લોકાત્મક 'પૃથ્વીચંદ્રચરિત'ની આરંભની ગુજરાતીમાં ગદ્ય કાદંબરી જેવી રચના કરી છે.

એમણે 'શુકરાજકથા (સંસ્કૃત)'માં પણ ગુજરાતી ભાષાનાં સુભાષિત પ્રચલિત સાહિત્યમાંથી વીણીને આપ્યાં છે.

**સોમકુંજર** (ઈ.સ ૧૪૨૯)—ખરતરગચ્છના ઉપાધ્યાય જયસાગરના શિષ્ય મુનિ સોમકુંજરે જેસલમેરના સંભવનાથ જિનાલયની વિદ્વત્તાભરી પ્રશસ્તિ રચી છે. એમણે ચિત્રકાવ્ય પણ રચેલાં છે.[૨૬]

**માણિક્યશેખર** (ઈ.સ. ૧૪૨૯ લગભગ)—અંચલગચ્છીય મેરુતુંગસૂરિના શિષ્ય માણિક્યશેખરે 'આવશ્યક નિર્યુક્તિ-દીપિકા' નામે ગ્રંથ રચ્યો છે. એની પ્રશસ્તિમાં એમણે પોતાની રચનાઓ આ પ્રકારે જણાવી છે: ૧. આવશ્યક-નિર્યુક્તિ-દીપિકા, ૨. પિંડનિર્યુક્તિ-દીપિકા, ૩. ઓઘનિર્યુક્તિ-દીપિકા, ૪. દશવૈ-કાલિક-દીપિકા, ૫. ઉત્તરાધ્યયન-દીપિકા, ૬. આચારાંગ-દીપિકા, ૭. કલ્પ-નિર્યુક્તિ-અવચૂરિકા, ૮. નવતત્ત્વવિચારણા વગેરે.

**ચારિત્ર્યસુંદરગણિ** (ઈ.સ. ૧૪૩૧)— રત્નસિંહસૂરિના શિષ્ય ચારિત્ર્ય-સુંદરગણિએ સં. ૧૪૮૭(ઈ.સ. ૧૪૩૦-૩૧)માં 'શીલદૂત' નામનું કાવ્ય રચ્યું છે. કવિ કાલિદાસના મેઘદૂત કાવ્યના ચોથા ચરણને લઈને નવાં ત્રણ ચરણો દ્વારા ૧૩૧ શ્લોકોમાં રચેલું આ સમસ્યામય કાવ્ય છે.

એમણે સં. ૧૪૮૭(ઈ.સ. ૧૪૩૦-૩૧)માં મુનિ શુભચંદ્રની અભ્યર્થનાથી 'કુમારપાલચરિત' ૨૦૩૨ શ્લોકમય દશ સર્ગમાં રચ્યું છે. વળી જૈન ગૃહસ્થોના દૈનંદિની આચાર વિશે 'આચારોપદેશ' અને કથાચરિતાત્મક 'મહીપાલચરિત'ની રચના કરી છે.

**રામચંદ્રસૂરિ** (ઈ.સ. ૧૪૩૪)—પૂર્ણિમાગચ્છના અભયચંદ્રસૂરિના શિષ્ય રામચંદ્રસૂરિએ સં. ૧૪૯૦(ઈ.સ. ૧૪૩૩-૩૪)માં ડભોઈમાં રહીને 'વિક્રમચરિત' સંસ્કૃતપદ્યબદ્ધ ૩૨ કથારૂપે રચ્યું છે. ક્ષેમંકરગણિએ સંસ્કૃત ગદ્યમાં રચેલી 'સિંહાસનદ્વાત્રિંશિકા' ઉપરથી એ રચ્યું છે.

એ જ વર્ષમાં સંસ્કૃત ગદ્ય-પદ્યમાં 'પંચદંડાતપત્રછત્રપ્રબંધ' નામક કૃતિ રચી છે.

**શીલરત્ન** (ઈ.સ. ૧૪૩૫)—જયકીર્તિસૂરિના વિદ્વાન શિષ્ય શીલરત્ને મેરુતુંગસૂરિએ રચેલા 'જૈનમેઘદૂતકાવ્ય' ઉપર સં. ૧૪૯૧(ઈ.સ. ૧૪૩૪-૩૫)માં વૃત્તિની રચના કરી છે. વળી એમણે 'ચૈત્યવંદનચતુર્વિંશિકા' 'સીમંધરજિનાષ્ટક' વગેરે કૃતિઓ પણ રચી છે.

**શુભશીલગણિ** (ઈ.સ. ૧૪૩૬)—તપાગચ્છના મુનિસુંદરસૂરિના શિષ્ય શુભશીલગણિ વ્યાકરણ સાહિત્ય અને સિદ્ધાંતના સારા પંડિત હતા. એમણે સં. ૧૪૯૦(ઈ.સ. ૧૪૩૬) માં અગર સં. ૧૪૯૯(ઈ.સ. ૧૪૪૩)માં વિક્રમચરિત, સં. ૧૫૦૪(ઈ.સ. ૧૪૪૭-૪૮)માં 'પ્રભાવકકથા' તેમજ 'શાલિવાહનચરિત', સં. ૧૫૦૯(ઈ.સ. ૧૪૫૨-૫૩)માં કથાકોશ-અપરનામ ભરતેશ્વર-બાહુબલીવૃત્તિ, સં. ૧૫૧૮(ઈ.સ. ૧૪૬૧-૬૨)માં શત્રુંજયકલ્પવૃત્તિ, હેમચંદ્રના અભિધાનચિંતામણિ અનુસાર ઉણાદિનામમાલા, પૂજાપંચાશિકા અને પંચશતીપ્રબંધ જેવા અનેક ગ્રંથ રચ્યા છે.

**જિનમંડનગણિ** (ઈ.સ. ૧૪૩૬)—તપાગચ્છીય સોમસુંદરસૂરિના શિષ્ય જિનમંડનગણિ વિશિષ્ટ વિદ્યાનિધિ હતા.[૨૭] એમણે વિ.સં. ૧૪૯૨(ઈ.સ. ૧૪૩૬) માં 'કુમારપાલપ્રબંધ' નામક ગ્રંથ ગદ્ય-પદ્યરૂપે રચ્યો છે. આમાં અણહિલપુરપાટણની સ્થાપનાથી લઈને કુમારપાલના સ્વર્ગવાસ (સં. ૧૨૩૦-ઈ.સ. ૧૧૭૪) સુધીના પ્રસંગોની નોંધ લીધી છે.

**જિનકીર્તિસૂરિ** (ઈ.સ. ૧૪૩૮)—તપાગચ્છના સોમસુંદરસૂરિના શિષ્ય જિનકીર્તિસૂરિએ સં. ૧૪૯૪ (ઈ.સ. ૧૮૩૮)માં સ્વોપજ્ઞટીકા સાથેનું 'નમસ્કાર-સ્તવ', 'ઉત્તમકુમારચરિત' અને શીલવિષય' ઉપર 'શ્રીપાલ-ગોપાલકથા' રચ્યાં છે. વળી ચંપકશ્રેષ્ઠી કથા રચી છે; એમાં ત્રણ સુંદર ઉપાખ્યાન છે.

**રત્નશેખરસૂરિ** (ઈ.સ. ૧૪૪૦)—તપગચ્છીય સોમસુંદરસૂરિના શિષ્ય રત્નશેખરસૂરિએ સં. ૧૪૯૬(ઈ.સ. ૧૪૪૦)માં 'શ્રાદ્ધપ્રતિક્રમણસૂત્ર-વૃત્તિ' (અર્થ-દીપિકા), સં. ૧૫૦૬ (ઈ.સ. ૧૪૪૯–૫૦) 'શ્રાદ્ધવિધિસૂત્ર' અને એની સંસ્કૃત-વૃત્તિ 'શ્રાદ્ધવિધિકૌમુદી', સં. ૧૫૧૬(ઈ.સ. ૧૪૫૯–૬૦)માં 'આચારપ્રદીપ' 'લઘુક્ષેત્ર-સમાસ', 'હૈમવ્યાકરણ-અવચૂરિ' અને 'પ્રબોધચંદ્રોદય-વૃત્તિ' વગેરે ગ્રંથ રચ્યા છે. આબુતીર્થના પાર્શ્વનાથ અને નેમિનાથનાં સ્તવનો, 'નવખંડા-પાર્શ્વનાથ-સ્તવન', 'મહેસાણા-પાર્શ્વનાથ-સ્તવન' (શ્લોક ૨૬), 'સ્તવનચોવીશી', સં. ૧૫૦૦(ઈ.સ. ૧૪૪૩–૪૪)માં સંસ્કૃત-પ્રાકૃત-શૌરસેની એમ ત્રણ ભાષામાં 'ચતુર્વિંશતિજિનસ્તોત્ર' (શ્લોક ૨૫), સં. ૧૫૧૦(ઈ.સ. ૧૪૫૩–૫૪)માં 'રત્નચૂડરાસ', ભટ્ટારકમુનિસુંદર-સૂરિ સુધીની 'તપાગચ્છગુર્વાવલી' (કડી ૨૭) વગેરે રચનાઓ કરી છે.

**જિનહર્ષગણિ** (ઈ.સ. ૧૪૪૧)—તપાગચ્છના જયચંદ્રસૂરિના શિષ્ય જિન-હર્ષગણિએ સં. ૧૪૯૭(ઈ.સ. ૧૪૪૧)માં ચિત્તોડમાં 'વસ્તુપાલચરિત' નામક કાવ્ય રચ્યું છે. એમાં વીરધવલ રાજાના પૂર્વજોનું પણ ઇતિવૃત્ત સંગ્રહ્યું છે. એમણે 'રયણસેહરીકથા' પ્રાકૃતમાં ગદ્ય-પદ્યમય રચી છે.

વળી સં. ૧૫૨૫(ઈ.સ. ૧૪૬૮–૬૯)માં 'પ્રતિક્રમણવિધિ', 'આરામશોભા-ચરિત' (૪૫૧ શ્લોકમાં) અનર્ઘરાઘવનાટકની વૃત્તિ, જંબૂસ્વામીરાસ, અષ્ટભાષામય સીમંધરજિનસ્તવન, સં. ૧૫૦૨(ઈ.સ. ૧૪૪૫ ૪૬)માં વીરમગામમાં રહીને 'વિંશતિસ્થાનકવિચારામૃત સંગ્રહ' 'રત્નશેખરનરપતિચરિત', સં. ૧૪૮૭ ઈ.સ. ૧૪૩૦–૩૧)માં 'સમ્યક્ત્વકૌમુદી' (૨૮૫૮ શ્લોક પ્રમાણ) વગેરે ગ્રંથ રચ્યા છે.

**સોમદેવસૂરિ** (ઈ. સ. ૧૪૪૧)—તપાગચ્છના સોમસુંદરસૂરિના શિષ્ય સોમદેવસૂરિએ 'યુગ્મદસ્મશબ્દ-અષ્ટાદશસ્તવી' ઉપર સં. ૧૪૯૭(ઈ.સ. ૧૪૪૧)માં અવચૂરિ રચી છે. એમણે 'ચતુર્વિંશતિસ્તવ' રચ્યું છે.

**ચારિત્રરત્નગણિ** (ઇ.સ. ૧૪૪૩)—તપાગચ્છના જિનસુંદરસૂરિના શિષ્ય ચારિત્રરત્નગણિએ સં. ૧૪૯૯ (ઇ.સ. ૧૪૪૩)માં 'ચિત્રકૂટ–મહાવીરપ્રશસ્તિ' નામની વિદ્વત્તાપૂર્ણ કૃતિ રચી છે. એ જ વર્ષમાં ચિત્તોડમાં 'દાનપ્રદીપ' નામે ગ્રંથ રચ્યો છે. વળી કેટલાંક સ્તોત્ર રચ્યાં છે.

**મુનિ ઉદયધર્મ** (ઈ.સ. ૧૪૪૪)—ઉપા મુનિસાગરના શિષ્ય ઉપા. માનસાગરના શિષ્ય મુનિ ઉદયધર્મે આગમગચ્છીય આનંદરત્નસૂરિના રાજ્યમાં 'ધર્મકલ્પદ્રુમ' નામની ઉપદેશવિષયક કૃતિ સં. ૧૫૦૦ (ઈ.સ. ૧૪૪૩-૪૪) લગભગમાં રચી છે. સમગ્ર ગ્રંથમાં દાન શીલ તપ અને ભાવ વિશે સુંદર વિવેચન છે.

**સોમધર્મગણિ** (ઈ.સ. ૧૪૪૭)—તપા. ચારિત્રરત્નગણિના શિષ્ય સોમધર્મગણિએ સં. ૧૫૦૩(ઈ.સ. ૧૪૪૭)માં 'ઉપદેશસપ્તતિકા' નામનો ગ્રંથ પાંચ અધિકારોમાં રચ્યો છે. એમાંથી અનેક તીર્થ અને ઐતિહાસિક વ્યક્તિઓ વિશે વિગતો જાણવા મળે છે.

**ગુણાકર મુનિ** (ઈ.સ. ૧૪૪૮)—ચૈત્રગચ્છીય ગુણાકર મુનિએ સં. ૧૫૦૪ (ઈ.સ. ૧૪૪૮)માં 'સમ્યક્ત્વકૌમુદી' નામે ગ્રંથની રચના કરી છે.

**સોમદેવસૂરિ** (ઈ.સ. ૧૪૪૮)—તપા. રત્નશેખરસૂરિના શિષ્ય સોમદેવે 'કથામહોદધિ' નામનો કથાગ્રંથ ગદ્ય-પદ્યમાં રચ્યો છે. આ કથામાં હરિષેણે રચેલા 'કર્પૂરપ્રકર'માં નિર્દિષ્ટ ૧૫૭ કથા છે. સોમદેવે જિનપ્રભસૂરિ-કૃત 'સિદ્ધાંતસ્તવ' ઉપર ટીકા રચી છે.

સોમદેવસૂરિ પ્રખર વાદી હતા. એમની નવી કાવ્યકલાથી મેવાડપતિ રાણો કુંભકર્ણ આકર્ષિત થયો હતો. એમણે પૂરેલી સમસ્યાથી જૂનાગઢનો રાજા માંડલિક ૩ જો(-ઈ.સ.૧૪૫૧ થી ૧૪૬૯) રંજિત થયો હતો. એમની કવિત્વશક્તિથી પાવાપુર--ચંપકનેરનો રાજા જયસિંહ પ્રસન્ન થયો હતો.[૨૮] સોમદેવને રાણકપુરમાં રત્નશેખરસૂરિએ આચાર્યપદ આપ્યું હતું.[૨૯]

**જયચંદ્રસૂરિ** (ઈ.સ. ૧૪૪૯)—તપા. સોમસુંદરસૂરિના શિષ્ય જયચંદ્રસૂરિ સાહિત્યિક દાર્શનિક અને સૈદ્ધાંતિક વિદ્વાન હતા.

એમણે સં. ૧૫૦૬(ઈ.સ. ૧૪૪૯–૫૦)માં 'પ્રતિક્રમણવિધિ' નામનો આચારપ્રધાન ગ્રંથ રચ્યો. વળી 'પ્રત્યાખ્યાનવિવરણ' અને 'સમ્યક્ત્વકૌમુદી' નામના ગ્રંથ પણ રચ્યા છે.

**કવિ ગંગાધર** (ઈ.સ. ૧૪૪૯)—ગંગાધર નામના કવિએ ચાંપાનેરના રાજા ગંગદાસ વિશે 'ગંગદાસપ્રતાપવિલાસનાટક' નામનું નાટક સંસ્કૃત નાટક રચ્યું છે. એ નાટક ચાંપાનેરના મહાકાલીમંદિરના સભાગૃહમાં ભજવાયું હતું.



ગ્રંથકર્તા કવિ કર્ણાટકથી આવ્યો હતો. દ્વારકાની યાત્રાએ જતાં વચ્ચે અમદાવાદના સુલતાનના દરબારમાં આવ્યો અને એ પછી ચાંપાનેરના રાજા ગંગદાસના દરબારમાં આવ્યો.

આ નાટક રચ્યા પછી કવિ ગંગાધર જૂનાગઢ આવ્યો. જૂનાગઢના છેલ્લા હિંદુરાજા માંડલિક ૩ જાના દરબારમાં રહીને એણે મંડલિક રાજાના જીવનને આલેખતું ઐતિહાસિક 'મંડલિક મહાકાવ્ય' ઈ.સ. ૧૪૬૦ ના સમયમાં લગભગ રચ્યું.

**મુનિ ઉદયધર્મ** (ઈ.સ. ૧૪૫૧)—બૃહદ્‌ગચ્છીય રત્નસિંહસૂરિના શિષ્ય મુનિ ઉદયધર્મે સં.૧૫૦૭(ઈ.સ. ૧૪૫૦–૫૧)માં 'વાક્યપ્રકાશ' નામક ઔક્તિકની રચના સિદ્ધપુરમાં કરી છે. રચનાનો ઉદ્દેશ ગુજરાતી ભાષા દ્વારા સંસ્કૃત ભાષા શિખવાડવાનો છે. અહીં કેટલાંયે પદ્ય ગુજરાતીમાં આપીને એની સાથે સંસ્કૃતમાં અનુવાદ આપવામાં આવ્યો છે.

આ વાક્યપ્રકાશનું મહત્ત્વ સમજીને (૧) પં. હર્ષકુલગણિએ સં. ૧૫૮૩ (ઈ.સ. ૧૫૨૬–૨૭)માં, (૨) કીર્તિવિજય શિષ્ય મુનિ જિનવિજયે સં. ૧૬૯૪ (ઈ.સ. ૧૬૩૭–૩૮)માં, (૩) જૈન ગ્રંથાવલિના ઉલ્લેખ મુજબ રત્નસૂરિએ અને (૪) અજ્ઞાતનામ મુનિએ ટીકાઓ રચી છે.

મુનિ ઉદયધર્મે 'દ્વાત્રિંશદ્દલકમલબંધમહાવીરસ્તવ'ની રચના કરી છે. વળી 'આદિજિનસ્તવન–ચિત્રકાવ્ય' ૨૪ અને 'જીરાપલ્લીપાર્શ્વનાથજિનસ્તવ' વગેરે કૃતિઓ રચી પોતાની વિદ્વત્તાનો પરિચય કરાવ્યો છે.[૩૦]

**રત્નમંડનસૂરિ** (ઈ.સ. ૧૪૫૪ લગભગ)—તપા. સોમદેવસૂરિના શિષ્ય રત્નમંડનસૂરિએ સં. ૧૫૧૭(ઈ.સ. ૧૪૬૦–૬૧)માં દાનવીર શ્રેષ્ઠી પેથડકુમાર અને એમના પુત્ર ઝાંઝણકુમારના ચરિત વિશે 'સંકૃતસાગર' નામે કાવ્ય રચ્યું છે.

**હેમહંસગણિ** (ઈ.સ. ૧૪૫૮)—તપા. રત્નશેખરસૂરિના શિષ્ય ચરિત્રરત્નગણિના શિષ્ય હેમહંસગણિએ આ. ઉદયપ્રભસૂરિએ રચેલા 'આરંભસિદ્ધિ' નામના મુહૂર્તવિષયક ગ્રંથ ઉપર સં. ૧૫૧૪(ઈ.સ. ૧૪૫૮)માં આશાપલ્લીમાં રહી 'સુધીશૃંગાર' નામનું વાર્તિક રચ્યું છે.

વળી એમણે આ. હેમચંદ્રરચિત 'સિદ્ધહેમશબ્દાનુશાસન'માં આપેલા ૫૭ ન્યાયો અને વ્યાકરણોપયોગી બીજા ૮૪ ન્યાયો ઉપર 'ન્યાયાર્થમંજુષા' નામનો ટીકાગ્રંથ સં. ૧૫૧૫(ઈ.સ. ૧૪૫૮–૫૯)માં રચ્યો છે.

**પરશુરામ** (ઈ.સ. ૧૪૫૯)--ઉદીચ્ય વિપ્ર કર્ણના પુત્ર પરશુરામે 'મહા-રુદ્રપદ્ધતિ' નામનો કર્મકાંડ વિષયક ગ્રંથ સં. ૧૫૧૫ (ઈ.સ. ૧૪૫૯)માં રચ્યો છે.


**રત્નમંદિરગણિ** (ઈ.સ. ૧૪૬૧)—તપા. રત્નશેખરસૂરિના શિષ્ય નંદિ-રત્ન રત્નમંદિરગણિએ સં. ૧૫૧૭ માં 'ભોજપ્રબંધ' (પ્રબંધરાજ) અને લગભગ એ જ સમયમાં 'ઉપદેશતરંગિણી' નામના ઇતિહાસ-સંબંધિત ગ્રંથ રચ્યા છે. આ મિશ્ર સંસ્કૃત રચના છે.

**ઉદયરાજ** (ઈ.સ. ૧૪૬૨ થી ૧૪૬૯)—પ્રયાગદાસના પુત્ર અને અનેકશાસ્ત્રવેદી પંડિત રામદાસના શિષ્ય ઉદયરાજે અમદાવાદના સુલતાન મહમૂદ બેગડા-(ઈ.સ.૧૪૫૮ થી ૧૫૧૧)નું જીવનચરિત્ર આલેખતું 'રાજવિનોદ' નામક મહાકાવ્ય સંસ્કૃત પદ્યોમાં રચ્યું છે. આમાં મહમૂદનું વંશાનુક્રમે વર્ણન છે. આ કાવ્ય સાત સર્ગોમાં વિભક્ત છે. આમાં રાણા કુંભકર્ણ(૧૪૩૩ થી ૧૪૬૮)નો મહમૂદના સેવક તરીકે ઉલ્લેખ કર્યો છે,[૩૧] એટલે આ મહાકાવ્ય ઈ.સ. ૧૪૬૨ થી ૧૪૬૯નાં વર્ષો દરમ્યાન રચાયું હોય એમ લાગે છે.

**મુનિપ્રતિષ્ઠાસોમ** (૧૪૬૮)—સોમસુંદરસૂરિના શિષ્ય મુનિ પ્રતિષ્ઠાસોમે સં. ૧૫૨૪(ઈ.સ. ૧૪૬૮)માં સોમસુંદરસૂરિના જીવનપ્રસંગોનું ઐતિહાસિક બયાન આપતું 'સોમસૌભાગ્યકાવ્ય' નામક કાવ્ય ૧૦ સર્ગોમાં રચ્યું છે.

તપા. લક્ષ્મીસાગરસૂરિના શિષ્ય સુમતિસાધુએ પણ આવી જ કૃતિ 'સોમસૌભાગ્યકાવ્ય' નામથી રચી છે. આને કેટલાક 'સૌભાગ્યકાવ્ય' પણ કહે છે.

**સોમજયસૂરિ** (ઈ.સ. ૧૪૬૯)—રત્નમંડનસૂરિના શિષ્ય સોમજયસૂરિએ 'સ્તંભનપાર્શ્વજિતસ્તોત્ર' 'ઋષભદેવ-વર્ધમાન જિનસ્તોત્ર' (દ્વિસંધાન), 'તારંગામંડન અજિતજિતસ્તોત્ર' (શ્લો. ૮) અને 'મહાવીરસ્તવન' વગેરે કૃતિઓ રચી છે. તેઓ વાદકળામાં મહાકુશળ હતા [૩૨]

**મુનિ સત્યરાજગણિ** (ઈ.સ. ૧૪૭૮)—મુનિ સત્યરાજગણિએ ગદ્ય-પદ્ય-ભંગ શ્લેષાત્મક 'પૃથ્વીચંદ્રચરિત' સં. ૧૫૨૫ (ઈ.સ. ૧૪૭૮)માં રચ્યું છે.

**મુનિ મેઘરત્ન** (ઈ.સ. ૧૪૮૦)—વડગચ્છીય મુનિ વિનયસુંદરસૂરિના શિષ્ય મેઘરત્નમુનિએ સં. ૧૫૩૨(ઈ.સ. ૧૪૭૦)માં 'સારસ્વત-દીપિકા' રચી છે. આને 'ઢુંઢિકા' પણ કહે છે. વળી એમણે ખગોળશાસ્ત્રનો 'ઉસ્તરલાવયંત્ર' નામે ગ્રંથ રચ્યો છે અને એના ઉપર સ્વોપજ્ઞ ટીકા પણ રચી છે.[૩૩]

**સોમચારિત્રગણિ** (ઈ.સ. ૧૪૮૫)—તપા. ચારિત્રહંસ મુનિના શિષ્યે સોમચારિત્રગણિએ સં. ૧૫૪૧(ઈ.સ. ૧૪૮૪-૮૫)માં 'ગુરુગુણરત્નાકર કાવ્ય'ની રચના કરી છે. ચાર સર્ગોમાં રચાયેલા આ કાવ્યમાં લક્ષ્મીસાગરસૂરિના જીવન-પ્રસંગ વર્ણવ્યા છે.


**કમલસંયમ ઉપાધ્યાય** (ઈ.સ. ૧૪૮૮)—ખર. આ. જિનભદ્રસૂરિના શિષ્ય કમલસંયમે સં. ૧૪૭૬(ઈ.સ. ૧૪૧૯-૨૦)માં દીક્ષા લીધી હતી અને જિન-સમુદ્રસૂરિના આદેશથી 'ઉત્તરાધ્યયનસૂત્ર' ઉપર 'સર્વાર્થસિદ્ધિ' નામની ટીકા સં.

૧૫૪૪(ઈ.સ. ૧૪૮૭-૮૮)માં રચી હતી. સં. ૧૫૪૯ (ઈ.સ. ૧૪૯૨-૯૩)માં 'કર્મસ્તવ' નામક કર્મગ્રંથ ઉપર વિવરણ રચ્યું હતું. વળી 'સિદ્ધાંત સારોદ્ધાર' નામની કૃતિ જૂના ગુજરાતી ગદ્યમાં રચી છે.[૩૪]

**મુનિ સાધુવિજય** (ઈ.સ. ૧૪૮૯ લગભગ)—તપા. મુનિ. જિનહર્ષના શિષ્ય સાધુવિજયે સુમતિસાધુના રાજ્યમાં 'વાદિવિજય પ્રકરણ' અને 'હેતુખંડનપાંડિત્ય' નામના દાર્શનિક ગ્રંથ સં. ૧૫૪૫ થી ૧૫૫૧ (ઈ.સ. ૧૪૮૯ થી ૧૪૯૫) દરમ્યાન રચ્યા છે.

**મુનિ જિનસૂરિ** (ઈ.સ. ૧૪૯૪ લગભગ)—તપા. વિશાલરાજસૂરિના શિષ્ય સુધાભૂષણસૂરિના મુનિ જિનસૂરે સં. ૧૫૫૦ (ઈ.સ. ૧૪૯૪) લગભગમાં ઉવ-સગ્ગહારસ્તોત્રનો પ્રભાવ દર્શાવતો 'પ્રિયંકરનૃપકથા' નામનો ગ્રંથ રચ્યો છે.

વળી એમણે મન્મથ રાજાના પુત્રની કથારૂપે 'રૂપસેનચરિત' રચ્યું છે અને રામચંદ્રસૂરિએ રચેલા 'કુમારવિહારશતક' ઉપર અવચૂર્ણિ રચી છે.

**મુનિ શુભવર્ધન** (ઈ.સ. ૧૪૯૬)—તપા. મુનિ સાધુવિજયના શિષ્ય મુનિ શુભવર્ધને પ્રાકૃતમાં 'દશશ્રાવકચરિત્ર' અને હેમવિમલસૂરિના રાજ્યમાં સં. ૧૫૫૨ (ઈ સ. ૧૪૯૬)માં 'વર્ધમાનદેશના' અને 'ઋષિમંડપસ્તવ' ઉપર વૃત્તિની રચના કરી છે.

**કીર્તિવલ્લભગણિ** (ઈ.સ. ૧૪૯૬)—અંચલગચ્છીય જયકીર્તિસૂરિના શિષ્ય જયકેસરસૂરિના શિષ્ય કીર્તિવલ્લભગણિએ અમદાવાદમાં રહીને સં. ૧૫૫૨ (ઈ.સ. ૧૪૯૬)ના દિવાળીના દિવસે 'ઉત્તરાધ્યયનસૂત્ર' ઉપર ટીકા રચી છે.

**સૂત્રધાર મંડન** (ઈ.સ.નો પંદરમો સૈકો) સૂત્રધાર મંડને (માંડણે) 'વાસ્તુ-સાર' નામે શિલ્પનો અતિઉપયોગી ગ્રંથ રચ્યો છે. શિલ્પી મંડન મેવાડના રાણા કુંભકર્ણ-કુંભારાણા(ઈ સ. ૧૫ મો સૈકો)નો આશ્રિત હતો. એણે શિલ્પના અને વાસ્તુશાસ્ત્રને લગતા 'રૂપમંડન' આદિ અનેક ગ્રંથ રચ્યા છે.[૩૫]

**મહાદેવ** (ઈ.સ. ૧૫ મો સૈકો)—ઉચ્ચ કોટિના વિદ્વાન તરીકે ખ્યાતિ પામેલા ઔદીચ્ય બ્રાહ્મણ પં. મહાદેવે ઈ.સ.ના ૧૫ મા સૈકામાં કાંત્યાયન શ્રૌત સૂત્ર ઉપર ભાષ્ય રચ્યું છે.



**મુનિ લબ્ધિસાગર** (ઈ.સ. ૧૫૦૧)—મુનિ ઉદયસાગરના શિષ્ય મુનિ લબ્ધિસાગરે સં. ૧૫૫૭(ઈ.સ. ૧૫૦૦-૦૧)માં 'શ્રીપાલકથા' અને સં. ૧૫૫૮ (ઈ.સ. ૧૫૦૧-૦૨)માં 'પૃથ્વીધરચરિત' નામના ગ્રંથ રચ્યા છે.

**મુનિ લક્ષ્મીકલ્લોલ** (ઈ.સ. ૧૫૧૦)—તપા. રત્નમંડનસૂરિના શિષ્ય લક્ષ્મીકલ્લોલે સં. ૧૫૬૬( ઈ.સ. ૧૫૧૦ )માં 'આચારસૂત્ર' પર 'તત્ત્વાવગમા' નામની અવચૂરિ રચી છે. વળી સોમવિમલસૂરિના સમય(સં. ૧૫૯૭–૧૬૩૭)માં 'જ્ઞાતાસૂત્ર' ઉપર 'મુગ્ધાવબોધા' નામની લઘુ વૃત્તિ રચેલી જાણવા મળે છે.

**મુનિ સિદ્ધાંતસાર** (ઈ.સ. ૧૫૧૪)—તપા. ઇંદ્રનંદિના શિષ્ય મુનિ સિદ્ધાંતસારે સં. ૧૫૭૦(ઈ.સ. ૧૫૧૪)માં 'દર્શનરત્નાકર' નામનો ગ્રંથ ચાર લહરીઓમાં રચ્યો છે. ગ્રંથમાં ઋષભદેવનું ચરિત–નિરૂપણ છે.

**હર્ષકુલગણિ** (ઈ.સ. ૧૫૨૧)—તપા. હેમવિમલસૂરિના સમયમાં કુલચરણગણિના શિષ્ય હર્ષકુલગણિએ બોપદેવના ' કવિકલ્પદ્રુમ ' નામક ગ્રંથથી પ્રેરાઈ 'સિદ્ધહેમશબ્દાનુશાસન'માં નિર્દિષ્ટ ધાતુઓની 'કવિકલ્પદ્રુમ' નામથી પદ્યબદ્ધ રચના સં. ૧૫૭૭( ઈ.સ. ૧૫૨૧ )માં કરી છે. આ ગ્રંથ ૧૧ પલ્લવોમાં વિભક્ત છે. એના ઉપર કવિએ પોતે ' ધાતુચિંતામણિ ' નામે સ્વોપજ્ઞ ટીકા કરી છે, પરંતુ સમગ્ર ટીકા હજી ઉપલબ્ધ થઈ નથી.[૩૬]

વળી એમણે મુનિ ઉદયધર્મરચિત ' વાક્યપ્રકાશ ' પર સં. ૧૫૮૩ (ઈ.સ. ૧૫૨૭) લગભગમાં ટીકા રચી છે.[૩૭]

**પંડિત પીતાંબર** (ઈ.સ. ૧૫૨૩)—ખંભાતનિવાસી ગૌડ બ્રાહ્મણ પંડિત પીતાંબરે સં. ૧૫૭૯(ઈ.સ. ૧૫૨૩)માં 'વિવાહપટલ' નામે ગ્રંથ રચ્યો છે અને સં. ૧૫૮૧ (ઈ.સ. ૧૫૨૫)માં એના પર 'નિર્ણયામૃત' નામની ટીકા પણ રચી છે.

**લાવણ્યવિજયગણિ** (ઈ.સ. ૧૫૨૪)—મુનિ લાવણ્યવિજયગણિએ લાવણ્યસમયગણિ-કૃત ગુજરાતી 'વિમલમંત્રિચરિત'ના આધારે સંસ્કૃતમાં 'વિમલમંત્રિચરિત' નામે ગ્રંથ સં. ૧૫૮૦(ઈ.સ. ૧૫૨૪)માં રચ્યો છે.

**જિનહંસસૂરિ** (ઈ.સ. ૧૫૨૬)—જિનસમુદ્રસૂરિના શિષ્ય જિનહંસસૂરિએ સં. ૧૫૮૨(ઈ.સ. ૧૫૨૬)માં 'આચારાંગસૂત્ર' ઉપર 'દીપિકા' નામની સુખાવહ વૃત્તિ રચી છે.



**પંડિત વિવેકધીરગણિ** (ઈ.સ. ૧૫૩૧)—પંડિત વિનયમંડનના શિષ્ય પંડિત વિવેકધીરગણિએ સં. ૧૫૮૭(ઈ.સ. ૧૫૩૧)માં 'શત્રુંજયતીર્થોદ્ધારપ્રબંધ' નામક ઐતિહાસિક કાવ્યની રચના કરી છે. આ વર્ષમાં ચિત્તોડનિવાસી ઓસવાલ-

 જ્ઞાતીય શ્રેષ્ઠી કર્મચંદ્ર મંત્રીએ લાખો રૂપિયા ખરચીને શત્રુંજયના મૂળ મંદિરનો જીર્ણોદ્ધાર પૂરો કરાવી એનો પ્રતિષ્ઠામહોત્સવ કર્યો હતો તેનું પ્રત્યક્ષદર્શી વર્ણન ગ્રંથકારે કર્યું છે.

**રત્નસિંહસૂરિ** (ઈ.સ. ૧૫૪૯)—તપા. લાવણ્યધર્મના શિષ્ય રત્નસિંહસૂરિએ સં. ૧૬૦૫(ઈ.સ. ૧૫૪૯)માં વિજયદાનસૂરિના સત્તા-કાલમાં 'ઉપદેશમાલા'ની ૫૧ મી પ્રાકૃત ગાથા 'दोससयमूलजालं'ના ૧૦૦ અર્થ કરી શતાર્થી રચી હતી.

**ચંદ્રકીર્તિસૂરિ** (ઈ.સ. ૧૫૬૭)—નાગપુરીય તપા. રાજરત્નસૂરિના શિષ્ય ચંદ્રકીર્તિસૂરિએ સં. ૧૬૨૩(ઈ.સ. ૧૫૬૭)માં 'સારસ્વત વ્યાકરણ' પર 'સુબોધિકા' નામની સુબોધ ટીકા રચી છે.

**મુનિ ગુણવિનય** (ઈ.સ. ૧૫૮૪-૯૯)—ખર. ઉપા. જયસોમસૂરિના શિષ્ય મુનિગુણવિનયે હનુમાન કવિએ રચેલા 'ખંડપ્રશસ્તિકાવ્ય' ઉપર સં. ૧૬૪૧-(ઈ.સ. ૧૫૮૪)માં ટીકા રચી છે. બીજા કેટલાક જૈનાચાર્યોએ પણ આ કાવ્ય ઉપર ટીકાઓ રચી છે.

વળી ગુણવિનયે સં. ૧૬૪૬(ઈ.સ. ૧૫૮૯-૯૦)માં 'દમયંતીચંપૂકથા'ની વૃત્તિ અને 'વૈરાગ્યશતક' ઉપર ટીકાઓ રચી છે; 'સિંહાસનદ્વાત્રિંશિકા'ની રચના પણ કરી છે.

'રઘુવંશકાવ્ય' ઉપર સં. ૧૬૪૬(ઈ.સ. ૧૫૯૦)માં વિક્રમનગરમાં વૃત્તિ રચી છે. આ વૃત્તિમાં એમણે અનેક ટીકાઓનો ઉપયોગ કર્યો છે.

ગુણવિનયે સં. ૧૬૫૫(૧૫૯૯)માં આ ગ્રંથના આધારે 'કર્મચંદ્રવંશાવલી-પ્રબંધ' નામે ગુજરાતી ભાષાનું કાવ્ય રચ્યું છે.

**શિવરામ શુક્લ** (ઈ.સ. ૧૬મો સૈકો)—સરખેજના વતની શિવરામ શુક્લ નામના કર્મકાંડી પંડિતે 'વાસ્તુશાંતિ', 'સર્વદેવપ્રતિષ્ઠાવિધિ', સામવેદીઓ માટેની સંસ્કારપ્રાપ્તિવિષયક 'સુબોધિની' વગેરે કર્મકાંડગ્રંથ રચ્યા છે.

**મુનિ શુભસુંદર** (ઈ.સ. ૧૬ મી સદી)—તપા. લક્ષ્મીસાગરસૂરિના શિષ્ય શુભસુંદરમુનિએ મંત્ર યંત્ર અને ઔષધ-પ્રયોગગર્ભિત 'દેઉલવાડામંડન-ઋષભ-જિનસ્તોત્ર'ની સટીક રચના કરી છે. 

**આચલ** (ઈ.સ. ૧૬મી સદી)—વડનગરના આચલ દ્વિવેદી નામના વિદ્વાને 'નિર્ણયદીપક' નામનો ગ્રંથ ઈ.સ.ના ૧૬ મા સૈકામાં રચ્યો છે.

**ભૂદેવ શુકલ** (ઈ.સ. ૧૬મો સૈકો)—'ધર્મવિજય' નામનું પંચાંકી નાટક ભૂદેવ શુકલે દિલ્હીના દાનવેતનાધ્યક્ષ કાયસ્થ કેશવદાસ માટે ઈ.સ. સોળમા સૈકામાં રચેલું છે. સ્મર્ત આચારોથી પારલૌકિક ફળ બતાવતું આ રૂપકાત્મક નાટક છે.

**ઇતર સાહિત્યકારો**

**અબ્દુર રહેમાન** (ઈ.સ.ની ૧૪મી સદી લગભગ)—જેનો સમય નિશ્ચિત રૂપે કહી શકાય એમ નથી તેવો ઉત્તર અપભ્રંશનો મુસ્લિમ વણકર કવિ, સંભવતઃ ખંભાતમાં હોય તેવો, અબ્દુર રહેમાન એના 'संदेशकरास' નામના દૂતકાવ્યથી જાણવામાં આવ્યો છે. આ રાસમાં એક વિરહિણી નાયિકા કોઈ વિજયનગર નામના નગરની છે અને એ ખંભાતમાં રહેતા પોતાના પ્રિયને એક પથિક દ્વારા સંદેશો મોકલે છે. અનેક છંદોમાં કવિએ ઋતુઓનાં સુંદર વર્ણન આપી ઉચ્ચ પ્રકારની કવિતા સાધી આપી છે. આ પ્રકારનાં દૂતકાવ્ય પછી પ્રાકૃત કે અપભ્રંશમાં થયેલાં જાણવામાં આવ્યાં નથી.

**અસાઈત** (ઈ.સ. ૧૩૬૧ માં હયાત)—'લોકનાટ્ય' કિંવા 'ભવાઈ'ના પુરસ્કારક તરીકે જેની ગુજરાતમાં ખ્યાતિ છે તેવો સિદ્ધપુરનો ઔદીચ્ય બ્રાહ્મણ અને ત્રાગાળા નાયકોનો આદ્યપુરુષ અસાઈત ત્રિવિધ પ્રકારનું સાહિત્ય આપી ગયો છે. એણે ભવાઈના ૩૬૦ જેટલા વેશ લખ્યા હતા, જેમાંના કેટલાક આજ સુધી ભજવાતા આવ્યા છે. એના 'હંસાઉલિ' એ મધ્યકાલીન ગુજરાતી કિંવા 'ગુર્જર ભાખા'ની પહેલી કહી શકાય તેવી લૌકિક કથા છે, જેમાં હંસાઉલિ નામની રાજકુમારીના હંસ અને વચ્છ નામના બે પુત્રોની અદ્ભુતરસમૂલક કથા આપવામાં આવી છે. એનાં કેટલાંક પ્રકીર્ણ દોહા રૂપનાં સુભાષિત પણ જાણવામાં આવ્યાં છે. અસાઈતની 'હંસાઉલિ' જૈનોમાં પણ સારું સંમાન પામેલી જણાય છે.

**વસંતવિલાસકાર તથા હરિકૃષ્ણ-ફાગુકાર**—'વસંતવિલાસ' અને 'હરિકૃષ્ણફાગુ' એ બન્ને ફાગુ કાવ્ય છે. પ્રથમની કૃતિમાં કોઈ ચોક્કસ નાયક અને નાયિકા નથી, પણ એ વસંતઋતુના વિહારનું કાવ્યલક્ષણોથી સમૃદ્ધ નાનું કાવ્ય છે. બીજી કૃતિમાં દ્વારકામાં કૃષ્ણનો એમની પટરાણીઓ સાથેનો વસંતવિહાર વર્ણિત થયો છે. કેટલુંક સામ્ય હોઈ બંને એક કવિની રચના હોય તો એમાં આશ્ચર્ય નહિ હોય.

**શ્રીધર વ્યાસ** (ઈ.સ. ૧૩૯૮ માં હયાત)—તીમૂરની હિંદ ઉપરની (ઈ.સ. ૧૩૯૮ ની) સવારીનો ઉલ્લેખ કરનારા શ્રીધર વ્યાસની 'રણમલ્લછંદ' અને 'ભગવતી-ભાગવત' કિંવા 'ઈશ્વરી છંદ' એ બે રચના જાણવામાં આવી છે. ચારણી પ્રકારની 'અવહટ્ઠ' અર્થાત્ ડિંગળી-અપભ્રંશનો આભાસ આપતી-બળકટ ભાષામાં વિવિધ છંદોમાં રચાયેલું આ ઐતિહ્યમૂલક યુદ્ધકાવ્ય છે. મીર મલિક મુફર્રહ ઈડર ઉપર ચડી આવેલો અને ઈડરના રાવ રણમલે એના ઉપર વિજય મેળવ્યો એનું કવિત્વમય વર્ણન આ કાવ્ય અનેક અરબી-ફારસી શબ્દો પ્રયોજીને રચી આપે છે. રણમલે દરિયાખાન ઝફરખાન(ઈ.સ. ૧૩૭૧-૧૩૭૪ દરમ્યાન સૂબો)ને હરાવ્યાનો પણ આ કાવ્યમાં નિર્દેશ છે. બીજી રચના સુપ્રસિદ્ધ ચંડીપાઠની કથા આપે છે.

**ભીમ** (ઈ.સ. ૧૪૧૦માં હયાત)—અસાઈત પછી જૈનેતર આ બીજો કવિ છે કે જે પણ એક લૌકિક પદ્યકથા આપે છે. આ કથા તે 'સદયવત્સચરિત' કે 'સદયવત્સપ્રબંધ'. લોકમાં સદેવંત-સાવળિંગાની વાર્તા તરીકે જાણીતી કથાનો આ જૂનો પાઠ છે. અનેક સુમધુર વર્ણનોથી એણે આ પદ્યકથાને રસિક બનાવી છે. નવે રસ એણે યથાશક્તિ વર્ણવી બતાવ્યા છે.

**નરસિંહ મહેતો** (ઈ.સ. ૧૪૧૨-૧૪૮૦)—ગુજરાતી ભાષામાં 'આદિ કવિ'નું બિરુદ ચરિતાર્થ કરી બતાવનારો, મૂળ તળાજા(જિ. ભાવનગર)નો, પણ પછીથી જૂનાગઢમાં આવી વસેલો નરસિંહ નાગર કૃષ્ણલીલાવિષયક પદો તેમજ પોતાના જીવનમાં મળેલી અચિંત્ય સહાયોને અદ્ભુત રસની પડછે વર્ણવી રચેલાં આત્મચરિતને લગતાં કાવ્યોથી પછી અનેક કવિઓનો પ્રેરણાસ્રોત બની રહ્યો. આત્મચરિતનાં કાવ્યોનાં એણે 'ઝારી' 'હૂંડી' 'મામેરું' 'પુત્રનો વિવાહ'નાં પદો અને જૂનાગઢના રા'માંડલિક ૩ જાના દરબારમાં એની થયેલી કસોટી-'હારસમે' તરીકે જાણીતી-ને લગતાં પદો (સં. ૧૫૧૨ ના માગસર સુદિ ૭ ને રવિવાર; તા. ૧૬-૧૧-૧૪૫૫) ગાયાં છે. એની વિશિષ્ટતા વિભિન્ન શાસ્ત્રીય રાગોમાં હજારોની સંખ્યામાં ગાયેલાં એના વિશિષ્ટ કાવ્ય-પ્રકાર તરીકે વિકસી આવેલાં પદોમાં છે. ઝૂલણા છંદના રાહમાં ગાયેલાં પદોની સંખ્યા થોડી છે છતાં એમાં એણે તત્ત્વજ્ઞાનની કવિતા ગાઈ હોઈ એ રાહને લોકભોગ્યતા આપી શક્યો છે. એના 'સુદામાના ઝૂલણા' સુમધુર રચના છે. 'સુરત-સંગ્રામ' અને 'ગોવિંદગમન' ઘણા પછીના સમયમાં એને નામે ચડાવેલી રચનાઓ છે, પણ એની જ 'ચાતુરીઓ' તો સુપ્રસિદ્ધ ભક્તકવિ જયદેવના गीतगोविन्द કાવ્યની યાદ આપે તેવી મધ્યકાલીન ગુજરાતી રચના છે.

**પરબત મહેતા** (ઈ.સ. ૧૫ મી સદીનો પૂર્વાર્ધ)—નરસિંહ મહેતાના કાકા અને માંગરોળ(સોરઠ)માં જઈ વસેલા 'પરબત મહેતા'ની પણ કેટલીક રચનાઓ જાણવામાં આવી છે. આ ભક્તને માથે સં. ૧૫૦૧ના માગસર સુદિ ૬ ને સોમવારે (તા. ૧૬-૧૧-૧૪૪૪) માંગરોળમાં શ્રી રણછોડરાયનું કાળા પથ્થરનું શ્યામ સ્વરૂપ પધાર્યું હતું, એ રીતે ઇતિહાસમાં એ ભક્ત જાણીતો છે. નરસિંહ મહેતાનાં મળેલાં 'ઝારી'ને લગતાં ચાર પદ – સ્વભાવોક્તિના ઉત્તમ નમૂના – એ રીતે માંગરોળમાંના ઉત્સવમાં ગાયાં કહેવાય છે. પરબતને મળેલું 'વૈષ્ણવ' બિરુદ એના વંશજોમાં અદ્યાપિપર્યંત સચવાયેલું છે (વડનગરા ગૃહસ્થોનું).

**મયણ** (ઈ.સ. ૧૫ મી સદી)—'વસંતવિલાસ'ની જેમ શબ્દાલંકારની ચાતુરીવાળી 'મયણ છંદ' નામની નાની કાવ્યકૃતિ જાણવામાં આવી છે, જેમાં શ્રીકૃષ્ણના સંયોગશૃંગારનું ચિત્રણ છે. ભાષામાં ચારણી ડિંગળી-પ્રકાર જોવા મળે છે.

**પદ્મનાભ** (ઈ.સ. ૧૪૫૬ માં હયાત)—મારવાડમાં આવેલા જાલોર-(મારવાડ)માં રહી વિશિષ્ટ પ્રકારનો પ્રબંધ એક વીસનગરા નાગર પદ્મનાભે ઈ.સ. ૧૪૫૬માં રચી આપી 'રણમલ્લ છંદ' પછી અરબી-ફારસી શબ્દોથી સમૃદ્ધ 'ગુજરભાખા'નો પરિચય સુલભ કરી આપ્યો છે. ગુજરાતના છેલ્લા સોલંકી રાજવી કર્ણ વાઘેલાના પતનનો અને અલાઉદ્દીનનાં સૈન્યોને ગુજરાતમાં જવા માર્ગ ન આપનારા સોનગરા ચૌહાણ કાન્હડદેના પ્રદેશ ઉપરના આક્રમણનો કાવ્યગુણોથી સભર ચિતાર યુદ્ધનાં વર્ણનોથી ખૂબ દીપી ઊઠયો છે. ગુજરાતી સાહિત્યમાં લગભગ અનન્ય કહી શકાય તેવી આ રચના છે. ગદ્ય 'ભટાવલી' તેમજ થોડાં જ પદ પણ એણે આ રચનામાં આપ્યાં છે.

**વરસંગ** (ઈ.સ. ૧૪૬૪ લગભગ)—વરસંગ (વીરસિંહ) નામના કોઈ આખ્યાનકારની 'ઉષાહરણ'—હકીકતે 'અનિરુદ્ધ-હરણ'—ની અદ્ભુત અને વીરરસ સાથે દીપતા શૃંગારરસને નિરૂપતી આ રચના અત્યાર સુધી જાણવામાં આવેલાં સળંગ આખ્યાનોના પ્રકારની જૂનામાં જૂની કહી શકાય. વરસંગે 'બોલી' મથાળે ગદ્ય પણ ક્યાંક ક્યાંક આપ્યું છે, જે અનુપ્રાસાત્મક પ્રકારનું છે, તો વચ્ચે વચ્ચે ગદ્ય પદ પણ આપ્યાં છે.



**કર્મણ મંત્રી** (ઈ.સ. ૧૪૭૦માં હયાત)—કર્મણ મંત્રી નામના એક આખ્યાનકારે 'સીતાહરણ' કે 'રામાયણ' યા 'રામકથા' મથાળે સં. ૧૫૨૬માં નાની કાવ્યરચના આપી છે. એનું એક 'સપનગીત' પણ મળે છે.

**માંડણ બંધારો** (ઈ.સ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ)—આબુની ઉત્તરે શિરોહીમાં રહી રચનાઓ કરનારા માંડણ નામના કવિની 'પ્રબોધબત્રીસી' 'રામાયણ' 'હનુમંતોપાખ્યાન' 'પાંડવવિષ્ટિ' 'સતભામાનું રૂસણું' અને છૂટાં થોડાં પદ જાણવામાં આવ્યાં છે. ષટ્પદી ચોપાઈના પ્રથમ રચનારા આ કવિએ એની 'પ્રબોધબત્રીસી' સેંકડોની સંખ્યામાં કહેવતો આપીને રચી છે, જેનું પછીથી માત્ર અખાએ એના છપ્પાઓમાં સીધું અનુકરણ કરેલું જોવા મળે છે. બાકીની રચનાઓ સાદાં ચમત્કારહીન આખ્યાન છે.

**ભીમ કેશવદાસ** (ઈ સ ૧૪૮૫-૧૪૯૦ હયાત)– ભીમ કેશવદાસ નામના એક કવિનાં સિદ્ધપુરમાં સં. ૧૫૪૧(ઈ.સ. ૧૪૮૫)માં રચાયેલી ભાગવતની કથા 'હરિલીલા ષોડશકલા' નામની રચના અને સં ૧૫૪૬(ઈ સ ૧૪૯૦)માં કૃષ્ણમિશ્રના પ્રબોધચંદ્રોદય રૂપક નાટકના ચોપાઈઓમા પ્રભાસપાટણમાં રહી કરેલા અનુવાદ-રૂપ 'પ્રબોધપ્રકાશ' નામની રચના જાણવામા આવી છે. હ. લી. ષો કલામાં એક ઐતિહાસિક રીતે નોંધપાત્ર વસ્તુ એ છે કે દશમસ્કંધના રુક્મિણીવિવાહની વિગત આપતાં કૃષ્ણ-રુક્મિણીનો એ પ્રસંગ માધવપુર( ઘેડ )માં બન્યો નિરૂપાયો છે, જે બતાવે છે કે માધવપુર(ઘેડ)માં દર વર્ષે ચૈત્ર સુદિ ૧૨-૧૩ નો ઊજવાતો એ પ્રસંગ ભીમના સમય જેટલો તો જૂનો છે જ.

કોઈ ભીમનાં રચેલાં પદ પણ મળી આવ્યાં છે, જેમાંનું 'જપિ ન રસને વિમલ નામ રાઘવ તણું' નરસિંહ મહેતાનાં 'હારસમે'નાં પદો ઉપરથી વિકસેલી ૬૫ પદોની 'હારમાળા'માં ભીમ નરસિંહને કહેતો હોય તેમ 'જપિ ન નરસૈં વિમલ નામ રાઘવ તણું'' એ રીતે નિરૂપાયેલ છે.

**જનાર્દન ત્રવાડી** (ઈ.સ. ૧૪૯૧માં હયાત)—ઉમરેઠનો ખડાયતો બ્રાહ્મણ એક જનાર્દન ત્રવાડી ગેય પદોમાં ' ઉખાહરણ 'નું નાનુ કાવ્ય સં. ૧૫૪૮ (ઈ.સ. ૧૪૯૧)માં રચી આપે છે.

**વાસુ** (ઈ.સ. ૧૫મી સદીનો ઉત્તરાર્ધ)—કર્ણના અવતાર તરીકે ગણાતા સગાળશા શેઠની ચેલૈયાનો ભોગ નિરૂપતી 'સગાળશા આખ્યાન' નામથી જાણીતી એક લૌકિક કથા કોઈ વાસુની મળે છે.



**દેહલ** (૧૫મી સદીનો ઉત્તરાર્ધ )—' અભિનવ ઉઝણું ' નામનું નાનું આખ્યાન કોઈ દેહલનું જાણવામાં આવ્યું છે, જેમાં મહાભારતના યુદ્ધમાં અભિમન્યુના થયેલ વધની કથા આપી છે.

**નરપતિ** (ઈ.સ. ૧૪૮૯–૧૫૦૪માં હયાત)—કોઈ નરપતિની નંદબત્રીસી (સં. ૧૫૪૫–ઈ.સ. ૧૪૮૯) અને પંચદંડ (સં. ૧૫૬૦–ઈ.સ. ૧૫૦૪) એ બે લૌકિક કથાઓ જાણવામાં આવી છે. સં. ૧૨૭૨(ઈ.સ. ૧૨૧૬)માં રચી હોઈ મનાતી 'વીસલદે–રાસ' નામની એક ઐતિહ્યમૂલક પ્રબંધ–રચના જાણવામાં આવી છે, પરંતુ ભાષા વગેરે જોતાં એ ૧૫મી–૧૬મી સદીના અંતકાલની છે. આનો કર્તા કોઈ 'નરપતિ નાલ્હ' છે. આ બેઉ નરપતિ એક હોવાની સંભાવના કરવામાં આવી છે.

**રાઉલ કાન્હ** (ઈ.સ. ૧૬ મી સદીનો આરંભ)—કોઈ રાઉલ કાન્હનું શુદ્ધ ગણ-મેળ શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં રચાયેલું 'કૃષ્ણક્રીડિત' નામનું કાવ્ય જાણવામાં આવ્યું છે. જૈનેતર કવિનો ગણમેળ છંદમાં રચાયેલો આ અત્યારે તો પહેલો પ્રયત્ન છે. સંસ્કૃત સાહિત્યનાં કાવ્યલક્ષણોથી આ કાવ્ય સમૃદ્ધ છે એ પણ વિશિષ્ટતા છે.

**કીકુ વસહી** (ઈ.સ. ૧૬ મી સદીનો આરંભ)—ગણદેવીના વતની ગોદા-પુત્ર અનાવળા કીકુ વસહી(વશી)ની 'બાલચરિત્ર' અને છપ્પાઓમાં 'અંગદવિષ્ટિ' એ બે રચના મળી છે. અનાવળા ગામમાં ઉત્તર દેશમાંથી આવેલા બ્રાહ્મણકુળનો આ કવિ છે. એ દૃષ્ટિએ આજના અનાવળા અનાવિલ રીતે સુધારેલા સંસ્કૃત શબ્દ-વાળા બ્રાહ્મણ ઔદીચ્યોનો કે ઈ પ્રકાર હોવાનું કીકુના શબ્દોથી સમજાય છે.

**શ્રીધર અડાલજો** (ઈ.સ. ૧૫૦૯ માં હયાત)—જૂનાગઢના એક રાજ્ય-કર્મચારી અડાલજા મોઢ વણિક શ્રીધરની 'રાવણમંદોદરી-સંવાદ' (સં. ૧૫૬૫–ઈ.સ. ૧૫૦૯) અને આખ્યાનકોટીનું 'ગૌરીચરિત' એ બે રચના મળી છે. શામળનો 'રાવણમંદોરી સંવાદ' શ્રીધરની આ રચનાના અનુકરણમાં રચાયેલો છે.

**ભાલણ ત્રવાડી** (ઈ.સ. ૧૬ મી સદીનો પૂર્વાર્ધ)—તત્કાલીન મધ્ય ગુજરાતી ભાષાનું 'ગુજર ભાખા' નામ આપનારા, પાટણ( ઉત્તર ગુજરાત )ના, કડવાબદ્ધ આખ્યાનોના પુરસ્કારક ત્રવાડી મોઢ બ્રાહ્મણ ભાલણની 'ભીલડી સંવાદ' 'સપ્તશતી' 'જાલંધર આખ્યાન' 'દુર્વાસા આખ્યાન' 'મામકી આખ્યાન' 'રામવિવાહ' 'ધ્રુવ આખ્યાન' 'મૃગી આખ્યાન' 'કૃષ્ણવિષ્ટિ' 'નળાખ્યાન' 'કાદંબરી' 'ભાગવત–દશમસ્કંધ' 'રામબાલચરિત'–આટલી સિદ્ધ રચનાઓ મળી છે, જેમાં 'સપ્તશતી' 'નળાખ્યાન' 'કાદંબરી' અને 'દશમસ્કંધ' એ મૂળ સંસ્કૃત ગ્રંથોના સારાનુવાદ છે. આમાંની 'કાદંબરી' સંસ્કૃત ભાષાના સમર્થ કવિ બાણ અને એના પુત્રની સં. 'કાદમ્બરી'નો મૂલની ખૂબીઓને જાળવતો અને એમાં પોતા તરફથી પણ સ્વતંત્ર ખૂબીઓ ઉમેરતો અસામાન્ય કોટીનો કડવાબદ્ધ આખ્યાનના સ્વરૂપનો અનુવાદ છે. એનાં કૃષ્ણલીલાને લગતાં સેંકડો પદ પણ જાણવામાં આવ્યાં છે. એ વત્સલરસનો કવિ હતો. 'દશમસ્કંધ'માં એનાં થોડાં વ્રજભાષાનાં પણ પદ મળે છે.

**મીરાંબાઈ** (ઈ.સ. ૧૪૯૯–૧૫૪૭)—મૂળ મારવાડમાં જોધપુર પાસે મેડતા-ની રાજકુમારી અને લગ્નથી મેવાડના રાજકુટુંબમાં ગયેલી, પાછળથી વિધવા થયેલી મીરાં કૃષ્ણભક્તિને કેંદ્રમાં રાખીને તત્કાલીન વ્યાપક ભાષામાં સેંકડો પદ રચી ગઈ છે. રાજસ્થાન અને ગુજરાત બંને એને પોતાની ઉચ્ચ કોટિની કવયિત્રી તરીકે સંમાને છે.

**જાવડ** (ઈ.સ. ૧૫૧૫માં હયાત)—દેશ 'માલિયાગર' અને વતન 'બદનાવર'ના કોઈ જાવડની 'મૃગીસંવાદ' કે 'મૃગલીસંવાદ' નામની સં. ૧૫૭૧ (ઈ.સ ૧૫૧૫) માં રચેલી રચના જાણવામાં આવી છે.

**નાકર** (ઈ.સ. ૧૫૧૬–૧૫૬૮ માં હયાત)—ભાલણનાં આખ્યાનો પછી વડોદરાનો દિશાવાળ વણિક નાકર મહાભારતનાં અનેક પર્વોનો મધ્યકાલીન ગુજરાતીમાં સાર આપી આખ્યાનોથી ભાષાને સમૃદ્ધ કરનારો નિઃસ્પૃહ લેખક છે. મહાભારતમાં શાંતિ અનુશાસન અને આશ્રમવાસિક સિવાયનાં ૧૫ પર્વો ઉપરાંત 'હરિશ્ચંદ્રાખ્યાન' (સં. ૧૫૭૨–ઈ.સ.૧૫૧૬) અને 'રામાયણ' (સં. ૧૬૨૪–ઈ.સ. ૧૫૬૮) એની મહત્ત્વની આખ્યાન-રચનાઓ છે. ઉપરાંત 'કર્ણચરિત્ર' 'કૃષ્ણવિષ્ટિ' 'ભ્રમરગીત' 'ધ્રુવાખ્યાન' 'નળાખ્યાન' 'ઓખાહરણ' 'મૃગલીસંવાદ' વગેરે અન્ય આખ્યાન પણ એનાં મળ્યાં છે.

**ગણપત** (ઈ.સ. ૧૫૧૮ માં હયાત)—આમોદમાં ઉગ્રસેનવંશી નાગ નરેશના રાજ્યકાલમાં કોઈ ગણપત નામના કવિએ 'માધવાનલ કામકંદલા' સંજ્ઞાવાળી, વિભિન્ન રસોથી સમૃદ્ધ, પદ્યમય લૌકિક કથા (સં. ૧૫૭૪–ઈ.સ. ૧૫૧૮) રચેલી જાણવામાં આવી છે.

**ચતુર્ભુજ** (ઈ.સ. ૧૫૨૦ માં હયાત)—ભાલણના પુત્ર તરીકે મનાતા એક ચતુર્ભુજની 'ફાગુ' પ્રકારની 'ભ્રમરગીતા' જાણવામાં આવી છે.

**કેશવદાસ રદેરામ** (ઈ.સ. ૧૫૩૬ માં હયાત)—સોરઠમાં આવેલ પ્રભાસ પાટણના વલ્મીક કાયસ્થ કેશવરામ રદેરામે ભાગવતના દશમસ્કંધની ૪૦ વર્ગોમાં ફાળવેલી આખ્યાન કોટિની 'કૃષ્ણક્રીડાકાવ્ય' (સં. ૧૫૯૨–ઈ.સ. ૧૫૩૬) નામની રચના છે, જેમાં એણે પ્રસંગવશાત્ 'વ્રજભાષા'માં પણ કડીઓ લખી છે. એમાં આપેલ 'વસંતવિલાસ'વાળો વર્ગ ગણમેળ શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં છે.



**જુગનાથ** (ઈ.સ. ૧૫૪૩ માં હયાત)—કોઈ જુગનાથની ભુજંગી છંદના ચાલની 'રામાષ્ટક' (શાકે ૧૪૬૪–ઈ.સ. ૧૫૪૩) નામની નાની રચના મળી છે.

**ગંગાદાસ** (ઈ.સ. ૧૫૪૩ માં હયાત)—સુરતના કોઈ પર્વતસુત ગંગાદાસનો 'લક્ષ્મીગૌરીસંવાદ' (સં ૧૫૯૯–ઈ.સ. ૧૫૪૩) કાવ્યલક્ષણોથી શોભતો છપ્પા છંદમાં ઉપલબ્ધ છે.

**નારાયણ** (ઈ.સ.ની ૧૬ મી સદીનો પૂર્વાર્ધ)—કોઈ નારાયણનો 'મુક્તિમંજરી' અને 'ભક્તિમંજરી' નામક સં. ગ્રંથોનો પદ્યાનુવાદ જાણવામાં આવ્યો છે.

**જ્ઞાનાચાર્ય** (ઈ.સ. ૧૬મી સદીનો પૂર્વાર્ધ)—પ્રખ્યાત કાશ્મીરી કવિ બિલ્હણની 'પંચાશિકા'ના વિકાસમાં કોઈ જ્ઞાનાચાર્યની બે રચના 'બિલ્હણ-પંચાશિકા' અને 'શશિકલા-પંચાશિકા' ચોપાઈમાં અનૂદિત કરેલી જાણવામાં આવી છે. અનુવાદની ભાષાસમૃદ્ધિ નોંધપાત્ર છે.

**શશિકલાકાર** (ઈ.સ. ૧૬ મી સદીનો પૂર્વાર્ધ)—જ્ઞાનાચાર્યની રચના પછી 'શશિકલા' ઉપરની કોઈ અજ્ઞાત કવિની જરા વિસ્તૃત રચના જાણવામાં આવી છે.

**વાસણદાસ** (ઈ.સ. ૧૫૪૪ લગભગ)—કોઈ વાસણદાસની 'હરિયુઆક્ષરા' (દોહરામાં) અને 'કૃષ્ણવૃંદાવન–રાધારાસ' (શાર્દૂલવિક્રીડિત વૃત્તોમાં) એ બે મહત્ત્વની રચના છે. પાછલી રચના કાવ્યગુણોથી સમૃદ્ધ છે.

**વજિયો** (ઈ.સ. ૧૬ મી સદીનો મધ્યભાગ)—આખ્યાનપદ્ધતિની કેડીએ ચડતા કોઈ વજિયા નામના આખ્યાનકારની 'રણજંગ' (સં. रणयज्ञ) નામની જાણવામાં આવેલી રચના પછીથી સુપ્રસિદ્ધ આખ્યાનકાર પ્રેમાનંદના 'રણયજ્ઞ'ની પ્રેરણા આપનારી છે એ નોંધપાત્ર છે. વજિયાએ મહાભારતમાં રણને અપાયેલા યજ્ઞ એવા રૂપકની પડછે રામ–રાવણ યુદ્ધને એ રૂપક આપ્યું છે.

**ઉદ્ધવ** (ઈ.સ. ૧૬ મી સદીનો ઉત્તરાર્ધ)—ભાલણના પુત્ર ઉદ્ધવની એકમાત્ર પ્રામાણિક રચના 'બભ્રુવાહન આખ્યાન' છે. એના નામે બાલકાંડથી યુદ્ધકાંડ સુધીનો રામાયણનો આખ્યાનરૂપનો સારાનુવાદ પ્રસિદ્ધ થયેલો છે, પણ એ એની રચના સિદ્ધ થઈ શકી નથી.

**વિષ્ણુદાસ** (ઈ.સ. ૧૬ મી સદીનો ઉત્તરાર્ધ)—ઉદ્ધવના કહેવાતા રામાયણના ઉત્તરકાંડને અંતે ભાલણ-સુત 'વિષ્ણુદાસ'ની છાપ છે; એ ઉત્તરકાંડ તો ખંભાતના 'રામજન કુંવર'ની રચના છે, માત્ર છેલ્લાં બે કડવાં જ વિષ્ણુદાસનાં છે



**પ્રેમાવતીકાર** (ઈ.સ. ૧૬ મી સદીનો મધ્યભાગ)—કોઈ અજ્ઞાતની એક લૌકિક કથા 'પ્રેમાવતી' જાણવામાં આવી છે.

**ઈસર બારોટ** (ઈ.સ. ૧૬મી સદીનો મધ્યભાગ)—મારવાડમાંથી આવેલા મનાતા અને લીંબડીમાં આવી વસેલા ઈસર બારોટની 'હરિરસ' નામની ભક્તિમય રચના નોંધપાત્ર છે. પાછળથી કવિ જામનગરના જામ રાવળને દરબાર જઈ વસેલો.

**ભીમ વૈષ્ણવ** (ઈ.સ. ૧૬ મી સદીનો મધ્યભાગ)—શુદ્ધાદ્વૈત–પુષ્ટિમાર્ગના સંસ્થાપક શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીના બીજા પુત્ર શ્રીવિઠ્ઠલનાથ ગુસાંઈજીના શિષ્ય ભીમની 'રસગીતા' 'રસિકગીતા' કે 'ઉદ્ધવગીતા' સંજ્ઞાથી જાણીતી રચના કૃષ્ણના મથુરાગમન પછી ઉદ્ધવ વ્રજમાં આવ્યા તે પ્રસંગનું ચિત્રણ આપે છે.

**મધુસૂદન વ્યાસ** (ઈ.સ. ૧૫૫૦ માં હયાત)—સંસ્કૃત સુભાષિતોથી પોતાની રચનાને સમૃદ્ધિ આપનાર મધુસૂદન વ્યાસની 'હંસાવતી–વિક્રમકુમાર–ચરિત' નામની રચના (સં. ૧૬૦૬–ઈ.સ ૧૫૫૦) એક નમૂનેદાર લૌકિક કથા છે.

**એહેદેવ** (ઈ.સ. ૧૫૫૩ માં હયાત)–નરસિંહ મહેતાની 'ચાતુરી'ઓની પડછે એહેદેવની 'ભ્રમરગીતા' (સં. ૧૬૦૯–ઈ.સ. ૧૫૫૩) મળી છે.

**સૂરદાસ** (ઈ.સ ૧૫૫૫ માં હયાત)—સૂરદાસ 'પ્રહ્લાદાખ્યાન' (સં. ૧૬૧૧–ઈ.સ. ૧૫૫૫) અને 'ધ્રુવાખ્યાન' તથા વાસુ અને નાકરની પડછે 'સગાળપુરી' મથાળે સગાળશાની લૌકિક કથા આપે છે.

**રાજધરદાસ** (ઈ.સ. ૧૫૬૫ માં હયાત)—રાજધરદાસની બંધની દૃષ્ટિએ વિશિષ્ટ એવી 'ચંદ્રહાસ આખ્યાન' (સં. ૧૬૨૧–ઈ.સ ૧૫૬૫) નામની આખ્યાન-કૃતિ મળી છે.

**માંગુ વિષ્ણુદાસ** (ઈ.સ. ૧૬ મીની ૩ જી પચીસી)—કોઈ વિષ્ણુદાસ માંગુએ વર્ગ–પદ્ધતિએ ખંડ પાડી જૈમિનીય અશ્વમેધને સંક્ષેપમાં રજૂ કર્યો છે.

**વસ્તો ડોડિયો** (ઈ સ. ૧૫૬૮–૧૫૯૭ માં હયાત)— ધારાળા કોમના એક ભક્ત વસ્તા ડોડિયાનું એકમાત્ર 'શુકદેવ-આખ્યાન' જાણવામાં આવ્યું છે, જે વીરસદનો વતની હતો. એની બીજી ભક્તચરિત્રોની 'સાધુચરિત' નામની રચના છે, જેમાં નરસિંહ મીરાં વગેરેનાં ચરિત ચીતર્યાં છે.[૩૮]

## અરબી-ફારસી સાહિત્ય

### ઇતિહાસલેખનની પ્રવૃત્તિ



ભારતમાં ઇતિહાસલેખનની કળા ફારસીની સાથે આવી હતી. દિલ્હી સલ્તનતમાં અંધાધૂંધી ફેલાઈ તે પછી જે પ્રાદેશિક રાજ્ય સ્થાપિત થયાં તેમના ઇતિહાસ વરોઓછે અંશે એ પ્રદેશમાં લખાયા હતા. ગુજરાતની સલ્તનતની સ્થાપના થઈ તે પછી એ પ્રદેશમાં પણ એ રીતે જ બન્યું હતું. સુલતાનના

સમયમાં એ સમયના ઇતિહાસોની રચના થઈ હતી. નાઝિમોના સમયોમાં આશ્રય કે ઉત્તેજનના અભાવે એવું કંઈ ખાસ બન્યું નહિ, પરંતુ ઈ.સ. ૧૫ મી સદીમાં આરંભાયેલી લેખનની પ્રવૃત્તિ ઈ સ ૧૬મી સદી દરમ્યાન એ સલ્તનતના અંત સુધી રહી હતી. એમાં 'મુઝફ્ફરશાહી', હલવી શીરાઝીની 'તારીખે અહમદશાહી', અબ્દુલ હુસેન તૂનીની 'મઆસિરે મહમૂદશાહી', શમ્સુદ્દીન મુહમ્મદ ઝીરક અથવા મુલ્લા અબ્દુલકરીમ હમદાનીની 'મઆસિરે મહમૂદશાહી', મૌલાના અબ્દુલ કરીમનો 'તબકાતે મહમૂદશાહી', ફૈઝુલ્લાહ બિલ્લાની 'તર્રીખે સદ્રે જહાન' કે 'તારીખે મહમૂદશાહી', શરફુદ્દીન બુખારીની 'તારીખે સલાતીને ગુજરાત' મીર સૈયદ અલી કાશાની 'તારીખે મુઝફ્ફરશાહી', હુસામખાન ગુજરાતીના 'તારીખે બહાદુરશાહી', શાયર મુતીઈનો 'ગંજે મઆની' અને આરામશાહ કશ્મીરીનો 'તોહફતુસ્સાદાત' નોંધપાત્ર છે.[૩૯]

આ રીતે જોતાં આ કાલનું ઇતિહાસ-સાહિત્ય ઘણું સમૃદ્ધ હતું. આવા અનેક ઇતિહાસ-ગ્રંથો સુલતાનોની સિદ્ધિઓ વર્ણવવાને લખાયા હતા, પરંતુ માત્ર થોડા વિનાશમાંથી બચેલા મળે છે. એમાંના કેટલાક તો પછીના અન્ય ગ્રંથોમાં આધારો કે અવતરણરૂપે જ કેટલાક અંશે સચવાયેલા છે.

એ બધા ઇતિહાસ અમલદારોએ લખ્યા હોય કે અન્ય કોઈ બીજાઓએ, છતાં ભેટસોગાદની આશાએ મોટે ભાગે સુલતાનોની ઇચ્છાનુસારના હોઈને એમના વિચારોનો પડઘો પાડે છે.

એમાં શાહી ઠાઠ અને ચાનશૌકતનો હેવાલ રજૂ કરેલો હોય છે. આશ્રયદાતાઓને ખુશ કરવાને એમનાં સારાં કૃત્યોને અતિશયોક્તિથી વર્ણવેલાં હોય છે અને એમના દોષો અને દુર્ગુણો ઉપર ઢાંક-પિછોડો કરેલો હોય છે. આમ થવાથી સાચી વાતો વિકૃત થયેલી હોય છે, ગેરમુસ્લિમો પ્રત્યે અકારણ દ્વેષ અને અણગમો જણાય એવું પણ થયેલું છે. આથી ઐતિહાસિક દષ્ટિબિંદુને હાનિ પહોંચેલી છે. એ સર્વ એની ક્ષતિઓ છે. આથી અર્વાચીન જમાનાના સંશોધકોએ એમાંથી હકીકતો ચાળી લઈ એમનો ઉપયોગ કરવાની આવશ્યકતા રહે છે. એમાં એક બાબત વખાણવા યોગ્ય એ હોય છે કે એમાં સાલવારી તથા કેટલીક વાર તો પ્રત્યક્ષ અનુભવોના આધારે આપેલાં વર્ણનોને લઈને આનુપૂર્વીના અનુમાનને બદલે વિગત નિશ્ચિતતાના કોટિમાં આવી ગયેલી હોય છે.



**ફારસી શાયરી**

આ કાલમાં ફારસીનું વિશિષ્ટ સ્થાન હતું. શાયરો પોતાના આશ્રયદાતાઓને એ ભાષામાં કસીદા (પ્રશસ્તિ-કાવ્ય) લખી ખુશ કરતા રહેતા હતા. કેટલાક

સુલતાનો પંડે વિદ્વાન હતા અને ફારસીમાં કાવ્યરચના કરવાની શક્તિ પણ ધરાવતા હતા; જેમકે સુલતાન અહમદશાહ કાવ્ય રચી શકતો હતો. એના આમંત્રણને લઈને પોતાના મૂળ સ્થાન અણહિલવાડ પાટણથી મહાન સૂફી સૈયદ બુરહાનુદ્દીન અબુ મુહમ્મદ અબ્દુલ્લાહ બુખારી સોહરવર્દી (મૃ. ઈસ. ૧૪૫૨) અમદાવાદ આવ્યા ત્યારે સુલતાને પોતાનો રચેલો કસીદો એક શાયરની અદાથી ઊભા રહીને ગાઈને એમને આવકાર્યા હતા. એની મત્લા (પ્રથમ કડી) આ હતી :

"कुत्बे ज़मानए मा बुर्‌हान बस अस्त मारा,
बुर्‌हाने ऊ हमीशह चूं नामश आशकारा."[૪૦]

અમારા યુગનો કુત્બ (એટલે કે ધ્રુવનો તારો) (અમારો) બુરહાન (અમારે માટે કાફી પુરાવો) છે. એ એમના નામની પેઠે હંમેશાં સ્પષ્ટ પ્રમાણ છે.

સુલતાન મુઝફ્ફરશાહ ૨ જા(હલીમ)ને પણ ફારસી શાયરીની રચનામાં દિલચસ્પી હતી. એ બાબતમાં એમ કહેવાય છે કે મુલ્લા અય્યૂબ નામે એનો એક સાથીદાર શાયર હતો અને મશહૂર વિદ્વાન હતો. એને અફીણ ખાવાની લત પડી ગઈ હતી. એણે એની તારીફ નીચેની શેરોમાં કરી હતી :

"बुखोर अय ख्वाजह ज़ ए अफ़ियून
केहु मुमिद्दत बवक्त बाशद
उलमा रा मुनो सिब अस्त अफ़ियून,
इल्म बायद केह बा अमल बाशह।"[૪૧]

ઓહ ખાજા! જરા અફીણ ખાઓ કે જેથી એ સમય ઉપર શક્તિ આપે, આલેમ ફાઝેલ લોકો માટે અફીણ ખાવું યોગ્ય છે, (પરંતુ) ઇલ્મ (જ્ઞાન) સાથે અમલ (વ્યવહાર) આવશ્યક છે.

આ વાત સુલતાનને કોઈએ પહોંચાડી. એ સાંભળી સુલતાન હસ્યો અને કહ્યું કે મુલ્લાએ લોકોને અફીણ ખાવાને પ્રેરવા માટે એ શેર રચી નથી. 'બુખોર' અર્થાત્ 'ખાઓ' લખવામાં લખનારની ભૂલ થયેલી છે. એ મૂળ તો 'મખોર' (ન ખા) હતું. આમ પ્રથમ શબ્દનો પ્રથમ અક્ષર બદલી એણે ટીકારૂપે કહ્યું કે મુલ્લાએ તો અફીણની લતને વખોડી કાઢી હતી. આવો હાજરજવાબી વિનોદ કરીને કોઈ  ત્યાં હતા તેમને એણે આશ્ચર્યચકિત કરી નાખ્યા.

આવા ગુજરાતના સુલતાનો હતા અને એમના દરબારમાં શાયરો અને વિદ્વાનો હતા, અને એમને ઉત્તમ આશરો આપતા હતા; જેમકે સુલતાન અહમદશાહના

દરબારી ઇતિહાસનોંધક હલવી શીરાઝી કુશળ શાયર હતો અને એણે 'તારીખે અહમદશાહી' મસ્નવી પ્રકારના કાવ્યમાં લખી હતી.

અબુલકાસિમ ઉર્ફે મુહમ્મદ કાસિમ નામના લેખકે 'મિરકાતુલ વુસૂલ' (પ્રાપ્તિનું સોપાન) નામક ગ્રંથમાં હઝરત શેખ અહમદ ખટ્ટૂ (મૃ. ઈ.સ. ૧૪૪૫) નામના મહાન સૂફીનું જીવનચરિત લખેલું છે. એણે એમના કથનનો સંગ્રહ એમાં કરેલો છે. એમાંથી જાણવા મળે છે કે એ સંત અન્ય શાયરોની સુંદર શેરો ગાતા હતા, એટલુ જ નહિ, પરંતુ એ પોતે પણ અરબી ફારસી તેમજ ગુજરાતીમાં શેરો રચતા હતા. મજકૂર ગ્રંથમાં એમના અરબી શેરો, ફારસી રુબાઈઓ અને ગુજરાતી (દોહા) છે.

સૈયદ ઉસમાન[૪૨] (મૃ. ઈ.સ. ૧૪૫૮) જે શમ્એ બુરહાની એટલે કે મહાન સૂફી સૈયદ બુરહાનુદ્દીન કુત્બે આલમની શમા–મીણબત્તી કહેવાતા હતા. એમનો કંઠ મધુર હતો, તેથી એમના સોહરવર્દિયા ફિરકાના સિદ્ધાંતોના પ્રસાર માટે એમની પસંદગી કરવામાં આવી હતી. એ શાયર પણ હતા અને 'ઉસમાન' તખલ્લુસથી ફારસીમાં સુંદર ગઝલ રચતા હતા.

મજકૂર 'તારીખે મહમૂદશાહી'નો કર્તા ફેઝુલ્લાહ બિમ્બાની એની 'મજમઉત્‌ન-વાદીર' (અદ્‌ભુત વસ્તુઓનો સંગ્રહ)ના દીબાચામાં લખે છે કે એણે દળદાર ગ્રંથો ઉપરાંત અરબી તેમજ ફારસીમાં ગદ્ય તેમજ પદ્યમાં પુસ્તિકાઓ લખી હતી.[૪૩]

સૈયદ અલેફખાન,[૪૪] જેને સુલતાન મહમૂદશાહ બેગડાએ અઝીઝુલમુલ્ક શેરખાન સુલતાની નામના અમીર સાથે શહરિયાર હસામઉદ્દીનને નસિયત કરવા મોકલ્યો હતો તે, એક શાહી કક્ષાનો શાયર હતો. એણે ભારતમાં મશહૂર શાયર અમીર ખુસરોના મશહૂર કસીદા (પ્રશસ્તિ-કાવ્ય) 'બહ્રુલ્‌અબ્રાર' (સંતપુરુષોનો સમુદ્ર)નું અનુકરણ કરીને એક સુંદર કસીદો રચ્યો હતો.

આ ઉપરાંત આવા બીજા અનેક શાયરો આ કાલમાં થયા હતા, પરંતુ તેઓ પૈકીનો એકે એવો ન હતો કે જેને ફારસી ભાષાનો ઉચ્ચ કોટિનો શાયર ગણી શકાય.

### અરબી–ફારસી સાહિત્યમાં સૂફીઓએ આપેલો ફાળો



સુલતાનોના શાસન દરમ્યાન ગુજરાતમાં જે અરબી અને ફારસી સાહિત્ય સર્જાયું હતું તેનો મોટો ભાગ સૂફીઓએ રચ્યો હતો. તેઓ પવિત્ર હતા અને વિદ્વાન હતા. સુલતાનો ઇસ્લામના પ્રચાર અર્થે એમને આર્થિક સહાય કરતા હતા. ચિશ્તિયા સોહ્રવર્દિયા શત્તારિયા મગ્રિબિયા જેવા ફિરકાઓના સૂફીઓ

માટે ગુજરાત એ જમાનામાં યોગ્ય કાર્યક્ષેત્ર બની ગયું હતું. અણહિલવાડ પાટણ અને અમદાવાદમાં મુસલમાનોની વસ્તીનું પ્રમાણ વિશેષ હોવાના કારણે તેઓ વિશેષ કરીને ત્યાં રહેતા હતા. એમના પૂર્વજો કે અરબસ્તાનનાં કે ઈરાનના મૂળ વતની હતા અને મજહબની ભાષા અરબી હોવાથી તેઓ એનો અભ્યાસ કરતા હતા અને એની મારફત જ્ઞાનપ્રાપ્તિ કરતા હતા. તેઓમાંના કેટલાક ઈરાની હતા અને ફારસી દફતરી અને દરબારી ભાષા હોવાથી તેઓમાંના કેટલાક ફારસીમાં પણ નિષ્ણાત હતા અને એમાં પણ એમણે પુસ્તકો રચ્યાં હતાં.

એવા પૈકીમાં સૌથી વિશેષ મશહૂર, જેમનો ઉલ્લેખ શાયર તરીકે આગળ આવી ગયો છે તે, શેખ અહમદ ખટ્ટૂ[૪૫] મગ્રિબી[૪૬] ગંજબક્ષ[૪૭] (મૃ ઈ.સ ૧૪૪૫) હતા. એ સુલતાન અહમદશાહના મજહબી બાબતો માટેના સલાહકાર હતા. 'ઇર્શાદુલ તાલિબીન'[૪૮] (શોધકોને સૂચના) નામક ફારસી પુસ્તકમાં એમણે ચોદ સૂફી ફિરકાઓનો ઇતિહાસ આપેલો છે અને 'રિસાલએ અહમદિયા'(અહમદની પુસ્તિક)માં મગ્રિબી ફિરકાના મુખ્ય સંતો વિશે ચર્ચા કરેલી છે. એ બીજું પુસ્તક સુલતાન અહમદશાહને એણે અર્પણ કરેલું હોવાથી 'રિસાલએ અહમદિયા' (અહમદનો રચેલો) એવું એનું નામ એણે આપેલું છે.

ભારતમાં એક સમય એવો હતો, જ્યારે મુસ્લિમ આલમના ફાજલ લોકોમાં પાક કુરાનનો પરદેશી ભાષાઓમાં તરજૂમો થઈ શકે કે નહિ એવો વિવાદ ચાલ્યો હતો.[૪૯] અમદાવાદના વાયવ્ય ખૂણામાં નવેક કિ મી ના અંતર ઉપર આવેલા સરખેજમાં આ સૂફીના રોજામાં પાક કુરાનની તરજૂમા અને કેટલીક જગ્યાએ ભાષ્ય સાથેની નકલ છે, જે વિશે લોકવાયકા એવી છે કે એ હજરત શેખે તૈયાર કરેલી, એમના પોતાના હસ્તાક્ષરની, છે.[૫૦]

શેખ મહમૂદ ઈરજી (મૃ. ઈ.સ. ૧૪૫૮), જે શેખ પીર[૫૧] નામથી પણ ઓળખાતા હતા તે, શેખ અહમદ ખટ્ટૂના ભાવિક મુરીદ હતા. એમણે એમના 'તોહ્ફતુલમજાલિસ'(મજલિસોને ભેટ)માં એમના પીર હજરત શેખના મૃત્યુ સુધીનાં રોજિંદાં કથનો અને એમના જીવનના પાછલા ભાગમાં એમના થયેલા ચમત્કારો સાદી અને સરળ ભાષામાં નોંધાયેલાં છે. ગુજરાતમાં જે પ્રકારની ફારસી એ  સમયે બોલાતી હતી તેનો એ ગ્રંથ સુંદર નમૂનો છે.

અગાઉ જેમનો ઉલ્લેખ આવી ગયો છે તે હજરતે સૈયદ બુરહાનુદ્દીન અબૂ મુહમ્મદ બુખારી સોહરવર્દી ઉર્ફે કુત્બે આલમે (મૃ. ઈ.સ. ૧૪૫૨) અનેક ગ્રંથ લખ્યા હતા. એ પૈકીનો એમનો 'મરહમતાનામએ બુરહાની'[૫૨] (બુરહાન સૂફીનો

ફુમા ગ્રંથ) નામક દળદાર ગ્રંથ છે. એમાં એમણે સૂફીમત વિશેના આંટીઘૂંટીવાળા ફૂટ પ્રશ્નોના બાબત સાફ અને સરળ ભાષામાં સમજાવેલી છે.

સૈયદ મુહમ્મદશાહે આલમ (મૃ. ઈ.સ ૧૪૭૫) એક મહાન સૂફી હતા. સુલતાન મહમૂદશાહ બેગડો બાળક હતો ત્યારે એમણે એના દૂધભાઈ સુલતાન કુત્બુદ્દીનની હેરાનગતિમાંથી એને બચાવી એની સંભાળ પોતાની આધ્યાત્મિક શક્તિથી રાખી હતી.[૫૩] એ પ્રખર વિદ્વાન હતા. એમણે 'રિસાલએ મુહમ્મદિયા' (મુહમ્મદનો રસાલો) અને 'તોહફતુલઔલિયા' (ઓલિયાઓને ભેટ) વગેરે અનેક રસાલા ફારસીમાં લખ્યા હતા.

સૈયદ અહમદ જહાનશાહ (મૃ. ઈ.સ. ૧૪૯૪)[૫૪] સોહરવર્દિયા ફિરકાના સૂફી હતા અને મજકૂર સૈયદ બુરહાનુદ્દીન કુત્બે આલમના ભાવિક મુરીદ હતા. એમની ખાનકાહ અણહિલવાડ પાટણમાં હતી. એ વિદ્વાન હતા અને ફારસીમાં 'સફીનતુલ-અન્સાલ' (વંશાવળીઓનું પુસ્તક) અને 'દસ્તૂરે ખિલાફત ફી અબ્દે મશાઇખ'[૫૫] (શેખોના સાહિત્યમાં ખિલાફતનો સિદ્ધાંત) જેવાં અનેક પુસ્તક એમણે લખ્યાં હતાં.

શેખ જમાલુદ્દીન ઉર્ફે જમ્મન (મૃ. ઈ.સ. ૧૫૩૩)[૫૬] ચિશ્તિયા ફિરકાના સૂફી હતા. એમની ખાનકાહની મદ્રેસામાં એ શિક્ષણકાર્ય કરતા હતા. એમણે વિવિધ વિષયો ઉપર અનેક પુસ્તક રચ્યાં હતાં. તેઓ પૈકીના એક 'રિસાલએ મુઝાકિરા' (ચર્ચાનો રસાલો) મજહબ ઉપર એક મહત્ત્વની પુસ્તિકા છે. એમાં એમણે સરળ ભાષામાં ઇસ્લામના મુખ્ય સિદ્ધાંત સમજાવવાના પ્રયત્ન કરેલા છે. એ શાયર પણ હતા અને 'જમ્મન' તખલ્લુસથી ગઝલ લખતા હતા.

અલાઉદ્દીન અતા મહમ્મદ (મૃ. ઈ.સ. ૧૫૭૮–૭૯), જેને સુલતાન બહાદુરશાહની શહેનશાહ હુમાયૂંના હાથે હાર થઈ, તેમને પોર્ટુગીઝોએ કેદ કર્યા હતા, જે પોતે મહાન કષ્ટ ઉઠાવનારા અને ઇંદ્રિયદમન કરનારા અરબ સૂફી શાયર ઇબ્નુલ-ફારિદ[૫૭] (મૃ. ઈ.સ. ૧૨૩૫)ની શૈલીમાં અરબી શાયરી રચતા હતા. એમની 'ઉજૂબાતુઝ્ઝમાન' (જમાનાની અજાયબીઓ) અને 'નાદિરતુદ્દૌરાન' (યુગોની અજાયબી) નામક બે દીવાનો મશહૂર છે.

ઈદ્રૂસિયા ફિરકાના સ્થાપક સૈયદ અબ્દુલ્લાહ ઈદ્રૂસના પુત્ર સૈયદ શેખ[૫૮] (મૃ. ઈ.સ. ૧૫૮૩) અરબી શાયર હતા અને એમણે એક દીવાન રચી હતી એ અરબીના એક મહાન લેખક હતા. એમણે લખેલા અનેક ગ્રંથોમાં તો 'હફતુલમુરીદ' (મુરીદને ભેટ) 'સિરાજતુત્ તૌહીદ' અદ્વૈતવાદનો દીપક, 'હકાઈકુત્ તૌહીદ' (અદ્વૈતવાદની હકીકત), 'નફહાતુલહિકમ' વગેરે મજહબને લગતા વિષયો ઉપર છે.

સૈયદ અહમદ, જે શેખ વજીહુદ્દીન અહમદ અલ્વી (મૃ. ઈ.સ. ૧૫૮૯)[૫૯] નામથી જાણીતા છે તે, શત્તારિયા ફિરકાના સૂફી હતા. એ મહાન વિદ્વાન હતા. એમણે એક મદ્રેસાની સ્થાપના કરી હતી અને એમાં શિક્ષણકાર્ય પણ એ કરતા હતા. શીખવવાના કામમાંથી ફારેગ થતાં બાકીનો સમય એ પુસ્તકો રચવામાં ગાળતા હતા. એમનાં મોટા ભાગનાં પુસ્તક અરબી ભાષામાં છે. એમણે લખેલો 'અવ્રાદ વ મઅલૂમાતે હઝરત અલ્લામા શાહ વજીહુદ્દીન અલ્વી' (અલ્લામાં શાહ વજીહુદ્દીન અલ્વીની પ્રાર્થનાઓ અને જાણકારીઓ) ફારસીમાં છે અને એમાં એમના મુરીદો માટે નીતિના ઉપદેશ છે. એ શાયર પણ હતા અને 'વજહી' તખલ્લુસથી શાયરી પણ કરતા હતા.

**અન્ય સાહિત્ય**

ગુજરાતના સુલતાનોની ઉદારતાની પ્રતિષ્ઠા મુસ્લિમ દેશોમાં ભારે હતી. એનાથી આકર્ષાઈને યમન હિજાઝ મિસ્ર અને ઈરાનથી અનેક વિદ્વાનો ગુજરાતમાં આવ્યા હતા અને કિંમતી ભેટ સોગાદો મેળવી હતી.

શીરાઝના ઈબ્નુલ્ જઝરી નામના એક આલેમફાજેલ શખ્સે નજીબ શાફેઈને સુલતાન અહમદશાહને પોતાનો 'અલહસીન' (પ્રિય દર્શન) નામક અરબી ગ્રંથ ભેટ સોગાદ તરીકે આપવા મોકલ્યો હતો. સુલતાન મહમૂદશાહ બેગડાને અરબી પુસ્તકોનો ફારસીમાં તરજૂમો કરાવવાનો ઘણો શોખ હતો.

તેથી એણે એ પુસ્તકોનો તરજૂમો ભરૂચના અબૂબક્ર પાસેથી ફારસીમાં કરાવ્યો હતો. એના સમયમાં ઈબ્ને ખલ્લેકાનનો મશહૂર મુસ્લિમોનાં જીવનચરિત્રનો અરબીનો ફારસીમાં તરજૂમો યૂસુફ ઈબ્ન અહમદે કર્યો હતો, જેનું નામ એણે 'મઝારુલ્ઈન્સાન' (મનુષ્યની ઝિયારતનું સ્થાન) આપ્યું હતું. એ જ પ્રમાણે ઈબ્ને ઇયાદની કિતાબુશ્શિફા (રોગમુક્તિનું પુસ્તક)નો તરજૂમો ફારસીમાં ઇબ્ન અલફર્રાશે કર્યો હતો. સુલતાનને ન તો ધર્મો અંગેનો ખાસ અભ્યાસ હતો અને ન તો કોઈ અન્ય જ્ઞાન ઉપર પ્રભુત્વ હતું છતાં ધર્મ અંગેની બાબતોમાં એની દિલચસ્પી ઉપર પ્રકાશ ફેંકતા બનાવોના ઉલ્લેખો તરજૂમાના પાઠમાં કરેલા છે.

ફૈઝુલ્લાહ બિમ્બાની, જેનો ઉલ્લેખ 'તારીખે મહમૂદશાહી'ના કર્તા તરીકે અગાઉ આવી ગયો છે, તેની 'મજૂમઉન નવાદિર'માં ૪૦ પ્રકરણ છે. એના દીબાચામાં કર્તાએ જણાવ્યું છે કે મારા પરદાદા સદુદ્દીને પાક કુરાનનું ભાષ્ય અને અનેક પુસ્તક અરબીમાં લખ્યાં હતાં અને મારા દાદાના ભાઈ મિન્હાજે અલબુખારી અને મુસ્લિમના હદીસ-સંગ્રહો ઉપર ભાષ્ય લખીને હદીસ-શાસ્ત્રને ગુજરાતમાં લોકભોગ્ય બનાવ્યું હતું. મિન્હાજે લગભગ ૮૦ જેટલાં પુસ્તક પણ

લખ્યાં હતાં. એમાંનાં ઘણાંખરાં સુલતાનના ફરમાનથી એણે રચ્યાં હતાં. ફઝલુલ્લાહે 'મજમઉન્ નવાદિર' ઉપરાંત 'દસ્તુરુ હુફ્ફાઝ' (હાફિઝોની દસ્તૂર) અને 'ખુલાસિતુલ્ હિકાયત' ( હિકાયતોનો ખુલાસો ) પણ લખ્યાં હતાં. નેમતુલ્લાહે એ જ સુલતાન મહમૂદશાહ બેગડાના શાસન દરમ્યાન 'ઉયૂનુરશ્શરઅ' ( શરીઅતનાં ઝરણાં ) લખી હતી. અહીં બુખારીના 'હદીસ'-ગ્રંથ ઉપર અનેક ભાષ્ય લખાયાં હતાં. એ પૈકી ઇબ્ન હજર અસ્કલાનીનું સૌથી વિશેષ પ્રચલિત ભાષ્ય 'ફત્હુલ્ બારી'ની સૌ પ્રથમ નકલ માંડૂના સૈયદ અલીખાન ખાસ નહરે સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાને ભેટ આપી ત્યારે એની કદર તરીકે એને ભરૂચનો હાકેમ નીમ્યો હતો.

શરૂઆતમાં જણાવવામાં આવ્યું છે તેમ નાઝિમોના સમયમાં કોઈ વિશિષ્ટ સાહિત્ય સર્જાયું ન હતું, એનું કારણ એ હતું કે તેઓ વિદ્વાનોને આશ્રય આપી શકે એવી સ્થિતિમાં ન હતા અથવા સત્તા માટેની સાઠમારી હંમેશાં ચાલતી રહી હતી તેથી એવા શાંતિના સંજોગ પણ એવાં કાર્યો માટે ઉપલબ્ધ થયા ન હતા.

માત્ર એ દાખલા મળે છે કે સુલતાન ફીરોઝશાહ તુગલુકના સમયનો નાયબ નાઝિમ શમ્સુદ્દીન અબૂ રજા ઇબ્રાહીમ બિન હસન સંગીતને ઉત્તેજન આપવામાં રસ ધરાવતો હતો. 'ગુનિયતુલમુનિયા' એવા અટપટા નામનું પુસ્તક ભારતીય સામગ્રી ઉપર આધારિત એના સમયમાં રચાયું હતું. એ અગાઉ સંગીતશાસ્ત્રો ઉપર એક અરબી પુસ્તક 'ફરીદુઝ્ ઝમાન ફી મઅરિફતિલ્ અલ્હાન' (સૂરોના જ્ઞાન બાબતમાં જમાનામાં અજોડ)નો અનુવાદ ફારસીમાં કોઈ એક અમીરે નાઝિમોના કાલમાં કરાવ્યો હતો.[૬૦] ભારતમાં ફારસી સાહિત્યની વિશિષ્ટતાઓ પૈકીની એક 'કોશરચનાશાસ્ત્ર'નો વિકાસ છે. ગુજરાતમાં આવેલા કડી જેવા નાનકડા સ્થળના વતની ફઝલુદ્દીન મુહમ્મદ બિન કિવામે ઈ.સ ૧૪૩૪માં 'બહરુલ્ ફઝાઈલ' (સદ્વસ્તુઓનો સાગર) નામના શબ્દકોશની રચના કરી હતી, એ ગુજરાતે ફારસી સાહિત્યક્ષેત્રે આપેલા ફાળામાં વૃદ્ધિ કરે છે. એ જ લેખકે નિઝામી ગન્જવી( મૃ. ઈ.સ. ૧૨૦૩)ના 'મખ્ઝનુલઅસ્રાર' (ભેદોનો ખજાનો) નામક મસ્નવીનું ભાષ્ય ફારસીમાં લખ્યું હતું. એ સૂફી મત ઉપર એક આધારભૂત પુસ્તક લેખાય છે.

ટૂંકમાં, આ કાલમાં સુલતાનો ફારસી શાયરીની રચનામાં ઘણી દિલચસ્પી લેતા હતા છતાં એકે ખ્યાતનામ શાયર થયો ન હતો. મજહબ અને તસવ્વુફના વિષયો ઉપર પુષ્કળ સાહિત્ય સર્જાયું હતું, જેમાં 'કુરાને શરીફ'ના અલગ સૂરાઓ અને હઝરત પેગંબર મુહમ્મદનાં હદીસો ઉપર ભાષ્ય, વિવિધ ફિરકાઓના મશહૂર સૂફીઓનાં જીવનચરિતો, સંગીત, અરબી વ્યાકરણ વગેરે વિષયે નો સમાવેશ થાય છે.

## પાદટીપ

૧. કે. કા. શાસ્ત્રી, 'વાગ્વિભવ', પૃ. ૪૧
૨. કે. કા. શાસ્ત્રી, 'ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ', પૃ ૮૬
૩. કે. કા. શાસ્ત્રી, 'વસંતવિલાસ'. પૃ. ૩૭ (કડી ૩૯, ૪૦, ૪૧)
૪. કે. કા. શાસ્ત્રી, 'આપણા કવિઓ', પૃ. ૩૫૮-૩૬૬
૫. કે. કા. શાસ્ત્રી, 'ભાલણ : એક અધ્યયન', પૃ. ૭૦-૭૧
૬. N. B. Divetia, *Wilson Philological Lectures*, Vol. II, pp. 129-132
૭. કે. કા. શાસ્ત્રી, 'આપણા કવિઓ', પૃ. ૯૯
૮. એલ. પી. તેસ્સિતોરિ, 'જૂની પશ્ચિમી રાજસ્થાની' (ગુ. અનુવાદ : કે. કા. શાસ્ત્રી), પૃ. ૭
૯. કે. કા. શાસ્ત્રી, 'ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ', પૃ. ૮૬
૧૦. એલ. પી. તેસ્સિતોરિ, ઉપર્યુક્ત, પૃ. ૨-૫
૧૧. કે. કા. શાસ્ત્રી, 'ભાલણ : એક અધ્યયન', પૃ. ૮૧-૯૧
૧૨. જુઓ अगरचंद नाहटा, 'विधिप्रपा' પ્રાસ્તાવિક, 'जिनप्रभसूरिका संक्षिप्त जीवनचरित्र', पृ. १-२४.
૧૩. જુઓ अं. प्रे. शाह, 'जैन साहित्यका बृहद् इतिहास', भा. ५, पृ. १५७. 'कालकाचार्यकथा-संग्रह', उपोद्घात, पृ. १२
૧૪. एजन, पृ. १२-१३
૧૬. 'नाभिनंदनजिनोद्धार प्रबन्ध', प्रस्ताव ५
૧૭. 'જૈન સાહિત્ય સંશોધક', ૧૯૨૫, ખંડ ૨, અંક ૩-૪ માં આ કૃતિ છપાયેલી છે.
૧૮. વૈશેષિક સૂત્રો ઉપર પ્રશસ્તકરદેવે ભાષ્ય રચ્યું અને એના ઉપર વ્યોમશિવાચાર્યે 'વ્યોમવતી' નામની ટીકા, ઉદયનાચાર્યે 'કિરણાવલી' ટીકા અને વત્સાચાર્યે 'લીલાવતી' ટીકા રચી છે.
૧૯. શ્રી. હરિલાલ હર્ષદ ધ્રુવે 'મુગ્ધાવબોધ ઔક્તિક' સંપાદિત કરી સને ૧૮૮૯ માં સ્વીડનમાં ભરાયેલી ઑરિયેન્ટલ કોન્ફરન્સ દ્વારા પ્રકાશિત કરી છે.

૨૦. 'हम्मीर महाकाव्य', सर्ग १४, श्लोक २४
૨૧. एजन, सर्ग १४, श्लोक २३
૨૨. अं. प्रे. शाह, उपर्युक्त, भा. ५ पृ. १८२-८३

૨૩. આ 'छन्दःकोश' ઉપર રત્નશેખરસૂરિના સંતાનીય ભટ્ટારક રાજરત્નસૂરિએ અને ૧૭મી સદીના ચંદ્રકીર્તિસૂરિએ ટીકાઓ રચી છે. અમરકીર્તિસૂરિએ બાલાવબોધ' પણ રચ્યો છે.

૨૪. 'जैनस्तोत्रसंदोह', भा. २, प्रस्ता. पृ. ५५

૨૫. 'सोमसौभाग्य-काव्य', सर्ग ७. श्लोक ४२

૨૬. 'विज्ञप्तित्रिवेणी', पृ. ६१-६३

૨૭. 'सोमसौभाग्य-काव्य', सर्ग १०, श्लोक ४९

૨૮. 'गुरुगुणरत्नाकर-काव्य', सर्ग १, श्लोक १०७-१०८

૨૯. एजन, सर्ग १, श्लोक ११०

૩૦. अं. प्रे. शाह, उपर्युक्त, भा. ५. पृ. ६२-६३

૩૧. सर्ग ४, श्लोक १२

૩૨. 'सोमसौभाग्य-काव्य', सर्ग १०, श्लोक ४७

૩૩. જુઓ અગરચંદજી નાહટા, 'ઉંસ્તારજ્ઞાનયંત્ર સંબંધી એક મહત્વપૂર્ણ જૈન ગ્રંથ', "જૈનસિદ્ધાંત ભાસ્કર", ભા. ૧૮, કિ. ૨. પૃ. ૧૧૯-૧૨૬

૩૪. મો. દ. દેસાઈ, 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૫૧૭

૩૫. જુઓ 'દેવમૂર્તિ પ્રકરણ અને રૂપમંડન', પ્રસ્તાવના, પૃ. ૧-૪.

૩૬. अं. प्रे. शाह. उपर्युक्त, पृ. ३७

૩૭. एजन, पृ. ६३

૩૮. કે. કા. શાસ્ત્રી, 'કવિચરિત' (૨ જી આવૃત્તિ), પૃ. ૧ થી ૩૨૩ : 'અબ્દુર રહેમાન'થી 'વસ્તો ડોડિયો' સુધી અને કે. કા. શાસ્ત્રી, 'નરસિંહ મહેતા'ના આધારે.

૩૯. જુઓ ઉપર પૃ. ૩-૬.

૪૦. अली मुहम्मदखान, 'खातिमए मिर्आते अह्मदी', पृ. २६-२७

૪૧. सिकंदर बिन मुहम्मद उर्फ मन्जूह, बड़ोदा, पृ. २२२

૪૨. અમદાવાદમાં ઉસ્માનપુરામાં એની કબર છે.

૪૩. Muhammed Ibrahim Dar, *Literary and Cultural Activities in Gujarat*, p. 59

૪૪. કેટલાક ગ્રંથોમાં એનું નામ 'આસફખાન' છે.

૪૫. એ 'ખટ્ટૂ' કહેવાતા, કારણ કે અજમેર પાસે આવેલા ખટ્ટૂમાં એ એમના પીર શેખ બાબા ઇસ્હાક સાથે સિદ્ધિ માટે મુરીદ તરીકે રહ્યા હતા.

૪૬. એ મઘ્રિબી ફિરકાના સૂફી હતા એ ઉપરથી.

૪૭. એ સ્વભાવે અતિ ઉદાર હતા તેથી 'ગંજબક્ષ' એટલે કે 'ભંડારની બક્ષિસ કરનાર' કહેવાતા હતા.

૪૮. હઝરત પીર મુહમ્મદશાહ દરગાહના કિતાબખાના (અમદાવાદ)માં એની એક નકલ છે

૪૯. Muhammad Ibrahim Dar, *op. cit.*, p. 61

૫૦. આ ગ્રંથનો મોટો ભાગ મૂળ છે; માત્ર થોડાં આગળ-પાછળનાં પાનાં પાછળથી લખીને મૂકવામાં આવેલાં છે.

५१ अली मुहम्मदख़ान, ख़ातिमए मिर्‌आते अह्‌मदी, पृ. ३४

૫૨. એની એક નકલ સૈયદ મુહમ્મદ શાહેઆલમ સોહ્રવર્દી બુખારીના વર્તમાન સજ્જાદાનશીન સૈયદ મૂસા મિયાં ઇમામ હૈદર બક્ષના અંગત કિતાબખાનામાં છે.

૫૩. 'मिर्‌आते सिकंदरी', पृ. ६५-६६ (बम्बई, हि.स. १३०८)

૫૪. अब्दुर रज्जाक़ 'मनाक़िबे सैयद अहमद जहानशाह' (हस्तप्रत)

૫૫. અણહિલવાડ પાટણના સૈયદ પ્યારે સાહેબ ગુલામ મુહમ્મદ જહાનશાહ, જે એ સૂફીના વંશજ છે, તેમની પાસે એ બંને ગ્રંથોની હસ્તપ્રત છે.

૫૬. मौलाना हादीखान, 'मनाक़िबे हाफ़िज़िया', पृ. २७ (फारसी, हि.स. १३०१)

૫૭. अली मुहम्मदख़ान, 'ख़ातिमए मिर्‌आते अह्‌मदी', पृ. ६९

૫૮. 'अन्नूरुस्साफ़िर्', पृ. ३७२

૫૯. Philip K. Hitti, *History of Arabs*, p. 436

૬૦. Forbes, *Rasamala*, Vol. II, p. 263

*

પ્રકરણ ૧૨

# લિપિ

ગુજરાતમાં મુસ્લિમ સલ્તનતના પોણા ત્રણસો વર્ષના ગાળામાં નાગરી અને અરબી લિપિઓમાં લખાયેલા લખાણ મળ્યાં છે. ગુજરાતી લિપિનો ઉદ્ભવ આ કાલના અંત સમયમાં થયો હતો.[1]

## ૧. નાગરી લિપિ

આ સમયથી તામ્રલેખો જવલ્લે મળે છે; ખાસ કરીને દેવાલયો અને મસ્જિદોની દીવાલો પરના લેખો, પાળિયા પરના લેખો તથા પથ્થર કે ધાતુની પ્રતિમાઓ પરના લેખો વિપુલ પ્રમાણમાં મળ્યા છે પ્રતિમા-લેખોને બાદ કરતાં લગભગ ૩૦૦ જેટલા શિલાલેખ ઉપલબ્ધ થયા છે. આ લેખો મુખ્યત્વે નાગરી લિપિમાં લખાયા છે. મસ્જિદોના લેખો બહુધા અરબી લિપિમાં લખાયેલા છે. ક્યારેક મસ્જિદ-લેખો અરબીની સાથેસાથ નાગરી એમ ઉભય લિપિઓમાં પણ લખાયા છે. આ આભિલેખિક સામગ્રી આ સમયની લિપિઓનો પરિચય મેળવવામાં ઘણે અંશે સહાયભૂત થાય છે.

ઉપરાંત હસ્તપ્રતો પણ આ અંગે ઘણી ઉપયોગી છે આ સમયે તાડપત્ર પર લખાયેલી પ્રતોની અપેક્ષાએ કાગળ પર લખાયેલી પ્રતો વિશેષ પ્રમાણમાં પ્રાપ્ત થાય છે મોટા ભાગની હસ્તપ્રતો જૈન શૈલીએ લખાઈ છે. છતાં કેટલાક પ્રતો જૈનેતર લહિયાઓની લખેલી પણ ઉપલબ્ધ છે. જૈનેતર લહિયાઓએ પ્રચલિત નાગરી લિપિનો પોતાનાં લખાણોમાં ઉપયોગ કર્યો છે, આથી જૈનેતર પ્રતો અને અભિલેખોના આધારે તત્કાલીન ગુજરાત-વ્યાપી નાગરી લિપિનું સામાન્ય સ્વરૂપ સરળ રીતે જાણી શકાય છે, તેવી રીતે જૈન પ્રતોમાં પ્રયોજાતું નાગરી લિપિનું વિશિષ્ટ સ્વરૂપ પણ જાણવા મળે છે.



નાગરી લિપિનું સલ્તનતકાલીન સ્વરૂપ પટ્ટ ૧ માં દર્શાવવામાં આવ્યું છે, જેમાંનાં પહેલાં ત્રણ ખાનાઓમાં અનુક્રમે ૧૪ મી. ૧૫ મી અને ૧૬ મી સદી-(ઈ સ. ૧૫૭૨ સુધી)ના અભિલેખોમાં પ્રયોજાયેલા વર્ણોના મરોડ ગોઠવ્યા છે,

જ્યારે ચોથા ખાનામાં જૈનેતર હસ્તપ્રતોમાં અને પાંચમા ખાનામાં જૈન હસ્તપ્રતોમાં પ્રયોજાયેલા વર્ણોના મરોડ ગોઠવ્યા છે.

સલ્તનત કાલ દરમ્યાન નાગરીના ૪૬ વર્ણ પ્રયોજાયેલા મળે છે, જેઓમાં ૧૧ સ્વરો (अ, आ, इ, ई, उ, ऊ, ऋ, ए, ऐ, ओ, औ), ૨ અયોગવાહ (અનુસ્વાર અને વિસર્ગ); ૨૫ સ્પર્શ વર્ણો (क, ख, ग, घ, ङ, च, छ, ज, झ, ञ, ट, ठ, ड, ढ, ण, त, थ, द, ध, न, प, फ, ब, भ, म), ૪ અંતઃસ્થ (य, र, ल, व) અને ૪ ઉષ્માક્ષર (श, ष, स, ह) નો સમાવેશ થાય છે.

આ લિપિના વર્ણોનાં કેટલાંક નોંધપાત્ર લક્ષણ નીચે પ્રમાણે તારવી શકાય :

(૧) આ સમયે ઘણા વર્ણ તેઓના વિકાસની અદ્યતન નાગરી અવસ્થાના બન્યા છે. આમાંના કેટલાક વર્ણોનો વિકાસ ચૌલુક્ય કાલ દરમ્યાન થયો હતો, જ્યારે બીજા કેટલાકનો વિકાસ આ કાલ દરમ્યાન થયો છે इ, ई, ऐ, क, च, छ, ज, थ, ध, फ ब અને ह અહીં પૂર્ણ વિકાસ પામ્યા છે. આ વર્ણોનાં વિકસિત સ્વરૂપોની સાથોસાથ તેઓનાં અગાઉનાં સ્વરૂપ પણ ક્યાંક ક્યાંક પ્રયોજાતાં ચાલુ રહ્યાં છે; જેમકે પહેલા ખાનાનો छ, ज નો બીજા ખાનાનો પહેલો મરોડ અને ત્રીજા ખાનાનો બીજો મરોડ વગેરેમાં. આ કાલમાં ऊ, ऋ, ओ, औ, झ અને भ ને અર્વાચીન સ્વરૂપ પ્રાપ્ત થવાને થોડી વાર હોવાનું જણાય છે.

(૨) અગાઉ ધ ને મથાળે શિરોરેખા પ્રયોજાતી ન હતી, પણ હવે એને મથાળે શિરોરેખા થવા લાગી છે અને इ, ई ને મથાળે અગાઉ ક્વચિત જ દેખા દેતી શિરોરેખા અહીં નિશ્ચિત બની છે.

અગાઉ उ, छ, ज, ट, ठ, ड, ढ, त, द, न, र, ल, व અને ह જેવા એક ઊભી રેખા વગરની ટોચ ધરાવતા વર્ણોને બહુધા શિરોરેખને જમણે છેડે લટકાવવામાં આવતા. અહીં પણ આ લક્ષણ જોવા મળે છે, પરંતુ અગાઉની અપેક્ષાએ એનું પ્રમાણ ઘટ્યું છે. હવે આ વર્ણોને શિરોરેખાના જમણા છેડાથી સહેજ ડાબી બાજુએ લટકાવવાની પ્રવૃત્તિ વધવા લાગે છે, શિરોરેખાનો વિકાસ પણ થયેલો જોવા મળે છે.

(૩) अ, आ, इ, ई, ऋ, झ, ण, भ અને ल નાં અગાઉ બેવડાં સ્વરૂપ પ્રયોજાતાં હતાં, એમનાં इ, ई અને ऋનાં જૂનાં વૈકલ્પિક સ્વરૂપનો અહીં લોપ થયો છે, બાકીના વર્ણોનાં બેવડાં સ્વરૂપ ચાલુ રહ્યાં જણાય છે. આ સમયે ङના વૈકલ્પિક સ્વરૂપનો ઉમેરો થયો છે, જે ખાસ કરીને જૈન હસ્તપ્રતોમાં પ્રાપ્ત થાય છે.

વર્ણોનાં એવડાં સ્વરૂપોમાં મરાઠી નાગરી (બાળબોધ) મરોડ પ્રયોજવાનું પ્રમાણ અગાઉની અપેક્ષાએ વધ્યું છે. દા.ત., શમાં બાળબોધ મરોડ (श) વધારે પ્રમાણમાં પ્રયોજાવા લાગ્યો છે, છતાં એકંદરે આ વર્ણોના ઉત્તર ભારતની દેવનાગરી-ના મરોડ વિશેષ પ્રયોજાયા છે; જેમકે अ, ण અને લના મરોડ.

(૪) ओ અને औ માટે સ્વતંત્ર ચિહ્નો પ્રયોજાવાં ચાલુ રહ્યાં છે.

(૫) न, म અને મના મરોડમાં ડાબી બાજુનો વૃત્તાકાર હવે ક્યાંક ક્યાંક પોલો રખાવા લાગ્યો છે.

(૬) લનો તૂટક મરોડ ૧૫ મી સદીથી જૈન તેમજ જૈનેતર હસ્તપ્રતોમાં અને ૧૬ મી સદીથી હસ્તપ્રતો અને અભિલેખોમાં સર્વત્ર પ્રયોજાવા લાગે છે. ગુજરાતમાં પ્રયોજાતી નાગરી લિપિનું આ આગવું લક્ષણ ગણાય. જૈન નાગરીમાં આ લક્ષણ તો અદ્યપર્યંત ચાલુ છે. લનો આ મરોડ વર્ણના ગુજરાતી સ્વરૂપનું સ્મરણ કરાવે છે. લનો આ પ્રાદેશિક ગુજરાતી 'લ' મરોડ ૧૫ મી સદીથી ઘડાવો શરૂ થયો હોવાનું સૂચન કરે છે.

આવાં સામાન્ય લક્ષણ ધરાવતા આ વર્ણોમાં કેટલાક વર્ણ વિશિષ્ટ લક્ષણો પણ ધરાવે છે, જે તેઓના વિકાસ અને પ્રચારની દૃષ્ટિએ નોંધપાત્ર છે. આવા વર્ણોમાં इ, ई, ऊ, ऋ, ओ, औ, क, घ, च, छ, थ, भ, ल અને हને ખાસ ગણાવી શકાય.

વર્ણોની માફક અંતર્ગત સ્વરચિહ્નોનો પણ આ સમયે વિકાસ થતો રહ્યો છે અને એ તેઓના અર્વાચીન સ્વરૂપની લગોલગ આવી પહોંચ્યો છે. તેઓની જોડાણ-પદ્ધતિ બહુધા અર્વાચીન પ્રકારની બની છે, એમ છતાં એમાં કેટલીક નોંધપાત્ર વિલક્ષણતાઓ પણ નજરે પડે છે :

(૧) અંતર્ગત ए, ऐ, ओ, અને ओनां સ્વરચિહ્નોમાં પડિમાત્રા પ્રયોજવાનું વલણ વ્યાપક બન્યું જણાય છે. (૨) અંતર્ગત आ અને एની (પડીમાત્રાવાળી) ઊભી રેખાને વર્ણની શિરોરેખા માત્ર સ્પર્શતી જ હોય છે, છેદતી નથી; જેમકે का, के, घे, बै, गो અને तौના મરોડ. (૩) અંતર્ગત इ અને અંતર્ગત ईના સ્વરચિહ્ન સાથે શિરોરેખા લંબાવીને જોડવાની પદ્ધતિ ક્યાંક ક્યાંક પ્રયોજાય છે; દા.ત., दि; પરંતુ મુખ્યત્વે એ ભિન્નજોડાયેલી રહે છે; જેમકે णि અને लीन મરોડ. 
(૪) અગાઉની માફક क અને त સાથે અંતર્ગત उ અને અંતર્ગત ऋનું સ્વરચિહ્ન પ્રયોજતી વખતે તેઓની ડાબી બાજુના વૃત્તાકાર અવયવને નાની આડી રેખા સ્વરૂપે પ્રયોજવામાં આવે છે, જેથી અંતર્ગત ચિહ્ન અને વર્ણના અવયવ વચ્ચે

સ્પષ્ટ થઈને ઊભા થતા આકાર-ભ્રમને નિવારી શકાય. આવી રીતે જ્યાં જ્યાં અંતર્ગત સ્વર ચિહ્નો જોડતી વખતે આકારભ્રમ થવાની શકયતા હોય ત્યાં ત્યાં કેટલીક છૂટછાટ લઈને પણ એ મુશ્કેલી નિવારવાનો પ્રયત્ન થયો છે; દા.ત., ઘો'માં પડિમાત્રાને જોડતાં પહેલાં ઘની ડાબી ટોચે નાની આડી રેખા ઉમેરી છે.

સલ્તનતકાલીન વર્ણો અને અંતર્ગત સ્વરચિહ્નો લગભગ અર્વાચીન નાગરી સ્વરૂપને પામ્યાં છે, જ્યારે સંયુક્ત વ્યંજનોમાં અર્વાચીન સ્વરૂપનું પ્રમાણ વધ્યું હોવા છતાં પણ હજુ ઘણા સંયુક્ત વ્યંજન અગાઉની પદ્ધતિએ પ્રયોજાતા રહ્યા છે. વર્ણોના વિકસિત મરોડ સાથે પરસ્પરને જોડવામાં આકાર-પ્રકારની મુશ્કલીઓ નડતી હોઈ સંયુક્ત વ્યંજનોના વિકાસની પ્રક્રિયા ધીમી રહે છે. આ હકીકત ધ્યાનમાં રાખીને આ કાલના સંયુક્ત વ્યંજનોનું સ્વરૂપ તપાસતાં તેઓનાં કેટલાંક તરી આવતાં લક્ષણ પ્રાપ્ત થાય છે : (૧) એમાં વ્યંજનની નીચે વ્યંજન સીધો ઊભો જોડવાની પદ્ધતિ આ કાલમાં પણ વ્યાપકપણે ચાલુ રહેલી જણાય છે; જેમકે क्ति, ग्वा, त्त, ज्जँ, ण्णुના મરોડ. (૨) વ્યંજનની જમણી બાજુએ વ્યંજન જોડવાની પદ્ધતિનો પ્રચાર અગાઉની અપેક્ષાએ વધ્યો છે. આ પદ્ધતિએ પ્રયોજાયેલા સંયુક્ત વ્યંજનમાં પૂર્વ વ્યંજનની જમણી રેખા અને ઉત્તર વ્યંજનની ડાબી રેખા એકાકાર બનતાં સંયુક્ત વ્યંજન પૂર્વ-પશ્ચિમ (અર્વાચીન) સ્થિતિના બને છે; દા.ત. न्य અને ह्य ના મરોડ. न्यમાં नનું કદ यની અપેક્ષાએ ઘણું નાનું કરેલું જણાય છે. (૩) અગાઉની માફક પૂર્વ વ્યંજન તરીકે જોડાતા क અને तના ડાબા ગોળ અવયવ બહુધા નાની આડી રેખા સ્વરૂપે પ્રયોજાય છે; જેમકે क्ति અને त्तના મરોડ. (૪) અગાઉ સંયુક્ત વ્યંજનોમાં ક્યાંક ક્યાંક પ્રયોજાતો યનો હૂકના આકારનો મરોડ હવે બિલકુલ લુપ્ત થયો છે અને એને સ્થાને એનો વિકસિત મરોડ પ્રયોજાયો છે; દા.ત., न्य અને ह्यના મરોડ. (૫) આ સમયે પણ કેટલાક વર્ણોના મરોડ સંકુલ હોઈને કે એકબીજાની સાથે જોડાતાં વિકસિત અને અગાઉના મરોડનું સંયોજન થવાથી કે પૂર્વ વ્યંજનની સાથે ઉત્તર વ્યંજન જોડતી વખતે લીધેલી છૂટછાટને લઈને કેટલાક સંયુક્ત વ્યંજન વિલક્ષણ અને ક્યારેક પારખવામાં મુશ્કેલ બન્યા છે; દા.ત. द्म, ज्जँ અને ण्णुના મરોડ

સંકેતચિહ્નોમાં અનુસ્વાર અને વિસર્ગ એ અયોગવાહો સૂચવતાં ચિહ્ન બિંદુ અને પોલા મીંડાના સ્વરૂપે પ્રયોજાય છે, વિસર્ગમાં ક્યારેક નાની ઊભી રેખાનો પણ પ્રયોગ થયો છે; દા.ત. श्रीःનો મરોડ. વ્યંજનનું હલંતપણું દર્શાવવા માટે અક્ષરની નીચે ઉમેરાતું ચિહ્ન વ્યંજનની નીચે ત્રાંસી (વાયવ્ય-અગ્નિ) રેખા ઉમેરીને સૂચવાય છે અને ડાબે છેડે ગાંઠ કરવામાં આવે છે. હલંત-સૂચક રેખા મોટે ભાગે

છૂટી પ્રયોજવામાં આવે છે; પણ ક્યાંક ક્યાંક એને વ્યંજનને છેડે જોડી દેવામાં આવે છે; જેમકે न् (હેલ્લો મરોડ). સંસ્કૃતમાં પૂર્વ શબ્દને છેડે ए કે ओ હોય અને ઉત્તર શબ્દના આરંભમાં अ હોય તો સ્વર-સંધિના નિયમ મુજબ अનો લોપ થાય છે. આ લુપ્ત अ દર્શાવવા માટે પ્રયોજાતું અવગ્રહનું ચિહ્ન એનું વર્તમાન સ્વરૂપ ધરાવે છે.

અંક-ચિહ્ન દશાંશ પદ્ધતિએ પ્રયોજાયાં છે. ૧ થી ૯ અને ૦ એમ દસેય અંકચિહ્નનો પ્રયોગ થયેલો છે. આ કાલમાં ૫ અને ૯ સિવાયનાં બધાં અંકચિહ્ન તેઓના વર્તમાન નાગરી મરોડનાં બન્યાં છે. આ વિકસિત મરોડની સાથોસાથ તેઓના અગાઉના મરોડ પણ પ્રયોજાતા રહ્યા છે. ૮ના ચિહ્નની ઉપરની આડી રેખાને આ કાલથી ડાબી બાજુએ સહેજ લંબાવવામાં આવે છે. દસમી સદીથી પ્રયોજાતો આવતો ૯નો મરોડ આ કાલમાં પણ ચાલુ રહે છે. ૦ના વિવિધ મરોડ પ્રયોજાતા રહ્યા છે, જેમાં પૂર્ણવૃત્તવાળો મરોડ વિશેષ પ્રયોજાય છે. આ દસ અંકચિહ્નો દ્વારા સ્થાનમૂલ્યના સિદ્ધાંત પ્રમાણે સંખ્યાઓ સૂચવવામાં આવતી. સંખ્યાઓ સૂચવવા માટે અંકો ઉપરાંત ક્યારેક શબ્દોનો પણ પ્રયોગ થતો. સાધારણ રીતે પદ્યાત્મક લખાણોમાં વચ્ચે આવતી સંખ્યાઓને વૃત્તમાં બેસાડવા અને સંખ્યાઓ સરળ રીતે યાદ રહે એ માટે શબ્દ-સંકેતોનો ઉપયોગ થતો. આવા સાંકેતિક શબ્દો મનુષ્યનાં અંગો (દા.ત. બે સૂચવવા નયન, બાહુ, કર્ણ, કુચ, ઓષ્ઠ); છંદ (દા.ત. આઠ માટે અનુષ્ટુભ); દેવતાઓ, ઋષિઓ, મહાપુરુષોના સમૂહો (દા.ત., ત્રણ સૂચવવા માટે રામ, પાંચ માટે પાંડવ, છ માટે ષણ્મુખ, સાત માટે ઋષિ, નવ માટે નંદ, ૧૧ માટે રુદ્ર, ૧૪ માટે મનુ) ઉપરાંત ગ્રહો, નક્ષત્રો અને બીજી પ્રસિદ્ધ બાબતો વગેરેના બનેલા છે.[2] આવા શબ્દ-સંકેતો દ્વારા સૂચવાતી સંખ્યાઓમાં શબ્દોને 'वामतो गतिः' અર્થાત્ ઊલટી દિશામાં જમણેથી ડાબે લખવામાં આવતા. આ કાલની મોટા ભાગની હસ્તપ્રતો અને કેટલાક અભિલેખોમાં પણ આ પદ્ધતિએ સંખ્યા સૂચવવામાં આવેલી છે. દા.ત. વિ.સં. ૧૪૪૫ના ધંધુસરના અભિલેખમાં[3] शरयुगमनुसंवश(त्स)रे (મનુ=૧૪, યુગ=૪, શર=૫) દ્વારા ૧૪૪૫ની સાલ સૂચવેલી છે; વિ.સં. ૧૪૫૪ની सूत्रकृताङ्ग-टीकाની તાડપત્રીય હસ્તપ્રતમાં[4] वेदवृदधिशीतदीधितिमिते वैक्रमे (શીતદીધિતિ=૧, ઉદધિ=૪, ઈષુ=૫, વેદ=૪) દ્વારા સંવત ૧૪૫૪ સૂચવી છે; त्रिशष्टिशलाकापुरुषचरित-दशमपर्वની કાગળની હસ્તપ્રતમાં[5] सोमवसुमनुमिताऽब्दे (મનુ=૧૪, વસુ=૮, સોમ=૧) દ્વારા વિ.સં. ૧૪૮૧ સૂચવવામાં આવી છે.[6] જો કે હસ્તપ્રતોમાં આવા શબ્દસંકેતો ઉપરાંત અક્ષરસંકેતો અને શૂન્ય પ્રયોજવાની પદ્ધતિઓ પણ પ્રચારમાં હતી.[7]

એકંદરે જોઈએ તો સલ્તનતકાલીન નાગરી લિપિના સંયુક્તાક્ષરોને બાદ કરતાં વર્ણો, અંતર્ગત સ્વરચિહ્નો, સંકેતચિહ્નો અને અંકચિહ્નો ઘણે અંશે તેઓની વર્તમાન અવસ્થાને પામ્યાં છે.

### જૈન નાગરી

જૈન નાગરી લિપિ આમ તો ઘણે અંશે દેવનાગરી લિપિને મળતી આવે છે, પરંતુ કેટલાક વર્ણોનું સ્વરૂપ, પડિમાત્રાનો પ્રયોગ, કેટલાક સંયુક્ત વ્યંજનો લખવાની વિશિષ્ટ પદ્ધતિ, અનેક પ્રકારના વિશિષ્ટ સંકેતોનું નિર્માણ વગેરેને કારણે આ લિપિ દેવનાગરી લિપિથી જુદી પડે છે, એટલે આ લિપિને 'જૈન લિપિ' કે 'જૈન-નાગરી લિપિ'ને નામે ઓળખવામાં આવે છે. આ લિપિનું પહેલી નજરે તરી આવતું લક્ષણ લિપિનું સૌષ્ઠવ છે. સૌષ્ઠવયુક્ત લખાણ માટે જૈનો ઘણા આગ્રહી રહ્યા છે. પુસ્તક-લેખન નિમિત્તે જૈન પ્રજાએ કાયસ્થ, બ્રાહ્મણ, નાગર, ભોજક વગેરે અનેક જ્ઞાતિઓનાં કુળોને નભાવ્યાં હતાં. પરિણામે એ જ્ઞાતિઓ પોતાનું સમગ્ર જીવન જૈનલેખનકલાવિષયક કુશળતા મેળવવા પાછળ ઓવારી નાખતી. એ દક્ષ લહિયાઓએ જૈન ગ્રંથો લખવામાં ખૂબ કલાસૌષ્ઠવ અને નિપુણતા દાખવ્યાં હોવાનું જૈન જ્ઞાનભંડારોનું નિરીક્ષણ કરતાં સ્પષ્ટપણે જણાઈ આવે છે.[૮]

જૈનલેખનકલાનો આરંભ ઈ.સ.ની પાંચમી શતાબ્દીથી પશ્ચિમ ભારતમાં થયો હોવાનું મનાય છે[૯] પરંતુ જૈન લિપિમાં લખાયેલા ગ્રંથ ૧૧ મી સદી પહેલાંના ઉપલબ્ધ થતા નથી. વિ.સં. ૧૧૦૯ની પંચમીકથા આ લિપિમાં લખાયેલો પ્રાચીન જ્ઞાત ગ્રંથ છે.[૧૦]

જોકે એ સમયની લિપિનું સ્વરૂપ તત્કાલીન નાગરી લિપિનું સહેજસાજ પરિવર્તનવાળું જ સ્વરૂપ છે, છતાં સમય જતાં એમાં વિશિષ્ટતાઓ વધવા લાગે છે અને જૈન લિપિનું વિશિષ્ટ સ્વરૂપ ઘડાવા લાગે છે.

પટ્ટમાં છેલ્લા ખાનામાં સલ્તનત કાલના જૈન ગ્રંથોમાં પ્રયોજાયેલી લિપિના વર્ણ, કેટલાંક મરોડના અંતર્ગત સ્વરચિહ્ન અને સંયુક્ત વ્યંજનો આપેલાં છે. આ લિપિનું સ્વરૂપ તપાસતાં અને એને સમકાલીન નાગરી લિપિ સાથે સરખાવતાં એનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણ તરી આવે છે: (૧) इમાં નીચલા મુખ્ય અવયવની ઉપલી આડી રેખા શિરોરેખાની ગરજ સારે છે, તેથી આ મરોડ આ સ્વરના પૂર્ણ વિકસિત દેવનાગરી મરોડ કરતાં સ્પષ્ટપણે જુદો પડે છે. આ કાલનાં નાગરી લખાણોમાં આ મરોડ પ્રયોજાયો છે, પરંતુ એ અનુકાલમાં લુપ્ત થાય છે, જ્યારે જૈન લિપિમાં આ જ મરોડ પ્રયોજાતો રહે છે. (૨) ओ અને औમાં પ્રાચીન

સ્વતંત્ર મરોડ છેક સુધી જળવાઈ રહ્યો છે. (૩) ઘણી ટોચે આ કાલમાં અને અનુકાલમાં પણ શિરોરેખા પ્રયોજાતી નથી. (૪) अ અને ण માં વૈકલ્પિક સ્વરૂપો પૈકીનું એક જ નિશ્ચિતપણે પ્રયોજાય છે, જ્યારે छ, ज, झ અને श ના વૈકલ્પિક મરોડોના પ્રયોગના પ્રમાણમાં નોંધપાત્ર ફરક વર્તાય છે. छ માં વિકસિત મરોડની અપેક્ષાએ પ્રાચીન રૂપ (પહેલું સ્વરૂપ) જ વધારે પ્રયોજાતું રહ્યું છે. ज ના પ્રાચીન મરોડના વપરાશનું પ્રમાણ ૧૬ મી સદીથી ઘટે છે અને વિકસિત મરોડનો પ્રચાર વધે છે. झ નો આ કાલમાં વિકસેલો વૈકલ્પિક મરોડ ૧૬ મી સદીથી સર્વત્ર પ્રયોજાવા લાગે છે. श નો મીંડાવાળો મરોડ ૧૬ મી સદીથી લુપ્ત થઈને ડાબી બાજુએ इ ના આકારનો મરોડ હવે પ્રયોજાવા લાગે છે. (૫) ल ના બંને મરોડોમાં ડાબી બાજુનો વળાંકવાળો અવયવ બિનજોડાયેલો રહે છે. આ લક્ષણ છેક ચૌલુક્ય કાલથી અદ્યપર્યંત ચાલુ છે. (૬) શિરોરેખાને જમણે છેડે વર્ણોની ટોચ લટકાવવાની પદ્ધતિ ખાસ ધ્યાન ખેંચે છે. સમકાલીન નાગરીમાં આ વલણ ઉત્તરોત્તર ઘટતું જાય છે અને બહુધા શિરોરેખાના જમણા છેડાથી સહેજ ડાબી બાજુએ વર્ણોની ટોચ જોડાય છે, જ્યારે જૈન લિપિમાં મુખ્યત્વે પ્રાચીન પદ્ધતિને વળગી રહેવામાં આવે છે; દા.ત. उ, ङ, ट, ठ, ड, ढ, द, म અને र ના મરોડ.

અંતર્ગત સ્વરચિહ્નોમાં પડિમાત્રા અને અગ્રમાત્રાનો વ્યાપક પ્રયોગ જૈન લિપિનું મહત્ત્વનું લક્ષણ ગણાયું છે. પડિમાત્રાનો પ્રચાર છેક મૈત્રકકાલ(ઈ.સ. ૪૭૦ થી ૭૮૮)થી ચાલ્યો આવે છે.[11] ચૌલુક્ય અને સલ્તનત કાલનાં જૈનેતર લખાણોમાં પણ એનો વ્યાપક પ્રચાર રહ્યો છે, છતાં એટલું ખરું કે ૧૫ મી સદીથી જૈનેતર લખાણોમાં શિરોમાત્રાનો પ્રચાર પડિમાત્રાની અપેક્ષાએ વધતો જાય છે, જ્યારે જૈનોએ પડિમાત્રાનો પ્રયોગ લાંબા સમય સુધી ચાલુ રાખ્યો છે.[12] પ્રાચીન કાલના લહિયાઓ બે લીટીઓ વચ્ચેનું અંતર ઓછું રાખતા હોઈને તેઓ उ અને ऊ નાં અંતર્ગત સ્વરચિહ્નોને નાના માપના લખતા અથવા અક્ષરની નીચે ન જોડતાં, જેમ र વર્ણની સાથે અંતર્ગત उ અને ऊ જોડવામાં આવે છે તેમ, વર્ણની આગળ (જમણી બાજુએ) જોડતા. આ પદ્ધતિને અગ્રમાત્રા જોડવાની પદ્ધતિ કહે છે.[13] દા.ત., व्यू નો મરોડ (व ના ખાનામાં બીજો મરોડ). જોકે આ પ્રકારની અગ્રમાત્રા જોડવાની પદ્ધતિ ઘણી જૂજ પ્રમાણમાં પ્રચલિત રહી છે, છતાં જૈનેતર લખાણો કરતાં જૈન લખાણોમાં એનો પ્રચાર ઠીક ઠીક રહ્યો છે. આ અગ્રમાત્રાની પદ્ધતિ લેખનની સુગમતા અને સુઘડતાની દ્યોતક છે. જૈન લિપિમાં घ ની ટોચે શિરોરેખા થતી ન હોવાથી घ સાથે અંતર્ગત સ્વરચિહ્ન જોડવાની પ્રાચીન પદ્ધતિઓ ચાલુ રહે છે, દા.ત. घ्या(घ ના ખાનામાં બીજો મરોડ)માં પ્રયોજાયેલ અંતર્ગત आ.

દની સાથે દ્ર અને ઋનાં અંતર્ગત સ્વરચિહ્નો પ્રયોજતી વખતે દનું સંકુલ રૂપ (ઉપરની ઊભી રેખાનો લોપ કરવો તેવું) પ્રયોજવામાં આવે છે. ૧૫મી સદી પહેલાં આ વલણ જૈન તેમજ જૈનેતર લખાણોમાં ઐચ્છિકપણે પ્રયોજાતું રહ્યું છે, પરંતુ ત્યાર પછી એનો પ્રચાર જૈનેતર લખાણોમાં લગભગ લુપ્ત થવા લાગે છે, જ્યારે જૈન લખાણોમાં આ સંકુલ સ્વરૂપ જ નિશ્ચિતપણે પ્રયોજાવા લાગે છે, દા.ત., દુ (દના ખાનામાં બીજો મરોડ). સંયુક્ત વ્યંજનમાં પણ પૂર્વ વ્યંજન તરીકે દનું સંકુલ સ્વરૂપ પ્રયોજાય છે; જેમકે દ્ગ (દના ખાનામાં ત્રીજો મરોડ) અને ન્દ્ર (નના ખાનામાં ત્રીજો મરોડ).

સંયુક્ત વ્યંજનોમાં દના સંકુલ સ્વરૂપના પ્રયોગ ઉપરાંત કેટલીક નોંધપાત્ર વિશેષતાઓ પણ જોવા મળે છે. સંયુક્ત વ્યંજન ક્વ સૂચવવા માટે કના ડાબા અંગમાં નીચેના ભાગમાં વનો ડાબો અવયવ સંયોજવામાં આવતો, આ ક્વના મરોડમાં મધ્યની ઉપલી આડી રેખાને લંબાવીને કના જમણા અંગનું સ્વરૂપ આપવાથી સંયુક્ત વ્યંજન ક્ક બનતો (દા.ત., કના ખાનામાં બીજો મરોડ). ચ્છમાં બંને વ્યંજન પ્રાચીન સ્વરૂપ અને પદ્ધતિએ સંયોજાયા છે (જેમકે, ચના ખાનામાં બીજો મરોડ). ण्ण (णना ખાનામાં બીજો મરોડ)માં णના મરોડના મધ્યની ઊભી રેખાને મધ્યમાંથી છેદતી ત્રાંસી (વાયવ્ય–અગ્નિ) રેખા જોડીને સંયુક્ત વ્યંજન સૂચવાયો છે. આ મરોડ અગાઉ ઉપર-નીચે જોડાતા આ સંયુક્ત વ્યંજન ण्णનું સંકુલ સ્વરૂપ જણાય છે. સંયુક્ત વ્યંજનોમાં ઉત્તર વ્યંજન તરીકે યનું વ જેવું સ્વરૂપ વ્યાપક પ્રમાણમાં પ્રયોજાય છે, જેમકે ઘ્યા (ઘના ખાનામાં બીજો મરોડ) અને વ્યૂ (વના ખાનામાં બીજો મરોડ). યના આવા મરોડને લઈને ભાષાના યથાર્થ જ્ઞાન વગર પાઠક ય ને વ અને વ ને ય સમજવા જતાં સંભ્રમમાં મુકાઈ જાય છે. આવા સંજોગોમાં ઉત્તર અક્ષર ય છે કે વ એનો નિર્ણય લખાણના પૂર્વાપર સંબંધ પરથી કરવો પડે છે. ઉત્તર વ્યંજન તરીકે રનો તરંગાકાર મરોડ પ્રયોજાય છે; દા.ત., ન્દ્ર (નના ખાનામાં ત્રીજો મરોડ).

આમ જૈન લિપિએ એકંદરે કેટલાક વર્ણોના ને અંતર્ગત સ્વરચિહ્નોમાં અલ્પાંશે અને સંયુક્ત વ્યંજનોમાં અધિકાંશે પ્રાચીન સ્વરૂપ જાળવી રાખ્યાં છે. એટલું જ નહિ, ગ્રંથલેખનમાં આરંભ અને અંતનાં મંગલ ચિહ્નો, અક્ષર અક્ષર અને લીટી લીટી વચ્ચેનું નિશ્ચિત ગણતરીપૂર્વકનું અંતર પાનાંને અક્ષરાત્મક અને અંકાત્મક એમ બે પ્રકારે ક્રમાંક આપવા, અક્ષરોને વિશિષ્ટ રીતે લખીને ચિત્રાકૃતિઓ સર્જવી—આ અને આવી ઘણી બાબતો જૈન લિપિને વિશિષ્ટતા અર્પે છે.[14]

## ૨. અરબી લિપિ અને એની સુલેખન-શૈલીઓ

ગુજરાતના સોલંકી કાલના જે બારેક લેખ મળ્યા છે તે બધાની ભાષા અરબી છે. દિલ્હી-સલ્તનત કાલના ગુજરાતમાં સારી સંખ્યામાં મળી આવેલા લેખોની ભાષા અરબી તેમજ ફારસી છે. મૃત્યુ લેખોની ભાષા તો અરબી જ છે, જે ૧૫ મી સદી એટલે કે સલ્તનત કાલ સુધી જોવા મળે છે. સલ્તનત કાલના મસ્જિદો અને મકબરાઓ કે કબરોના અભિલેખો મોટે ભાગે અરબીમાં છે; જો કે ફારસીવાળા લેખોની સંખ્યા પણ સાવ નાની નથી. આનાથી વિપરીત રાજ્યાદેશ કે સાર્વજનિક હિતાર્થે દાન વગેરેમાં અપાયેલી જમીન વગેરે માટેના ઉલ્લેખ ધરાવતા એવા બીજા લેખો ફારસીમાં અને થોડા ફારસી સાથે સ્થાનિક ભાષા કે સંસ્કૃતમાં પણ મળે છે.

આ બધા અભિલેખોની ભાષા અરબી, ફારસી કે ઉર્દૂ હોય પણ તેઓની લખાવટ તો અરબી મૂળાક્ષરોમાં જ થયેલી છે. સાધારણ રીતે આ લેખોમાં અક્ષર સંસ્કૃત શિલાલેખોની જેમ અંદર કોતરેલા હોતા નથી, પણ ઉપર ઉપસાવેલા હોય છે; એટલે કે શિલાલેખ પર પહેલાં લખાણને રેખાંકિત કરી લખાણના અક્ષરો સિવાયની બાકીની શિલાભૂમિને છીણી દઈ સપાટ બનાવવામાં આવે છે, છતાં ૧૫ મી-૧૬ મી સદીઓ દરમ્યાનના અનેક અભિલેખ અંદર કોતરી લખવામાં આવ્યા છે, જેનું મુખ્ય કારણ ઊપસી આવેલા અક્ષરવાળા અભિલેખ કંડારવામાં જરૂરી એવા અરબી લિપિના જાણકાર કુશળ અને શ્રમશીલ કારીગરો કે કળાકારોની ખેંચ લેખી શકાય.

પણ આ અભિલેખોમાં લેખનશૈલી સમાન નથી. આમ તો અરબી લિપિના વિવિધ પ્રકારો કે શૈલીઓ છે કે જેમાં મુખ્ય શૈલીઓ સાત છે. એમાંથી મોટે ભાગે જે ત્રણ કે ચાર શૈલી અભિલેખો માટે વપરાય છે તે કૂફી, નસ્ખ, થુલ્થ (સુલ્સ) અને નસ્તાલીક છે. કૂફી શૈલીમાં અક્ષર કોણદાર અને સહેજ પણ ગોળાઈ વિનાની ઊભી કે આડી રેખાઓના બનેલા હોય છે. અરબી લિપિઓમાં પ્રથમ ઉદ્ભવેલી મનાતી આ શૈલીનો પ્રયોગ થોડા જ સમય પછી વપરાશ કાજે અસ્તિત્વમાં આવેલી નસ્ખની સરખામણીમાં ઘણે અંશે આલંકારિક કે ઔપચારિક લખાણ અને ઇમારતો, સિક્કાઓ, ચીની માટીનાં પાત્રો, કુર્આન શરીફની સુશોભિત પ્રતો, વિશેષ લખાણો ઇત્યાદિ પૂરતો મર્યાદિત હતો. ગુજરાતમાં આ શૈલીના જે લેખ મળી આવ્યા છે તે આમ તો દેશના બીજા ભાગો—દિલ્હી, અજમેર, નારનોલ (જિલ્લો મોહેન્દરગઢ, હરિયાણા), હાંસી (હરિયાણા) વગેરેની જેમ સંખ્યામાં ગણ્યાગાંઠ્યા છે, પણ સોનીપત(હરિયાણા)ના એક લેખને બાદ કરતાં હિંદુસ્તાનના

ઉપલબ્ધ કૂફી અભિલેખોમાં પ્રાચીનમ પ્રાચીન અભિલેખ કચ્છજિલ્લાના ભદ્રેશ્વર-ગામેથી મળી આવ્યા છે. ૧૨ મી સદીની મધ્યથી મળતા આ અભિલેખ સુંદર કૂફી શૈલીમાં મોટા અને ઘણા ઊપસી આવેલા અક્ષરોના કંડારવામાં આવેલા છે. ભદ્રેશ્વરના આવા મળી આવેલા કુલ લેખ આઠ છે.[15] જેમાં એકેકનું આમ તો અલંકૃત, પણ પ્રમાણમાં સાદી, ચારેકનું ઠીક ઠીક પ્રમાણમાં આલંકારિક અને એકેકનું તો અતિ-આલંકારિક શૈલીમાં નિરૂપણ થયું છે. અલંકારયુક્ત લેખોમાં ખુદ અક્ષરોની કલાત્મક લખાવટ ઉપરાંત તેઓની ઊભી રેખાઓને ઉપર લંબાવી તેઓને એકબીજા સાથે સાંકળી તરેહ તરેહની સુંદર ભૌતિક આકૃતિઓમાં ગૂંથી કે વચમાંની ખાલી જગ્યામાં ફૂલબુટ્ટાની ભાત મૂકી છે. આથી લખાણ સુશોભનના એક મનનીય કલાકૃતિના નમૂના જેવું બની ગયું છે.[16] ખંભાતમાં સાવ કૂફીમાં કંડારેલો એક લેખ મળી આવ્યો છે, જેમાં માત્ર बिस्मिल्लाहिररहमानिर्रहीम લખેલું છે. આ લેખ ૧૨ મી સદીમાં કંડારાયેલો હોય એમ લાગે છે. તે લખાણ કૂફીની આલંકારિક શૈલીમાં છે.[17] તદુપરાંત ૧૩ મી સદીના ખંભાત, વેરાવળ વગેરે સ્થળોના કેટલાક લેખોમાં માત્ર बिस्मिल्लाह અલંકૃત કૂફી શૈલીમાં કંડારવામાં આવેલ છે, જ્યારે બાકીનું લખાણ નસ્ખ શૈલીમાં છે.

સલ્તનત કાલ દરમ્યાનના મોટા ભાગના બહુધા નસ્ખ અને થુલ્થ કે તેઓની પેટા શૈલીઓમાં લખાયા છે. મૂળમાં તો નસ્ખનો પ્રયોગ લખાણમાં લગભગ સાથે સાથે કે થોડા સમય પછી શરૂ થયો હતો, કૂફીનો કેમકે રોજિંદા વ્યવહારમાં સમય તેમજ સગવડને ધ્યાનમાં લેતાં કોણદાર અને લચકરહિત ઊભી, આડી અને તીરછી રેખાઓવાળી શૈલીમાં લખવું સુગમ ન પડે એ દેખીતું છે, એટલે પ્રારંભથી જ કૂફીનો પ્રયોગ, ઉપર કહેવાઈ ગયું છે તેમ, અમુક ક્ષેત્રોમાં આલંકારિક કે ઔપચારિક હેતુ પૂરતો મર્યાદિત હતો અને રોજિંદા લેખનમાં કૂફી કરતાં વિશેષ પ્રમાણમાં એના કરતાં સહેજ લચકદાર અને વળાંકવાળી નસ્ખશૈલી વપરાતી.

નસ્ખમાં અક્ષરોની રેખાઓમાં બે તૃતીયાંશ સુરેખતા (સીધાપણું) અને એક તૃતીયાંશ વક્રતા હોવી આવશ્યક ગણાતી. આને લઈને વ્યવહારમાં નસ્ખનો પ્રયોગ વધુ પ્રમાણમાં થયેલો જોવા મળે છે. હિંદુસ્તાનના વિવિધ ભાગોમાં અત્યંત આલંકારિક કૂફી શૈલીયુક્ત લખાણ લખી શકનાર સુલેખનકારોની ઊણપ તેમજ ખુદ બીજા ઇસ્લામી દેશોમાં પણ રફતે રફતે આલંકારિક શૈલીના સરતા જતા પ્રાધાન્યને લઈને પણ ૧૩ મી સદીથી અભિલેખોમાં કૂફીને બદલે નસ્ખે માધ્યમનું સ્થાન લીધું.

આ જ અરસામાં નસ્ખને મળતી થુલ્થ નામથી ઓળખાતી બીજી એક શૈલી પ્રચલિત થઈ. વાસ્તવમાં થુલ્થ અને નસ્ખની રેખાઓમાં સુરેખતા કે વક્રતાના પ્રમાણમાં ભેદ નથી, પણ બંનેને એકબીજાથી ભિન્નતા આપનાર લક્ષણ તેઓની રેખાઓની જાડાઈમાં તફાવત એ છે. નસ્ખ પાતળી કલમથી લખાય છે. જ્યારે થુલ્થ જાડી કલમથી. આ નસ્ખ–થુલ્થની જાડાઈનું પ્રમાણ ૧ : ૩ છે તેમજ શાસ્ત્રીય વ્યાખ્યા પ્રમાણે થુલ્થમાં અક્ષરોના આડા દસરકાઓ છેડા ઉપર નસ્ખની જેમ સીધા નહિ, પણ સહેજ ગોળાઈથી ખેંચાય છે. પરિણામે નસ્ખ કરતાં થુલ્થ જાડા અક્ષરોવાળી હોવાથી વધુ ગોળાઈવાળી લાગે છે અને એને લઈને એમાં લખેલું લખાણ કલાત્મક અને આકર્ષક લાગે છે. થુલ્થની આ લાક્ષણિકતાને લઈને એનો મુખ્યત્વે ઇસ્લામી દેશોમાં ઐતિહાસિક કે નામાંકિત ઇમારતો પર આલંકારિક અભિલેખોમાં કૂફી પછી અને નસ્તાલીકનો વિકાસ થયો તે પહેલાં પ્રયોગ થવા લાગ્યો. જોકે હિંદુસ્તાન અને ગુજરાતમાં નસ્ખ અને થુલ્થ બંનેનો ઉપયોગ લગભગ સરખો કે સહેજ ઓછાવત્તા પ્રમાણમાં કરવામાં આવ્યો હોવાનું જણાય છે.

ટૂંકમાં, ૧૩માથી ૧૬મી સદી દરમ્યાનમાં મુકાયેલા સંખ્યાબંધ અભિલેખ કાં નસ્ખ કાં થુલ્થ શૈલીમાં છે. આ અભિલેખોમાં સાવ કલાવિહીન અને બેડોળ બનાવટથી લઈ સાધારણ, સારા તેમજ અત્યંત કલાત્મક અને અતિ સુંદર અને મનોહર એમ ભાતભાતના નમૂના દૃષ્ટિગોચર થાય છે.

આલંકારિક લેખનશૈલીવાળા જેટલા સંખ્યાબંધ મૃત્યુલેખ ખંભાતમાં મળ્યા છે તેટલા બીજે કોઈ સ્થળે મળ્યા નથી. ઉપરાંત પાટણ વેરાવળ પેટલાદ રાંદેર વગેરે સ્થળોએ પણ એક બે કે વધુ લેખ પ્રાપ્ત થયા છે. આ મૃત્યુલેખોના ભાત પણ આકર્ષક છે. વિવિધ આકારની મહેરાબ(કમાન)ની ચારે બાજુ પહોળા એક કે વધુ બહિરેખાઓવાળી હરોળો વચ્ચે કમાનની નીચેના ભાગને સાત આઠ કે એનાથી વધુ આડી હરોળોમાં જાડી રેખાઓથી વિભાજિત કરી એમાં આલંકારિક કૂફીમાં બિસ્મિલ્લામાંની એકાદ લીટી તથા બાકી લખાણનું અલંકૃત નસ્ખ શૈલીમાં નિરૂપણ કરી કબરના મથાળે મૂકવા માટેનો મૃત્યુલેખ અતિ આકર્ષક લાગે છે. આ વિશિષ્ટ પ્રકારના મૃત્યુલેખોની લેખનશૈલી પણ વિશિષ્ટ પ્રકારનો નસ્ખ છે. એની લખાવટ અક્ષર-મરોડ અને સુયોજિત તથા સુઘટિત અક્ષર-સમૂહો દ્વારા ઉત્પન્ન કરેલ લાવણ્યમય મનોરમ સુંદરતાના ઉત્કૃષ્ટ નમૂના પૂરા પાડે છે. આ અભિલેખોની નસ્ખ શૈલી શાસ્ત્રીય વ્યાખ્યા પ્રમાણે સાદી નસ્ખ નહિ, પણ અલંકૃત છે, જેમાં એક બીજી અરબી લિપિશૈલી

'રિકા'ના જેમાં ગોળાઈ પ્રમાણ નસ્ખની અપેક્ષા એ વધુ છે તેમજ અક્ષરોના આડા લસરકા સમુદ્રની લહેરોની જેમ ચઢાવ ઉતારવાળી રેખાઓમાં લખવામાં આવે છે તેનો અત્યંત ઘેરો પ્રભાવ હોઈ લખાણમાં મૃદુતા અને લાવણ્યમયતા આવી છે અને આખું પંક્તિબંધ લખાણ જાણે જલતરંગ જેમ મધુર અને મૃદુ પ્રવાહમાં ઝોલા ખાતું વહી રહ્યું હોય એવો આભાસ કરાવે છે. આવા મૃત્યુલેખ એએક અપવાદ સિવાય ભારતના કોઈ પણ ભાગમાંથી મળતા નથી. આવા લેખ દક્ષિણ અરબસ્તાનમાં મળતા હોવાથી એમ અનુમાન કરવાને અવકાશ ખરો કે દક્ષિણ અરબસ્તાનથી આવા નમૂના મગાવવામાં આવતા હશે અને અહીં સ્થાનિક સૂત્રધારો દ્વારા એને પથ્થર પર કંડારાવવામાં આવતા હશે. આ બધા લેખોને અરબી સુલેખન-કલાના ઉત્કૃષ્ટ નમૂનાઓની હરોળમાં મૂકી શકાય.

સલ્તનત કાલમાં પણ ઓછેવત્તે અંશે આ સુલેખન-શૈલીના મૃત્યુલેખ ખંભાત પાટણ મહેસાણા વગેરે જગ્યાઓએ મળે છે.[૧૮]

એવી જ રીતે ૧૪મી સદીના મસ્જિદો વગેરેના અભિલેખોની જેમ સલ્તનત કાલના પણ વિશેષ કરીને એના પ્રારંભકાલના અભિલેખોની નસ્ખ શૈલી બિહાર પ્રદેશના અમુક તુગ્લુકકાલીન અભિલેખોની શૈલીને મળતી આવે છે.[૧૯] આમ જોઈએ તો આ નસ્ખ શૈલી અને ઉપર વર્ણવેલી મૃત્યુલેખોની 'રિકા'થી પ્રભાવિત શૈલી વચ્ચે ઘણું સામ્ય છે, પણ એમાં અમુક અક્ષરો કે તેઓના ભાગોના નિરૂપણમાં ફેર છે. દા.ત., અરબી મૂળાક્ષરના 'ऐन' અક્ષરના જમણા ભાગના ડાબી બાજુથી જમણી તરફ જતા આડા લસરકાના જમણી બાજુવાળા ભાગને ઉપર તરફ તીરછાઈ આપી સહેજ વક્રતાથી લંબાવવામાં આવે છે, જે કોઈ પક્ષીએ ઉપર ઉઠાવેલી પૂંછડીનો આભાસ કરાવે છે, અથવા શબ્દના આખરમાં આવતા મૂળાક્ષરના અક્ષર 'ह' (જેનો આકાર આંખ જેવો હોય છે) કે શબ્દની શરૂઆતમાં કે વચમાં આવતા અક્ષરો – (અર્ધ) ज, च, ह કે ख ને જમણી અને ડાબી તરફના ખૂણાઓની બાજુઓને લંબાવી આબેહૂબ આંખ જેવો આકાર આપવામાં આવે છે.

આવા નમૂનાઓમાં પાટણની નાગરવાડાની મસ્જિદનો હિ.સ. ૭૩૪ (ઈ.સ. ૧૩૩૪)[૨૦], 'જામે મસ્જિદ'નો હિ.સ. ૭૪૯ (ઈ.સ. ૧૩૫૭–૫૮)[૨૧] વડોદરાના લક્ષ્મીવિલાસ પેલેસના કંપાઉન્ડમાં આવેલી વાવ અને પીર થોડાની દરગાહના અનુક્રમે હિ.સ. ૮૦૭( ઈ.સ. ૧૪૦૫ )[૨૨] અને હિ.સ. ૮૧૬( ઈ.સ. ૧૪૧૩–૧૪)નો,[૨૩] ભરૂચની જામે મસ્જિદનો હિ.સ. ૭૩૨(ઈ.સ. ૧૩૨૧–૨૨)[૨૪]

ખંભાતમાં કાબિલશાહની દરગાહનો હિ.સ. ૮૦૭(ઈ.સ. ૧૪૦૫)નો,[૨૫] અમદાવાદનો હિ.સ. ૮૬૬ (ઈ.સ. ૧૪૬૧)નો[૨૬] તથા રાજસ્થાનના જાલોર જિલ્લામાં આવેલા સાંચોરની જામે મસ્જિદનો મહમૂદ બેગડાના સમયનો હિ.સ ૯૧૨(ઈ.સ.૧૫૦૬)નો[૨૭] લેખ વગેરે આ શૈલીમાં છે.

આ ઉપરાંત ૧૫ મી સદીના નસ્ખ અને સુલ્થ શૈલીમાં કંડારાયેલા અભિલેખોનું એક વિશિષ્ટ જૂથ છે, જેની શૈલી આ શૈલીઓને અપાયેલા આલંકારિક રૂપને મળતી છે, જેને ભારતીય–ઇસ્લામી અભિલેખશાસ્ત્રમાં 'બંગાળની તીર-કમાન શૈલી'નું પારિભાષિક નામ આપવામાં આવ્યું છે. આ શૈલી-સ્વરૂપમાં અક્ષરોના લાંબા ઉપર ખેંચેલા ઊભા લસરકાઓના છેડાને તીરની અણી જેવું તેમજ અર્ધવર્તુળ આડા લસરકાઓને કમાન જેવું રૂપ આપી આવા ઊભા અને આડા અક્ષરોની સમાન અંતરે કલાત્મક અને સમ-મિત ગોઠવણના જરૂરી નિયમોને અધીન રાખી એવી તો ગૂંથણી કરવામાં આવી છે કે જોનારને જાણે એમ લાગે કે આકાશ તરફ તીર ફેંકનારા ધનુર્ધારીઓની પંક્તિ ખડી છે. એ જ પ્રમાણે એક પર બીજો અક્ષર કે અક્ષરો મૂકી કરવામાં આવેલી કલાત્મક ગૂંથણીવાળી 'તુગ્રા' (monogrammatic) પારિભાષિક નામવાળી અત્યંત કલાયુક્ત આ શૈલીની મૂળભૂત લાક્ષણિકતામાં ઉચિત ફેરફાર કરી કલાકારોએ વિભિન્ન લાક્ષણિકતા સર્જી. હસ્તમાં ઉપર ઊઠેલા ભાલા કે ધ્વજો લઈ ચાલતી સૈનિક-કતાર, સુંદર કમાનોવાળી જાળીઓની હાર, સીધી જાળીની પશ્ચાદ્ભૂ પર ગોઠવેલા ભારતીય દીપ, ફણીધર સર્પો યા પાણી પર સરતા હંસોનું જૂથ વગેરે તાદૃશ દૃશ્યોનો આભાસ કરાવતા લેખનશૈલીના આ અત્યંત કૌશલપૂર્ણ સ્વરૂપનો જે અનુપમ વારસો બંગાળાના કલાકારો દ્વારા મળ્યો તે ભારતના બીજા ભાગોમાં અલબત્ત ઓછે અંશે માત્ર ગુજરાતમાં જ જોવા મળે છે. ગુજરાતના અભિલેખોમાં કલાકારોની પ્રતિભાના પ્રતિબિંબરૂપે જે નિપુણતાનાં દર્શન થાય છે તે અક્ષરોના લાંબા ખેંચેલા ઊભા લસરકાઓની સમાંતરે સપ્રમાણ રીતે કરવામાં આવેલી ગોઠવણ, અક્ષરોના કે તેઓના ભાગોની અર્ધવર્તુલીયતાનું ચક્ષુ ફૂલ હંસ કે એવું કલાત્મક નિરૂપણ તેમજ ઊભા લસરકાઓ સાથે તેઓની કૌશલપૂર્ણ ગૂંથણી વગેરે દ્વારા વ્યક્ત થયું છે.

આવા કલાકૌશલના નમૂનાઓની સંખ્યા વધુ છે. એમાં દેકાવાડા( જિ. અમદાવાદ)ના તુગલુકકાલીન હિ. સ. ૭૮૯(ઈ સ. ૧૩૮૬–૮૭)ના અભિલેખમાં શબ્દાંતે આવેલા 'હ' અને પ્રારંભના ह કે ख નું, મૃગનયની સુંદરીની કાજળથી ખેંચાયેલી

બાણાકાર આંખો અને તેઓની વચમાં અક્ષરનું બિંદુ સુધ્ધાં મૂકી આંખના ડોળામાં કીકીનો પણ આભાસ કરાવે એવું સુંદર આયોજન નયનને જોવું ગમે તેવું છે.[૨૮] તદુપરાંત અમદાવાદની જામે મસ્જિદનો અભિલેખ પણ આવા કૌશલનો ઉચ્ચ કલાત્મક નમૂનો પૂરો પાડે છે. એમાં વિશેષ કરીને શબ્દાંતે આવતા ह, ख, अ (ऐन) કે લાંબા य જેવા અક્ષરોના અર્ધવર્તુલીય ભાગો કે આડા લસરકાઓને વિવિધ ભૌમિતિક આકૃતિઓનું રૂપ આપી સુલેખનકલામાં એક વિલક્ષણ આલંકારિક તત્ત્વનો ઉમેરો કર્યો છે. વળી અમદાવાદની શાહી મસ્જિદોના અભિલેખોમાં ગુજરાતના સુલતાનોની પૂરી વંશાવલી આપવાની જે પ્રથા અપનાવાઈ છે તેમાં 'શાહ' શબ્દની પુનરુક્તિ થતી હોવાથી આ શબ્દને વિભિન્ન રૂપે લખી ખપાવવામાં આવ્યો છે, જેની કલામયતાનો સાચો ખ્યાલ આ નમૂના જોતાં આવે.[૨૯]

ઉપર ઉલ્લેખાયેલી સાદી તેમજ અલંકૃત નસ્ખ શૈલીઓના બીજા સુંદર નમૂના ગુજરાતનાં વિવિધ સ્થળોની ઇમારતોનાં અભિલેખો દ્વારા સચવાયા છે.[૩૦]

એ જ પ્રમાણે થુલ્થ શૈલીના પણ વિવિધ ભાતના નમૂના પ્રાપ્ય છે. સાદી શૈલી ઉપરાંત 'નસ્ખ' જેમ જ 'રિકા'ના ગાઢ પ્રભાવવાળા, ઊભા લસરકાઓની વિવિધ ગોઠવણવાળા, તુગ્રાવાળા, ઇત્યાદિ સંખ્યાબંધ અભિલેખ આ શૈલીઓના સુંદર નમૂના પૂરા પાડે છે. સાદી પણ વિશિષ્ટ થુલ્થનો ઉચ્ચ કોટિનો નમૂનો જૂનાગઢમાં ઉપરકોટ ઉપર આવેલી નીલમ તોપ પરનો લેખ (આકૃતિ ૨) ગણાવી શકાય.[૩૧] સાદી થુલ્થના બીજા સુંદર નમૂનાઓમાં વેરાવળની નગીના મસ્જિદનો હિ.સ. ૮૯૩(ઈ.સ. ૧૪૮૮)નો,[૩૨] જંબુસરની જામે મસ્જિદનો હિ.સં. ૯૧૭ (ઈ.સ. ૧૫૧૧-૧૨)નો,[૩૩] ભરૂચમાં મીર ગિયાસુદ્દીનના રોજાનો હિ.સં. ૯૭૦ (ઈ.સ. ૧૫૬૨-૬૩)ના[૩૪] એ લેખ (આકૃતિ ૩) એ ગણાવી શકાય. આવા કોઈ કોઈ લેખમાં પશ્ચાદ્ભૂની ખાલી જગ્યાઓને ફૂલબુટ્ટાથી અલંકૃત કરવાથી આખા લખાણની કલામયતા દીપી ઊઠે છે. ગુજરાતના નાઝિમ મલેક મુફર્રહે બંધાવેલ ખંભાતની બોઈવાડાની મસ્જિદનો હિ.સં. ૭૬૭(ઈ.સ. ૧૩૬૫-૬૬)નો લેખ આનું સરસ ઉદાહરણ છે, પણ સમુદ્રની ખારી હવાની સાધારણ કોટિના રેતિયા પથ્થર પર કંડારેલા અક્ષરો પર માઠી અસર થવાથી લેખની આકર્ષકતામાં ઘટાડો થયો છે.[૩૫]

લસરકાઓની કલાત્મક ગોઠવણ વગેરેથી અલંકૃત થુલ્થ શૈલીના  નમૂના અભિલેખોમાં મળે છે. 'રિકા'ના ગાઢ પ્રભાવવાળા અત્યંત મનોહર નમૂનાઓમાં પેટલાદના બાબા અર્જુનશાહની દરગાહના હિ.સ. ૬૩૩(ઈ.સ. ૧૨૩૬)ના[૩૬] અને ભરૂચની ઈદગાહના હિ.સ. ૭૨૬(ઈ.સ. ૧૩૨૬)ના[૩૭] લેખોમાં

સુલેખન ઉચ્ચ કોટિનું છે. આમાં પેટલાદવાળા લેખમાં સુલેખનકારનું નામ સદ્‌ભાગ્યે મળે છે, પણ એ પ્રકાશિત પાઠમાં પૂરું વંચાયું નથી. આવા જ એક અત્યંત મનોહર સુઘટિત અક્ષરોવાળા, પણ દુર્ભાગ્યે નષ્ટ પામેલા, એક લેખના બે નાના ખંડિત ભાગ પાટણમાં જુદી જુદી જગ્યાએ સચવાયેલા મળ્યા છે. એમાં સુલેખનકલાની અત્યંત મધુરતાનાં દર્શન થાય છે. આ લેખ નાઝિમ અલપખાનના સમયનો છે અને મારે મતે એણે બંધાવેલી મોટી જામે મસ્જિદનો આ લેખ હોય તો નવાઈ નહિ.[૩૮] આવા સલ્તનત કાલના નમૂનાઓમાં વડોદરાની જામે મસ્જિદનો હિ.સ. ૯૧૦(ઈ.સ ૧૫૦૪–૦૫)નો,[૩૯] ચાંપાનેરની જામે મસ્જિદનો હિ.સ.૯૨૪(ઈ.સ. ૧૫૨૪)[૪૦]નો, ભરૂચમાં મલેક ઇમાદુલ્‌મુલ્કના રોજાનો હિ સં. ૯૬૭(ઈ.સ. ૧૫૬૦)નો[૪૧] તથા ઝચ્યાની વાવનો હિ.સ. ૯૭૧(ઈ.સ. ૧૫૬૩–૬૪)નો,[૪૨] વગેરે લેખો અત્યંત સુઘટિત અક્ષરો અને લસરકાઓવાળી મનોહર શૈલીના પ્રથમ પંક્તિના નમૂના છે. આમાં સર્વમાં વિશિષ્ટ ઇમાદુલ મુલ્કના રોજાવાળો ભરૂચનો લેખ છે, જેમાં ઊભા અને આડા લસરકાઓ સાથે અમુક ઊભા લસરકાઓને તિરછા—૪૫° ખૂણે—મૂકવાની કલામય ગોઠવણ, ચાર મોટી આડી હરોળોમાંની પ્રત્યેક હરોળમાં લખાણના જ આડા લસરકાઓ પૈકીના અમુકને લખાતી જુદી પડતી બે પંક્તિઓનું લખાણ, અક્ષરોના વર્તુલીય કે વક્ર ભાગોનું અત્યંત સુઘટન તથા સુરમ્ય આલેખન અને આખા લખાણનું મોટા સુંદર અક્ષરોથી અતિ સુઘડ અને સફાઈદાર આલેખન વગેરેને લઈને આ અભિલેખને થુલ્થના અત્યંત સુંદર નમૂનાઓમાં પ્રથમ પંક્તિમાં મૂકી શકાય.

થુલ્થ શૈલીના બેત્રણ તુગ્રાઓનો પણ ઉલ્લેખ જરૂરી છે. આમ તો ‘તુગ્રા’ એ લખાણના અક્ષરોને એક બીજા પર ગોઠવીને લખવાથી થતો એક આલંકારિક પ્રકાર છે. ગુજરાતમાં તુગ્રાનો આવો કોઈ નમૂનો આજ પર્યંત મળ્યો નથી. એ સિવાય ભૌમિતિક આકારો સર્જતા તુગ્રા હોય છે, જેના ત્રણેક નમૂના અમદાવાદમાં જમાલપુરની કાચની મસ્જિદમાં છે, જેમાં બે માં અલ્લાહ, મુહમ્મદ (स.अ.व स) અને (હઝરત) અલી, અને ત્રીજામાં અલ્લાહ, મુહમ્મદ (स.अ.व.स.) અને પહેલા ચાર ખલીફાઓ (હઝરત) અબૂબક્ર, (હઝરત) ઉમર, (હઝરત) ઉસ્માન અને (હઝરત) અલી એ નામ–શબ્દોની સીધી, અર્ધવક્ર કે વક્ર રેખાની કલાત્મક સુયોજનવાળી ગોઠવણ દ્વારા આંખને ગમી જાય તેવા ભૌમિતિક આકાર સર્જ્યા છે.[૪૩]



થુલ્થ સાથે સારી એવી માત્રામાં સામ્ય ધરાવતી, પણ પુસ્તકોમાં પણ જેના અત્યંત મર્યાદિત નમૂના ઉપલબ્ધ છે તેવી બિહાર કે બહાર શૈલીના

સાવ શાસ્ત્રીય વ્યાખ્યા પ્રમાણેના નમૂના અભિલેખોમાં મળ્યા નથી. પૂર્વ ગુજરાતમાં એનો એક નમૂનો મળ્યો છે. કપડવંજની જામે મસ્જિદના હિ.સ. ૭૭૨ (ઈ.સ. ૧૩૭૦-૭૧)ના લેખવાળા આ લખાણમાં અક્ષરોની જાડાઈ વધમાં વધી. પણ છેડા કુંઠિત હોવાને બદલે અણીદાર છે.[૪૪] આ લેખનો લખનાર કમાલ-સુત ઉસ્માન હતો, જે વ્યવસાયે સુલેખનકાર હતો. વિજાપુરની જામે મસ્જિદનો હિ.સ. ૭૭૧(ઈ.સ. ૧૩૬૯-૭૦)નો લેખ આ લેખને ઘણો મળતો આવે છે.[૪૫]

ઇસ્લામી સામ્રાજ્યના પૂર્વના વિસ્તાર એટલે કે ઈરાન અફઘાનિસ્તાન મધ્ય એશિયા અને હિંદ-પાક-બાંગ્લાદેશ ઉપખંડમાં લગભગ ૧૪ મી સદીમાં શોધાયેલી[૪૬] અને અર્વાચીન સમયમાં અરબી દેશો સિવાય બીજા અરબી લિપિ અપનાવેલા દેશોમાં મોટે ભાગે પ્રચલિત એવી લોકપ્રિય નસ્તાલીક શૈલી સલ્તનત કાલના અભિલેખોમાં ૧૬ મી સદી પહેલાં દેખા દેતી નથી. માત્ર ગુજરાતમાં જ આ લિપિ આટલે મોડે પ્રયોગમાં લેવાઈ એમ નથી, ખુદ હિંદુસ્તાનમાં પણ નસ્તાલીકનો પ્રયોગ ૧૬ મી સદીની પહેલી પચીસીની લગભગથી જોવા મળે છે.[૪૭] ૧૫ મા સૈકામાંની હસ્તલિખિત પ્રતોમાં તો આ શૈલીનું સંપૂર્ણ વિકસિત રૂપ જોવા મળે છે, પણ બીજી એકાદ સદીમાં એની લોકપ્રિયતા એટલી વધી કે અભિલેખોમાં પણ એનો પ્રયોગ થવા લાગ્યો અને જેમ નસ્ખ શૈલીએ કૂફીનું સ્થાન લીધું તેમ ૧૬ મી સદીથી નસ્તાલીકનો પ્રયોગ ઉત્તરોત્તર વધતો ગઈ છેલ્લાં અઢીસો વર્ષથી તો નસ્તાલીક જ અભિલેખોની લેખન-શૈલીનું બહુધા માધ્યમ બની રહી છે. નસ્તાલીકની આ લોકપ્રિયતાનું મુખ્ય કારણ એના અક્ષરોના વર્તુલીય ભાગોની ગોળાઈનું સંપૂર્ણ સંતુલન અને સ્વાભાવિક સુગમતા તેમજ એના ઊભા કે આડા લસરકાઓના લાલિત્યપૂર્ણ ઢાળ છે. સલ્તનત કાલના અભિલેખોમાં નસ્તાલીક લખાણના નમૂના બેત્રણથી વધુ મળ્યા નથી. આમાં હિ.સ ૭૭૨(ઈ.સ.૧૩૭૦-૭૧) અને હિ.સ. ૯૨૮(ઈ.સ. ૧૫૨૨)ના બે ખંભાતમાં, હિ.સ. ૯૭૩(ઈ.સ. ૧૫૬૫-૬૬)ના એક અમદાવાદમાં અને હિ.સ. ૯૭૮(ઈ.સ. ૧૫૭૦-૭૧)નો એક ભરૂચ ખાતે વિદ્યમાન છે. આમાં હિ.સ. ૭૭૨ વાળો લેખ પાછળથી મુકાયેલો લાગે છે. લેખનશૈલી પરથી આ લેખ હિજરી સનની ૧૧ મી સદી (ઈ.સ.ની ૧૭મી સદી) પહેલાંનો હોય એમ લાગતું નથી,[૪૮] એટલે એની ફારસી પદ્ય-લખાણની નસ્તાલીક શૈલીને સલ્તનત કાલ સાથે સંબંધ નથી.

ખંભાતના બીજા અભિલેખના વર્ષ વિશે સંદેહ કરવાને કારણ નથી. એ પણ મૃત્યુલેખ છે અને આમ પણ લખાણ, ગોઠવણની ભાત વગેરેની

દૃષ્ટિએ જોઈએ તો, ઈસવી સનની ૧૫ મી સદીના આવા અભિલેખોની હરોળમાં આવે, પણ લેખનશૈલી સહેજ ઊતરતી કક્ષાની છે. બીજું એનું લગભગ આખું લખાણ અરબીમાં અને નસ્ખ શૈલીમાં છે, માત્ર થોડી થોડી જગ્યા ખાલી રહી તે પૂરી કરવા માટે મૃતક વ્યક્તિ માટે ઈશ્વરની દયાયાચનાના ભાવાર્થ-વાળી એક વિખ્યાત ફારસી તૂક જ નસ્તાલીકમાં કંડારવામાં આવી છે.[૪૯] એમાં પણ અમુક અક્ષરો પર નસ્ખની અસર સાફ જ નજરે પડે છે એ જોતાં અભિલેખોમાં નસ્તાલીકના પ્રયોગનો એ સાવ શરૂઆતનો નમૂનો હોવાનું પ્રતીત થાય છે. આ જ એનું વિશેષ મહત્ત્વ છે, નહિ તો કલાની દૃષ્ટિએ લખાવટ-શૈલી સાવ સાધારણ, બલકે ઊતરતી કક્ષાની છે.

બાકીના બે લેખ નસ્તાલીકના નમૂના છે. બંને લેખ સલ્તનત કાલના અંત-સમયના છે. આમાં અમદાવાદવાળો અભિલેખ શાહપુરમાં આવેલી શેખ હસન ચિશ્તી સાહેબની મસ્જિદ પર છે, જેમાં આડી અને ઊભી ચોકડી જેવી જાડી બહિરેખાથી પથ્થરને ચાર ભાગમાં વહેંચી બનાવેલા ચાર હરોળોમાં એક એક ચરણ સમાવતું બે કડીનું પદ્ય-લખાણ સુંદર નસ્તાલીક શૈલીમાં કંડારવામાં આવ્યું છે એકંદરે આ લખાણ-શૈલી સુંદર અને આંખને ગમે તેવી છે, પણ નસ્તાલીક શૈલીનું પ્રમુખ લક્ષણ ગણાતી. અક્ષરોના વક્ર કે વર્તુલાય લસરકાઓની જોઈએ તેવી લચક અને અક્ષરોના આડા કે ઊભા લસરકાઓની જાડાઈમાં સપ્રમાણ કે સંતુલનની પૂર્ણતાના અભાવે એને નસ્તાલીકનો અત્યંત ઉત્કૃષ્ટ નમૂનો તો ન કહી શકાય, પણ એકંદરે લખાવટની છટા, એની ક્રમ ીય ગોઠવણ, સફાઈ અને સુઘડતાને લઈને એ આકર્ષક જરૂર છે આ લેખમાં સુલેખનકારનું નામ દોસ્ત મુહમ્મદ આપેલું છે.[૫૦] આના મુકાબલે ભરૂચનો અભિલેખ, જે મખ્દૂમ શરફુદ્દીન સાહેબની દરગાહમાં છૂટા પડી રહેલ પથ્થર પર છે, તેની નસ્તાલીક શૈલી સાધારણ છે. એનો લખનાર હાફિઝ વફાદાર હતો.[૫૧]

## પાદટીપ

૧. પ્ર. ચિ. પરીખ, 'ગુજરાતમાં બ્રાહ્મીથી નાગરી સુધીનો લિપિ-વિકાસ', પૃ. ૨૫૮-૫૯  ગુજરાતી લિપિનો વિકાસ મુઘલકાલમાં થયો હોવાથી એનું વિગતવાર નિરૂપણ ગ્રંથ ૬ માં કરવામાં આવશે.

૨. આવા સાંકેતિક શબ્દાંકો માટે જુઓ G. Bühler, *Indian Palaeography*, pp. 103 f ; ओझा, 'भारतीय प्राचीन लिपिमाला', पृ. १२०; D. C. Sircar, *Indian Epigraphy*, pp. 230 ff.

૩. Diskalkar, *Inscriptions of Kathiawad*, No. 48

૪. પાટણનો સંઘવી-પાડાનો ભંડાર, તાડપત્રીય હસ્તપ્રત, ક્રમાંક ૪૬

૫. અમદાવાદનો લાલભાઈ દલપતભાઈ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર સંગ્રહ, ક્રમાંક ૩૬૮૨

૬. વિશેષ દષ્ટાંતો માટે જુઓ પ્ર. ચિ. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૨૧૮.

૭. જુઓ મુનિ પુણ્યવિજયજી, 'ભારતીય જૈન શ્રમણ સંસ્કૃતિ અને લેખનકલા' પૃ. ૬૨-૬૬; दत्त और सिंघ, 'हिन्दु गणितशास्त्रका इतिहास', पु. १, पृ ७०-७८.

૮. મુનિ પુણ્યવિજયજી, ઉપર્યુક્ત, પૃ. ૪૯-૫૧ ૯. એજન, પૃ. ૧૬-૧૭

૧૦. मुनि जिनविजयजी, 'जैन पुस्तक-प्रशस्ति संग्रह', पु. १, प्रस्तावना, पृ. १६

૧૧. પ્ર. ચિ. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૮૯ ૧૨. એજન, પૃ. ૨૮૭, પાદટીપ ૨૦

૧૩. મુનિ પુણ્યવિજયજી, ઉપર્યુક્ત, પૃ. ૫૦ ૧૪. પ્ર. ચિ. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૨૮૬

૧૫. *Epigraphia Indica, Arabic and Persian Supplement* (*EIAPS*), 1965. pls. I-V ૧૬. *Ibid*. pl. III

૧૭ *Annual Report of Indian Epigraphy* (*ARIE*), 1956, No. D. 49

૧૮. *EIAPS*, 1963, pls. *X*a, *X*b; *ARIE*. 1954-55, Nos. D, 65, 66, 70, 78; 1964-65, No. D, 34 etc.

૧૯. બિહારના આવા અભિલેખો માટે જુઓ *EIAPS*, 1961, pls. VIb, VII a & b. VIII a & b, Xc, etc.

૨૦. આ લેખ *ARIE*, 1973-74 માં નોંધાવાનો છે. ૨૧. *EIAPS*, 1962, pl. IIIa

૨૨. *Epigraphia Indo-Moslemica* (*EIM*), 1939-40, p. II; *Monuments of Ahmedabad, through their Inscriptions* (*MMA*), pp. XIVc

૨૩. *EIAPS*, 1968, pl. IIIb

૨૪. *EIM*, 1933-34, Supplement, p. XIVc ૨૫. *Ibid*., 1963, p. IIIa

૨૬. *MMA*, p. XVIII

૨૭. *ARIE*. 1966-67, No. D, 197 ૨૮. *Ibid*., 1964-65, No. D, 182

૨૯. જુઓ *MMA*, pls. Xa, XIII, XIV, XIX, XXa. XXI, XXII, XXVI, વગેરે. અન્ય નમૂનાઓ માટે જુઓ *APIE*, 1954-55, No. C, 69, 158, *EIM*, 1933-34, Supplement, pl. XVb.



૩૦. જુઓ *EIPAS*, 1963, pl. IIIb, VIa & b, XXa, 1962, pl. VIII, Xa; *EIM*, 1939-40, pl. Ib; *ARIE*, 1954-55, No. C, 99; 1968-69, No. D,16, 1964-65, Nos. D,67, 70; 1959-60, No. D,110; *MMA*, pl. VIII, XXXIII, XXXIV.

૩૧. *EIAPS*, 1953–54, pl. XXIa

૩૨. *Ibid.*, pl. XIXb

૩૩. *Ibid.*, 1963, pl. XIIb

૩૪. *EIM*, 1933–34, Supplement, pls. XVIIIa, XXXVa. આ બંને લેખો એક કલાકારના હાથના લાગે છે, પણ એનું નામ આપવામાં આવ્યું નથી.

૩૫. આ અભિલેખ *ARIE*, 1973-74માં નોંધાવાનો છે.

૩૬. *EIM*, 1915-16, pl. XIVa

૩૭. *Ibid.*, 1933-34, Supplement, pl XVa

૩૮. *EIAPS*, 1962, pl. Ib

૩૯. *ARIE*, 1959–60, No. D,86

૪૦. *Ibid.*, 1937–38, pl. Vb

૪૧. *EIM*, 1935–36, pl. XXXIVb

૪૨. *Ibid.*, 1933–34, Supplement, pl. XVIIIb

૪૩. *ARIE*, 1967-68, Nos. D, 154-56

૪૪. *EIAPS*, 1962, pl. Va

૪૫. *ARIE*, 1964–65, No. D, 181-82

૪૬. નસ્તાલીકના સર્જનનો સમય મહાન મુઘલ મંત્રી અબુલફઝલ અને એને અનુસરી ભારતીય વિદ્વાનો આજ સુધી ૧૫મા સૈકાના આરંભનો માને છે, પણ વાસ્તવમાં એ પહેલાંના નમૂના એશિયા તેમજ યુરોપનાં પુસ્તકાલયોમાં ઉપલબ્ધ છે.

૪૭. છેલ્લા સંશોધન પ્રમાણે ૧૫ મી સદીના અંતના, નાગોર (રાજસ્થાન) અને સોનીપત-(હરિયાણા)ના બે લેખ નસ્તાલીક શૈલીમાં છે.

૪૮. *ARIE*, 1956-57, No. D, 64

૪૯. *Ibid.*, 1959-60, No. D, 101. આ લેખ લાલ મહેલ(કોર્ટ)પાસેની એક કબરનો છે

૫૦. *MMA*, No. XXXVIII

૫૧. *EIM*, 1933–34, Supplement, pl. XIXa

*

## પ્રકરણ ૧૩

# ધર્મ-સંપ્રદાયો

### ૧. હિંદુ ધર્મ

હિંદુ સમાજ હંમેશ અન્ય ધર્મો તરફ સહિષ્ણુ અને ઉદાર રહ્યો છે. સોલંકીઓના શાસનકાલમાં જે મુસલમાનો ગુજરાતના નગરમાં વસેલા હતા તેમના પ્રત્યેનું રાજ્યનું વલણ પણ ખૂબ ઉદાર હતું, પરંતુ મુસ્લિમ અમલ પર-ધર્મસહિષ્ણુતાને નિભાવી શક્યો નહિ. હિંદુ — બ્રાહ્મણ અને જૈન મંદિરોની ભાંગફોડની ઘટનાઓ યુદ્ધમાં અને શાંતિકાલમાં પણ વધવા લાગી. મુસ્લિમ તવારીખો જણાવે છે કે સુલતાન અલાઉદ્દીન ખલજીએ દિલ્હીથી ભરૂચ સુધી ધર્મનો ફેલાવો કર્યો અને ગુજરાતના સૌરાષ્ટ્ર જેવા પ્રાંતોમાં અહમદશાહે ઇસ્લામ ધર્મનો પ્રકાશ ફેલાવ્યો,[1] પરંતુ ધર્મસહિષ્ણુ હિંદુ પ્રજા પ્રત્યે ખૂબ કડકાઈ રખાઈ,[2] ધાર્મિક ઉત્સવો પણ ઊજવી ન શકે એવી સખ્તાઈ રખાઈ. એના ઉપર ખાસ વેરા નખાયા.[3] વેરા ન ભરી શકનારમાં વટાળ-પ્રવૃત્તિ પણ સારી રીતે ચાલી.[4] વિવિધ પ્રકારની વટાળ-પ્રવૃત્તિઓને પરિણામે 'મોલે સલામ' કોમ અને 'પીરાણાનો પંથ' વગેરે ઉદ્ભવ્યાં.[5] મંદિર-વિધ્વંસ તથા ધર્માંતર વગેરે માટે ખાસ અમલદાર પણ નીમવામાં આવતા,[6] તથાપિ હિંદુ પ્રજા પ્રત્યેનો આ વર્તાવ પડોશમાં આવેલ ગોવામાં ફિરંગીઓએ એ જ કાલે અ-ખ્રિસ્તી પ્રજા પર ગુજારેલ જુલમ આગળ મોળો પડે તેવો હતો એવું ઇતિહાસકારોનું મંતવ્ય છે.[7]

હિંદુ ધર્મના વિવિધ સંપ્રદાયોમાં શૈવ સંપ્રદાય આ કાલખંડ દરમ્યાન  સૌથી વધારે પ્રચલિત હતો અને નાગનાથ ભૂતનાથ સારણેશ્વર ભીડભંજન નીલકંઠ સિદ્ધનાથ શંખેશ્વર વગેરે ૪૦ થી ૫૦ જેટલાં શિવાલય પણ બંધાયેલાં એવું એ કાલના અભિલેખો ઉપરથી સમજાય છે,[8] પરંતુ ૧૪ મા શતકમાં ગુજરાત ઉપર જે મુસલમાની મોજું ફરી વળ્યું તેમાં સોલંકી કાલની સમૃદ્ધિએ ઊભાં કરેલાં વિશાળ અને ભવ્ય મંદિરોનો તથા પાશુપત મઠોનો લોપ થઈ

ગયો. કદાચ કોઈ મઠ ખૂણેખાંચરે રહી ગયા હશે તો એ પણ કાલક્રમે – કદાચ સમાજની ઉપેક્ષાને પરિણામે – ઘસાઈને નષ્ટ થઈ ગયા અને નકુલીશ કે લકુલીશના ચાર શિષ્યો દ્વારા ચલાવાયેલા મનાતા પાશુપતાદિ ચારે સંપ્રદાયોની ભિન્નતાને સ્થાને સાદો શૈવ ધર્મ પૌરાણિક શિવભક્તિ-સ્વરૂપે જીવંત રહ્યો.[૯]

શિવનું લિંગ જ પૂજાતું હોઈ એમની મૂર્તિનો પ્રચાર બહુ ઓછો જોવા મળે છે. શિવાલયોને લગતા ઉલ્લેખોમાં પ્રાયઃ શિવલિંગની પ્રતિષ્ઠા અભિપ્રેત હોય છે. પ્રભાસ પાટણમાંના સંગમેશ્વર મહાદેવના મંદિરમાંથી પ્રાપ્ત થયેલ શિલાલેખ પણ શિવની લિંગપ્રતિમાનો ઉલ્લેખ કરે છે.[૧૦]

શૈવ સંપ્રદાયનું જ નહિ, પરંતુ સમસ્ત હિંદુ જનતાનું અખિલ ભારતીય મહત્ત્વ ધરાવતું બાર જ્યોતિર્લિંગોનાં સ્થાનોમાંનું એક પ્રભાસ અર્થાત સોમનાથનું મહાતીર્થ મૂર્તિભંજકના શાસનકાલમાં અતિવિકટ સ્થિતિમાં આવી પડ્યું. ઉલૂઘખાને ઈ.સ. ૧૨૯૯ માં એ મંદિર તોડયું.[૧૧] એ પછી જૂનાગઢના રા'ખેંગાર ૪ થાએ એની ઘણી સુંદર મરામત કરાવી.[૧૨] વિ.સં. ૧૪૭૩(ઈ.સ. ૧૪૧૭)ના જૂનાગઢના રેવતીકુંડની પૂર્વે શ્રીમહાપ્રભુજીની બેઠક પાસેથી પ્રાપ્ત થયેલા શિલાલેખ પરથી સમજાય છે કે ત્યાં યાદવ ખેંગારે સોમનાથના લિંગની સ્થાપના કરી હતી.[૧૩] ક્વચિત્ સહિષ્ણુ સૂબો આવતાં ધાર્મિક બાબતમાં કંઈક રાહતનો દમ લેવાતો. ઈ.સ. ૧૩૭૭ માં સૂબા તરીકે આવેલા મલેક મુફર્રહ ફર્હત-ઉલ્-મુલ્કના દસ વર્ષના શાસનકાલમાં હિંદુ ધર્મને કંઈક શાતા વળી અને એ દરમ્યાન પ્રભાસમાં ફરીથી સોમનાથની પૂજા શરૂ થઈ, પરંતુ એને મારી સૂબો થઈ બેઠેલ મુઝફ્ફરખાને ઈ.સ. ૧૩૯૫ માં સોમનાથ ભાંગ્યું, એક મંદિરમાં મસ્જિદ બનાવી તથા ત્યાં ઇસ્લામના પ્રચાર માટે મૌલવીઓ અને કાયદાના અમલ માટે કાઝીઓ નીમ્યા.[૧૪] વિ.સ. ૧૪૬૨ (ઈ.સ. ૧૪૦૬)નો એક શિલાલેખ સોમનાથ પરના એના બીજા આક્રમણની વિગતો આપે છે.[૧૫] ત્યાર બાદ અહમદશાહ ૧ લાએ પણ ઈ.સ. ૧૪૧૪ અને ૧૪૧૫માં હુમલા કરી સોમનાથને પાયમાલ કરી મૂકયું એવી હકીકત तारीख-इ-फिरिश्ताએ પણ નોંધી છે.[૧૬] ઈ.સ. ૧૪૫૧માં રા'માંડલિક ૩ જાએ મુસ્લિમ થાણાં ઉઠાડી મૂકી, સોમનાથના મંદિરને સમરાવી પુનઃપ્રતિષ્ઠા કરી યજ્ઞ કર્યા.[૧૭] ત્યાર બાદ મહમૂદ બેગડાએ પ્રભાસ ઉપર પણ આક્રમણ કર્યું હતું.[૧૮] ઈ.સ [illegible]માં મહમૂદ બેગડાનું અવસાન થતાં સલ્તનત નબળી પડી એ તકનો લાભ લઈ બ્રાહ્મણોએ સોમનાથની પુનઃપ્રતિષ્ઠા કરી પૂજા શરૂ કરી એમ લાગે છે. છેલ્લે ઈ.સ. ૧૫૪૭માં ફિરંગીઓએ વિજયોન્માદમાં ગુજરાતનાં બંદર લૂટ્યાં-બાળ્યાં ત્યારે પણ પ્રભાસ-સોમનાથની અવદશા થઈ હતી.[૧૯]

પ્રાચીન કાલથી શિવની સાથે નંદિ, ગણેશ, પાર્વતી (અને ક્વચિત્ ભૈરવ) એ પરિવાર-દેવતાઓ જોડાયેલા છે. શિવમંદિરોમાં એમની મૂર્તિઓ પણ સ્થાપવામાં આવી હોય છે. નંદિ શિવનું પ્રિય વાહન હોઈ આ કાલના અભિલેખોમાં એના ઉલ્લેખ પણ પ્રાપ્ત થયા છે.[૨૦] આબુ ઉપરના અચલેશ્વર-મહાદેવનો પિત્તળનો નંદિ ભવ્ય અને વિશાળકાય છે. એ પોઠિયાની ગાદી ઉપર વિ.સં. ૧૪૬૪(ઈ.સ ૧૪૦૮)નો લેખ છે.[૨૧] વળી કેટલાક અભિલેખોના મંગલાચરણમાં ગણેશ અને પાર્વતી સાથે નંદિનો પણ ઉલ્લેખ થયો છે.[૨૨]

ગણપતિને વિઘ્નહર્તા માન્યા હોઈ પ્રાચીન કાલથી દરેક શુભ કાર્યના પ્રારંભમાં એ દેવને નમસ્કાર કરવાનો અને એમનું પૂજન કરવાનો રિવાજ ચાલ્યો આવ્યો છે. ગ્રંથાદિમાં પણ આ કારણે પ્રથમ એમનું સ્તવન કરવામાં આવે છે. પ્રસ્તુત કાલખંડના કેટલાક અભિલેખોમાં પણ મંગલાચરણમાં ગણપતિને નમસ્કાર કરેલા જોવા મળે છે.[૨૩] કેટલાક લેખોમાં વિઘ્નવિનાશક તરીકે ગણેશની સ્તુતિના શ્લોક પણ પ્રારંભે મૂકેલા છે.[૨૪] આ ઉપરાંત, ગણપતિની પ્રતિમાની સ્થાપના કર્યાના ઉલ્લેખોવાળા સંસ્કૃત શિલાલેખ પણ ઉપલબ્ધ થયા છે.[૨૫]

શિવ અને શક્તિ પરસ્પર જોડાયેલાં હોવાથી શૈવ સંપ્રદાય સાથે શાક્ત સંપ્રદાય અતિનિકટનો સંબંધ ધરાવે છે. ગુજરાતમાંયે અંબા કાલી અને બાલાનાં મુખ્ય શાક્તપીઠો ઉપરાંત ઘણાં ગૌણ દેવીપીઠો પણ આવેલાં છે.[૨૬] અંબાનાં પ્રધાન પીઠ આરાસુર અને ખેડબ્રહ્મા, કાલીનું પાવાગઢ ઉપર અને બાલાનું ચુંવાળમાં આવેલ બહુચરાજીમાં છે. અંબિકા શારદા કાલિકા ખોજાઈ વગેરેનાં દસેક દેવીમંદિર આ કાલખંડમાં બંધાયાં હોય એમ ઉપલબ્ધ અભિલેખો પરથી સમજાય છે.[૨૭] વળી પ્રત્યેક કુટુંબ કુળ જ્ઞાતિ અને ગ્રામને કુલદેવી ગ્રામદેવી ગોત્રદેવી હોય છે. સલ્તનત કાલના અભિલેખોમાં આવાં શક્તિનાં મંદિરોના અનેક ઉલ્લેખ આવે છે, જેમાં આરાસુરનું અંબિકાપીઠ, કાલાવડનાં શીતલા માતા, હળવદનાં ભવાની માતા અને વાંકાનેરનાં મહાલક્ષ્મીનાં મંદિરોનો સમાવેશ થાય છે.[૨૮]

આ કાલના કેટલાક અભિલેખોના આરંભમાં માતાની સ્તુતિ કરવા શ્લોકો મૂકેલા છે; જેમકે અંબિકાની સ્તુતિ.[૨૯] બીજા કેટલાક અભિલેખોના મંગલાચરણમાં દેવીઓને નમસ્કાર કર્યાના પણ ઉલ્લેખ મળે છે.[૩૦] વિ.સં. ૧૫૮૨(ઈ.સ. ૧૫૨૬)ના સમય-નિર્દેશવાળા ઊના ગામના એક શિલાલેખમાં પાર્વતીની સ્તુતિ કરી છે અને એમાં એને સૌભાગ્યદાયિની દેવી તરીકે વર્ણવી છે.[૩૧] કેટલાક શિલાલેખોમાં રાજાજ્ઞાઓ કોતરી છે તેમાં એ આજ્ઞા ન પાળનાર મુસ્લિમોને અલ્લાહ રસૂલના અને કાફિરોને સરસ્વતીના અથવા એ જે મૂર્તિને પૂજતા હોય તેના સોગંદ આપ્યા છે.

આવા બે ફારસી લેખ જૂનાગઢ મ્યુઝિયમમાં રાખેલા છે, જેમાંનો એક હિ.સ. ૮૫૯-(ઈ.સ. ૧૪૫૫)નો અને બીજો હિ.સ. ૯૫૦(ઈ.સ. ૧૫૪૩)નો છે.[૩૨]

જેમ સોમનાથ અખિલ ભારતીય મહત્ત્વનું પ્રાચીન શૈવ તીર્થ છે, તેમ દ્વારકા અખિલ ભારતીય મહત્ત્વનું પ્રાચીન ભાગવત–વૈષ્ણવ તીર્થ છે. મહમૂદ બેગડાએ ઈ.સ. ૧૪૭૩ માં આ સુપ્રસિદ્ધ વૈષ્ણવ તીર્થ પર ત્રાટકી મંદિરોનો નાશ કર્યો.[૩૩] છતાં આ સમગ્ર કાલખંડ દરમ્યાન વૈષ્ણવ સંપ્રદાય પણ જીવંત રહ્યાનાં અનેક પ્રમાણ પ્રાપ્ત થયાં છે. ખાસ કરીને ૧૫ મા શતકમાં વૈષ્ણવ ધર્મનો પ્રવાહ પૂરજોસમાં આવ્યો જણાય છે. વિ.સં. ૧૪૬૯(ઈ.સ. ૧૪૧૩)માં નૃસિંહારણ્ય મુનિએ રચેલ 'વિષ્ણુભક્તિ ચંદ્રોદય' નામક ગ્રંથની એક હસ્તપ્રત પાટણ ભંડારમાંથી મળી છે,[૩૪] તેમાં સામાન્ય પૌરાણિક વૈષ્ણુભક્તિનું નિરૂપણ કરેલું છે. વલ્લભાચાર્ય અને ચૈતન્ય જેવાની અસર આવી તે પહેલાંનો સામાન્ય ભાગવતધર્મ ત્યારે પ્રવર્તમાન હતો.[૩૫] અમદાવાદથી ઉત્તરે આવેલી અડાલજની વાવનો શિલાલેખ દંડાહી પ્રદેશના વાઘેલા રાજા મોકલસિંહને 'ભાગવતપ્રધાન' તરીકે ઓળખાવે છે.[૩૬] વિ.સં. ૧૫૫૫(ઈ.સ. ૧૪૯૯)ના આ લેખમાં વાઘેલા મોકલસિંહે ભાગવતોના સમૂહની રક્ષા કર્યાનો ઉલ્લેખ છે.[૩૭] આ કાલખંડમાં માધવ-રુક્મિણી લક્ષ્મી–નારાયણ બલરામ–રેવતી દ્વારકાધીશ મદનગોપાલ નરસિંહ વગેરેનાં થઈને ૧૦ થી ૧૨ વૈષ્ણવ મંદિર સ્થપાયાંના ઉલ્લેખ ઉપલબ્ધ છે.[૩૮]

મહુવાના લક્ષ્મીનારાયણ મંદિરમાંથી વિ.સં. ૧૫૦૦(ઈ.સ. ૧૪૪૪)નો અભિલેખ મળેલો છે, જેમાં એક શ્રેષ્ઠીએ વાવ કરાવી ને એમાં લક્ષ્મી સહિત જલશાયી પુરાણપુરુષ(નારાયણ)ને પધરાવ્યાનો ઉલ્લેખ કરેલો છે. એ વાવ બંધાવનારના કુલમાં ઘણા વિષ્ણુભક્ત થયા હતા એવું પણ એમાં જણાવેલું છે.[૩૯] ધોળકાની વાવમાં પણ શેષશાયી વિષ્ણુ પધરાવ્યાનો ઉલ્લેખ છે.[૪૦] આવાં જળાશયો સાથે જલશાયી તરીકે વિષ્ણુનો સૂચક સંબંધ છે એમ જણાય છે.

કેટલાક અભિલેખોમાં વિષ્ણુની સ્તુતિથી પ્રારંભ કરાયો છે. વિ.સં. ૧૪૩૭ (ઈ.સ. ૧૩૮૧)ના જૂનાગઢ જિલ્લાના ધામળેજના વિષ્ણુગયા અથવા ચક્રતીર્થ નામના તળાવ પાસેથી મળેલા શિલાલેખમાં 'હરિ'ની સ્તુતિથી પ્રારંભ કરાયો છે અને અંતે 'विष्णुः प्रीयताम्' એવો ઉલ્લેખ કરેલો છે.[૪૧] ધંધુસર પાસેની હાનીવાવની વિ.સં. ૧૪૪૫(ઈ.સ. ૧૩૮૯)ની પ્રશસ્તિમાં 'જલશાયી વિષ્ણુનો પ્રબોધ જય માટે થાઓ' એવી વિષ્ણુસ્તુતિથી પ્રારંભ કરાયો છે.[૪૨] વિ.સં. ૧૪૭૩(ઈ.સ. ૧૪૧૭)ના જૂનાગઢ–ગિરનારના રેવતીકુંડ ઉપરના ઉપર બતાવેલા સંસ્કૃત શિલાલેખમાં નવનીતચોર દામોદરની સ્તુતિથી શરૂઆત કરાઈ છે.[૪૩]

વિ. સં. ૧૪૫૬ ( ઈ.સ. ૧૪૦૦ )ના પાટડીમાંથી પ્રાપ્ત થયેલ અભિલેખમાં એક કર્ણરાજને 'हरिभक्तिपरायणः' કહ્યો છે.[૪૪] બીજા એક શિલાલેખમાં મંત્રી સૂર વિષ્ણુભક્ત તરીકે નિરૂપેલો છે.[૪૫] જૂનાગઢનો મહીપાલદેવ વિષ્ણુપૂજન કરતો હતો એવો ઉલ્લેખ મળે છે.[૪૬] કેટલાક અભિલેખોમાં 'विष्णुचरणे वासः' 'श्रीकृष्णसेवापरः' 'सन्मत्या विष्णुभक्त्या' 'श्रीकृष्णार्पणमस्तु', 'विष्णोः प्रसादात्' જેવા ઉલ્લેખ આવે છે.[૪૭] બીજા કેટલાકમાં 'રણછોડજીના ચરણસેવાને પ્રાસાદ'[૪૮] 'સ્વર્ગલોકના ધણી છે સત્યશ્રી રણછોડ'[૪૯] જેવા ઉલ્લેખ પણ જોવા મળે છે. વળી એક શિલાલેખમાં વિષ્ણુના પ્રિય ભક્તો પ્રહ્લાદ ધ્રુવ નારદ આદિનો નિર્દેશ કરતી પંક્તિ મૂકેલી છે.[૫૦]

આ બધા ઉલ્લેખ સ્પષ્ટ કરે છે કે સલ્તનત કાલમાં વૈષ્ણવ સંપ્રદાય પણ સારી રીતે પ્રવર્તમાન હતો. વિષ્ણુની જે મૂર્તિઓ ગુજરાતમાંથી પ્રાપ્ત થઈ છે તેઓમાંની મોટા ભાગની 'ત્રિવિક્રમ'ની જણાઈ છે. કેટલાક કવિઓએ પણ વિષ્ણુભક્તિ–કૃષ્ણભક્તિને વેગ આપ્યો. આ કાલખંડમાં વિહરેલ કવિઓમાં ખાસ ઉલ્લેખનીય છે 'રણમલ્લ છંદ'નો રચયિતા શ્રીધર, પરમ વૈષ્ણવ નરસિંહ મહેતો, વરસંગ, કર્માણમંત્રી, રામાયણકાર માંડણ, ભીમ, જનાર્દન, ભાલણ, મહાન કૃષ્ણભક્ત કવયિત્રી મીરાંબાઈ, નાકર, વસ્તો. એમની ભાવવાહી રચનાઓએ હિંદુ ધર્મમાંના વૈષ્ણવ સંપ્રદાયના પ્રવહને અવિસ્ખલિત રીતે વહેતો રાખ્યો. ૧૫ મા–૧૬ મા શતકમાં મહાન વૈષ્ણવાચાર્ય વલ્લભાચાર્ય તથા એમના પુત્ર વિઠ્ઠલનાથ ગુજરાતમાં અનેક વાર આવી ગયા[૫૧] અને વૈષ્ણવ સંપ્રદાયના પ્રવાહે નવા ઝોક સાથે અધિક વેગ પકડ્યો. ગુજરાતની વેપારી પ્રજાને વલ્લભાચાર્યની પુષ્ટિમાર્ગીય કૃષ્ણભક્તિ રુચિ જતાં ધીમે ધીમે એની જમાવટ થવા લાગી.[૫૨]

સોલંકી કાલમાં સૂર્યપૂજાનો પ્રચાર સમસ્ત ગુજરાત–સૌરાષ્ટ્ર–કચ્છમાં વ્યાપક સ્વરૂપે હતો.[૫૩] સલ્તનત કાલમાં પણ આદિત્ય અર્થાત્ સૂર્યની પૂજા થતી અને સૂર્યમંદિર પણ બાંધવામાં આવતાં હોવાનું અનેક અભિલેખો ઉપરથી સ્પષ્ટ થાય છે. ઉપાસનામાં સૂર્યનું 'આદિત્ય' એ નામ ખાસ પ્રચલિત હતું.[૫૪] સૂર્યની સ્તુતિથી શરૂ થતા શિલાલેખ પણ ઉપલબ્ધ થયા છે.[૫૫] 'સર્વાદિત્ય' 'કૃષ્ણાર્ક' 'મુખ્યાર્ક' જેવાં આદિત્ય' અને 'અર્ક' પદાંતયુક્ત મનુષ્યનામો પણ પ્રવર્તમાન સૂર્યોપાસનાની સાક્ષી પૂરે છે.[૫૬] અભિલેખાદિમાં ઉપલબ્ધ પ્રમાણો ઉપરથી જણાય છે કે જૂનાગઢ જિલ્લામાં સૂર્યપૂજાનો પ્રચાર તેમ પ્રસાર સારા પ્રમાણમાં હતો, જે પ્રાયઃ ૧૫ મી શતાબ્દીથી ક્ષીણ થતો ગયો છે.[૫૭]

સૂર્ય સર્વ ગ્રહોનો સ્વામી હોઈ નવગ્રહપૂજાનું પણ પ્રસ્તુત સમયે અસ્તિત્વ હતું એવું જણાય છે. વિ. સં. ૧૫૮૨ (ઈ. સ. ૧૫૨૬)ના ઊનામાંથી મળેલા અભિલેખમાં સૂર્ય સાથે બીજા ગ્રહોની સ્તુતિ કરવામાં આવી છે.[૫૮] નવગ્રહના સમૂહપટ્ટો સ્થાપિત કર્યાના ઉલ્લેખ પણ પ્રાપ્ત થાય છે. આવા નવગ્રહપટ્ટ મોઢેરાના પ્રસિદ્ધ સૂર્યમંદિરમાં, પ્રભાસમાં ત્રિવેણી પ.સેના સૂર્યમંદિરના દ્વાર પર, થાનના મુખ્ય મંદિરમાં સિંહદ્વારના શિરોભાગે અને સૂત્રાપાડાના સૂર્યમંદિરની દક્ષિણબાજુની ભીંતમાંથી મળ્યા છે, જે પટ્ટોમાં સામાન્ય રીતે સૂર્યના બે હાથમાં કમળ, ચંદ્રના બે હાથમાં પદ્મ અને અન્ય ગ્રહોના હાથમાં મોટે ભાગે માળા અને કમંડળ રાખેલાં હોય છે; જોકે ક્વચિત્ આમાં થોડા ફેરફાર પણ થયા કરતા હોય છે.[૫૯]

આ ઉપરાંત આ કાલખંડમાં અન્ય દેવોની સ્થાપના કર્યાના ઉલ્લેખ પણ ઉપલબ્ધ થયા છે. ઇંદ્ર અને બીજા દિક્‌પાલોની સ્થાપનાના નિર્દેશ પણ ક્વચિત્ પ્રાપ્ત થાય છે. ઊનાના શિવપાર્વતીના મંદિરમાંથી મળેલા અભિલેખમાં ઇંદ્રાદિ દિક્‌પાલોની પ્રતિમાઓની સ્થાપનાનો ઉલ્લેખ કરેલો છે.[૬૦]

આ બધાં પ્રમાણોથી પ્રતીત થાય છે કે હિંદુ ધર્મના શૈવ શાક્ત વૈષ્ણવ જેવા પ્રધાન સંપ્રદાયો તથા આદિત્યાદિ ગ્રહો અને ઇંદ્રાદિ દિક્‌પાલો વગેરેના અર્ચનની પ્રણાલીઓ આ કાલખંડમાં પ્રચલિત હતી, પરંતુ આ વિભિન્ન સંપ્રદાયોના અલગ વાડા હતા એમ કહી શકાય નહિ. ચોકબંધ અભિલેખો દર્શાવે છે કે સામાન્ય હિંદુ પ્રજાજનને મન તો આ સર્વ દેવ પૂજનીય હતા અને તેથી જ અભિલેખોમાં બહુધા કોઈ એક જ સાંપ્રદાયિક દેવનું સ્મરણ કે સ્તુતિ ન કરતાં વિવિધ દેવોને નમસ્કાર કરવામાં આવ્યા છે. આ સર્વતોમુખી હિંદુભાવનાનાં ઉદાહરણ તો સર્વ કાલના અભિલેખાદિ અને ગ્રંથાદિના પ્રારંભે દૃષ્ટિગોચર થાય છે.[૬૧]

આ કાલખંડમાં હિંદુ પ્રજા અવસર મળતાં નવી મૂર્તિઓની સ્થાપના અને નવાં મંદિરોની રચના માટે પણ તક ઝડપતી રહી. નાના નાના હિંદુ રાજાઓના પ્રોત્સાહને તથા સમયે સમયે આવતા સદ્‌ભાવશીલ હિંદુ-મુસ્લિમ અમલદારોની સહાનુભૂતિએ તેમજ કવિઓ અને સંતોની ધૈર્યપૂર્ણ પ્રવૃત્તિએ હિંદુ ધર્મની મહાનદીના પોષક અને પૂરક વિવિધ સંપ્રદાયોના પ્રવાહને ટકાવી રાખવામાં ઓછોવત્તો હિસ્સો આપ્યો છે.

## ૨. જૈન ધર્મ

સુલતાન બહાદુરશાહના સમકાલીન કવિ વિવેકધીરગણિએ રચેલા 'शत्रुंजयतीर्थोद्धारप्रबन्ध' અને એની કવિ લાવણ્યસમય-રચિત પ્રશસ્તિ, કવિત્વની અત્યુક્તિ બાદ કરતાં, તત્કાલીન જૈન સમાજનો સારો ખ્યાલ આપે છે.[62] એના ઉચ્ચ હોદ્દો ધરાવનાર સર્વ બુદ્ધિશાળી પુરુષો છેક સુલતાન સુધી પોતાની લાગવગ વાપરી જાણતા અને એ દ્વારા ધાર્યું કામ કરાવી લેતા; આથી હિંદુ મંદિરો કરતાં જૈન મંદિરોને પ્રમાણમાં ઘણું ઓછું નુકસાન થયું છે અને ભગ્ન મંદિરોના જીર્ણોદ્ધાર માટે તેમજ નવાં મંદિર બાંધવા તથા નવી પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરવા માટે પણ સુલતાનોના પરવાનગી જૈનો મેળવી શકતા.[63] શત્રુંજય ગિરનાર અને આબુ જેવાં તીર્થોની યાત્રાઓ ઘણી વાર યોજાતી અને કોઈ દીક્ષા લે કે કોઈને આચાર્યપદ પ્રાપ્ત થાય ત્યારે પણ ધામધૂમપૂર્વક ઉત્સવ ઊજવાતા.

આ સમગ્ર કાલખંડ ઉપર દૃષ્ટિપાત કરતાં અવશ્ય સમજાય છે કે જૈનોએ પોતાનાં મંદિરો, વેપાર તેમજ સાહિત્યસેવાની અખંડતા તેમ સાતત્ય જાળવવાનો પ્રયત્ન છેવટ સુધી જારી રાખ્યો, એટલું જ નહિ, પણ એમનું ભાષાસાહિત્ય તો ઊલટું પૂર્વકાલ કરતાંયે વધારે પ્રમાણમાં રચાયું.[64]

વિ.સં. ૧૩૬૯(ઈ.સ. ૧૩૧૩)માં મુસ્લિમોએ જૈનોના મહાતીર્થ શત્રુંજય ઉપરના મુખ્ય મંદિરનો નાશ કર્યો અને ત્યાંની આદીશ્વર પ્રતિમાને પણ ભાંગી નાખી.[65] જિનપ્રભસૂરિના સમકાલીન ગ્રંથ 'विविधतीर्थकल्प'માં આ પ્રસંગ વર્ણવેલો છે.[66] આ જ અરસામાં આબુ ઉપરનાં વિમલવસહિ અને લૂણિગવસહિનો ભંગ કર્યો અને ત્યાંની મૂર્તિઓને પણ તોડી નાખી.[67]

એ વર્ષ બાદ શત્રુંજય ઉપરનાં મંદિરોનો પુનરુદ્ધાર થયો. મૂળ પાલનપુરના અને પછી પાટણમાં આવીને રહેલા ઓસવાલ દેસળના પુત્ર સમરસિંહ કે સમરાશાહે ગુજરાતના નાઝિમ અલ્પખાનની પરવાનગીથી જીર્ણોદ્ધાર કરાવી ઉપકેશ-ગચ્છના સિદ્ધસૂરિ પાસે આદીશ્વરની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી.[68] શત્રુંજય ઉપર અંગારશાહ નામે મુસલમાન કરામતી ફકીરની કબર પણ છે; મુસલમાન લશ્કરના હુમલામાંથી બચવા માટે એ ઊભી કરાઈ હોય એ શક્ય છે.[69] આ પછી એ તીર્થનું મુખ્ય મંદિર ફરીથી ખંડિત થયું. એ કયા ગુજરાતી સુલતાનના સમયમાં ખંડિત થયું એનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી, પરંતુ સુલતાન બહાદુરશાહ પાસેથી એના પુનરુદ્ધારનું ફરમાન મેળવી મેવાડના શેઠ કર્માશાહે વિ.સં. ૧૫૮૭

(ઈ.સ. ૧૫૩૧)માં વિદ્યામંડનસૂરિ પાસે પુનઃપ્રતિષ્ઠા કરાવી.[૭૦] સુલતાને આ ફરમાન દ્વારા સર્વને માટે તીર્થયાત્રાની સરળતા કરાવી લીધી.

આબુ ઉપરનાં વિમલવસહિ અને લૂણિગવસહિ આદિ મંદિરોનો પુનરુદ્ધાર વિ.સં. ૧૩૭૮(ઈ.સ. ૧૩૨૨)માં કરાયો. વિમલવસહિનો ઉદ્ધાર લલ્લ અને વીજડ નામના પિતરાઈ ભાઈઓએ કરાવ્યો, જ્યારે લૂણિગવસહિનો સંઘપતિ પીથડે. શ્રીમાલ-જ્ઞાતીય ખેતલ અને મોજાઓએ પણ ત્યારે અન્ય દેવકુલિકાઓ ત્યાં કરાવી.[૭૧]

અમદાવાદના સુલતાન અહમદશાહ ૧ લાના માન્ય સમરસિંહ સોનીએ સોમસુંદરસૂરિના ઉપદેશથી સિદ્ધાચલની યાત્રાએ આવી, ગિરનારની યાત્રા કરી ત્યાંના નેમિનાથના ત્રણ કલ્યાણકના ચૈત્યનો અર્થાત્ વસ્તુપાલના પ્રાસાદનો ઉદ્ધાર કર્યો, જેમાં જિનકીર્તિસૂરિએ પ્રતિષ્ઠા કરી.[૭૨] આ પહેલાં વિ.સં. ૧૪૪૯(ઈ.સ. ૧૩૯૩)માં ખંભાતના શ્રીમાલી હરપતિશાહે પણ ગિરનારના નેમિનાથપ્રાસાદનો ઉદ્ધાર કર્યાનો ઉલ્લેખ મળે છે.[૭૩]

એ જ રીતે ઇલદુર્ગ(ઈડર)ના રાવ પૂંજાના માન્ય વચ્છરાજસુત ગોવિંદ સાધુ(=શાહ, વણિક)એ તારણગિરિ (તારંગા) ઉપરના કુમારપાલે કરાવેલા વિહારનો ઉદ્ધાર કર્યો અને એમાં નવ ભારપટ્ટ (ભારવાડ) ચડાવ્યા અને સ્તંભો કરાવ્યા. આ ઉદ્ધાર રાવ પૂંજાના અવસાન (ઈ.સ. ૧૪૨૮) પહેલાં થયો હોવાનું જણાય છે.[૭૪]

આ પુનરુદ્ધાર શક્ય બન્યો એનું એક મુખ્ય કારણ એ ગણાવી શકાય કે એ કોમનો કોઈ ને કોઈ પુરુષ કાં તો ઉચ્ચ હોદ્દા પર હોય અગર તો બીજી રીતે પણ રાજ્યકર્તાનું માન સંપાદન કરનારો હોય. દાખલા તરીકે વિ.સ. ૧૪૧૦ (૧૩૫૪)માં 'શાંતિનાથચરિત' મહાકાવ્ય રચનાર બૃહદ્ગચ્છીય મુનિભદ્રસૂરિએ પીરોજશાહ સુલતાનની રાજસભામાં પ્રતિષ્ઠા પ્રાપ્ત કરેલી હતી.[૭૫] સુલતાન અહમદશાહના દરબારમાં ગુણરાજ સંઘવી, ગદામંત્રી અને કર્મણમંત્રી એ નામના મોટા અમલદાર હતા—(કદાચ મંત્રીઓ હશે)—એવું જૈન સાહિત્યમાંથી વિદિત થાય છે.[૭૬] વિ.સં. ૧૬૧૦(ઈ.સ. ૧૫૫૪)માં પ્રખ્યાત હીરવિજયસૂરિને ૨૭ વર્ષની વયે શિરોહીમાં આચાર્યપદ અર્પણ થયું ત્યારે દૂદા રાજાના જૈન મંત્રી ચાંગા સંઘવીએ ઉત્સવ કરેલો.[૭૭] એ પછી હીરવિજયસૂરિ પાટણ ગયા ત્યારે ત્યાં અહમદશાહ ૨ જાના સૂબેદાર પઠાણ યવન શેરખાનનું શાસન ચાલતું હતું. તેના સચિવ સમરથ ભણશાલીએ ત્યારે આ સૂરિના માનમાં ગચ્છાનુજ્ઞા-મહોત્સવ કર્યો.[૭૮]


અલ્પખાનના શાસનકાલમાં જ, વિ.સં. ૧૩૬૬(ઈ.સ. ૧૩૧૦)માં શત્રુંજયાદિની યાત્રા કરનાર, શાહ જેસલે ખંભાતમાં પૌષધશાલા સહિત અજિતનાથનું

વિધિચૈત્ય બંધાવ્યું હતું.૭૯ વિ.સં. ૧૩૯૪( ઈ.સ. ૧૩૩૮ ) માં વિમલમંત્રીના વંશજ મંત્રી અભયસિંહના પુત્ર મંત્રી જગસિંહ અને એના પુત્ર મંત્રી ભાણુ- કે આબુ ઉપરના વિમલવસહિની અંદર અંબિકા દેવીની મૂર્તિ કરાવી.૮૦ વિ.સં. ૧૪૪૪(ઈ.સ. ૧૩૮૮)માં ખરતરગચ્છીય જિનરાજસૂરિએ ચિત્તોડમાં આદિનાથની પ્રતિષ્ઠા કરી.૮૧ ગોવિંદ સાધુ( -શાહ )એ તારંગાના કુમારપાલવિહારનો ઉદ્ધાર કર્યો ત્યારે એણે ત્યાં આરાસણની ખાણના ખાસ આરસમાંથી ઘડાવેલ અજિતનાથનું મોટું બિંબ વિ.સં. ૧૪૭૯ (ઈ.સ. ૧૪૨૩)માં સોમસુંદરસૂરિને શુભ હસ્તે જ પ્રતિષ્ઠિત કરાવ્યું.૮૨ ખરતરગચ્છીય પ્રભાવક આચાર્ય જિનભદ્રસૂરિની પ્રેરણાથી ગિરનાર ચિત્તોડગઢ માંડવ્યપુર( મંડોવર ) આદિ સ્થળોએ મોટાં જિનાલય બંધાવાયાં અને મંડપદુર્ગ( માંડવગઢ ) પ્રહ્લાદનપુર( પાલનપુર ) વગેરે નગરોમાં અનેક જિનબિંબોની પ્રતિષ્ઠા કરાઈ.૮૩

આ જ અરસામાં ગિરનાર ઉપર પણ બે નવાં ચૈત્ય બંધાયાં. પૂર્ણચંદ્ર કોઠારીએ એક મોટું જિનમંદિર ત્યાં બંધાવ્યું, જેમાં જિનકીર્તિસૂરિએ પ્રતિષ્ઠા કરી અને ગંધારના લક્ષો(?)ના સંઘપતિએ કરાવેલ ચતુર્મુખ જિનાલયમાં સોમદેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.૮૪

જૂનાગઢના રા'મંડલિકના રાજ્યમાં વિ.સં. ૧૫૦૯( ઈ.સ. ૧૪૫૩ )માં સ્તંભતીર્થવાસી શાહારાજે ગિરનાર પર વિમલનાથનો પ્રાસાદ બંધાવ્યો, જેમાં બૃહદ્ તપાગચ્છના રત્નસિંહસૂરિએ પ્રતિષ્ઠા કરી. આ સંબંધી વિશાળ શિલાલેખનો પ્રથમાર્ધ ગિરનાર પર મોજૂદ છે.૮૫

સંપ્રતિ રાજાના મંદિરમાંથી વિ.સં. ૧૫૨૩ ( ઈ.સ. ૧૪૬૭ )ના સમય-નિર્દેશવાળો એક સુંદર કલામય પરિકર મળી આવ્યો છે, જેના ઉપર સ્પષ્ટ વિધાન છે કે એ વર્ષે ઉદયવલ્લભસૂરિના ઉપદેશથી શ્રીસંઘે વિમલનાથદેવ પરિકર સહિત બનાવ્યા અને જ્ઞાનસાગરસૂરિએ એની પ્રતિષ્ઠા કરી.૮૬ બે વર્ષ બાદ વિ.સં. ૧૫૨૫ ઈ.સ. ૧૪૬૯)માં સુંદર મંત્રીના પુત્ર અને સુલતાન મહિમ્મૂદના મંત્રી ગદાએ આબુના ભીમવિહાર—ભીમાશાહવાળા ઋષભદેવના મંદિરમાં ૧૨૦ મણ વજનનું પિત્તળનું ઋષભદેવનું બિંબ સોમજયસૂરિ દ્વારા પ્રતિષ્ઠિત કરાવ્યું.૮૭ સોજિત્રામાં અહમ્મદાબાદના વાસી શ્રીગદરાજ મંત્રીએ ત્રીશ હજાર દ્રમ્મ ખર્ચી નવું જૈન મંદિર કરાવી એમાં સોમદેવસૂરિ દ્વારા પ્રતિષ્ઠા કરાવી હતી.૮૮ એ જ રીતે વિ.સં. ૧૫૩૩(ઈ.સ. ૧૪૭૭)માં અકમીપુરના ઉકેશવંશીય સોની ભાઈઓ ઈશ્વર અને પતાએ ઈડરના ભાણુ રાજાના દુર્ગ ઉપરના પ્રાસાદ કરતાં ઊંચો પ્રસાદ કરાવી એમાં ઘણાં બિંબો સાથે અજિતનાથના બિંબની લક્ષ્મી-સાગરસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી હતી.૮૯

આટલી વિગત ઉપરથી એટલું સ્પષ્ટ થઈ શકે એમ છે કે આ કપરા કાલમાં જૈનો મંદિર-મૂર્તિની પ્રસ્થાપનપ્રવૃત્તિ ચાલુ રાખી શકયા હતા. સૂરિપદપ્રાપ્તિના ઉત્સવો, યાત્રાઓ વગેરે દ્વારા પણ તેઓ ધાર્મિક ઉત્સાહ ટકાવી શકયા હતા.[૯૦] આ હકીકત શ્રમણો પ્રત્યેની ગૃહસ્થોનાં ભક્તિ-પૂજ્યભાવની પણ દ્યોતક ગણાય.

વિ. સં. ૧૫૦૭(ઈ.સ. ૧૪૫૧)માં રત્નસિંહસૂરિના પટ્ટાભિષેકના અવસરે જૂનાગઢના રા'માંડલિકે પંચમી અષ્ટમી અને ચતુર્દશીના દિવસોએ પોતાના રાજ્યમાં કોઈ જીવની હિંસા ન થવી જોઈએ એવી અમારિઘોષણા કરી તે પહેલાં એકાદશી અને અમાવાસ્યાએ તો આવી અમારિ પળાતી હતી.[૯૧] આને આગલે વર્ષે અર્થાત્ વિ.સં. ૧૫૦૬( ઈ.સ. ૧૪૫૦ )માં મહારાણા કુંભકર્ણ-કુંભાએ આબુના જૈન યાત્રિકો પાસેથી મુંડકું વળાવું વગેરે ન લેવા અને એમનું રક્ષણ કરવા સંબંધી વ્યવસ્થાપત્ર લખી આપેલું.[૯૨]

સિદ્ધરાજના શાસનકાલમાં વિ.સં. ૧૧૮૧( ઈ.સ. ૧૧૨૫ )માં શ્વેતાંબર-દિગંબર વચ્ચેના પ્રસિદ્ધ વાદમાં દિગંબરો હારી જતાં શરત પ્રમાણે એમને ગુજરાત છોડી જવું પડ્યું હતું, ત્યારથી ગુજરાતમાં એ સંપ્રદાયનું મહત્ત્વ ઘટી ગયું હતું.[૯૩] પરંતુ શ્રી. મો. દ. દેસાઈ જણાવે છે એ મુજબ પ્રાયઃ તપાગચ્છીય પ્રસિદ્ધ આચાર્ય સોમસુંદરસૂરિના સમયમાં-અર્થાત્ વિ.સં. ૧૫૦૦(ઈ.સ. ૧૪૪૪) પહેલાં ઈડરમાં દિગંબરી ભટ્ટારકોની ગાદી સ્થપાઈ અને ત્યાર પછી સોજિત્રામાં પણ થઈ.[૯૪]

જૈનોના સાહિત્યવિકાસમાં પણ આ કાલ દરમ્યાન ખાસ રુકાવટ આવી નહિ, ઊલટું જૈનોનું ભાષાસાહિત્ય તો પૂર્વકાળ કરતાં આ કાલખંડમાં વધારે વિકસ્યું.[૯૫]

ગ્રંથરચના ઉપરાંત ગ્રંથોદ્ધારનું કાર્ય પણ આ કાલમાં ઠીક ઠીક વેગીલું રહ્યું, અને વિક્રમના ૧૫ મા સૈકાના મધ્યમાં અને અંતમાં હજારો હસ્તપ્રતો લખાઈ.[૯૬] તાડપત્રો બંધ થયાં અને એનું સ્થાન કાગળે લીધું અને ગમે તે કારણ હોય, પરંતુ જૂના સર્વ તાડપત્રીય ગ્રંથોની નકલો કાગળ ઉપર લખવામાં આવી, એકી સમયે એકીસાથે ગુજરાત અને રાજસ્થાનના પ્રસિદ્ધ ભંડારોની તાડપ્રતોનો જીર્ણોદ્ધાર થયો.[૯૭]



આ રીતે તૈયાર થતા વિપુલ સાહિત્યને રાખવા માટે અનેક ગ્રંથાલય પણ આ સમયમાં સ્થપાયાં. જેસલમેર, જાબાલિપુર (જાલોર), દેવગિરિ, અહિપુર-નાગોર અને પત્તન-પાટણમાં વિશાળ પુસ્તકાલય સ્થાપ્યાં એ જિનભદ્રસૂરિનું અતિ-

 મહત્ત્વનું કાર્ય હતું.૯૮ પેથડ અને મંડલિકના વંશજ પર્વતે પણ વિ.સં. ૧૫૭૧(ઈ.સ. ૧૫૧૫)માં ગ્રંથભંડાર સ્થાપ્યાનો ઉલ્લેખ મળે છે.૯૯

જૈનોની જીવદયાવૃત્તિ અને ઉદારતાનાં પણ કેટલાંક ઉદાહરણ આ કાલ દરમ્યાન નોંધાયાં છે. મહમૂદ બેગડાના શાસનકાલ દરમ્યાન વિ.સં. ૧૫૩૯–(ઈ.સ. ૧૪૮૩)ના અરસામાં ગુજરાતમાં ભારે દુકાળ પડેલો ત્યારે જૈન શેઠ ખેમા હડાલિયાએ ગુજરાતને પુષ્કળ અનાજ પૂરું પાડી 'એક વાણિયો શાહ, અને બીજો શાહ પાદશાહ' એ કહેવતને જન્મ આપ્યો હતો.૧૦૦ એ જ રીતે વિ.સં. ૧૫૮૨(ઈ.સ. ૧૫૨૬) માં દુષ્કાળ પડેલો ત્યારે જૈન ઓસવાળ મંત્રી નગરાજે સદાવ્રત ચાલુ રાખીને ત્રણ કરોડ પિરોજી સિક્કાનું ખર્ચ કર્યું હતું.૧૦૧

જૈન ધર્મના શ્વેતાંબર અને દિગંબર એવા બે સંપ્રદાય તો છેક ભદ્રબાહુના સમયમાં અલગ પાડેલા, પરંતુ ત્યારપછી વિવિધ કારણોને લીધે શ્વેતાંબરોમાં અનેક વાડા પડ્યા, જે 'ગચ્છ' નામથી જાણીતા છે. આમાંના કેટલાક ગચ્છ તો આચારમાં આવેલ શિથિલતા નિવારવાના હેતુથી સ્થપાયેલા. પરંતુ અસ્તિત્વમાં આવ્યા પછી મોટે ભાગે આ હેતુ ભુલાઈ ગયો ને ગચ્છો પોતપોતાના અલગ અસ્તિત્વને ટકાવી રાખવા માટે જ મથવા લાગ્યા અને એ રીતે જૈન ધર્મ નાનામોટા અનેક વાડાઓમાં વહેંચાઈ ગયો. પ્રસ્તુત કાલખંડમાં પણ જૈન સંઘમાંથી અનેક ગચ્છ ઉદ્ભવ્યા.

એમાં પ્રથમ આવે છે 'જીરાપલ્લી' અથવા 'જીરાવલા' ગચ્છ. એ બૃહદ્ ગચ્છની શાખા છે. આ ગચ્છ ક્યારે અલગ પડ્યો એની માહિતી મળતી નથી, પરંતુ રાજસ્થાનમાં આવેલ પ્રાચીન સ્થળ જીરાવલમાં એનો પ્રારંભ થયો હશે. આ ગચ્છને લગતા વિ.સં. ૧૪૦૬(ઈ.સ. ૧૩૫૦)થી વિ.સં. ૧૫૧૫(ઈ.સ. ૧૪૫૯) સુધીના પ્રતિમા-લેખ પ્રકાશિત થયા છે.૧૦૨

વિ.સં. ૧૪૨૨(ઈ.સ. ૧૩૬૬)માં ખરતર ગચ્છમાંથી 'વેગડ' ગચ્છ અલગ પડ્યો. ખરતરગચ્છના છાજેડ ગોત્રની વેગડ શાખાના ધર્મવલ્લભ ઉપાધ્યાય જેસલમેરમાં રહેતા હતા તેમના ગચ્છના જિનોદયસૂરિએ એમને આચાર્યપદ ન આપતાં તેઓએ સામોર જઈ વારાહી દેવીની આરાધના કરી. એ પછી રુદ્રપલ્લીગચ્છના એક આચાર્યે પાટણમાં વિ.સં. ૧૪૨૨(ઈ.સ. ૧૩૬૬)માં આ ઉપાધ્યાયને આચાર્યની પદવી આપી એમને 'જિનેશ્વરસૂરિ' નામ આપ્યું. આ જિનેશ્વરસૂરિએ પોતાના શ્રીમંત અને ઉચ્ચ અધિકારી એવા કુટુંબીજનોની સહાય વડે નવો 'વેગડગચ્છ' સ્થાપ્યો.૧૦૩ 

વિ.સં. ૧૫૦૮(ઈ.સ. ૧૪૫૨)માં અમદાવાદના લહિયા લોંકા શાહને કોઈ સાધુઓ સાથે અણબનાવ થયો. એ પછી વિ.સં. ૧૫૩૦(ઈ.સ. ૧૪૭૪)માં

લખમસી નામનો શિષ્ય એની સાથે ભળ્યો. તેઓએ એ જ સાલમાં 'લોંકાગચ્છ' સ્થાપ્યો. એમનો મુખ્ય વિરોધ જિનપ્રતિમાની પૂજા સામે હતો. એમના મત પ્રમાણે આગમો મૂર્તિપૂજાનો આદેશ આપતા નથી. લોંકા શાહે પોતે દીક્ષા ન લીધી, પણ બીજા એના ઉપદેશથી દીક્ષા લઈને 'ઋષિ' બન્યા. પાદશાહનો માનીતો પીરોજખાન મંદિરો અને પૌષધશાળાઓ તોડતો હતો તેવા સમયે આ ગચ્છ ઉદ્ભવ્યો તેથી ઘણા લોકો એના વિચારમાં ભળ્યા. આ ગચ્છનો વિશેષ પ્રચાર પારખ લખમસી તથા ઋષિ ભાણાએ કર્યો અને થોડા સમયમાં જ એની કેટલીયે ઉપશાખા ઊભી થઈ, જેવી કે (૧) લખમસી પારખના નામથી 'પારખમતી' ઉદ્ભવી. (૨) વિ.સં. ૧૫૪૨(ઈ.સ. ૧૪૮૬)માં રૂપા ગુજરાતીએ 'ગુજરાતગચ્છ' ઊભો કર્યો. (૩) 'ઉતરાધી' અથવા 'સરોવામતી' નામની પેટાશાખા થઈ. (૪) વિ.સં. ૧૫૮૧(ઈ.સ. ૧૫૨૫)માં નાગોરના રૂપચંદ, હીરાગર અને સીચઈ ગાંધીએ 'નાગોરી' ઉપશાખા સ્થાપી. વિ.સં. ૧૫૩૩(ઈ.સ. ૧૪૭૭)માં શિરોહી પાસેના અરઘટ્ટ પાટકના નિવાસી પ્રાગ્વાટ જ્ઞાતિના 'ઋષિ ભાણા'થી પ્રતિમાનિષેધનો આ વાદ વિશેષ પ્રચારમાં આવ્યો. એમાં માનનારને મૂર્તિપૂજકો 'લુમ્પક-વેષધર-ઉત્થાપક' કહી તિરસ્કારતા. કવિ લાવણ્યસમયે લોંકામતનું ખંડન કરતી 'સિદ્ધાંત ચોપાઈ' જૂની ગુજરાતીમાં વિ.સં. ૧૫૪૩(ઈ.સ. ૧૪૮૭)માં રચી.[૧૦૪]

એકાંતસ્થાન-ઢૂંઢા-માં રહેવાનું પસંદ કરતા હોઈ તેઓ પોતાને 'ઢૂંઢિયા' પણ કહેવરાવતા. વિ.સં. ૧૫૭૦(ઈ.સ. ૧૫૧૪)માં એમાંથી નીકળી બીજા નામના ગૃહસ્થે 'બીજમત' સ્થાપ્યો, જેને ક્વચિત્ 'વિજયગચ્છ' પણ કહે છે. આશરે વિ.સં. ૧૭૦૦(ઈ.સ. ૧૬૪૪)માં લવજી ઋષિએ એની સ્થાનકવાસી શાખા કાઢી, જેનો પ્રચાર તેમ પ્રસાર ટૂંક સમયમાં ઘણો સારો થયો. પ્રારંભમાં માત્ર ૨૨ ઋષિનું જૂથ બનેલું તેથી 'બાઈસટોલા' કહેવાતા. હવે તો સેંકડો સાધુ-સાધ્વીઓ અને લાખો શ્રાવકોનો વિશાળ સમુદાય 'સ્થાનકવાસી' બની ગયો છે અને મૂર્તિપૂજકો જેટલી જ એમની પણ સંખ્યા થવા જાય છે.[૧૦૫]

રાજસ્થાનમાં બીજા અનેક ગચ્છ થયા.

છેવટે તપાગચ્છના આનંદવિમલસૂરિએ વિ.સં. ૧૫૮૨(ઈ.સ. ૧૫૨૬)માં ધર્મશિથિલતા દૂર કરવા માટે ક્રિયોદ્ધાર કર્યો. પોતે ૧૪ વર્ષની ઉગ્ર તપશ્ચર્યા આદરી અને સ્થળે સ્થળે વિચરી ઉગ્ર વિહાર કર્યો. આની લોકો ઉપર સારી છાપ પડી. સાધ્વીઓ માટે ૩૫ બોલના નિયમોનો લેખ પાટણમાંથી વિ.સં. ૧૫૮૩(ઈ.સ. ૧૫૨૭)માં બહાર પાડ્યો, જેની વિગત તત્કાલીન સાધુસંઘની સ્થિતિ પર પ્રકાશ પાડે છે.[૧૦૬]

પરંતુ જૈન ધર્મમાં આંતરિક વિખવાદ બહુ પ્રબળ થઈ પડચો હતો. 'ખરતરગચ્છ' અને 'તપાગચ્છ' વચ્ચે વૈમનસ્ય અને ઘૃણા હતાં. સામાન્ય રીતે ખરતરગચ્છીય સાધુઓ મારવાડ–મેવાડમાં વિહરતા અને તપાગચ્છીય ગુજરાતમાં વિહરતા. વળી અમદાવાદમાં લોંકા શાહે સ્થાપેલ સંપ્રદાય મૂર્તિપૂજા અને એના ઉપદેશક સાધુઓનો પ્રબળ હરીફ બની ગયો હતો. આંતરિક વિખવાદના પરિણામે ધર્માચાર્યોનું મહત્ત્વ ઘટી જવા લાગ્યું હતું.[૧૦૭]

આવા સમયે અકબર બાદશાહ જેવા ઉપર પણ પ્રભાવ પાડનાર પ્રખર પ્રભાવક શ્રી હીરવિજયસૂરિનો ઉદય થયો એ એક અતિ શુભ સીમાચિહ્ન બની ગયું ગણાય.

## ૩. ઇસ્લામ

સલ્તનત કાલ દરમ્યાન ગુજરાતમાં મુસલમાનોની વસ્તી સારા પ્રમાણમાં હતી. મુસલમાનો પોતાના ધર્મનું ચુસ્તપણે પાલન કરવા માટે જાણીતા છે. ગુજરાતના તત્કાલીન મુસલમાનોમાં ધર્મપ્રચારકો, શાસકો અને સિપાહીઓ, તથા ધર્માંતર કરેલ દેશી મુસ્લિમો હતા. ધર્મપ્રચારકો ઇસ્લામને સાચી રીતે સમજીને એનું પાલન કરતા. તેઓનું મુખ્ય કાર્ય ધર્મના પ્રચારનું હોઈ, તેઓ ઇસ્લામના ઉત્તમ ઉસૂલો પ્રમાણે પોતાનું જીવન જીવતા અને એ રીતે અન્ય લોકો ઉપર પ્રભાવ પાડી એમને ઇસ્લામમાં લાવતા. રાજ્યકર્તા અને સિપાહીઓ ધાર્મિક ઝનૂનના કારણે ઇસ્લામનું પાલન કરતા. મુસ્લિમ ઓલિયા, દરવેશો અને ઉલેમાઓની એમની ઉપર અસર રહેતી, તેથી તેઓ ઇસ્લામનું પાલન કરવા ઉપરાંત એનો પ્રસાર કરવાનું કામ પણ ધાર્મિક ઝનૂનથી કરતા. અમદાવાદના સ્વતંત્ર સુલતાનોમાંથી સુલતાન અહમદશાહ ૧ લો, મહમૂદ બેગડો અને મહમૂદ ૨ જો—એ ત્રણ સુલતાનોએ ઇસ્લામના પ્રચાર માટે ખાસ પ્રયત્ન કર્યો હતા. બાકી રહી આમ મુસ્લિમ પ્રજા. તેઓનો મોટો ભાગ ધર્માંતર કરેલ દેશી તત્ત્વોનો હતો. તેઓએ ઇસ્લામનો સ્વીકાર કરેલ હોઈ તેઓ એનું પાલન ખંતપૂર્વક કરતા. ઇસ્લામનું પાલન કરવા માટે તેઓ બુદ્ધિ કે જ્ઞાનને બદલે શ્રદ્ધા અને વિશ્વાસનો ઉપયોગ કરતા.

ગુજરાતના મુસલમાનોમાં સુન્ની અને શિયા બંને મજહબના અનુયાયી હતા. એમાં સુન્નીઓની સંખ્યા ઘણી મોટી હતી.



ગુજરાતમાં સુન્ની મજહબનો પ્રચાર મુખ્યત્વે રાજ્યકર્તાઓની દોરવણીથી અને શિયા મજહબનો પ્રચાર ધર્મોપદેશકોના બોધથી થયો હતો. રાજ્યકર્તાઓમાં મોટા ભાગના સુન્ની હતા, જ્યારે ગુજરાતમાં ઇસ્માઇલી શિયાના પ્રચાર માટે આવેલ મોટા ભાગના સંતો દાઈ અને પીર હતા.

ઇસ્લામનો પ્રચાર કરનાર રાજ્યકર્તાઓમાં મુખ્ય તો ગુજરાતનો સૂબો અલ્પખાન અને ગુજરાતના કેટલાક સુલતાનો હતા. શિયા મજહબનો ફેલાવો ઈરાનથી મોકલવામાં આવેલા ઉપદેશકોએ કર્યો હતો, જેમાં મુસ્તઅલી ઇસ્માઇલી અથવા વહોરાઓના મજહબી ઇમામ તરફથી આવેલા દાઈ અબ્દુલ્લા (ઈ.સ. ૧૦૬૭) અને પોતાને શેખ-ઉલ્-જલબ તરીકે ઓળખાવતા, અલમૂતના શાસનકર્તા હસન અલા ઝિક્રિ હિસ્સલામ અને ઇસ્માઇલી સંપ્રદાયનો પ્રચાર કરવા મોકલેલા નૂર સતગર મુખ્ય છે.

ગુજરાતના મુસલમાનોને સામાન્ય રીતે રૂઢિચુસ્ત ગણી શકાય, તેથી 'દીન'નાં ફરમાન તેઓ સંભાળપૂર્વક અને ચીવટથી પાળતા. એ ઉપરાંત એમની કેટલીક માન્યતાઓ, ઉત્સવો અને ધાર્મિક શ્રદ્ધાપ્રેરિત પ્રસંગો પણ સારી રીતે ઊજવાતા.

ગુજરાતના સૈયદો અને કેટલાક ચિશ્તી અને ફરીદી શેખો પીરી-મુરીદી-(ગુરુ-શિષ્ય)નો ધંધો કરતા. પીરને માનનાર એનો મુરીદ કહેવાતો.

માનતાઓ માનવી એ ઇસ્લામની શરૂઆત પહેલાંનો રિવાજ છે. રોજા રાખવા, અમુક વખત નમાજ પઢવી, ખેરાત કરવી, ગરીબોને જમાડવા અથવા કોઈ ધાર્મિક કે ધર્માદા મકાન કે સંસ્થા બંધાવવાં, એ સ્થાપવાની માનતા રાખવી. એ બધું ઇસ્લામના કાયદાકાનૂન અનુસાર છે. ધાર્મિક વૃત્તિવાળા મુસલમાનો આ પ્રકારની માનતાઓ માનતા. ઉપરાંત તેઓ હયાત અથવા પહેલાં થઈ ગયેલા વલી ઓલિયા કે પીર પેગંબરની માનતાઓ પણ માનતા.

મુસલમાનોમાં ધાર્મિક મકાન સાધારણ રીતે ત્રણ પ્રકારનાં હતાં: (૧) મસ્જિદો, (૨) સુન્નીઓની ઈદગાહ (ઈદની નમાજ પઢવાની જગ્યાઓ) અને (૩) શિયાઓના ઇમામવાડાઓ, જેમાં તેઓ એમના ઇમામોની તારીફ પઢે છે અને એમના મરસિયા ગાય છે.

ગુજરાતમાં નોંધપાત્ર એવા બે ઇમામવાડા, એક સુરતમાં અને બીજો ખંભાતમાં, છે. એમાં પણ ખંભાતનો ઇમામવાડો ઘણો ભવ્ય છે.

મજહબી હોદ્દેદારોમાં મુજાવર (મસ્જિદ સાફસૂફ રાખનાર અને રાત્રે એમાં દીવાબત્તી કરનાર), મુતવલ્લી કે વલી (ટ્રસ્ટી). રોજની નમાજ પઢાવનાર મુલ્લા, સુન્નીઓમાં જુમ્માના ખુત્બા પઢનાર ખતીબ, શિયાઓના ઇમામવાડાઓમાં મરસિયા ગાનાર 'મરસિયાખાન', શરિયતના કાનૂન શીખવનાર મૌલવી અને તત્કાલીન દીવાની તકરારોમાં ફેંસલા કરનાર કાજી મુખ્ય છે.

મુસલમાન જે દિવસોને પવિત્ર સમજી શ્રદ્ધાપૂર્વક ઊજવે છે તે આ પ્રમાણે છે : મહોરમ (વર્ષનો શરૂઆતનો મહિનો, જેમાં ઇમામ હુસેનની શહાદત થઈ હતી), બારા વફાત (રબી ઉલ અવ્વલની ૧૨ મી તારીખે જ્યારે હ. પેગંબર સાહેબની વફાત થઈ હતી), શબે મેરાજ (જે રાતે હ. પેગંબર સાહેબ, અલ્લાહ પાકની મુલાકાત માટે ગયા હતા), શબે બરાત (જે રાતે વિધાતા, જેનો જન્મ હજી થયો નથી તેવા આત્માઓની તકદીર લખે છે), શબે કદ્ર (જે રાતે ઇસ્લામની સૌથી પહેલી 'વહી' મળી હતી), રમજાન ઈદ (રમજાન માસમાં રોજા પૂરા થયા પછી અનાજની ખેરાત કરવાનો દિવસ), બકરી ઈદ (જે દિવસે હ. ઇબ્રાહીમ પેગંબરે અલ્લાહ તાલાના ફરમાનથી પોતાના પુત્ર હ. ઇસ્માઇલની કુરબાની આપી હતી), અને ઈદ-એ-ગદીર (જે દિવસે શિયાઓની માન્યતા મુજબ હ. પેગંબર સાહેબે હ. અલીને પોતાના વારસ નીમ્યા હતા).

### ઇસ્લામમાં ફિરકા

શ્રી કરીમ મહંમદ માસ્તરે સુન્નીઓના ૪ ફિરકા, શિયાઓના ૧૨ ફિરકા, ખ્વારિજીઓના ૧૨ ફિરકા, મજહબે ઝિબ્રિયાના ૯ ફિરકા, મજહબે કાદરિયાના ૧૨ ફિરકા, મજહબે ઝહિમિયાના ૧૨ ફિરકા અને મજહબે મુર્જિયાના ૧૨ ફિરકા મળી કુલ ૭૩ અને બીજા વધારાના ૧૨ ફિરકા મળી આશરે ૮૫ ફિરકાઓનાં નામ પોતાના 'મહાગુજરાતના મુસલમાનો' (ભા. ૧ અને ૨, પૃષ્ઠ ૪૪૫ અને ૪૪૬)માં ગણાવ્યા છે, જેમાં આધુનિક સમયમાં ઉત્પન્ન થયેલા વહાબી, બાબી વગેરે ફિરકાઓ બાદ કરતાં મોટા ભાગના ફિરકા સલ્તનતના સમયમાં અસ્તિત્વમાં આવી ગયા હતા. ગુજરાતને સ્પર્શે છે ત્યાં સુધી શિયા અને સુન્નીઓના ફિરકા વધુ મહત્ત્વના હતા.

મુસલમાનો હ. મુહમ્મદ પેગંબર સાહેબ દ્વારા પ્રવર્તાવેલ ઇસ્લામમાં માને છે, પરંતુ હ. પેગંબર સાહેબની વફાત પછી એમના વારસદારના પ્રશ્ને મુસલમાનો બે મુખ્ય વિભાગોમાં વહેંચાઈ ગયા : સુન્ની અને શિયા. ઉપર્યુક્ત વિભાગો અને પેટાવિભાગો મોટે ભાગે તો વારસના પ્રશ્નના કારણે જ ઉદ્ભવ્યા છે.

હ. મુહમ્મદ પેગંબર સાહેબ પછી એમના વારસદાર કોણ—એમના જમાઈ હ. અલી કે એમના ત્રણ અસહાબો—હ. અબુબકર, હ. ઉમર અને હ. ઉસમાન ? હ. અલી પેગંબર સાહેબના કુટુંબી હતા, એમની પુત્રી હ. ફાતિમાના પતિ હતા અને હજરત પેગંબરે પોતે જ એમને ઈદ-એ-ગદીરના દિવસે પોતાના કુટુંબી તરીકે જાહેર કર્યા હતા. બીજી બાજુ હ. અબુબકર, હ. ઉમર અને હ. ઉસમાન પેગંબર સાહેબના અસહબા હતા, વડીલ હતા અને સંનિષ્ઠ સાથીદાર હતા

જે મુસલમાનોએ હ. અલીનો ખિલાફતનો દાવો મંજૂર રાખ્યો તેઓ અન્ય મુસલમાનોથી જુદા પડયા, કારણ કે હ. પેગંબર સાહેબની વફાત પછી હ. અબુબકર સાહેબ હઝરતના પહેલા ખલીફા તરીકે જાહેર થઈ ગયા હતા. જુદા પડનારા અર્થાત્ શિયાઓને એમનો આ દાવો મંજૂર ન હતો. તેઓ હ. અબુબકર અને પછીના બંને ખલીફાઓને ખિલાફત પચાવી પાડનાર અને હ. અલીનો હક્ક ડુબાડનાર ગણે છે.

સુન્નીઓના ચાર ઇમામ છે : અબુ હનીફા, અશ શાફઈ, અબુ માલિક અને ઇબ્ન હંબલ. તેઓ ઇસ્લામી શરિયતનો અર્થ કરનાર ઇમામ હતા. સુન્નીઓના આ ચાર ઇમામોએ ઇસ્લામી શરિયતનો અર્થ તારવવાનો પ્રયાસ કર્યો અને પોતપોતાનું અર્થઘટન રજૂ કર્યું. આ રીતે એ ચાર ઇમામોને માનનાર સુન્નીઓ ચાર પેટાવિભાગમાં વહેંચાઈ ગયા : એમને અનુક્રમે હનફી, શાફઈ, માલિકી અને હંબલી કહેવામાં આવે છે. તેઓ પોતપોતાના ઇમામે રજૂ કરેલા ફિકહ–ઇસ્લામી ધારાશાસ્ત્રમાં સંપૂર્ણ વિશ્વાસ રાખે છે.

શિયાઓના પણ ઇમામ છે, પરંતુ એમની ઇમામતનો આધાર જુદો છે. શિયાઓના ઇમામ કેવળ શરિયતનો અર્થ કરનાર ફકીહો નથી, તેઓ હ. પેગંબર સાહેબના ખાનદાનના, હ. અલી અને હ. ફાતિમાનાં સંતાન હોઈ, પેગંબર સાહેબના કાયદેસરના વારસદાર છે એમ શિયાઓ માને છે. એ એટલે સુધી કે ઇસ્માઇલી નિઝારી શિયાઓના એટલે કે ગુજરાતના ખોજાઓના હાલના ઇમામ, 'નામદાર આગાખાન' પોતે પોતાને હ. અલી અને ફાતિમાના વંશજ માને છે.

શિયાઓના પ્રથમ ઇમામ હ. અલી સાહેબ છે, ત્યારપછી અનુક્રમે ઇમામ હસન, ઇમામ હુસેન, અલી અસગર, મુહમ્મદ અલ્ બાકી અને જાફર અસ્‌ સાદીક એ કુલ છ ઇમામ શિયાઓ માટે સર્વમાન્ય ઇમામ છે. શિયાઓના બધા ફિરકા આ છ ઇમામોને માને છે અને એમને સંપૂર્ણ આદરની દૃષ્ટિથી જુએ છે.

પરંતુ છઠ્ઠા ઇમામ જાફર અસ્‌ સાદીકની વફાત (હિ. ૧૪૮, ઈ.સ. ૭૬૫) પછી ઇમામતના વારસાનો ઝઘડો ઊભો થયો. 

જે શિયાઓએ હ. જાફર પછી એમના જ્યેષ્ઠ પુત્ર ઇમામ ઇસ્માઇલનો દાવો મંજૂર રાખ્યો તેઓ 'સાબીઇન' (સાત ઇમામોને માનનાર) અથવા 'ઇસ્માઇલી શિયા' કહેવાયા અને જે શિયાઓએ મૂસા અલ કાઝીમ અને એમના પાંચ

વારસદારોનો હક્ક કબૂલ રાખ્યો તેઓ 'ઇસના આશરી' (૧૨ ઇમામોને માનનાર) કહેવાયા.

ઇસના આશરી શિયાઓ એમ માને છે કે એમના છેલ્લા, ૧૨ મા ઇમામ, પાંચ વર્ષની વયે ગાયબ થયા હતા. તેઓ પ્રગટ થશે ત્યાર પછી બહુ જલદી કયામત આવશે. ઇસના આશરીઓ પોતાના એ ઇમામને 'ઇમામે ગાયબ' કહે છે.

ઇસ્માઇલીઓના બારમા ઇમામ હ. ઉબયદુલ્લાએ ઈ.સ. ૯૧૦માં મિસરમાં ફાતિમી ખિલાફત સ્થાપી. ફાતિમી ખિલાફતના આઠમા ખલીફા મુસ્તનસિર બિલ્લાહની વફાત પછી ફરીથી વારસાની તકરાર પડી. એમાં જે ઇસ્માઇલીઓએ ઇમામ મુસ્તાલીનો પક્ષ લીધો તેઓ 'મુસ્તાલી ઇસ્માઇલી' કહેવાયા; ગુજરાતમાં તેઓ 'વહોરા' નામથી ઓળખાય છે. અને જે ઇસ્માઇલીઓએ નિઝાર બિલ્લાહનો પક્ષ લીધો તેઓ 'નિઝારી ઇસ્માઇલી' કહેવાયા; ગુજરાતમાં તેઓ 'ખોજા' નામથી ઓળખાય છે.

મુસ્તાલી ઇસ્માઇલીઓના 'મુસ્તનસિર બિલ્લાહ' પછી માત્ર બે જ ઇમામ છે : મુસ્તાલી અને અમીર બિલ્લાહ. અમીર બિલ્લાહ[108] (ઈ.સ. ૧૧૦૧થી ૧૧૨૯) મિસરની ફાતિમી ખિલાફતના છેલ્લા ખલીફા હતા. તેઓને ઇસ્માઇલી નિઝારી ફિદાઈઓએ શહીદ કર્યા હતા અને આ રીતે મિસરની ફાતિમી ખિલાફતના અંત સાથે, ઇસ્માઇલી મુસ્તાલીઓની ઇમામ-પરંપરાનો અંત આવી ગયો.

ઇસ્માઇલી નિઝારીઓની 'મુસ્તનસિર બિલ્લાહ' પછી ઇમામોની પરંપરા અત્યાર સુધી ચાલુ છે. એમના ૫૦ મા ઇમામ કરીમ શાહ હાલના નામદાર આગાખાન છે. સલ્તનતના સમય સુધીમાં એમના કુલ ૩૯ ઇમામ થઈ ગયા. મુસ્તનસિર બિલ્લાહ પછી એમની ઇમામોની પરંપરામાં નિઝાર બિલ્લાહ અને એમના પછી હાદી હસન સબ્બાહ હતા. હિંદમાં ઇસ્માઇલી ઉપદેશક નૂર સતગરને મોકલનાર તેઓ હતા એમ મનાય છે. ૩૯ મા ઇમામ નૂરુદ્દીન અલીની ઇમામતનો સમય ઈ.સ. ૧૫૧૬–૧૫૫૦ હતો. ગુજરાતની સલ્તનતના સમયના ઇસ્માઇલી નિઝારીઓ અર્થાત્ ખોજાઓના તેઓ ઇમામ હતા.

નીચે આપેલા નકશા ઉપરથી સુન્ની અને શિયાઓના પેટાવિભાગોનો ખ્યાલ આવશે :




## ઇસ્માઇલી મુસ્તાલીઓ અથવા ગુજરાતના વહોરા

એમની ધાર્મિક શાસનતંત્રની વ્યવસ્થા પ્રમાણે[૧૦૯] સૌથી ઉચ્ચ સ્થાને 'નાતિક' આવે છે. હ. પેગંબર સાહેબ તેઓના 'નાતિક' છે. 'નાતિક' પછીનું સ્થાન 'અસસ' અથવા 'વસી'નું છે. હ. અલી એમના 'અસસ' છે. 'અસસ' પછી 'ઇમામ'નું સ્થાન આવે છે. ઇમામો હ. અલી અને હ. ફાતિમાના વંશજ છે તેથી તેઓ ઘણા પૂજ્ય છે. ઇમામ પોતાના અનુયાયીઓ ઉપર સંપૂર્ણ હકૂમત ધરાવે છે. એમના એ કાર્યમાં મદદ કરવા માટે એમને બે પ્રકારના કાર્યકરોની જરૂર રહે છે : 'હુજ્જત' અને 'દાઈ'. 'હુજ્જત' એમના અનુયાયીઓની સામાજિક વ્યવસ્થા અને સંચાલનનું કાર્ય સંભાળે છે. અને 'દાઈ' એમની મજહબ પ્રત્યેની ભાવના કેળવવાનું કામ કરે છે. દાઈઓ પણ પોતાના કાર્ય માટે વ્યવસ્થાતંત્ર રાખે છે. એ તંત્રમાં બે પ્રકારના હોદ્દેદાર હોય છે. પહેલા 'આમીલ', જે મોટે ભાગે દાઈના પુત્ર કે વારસ હોય છે. ત્યાર પછી 'માઝુન' અર્થાત્ 'જેને અમલ કરવાની પરવાનગી આપવામાં આવી હોય તે' હોય છે.

ઈ.સ. ૧૧૩૩ માં સર્વસત્તાધીશ દાઈઓની પરંપરા ચાલુ થઈ. એ પરંપરામાં અત્યાર સુધીમાં ૫૧ દાઈ થયા છે. એમાંથી પહેલા ૨૪ યમની હતા. ૨૪ મા દાઈ (૧૫૩૯) તુર્કોના જુલ્મોને કારણે યમનને અસલામત સમજી ભારતમાં આવ્યા અને એમણે સિદ્ધપુરમાં ગાદી સ્થાપી. એમના પુત્ર અને પચીસમા દાઈ

સૈયદ જલાલ શમ્સુદ્દીને અમદાવાદમાં ગાદી ફેરવી. સૈયદ જલાલના સમયથી દાઈઓએ ગુજરાતને પોતાનું કાયમી રહેઠાણ બનાવ્યું. છવીસમા દાઈ 'દાઉદજી બુરહાનુદ્દીન બિન અજબશાહ'ની વફાત પછી ગુજરાતના વહોરાઓએ એક 'દાઉજી બિન કુતુબશાહ'ને વડા મુલ્લાંજી તરીકે પસંદ કરી, એ ખબર યમનના ઇસ્માઇલી મુસ્તાલીઓને મોકલી, પરંતુ તેઓએ ત્યાંથી એક સુલેમાનને વડા મુલ્લાંજી નીમ્યા, અને એમને ગુજરાતમાં મોકલ્યા. ગુજરાતના ઘણા ઓછા વહોરાઓએ એમનો સ્વીકાર કર્યો. એમનો સ્વીકાર કરનાર 'સુલેમાની વહોરા' કહેવાયા. અને જે મોટા ભાગના વહોરાઓએ પોતે નીમેલા દાઊદ બિન કુતુબશાહના વડા મુલ્લાંજીના દાવાને સ્વીકાર્યો તેઓ 'દાઊદી વહોરા' કહેવાયા. આમ હિ.સ. ૯૯૯(ઈ.સ. ૧૫૯૦)માં દાઊદી અને સુલેમાની ફિરકા અસ્તિત્વમાં આવ્યા.

ગુજરાતમાં ઇસ્માઇલી મુસ્તાલીઓના પ્રચારાર્થે આવેલ દાઈ એ, માટે એમ માનવામાં આવે છે કે ઈ.સ. ૧૦૬૭ના અરસામાં, અરબસ્તાનના યમન પ્રાંતના હરઝ ગામમાંથી ઇસ્માઇલી મુસ્તાલી કોમના એક વડા મુલ્લાંજી નામે અબ્દુલ્લાને તત્કાલીન ઇમામે ગુજરાતમાં મોકલ્યા હતા અને એ ખંભાત બંદરે ઊતર્યા હતા.

મિરાતે અહમદીમાં એમનું નામ 'મુહમ્મદ અલી' આપ્યું છે એમાં બતાવ્યા પ્રમાણે, આ દાઈની કબર ખંભાતમાં છે. ત્યાં એમને 'પીરે સ્વાન'–(અમર પીર)ના નામથી ઓળખવામાં આવે છે. શ્રી કરીમ મહમદ માસ્તરે એ કબર ખંભાતમાં જોઈ છે.૧૧૦ અને નોંધ્યું છે કે ત્યાં એમનું નામ "અબ્દુલ્લા" પ્રચલિત છે. ત્યાં દરેક વર્ષે ગુજરાતના બધા ભાગોમાંથી સંખ્યાબંધ શિયા વહોરા ઝિયારત માટે આવે છે.

એ દાઈ અબ્દુલ્લા હો કે મુહમ્મદ અલી પોતે મહાન વિદ્વાન હતા અને ચમત્કારી પણ હતા.૧૧૦અ

શિયા દાઈઓનો આ ધર્મપ્રચાર અઢી સૈકાઓ સુધી નિર્વિઘ્ને ચાલ્યો, પરંતુ ગુજરાતનો સૂબો ઝફરખાન પોતાની સાથે ઘણા સુન્ની ઉલેમા લાવ્યો તેમણે ઘણા શિયાઓને સુન્ની મજહબમાં આણ્યા. ત્યાર બાદ ગુજરાતના સ્વતંત્ર બાદશાહોએ બળજબરીથી શિયાઓને સુન્ની બનાવ્યા. અહમદશાહે તો એ સમયના વડા મુલ્લાંજીની કતલ કરી હતી.૧૧૧



દાઈઓના ઇતિહાસમાં સૌથી અગત્યનો પ્રસંગ એમના વડા મુલ્લાંજી સાહેબ ઈ.સ. ૧૫૨૯માં યમનથી આવી ગુજરાતમાં વસ્યા તે છે. ત્યારથી કાયમ માટે દાઈઓની ગાદી ગુજરાતમાં રહી.

## ઇસ્માઇલી નિઝારીઓ અર્થાત્ ગુજરાતના ખોજા

ઇસ્માઇલી નિઝારીઓની ઇમામતની પરંપરા આજ સુધી ચાલુ છે. ૧૯ મા ઇમામ મુસ્તનસિર બિલ્લાહ પછી તેઓએ નિઝાર બિલ્લાહનો હક્ક કબૂલ રાખ્યો તેથી તેઓ નિઝારી કહેવાયા. તેઓના હલના ઇમામ, ઇમામ કરીમ-શાહ આજના નામદાર આગાખાન ગણાય છે.

નિઝારીઓના ઇમામોમાં નિઝાર બિલ્લાહ પછી હાદી હસન સબ્બાહ હતા. તેઓએ હિંદમાં પહેલા ઇસ્માઇલી ઉપદેશક નૂર સતગરને મોકલ્યા હતા.

ગુજરાતમાં આવેલા નિઝારી દાઈઓની પરંપરા નૂર સતગરથી શરૂ થાય છે. તેઓ ૧૨ મી સદીમાં આવ્યા હોવાનું જણાય છે.[૧૧૨]

સામાન્ય માન્યતા પ્રમાણે તેઓ ગુજરાતના પાટણમાં આવ્યા અને ત્યાં એક હિંદુ મંદિરની મૂર્તિઓને વાચા આપી એમની પાસે પોતાના સંપ્રદાયની સચ્ચાઈની ખાતરી કરાવી. એ ઉપરથી ઘણા હિંદુ મુસલમાન થયા. ત્યાર પછી તેઓ ઈરાન ગયા.

ઈરાનથી પાછા આવી તેઓએ નવસારીના સૂબા સુરચંદની કુંવરી સાથે લગ્ન કર્યું. એમનાં પ્રભાવ, દોલત અને સત્તાની ઈર્ષાથી પ્રેરાઈને એમના બે મુખ્ય મુરીદોમાંથી એક 'ચાચે', તેઓ જ્યારે સમાધિમાં હતા ત્યારે, એમને શહીદ કર્યા.

એમનું મૂળ નામ 'નૂરુદ્દીન' અથવા 'નૂરશાહ' હતું અને 'નૂરસાગર' તો એમણે ધારણ કરેલું બીજું નામ હતું. હિંદુઓને ઇસ્લામમાં આકર્ષવા માટે તેઓએ આવું હિંદુશાહી નામ અને સમાધિ જેવી હિંદુ વિધિ અપનાવ્યાં હતાં

ઇસ્માઇલી સંપ્રદાયના બીજા એક ઉપદેશક સદ્રુદ્દીને પણ 'સહદેવ' અને 'હરચંદ' જેવાં હિંદુ નામ ધારણ કર્યાં હતાં અને એ રીતે તેઓએ શેખ સઅદી સાહેબની ઉક્તિને ચરિતાર્થ કરી હતી :

"હે સઅદી ! જો તારે ઐક્ય સાધવું હોય તો નાનામોટા સૌ સાથે સલાહસંપ રાખ. મુસલમાનો સાથે 'અલ્લાહ, અલ્લાહ' કર અને હિંદુઓ સાથે 'રામ રામ'."[૧૧૩]



## નૂર સતગર પછીના ઇસ્માઇલી નિઝારી ઉપદેશકો અથવા સતપંથના પીરો

પીર શમ્સુદ્દીન : ખોજાઓની તવારીખ પ્રમાણે પીર શમ્સુદીન સાહેબ નૂર સતગરના શિષ્ય હતા. તેઓ ઈ.સ. ૧૨૯૬ માં કાશ્મીરમાં આવ્યા હતા એમ 'ફરિસ્તા' કહે છે.

એમના અનુયાયીઓ મોટે ભાગે પંજાબ અને કાશ્મીરમાં છે, છતાં ગુજરાતના સતપંથીઓમાં એમનું નામ આદરસહિત લેવાય છે.

પીર સદ્રુદ્દીન : તેઓ ખોજાઓના ત્રીજા ખ્યાતનામ પીર છે. ઈ.સ. ૧૪૩૦માં એમની નિમણૂક થઈ હતી. તેઓ સૌથી પહેલું ખોજાખાનું સ્થાપનાર પીર હતા. એમના કોઈ વંશજ કડીમાં રહેતા હતા.

ઇસ્માઇલી પંથને વધુ વિસ્તૃત બનાવવા તેઓએ હિંદુઓને પચુરસીકાર્ય અને તેવો ધાર્મિક પ્રબંધ કર્યો. એમણે હ. આદમને વિષ્ણુ તરીકે, હ. મુહમ્મદ પેગંબરને મહેશ તરીકે અને નામદાર આગાખાનના પૂર્વજ આગા ઇસ્માઇલશાહને હ. અલીના અવતારરૂપે ઓળખાવ્યા.[૧૧૪] તેઓએ નૂર સતગરને હ. રસૂલીલ્લાહના અવતાર તરીકે અને પોતાને બ્રહ્માના અવતાર તરીકે વર્ણવ્યા હતા અને કયામત પહેલાં આવનાર છેલ્લા ઇમામ મેહદીને જળપ્રલય અગાઉ થનાર કલ્કી અવતાર ગણાવ્યા. આ રીતે શક્તિપૂજક લોહાણાઓને એમના ધર્મમાં થોડા ફેરફાર સહિત સતપંથમાં આણ્યા. આમ તેઓએ અવતારવાદને માન્યતા આપી, એટલું જ નહિ, તેઓએ આ શાક્તપંથીઓનો 'ઘટપાઠ મંત્ર' અથવા એમનાં પ્રાર્થના અને ક્રિયાકાંડ પણ અપનાવ્યાં.

ખોજા પીર સદ્રુદ્દીનનાં પદ ઘણા ભક્તિભાવથી ગાય છે અને એમનું નામ ઘણા આદરથી ઉચ્ચારે છે. ખોજાઓની પ્રાર્થનાઓ અને ધાર્મિક વિધિઓ એમના એક ઇમામ આગા અબ્દુસ સલામશાહે, વંદ્યાદે 'જવાંમર્દી' નામની કિતાબમાં વર્ણવેલી છે. આ કિતાબનો તરજુમો લોહાણાઓની જૂની સિંધી ભાષામાં થયેલો છે.

ખોજાઓ નિત્યની ત્રણ નમાજ પઢે છે. તેઓ કરબલા શરીફની માટીના ૧૦૧ મણકાઓની તસબીહ ઉપર પીરનાં નામ પઢે છે અને પોતાનો પવિત્ર 'ઘટપાઠ' મનમાં રટી લે છે.

નૂર સતગર દ્વારા ગુજરાતમાં શરૂ થયેલા ઇસ્માઇલી નિઝારી સંપ્રદાયને "સતપંથ" તરીકે ઓળખવામાં આવે છે. એ પંથનો પ્રચાર પીર શમ્સુદ્દીન અને પીર સદ્રુદ્દીને સિંધ પંજાબ અને કાશ્મીરમાં કર્યો અને એમાં શાક્તપંથનાં ઘણાં તત્ત્વ દાખલ કર્યાં.



## પીર ઇમામશાહ અને પીરાણા પંથ

પીર સદ્રુદ્દીન પછી કબીરુદ્દીન અને એમના પછી ઇમામુદ્દીન (ઇમામશાહ) નામે પીર થયા. ઇમામશાહનો સિંધના ખોજાઓ દ્વારા યોગ્ય સત્કાર ન

થતાં તેઓ ઈરાન ચાલ્યા ગયા, પરંતુ પછીથી હિંદમાં આવી ગુજરાતમાં વસ્યા. અહીં તેઓએ સતપંથમાં થોડાક ફેરફાર કરીને પોતાનો નવો પંથ ચલાવ્યો, તેને 'પીરાણા પંથ' તરીકે ઓળખવામાં આવે છે.

ઇમામશાહનો જન્મ ઈ.સ. ૧૪૫૨માં થયો અને અવસાન ૧૫૧૩ કે ૧૫૨૦માં થયું. તેઓ ઈરાનથી ગુજરાતમાં આવી અમદાવાદની ઉત્તરે આશરે ચૌદેક કિ.મી. ઉપર આવેલા 'ગીરમથા' નામના ગામમાં સ્થાયી થયા. એ ગામને આજે 'પીરાણા' અર્થાત્ પીરોના સ્થાન તરીકે ઓળખવામાં આવે છે.

તેઓએ ઘણા ચમત્કાર કર્યા હોવાનું કહેવાય છે. અનાવૃષ્ટિ સમયે વરસાદ વરસાવવાના એમના ચમત્કારથી પ્રભાવિત થઈને ગુજરાતના એ વખતના સુલતાન મુહમ્મદ ૨ જાએ એમને પોતાની પુત્રી પરણાવી હતી. એનાથી એમને ચાર પુત્ર થયા, જે પીરાણાના સૈયદોના પૂર્વજ હતા.

તેઓએ એક ચમત્કાર દ્વારા કણબીઓને પોતાના પંથમાં આણ્યા.

એમના પછી એમના પુત્ર નૂર મુહમ્મદ એમના પંથના પ્રચારક થયા. એમણે સિંધી ભાષામાં 'સતવેણી-જી-વેલ' (સત ધર્મની વેલ) નામનું પુસ્તક લખ્યું. એમાં એમના સંપ્રદાયના ઇમામો અને કર્મકાંડોનું વર્ણન છે. મુહમ્મદે પોતાના અનુયાયીઓ તરફથી ઈરાનમાંના ઇસ્માઇલીઓના ઇમામોને મોકલાતો 'દશોંધ'નો હિસ્સો બંધ કર્યો, અને એ રીતે એમનો ઇસ્માઇલીઓ સાથેનો સંબંધ લગભગ પૂરો કર્યો.

આ સંપ્રદાયના પેટા વિભાગ 'આઠિયા' 'સાતિયા' અને 'પાંચિયા' તરીકે ઓળખાય છે.

**પીરાણાના કાકાઓ :** આ પંથમાં જોડાયેલ જુદી જુદી કોમોમાં પ્રચારક-ઉપદેશક તરીકે એમના પીરે નીમેલા મુખીઓને "કાકા" કહેવામાં આવે છે. એમની ફરજો તે તે કોમના અનુયાયીઓને ઉપદેશ આપવાની, એમનાં નાનીમોટી તકરારોનો નિકાલ કરવાની અને એમની પાસેથી ધાર્મિક ફાળો ઉઘરાવી એ એમના પીરને મોકલવાની હોય છે.

નૂર મુહમ્મદના પુત્રોમાં પીર થવા બાબત તકરારો થઈ અને પીરો નિર્બળ  બનતાં કાકાઓની સત્તા વધી, તેથી પહેલાં જેઓ મકરબાઓના માત્ર મુજાવર હતા તેઓ જે તે ધાર્મિક સંસ્થાના વહીવટકર્તા અને કબજેદાર બની ગયા.

**ધાર્મિક સિદ્ધાંતો :** ઇમામશાહીઓ અલ્લાહને સર્વોત્કૃષ્ટ કિરતાર તરીકે અને મુહમ્મદ સાહેબને એના રસૂલ તરીકે માને છે. આ અગત્યના યકીનના

સ્વીકારને કારણે તેઓ પોતાને ઇમાનદાર મુસલમાન ગણે છે, પરંતુ તેઓ નમાજને ઘણું ઓછું મહત્ત્વ આપે છે.

તેઓ હિંદુઓના અવતારના સિદ્ધાંતને માને છે અને હિંદુઓની જગતની ઉત્પત્તિની માન્યતા તથા એમના અન્ય સિદ્ધાંત સ્વીકારે છે. તેઓ હ. પેગંબર સાહેબને 'વીર' અથવા "ગુરુ" માને છે અને એમની તથા ઇમામોની સ્થિતિ વચ્ચે ખાસ કોઈ અંતર હોવાનું તેઓ માનતા નથી.

કુરાનને તેઓ દૈવી ગ્રંથ માને છે, પરંતુ એમના ઇમામો કુરાનને રૂપકની જાણીતી પદ્ધતિથી સમજાવે છે. કુરાનનાં આવાં અનેક રૂપકો 'જ્ઞાન' તરીકે ઓળખાય છે. તેઓ કુરાનને બદલે 'જ્ઞાન'નાં પુસ્તકોનો પાઠ કરે છે.

**મેહદવી પંથ :** આ પંથના સ્થાપક હ. મુહમ્મદ મેહદી જૌનપુરી હતા. તેઓ પોતાને હ. પેગંબર સાહેબના દૌહિત્ર હ. ઇમામ હુસેનના વંશજ ગણાવે છે. જુવાન વયે પોતાના જ્ઞાનની વિશાળતાથી હિંદના ઇસ્લામી શરિયતના નિષ્ણાતોને પણ મુગ્ધ કરતા હતા.

એક વખત એમણે આકાશવાણી સાંભળી : 'અન્ત મેહદી' અર્થાત્ 'તુ મહદી છે.' આથી તેઓએ કાબા શરીફ મુકામે પોતાને હજરત ઇમામ મેહદી તરીકે જાહેર કર્યા.[૧૧૫] ત્યાર પછી ઈ.સ. ૧૪૯૭માં અમદાવાદમાં અને ૧૪૯૯માં પાટણમાં પોતે કયામત પહેલાં આવનાર ઇમામ મેહદી હોવાનો દાવો ખુલ્લી રીતે કર્યો હતો.

'મિરાતે સિકંદરી'માં દર્શાવ્યા પ્રમાણે, મેહદી હોવાનો દાવો કરનાર સૈયદ મુહમ્મદ જૌનપુરી અમદાવાદમાં સુલતાન મહમૂદ બેગડાના રાજ્ય અમલની આખરે આવ્યા હતા. એમણે અમદાવાદમાં આવીને જમાલપુર દરવાજા પાસે તાજખાન સાલારની મસ્જિદમાં મુકામ કર્યો હતો. ધર્મોપદેશક તરીકેની એમની અસાધારણ ખ્યાતિની હકીકત સુલતાનના કાન સુધી પહોંચી હતી.

તેઓ પોતાની મુસાફરી દરમ્યાન, ઈ.સ. ૧૫૦૪માં, ખુદાની રહેમતમાં પહોંચ્યા. 'મિરાતે અહમદી'માં કહ્યું છે કે તેઓએ પોતે ઇમામ મેહદી હોવાનો દાવો કર્યો ન હતો, પરંતુ એમના ચમત્કાર ઉપરથી એમના મુરીદોએ એમને ઇમામ મેહદી માની લીધા હતા.



'મિરાતે અહમદી'માં વર્ણવ્યા પ્રમાણે સુલતાન મહમૂદ ૩ જો, સુલતાન મહમૂદ મુઝફ્ફરશાહ ૩ જો તેમજ એનો વજીર ઇતિમાદખાન તથા બીજા અમીરો ઉપરાંત પાટણના શેરખાન અને મુસાખાન ફુલાદી તથા પાલનપુરના નવાબો વગેરે બધા મહેદવી સંપ્રદાયના અનુયાયી હતા.

## ૪. જરથોસ્તી ધર્મ

### વસવાટનો ફેલાવો

અનુ-મૈત્રક કાલ દરમ્યાન સંજાણમાં સ્થિર થયેલા જરથોસ્તીઓએ સમય જતાં ગુજરાતમાં અન્ય સ્થળોએ વસવાટ કર્યો. ૧૦ મી-૧૧ મી સદીમાં મુંબઈ પાસેની કન્હેરી ગુફાઓમાં જરથોસ્તીઓનાં નામ કોતરાયાં છે.[૧૧૬] સિદ્ધરાજ જયસિંહના સમય(૧૨ મી સદી)માં ખંભાતમાં અગ્નિપૂજકો(જરથોસ્તીઓ)ની વસ્તી હતી.[૧૧૭] અંકલેશ્વર(જિ. ભરૂચ)માં પારસીઓના ધર્મગ્રંથ 'વિસ્પરદ'ની નકલ કરવામાં આવી હતી[૧૧૮] એ પરથી માલૂમ પડે છે કે ૧૩ મા શતકમાં અંકલેશ્વરમાં પારસીઓની વસ્તી હતી. વળી ૧૪ મા સૈકાના આરંભમાં ભરૂચમાં પણ પારસીઓની વસ્તી હતી, જેનો પુરાવો ઈ.સ. ૧૩૦૯ માં શેઠ પેસ્તનજીએ બંધાવેલ દોખમું (શબનો નિકલ કરવાનું સ્થળ) છે.[૧૧૯] ૧૪ મા સૈકાના પ્રારંભમાં આવેલો ઇટાલિયન મુસાફર ઑડરિક નોંધે છે કે થાણા અને ચેઉલ-ચોલના પરગણામાં પારસીઓ શબને ખેતરમાં ખુલ્લાં મૂકી પક્ષીઓની મદદ વડે એનો ભક્ષ કરાવતા હતા.[૧૨૦] આ ઉપરથી કહી શકાય કે ત્યારે થાણા અને ચેઉલમાં પારસીઓની વસાહત હતી. થાણામાં વસતા પારસીઓ ઉપર ખ્રિસ્તી ધર્મ સ્વીકારવા અંગે દબાણ આવવાથી તેઓ યુક્તિપૂર્વક થાણાની બહાર નીકળી જઈને કલ્યાણી-કલ્યાણમાં જઈ વસ્યા.[૧૨૧]

"કિસ્સે સંજાણ"(ઈ.સ. ૧૬૦૦)માં નોંધ્યું છે કે દસ્તૂરોએ સંજાણમાં આતશ બહેરામની સ્થાપના કરી હતી. ત્રણસો વર્ષ પછી ત્યાંથી કેટલાક જરથોસ્તીઓ દેશનાં બીજાં શહેરોમાં જઈ વસ્યા. એનાં નવસારી વાંકાનેર ભરૂચ વરિયાવ અંકલેશ્વર અને ખંભાતનો ખાસ નિર્દેશ કર્યો છે. સંજાણમાં દસ્તૂરોનાં ઘણાં ઘર હતાં. એમાં ખુરશેદ અને એમના પુત્ર ખુજેસ્તાનો સાદર નિર્દેશ કરવામાં આવ્યો છે.[૧૨૨]

### પારસીઓના પંથક

૧૪ મા સૈકામાં સંજાણમાં પારસીઓની વસ્તી ઘણી મોટી સંખ્યામાં હતી. સમય જતાં ધંધાર્થે તેઓ બીજાં સ્થળોએ પણ વસવા લાગ્યા. ધાર્મિક ક્રિયાવિધિઓ કરાવવા માટે એમની સાથે ધર્મગુરુઓ પણ ગયા. ધર્મગુરુઓ વચ્ચે મતભેદ ન પડે અને વધતી જતી પારસીઓની જુદાં જુદાં સ્થળોની સંખ્યા ધ્યાનમાં લઈને પાંચ પંથક નક્કી કરવામાં આવ્યા. આ પંથકો સંજાણ નવસારી ગોદાવરા ભરૂચ અને ખંભાતમાં સ્થાપવામાં આવ્યા. આથી દરેક ધર્મગુરુને પોતાના પંથકમાં રહી ધાર્મિક ક્રિયાવિધિ કરવાની ફરજ પડી.[૧૨૩]

**સંજાણથી નવસારી**

આ બધો વખત પારસીઓનું મુખ્ય મથક સંજાણ રહ્યું, જ્યાં આતશ બહેરામની સ્થાપના થઈ હતી, પરંતુ સંજાણ પર થયેલા મુસ્લિમ આક્રમણે તેઓને ત્યાંથી સ્થળાંતર કરવાની ફરજ પાડી. આ આક્રમણની વિગતો અન્ય કોઈ ગ્રંથમાં મળતી નથી, પરંતુ 'કિસ્સે સંજાન'માંથી જ પ્રાપ્ત થાય છે. આ ફારસી કાવ્ય બેરમન કૈકોબાદ સંજાણાએ નવસારીમાં ઈ.સ. ૧૬૦૦ માં રચ્યું હતું. એમાં જણાવ્યું છે કે ચાંપાનેરના સુલતાન મહમૂદશાહે સંજાણને પોતાના તાબામાં લેવા માટે અલફખાન નામના સરદારને ૩૦,૦૦૦નું લશ્કર આપી રવાના કર્યો. આ ખબર સાંભળીને ત્યાંનો હિંદુ રાજા બેહોશ થઈ ગયો. જ્યારે એ હોશમાં આવ્યો ત્યારે એણે પોતાના રાજ્યના પારસી મોબેદો હરબેદો અને બેહેદીનોને બોલાવ્યા અને મદદ કરવા વિનંતી કરી. અરદેશર નામના સરદારે ૧૪૦૦ પારસીઓને તૈયાર કર્યા અને પોતે અલફખાન સાથે યુદ્ધમાં ઊતર્યો. પ્રથમ વાર અરદેશરની જીત થઈ. હારી ગયેલો અલફખાન ફરીથી ચારગણું લશ્કર લઈને ચડી આવ્યો. આ બીજી વખતના યુદ્ધમાં વીર અરદેશર દુશ્મનનું તીર વાગવાથી ઘોડા ઉપરથી પડી ગયો અને મરણ પામ્યો. સંજાણના હિંદુ રાજાનું પણ મરણ થયું.[૧૨૪] સંજાણમાં પારસીઓની જે મોટી વસાહત હતી તે છિન્નભિન્ન થઈ ગઈ. લડાઈમાં હાર્યા પછી ત્યાં બાકી બચેલા પારસીઓએ પોતાની સાથે આતશ બહેરામને લઈને થોડા સમય માટે બાહરોટના પહાડ ઉપર જઈ વસવાટ કર્યો.[૧૨૫] 'કિસ્સે સંજાન'માં જણાવ્યા મુજબ અહીં ૧૨ વર્ષ રહીને પારસીઓએ વાંસદા તરફ પ્રયાણ કર્યું. વાંસદાના લોકોએ આતશ બહેરામનું ભવ્ય સ્વાગત કર્યું. અહીં ૧૪ વર્ષ રહી એમણે પોતાના ધર્મ અને આતશનું રક્ષણ કર્યું. નવસારીના સરદાર ચાંગા બિન આશાની પ્રેરણાથી આતશ બહેરામને નવસારી લઈ જવામાં આવ્યો. એમની ખિદમતમાં ત્રણ દસ્તૂર હતા—નગેનરામ ખુરશેદ અને જાન્યાન.

સંજાણમાંથી નવસારી સુધી થયેલાં પારસીઓનાં આ સ્થળાંતરોનો ચોક્કસ સમય નક્કી કરવો મુશ્કેલ છે. સંજાણ પરનું મુસ્લિમ આક્રમણ કયા સુલતાનના સમયમાં થયું હશે એ વિશે વિદ્વાનોમાં મતભેદ છે. સરદાર અલફખાનને કેટલાક ઉલુઘખાન ને કેટલાક અલપખાન ધારે છે, પરંતુ એ તો અલાઉદ્દીન ખલજીના સમયમાં થયા. સુલતાન મહમદને કેટલાક દિલ્હીનો સુલતાન મુહમ્મદ તુગલુક માને છે, જ્યારે બીજા કેટલાક એને ગુજરાતનો સુલતાન મહમૂદ બેગડો ધારે છે.[૧૨૪] 'કિસ્સે સંજાન'માં આ સુલતાનનો પરિચય ચાંપાનેરના સુલતાન તરીકે આપેલો હોઈ એ મહમદ બેગડો હોય એ મત સહુથી વધુ બંધ બેસે છે, તો આ આક્રમણ ઈ.સ. ૧૪૮૫ અને ૧૫૨૧ ના દરમ્યાન થયું ગણાય.

એવી રીતે નવસારીમાં પવિત્ર આતશને ક્યારે લાવવામાં આવ્યો એ વિશે પણ વિદ્વાનોમાં મતભેદ છે. 'કિસ્સે સંજાન' પ્રમાણે આ વર્ષ ઈ.સ. ૧૩૧૧નું મનાય છે. કેટલાક વિદ્વાનો આ વર્ષ ઈ.સ. ૧૪૧૯ અને કેટલાક ઈ.સ. ૧૫૧૬ હોવાનું માને છે.[૧૨૭] શ્રી. કરાકાના મત મુજબ ઈ.સ. ૧૪૧૯ માં પવિત્ર આતશ નવસારીમાં લાવવામાં આવ્યો એ વર્ષ સર્વસામાન્ય રીતે સ્વીકારાય છે,[૧૨૮] પરંતુ મુસ્લિમ આક્રમણના સમયાંકન પરથી ઈ.સ. ૧૫૧૬ નો મત વધુ સ્વીકાર્ય ગણાય. સંજાણથી આવ્યા બાદ પારસીઓને પોતાની શાંતિ અને ધાર્મિક સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવામાં ૧૦૦ વર્ષ લાગ્યાં.[૧૨૯] નવસારીમાં સ્થિર થયા પછી પારસીઓએ ઘણી પ્રગતિ કરી.

## પાદટીપ

૧. ર. ભી. જોટ, 'ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ઇસ્લામ યુગ', ખંડ ૨, પૃ. ૩૫૧; 'मिरात–इ–सिकंदरी,' (ગુજ. ભા.), પૃ. ૨૯

૨. શં. હ. દેશાઈ, 'પ્રભાસ અને સોમનાથ', પૃ. ૨૭૮; ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૦૯–૮૧૦, मिरात-इ-सिकंदरी (ગુ. ભા.), પૃ. ૩૫૧–૩૫૨

૩. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૭૧, ૨૭૮; ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૧, પૃ. ૧૫૫

૪. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૧, પૃ. ૧૭૩–૧૭૪; ખંડ ૨, પૃ. ૩૫૧–૩૫૨

૫. એજન, ખંડ ૨, પૃ. ૩૬૦–૩૬૧ તથા પૃ. ૪૫૦

૬. એજન, ખંડ ૨, પૃ. ૩૫૧–૩૫૨; શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૭૧

૭. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૩, પૃ. ૮૧૧–૮૧૩; R. S. Whiteway, *The Rise of Portuguese Power in India, 1497–1550*, pp. 60–57

૮. ઇ. વિ. ત્રિવેદી, 'મુસ્લિમકાલીન ગુજરાતના હિંદુ ધર્મ-સંપ્રદાયો', "બુદ્ધિપ્રકાશ", પુ. ૧૨૮, પૃ. ૨૪૭

૯. દુ. કે. શાસ્ત્રી, 'શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૧૬૧



૧૦. D. B. Diskalkar, *Inscriptions of Kathiawad*, No. 44 :
'सोमेशलिंगच्छलतः स्वष्टं ब्रह्म पुनातु वः ॥'

૧૧. દુ. કે. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૪૭

૧૨. એજન, પૃ. ૧૫૪

૧૩. D. B. Diskalkar, *op. cit.*, No. 68

૧૪. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૬૩-૨૬૪

૧૫. એજન, પૃ. ૨૬૮-૨૬૯; Diskalkar, *op. cit.*, No. 62

૧૬-૧૯. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૭૨-૨૭૫ અને પૃ. ૨૭૯

૨૦ D. B. Diskalkar, *op. cit.*, No. 68 : 'सोमेशस्थापनाकर्ता'; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૭-૨૪૮

૨૧. મુનિ જયંતવિજયજી, 'આબુ', ભાગ ૧, પૃ. ૧૯૮, જેની સામે આ પોડિયાની ભવ્યતાનો ખ્યાલ આપતી છબી આપેલી છે; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૮

૨૨. ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૮

૨૩. D. B. Diskalkar, *op. cit.*, Nos. 39, 93, 114, 115, 139, 141, 149; No. 153; No. 104, No. 125; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૮, હ. ગં. શાસ્ત્રી, 'અડાલજની વાવનો લેખ', "કુમાર"; પુ. ૧૦૪, પૃ. ૧૨

૨૪. *Ibid*, No. 125; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૮

૨૫. ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૮

૨૬. ન. દે. મહેતા, 'શાક્ત સંપ્રદાય', પૃ. ૧૧૦

૨૭. ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૮

૨૮. એજન, પૃ. ૨૪૯

૨૯. D. B. Diskalkar, *op. cit.*, No. 77 : 'श्रीअंबिकां संस्तुवे'; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૯

૩૦. D. B. Diskalkar, *op. cit.*, No. 93 : 'श्री सरस्वई नमः। श्रीअंबिकाई नमः।'; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત પૃ. ૨૪૯

૩૧. D. B. Diskalkar, *op. cit.*, No. 91 :

पतिः सतीत्वादिगुणैरतीव । प्रीतः स्वदेहार्द्धमदत्त यस्यै ।
सात्यंतसौभाग्यनिधिर्ददातु । मनोरथान् पर्वतराजपुत्री ॥

ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૯



૩૨. શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૨૮૧-૨૮૨ તથા પૃ. ૨૮૨ ઉપરની પાદટીપ ૪

૩૩. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૫૦૨-૫૦૩ તથા એ પરની પાદટીપ ૬૩, જેમાં मिरात-इ-सिकंदरी'(ગુજરાતી ભાષાંતર)ના પૃ. ૧૦૮નો ઉલ્લેખ કર્યો છે.

૩૪-૩૫. દુ. કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૩૫૯; ઇ. વિ ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૯

૩૬. હ. ગં. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૯-૨૦; ઇ.વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૪૯

૩૭. H. Cousens, *Antiquarian Remains in the Bombay Presidency*, p. 370; દુ. કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૩૬૦; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૧

૩૮. ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૦-૨૫૧

૩૯. *Bhavanagar Inscriptions*, p. 162 facing which is placed a photo-plate of the inscription in question, D. B. Diskalkar, *op. cit.*, No. 75; દુ. કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૩૫૯, ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત પૃ. ૨૫૧

૪૦. ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત પૃ. ૨૫૧

૪૧. દુ. કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૩૫૮; D. B. Diskalkar, *op. cit.*, No. 39, ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત પૃ. ૨૫૦; H. Cousens, *op. cit.*, p. 248

૪૨. H. Cousens, *op. cit.*, p. 245, દુ. કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૩૫૮

૪૩. D. B. Diskalkar, *op. cit.*, No. 68 :

'योगीन्द्रैर्मुनिपुंगवैरनिमिषैर्यो भक्तिवश्यः परं ।
न ध्यानेन न चेज्यया न तपसा धर्तुं हृदाप्याप्यते ॥
गोप्यासौ नव[नीततस्करप]रो बद्धो गवां दामभिः ।
स्थाणुत्वं निरमोचयद्द्रु[वरयो]र्दामोदरोव्याज्जगत् ॥';

H. Cousens. *op. cit.*, p. 361; દુ. કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૩૫૯; ઇ. વિ. ત્રિવેદી ઉપર્યુક્ત, પૃ. ૨૫૦-૨૫૧



૪૪. D. B. Diskalkar, *op. cit.*, No. 59; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૦

૪૫. D. B. Diskalkar, *op. cit.*, Nos. 40-41; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૦

૪૬. દુ. કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૧૬૨; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૦

૪૭ D. B. Diskalkar, *op. cit.*, Nos. 70–71, 104 etc.; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૧

૪૮. D. B. Diskalkar, *op. cit.*, No. 102; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૨

૪૯. D. B. Diskalkar, *op. cit.*, No. 158, ઇ. વિ. ઉપર્યુક્ત, પૃ. ૨૫૧

૫૦. D. B, Diskalkar, *op. cit.*, No. 73

૫૧. દુ, કે. શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૩૯૧

૫૨. એજન, પૃ. ૩૯૧–૪૯૨ ૫૩. જુઓ ગ્રંથ ૪, પૃ. ૩૬૬.

૫૪–૫૫. ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૨

૫૬. D. B. Diskalkar, *op. cit.*, Nos. 39–40; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૨

૫૭. પુષ્પકાંત વિ. ધોળકિયા, 'જૂનાગઢ મ્યુઝિયમની સૂર્યપ્રતિમાઓ', "પથિક", વર્ષ ૧૩, અંક ૧૦–૧૧ પૃ. ૧૬૫

૫૮. D. B. Diskalkar, *op. cit.*, No. 91 : कुर्वंतु ध्रुवमाधिपत्यमधिकं सूर्यादय: खेचरा: । ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૩

૫૯. ક. ભા. દવે, 'ગુજરાતનું મૂર્તિવિધાન', પૃ. ૪૦૯; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૩

૬૦. D. B. Diskalkar, *op. cit*, No. 91; ઇ. વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૨૫૩

૬૧. આ હકીકતનું એક જ ઉદાહરણ લઈએ તો ઊનાનો વિ.સં. ૧૫૮૨(ઈ.સ. ૧૫૨૬)નો લેખ. જુઓ D. B. Diskalkar, *op. cit.*, No. 91 :

ॐ नम: श्रीगणेशाय ॥
कल्याणं कमलासन: सृजतु व: क्लेशव्ययं केशवो ।
गौरीश: खलु गौरवं गणपतिर्नि:शेषविघ्नक्षयं ।
सर्वारातिविनाशमाशु ककुभामीशा: सुरेशादय: ।
कुर्वंतु ध्रुवमाधिपत्यमधिकं सूर्यादय: खेचरा: ॥१॥
पति: सतीत्वादिगुणैरतीव प्रीत: स्वदेहार्द्धमदत्त यस्यै ।
सात्यंतसौभाग्यनिधिर्द्ददातु मनोरथान् पर्वतराजपुत्री ॥२॥

૬૨. મુનિ જિનવિજયજી (સં.) ( विवेकधीरगणि–रचित ) 'शत्रुंजय तीर्थोद्धारप्रबन्ध' ઉપોદ્ઘાત તથા પરિશિષ્ટ

૬૩. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૫૦૦ તથા એના પરની પાદટીપ ૫૨–૫૩

૬૪. મોહનલાલ દલીચંદ દેશાઈ, 'જૈન સાહિત્યનો ઇતિહાસ', કંડિકા ૬૧૭

૬૫. ર. ભી. જોટ, ઉપર્યુક્ત ખંડ ૧, પૃ. ૧૪૧–૧૪૨; મો. દ. દેશાઈ. ઉપર્યુક્ત, કંડિકા ૬૧૯

૬૬. મુનિ જિનવિજયજી (સં.), जिनप्रभसूरि-विरचित 'कल्पप्रदीप' अथवा 'विविधतीर्थकल्प' સિંધી જૈન સિરીઝ, ૧૦

૬૭. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૬૧૯

૬૮. એજન, કંડિકા ૬૨૧

૬૯. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૧, પૃ. ૧૪૩. વળી આ બધી માહિતી માટે જુઓ 'शत्रुंजयतीर्थोद्धारप्रबंध', સંપાદક મુનિ શ્રી જિનવિજયજીનો હિંદી ઉપોદ્ઘાત, પૃ. ૩૧–૩૩ તથા પૃ. ૧૬–૧૭; 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ', પૃ. ૨૭-૩૮. સમરારાસુ.

૭૦. ર. ભી. જોટ, ઉપર્યુક્ત. ખંડ ૩, પૃ. ૭૨૭-૭૨૮, મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૭૩૨

૭૧. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૬૧૯ તથા ૬૨૪

૭૨. એજન, કંડિકા ૬૬૬

૭૩. એજન, કંડિકા ૬૪૧

૭૪. એજન, કંડિકા ૬૬૪

૭૫. એજન, કંડિકા ૬૪૪

૭૬. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૩૫૩ અને એ પરની પાદટીપ ૨

૭૭. મો. દ. દેશાઈ. ઉપર્યુક્ત, કંડિકા ૭૮૯

૭૮. એજન, કંડિકા ૭૮૯

૭૯. એજન, કંડિકા ૬૧૯ તથા ૪૨૪ ઉપરની પાદટીપ ૪૨૫. વળી જુઓ 'પ્રાચીન કાવ્યસંગ્રહના પરિશિષ્ટ ૮, પૃ. ૨૨ ઉપર આપેલ શિલાલેખ.

૮૦. મો. દ. દેશાઈ. ઉપર્યુક્ત, કંડિકા ૬૨૬

૮૧. એજન, કંડિકા ૬૪૧

૮૨. એજન, કંડિકા ૬૬૪

૮૩. એજન, કંડિકા ૬૯૨

૮૪. એજન, કંડિકા ૬૬૬

૮૫. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૭૧૯, મો. દ. દેશાઈ, 'જૈન ગૂર્જર કવિઓ', ભાગ ૨, પૃ. ૭૩૯



૮૬. ર. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૫૦૦ તથા એના ઉપરની પાદટીપ ૫૨-૫૩

૮૭. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૭૨૨ તથા પૃ. ૪૬૮ ઉપરની પાદટીપ ૪૬૯, મુનિ કલ્યાણવિજય, 'આબુના જૈન શિલાલેખો', "જૈન" તા. ૬-૧૦-૧૯૨૭નો અંક

૮૮. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૭૨૧



૮૯. એજન, કંડિકા ૭૨૪, સુધાનંદનસૂરિ શિષ્યવિરચિત 'ઈડરગઢ ચૈત્ય પરિપાટી', "જૈનયુગ", વિ.સં. ૧૯૮૫નો માહ-ચૈત્ર અંક, પૃ. ૩૪૧

૯૦. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત કંડિકા ૬૬૨

૯૧. એજન, કંડિકા ૭૧૯ અને પૃ. ૪૯૫ ઉપરની પાદટીપ ૪૬૮. આ પાદટીપમાં પ્રસ્તુત શિલાલેખનો કેટલોક ઉપયોગી અંશ ઉતારેલો છે.

૯૨. એજન, પૃ. ૪૯૪ ઉપરની પાદટીપ ૪૬૭માં મેવાડી ભાષામાં લખાયેલ આ શિલાલેખ આખો ઉતાર્યો છે અને એના શબ્દોની સમજ વિગતે આપી છે. વળી જુઓ મુનિ, જયંતવિજયજી, આબૂ, ભા. ૨, લેખ ૧૪૪-૧૪૫.

૯૩. જુઓ ગ્રંથ ૪, પૃ. ૩૭૧-૩૭૨. આ ઐતિહાસિક મહત્ત્વ ધરાવતા વાદની રસપૂર્ણ વિગતો માટે જુઓ મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૩૪૩.

૯૪. એજન, કંડિકા ૬૭૧

૯૫. એજન, કંડિકા ૬૧૭

૯૬-૯૭. એજન, કંડિકા ૬૬૯

૯૮. એજન, કંડિકા ૬૯૨-૬૯૩

૯૯. એજન, કંડિકા ૭૫૯

૧૦૦. એજન, કંડિકા ૭૩૧; વળી જુઓ "ઐતિહાસિક રાસસંગ્રહ" ભાગ ૧ માંનો 'ખેમા હડાલીઆનો રાસ'.

૧૦૧. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૭૩૧

૧૦૨-૧૦૩. J. P. Thaker, *A Brief History of the Śvetāmbara Jaina Monks* (unpublished)

૧૦૪. મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૭૭૦-૭૭૧

૧૦૫. J. P. Thaker, *ibid*; મો. દ. દેશાઈ, ઉપર્યુક્ત, કંડિકા ૭૩૬-૭૩૭

૧૦૬. એજન, કંડિકા ૭૪૨

૧૦૭. એજન, કંડિકા ૭૮૬; મણિલાલ બ. વ્યાસ, 'શ્રીમાળી(વાણિયા)ઓના જ્ઞાતિભેદ', પૃ. ૮૧

૧૦૮. S. C. Misra, *Muslim Communities in Gujarat*, p. 20 ઉપર અમીર બિલ્લાહનું નામ Al-Amr (અલ અમ્ર) આપ્યું છે.

૧૦૯. S. C. Misra, *op. cit.*, pp. 15-18



૧૧૦. કરીમ મહમદ માસ્તર, 'મહાગુજરાતના મુસલમાનો', પૃ. ૧૩૩-૧૩૭

૧૧૦અ. વિગતો માટે જુઓ ગ્રંથ ૪, પૃ. ૩૭૭-૩૭૮.

૧૧૧. કરીમ મ. માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૧૩૭ ૧૧૨. S. C. Misra, *op. cit.*, p. 56

૧૧૩. કરીમ મ. માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૨૦૪ ૧૧૪. એજન, પૃ. ૨૦૮-૨૦૯

૧૧૫. ચંદ્ર પરમાર, 'હઝરત વજીહુદ્દીન શાહ ગુજરાતી (રહ)', પૃ. ૬૫

૧૧૬. જુઓ ગ્રંથ ૩, પૃ. ૨૭૫. ૧૧૭. જુઓ ગ્રંથ ૪, પૃ. ૫૮.

૧૧૮. ડૉ. પેરીન દારાં ડ્રાઇવર, 'સત્તરમા શતકમાં પારસી કવિઓએ રચેલી ગુજરાતી કવિતા', પૃ. ૬૬

૧૧૯. બહમનજી બેહરામજી પટેલ, 'પારસી પ્રકાશ', ગ્રંથ ૧, પૃ. ૪

૧૨૦. D. F. Karaka, *History of the Parsis*, p. 40

૧૨૧. *Ibid.*, pp. 40-42

૧૨૨. રુસ્તમ બરજોરજી પેમાસ્ટર (સંપાદક), 'કિસ્સે સંજાન', પૃ. ૧૦-૧૧

૧૨૩. ડૉ. પેરીન દારાં ડ્રાઇવર, ઉપર્યુક્ત, પૃ. ૬૭

૧૨૪. બ. બે. પટેલ, 'પારસી પ્રકાશ' ગ્રંથ ૧, પૃ. ૫

૧૨૫. આ યુદ્ધના સમય અંગે કોમિસેરિયેટ અને કરાકાએ પોતાના ગ્રંથોમાં વિગતે ચર્ચા કરી છે. જુઓ Commissariat, *History of Gujarat*, Vol. I, pp. 180–185 and D. F. Karaka, *op. cit.*, pp. 44-47.

૧૨૬. D. F. Karaka, *op. cit.*, pp. 43–44

૧૨૭. *Ibid.*, pp. 47–48; પી. એફ. બલસારા, 'પારસી ઇતિહાસનાં જાણવા જોગ પ્રકરણો', પૃ. ૪૭

૧૨૮-૧૨૯. D. F. Karaka, *op. cit.*, p. 48

*

## પરિશિષ્ટ

# ગુજરાતમાં ઇસ્લામનો ફેલાવો અને એની અસર

### ફેલાવો

સલ્તનત કાલ દરમ્યાન ઇસ્લામનો ફેલાવો અનેક પરિબળોને લઈને વધ્યો. એમાં મુસ્લિમ સંતો અને ઉપદેશકોનો શાંત પ્રચાર, કેટલાક મુસ્લિમ આક્રમણકારો અને શાસનકર્તાઓએ એનો સ્વીકાર કરાવવા માટે કરેલ જબરજસ્તી, ઇસ્લામ અંગીકાર કરનારને મુસ્લિમ રાજ્ય તરફથી અપાતા વિશિષ્ટ લાભ, હિંદુ સમાજની સ્થિતિ, વગેરેનો સમાવેશ થઈ શકે.

ગુજરાતમાં ઇસ્લામનો પ્રવેશ ભરૂચ ખંભાત વગેરે સ્થાનોમાં વસેલા અરબી વેપારીઓમાં, સાતમી સદીના અંતમાં કે આઠમી સદીના પ્રારંભમાં થયો હતો[1] અને એમના સંપર્કથી કેટલાક હિંદુઓએ પણ ઇસ્લામ અંગીકાર કર્યો હતો.

સોલંકી કાલ દરમ્યાન એક બાજુએ દક્ષિણ અને મધ્ય ગુજરાતમાં તથા સૌરાષ્ટ્રના સમુદ્રતટવર્તી પ્રદેશોમાં ઇસ્લામના સુન્ની પંથના અનુયાયીઓની વસ્તી વધતી જતી હતી, તો બીજી બાજુ શિયા પંથના ઇસ્માઈલી વહોરા અને ખોજા ફિરકાઓનો તળ ગુજરાતમાં પ્રવેશ થયો હતો.[2]

૧૪ મી સદીના આરંભમાં અહીં દિલ્હીની સલ્તનતની આણ ફેલાતાં મોટા પાયા પર મુસલમાનો આવવા લાગ્યા. ઉત્તર ભારતમાંથી તેમજ ઈરાન ઇજિપ્ત યમન વગેરે દેશોમાંથી ઉલેમાઓ, સૂફી સંતો અને ધર્મોપદેશકો ધર્મપ્રચારાર્થે અહીં ઊતરી આવ્યા.

નાઝિમોના સમય(ઈ.સ. ૧૩૦૪–૧૪૦૩)માં સ્વેચ્છાએ કે નિયંત્રણથી આવેલા ઉલેમાઓ ગુજરાતમાં જે પ્રદેશોમાં મુસ્લિમ સત્તાનો વિસ્તાર થતો હતો ત્યાં જઈ સુન્ની પંથનો પ્રચાર કરતા હતા. નાઝિમ ઝફરખાન ફારસીના સમયમાં સંભવતઃ ઈ.સ. ૧૩૭૧ માં ઉલેમાઓના પ્રભાવથી કેટલાક હિંદુઓની સાથે કેટલાક શિયાઓએ પણ સુન્ની પંથ સ્વીકાર્યો હતો.[3] મહમૂદ બેગડાના સમયમાં મજહબના પ્રચારાર્થે મોટી સંખ્યામાં આવેલા ઉલેમાઓએ સૌરાષ્ટ્રમાં ઇસ્લામનો વ્યાપક પ્રચાર કર્યો હતો.[4]

સુલતાન અહમદશાહ ૧ લાના સમય( ઈ.સ. ૧૪૧૧–૧૪૪૨ )માં પાટણના સ્વતંત્ર વિચારસરણી ધરાવતા જાફર નામના ઉપદેશકે ઇસ્માઇલી શિયા પંથ છોડીને સુન્ની પંથ સ્વીકાર્યો અને એના પ્રભાવથી ઘણા શિયા વહોરા પણ સુન્ની બન્યા. આમાંથી સુન્ની વહોરા કોમનો ઉદ્ભવ થયો. જાફરની પ્રવૃત્તિને સુલતાન અહમદશાહનો ટેકો મળતાં એમણે મોટા પાયા પર પોતાના મતનો પ્રચાર કર્યો.[૫] જાફરના કાર્યને લગભગ ૧૦૦ વર્ષ પછી સિંધમાંથી ગુજરાતમાં આવેલ સૈયદ અહમદ જાફર શીરાઝીએ શિયા વહોરાઓ અને સુન્ની વહોરાઓ વચ્ચે થતો બેટી-વહેવાર બંધ કરાવીને પૂર્ણ કર્યું અને બંને કોમ સદાને માટે અલગ પડી ગઈ. સુલતાનની સુન્ની પ્રચારકો તરફ હમદર્દી રહેવાથી જાફરી સુન્ની વહોરા કોમનો વિસ્તાર વધતો ગયો.[૬]

અહમદશાહ ૧ લાના સમયથી ગુજરાતમાં સૂફી મતના પ્રચારાર્થે સંતો અને ઉપદેશકો આવવા લાગ્યા. શેખ અહમદ ખટ્ટૂ ગંજ બક્ષ (મૃ. ઈ.સ. ૧૪૪૫), સૈયદ બુરહાનુદ્દીન અબૂ મુહમ્મદ બુખારી સુહરવર્દી ઉર્ફે કુત્બે આલમ (મૃ. ઈ.સ. ૧૪૫૨), શેખ મહમૂદ ઈરજી (મૃ. ઈ.સ. ૧૪૫૮), સૈયદ મુહમ્મદ શાહે આલમ (મૃ. ઈ.સ. ૧૪૭૫), સૈયદ અહમદ જહાનશાહ ( મૃ. ઈ.સ. ૧૫૯૪–૯૫ ), શેખ જમાલુદ્દીન ઉર્ફે જમ્મન (મૃ. ઈ.સ. ૧૫૩૩), અને અલાઉદ્દીન અતા મુહમ્મદ (મૃ. ઈ.સ. ૧૫૭૮–૭૯) ગુજરાતમાં આવી વસ્યા. સુલતાનો તરફથી ઇસ્લામના પ્રચારાર્થે તેઓને આર્થિક સહાય મળતી હતી. આ સૂફી સંતોના પવિત્ર જીવન, વિદ્વત્તા અને ઉપદેશથી પ્રભાવિત થયેલા લોકોમાં ચિશ્તિયા, સોહરવર્દિયા, શત્તારિયા અને મગ્રિબિયા એવા ચાર સૂફી ફિરકાઓનો પ્રચાર થયો.[૭]

ગુજરાતમાં ઇસ્માઇલી શિયા પંથનું બી પ્રસ્તુત કાલમાં વહોરા કોમ તરીકે વિશાળ વૃક્ષમાં પરિણમ્યું હતું.[૮] તેથી ઇ.સ. ૧૫૩૯ માં આ પંથના વડા મુલ્લાંજી સાહેબ યૂસુફ બિન સુલેમાનને યમન છોડવાની ફરજ પડી ત્યારે તેઓ ગુજરાતમાં સિદ્ધપુરમાં આવી વસ્યા. વડા મુલ્લાંસાહેબના આગમનથી શિયાઓમાં નવો જુસ્સો ઉમેરાયો અને એમણે કરેલા પ્રચારથી ઉત્તર ગુજરાતમાં આ પંથનો ફેલાવો વધવા લાગ્યો.[૯]

બીજી બાજુ ઇસ્માઇલી નિઝારી (ખોજા) પંથનો પ્રસ્તુત કાલમાં વિદેશોમાંથી આવેલા શમ્સુદ્દીન સદ્રુદ્દીન કબીરુદ્દીન અને ઇમામુદ્દીન નામના ઉપદેશકોએ હિંદુ ધર્મના સિદ્ધાંતો અને આચાર સાથે સમન્વય સાધીને વ્યાપક પ્રચાર કર્યો.[૧૦] આમાં સદ્રુદ્દીન અને ઇમામુદ્દીનનાં કાર્યોનું વિશિષ્ટ મહત્ત્વ છે.

સદ્રુદ્દીને[૧૧] હિંદુ ધર્મશાસ્ત્રોનો ઊંડો અભ્યાસ કર્યો. એમણે હિંદુઓમાં સહેલાઈથી ભળી શકાય એ માટે 'સહદેવ' અને 'હરિચંદ' જેવાં હિંદુ નામ ધારણ કર્યાં[૧૨] અને ઇસ્લામની મહત્ત્વની વ્યક્તિઓને હિંદુ દેવો કે અવતારો તરીકે ઓળખાવી તેમજ શક્તિ પંથનાં કેટલાંક ક્રિયાકાંડ અપનાવ્યાં. આથી પ્રભાવિત થયેલા ઘણા શક્તિપૂજક લોહાણાઓએ સૈયદ સદ્રુદ્દીનનો પંથ ('સતપંથ') અપનાવ્યો.[૧૩]

મહમૂદ બેગડાના સમયમાં, સંભવતઃ ઈ.સ. ૧૪૭૦–૭૧માં, ગુજરાતમાં આવી વસેલા ઇમામુદ્દીને(ઇમામશાહે) પોતાનો 'ઇમામશાહી પંથ' સ્થાપ્યો, જે 'પીરાણા પંથ' તરીકે પણ ઓળખાય છે. એમણે પોતાના પંથને અસલ હિંદુ પંથ લાગે એવું સ્વરૂપ આપ્યું. એમણે પોતાના પંથમાં આવનાર હિંદુઓને પોતપોતાનાં રીતરિવાજ, રહેણીકરણી અને માન્યતાઓ યથાવત્ રાખવાની છૂટ આપી. ઇમામુદ્દીનના ઉપદેશનો પ્રભાવ વિશેષતઃ કણબીઓ પર પડયો, જેમાં મતિયા કણબીઓનો પણ સમાવેશ થાય છે. ઇમામુદ્દીન પછી એમના પુત્ર 'આદિવિષ્ણુ નિરંજન નરલી મુહમ્મદશાહ' (નૂર મુહમ્મદશાહ) અને પાંચ શિષ્યો હઝારબેગ ભાભારામ નયાકાકા શનાકાકા અને ચીચીબાઈએ ઉત્તર ગુજરાતના ઘણા વિસ્તારમાં અને મધ્ય ગુજરાતમાં પેટલાદ અને કાનમ સુધી આ પંથનો ખાસ કરીને નીચલી કોમોમાં પ્રચાર કર્યો.[૧૪]

૧૫ મી સદીના ઉત્તરાર્ધમાં સૈયદ મુહમ્મદ જૌનપુરીએ ઉત્તર ભારતમાં 'મેહદવી પંથ' પ્રવર્તાવી ગુજરાતમાં પણ એનો પ્રચાર કર્યો. એમાં બધા ધર્મો તરફ આદર ધરાવવાનો આદેશ તેમ ચારિત્ર્યશીલતા અને ઈશ્વરની ભક્તિ પર ભાર મૂકવામાં આવ્યો હતો. મેહદવી વિચારોનો પ્રભાવ સામાન્ય લોકોમાં ઝડપથી પ્રસરતો ગયો. મધ્ય ગુજરાતમાં ડભોઈ અને ઉત્તર ગુજરાતમાં પાલનપુર એનાં મહત્ત્વનાં કેંદ્ર બન્યાં. કારીગર વર્ગના લોકોએ આ પંથ અપનાવ્યો.[૧૫]

સલ્તનત કાલ દરમ્યાન હિંદુ રાજ્યો પરના આક્રમણ વખતે કેટલાક વિજેતા નાઝિમો અને સુલતાનોએ ઇસ્લામનો સ્વીકાર કરવા માટે બળ વાપર્યું હોવાના દાખલા મળી આવે છે.



ગુજરાતના છેલ્લા નાઝિમ ઝફરખાન ઉર્ફે મુઝફ્ફરખાને ઈ.સ. ૧૩૯૫–૧૪૦૨ દરમ્યાન સોમનાથ-પાટણ, ઈડર અને દીવમાં હિંદુ મંદિરોનો નાશ કર્યો, પાટણ અને દીવમાં મસ્જિદ બંધાવી અને પાટણમાં ઇસ્લામના પ્રચાર માટે મુલ્લાં અને મૌલવી મૂકયા.[૧૬]

સુલતાન અહમદશાહ ૧ લો ધર્મચુસ્ત હતો અને ઇસ્લામનો પ્રચાર કરવો એને પોતાની ફરજ ગણતો હતો. એણે પોતાના રાજ્યકાલનાં આરંભિક વર્ષોમાં ઇસ્લામનો પ્રચાર કરાવવામાં બળનો ઉપયોગ કર્યો હતો. વળી એણે બિન-મુસ્લિમ લોકો પર જજિયાવેરો નાખ્યો અને એને વસૂલ કરવામાં કડકાઈ વાપરી, જેના પરિણામે ઇસ્લામમાં ધર્માંતર કરનારાઓની સંખ્યા વધી.[૧૭] એણે સંખેડા-બહાદુરપુરમાં ઇસ્લામના પ્રચારાર્થે કાજી અને ખતીબોની નિમણૂક કરી.[૧૮] કેટલાક લોકો સુલતાનની અસહિષ્ણુ નીતિરીતિઓનો સામનો કરવા લાગ્યા તો એમને કડક હાથે દબાવી દીધા અને એમનાં સ્થાનોમાંનાં દેવાલય તોડી પાડી ત્યાં મસ્જિદો બાંધવામાં આવી.[૧૯] સુલતાને ધર્મપ્રચાર અને ધર્માંતર કરાવવા અર્થે મલિક તુહફા નામના અમલદારને 'તાજુલ-મૂલ્ક'નો ખિતાબ આપીને મંદિરો તોડીને એને સ્થાને મસ્જિદો બાંધવાની કામગીરી સોંપી. એનો વિરોધ કરનારા પાસેથી ફરજિયાત જજિયાવેરો ઉઘરાવવામાં આવતો[૨૦] એણે કેટલાક હિંદુઓને ઇસ્લામમાં આણ્યા. જે રાજપૂતોએ ઇસ્લામ સ્વીકાર્યો તેઓ 'મોલે સલામ' કહેવાયા, જ્યારે વાણિયા અને બ્રાહ્મણ વહોરા કોમમાં ભળ્યા.[૨૧]

મહમૂદ બેગડાએ જૂનાગઢ પર ત્રીજી વાર (ઈ.સ. ૧૪૬૯ માં) આક્રમણ કર્યું ત્યારે એણે પોતાનો ઉદ્દેશ ઇસ્લામનો પ્રચાર કરવાનો સ્પષ્ટપણે જાહેર કર્યો હતો અને મનાયું છે કે જૂનાગઢના રા'માંડલિક ૩ જાને ઇસ્લામનો સ્વીકાર કરવાની ફરજ પાડી હતી.[૨૨] એણે ઈ.સ. ૧૪૭૨માં દક્ષિણ સિંધમાંના સોઢા અને સુમરા સરદારોને હરાવી એમાંના જેમણે ઇસ્લામનો સ્વીકાર કર્યો તે પૈકીના, કેટલાકને પોતાની સાથે લાવી સોરઠમાં વસાવ્યા અને આ નવા મુસ્લિમોને ઇસ્લામના સિદ્ધાંતો અને આચારોનું શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો[૨૩] મહમૂદ બેગડાએ ઈ.સ. ૧૪૭૩ માં દ્વારકા પર આક્રમણ કરી દ્વારકા અને બેટનાં ઘણાં મંદિર અને મૂર્તિઓ તોડી પાડયાં, અને દ્વારકાના રાજા ભીમને ક્રૂરતાપૂર્વક મારી નાખ્યો.[૨૪] ચાંપાનેરની જીત વખતે પકડાયેલા ચાંપાનેરના રાજા પતાઈ રાવળ(જયસિંહ)ની તથા એના પ્રધાન મંત્રી ડુંગરશીની ઇસ્લામનો સ્વીકાર કરવાના ઇનકાર માટે કતલ કરવામાં આવી. પતાઈ રાવળની બે કુંવરીઓને ઝનાનખાનામાં મોકલી આપવામાં આવી અને એના એક બાળ કુંવરને ઇસ્લામનો સ્વીકાર કરાવી એનું નામ 'હુસેન' રાખ્યું.[૨૫] મહમૂદ બેગડાએ રાણપુરના રાણજી ગોહેલને મારી એના ભાણેજ હાલુજી પરમારને મુસલમાન બનાવી ગાદી આપી, જે રાણપુરના 'મોલે સલામ' ગરાસિયાઓના આદિપુરુષ ગણાય છે.[૨૬]



સુલતાન મહમૂદ ૩ જાએ (ઈ.સ. ૧૫૩૭–૧૫૫૪) હિંદુઓ પાસેથી વાંટાની

જાગીરી લઈ લેવાનો હુકમ કર્યો. વળી એણે હિંદુઓને ઘોડેસવારી કરવાની અને હોળી–દિવાળીના તહેવાર જાહેરમાં ઊજવવાની મનાઈ ફરમાવી. હિંદુઓએ પોતાના જામા અને અંગરખાની બાંય કે ખભા પર સુલતાન પ્રત્યેની શરણાગતિ સૂચવવા લાલ રંગનું કપડું રાખવું એવો હુકમ ફરમાવ્યો. એણે દેવાલયોમાં પૂજા વખતે ઘંટ મૃદંગ કે કોઈ પણ વાજિંત્ર વગાડવાની મનાઈ કરી.[૨૭]

મુસ્લિમ શાસકોની બળજબરીથી લાચાર બનીને કેટલાક હિંદુએ એ ઇસ્લામનો સ્વીકાર કર્યો. જેમના ઉપર બળજબરી થઈ હશે તેઓમાંનો મોટો ભાગ હિંદુ ધર્મમાં પાછો આવવા ઇચ્છા રાખે. પરંતુ એમને પાછા લેવામાં આવતા નહિ. આવી સ્થિતિમાં એવા લોકોને ઇસ્લામમા જ રહી જવું પડયું.

મુસ્લિમોનું રાજકીય પ્રભુત્વ સ્થપાતાં કેટલાક લોકોએ સલ્તનતમાં નોકરી ધન ઐશ્વર્ય અને રાજ–કૃપા મેળવવાની લાલચથી પણ ઇસ્લામનો સ્વીકાર કર્યો. દિલ્હીના સુલતાનોની માફક આવાં પ્રલોભન આપવાં ગુજરાતના મુસ્લિમ શાસકોને પણ આવશ્યક હતાં. હિંદુઓના વિવિધ રાજવંશ હજી પણ વિદ્યમાન હતા અને તેઓ પોતાની રાજશક્તિનો ઉદ્ધાર કરવા માટે પ્રયત્નશીલ બનતા હતા. બીજી બાજુ રાજપૂતોમાં વીરો અને સૈનિકોની પણ ખોટ આવી નહોતી. આવી સ્થિતિમાં હિંદુઓનો એક વર્ગ ઇસ્લામનો સ્વીકાર કરીને મુસ્લિમ શાસનમાં સહાય કરે તો જ મુસ્લિમ શાસન દૃઢ થાય એમ હતું. એ માટે સુલતાનોએ જે હિંદુઓ ઇસ્લામનો સ્વીકાર કરે તેમને જજિયાવેરામાંથી મુક્તિ આપી અને એમનામાંના પ્રતિભાશાળીઓને સરકારી નોકરીમાં ઊંચા હોદ્દા આપવની નીતિ અખત્યાર કરી.[૨૮]

દિલ્હીના સુલતાન કુત્બુદ્દીન મુબારકશાહ ખલજી( ઈ.સ. ૧૩૧૬–૧૩૨૦ )એ પોતાના માનીતા સલાહકાર હસનને 'ખુસરોખાન'નો ખિતાબ એનાયત કરી વજીર બનાવ્યો હતો. આગળ જતાં એણે દિલ્હીનું તખ્ત કબજે કર્યું હતું.[૨૯] દિલ્હીના સુલતાન મુહમ્મદશાહ તુગલુકે ઈ.સ. ૧૩૩૯ માં ગુજરાતના નાઝિમ તરીકે નીમેલો મલિક મુકબિલ તિલંગી તાજો જ ધર્મપરિવર્તન કરીને હિંદુમાંથી મુસલમાન બનેલો હતો અને 'ખાનેજહાન નાયબ મખ્તયાર' ખિતાબ ધરાવતો હતો.[૩૦] ગુજરાતની સલ્તનતના વાસ્તવિક સ્થાપક મુઝફ્ફરશાહના પિતા વજીરુલ્–મુલ્ક અને કાકા શમશેરખાન મૂળ ટાંક જાતિના રાજપૂત હતા.[૩૧] ચાંપાનેરના ધર્માંતર કરાવીને મુસલમાન બનાવેલ મલેક હુસેનને સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાએ અહમદનગર ( હિંમતનગર ) નો નિઝામુલ–મુલ્ક નીમ્યો હતો.[૩૨]

એ સમયના હિંદુ સમાજની સ્થિતિ પણ ઇસ્લામના પ્રચાર માટે કેટલેક અંશે જવાબદાર હતી. હિંદુ સમાજ ઊંચ–નીચ વર્ણોના લોકોમાં વિભાજિત હતો. એમાં નીચા વર્ણની જનતાને ઉચ્ચ વર્ણની જનતા જેવા સામાજિક અને આર્થિક અધિકાર મળ્યા ન હતા. ઇસ્લામમાં એમને એ અધિકાર મળશે એમ લાગતાં એમણે ઇસ્લામને આવકાર્યો. નીચલા વર્ણની જ્ઞાતિઓએ ઇસ્લામનો સ્વીકાર કર્યો હોવાનાં અનેક દષ્ટાંત મળે છે; જેવીકે ઘાંચી ખત્રી છીપા કડિયા પિંજારા કુંભાર ધોબી કસાઈ ભિસ્તી રંગરેજ ભઠિયારા મોચી બારોટ ભોઈ તેલી ખારવા મતિયા મિયાણા મોમના વગેરે.[33]

ઉપર્યુક્ત પરિબળોને લઈને ગુજરાતમાં સલ્તનત કાલ દરમ્યાન ઇસ્લામનો પ્રચાર તેમ પ્રસાર થયો.

## સંપર્ક

સલ્તનત કાલ દરમ્યાન રાજકીય અને સામાજિક ક્ષેત્રે અહીં વસતી હિંદુ પ્રજા મુસ્લિમ શાસકો તથા પ્રજાજનોના વિશેષ સંપર્કમાં આવી.

નાઝિમોના શાસનમાં હિંદુ નાગરિકોને મહત્ત્વના રાજકીય હોદ્દા ભાગ્યે જ મળતા, પરંતુ સુલતાન અહમદશાહ ૧ લાના સમયથી એમને રાજ્યના વહીવટીતંત્રમાં ઉચ્ચ હોદ્દા અપાવા શરૂ થયા. વહીવટીતંત્રમાં સાધારણ રીતે બીજી પંક્તિના મોટા હોદ્દા હિંદુઓને આપવામાં આવતા. મહેસૂલખાતું હિસાબખાતું વગેરેમાં મોટે ભાગે હિંદુઓ જ હતા.[34] કહેવાય છે કે સુલતાન અહમદશાહ ૧ લાના મંત્રીમંડળમાં માણેકચંદ અને મોતીચંદ નામના બે વણિકોનો સમાવેશ હતો.[35] જૈન સાહિત્યમાંથી એના દરબારીઓમાં ગુણરાજ સંઘવી, ગદા મંત્રી અને કર્મણ મંત્રી એવાં નામ પ્રાપ્ત થાય છે.[36] રાયરાયાં નામનો હિંદુ અમીર મહમૂદ બેગડાના સમયમાં અમદાવાદમાં હતો.[37] આ સુલતાનના સમયમાં સુરતમાં ગોપીનાથ નામનો પ્રખ્યાત નાગર અમીર હતો. ફિરંગીઓ સાથેના ગુજરાતના સુલતાનોના ઝઘડામાં એણે સુલતાનપક્ષે અગત્યનો ભાગ ભજવ્યો હતો.[38] સુલતાન કુત્બુદ્દીને (ઈ.સ. ૧૪૫૧–૧૪૫૯) મેવાડના રાણા કુંભા સામે મોકલેલી સેનામાં રાય રાયચંદ( રામચંદ્ર કે અમીચંદ )ને આગેવાની સોંપી હતી.[39] હુમાયૂં સામે પાવાગઢના કિલ્લાનું રક્ષણ બહાદુરશાહે ઇખ્તિયારખાન તથા રાજા નરસિંહદેવને સોંપ્યું હતું.[40] એના સૌરાષ્ટ્રના નાઝિમ મુજાહીદખાનને કવિરાજ અને નૃસિંહ નામના બે જૈન કારભારી હતા.[41]

હવે રાજ્યતંત્રમાં હિંદુઓ અને મુસલમાનોને એકબીજાની નિકટ આવવાનો અવસર મળ્યો. વળી રાજકીય વર્ગના મુસલમાનોએ હિંદુ સ્ત્રીઓ સાથે લગ્ન કરવા માંડયાં તેથી એમનાં ઘરોમાં હિંદુ ઘરોનું સાંસ્કૃતિક વાતાવરણ પહોંચી ગયું. હિંદુ સ્ત્રીઓના પ્રભાવથી મુસલમાનોની ધાર્મિક કટ્ટરતા અને ક્રૂરતા ઘટી અને તેથી સાંસ્કૃતિક ક્ષેત્રે સમન્વય સાધવો સુગમ બન્યો. વળી શાંતિમય સમયમાં હિંદુ તથા મુસ્લિમ મહોલ્લામાં વસતા લોકોના પરસ્પર સંપર્કને લઈને તેઓની રહેણીકરણીમાં પરસ્પર અસર પ્રવર્તી.

આ સંપર્કની સારી માઠી અસર ભવાઈના વેશોમાં જોવા મળે છે, જેમાં સમાજજીવનનું પ્રતિબિંબ પડતું હોય છે; દા.ત., ઝંડા-ઝુલણ, મિયાં-બીબી વગેરે વેશ.

**અસરો**

ઇસ્લામનો ફેલાવો થવાથી ગુજરાતી સમાજમાં મુસ્લિમોનો એક વિભાગ ઉમેરાયો.

અલાઉદ્દીનની સેનાઓના સોમનાથ પરના આક્રમણ પછી હિંદુ પ્રજાએ સલામતી માટે નાસભાગ કરવા માંડી ને વિવિધ જ્ઞાતિઓ સ્થાનાંતર કરીને જ્યાં ત્યાં વેરાઈ–પથરાઈ ગઈ. આ જ્ઞાતિઓ જ્યાં ગઈ ત્યાં એમણે પોતાના વસવાટના મૂળ સ્થળની સૂચક અટકો ધારણ કરી; દા.ત. સોમપુરા બ્રાહ્મણ, સલાટ; ડીસાવાળ બ્રાહ્મણ, વાણિયા; જાલહરા (જાલોરા) બ્રાહ્મણ, વાણિયા; સાચોરા બ્રાહ્મણ, વાણિયા; અડાલજા બ્રાહ્મણ, વાણિયા; સોરઠિયા વાણિયા, વગેરે.[૪૨] આ કાલની બ્રાહ્મણો અને વાણિયાઓની ૮૪–૮૪ જ્ઞાતિ જાણવા મળે છે, જેમાંની કેટલીક સ્થાનાંતરને કારણે ઉદ્ભવેલી હોવાનું એમનાં મૂળ સ્થાનસૂચક નામો પરથી જણાય છે.[૪૩] ૧૩ મી સદીના અંતમાં અને ૧૪ મી સદીના પ્રારંભમાં કેટલાક લોક સૌરાષ્ટ્ર છોડી છેક દક્ષિણ ભારતમાં જઈ વસ્યા.[૪૪]

ખાણીપીણીના શોખીન અને ગરમ પ્રદેશોમાંથી આવેલા મુસ્લિમોને મીઠાઈ અને શરબત ઘણાં પ્રિય હતાં. ભારતના અન્ય પ્રદેશોની જેમ ગુજરાતમાં પણ એમની કેટલીક મીઠાઈઓ પ્રસ્તુત કાલમાં પ્રચલિત થઈ હોવાનું જણાય છે.  જલેબી, જુદી જુદી જાતના હલવા, બરફી, સક્કરપારા, શીરો, ગુલાબજાંબુ અને મેંદાની ઘણી વાનીઓ હિંદુઓએ અપનાવી. ૧૬ મી સદીના મધ્ય ભાગમાં મુઘલો ગુજરાતમાં આવી વસ્યા હોવાથી મુઘલ વાનીઓ પણ પ્રચલિત થઈ હોવા સંભવે છે.

ગુજરાતના સુલતાનોએ મસ્જિદો અને મહેલો જેવી જ ઇમારતો પાસે તેમજ અન્યત્ર છૂટી જગ્યાઓમાં બાગબગીચા કરાવી એમાં ઈરાન તુર્કસ્તાન બલૂચિસ્તાન તેમજ અફઘાનિસ્તાનનાં વૃક્ષ ગુજરાતની ભૂમિમાં વાવ્યાં. ત્યારથી અનાર અંજીર અંગૂર આલુ જરદાલુ તરબૂચ નારંગી નાસપતી ફાલસા ફુદીનો બદામ સફરજન વગેરે લીલાસૂકા મેવાનો અહીં વ્યાપક વપરાશ શરૂ થયો.[૪૫]

પ્રસ્તુત કાલમાં હિંદુઓના પોશાક પર મુસ્લિમ પોશાકનો કોઈ પ્રભાવ પડ્યો હતો કે કેમ એ નિશ્ચિત કરી શકાતું નથી.

મુસ્લિમોના સંપર્કથી ગુજરાતી ભાષામાં અરબી–ફારસી શબ્દોનો વપરાશ વધ્યો હોવાનું પ્રસ્તુત કાલની સમરારાસુ રણમલ્લ-છંદ કાન્હડદે-પ્રબંધ વિમલ-પ્રબંધ વગેરે કૃતિઓ પરથી જણાઈ આવે છે; જેમકે અમુક મીઠાઈઓ અને મેવાઓનાં નામ, અસવાર, કમાલ, કારીગરી, ખરચી, ખુદા, ખુશી, ચાચી, જવહરી (ઝવેરી), જંજીર, તેજી (તેજસ્વિતા), તોખાર (ઘોડો), બકાલ, બાજાર, બાંદી, બીબી, મજૂર, મીર, લાંચ, સાહિબ વગેરે.[૪૬]

બીજી બાજુ મુસ્લિમ સમાજજીવન પર હિંદુ સંસ્કૃતિનો પ્રભાવ પણ પડવા લાગ્યો. જે આખી ને આખી જ્ઞાતિઓએ ઇસ્લામ અંગીકાર કર્યો તેઓએ પોતાની અગાઉની રહેણીકરણી, પરંપરાગત પ્રથાઓ અને માન્યતાઓ ચાલુ રાખી. મુસ્લિમ કુટુંબોમાં પરણેલી હિંદુ સ્ત્રીઓએ અનેક હિંદુ પ્રથાઓને મુસ્લિમ પરિવારોમાં પ્રસ્થાપિત કરી.

હિંદુ જ્ઞાતિવ્યવસ્થા જેવા જ વર્ગભેદ મુસ્લિમ સમાજમાં પ્રવર્ત્યા. અગાઉ તુર્ક અફઘાન ઈરાની તુગની જેવા ભેદ હતા, પણ એમનું સ્વરૂપ હિંદુ જ્ઞાતિ જેવું નહોતું, પણ હવે ધીમે ધીમે ધંધો આંતરલગ્ન કોટિક્રમ અને કલ્પશુદ્ધિની ભાવના પર આધારિત જ્ઞાતિપ્રથા મુસ્લિમ સમાજમાં પણ સ્પષ્ટ થવા લાગી. સૈયદ શેખ પઠાણ વણકર વગેરે જ્ઞાતિઓ લગ્નવ્યવહાર માટે જ્ઞાતિમર્યાદા અપનાવવા લાગી.[૪૭]

ઇસ્લામમાં તલાક અને વિધવાપુનર્લગ્નની છૂટ હતી, પરંતુ તત્કાલીન હિંદુ સમાજની અસરથી એનો પ્રચાર ઘણો ઘટી ગયો.[૪૮]

હિંદુઓની અસરથી મુસ્લિમો પાન ખાવાના શોખીન બની ગયા. હિંદુ કન્યાઓએ મુસ્લિમો સાથે લગ્ન કર્યાં પછી સેંથીમાં સિંદૂર પૂરવાનું ચાલુ રાખ્યું, જેનું અનુકરણ અન્ય મુસ્લિમ સ્ત્રીઓ પણ કરવા લાગી.



હિંદુ સમાજની માન્યતા મુજબ ભૂત–પ્રેત અને ડાકણમાં માનવું, નજર લાગવાની બાબતમાં વિશ્વાસ કરવો, મંત્રયુક્ત યંત્ર કે દોરા અથવા તાવીજ

બાંધવાં હિંદુઓમાં પ્રચલિત બધાં જ શુકન–અપશુકન માનવાં, વગેરે હિંદુ પ્રભાવનું પરિણામ છે.૪૯

ઇસ્લામના ઇસ્માઇલી ખોજા પંથ પર હિંદુ ધર્મનો વ્યાપક પ્રભાવ પડ્યો હોવાનું ઉપર દર્શાવવામાં આવેલું છે.૫૦

ભારતીય મુસ્લિમ સ્થાપત્ય પર હિંદુ સ્થાપત્ય-કલાનો કેટલોક પ્રભાવ પડ્યો છે, પરંતુ એમાંય અન્ય પ્રાંતોની સરખામણીમાં ગુજરાતમાં આવો પ્રભાવ વિશેષ જોવા મળે છે.

ભારતના અન્ય પ્રાંતોની જેમ ગુજરાતમાં કેટલાંક મંદિરોને મુસલમાનોએ મસ્જિદમાં ફેરવી નાખ્યાં. મંદિરોનાં શિખર તોડીને એને સ્થાને એના જ અવશેષોમાંથી ગોળ ઘુંમટ બનાવી દીધો. ગર્ભગૃહ અને મંડપ વચ્ચેની દીવાલો તોડીને તેમજ એમાંની મૂર્તિઓને તોડી-ફોડી નાખીને ત્યાં નમાજ પઢવા માટેના લિવાનની રચના કરી લેવામાં આવી. મંદિરની કેટલીક વેલબુટ્ટા જેવી સજાવટ યથાવત રખાઈ, જ્યારે દેવદેવીઓ અને અન્ય મનુષ્યાકૃતિઓને ખંડિત કરવામાં આવી કે ઘસી નાખીને એને સ્થાને ફૂલવેલ જેવી આકૃતિઓ કરવામાં આવી. મંદિર પાસે આવેલા કુંડને હોજમાં ફેરવી નાખવામાં આવ્યો. મુસ્લિમ ઇજનેરોની દેખરેખ નીચે હિંદુ શિલ્પીઓ પાસેથી આ કામ લેવામાં આવ્યું. અહીંના શિલ્પીઓએ પણ પોતાના મુસ્લિમ સ્વામીઓની રુચિને અનુકૂળ મસ્જિદો મકબરા રોજા અને મહેલ બનાવ્યાં. આ શિલ્પીઓએ મુસ્લિમ ઇમારતોના બાહ્ય સ્વરૂપને અકબંધ રાખીને એમાં હિંદુ શૈલીનાં કેટલાંક સુશોભનાત્મક તત્ત્વ ઉમેર્યાં. પરિણામે મુસ્લિમ સ્થાપત્યની નરદમ સાદાઈ ઘટવા લાગી અને એ ઇમારતો ભવ્ય અને મનોહર દેખાવા લાગી. એનાથી પ્રભાવિત થયેલા મુસલમાનોએ એનો સહર્ષ સ્વીકાર કરી લીધો.૫૧

અહીંના મુસ્લિમ સ્થાપત્યમાં બૌદ્ધ હિંદુ અને જૈન કલાનાં સુંદર તત્ત્વોનો સમન્વય આ કાલમાં થયો. એમાં જૈન કલાનો પ્રભાવ વિશેષ રહેલો છે. આ ઇમારતોમાં સોમપુરા શિલ્પીઓએ અદ્ભુત રચના–કૌશલ અને શિલ્પ-કસબ દર્શાવ્યાં. સ્તંભો અને પાટડાઓ તેમજ ગોખલા અને ઝરૂખાની રચના અને કમાન કંદોરા તથા મહેરાબોની સજાવટની બાબતમાં હિંદુ શૈલીનો વ્યાપક પ્રભાવ જોવા મળે છે.૫૨



શ્રી રત્નમણિરાવ જોટ કહે છે તેમ "ભરપૂર અલંકાર સાથે જ સ્વચ્છ સાદાઈનો, મજબૂતાઈ સાથે લાવણ્યનો જે સુમેળ ગુજરાતના મુસ્લિમ સ્થાપત્યમાં સધાયો છે એવો હિંદના અન્ય પ્રાંતના કે હિંદ બહારના દેશોના સ્થાપત્યમાં જોવો મુશ્કેલ છે."૫૩

## પાદટીપ

૧. S. C. Misra, 'Medieval History', *Souvenir, 66th session of Indian National Congress Bhavnagar*, Part III, p. 94
૨. વિગતો માટે જુઓ ગ્રંથ ૪, પૃ. ૩૭૫ અને પછીનાં પૃષ્ઠ.
૩. કરીમ મહમદ માસ્તર, 'મહાગુજરાતના મુસલમાનો', ભાગ ૧-૨, પૃ. ૧૭-૧૮
૪. જુઓ ઉપર પૃ. ૯૯.
૫. S. C. Misra, *Muslim Communities in Gujarat (MCG)*, pp. 22-23
૬. *Ibid.*, p. 23; કરીમ મહમદ માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૧૬૭-૧૬૮
૭. જુઓ ઉપર પૃ. ૩૩૩.
૮. S. C. Misra, 'Mediaval History', *op. cit.*, p. 94
૯. વિગતો માટે જુઓ પ્ર. ચિ. પરીખ, 'ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ', ભાગ ૩, પૃ. ૧૭૬.
૧૦. એજન, ભાગ ૨, પૃ. ૧૮૧-૧૮૩
૧૧. સદુદ્દીનના ચોક્કસ સમયની બાબતમાં ઘણો મતભેદ પ્રવર્તે છે, પરંતુ તેઓ સલ્તનત કાલમાં થયાનું નિશ્ચિત જણાય છે. આ ચર્ચા માટે જુઓ S. C. Mirsa, *MCG*, p. 58.
૧૨. S. C. Misra, *MCG*, p. 58. કરીમ મહમદ માસ્તરે 'સતદેવ' અને 'હરચંદ' નામ આપ્યાં છે (ઉપર્યુક્ત પૃ. ૨૦૪), જ્યારે ભગવદ્ગોમંડલમાં 'સહદેવ' અને 'હરખચંદ' આપેલાં છે.
૧૩. S. C. Misra, *MCG*, p. 58; ઉપર પૃ. ૩૮૦
૧૪. S. C. Misra, *Ibid.*, pp. 60-61
૧૫. *Ibid.*, p. 14; પ્ર. ચિ. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૩, પૃ. ૧૭૭
૧૬. જુઓ ઉપર પૃ. ૪૩-૪૪.
૧૭. M. S. Commissariat, *History of Gujarat*, Vol. I, p. 80; S. C. Misra, *Rise of Muslim Power in Gujarat (RMPG)*, p. 175; જુઓ ઉપર પૃ. ૭૬.
૧૮. *Mirati Sikandiri*, p. 17
૧૯. S. C. Misra, *RMPG*, p. 182
૨૦. M. S. Commissariat, *op. cit.*, p. 80
૨૧. ઉપર પૃ. ૧૨૦, પાદટીપ ૩૬
૨૨. ઉપર પૃ. ૯૧
૨૩. *Mirati Sikandiri*, p. 60
૨૪. *Ibid.*, pp. 60-62
૨૫. *Ibid.*, p. 67; ઉપર પૃ. ૯૫

૨૬. ૨. ભી. જોટ, 'ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ ઇસ્લામ યુગ', ખંડ ૨, પૃ. ૫૧૨ તથા એ ઉપરની પાદટીપ ૮૩

૨૭. *Mirati Sikandiari*, p. 239 ૨૮. પ્ર. ચિ. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૨, પૃ. ૧૪

૨૯. M. S. Commissariat, *op.* cit., pp. 17–18

૩૦. ઉપર પૃ. ૩૦ ૩૧. જુઓ ઉપર પૃ. ૫૩

૩૨. જુઓ ઉપર પૃ. ૧૩૩, પાદટીપ ૪

૩૩. કરીમ મહમદ માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૧૦૭ અને પછીનાં પૃ૦ઠ

૩૪. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૩૫૩, ૪૬૯

૩૫. *Rasmala*, Part I, pp. 318f.

૩૬. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૩૫૩ ઉપરની પાદટીપ ૭

૩૭. એજન, ખંડ ૨, પૃ. ૫૦૮; ઉપર પૃ. ૬૨ ૩૮. એજન, ખંડ ૩, પૃ. ૬૮૭

૩૯. એજન, ખંડ ૨, પૃ. ૪૪૨, ૪૬૯ ૪૦. એજન, ખંડ ૩, પૃ. ૭૪૪

૪૧. એજન, ખંડ ૩, પૃ. ૭૧૮–૧૯ અને એ પરની પાદટીપ ૯૬

૪૨. ભો. મ. શાહ, " નરસિંહ મહેતા પૂર્વેના પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વ્યક્ત થતું સમાજજીવન", પૃ. ૪૨, ૪૫; ધી. ધ. શાહ, 'વિમલપ્રબંધ-અધ્યયન', પૃ. ૧૧૩

૪૩. જુઓ ઉપર પૃ. ૨૭૭, પાદટીપ ૩ અને ૭.

૪૪. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૧, પૃ. ૧૪૦

૪૫. નરોત્તમ વાળંદ, 'ગુજરાત' દીપોત્સવી-અંક, વિ. સં. ૨૦૨૩, ખંડ ૧, ઉપર્યુક્ત, પૃ. ૧૪૪

૪૬. ધી. ધ. શાહ, ઉપર્યુક્ત, પૃ. ૧૩૭

૪૭. કરીમ મહમદ માસ્તર, ઉપર્યુક્ત, પૃ. ૧૨; ઉપર પૃ. ૨૭૨–૨૭૪

૪૮. એજન, પૃ. ૭૮, ઉપર પૃ. ૨૭૪

૪૯. એજન, પૃ. ૪૭૭, ૫૨૨, ૫૩૧–૩૪ વગેરે

૫૦. ઉપર પૃ. ૩૭૯–૩૮૨

૫૧. પ્ર. ચિ. પરીખ, ઉપર્યુક્ત, ભાગ ૨, ૧૮૮-૧૮૯, ૧૯૨

૫૨. એજન, ભાગ ૨, પૃ. ૨૦૨–૨૦૪

૫૩. ૨. ભી. જોટ, ઉપર્યુક્ત, ખંડ ૨, પૃ. ૩૭૭



*

# ખંડ : ૪

## પુરાવસ્તુ

### પ્રકરણ ૧૪

## સ્થળ-તપાસ અને ઉત્ખનન દ્વારા મળેલી માહિતી

સામાન્યતઃ આપણા ઇતિહાસના અધ્યયનમાં સોલંકી કાલ પછીની સંસ્કૃતિનો અભ્યાસ પ્રમાણમાં ઓછો કરવામાં આવ્યો છે, પ્રમાણમાં નવા જ ગ્રંથોનો તેમજ પ્રમાણમાં નવી વસ્તુઓનો અભ્યાસ પણ ઘણો ઓછો થયો છે. આ ઉપેક્ષા-વૃત્તિનું પોષક બળ અત્યંત પ્રાચીન વસ્તુઓની શોધની ભાવના છે. પુરાવસ્તુમાં આપણે ત્યાં પ્રાગ્-ઇતિહાસ અને પ્રાચીન ઇતિહાસના પદાર્થોને આવરી લઈને પ્રમાણમાં નવા લાગતા પદાર્થોના અભ્યાસમાં દુર્લક્ષ સેવી એનો પૂરતો અભ્યાસ કરવામાં આવતો નથી, તદુપરાંત સોલંકીઓના અસ્ત પછીના રાજ્ય-પલટામાં ધર્મનું તત્ત્વ પ્રમાણમાં વધુ ભાગ ભજવતું થયું હોવાની માન્યતા છે. જૂનાં રાજરજવાડાં લગ્નાદિ સંબંધોનો રાજ્યોના સંબંધો વધારવા ઉપયોગ કરતાં હતાં એમ છતાં જાણે કે દેશ ધાર્મિક દૃષ્ટિએ જુદા જુદા વિભાગોમાં વહેંચાઈ ગયો હોય એવો આત્યંતિક વિચાર ફેલાવવાના પ્રયાસોને લીધે પણ આ કાલના અધ્યયન પ્રત્યે થોડુંઘણું દુર્લક્ષ સેવાય છે.

આવી પરિસ્થિતિમાં પણ આ કાલની સંસ્કૃતિનો અભ્યાસ કરવા માટે કેટલાંક પ્રબળ કારણ પણ છે. આ કાલની ઘણી સામગ્રી—સ્થાપત્યાવશેષો, ગ્રંથ-ભંડારોમાંના ગ્રંથો કે એની નકલો, નગરો વગેરે પ્રાપ્ત થતાં હોવાથી એની જાણ્યે-અજાણ્યે નોંધ લેવાયેલી હોઈ, એનો કેટલોક અભ્યાસ થાય છે. પ્રાચીન ગામડાં-ઓમાં આ કાલના થર લગભગ ઉપર હોવાથી અને એનું ઉત્ખનન કર્યા પછી નીચેના થર મળતા હોવાથી એની નોંધ પુરાવસ્તુવિદોને લેવી પડતી હોય છે અને તેથી જાણ્યે-અજાણ્યે આ કાલની સામગ્રીનો કેટલોક અભ્યાસ થયો છે.

આ કાલની ભૌતિક સામગ્રીમાં નગરો, સ્થાપત્યાવશેષો, માટીકામની વસ્તુઓ, ધાતુની વસ્તુઓ વગેરે મુખ્યત્વે નજરે પડે છે તેનો ગુજરાતમાં અભ્યાસ શરૂ કરવામાં આવ્યો છે. એને બળે કેટલીક માહિતી પ્રાપ્ત થઈ છે. એની મદદથી અને ગુજરાતમાં થયેલાં કેટલાંક ઉત્ખનનોમાંથી પ્રાપ્ત થયેલી માહિતીની સહાયથી અહીં કેટલીક માહિતી આપવામાં આવે છે.

**માટીકામ**

સામાન્યતઃ ધાતુની શોધ પહેલાં માટીકામ સારું હતું એવો અભિપ્રાય જોવામાં આવે છે. આપણે ત્યાંના માટીકામમાં સોલંકી કાલની જે આછી-પાતળી માહિતી છે તે જોતાં, એના કેટલાક અંશ આ કાલમાં ચાલુ રહ્યા અને કેટલાક અંશ નવા ઉમેરાયા એમ લાગે છે. ચાલુ રહેલા અંશોમાં સાદાં તથા ઘૂંટેલાં લાલ તેમજ કાળાં વાસણોનો ઘાટ ખાસ બદલાયો નથી, પરંતુ એનાં ઢાંકણાંઓમાં વિશિષ્ટ ઘાટ સળવા લાગે છે.

આપણે ત્યાં ઢાંકણાંઓ તરીકે કોડિયાં કે ચપણોનો ઉપયોગ કરવામાં આવે ત્યારે એ બેનો ભેદ તારવવાનું શક્ય બનતું નથી, પરંતુ વિશિષ્ટ ઘાટનાં ઢાંકણાંની બનાવટ પરખાય છે. આ કાલમાં ત્રણેક જાતનાં ઢાંકણાં દેખાય છે. આ ઢાંકણાંઓમાં એક પ્રકારના ઢાંકણાનો મોગરો નાનો અને ચપટો હોય છે, અને ઢાંકણું કોડિયા જેવું હોય છે (આકૃતિ ૧૩). બીજા પ્રકારના ઢાંકણામાં અંદરના ભાગમાં એને પકડવાનો હાથો કે વચ્ચે નાની કૂલડી જેવો ઘાટ બનાવવામાં આવે છે, જ્યારે ત્રીજા પ્રકારનું ઢાંકણું સુશોભિત પોલા મોગરાવાળું અને ઘંટાકૃતિ હોય છે. આ પ્રકારનાં ઢાંકણાંઓનો ઉપયોગ હાલમાં જોવામાં આવતો નથી, પરંતુ બીજા પ્રકારનાં ઢાંકણાં અદ્યાપિ વપરાશમાં છે. ઘંટાકૃતિ ઢાંકણાં આખાં ભાગ્યેજ મળે છે, પરંતુ એના મોગરા અને નીચેના ભાગ છૂટા મળી આવે છે. પિત્તળનાં વાસણોમાં આ ઘાટ ગઈ સદી સુધી કવચિત્ બનતો હતો, પરંતુ આજે એની બનાવટ તેમ ઉપયોગ બંધ થઈ ગયાં છે.

આ ઉપરાંત મધ્યકાલનાં લાલ ઓપવાળાં વાસણોમાં મળતી પ્યાલી પણ વિશિષ્ટતા ધારણ કરે છે. નાની ગોળ ઊભી બેઠક પર નાનીમોટી સુંદર પ્યાલીઓ બનાવવામાં આવતી. આ પ્યાલાં આસવપાત્ર હોવાનો સંભવ છે. એનો ઘાટ જેને અંગ્રેજીમાં wine-cup કહેવામાં આવે છે તેને કંઈક મળતો છે. આ વાસણો ગાળેલી માટીમાંથી બનાવવામાં આવે છે અને એનો ચળકાટ તથા એનું દળ એટલું સારું હોય છે કે બિનઅનુભવી અભ્યાસી એને ઈ.સ.ની શરૂઆતનાં

ઘણી પ્રશંસા પામેલાં લાલ ઓપવાળાં વાસણ ગણવા માટે પ્રેરાય. આ વાસણોનાં ઉત્તમ કક્ષા પ્રશંસનીય છે. આ જાતના ઘડતરનાં નાનાંમોટાં વિવિધ કદનાં અનેક ઘાટનાં વાસણ પણ મળી આવે છે. આ બધાં વાસણ સામાન્ય વપરાશનાં હોવાને બદલે વિશિષ્ટ ખાનપાનાદિમાં વપરાતાં હોવાનો વધુ સંભવ છે. સામાન્ય વપરાશનાં વાસણોની સરખામણીમાં આ વાસણો સફાઈદાર અને કેટલીક વાર સુશોભિત કરવામાં આવેલાં દેખાય છે.

સલ્તનત કાલનાં આ વાસણો ઉપરાંત ઓપવાળાં વિવિધ ઘાટનાં વાસણ લાક્ષણિક ગણાય છે. આ વાસણોની વિવિધ જાતો અસ્તિત્વમાં હતી તે પૈકી લાલ વાસણો પર ચડાવેલા કાચના ઓપવાળાં પાત્રોની પરંપરા નષ્ટ થઈ ગઈ છે. આ વાસણોમાં થાળી કટોરા લોટા મુખ્યત્વે જોવામાં આવે છે. લીલા ભૂરા તથા ક્વચિત્ સફેદ રંગના ઓપવાળાં આ વાસણ સાદાં તથા ચીતરેલાં હોય છે. એ ચીતરેલાં વાસણોમાં થાળીનું પ્રમાણ વધારે હોય છે અને એમાં મુખ્યત્વે ફૂલવેલની ભાતો નજરે પડે છે. મોટે ભાગે આ ચિત્રકામ કાળા રંગે થયેલું હોય છે (આકૃતિ ૧૪). આ વાસણો પરનો ઓપ તપાસતાં એમાં જાતજાતની કક્ષાઓ દેખાય છે. કેટલાંક વાસણોનો ઓપ સારો હોય છે, જ્યારે બીજાંઓના ઓપમાં વાયુ નીકળવાથી પડેલાં છિદ્ર હોય છે.

આવાં ઓપ ચડાવેલાં વાસણોમાં મોટે ભાગે એક જ બાજુ પર ઓપ હોય છે અને બીજી બાજુ ખુલ્લી હોય છે, જ્યારે એના બીજા પ્રકારોમાં બંને બાજુ પર ઓપ ચડાવેલો હોય છે. આ પ્રકારમાં વિવિધ જાતનાં વાસણ મળી આવે છે. એમાં વચ્ચેનો ભાગ સફેદ, પણ એનું પોત કાંકરીવાળું હોઈ એ જુદાં તરી આવે છે; ચીનથી આયાત થતાં વાસણ આ કાલમાં ઘણા પ્રમાણમાં મળે છે.

ચીનમાં સારાં વાસણ બનાવવાની પરંપરા જૂની છે, પરંતુ આશરે સાતમી સદી પછી ત્યાંની વાસણ બનાવવાની પરંપરાનો ઘણો વિકાસ થાય છે, અને એ વિકાસના પરિણામે લીલા રંગનાં 'માર્તબાની' 'ઘોરી' વગેરે નામે ઓળખાતાં વાસણ ઘણા દેશોમાં નિકાસ થતાં દેખાય છે. આવાં વાસણ યુરોપ આફ્રિકા અને એશિયાના જુદા જુદા ભાગોમાં છેલ્લાં હજાર વર્ષોમાં ચીનથી જતાં. ચીનનાં આ વાસણોનાં મોહમય અસરને લીધે એની માંગ ઘણી રહેતી. એના અવશેષ ચીન બહાર ઘણા દેશોમાંથી મળી આવે છે. ગુજરાતમાંથી આ વાસણોના નમૂના વડોદરા ખંભાત ચાંપાનેર ભરૂચ વટવા વગેરે અનેક સ્થળોએથી મળ્યા છે તેમાં પણ કટોરા અને થાળી મુખ્યત્વે જોવામાં આવે છે. આ વાસણો મોટે ભાગે સાદાં હોય છે, પરંતુ કેટલીક વાર એની માટી ભીની હોય ત્યારે

એની પર પડઘી પાડી હોય છે કે સુશોભન બનાવ્યાં હોય છે. આ વાસણો મુખ્યત્વે લીલા રંગનાં હોય છે અને એની પર કુદરતી રીતે ઝીણી વાનતડ પડેલી હોય છે. આ વાનતડને લીધે એની પરીક્ષા કરવાની એક પરંપરા કલાના અભ્યાસી લોકોમાં ચાલુ છે.

ચીનથી આયાત થતાં બીજાં વાસણ સફેદ રંગનાં હોય છે અને એની ઉપર ભૂરા રંગે ચિત્રકામ કરેલું હોય છે. આ વાસણ મિંગ વંશના સમયમાં બનતાં. એમાં જુદા જુદા રાજવીઓની નીતિની તથા વેપારની ચડતી પડતીની અસર થતી. ૧૪ મી સદીથી સંભવતઃ આ વાસણો જુદા જુદા પ્રસંગે આપણા દેશમાં આવતાં રહ્યાં છે અને એ મિંગ વંશ બાદ પણ આવતાં હતાં. આ પરંપરાનાં વાસણોમાં કટોરા, થાળી, નાનીમોટી શીશીઓ, નાનીમોટી કોઠીઓ વગેરે ઘણા ઘાટ જોવામાં આવે છે. આ વાસણો પર ફૂલવેલની ભાત તેમજ કેટલીક વાર પંખીઓનાં ચિત્ર અને ભૌમિતિક ભાત વગેરે નજરે પડે છે. આ વાસણ અત્યારનાં ચિનાઈ વાસણો જેવાં હોઈ એનાં પ્રાપ્તિસ્થાનોનો ચોક્કસ ખ્યાલ ન હોય અને એનાં ચિત્રોની વિગતોનો ખ્યાલ ઓછો હોય તો એ પારખવાં મુશ્કેલ પડે છે. જ્યારે આ વાસણોને તળિયે ચીની લિપિમાં લખાણ હોય ત્યારે એ ચીનથી આયાત થયેલાં હોવાનું સ્પષ્ટ સમજાય છે, પરંતુ આ વાસણો પૈકી કેટલાંકની ઉપર સુંદર દેવનાગરી લિપિમાં લખાણ હોય છે. આ લખાણ જોઈને કેટલાક એ વાસણો ભારતમાં બન્યાં હતાં એમ માનવાને પ્રેરાય, પરંતુ આ વાસણોનું ઘડતર તેમ પોત વગેરે જોતાં એ પરદેશથી આયાત થયેલાં હોવા બાબત શંકા રહેતી નથી.

ચીની લિપિમાં લખાણો વાંચવા માટે આપણને ભાષાજ્ઞાનના અભાવે મુશ્કેલી પડે છે, પરંતુ ગુજરાતમાં મળેલાં વાસણો પર 'સારું નસીબ' 'મહાન મિંગ રાજવંશ દરમ્યાન બનેલાં' વગેરે અર્થનાં લખાણ જોવામાં આવ્યાં છે. આ વાસણો પરનાં લખાણ વંચાયા બાદ ચીન સાથેના વેપારની કેટલી બધી અસર આપણે ત્યાં હતી એનો ખ્યાલ આવે છે.

ચીનથી આયાત થતાં વાસણોમાં એક બાજુ ભૂરાં અને બીજી બાજુ સફેદ એવાં વાસણ પણ મળ્યાં છે. આ તમામ વાસણોને ચીની લોકો 'પથ્થર જેવાં વાસણો' તરીકે ઓળખે છે. આપણે ત્યાં એ 'ચીની વાસણો'ને નામે ઓળખાય છે, જ્યારે યુરોપમાં એને 'ડુક્કરના દાંત જેવાં સફેદ વાસણો' તરીકે ઓળખવામાં આવે છે. આજનાં પ્યાલા રકાબી જેવાં આ વાસણ જૂનાં સ્થળો પરથી મળે ત્યારે એનો યોગ્ય ખ્યાલ ન હોય ત્યાંસુધી એને તદ્દન નવાં વાસણ ગણીને

એકત્ર કરવામાં આવતાં નથી. અધ્યયન માટે એક અંતરાય છે, પરંતુ એનું પ્રાપ્તિસ્થાન, એના પરની ભાત વગેરેનો સારો અભ્યાસ થયા પછી આ વાસણોની યોગ્ય પરીક્ષા કરવાનું અનુકૂળ થઈ પડે છે. આપણા દેશનાં ઘણાં કુટુંબોમાં ચીનથી આયાત થયેલાં સુંદર વાસણોનો સંગ્રહ હોય છે; એની તપાસ કરીને એનું યોગ્ય અધ્યયન કરવાથી ભારત અને ચીનના આ સંબંધ વધુ સ્પષ્ટ થતા જશે.

ચીનથી આવેલાં મનાતાં કેટલાંક વાસણ બ્રહ્મદેશ પ્રથેટ–થાઈ (થાઇલૅન્ડ) વિયેટનામ આદિ પ્રદેશોમાંથી આવ્યાં હોવાનો પૂરતો સંભવ છે. આવાં વાસણ મુખ્યત્વે 'માર્તબાની' કે 'ઘોરી' પ્રકારનાં વાસણોમાં હોવાની શકયતા રહે છે. ચીનનાં વાસણોની અને આ વાસણોની પરંપરા એક જ હોવા છતાં સ્થાનિક પરિસ્થિતિ અને રુચિને લીધે એમાં થોડા ઘણા ફેરફાર હોય છે, અને એની યોગ્ય તપાસ કરવાથી આ પ્રદેશમાંથી મધ્યકાલમાં આવેલાં વાસણ પરખાય છે અને એ પ્રદેશ સાથેના આપણા સંબંધોનો ખ્યાલ આવે છે.

આ વાસણો ઉપરાંત કેટલીક ઓપ ચડાવેલી કોઠીઓ પણ આ કાલનાં સ્થળોએથી મળી આવે છે. સામાન્ય રીતે આશરે વીસથી ચાળીસ કિલોગ્રામ દાણા રહે તેવી આ કોઠીઓ વેપારમાં વસ્તુઓ ભરીને આણવામાં આવી હશે, પરંતુ મૂળ પદાર્થ વપરાઈ ગયા પછી હાલના પૅકિંગના ડબ્બાની માફક એનો જુદા જ કામ માટે ઉપયોગ થતો હશે.

પરદેશી કોઠીઓની સાથે દેશી મોટી કોઠીઓ પણ હાથે બનાવવમાં આવતી હોય એમ લાગે છે. આ કોઠીઓનાં તળિયાં સપાટ કે ગોળાકાર હોય છે અને એનાં મોં પહોળાં હોય છે. એમાં કિવન્ટલ કે એનાથી વધારે દાણા સમાઈ શકે તેવડી મોટી એ કોઠીઓ હોય છે. આ હાથે બનાવેલી કોઠીઓની સાથે કેટલીક નાની નળાકાર માટીની પવાલી દેખાય છે તે જમીનમાં દાટીને એનો 'દપટ' તરીકે ઉપયોગ કરવામાં આવતો હોય એમ લાગે છે. માટીનાં બીજાં સાધનો-માં નળિયાં ઈંટો જેવી ઇમારતી વસ્તુઓ અને રમકડાં વગેરે બનાવવામાં આવતાં. આ કાલમાં અર્ધગોળ નળિયાં બનાવવાની પરંપરા શરૂ થતી દેખાય છે અને એ અદ્યાપિ ચાલુ છે. ૧૫ મી સદીથી આ પ્રકારનાં અર્ધગોળ નળિયાં બનાવવામાં આવતાં, પરંતુ એની સાથે નીચેનો ભાગ સપાટ અને બંને બાજુએ ઊભી ધારવાળાં થાપલાં પણ બનાવવામાં આવતાં. થાપલાંની પરંપરા જૂની છે, પરંતુ એ પણ નળિયાંની માફક અદ્યાપિ ચાલુ છે. આ પરંપરા પતરાં અને હવે ભરવામાં આવતાં ધાબાંને લીધે નષ્ટ થતી જાય છે. નળિયાંની બનાવટ બે પ્રકારની રહેતી : એક પ્રકાર માત્ર સાદાં અર્ધગોળ નળિયાંનો હતો, જ્યારે બીજા પ્રકારનાં નળિયાં પર

વાસણોની માફક કાચનો ઓપ ચડાવવામાં આવતો. આ નળિયાંનું પ્રમાણ ઓછું છે. રાજમહેલ પર કે સેનાપતિ કે પ્રધાન જેવા મોટા અધિકારીઓનાં મકાનો પર આવાં નળિયાં વપરાતાં હોય એમ લાગે છે. એ જમાનાના માનનીય સંતોનાં રહેઠાણ પર પણ આવાં નળિયાંઓનો ઉપયોગ થતો હોય એમ ઉપલબ્ધ પુરાવા પરથી લાગે છે.

આ કાલમાં બનેલી ઈંટો સારી રીતે પકવેલી હતી, પરંતુ એ ૩૦ સેન્ટિમીટર જેટલી લાંબી, ૨૦ થી ૨૨ સેન્ટિમીટર જેટલી પહોળી અને ૭ થી ૮ સેન્ટિમીટર જેટલી જાડી હોવાનું સમજાય છે. આ કદ ૧૫ મી–૧૬ મી સદીનું છે.

ઈંટોનો ઉપયોગ સારા પ્રમાણમાં થતો. એ કિલ્લા મકાનો કુંડો વગેરે તૈયાર કરવા તથા ફર્શબંધી કરવા માટે એમ વિવિધ રીતે વપરાતી. એને માટીમાં કે ચૂનામાં બેસાડવામાં આવતી.

માટીનાં પકવેલાં રમકડાં પણ આ કાલમાં મળ્યાં છે. એમાં ઘોડાનું પ્રમાણ ઘણું દેખાય છે. ખાસ કરીને જીન ગોઠવેલા ઘોડાના ટુકડા ઘણા મળી આવે છે. એની સરખામણીમાં બીજાં રમકડાં ઓછાં દેખાય છે. એમાં વૃષભ, ઘેટાં (આકૃતિ ૧૫), ભેંસ વગેરે પશુઓ અને લખોટા ફૂકા વગેરે વસ્તુઓનો સમાવેશ થતો.

**પથ્થરો**

માટીની આ વિવિધ વસ્તુઓના પ્રમાણમાં ઓછી, પરંતુ બીજા પદાર્થોની સરખામણીમાં વધારે વસ્તુઓ પથ્થરની બનેલી નજરે પડે છે. આ કાલમાં હિંમતનગર નાથકૂવા વગેરે સ્થળોની ખાણો ગુજરાતમાં ચાલુ હતી. ધ્રાંગધ્રા અને બીજાં સ્થળોએ સૌરાષ્ટ્રમાં પણ ખાણો ચાલુ હોવાનું સકારણ માની શકાય. ઇમારતમાં વપરાયેલા પથ્થર જોતાં એ દક્ષિણ ગુજરાત, મધ્ય ગુજરાત, સૌરાષ્ટ્ર, તેમજ આબુ ડુંગરપુર ઇત્યાદિ સ્થળોએથી આણ્યા હોય એમ એની જાતો તપાસતાં લાગે છે. આ પથ્થરો પર સારાં સુશોભન થઈ શકતાં હતાં.

પરંતુ આ પ્રદેશના પથ્થર મધ્યકાલમાં વિવિધ રીતે વપરાતા લાગે છે. એમાં પથ્થરનાં ગોળાઓ ઘંટીઓ નીશા નીશાતરા સરાણ વગેરેનો ઉપયોગ સ્પષ્ટ થાય છે. પથ્થરના ગોળાઓનાં વિવિધ કદ જોવામાં આવ્યાં છે. એકાદ સેન્ટિમીટર-થી શરૂ કરીને ૬૦ સેન્ટિમીટર જેટલા વ્યાસના આ ગોળાઓમાં નાના ગોળા લખોટી કે લખોટા તરીકે રમકડાં હોવાનો પૂરતો સંભવ છે, પરંતુ પંદરેક સેન્ટિ-મીટરથી મોટા વ્યાસના અને ઘણા ભારે ગોળાઓનો ઉપયોગ 'મકરયંત્ર' 'ઢેકલી' જેવાં નામોથી ઓળખાતાં યંત્રોમાંથી શત્રુઓ પર ફેંકવા માટે થતો હતો. આ

પથ્થરો ફેંકીને દુશ્મનોનાં હાડ ભાંગી નાખતા તથા ઘણા ભારે પથ્થરો સજ્જ હાથીઓને છૂંદી નાખતા, એવાં વર્ણનો પરથી આ વજનદાર પથ્થરોનો મારક સાધન તરીકેનો ઉપયોગ સ્પષ્ટ થાય છે. આવા ગોળા જાલોર અને ચાંપાનેર જેવાં સ્થળોએ આ કાલના અવશેષોમાં જોવામાં આવ્યા છે, એ પરથી સમજાય છે કે તોપનો ઉપયોગ વધ્યો તે પહેલાં આ સાધન વપરાતાં હતાં. ગુજરાતમાં ૧૫ મી સદીના અંત સુધી આ પ્રકારનાં મારક સાધન વપરાતાં અને એનો દુર્ગના રક્ષણ માટે વ્યવસ્થિત ઉપયોગ કરવામાં આવતો હોવાના પુરાવા લક્ષમાં લેતાં 'કાન્હડદે-પ્રબંધ'ના તોપના ઉલ્લેખો ક્ષેપક હોવાનું સરળતાથી સમજાય છે.

સામાન્ય વ્યવહારમાં પથ્થરોનો નાનીમોટી ઘંટીઓ બનાવવા માટેનો ઉપયોગ ઘણો વ્યાપક બની ગયો હતો. આજની ઘંટીઓના પ્રમાણમાં ઘણી મોટી આશરે મીટર કરતાં વધારે વ્યાસની ઘંટીઓ વપરાતી હોવાના પુરાવા છે. તદુપરાંત આજના જેવી નાની ઘંટીઓ પણ વપરાતી એની રચના હાથે દળવાની ઘંટીના જેવી હોઈ, આજની પરંપરા પણ સારી જેવી જૂની હોવાનું સમજાય છે (આકૃતિ ૧૬).

ઘંટીની સાથે પથ્થરના ખાંડણિયા અને વિવિધ ઘાટના ઓરસિયા તથા નીશા અને નીશાતરા તેમજ ખલ-દસ્તા પણ પથ્થરના બનેલા જોવામાં આવે છે. આ નીશા અને ઓરસિયા પાયા વિનાના અથવા ટૂંકા પાયાવાળા હોય છે (આકૃતિ ૧૭), અને એ રીતે એક બાજુ ગોળાકાર હોય અને બીજી બાજુ લંબચોરસ હોય એવા પ્રાચીન ઘાટની નીશા કરતાં એ જુદા પડે છે. કેટલાક ઓરસિયાઓના જ પાછળના ભાગમાં સુશોભન કોતરવામાં આવતાં નજરે પડે છે.

કેટલાક નાના પથ્થરોનો ચપ્પુ કે અસ્ત્રાની ધાર કાઢવાની પથરી તરીકે ઉપયોગ થયેલો દેખાય છે એ પરથી પથ્થરોનો સામાન્ય ઉપયોગ વિવિધ રીતે થતો હોવાનું સ્પષ્ટ થાય છે. મધ્યકાલમાં દફનનો રિવાજ ઇસ્લામી પરંપરામાં ફેલાયેલો હોઈ કબરોના પથ્થરો તરીકે ખરતા પથ્થર આરસપહાણ વગેરે વપરાતા જોવામાં આવે છે. આ પથ્થરો નક્કર હોય છે અથવા કેટલીક વાર નીચેના ભાગે કોતરીને પોલા બનાવેલા હોય છે. આવા પોલા બનાવેલા પથ્થરોનો મૂળ ઉપયોગ ભુલાઈ જતાં એ જુદા જ ઉપયોગ માટે વપરાતા જોવામાં આવે છે.



પથ્થરોનો ઇમારતી ઉપયોગ જાણીતો છે, પરંતુ ચૂનામાં જેસપર જેવા પથ્થરોની નાની નાની કટકીઓ બેસાડીને એની મદદથી ભાતો ઉપજાવવાનો પ્રયાસ થતો દેખાય છે. આ પ્રયાસ આપણે ત્યાં રોમની જેમ વિશાળ પાયા પર

દેખાતો નથી, પણ ૧૬ મી સદીની મસ્જિદના અવશેષોમાં એ જોવામાં આવ્યો છે એ નોંધવાની જરૂર છે. જેસ્પરના જેવા કાર્નેલિયન અકીક ઇત્યાદિ જાતના પથ્થરોનો ઘરેણાં બનાવવાનો બીજા કાલોની માફક આ કાલમાં પણ ઉપયોગ થતો હોવાના પૂરતા પુરાવા છે. આ કાલમાં કાર્નેલિયનની લાલ વીંટીઓના ઘણા અવશેષ મળ્યા છે. તદુપરાંત વિવિધ જાતના મણકા પણ બનાવવામાં આવતા. ખંભાતનો ઉદ્યોગ પણ આ કાલમાં વિકસ્યો હોય એમ લાગે છે.

**ધાતુ**

પથ્થર ઉપરાંત ધાતુનો પણ સારા પ્રમાણમાં ઉપયોગ થતો. આ કાલમાં લોખંડની કાચી ધાતુમાંથી લોખંડ ગાળીને એમાંથી ઇમારતોના કામમાં વપરાતાં ખીલા સળિયા સાંકળો કડાં ઇત્યાદિ સાધનો તથા કાતર સોય તેમ વિવિધ જાતની છરીઓ જેવાં ઘરવપરાશનાં સાધનો તેમજ કડાયાં, નગારાં માટેનાં ખોખાં ઇત્યાદિ વસ્તુઓ બનાવેલી જોવામાં આવે છે. યુદ્ધ માટેનાં તલવારો તીર ભાલા વગેરે લોખંડનાં બનેલાં સાધન પણ મળી આવે છે.

લોખંડની માફક, પણ એના કરતાં ઓછી માત્રામાં તાંબાની વસ્તુઓ મળે છે તેમાં વીંટી, પગના વીંટળા, બંગડીઓ તેમજ થાળીઓ કડીઓ સોયા સળિયા વગેરે વસ્તુઓ મળી આવે છે. તાંબાની તેમજ તાંબામિશ્રિત ધાતુની મૂર્તિઓ મુદ્રાઓ આદિ પણ મળી આવી છે.

આ બંને ધાતુઓના પ્રમાણમાં બહુ ઓછી માત્રામાં ચાંદીની વસ્તુઓ દેખાય છે અને એના કરતાં ઓછા પ્રમાણમાં સોનાની વસ્તુઓ હોવાનું અનુમાન થઈ શકે છે. ચાંદીની તથા સોનાની મધ્યકાળની મુદ્રાઓ મહોરો વગેરે દેખાતી હોઈ આ ધાતુઓનો વપરાશ સ્પષ્ટ થાય છે, પરંતુ એનો સાહિત્યમાં આવતાં અત્યુક્તિપૂર્ણ વર્ણનો જેટલો ભારી વપરાશ નહિ હોય એમ લાગે છે.

ધાતુની માફક જુદા જુદા પદાર્થોને ગાળીને બનાવવામાં આવતા કાચના ઉદ્યોગના પુરાવા કપડવંજ, નગરા જેવાં સ્થળોએથી મળી આવે છે અને થોડા કાચના કકડા ચાંપાનેરમાંથી મળ્યા છે. આ કાલમાં કાચની એકરંગી અને બહુરંગી બંગડીઓ બનતી. કેટલીક બંગડીઓ સાદી રહેતી, જ્યારે કેટલીકની ઉપર નાનાં નાનાં ટપકાં મૂકીને એને હાલના કંકણ જેવી બનાવવામાં આવતી. આ બંગડીઓના વપરાશને લીધે શંખ-વલયો બનાવવાનો ધંધો બંધ પડી ગયો હતો. કાચનાં હાંડી ઝુમ્મર તથા નાનાંમોટાં વાસણોના ઉલ્લેખ જોવામાં આવે છે, પરંતુ એના નમૂના ઉત્ખનન કે સ્થળતપાસમાં મળ્યા નથી.

**કાગળ અને લાકડું**

આ કાલનાં કાગળનાં ઘણાં પુસ્તક જુદા જુદા જ્ઞાનભંડારોમાં સચવાયેલાં છે. એ પુસ્તક સાદાં તથા સચિત્ર છે. સંસ્કૃત–પ્રાકૃત ઉપરાંત ફારસી ભાષામાં લખાયેલાં પુસ્તકોની સુંદર નકલો અસ્તિત્વ ધરાવે છે. આ પુસ્તકોની સાથે એને સાચવવાના દાબડા, એ મૂકવા માટેનાં સાધન ઇત્યાદિ પૈકી થોડાંક આ કાલનાં છે અને એનો સંગ્રહ કરવાની પ્રવૃત્તિ દેખાય છે. આ કાલના કાગળોની સાથે કેટલાક રુક્કા કાપડ પર લખેલા દેખાય છે.

લાકડાનો પ્રચુર પ્રમાણમાં ઉપયોગ થતો, પરંતુ એમાંની ઘણી ખરી વસ્તુઓ નાશ પામી ગઈ છે. સરખેજ જેવાં સ્થળોએ થોડું ઘણું લક્કડકામ સચવાયેલું હોવાનું લાગે છે, પણ એનો વિગતવાર અભ્યાસ કરીને એનો નવેસરથી કાલ-નિર્ણય કરવા જેવો છે.

સલ્તનત કાલની સંસ્કૃતિની ભૌતિક સામગ્રીમાં એનાં વિશાળ જલાશયો. હોજ હમામ જેવી પાણીની ઉત્તમ વ્યવસ્થા, કોશ અને રહેંટની વ્યવસ્થા ઇત્યાદિ ઘણી બાબતો જાણીતી થવા લાગી છે. આ કાલની ભૌતિક સંસ્કૃતિમાં બીજા કાલની સરખામણીમાં સારાં તત્ત્વ દાખલ થયેલાં દેખાય છે. આંતરિક અવ્યવસ્થા અને યુદ્ધોની અનેક સાહિત્યમૂલક કથાઓ જાણીતી છે, તેના કેટલાક અંશ નગરરચના ગામરચના તેમજ ગૃહરચના વગેરેમાં સ્પષ્ટ થાય છે, છતાં આ કાલની જે ભૌતિક સંસ્કૃતિ જાણીતી છે તે ગુજરાતમાં સુવર્ણકાલ ગણાતા કાલની સરખામણીમાં ઘણાં ક્ષેત્રોમાં ઊંચી કક્ષા દર્શાવે છે.[1]

## પાદટીપ

૧. આ પ્રકરણ ચાંપાનેરમાં કરેલી તપાસ પરથી તૈયાર કરવામાં આવ્યું છે. એમાંની ઘણી હકીકત અત્રે પ્રથમ વાર રજૂ કરવામાં આવી છે, પરંતુ આ બાબતની વધુ ચર્ચા માટે જુઓ—

R. N. Mehta, 'Some Archaeological Remains from Baroda', *Bulletin of the Baroda State Museum and Picture Gallery*, Vol. IV Parts I & II; R. N. Mehta, 'Some Glimpses into Muslim material Culture in Gujarat, Archaeological finds at Baroda' — *Islamic Culture*, January, 1950; B. Subbarao, *Baroda Through the Ages;* and R. N. Mehta, *Excavations at Nagara.*

પ્રકરણ ૧૫

# સ્થાપત્યકીય સ્મારકો

## (અ) નાગરિક સ્થાપત્ય

નાગરિક સ્થાપત્યમાં પ્રાસાદ ગ્રામ નગર દુર્ગ જળાશય ઉદ્યાન વગેરેનો સમાવેશ કરવામાં આવે છે. આ કાલનાં એવાં સ્મારકોમાંથી કેટલાંક અસ્તિત્વ ધરાવે છે, જેના આધારે શાસ્ત્રીય માહિતી સાથે એને સરખાવવાની અનુકૂળતા રહે છે.

આ કાલમાં સ્થપાયેલાં નગરોમાંથી કેટલાંક જેમનાં તેમ (નહિવત્ ફેરફાર સાથે) અસ્તિત્વ ધરાવે છે ને કેટલાંકમાં ઘણું બધું પરિવર્તન આવ્યું હોવા છતાં એની મુખ્ય ભૂમિકા ઉપલબ્ધ હોઈ સિદ્ધાંતોના કયા આધારે તેઓનું સર્જન થયું હશે એની કલ્પના કરવામાં ખૂબ અનુકૂળતા સાંપડે છે. વળી નગરોમાંથી પ્રાસાદો તો નહિ, પણ નગરના કેટલાક હિસ્સાના આધારે પથવિન્યાસ (road planning) અને જાતિવર્ણાધિવાસ(allotment of areas)ની પદ્ધતિઓનો ક્યાસ કાઢી શકાય છે. સામાન્ય રીતે એમ જોવા મળ્યું છે કે આ કાલમાં સ્થપાયેલાં નગરોની ભૂમિકા માટે ભારતીય પુરનિવેશપદ્ધતિનો જ ઉપયોગ કરવામાં આવ્યો હતો અને એના અનુસાર જનસમાજનું વ્યાવસાયિક આયોજન પણ થતું હતું. નગરો સ્થાપવામાં મુખ્યત્વે રાજકીય ધાર્મિક આર્થિક કે મિશ્ર હેતુઓ હોય છે. જેવો હેતુ તેવું આયોજન. અર્થાત્ એ પરિબળો નગરના કેંદ્ર અર્થાત્ પ્રવૃત્તિ-ઉદ્દગમ-સ્થાનરૂપ રહેતાં ને નગરનો વિકાસ એના ઉપર જ મુખ્યત્વે આધાર રાખતો.



### નગર-આયોજન

નગરના આયોજનને 'સમરાંગણ-સૂત્રધાર' અને 'અપરાજિત-પૃચ્છા' "પુર-નિવેશ" કહે છે.[1] એમાં સંપૂર્ણ શાસ્ત્રીય રીતે નગરનું આયોજન કેમ કરવું એ અંગે વિગતવાર માહિતી આપી છે, જે માહિતીને અત્યારની town

**planning** ની પરિપાટી સાથે સરખાવી શકાય. 'સમરાંગણ-સૂત્રધાર' તેમજ 'અપરાજિત પૃચ્છા'માં નગરોના પ્રકાર અને વ્યાખ્યાઓ આપ્યાં છે[2] તેમજ નગર(પુર)ના પ્રકાર તથા આયોજનવિધિ સવિસ્તર સમજાવ્યાં છે.[3] એ સિદ્ધાંતોને આ કાલનાં નગરો સાથે સરખાવતાં આ નગરોની સ્થાપનામાં એ જ સિદ્ધાંતોનો ખ્યાલ રાખવામાં આવેલ સ્પષ્ટ જણાય છે. 'અપરાજિત-પૃચ્છા' पश्चिमे तु जलाशयाः[4] એક આવશ્યક અંગ તરીકે લખે છે. સોલંકી કાલથી માંડી આ કાલ તેમજ ઉત્તર કાલમાં પણ પશ્ચિમ ભારતમાં આ નિયમને અનિવાર્ય ગણીને નગરોની સ્થાપના કરવામાં આવી છે. એ ઉપરથી તત્કાલીન શાસ્ત્રકારોને પ્રકૃતિનો ઉપયોગ કેમ કરવો એનું સચોટ જ્ઞાન હશે એનો ખ્યાલ આવે છે, કારણ કે પશ્ચિમ તરફથી આવતો પવન પાણી ઉપર થઈને પસાર થાય તો ઠંડો થાય ને નગરમાં વસતી પ્રજાને અનુકૂળ બને. આ કારણોથી આપણે સિદ્ધપુર વડનગર પાટણ અમદાવાદ વડોદરા તેમજ અન્ય ઘણાં નગરોની પશ્ચિમમાં નદી કે જળાશય અનિવાર્યરૂપે જોઈએ છીએ. આ જ રીતે જાતિવર્ણાધિવાસની દૃષ્ટિએ પણ શાસ્ત્રોના નિયમોનું સ્પષ્ટ પાલન જોવા મળે છે.[5]

સલ્તનત કાલમાં સ્થપાયેલાં નગરોમાં અહમદાબાદ(અમદાવાદ) અહમદનગર-(હિંમતનગર) મુહમ્મદાબાદ(ચંપાનેર) મુસ્તફાબાદ(જૂનાગઢ) અને મહમૂદાબાદ-(મહેમદાવાદ)નો સવિશેષ સમાવેશ થઈ શકે.

**અમદાવાદ**—નગર-આયોજનની દૃષ્ટિએ અમદાવાદ કેવી રીતે સ્થપાયું એ સિદ્ધાંતો જોઈશું.[6] રાજનિવેશ(royal campus)નું આયોજન નગરનું એક વિશિષ્ટ અંગ છે, કારણ કે એના પર તો રાજાની સલામતી અને સત્તા બંનેનો આધાર છે. સામાન્ય રીતે એવો નિયમ હતો કે રાજગૃહ( royal campus )ના દરવાજામાં પેસતાં પહેલાં ધર્મસ્થળ એટલે કે મંદિર ( કે મસ્જિદ ) આવે. એના પછી રાજાની કચેરી તેમ દરબાર વગેરે આવે, ત્યારબાદ રાજાના મહેલ આવે, ને છેક છેલ્લે રાજાના અંગત માણસોના નિવાસ આવે. અમદાવાદની ભદ્રના રાજનિવેશની આયોજના પણ આ પ્રમાણે હોવાનો એક પુરાવો અહમદશાહની મસ્જિદ છે અને મહેલો નદીના કિનારે હતા એવા ઉલ્લેખ ઘણા મળે છે. એ ઉપરથી વચ્ચેની જગામાં દરબાર હશે એનો પણ ખ્યાલ આવે છે. આ પદ્ધતિનું અનુકરણ માંડૂ તેમજ ફીરોઝપુર સિક્રીમાં સ્પષ્ટપણે જોવા મળે છે.



સૌ પ્રથમ રાજગૃહની આયોજના થતી. અમદાવાદના ભદ્રના કિલ્લાનો પાયો પ્રથમ ઈ.સ. ૧૪૧૧ માં નાખવામાં આવ્યો.[7] કહેવાય છે કે અમદાવાદ પાટણની

અનુકૃતિરૂપે આયોજિત થયું, પરંતુ હાલનું પાટણ પાછળથી વિકસેલું પાટણ છે ને જૂનું પાટણ અનાવડા ગામ તરીકે જાણીતું છે એમ કહેવાય છે. જોકે પાટણના આયોજન અને અમદાવાદના આયોજનમાં સામ્ય ઘણું છે, પણ આજનું પાટણ અમદાવાદ પહેલાં વસેલું પાટણ સાબિત થાય તો જ પાટણના આયોજનનું અનુકરણ અમદાવાદમાં થયું કહેવાય. વધારે સંભવિત તો એ લાગે છે કે પાટણ અમદાવાદના આયોજન મુજબ પાછળથી વિકસેલું હોય, કારણ કે ત્યાંનાં (અત્યારના પાટણના સમય કરતાં) પ્રાચીન સ્થળ પાટણના હાલના આયોજન સાથે સુસંગત થતાં નથી તેમજ સહસ્રલિંગ વગેરેનું સ્થાન પણ હાલના પાટણનો ભાગ નથી એ તો હકીકત છે, તેથી અમદાવાદ પાટણના અનુકરણમાં આયોજિત થયું કહેવું યોગ્ય નથી.

અમદાવાદનો ભદ્રનો કિલ્લો બંધાવવો શરૂ થયો એટલે પ્રજાનો વસવાટ પણ શરૂ થયો. નદીનો એક કિનારો અમદાવાદની એક ભીંત બની ગઈ, જેથી વિકાસ માટે બીજી બાજુ જ જોવાનું રહ્યું. સિદ્ધાંતની તેમજ ઉપયોગની દૃષ્ટિએ રાજાના સેનાપતિઓ વજીરો ઉમરાવો તથા અન્ય અફસરો એક બાજુ વસે ને કામ કરનારો વર્ગ બીજી બાજુ. એ રીતે પહેલો વિભાગ કિલ્લાની જમણી બાજુએ દક્ષિણે ક્ષત્રિયો આવે તે રીતે વસ્યો ને ઉત્તરે ડાબી બાજુએ કામ કરનારો વર્ગ વસ્યો. જુમ્મા મસ્જિદ બંધાતાં એ વિભાગ સ્વાભાવિક રીતે વેપારનું કેંદ્ર બન્યો. એમ સ્પષ્ટ લાગે છે કે અહમદશાહના સમય દરમ્યાન માત્ર જમાલપુર ને શાહપુરવાળો વિસ્તાર વધ્યો હશે, કારણ કે એ સમયે અમદાવાદને ફરતો કોટ બંધાયો ન હતો, પરંતુ મસ્જિદની આસપાસ વસવાટ ચાલુ થયો હતો ને માંડવીપુર (બજારનો વિસ્તાર) શરૂ થયું હશે. અર્થાત્ અહમદશાહના સમય દરમ્યાન અમદાવાદનો વિસ્તાર 'દંડક' પ્રકારનો થયો હોય એમ વધુ લાગે છે. અલબત્ત આયોજના તો શહેરને 'કાર્મુક' અર્થાત્ 'ધનુષ' પ્રકારનું બનાવવાની કે 'ચતુરસ્ર' બનાવવાની હશે. રસ્તાની આયોજના પરથી કદાચ 'ચતુરસ્ર'ની વધારે હશે એમ લાગે છે, પરંતુ એ એના જીવન દરમ્યાન સફળ ન થઈ શકી. મહમૂદ બેગડાએ શહેરને વિકસાવવા સેનાપતિઓને સેવાની કદરરૂપે જમીન આપી જુદાં જુદાં પુર વિકસાવવાનું સોંપ્યું, જેને પરિણામે એક નવું કેંદ્રગામી પુરોનું નગર થયું (પટ્ટ ૬). સ્વાભાવિક રીતે જ બધાંનું કેન્દ્ર ભદ્રનો કિલ્લો હતો. એટલે વ્યવસ્થિત રૂપે શાહપુરની શહેરની રેખાથી જમાલપુરની શહેરની રેખા સુધીમાં અર્ધવર્તુલાકારે શહેરને વિકસાવવાની અનુકૂળતા થઈ, જેમાં જુમ્મા મસ્જિદે પણ ધાર્મિક કેંદ્ર તરીકે સારો ભાગ ભજવ્યો. આ વસવાટ થોડાં જ વર્ષોમાં વધી પડતાં મહમૂદ

એમદાએ કોટ બંધાવ્યો. પરિણામે 'કાર્મુક' અને 'દંડક' બંને પ્રકારનું મિશ્રણ થતાં શહેરનું રૂપ મિશ્ર પ્રકારનું બન્યું, જેથી પછીના ઇતિહાસકારોને એને શાસ્ત્રોક્ત નગર પ્રકારમાં મૂકવામાં મુશ્કેલી પડે છે.

આમ છતાં પુરનિવેશના નિયમ અહીં ઘણી રીતે સચવાયા છે, જેવા કે પદવિન્યાસમાં. જ્યેષ્ઠ પ્રકારના નગરમાં ૧૭ રસ્તા હોય; એ પ્રમાણે અમદાવાદના આયોજનમાં મુખ્ય રસ્તાઓની સંખ્યા ૧૭ થાય છે. એમાં ત્રણ દરવાજાથી આગળનો કાલુપુર તરફ જતો રસ્તો નિયમ પ્રમાણે ૨૪ હાથ(૩૬ ફૂટ)નો છે. તેમજ બ્રાહ્મણો પૂર્વમાં અર્થાત્ મુસલમાનોના ગુરુઓ વગેરે મોટા ભાગની આ પ્રકારની વસ્તી કાલુપુરમાં જોવામાં મળે છે. તેમજ હિંદુઓમાં પણ પૂર્વમાં રાયપુર વગેરે ને વચલા ભાગમાં નાગરો વગેરેની વસ્તી છે. ઉત્તરમાં શાહપુરમાં શૂદ્રો અર્થાત્ કામ કરનારો નિમ્ન કક્ષાનો વર્ગ, જે હજીય વાઘરી નાગોરી ને મજૂરોથી ભરેલો છે. જમાલપુરમાં કાજી મુન્શી મુન્સિફ અને ઉમરાવો વગેરે અફસરો વસ્યા. આમ શાસ્ત્રનું અનુસરણ જાતિવર્ણાધિવાસના પાલનમાં દેખાઈ આવે છે.

પોળોનું અસ્તિત્વ તેમ સ્થાન ગુજરાતના ભારતના ને જગતના વસવાટના ઇતિહાસમાં અદ્વિતીય છે એ અત્રે નોંધવું જરૂરી છે, કારણ કે બીજે ક્યાંય આ પ્રકારના વસવાટોનું સુનિશ્ચિત સફળ આયોજન જોવા મળતું નથી. તેથી વિદેશી નગર–આયોજનના અભ્યાસીઓ પાસે પોળ સામાજિક, સાંસ્કૃતિક, ધાર્મિક, આર્થિક, રાજકીય તેમજ નગર–આયોજનના એકમ તરીકે અભ્યાસમાં વિશિષ્ટ ધ્યાન ખેંચી શકી છે. 'પોળ' શબ્દ મૂળ प्रतोली માંથી ઉદ્ભવ્યો છે. प्रतोली—पओली–पओलि–पोलि–पोल–પોળ (પોખ્ય). 'પ્રતોલી' એટલે પ્રવેશદ્વાર. વિશિષ્ટ જન-સમૂહના નિવાસસ્થાનનું પ્રવેશદ્વાર તે તેની પ્રતોલી અથવા 'પોળ'. આમ સોનીઓના જનસમૂહનું પ્રવેશદ્વાર તે સોનાની પોળ વગેરે. 'પોળ'નો જન્મ જાતિવર્ણાધિવાસમાં અપાતા ને કરાતા વિભાગીકરણને પરિણામે થાય છે. પોળ એટલે કોઈ એક જ્ઞાતિ સમૂહ કે ધંધાના માણસોને રહેવા માટે ફાળવવામાં આવતો વિસ્તાર, જેમાં એ લોકો સમૂહમાં રહી શકે. શ્રેણીઓના સમયને અનુકૂળ આ વિભાગીકરણ કુટુંબ કે સમૂહને સલામતી ને પરસ્પર સંબંધ આપે છે. પોળોનો ઇતિહાસ જોતાં એણે આ કાર્યને સાર્થક કર્યાના ઘણા દાખલા છે. મરાઠા કાલમાં આ પોળોને દરવાજા થયા ને એની મેડી નિરીક્ષણસ્થાન બની, અંદરની આયોજનામાં પણ પરિવર્તન આવ્યું.



**અહમદનગર (હિંમતનગર)**—અમદાવાદથી ઈડર જવાના રસ્તે આવતું અત્યારનું હિંમતનગર પણ સુલતાન અહમદશાહે સ્થાપેલું નગર છે. એ સમયે

એનું નામ 'અહમદનગર' હતું. અત્યારનું 'હિંમતનગર' નામ ઈડરના રાજા હિંમતસિંહે પોતાના નામ પરથી જૂના અહમદનગરમાં ગાદી સ્થાપી પાડેલું છે. અહમદનગર હાથમતીના ડાબા કિનારે આવેલું છે. એની બાંધણી 'દંડક' પ્રકારની હતી ને એ લંબાણમાં વિસ્તરેલું હતું. પાણીના સંગ્રહ માટે નદીના કિનારે ૧૫૦ મીટર લાંબો ને ૩૩ મીટર પહોળો કુંડ કરવામાં આવ્યો હતો, કારણ કે આ નદી ઉનાળામાં સુકાઈ જતી. શહેરનું આયોજન મધ્યમ પ્રકારના નગરવાળું, ૧૩ રસ્તાઓથી વિભૂષિત અને એક મુખ્ય રાજપથથી યુક્ત હતું ને એની સામાન્ય આયોજન-પદ્ધતિ 'દંડક'ના વિધિ અનુસાર હતી. ત્યાંનો શાહી વસવાટ નદીના કિનારે કુંડથી થોડે દૂર હતો. કુંડ મુખ્યત્વે હવા ઠંડી કરવામાં તેમજ જલસંગ્રહ તરીકે કામ આવતો. ત્યાર પછી મહેલો પડી જતાં ત્યાં ઘણા ફેરફાર થયા છે. અહીં પણ પશ્ચિમે તુ જલાશયાઃનો નગર-આયોજનનો સિદ્ધાંત વ્યવસ્થિત રીતે અમલમાં આવેલો જોવા મળે છે. તેમજ જાતિવર્ણાવિવાસની પદ્ધતિ પણ અનુસરાઈ છે એની પ્રતીતિ અત્યારે અસ્તિત્વ ધરાવતી મસ્જિદો અને બજારમાંય સ્પષ્ટપણે થાય છે.

**મુસ્તફાબાદ (જૂનાગઢ)**—જૂનાગઢ જીતીને સુલતાન મહમૂદ બેગડાએ ત્યાં નવું શહેર વસાવ્યું અને એનું નામ 'મુસ્તફાબાદ' પાડ્યું. અમીરોએ પણ મકાન બંધાવ્યાં તેથી મુસ્તફાબાદ અમદાવાદની નકલ જેવું થઈ ગયું.[૮] મોટા કાજીઓ અને સૈયદોને પણ વસાવ્યા. સુલતાને પોતે પણ જૂનાગઢમાં રહેવાનું પસંદ કરી ત્યાં ટંકશાળ કરી મુસ્તફાબાદના સિક્કા પણ પડાવ્યા.[૯] મહમૂદ બેગડાએ સંપૂર્ણપણે નવું—જૂનાગઢના તત્કાલીન વસવાટથી દૂર નવી જગ્યાએ—મુસ્તફાબાદ વસાવ્યું, એવું આમાંથી સ્પષ્ટ થતું નથી, પરંતુ સંભવતઃ અગત્યના વિસ્તારમાં જ્યાં પહેલાં રા'માંડલિકના આશ્રિતો તથા સેનાપતિ ન્યાયાધીશ વગેરે રાજદરબારી માણસો રહેતા હશે ને ત્યાંથી ખાલી કરી ગયા હશે તેની પાસે અથવા એની લગોલગ પોતાના માણસ વસાવ્યા હોય. મહમૂદે બીજો કોટ કરાવેલો તે હજીય અસ્તિત્વમાં હોઈ એની પ્રતીતિ કરાવે છે. ને સંભવતઃ કેંદ્રીય જગ્યાએ પોતાના અમીરો પાસે નવેસરથી મકાનો બનાવડાવ્યાં હોય. વળી રાજાના નિવાસની બાજુમાં પોતાના માણસોને વસાવવાની પદ્ધતિ પ્રચલિત હોઈ આમ કર્યું હશે તેમજ એનું દૃશ્ય અમદાવાદના કેંદ્રીય વિસ્તાર જેવું અર્થાત્ અમદાવાદની નકલ જેવું 'તબકાતે અકબરી'ના લેખકને લાગ્યું હોય.



મહમૂદ અમદાવાદનાં પરાં વસાવવામાં પણ પ્રચલિત ભારતીય નગર-આયોજનને અનુસર્યો હતો તેમજ એણે પછી વસાવેલાં મહેમદાવાદ તથા ચાંપાનેરમાં

પણ એમ જ જોવા મળે છે એટલે રાજનિવાસને પ્રાચીન રાજનિવાસની જગાએ વસાવવો મુશ્કેલ નહિ જ પડયો હોય. માત્ર રાજાના આશ્રિતોની વસ્તીના ઉમેરાના કારણે એ વધારે મોટું થયું હશે. અહીં પ્રાચીન મહેલોને તોડી પાડવાનો કે વસ્તીને હાંકી મૂકવાનો કયાંય સંદર્ભ આવતો નથી, પરંતુ નગરને પોતાના માણસોથી વસાવી નવું નામ આપવાનું કાર્ય થયું દેખાય છે. અલબત્ત રાજપ્રાસાદ વગેરેનાં સ્થળ અનુકૂળ જગ્યાએ ચાલુ વસ્તીથી થોડે દૂર લીધેલાં દેખાય છે. અત્યારનો દીવાનચોક એ સમયમાં અમદાવાદના માણેકચોકની જેમ જ કેંદ્રીય ચોક હશે એ સ્પષ્ટ થાય છે.

**મહેમદાવાદ**—મહમૂદ બેગડાએ મહેમદાવાદ પોતાના પ્રમોદસ્થળ તરીકે વસાવ્યું હતું. અમદાવાદ કરતાં કંઈક નાનું, પરંતુ ખેડા જે તે સમયનું કેંદ્ર હતું તેની નજીક હોઈ મહેમદાવાદ વસવાટ માટે મધ્યમાર્ગી નગર તરીકે કામ કરી શકે એ રીતે વિચાર કરવામાં આવેલો. વાત્રકના પૂર્વ કાંઠે એને વસાવવામાં આવ્યું, જેથી 'અપરાજિત-પૃચ્છા'એ વર્ણવેલા पश्चिमे तु जलाशयाः નો સામાન્ય નિયમ જળવાઈ રહે અને પ્રજાને પાણી ઉપર થઈને આવતો પશ્ચિમનો પવન ઠંડો થઈને મળે. અહીંની સમગ્ર નગર-આયોજના અમદાવાદની નગર-આયોજનાનું નાનું રૂપ છે, તેથી એમાંની જાતિવર્ણાધિવાસ-પદ્ધતિ તેમજ પદવિન્યાસમાં એનું અનુકરણ સ્પષ્ટ દેખાય છે. અમદાવાદની જેમ મહેમદાવાદને પણ ફરતો કોટ હતો. અલબત્ત એને અમદાવાદ જેટલા અને જેવા દરવાજા નથી, પરંતુ દરવાજાની અંદર ધંટાપથ, નગરની વચ્ચેથી પસાર થતો રાજપથ વગેરે અમદાવાદ પ્રમાણે છે. ઉપરાંત જાતિવર્ણાધિવાસની પદ્ધતિ અમદાવાદ જેવી હોઈ એમાં કેંદ્રમાં બજાર ને એની સામે બીજી દુકાનો છે અને નાના વિભાગોમાં ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ અને ધંધાદારીઓને વસાવવામાં આવ્યા છે. અમદાવાદમાં કાંકરિયાની પાસે જેમ મહેલો હતા તેમ ભમરિયા કૂવા પાસે પણ મહેલો વસાવ્યા હશે એમ લાગે છે. આ કૂવાનું સવિસ્તર વર્ણન આગળ કરવામાં આવશે.

**મુહમ્મદાબાદ (ચાંપાનેર)**—સુલતાન મહમૂદ બેગડાએ ચાંપાનેરના ઘેરા વખતે એની બાજુમાં પર્વતની પૂર્વ તરફની તળેટીમાં સૌ પ્રથમ જુમ્મા મસ્જિદ બંધાવવી શરૂ કરી હતી. ચાંપાનેર જીત્યા પછી ઇસ્લામનો ડંકો વગાડવા અને બીજું મક્કા બનાવવાની મહેચ્છા સાથે સુલતાન મહમૂદે ત્યાં મુહમ્મદાબાદ સ્થાપવાનું નક્કી કર્યું. સાથે સાથે અંદરના મહેલ પણ શરૂ કરાવ્યા. એ રાજ-મહેલોના કિલ્લાવાળા સમુદાયને એણે 'જહાંપનાહ' નામ આપ્યું એમ 'મિરાતે

સિકંદરી' નોંધે છે.[૧૦] મુહમ્મદાબાદનું નગર-આયોજન સ્વાભાવિક રીતે અમદાવાદના આયોજનને અનુસરે છે, પરંતુ ફરક એટલો છે કે અમદાવાદ સાબરમતી નદીના ખોળામાં છે ને ચાંપાનેર પાવાગઢની તળેટીના. આ પ્રકારના પર્વતની ખીણમાં વસાવાતા નગરને સ્નાદ્દ કહેવામાં આવે છે. મહમૂદ જેવા મહાન વિજેતાને પણ નગરને સુરક્ષિત રાખવા કોટ બંધાવવો પડયો હતો.

નગર-આયોજનની દૃષ્ટિએ કિલ્લો અને અંદરના રાજમહાલય નગરનું કેંદ્ર છે. એના પાસેની જુમ્મા મસ્જિદ મક્કાની મસ્જિદના જેવી સાત મિહરાબવાળી મસ્જિદ છે. એ ગુજરાતની મોટામાં મોટી મસ્જિદોમાંની એક છે અને એને પણ અમદાવાદની જુમ્મા મસ્જિદની પેઠે નગરના કેંદ્ર તરીકે ઉપયોગમાં રહે એ રીતે જ અમદાવાદની આયોજન-પદ્ધતિ પ્રમાણે ગોઠવવામાં આવી છે. પદવિન્યાસ પદ્ધતિ પણ મસ્જિદ પાસે થઈને રાજમહાલયોના મુખ્ય દરવાજા આગળ દોરી જાય છે. સામાન્ય આયોજન 'કાર્મુક' પ્રકારનું વધુ છે. અમીર-ઉમરાવો રાજદરબારીઓ વગેરેના વસવાટ અહીં પણ રાજમહાલયોની જમણી બાજુ જ બનાવવામાં આવ્યા હતા અને ડાબી બાજુ કર્મચારીઓ તેમ મજૂરોનો વર્ગ તથા રાજમહાલયોમાં અનેકવિધ કામ કરનારાં દાસદાસીઓ અને સેવકોના વસવાટ હતા. મસ્જિદની આજુબાજુ ખુલ્લા મેદાનની સામે બજાર પણ અમદાવાદના ઢબે વિકસ્યું હતું. વસવાટની પદ્ધતિ જાતિવર્ણાધિવાસની શ્રેણીબદ્ધતાને બરાબર અનુસરતી જોવા મળે છે. રસ્તાઓનું વિભાજન અને ચોક ચકલા ને બજારની વ્યવસ્થા પણ અનેક રીતે અમદાવાદની નકલરૂપ ગણી શકાય. પોળ વાડા વગેરે પણ અમદાવાદના sector-planning ની પદ્ધતિને અનુસરે છે.

અમદાવાદના કોટના દરવાજા કરતાં ચાંપાનેરને ઓછા દરવાજા હતા—પાંચથી વધારે નહિ. એનું કારણ એ છે કે અમદાવાદના જુદા જુદા વિસ્તાર અલગ અલગ પુર તરીકે અલગ અલગ વ્યક્તિઓએ સ્થાપેલા હતા, જ્યારે મુહમ્મદાબાદના વિસ્તાર એક સમગ્ર એકમ તરીકે શ્રેણીપદ્ધતિ અનુસાર સ્થપાયા હતા તેથી એના મુખ્ય ચાર વિસ્તારોના ચાર દરવાજા ને વચ્ચેનો દરવાજો એમ પાંચ મુખ્ય દરવાજા હતા. વળી રક્ષણની દૃષ્ટિએ પણ અહીં વધુ દરવાજા કરવાનું સલામત ન હતું. જહાંપનાહન પણ એક મુખ્ય દરવાજો હતો ને બીજી ચાર બાજુ ચાર બારી ગણી શકાય તેવા નાના દરવાજા રક્ષણની દૃષ્ટિએ હતા. વધુ વિગતો તો ચાંપાનેરના સ્થળ-સંશોધન(site-clearance)નો અહેવાલ બહાર પડશે ત્યારે ખ્યાલમાં આવશે.



અત્રે એ નોંધવું જરૂરી છે કે રાજધાની બનવા છતાં મુહમ્મદાબાદની વસ્તી

તત્કાલીન અહમદાવાદ જેટલી હતી જ નહિ અને પાછળથી વધી પણ નહિ. એની અગત્ય માત્ર રાજકીય કારણોને લીધે હતી. વેપાર સમાજ ધર્મ કે વિનિમયનાં પરિબળ એની ભૌગોલિક પરિસ્થિતિને કારણે એને મદદરૂપ ન બની શક્યાં. પરિણામે એનો વિકાસ ન થઈ શક્યો.

ડૉ. રમણલાલ મહેતાના નેતૃત્વ નીચે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીના પુરાતત્ત્વ વિભાગ તરફથી કરવામાં આવેલા આ નગરના સ્થળ-સંશોધનના પરિણામે ઉપર્યુક્ત હકીકતો ક્રમબદ્ધ રીતે બહાર આવી છે, જે સમાન આયોજન-પદ્ધતિનું સમર્થન કરે છે. એમ કહેવામાં આવ્યું છે કે મહમૂદને ચાંપાનેર એટલું તો પસંદ પડયું હતું કે એ અમદાવાદને બદલે મોટો ભાગ અહીં ગાળવા માંડ્યો અને એણે ત્યાં કામચલાઉ રાજધાની કરીને ટંકશાળ સ્થાપી.[૧૧] ચાંપાનેરને 'શહેરે મુકર્રમ' નામથી નવાજ્યું ને 'મુહમ્મદાબાદ ઉર્ફે ચાંપાનેર' એવું સિક્કા પર લખાવ્યું પણ ખરું. મહમૂદનો ચાંપાનેરનો વસવાટ શહેરની સુંદરતાના કારણે થયો હોય એ કરતાં આજુબાજુના તત્કાલીન રાજાઓની ભીતિના કારણે વધુ સંભવે છે એણે અહીં ઘણાંને વસાવ્યાં. આ નગરને રાજધાની બનાવવા પાછળ ઇસ્લામનો ડંકો વગાડવાની વૃત્તિ વધુ જોવા મળે છે.

મહમૂદ બેગડાના આ રાજધાની-નગરની સ્થાપના માટેની ભૂમિકા એની ગેરસમજૂતીને કારણે નિષ્ફળ ગઈ, કારણ કે નગરની સ્થાપના ત્યાં જ કરવી જોઈએ, જ્યાં નગરને જીવવા માટેનું પોષણ-બળ મળ્યા કરે. અમદાવાદ છોડી દઈને એને સૂબાઓના હાથમાં સોંપવા છતાં અને અંદર અંદરના અનેક રાજકીય વિખવાદ ને સંઘર્ષ હોવા છતાં વેપારના દૃષ્ટિએ અમદાવાદનું સ્થાન ઉત્તમ હોવાથી ને એ ધોરીમાર્ગ પર હોવાથી રાજ્યાશ્રય ન મળતો હોવા છતાં શહેરનો વિકાસ સતત થતો રહ્યો. જ્યારે મુહમ્મદાબાદને માટે એની આજુબાજુનાં જંગલ, વેપારની ખામી ને રાજકીય ડામાડોળ સ્થિતિને કારણે લોકોને પંચોતેર વર્ષની અંદર જ એને છોડી દેવું પડ્યું, જ્યારે મહેમદાવાદ એક નાના નગર તરીકે-આનંદધામ તરીકે વસવા છતાં એ ધોરીમાર્ગ પર આવેલું હોઈ હજી થોડુંઘણું પણ મહત્ત્વનું અસ્તિત્વ ધરાવે છે.

**સરખેજ**—તત્કાલીન નાનાં નગરોનો વિચાર કરીએ તો સરખેજ હજી સુધી એના જૂના અવશેષો સાથે અસ્તિત્વ ધરાવે છે. આ નગર ગળીના ધંધા માટે જાણીતું હતું તેમજ યુદ્ધક્ષેત્ર પણ હતું. મોટા ભાગની અમદાવાદ સર કરવાની મહત્ત્વાકાંક્ષા કે બળવા દાબવાની પ્રક્રિયા માટે આ યુદ્ધક્ષેત્ર બનતું. અત્યારે રોજાની આસપાસ ઘણાં મકાનોના અવશેષ જોવા મળે છે તેઓમાં ઘણામાં સુંદર ઈંટકામ, કમાનો,

જુદી જુદી જાતની કમાનોની ઈંટ અને ચૂના-કૉંક્રીટની રચના તેમજ એના ઉપરનું ઉત્તમ ચૂનાનું પ્લાસ્ટર હજીય ઘણાં મકાનોને જિવાડે છે. રાણી પાસે જતાં પહેલાં જમણી બાજુ એક નાનકડું રોજા જેવું ઈંટેરી રચનાનું ઘુંમટવાળું ચોરસ મકાન છે તે એ કાલનું જ છે. એનો સ્થાપત્યની દૃષ્ટિએ અભ્યાસ કરતાં ઈંટ-કામમાં અને ઘુંમટ બનાવવામાં પ્રાપ્ત-સિદ્ધિનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય છે.

### કોટ-કિલ્લા

અમદાવાદનો ભદ્રના કિલ્લા તરીકે ઓળખાતો રાજગઢ અહમદશાહના સમયે એક નાના નગર જેવો હતો ને એ બાજુ વસવાટથી તેમ પશ્ચિમે નદીથી સુરક્ષિત હતો. એના દરવાજા હજી સુધી નામમાં કે હકીકતે અસ્તિત્વ ધરાવે છે.[૧૨] આ કિલ્લો ઈ.સ. ૧૪૧૯ માં પૂરો થયો હશે.[૧૩] આ કિલ્લાને સતત સંઘર્ષને કારણે ઘણી વાર સમરાવવો પડ્યો છે, જેના ઘણા ઐતિહાસિક પુરાવા છે. કિલ્લાના બધા દરવાજા અસ્તિત્વ ધરાવતા નથી. હાલ ભદ્રના દરવાજા તરીકે ઓળખાતા દરવાજામાં પણ ટાવરની નીચેનો દરવાજો છે તે અસલ દરવાજો છે, જ્યારે બહારનો ભદ્રકાળીની બાજુનો દરવાજો અકબરના સમયમાં થયેલો છે. પરંતુ અમદાવાદ શહેરને ફરતો કોટ (પટ્ટ ૬) મહમૂદ બેગડાના સમયમાં થયો એ જોયું. આ કોટને કુલ ૧૮ દરવાજા હતા એમ કહેવાય છે.[૧૪] એમાં ૧૫ મોટા ને ત્રણ નાના (બારી ગણાય છે તે). એમાંથી નવા એને બાદ કરીએ તો ૧૩ રહે. એમાંથી થોડા હવે સ્મારક રૂપે છે. દરવાજા પથ્થરની કમાનોવાળા છે, વળી કોટની દીવાલો ઈંટ ચૂનો ને ક્યાંક ક્યાંક પથ્થરથી ચણેલી હતી. હવે એ બધી કાઢી નાખી છે.

### બાંધકામ

આ કાલના બાંધકામની વિશિષ્ટતા એ છે કે મકાનો કિલ્લા કે કોટ સંપૂર્ણપણે પથ્થરનાં નહિ, પરંતુ મિશ્ર પ્રકારના પદાર્થનાં બનેલાં હતાં. દરવાજા કે પથ્થરની દેખાતી દીવાલોમાં વચ્ચેના ભાગમાં મોટે ભાગે રોડાં કૉંક્રીટ અને ચૂનો વપરાતો, જ્યારે પથ્થરમાં તૈયાર કરેલ નાનોમોટો ઘુંમટ ચૂનાકૉંક્રીટથી આચ્છાદિત કરાતો અને એના પર મંદિરના શિખર પર હોય તેવું આમલક મુકાતું તેમજ કળશ પણ મુકાતો ખાસ કરીને કબરો ને રોજા પર. જ્યારે કોટ કે કિલ્લાને કાંગરા કરાતા. અત્યારે દેખાતા કાંગરા તો પાછળના સમયના છે, પરંતુ સંભવ છે કે અત્યારના કાંગરાઓનો આકાર તત્કાલીન કાંગરાઓનું અનુસરણ હોય. કિલ્લાની બહારની બાજુ પરિખા-ખાઈ કરાતી એનો ખ્યાલ એલિસ પુલ-વાળા ભાગ પરથી થોડો આવે છે, પરંતુ મુહમ્મદાબાદમાં કિલ્લાની આસપાસ

ખાઈ ખોદેલી મળી છે તે આ પ્રણાલિકાની સાક્ષી પૂરે છે. મહમૂદ બેગડાએ જૂનાગઢના કોટને ફરતો બીજો કોટ બંધાવ્યો, જે હજીય અસ્તિત્વમાં છે. ત્યાં પણ કુતબુદ્દીનના સમયમાં થયેલા ખામંધ્રોળના મહેલોના અનુસંધાનમાં ખામં-ધ્રોળ દરવાજો હજુય છે. જૂનાગઢની નગરરચનામાં તો કંઈ ફેરફાર થઈ શકે એમ ન હતો તેથી માત્ર એને ફરતો કોટ કરી શહેરને વધુ મજબૂત બનાવીને સંતોષ માનવો પડ્યો. પાછળથી નાનાં નાનાં નગરોને પણ કોટ બાંધવાની પદ્ધતિ ચાલુ રહેલી જોવા મળે છે.

**જળાશયો**

સલ્તનત કાલમાં મુખ્ય જળાશયોમાં વાવોનો સમાવેશ થાય છે તેમજ અગત્યના વિશિષ્ટ પ્રકારના જળાશય ઉર્ફે સ્નાનગૃહ તરીકે મહેમદાવાદના ભમરિયા કૂવાનો પણ સમાવેશ થાય છે. મોટે ભાગે વાવની રચના ધોરીમાર્ગ પર કરવામાં આવતી તેમજ ગામમાં પણ. ધોરીમાર્ગની વાવ જતાં-આવતાં વાહનો ને માલધારીઓને વિસામાનું તેમજ ધંધાનું સ્થળ બનતી. સલ્તનત કાલમાં અગત્યની ગણાય તેવી વાવો મહમૂદ બેગડાના સમયની છે. અમદાવાદના એક પરા અસારવા-માં બાઈ હરીરની વાવ છે, જે 'દાદા હરીની વાવ' તરીકે જાણીતી છે. બીજી અડાલજની વાવ છે, જે અડાલજ ગામમાં પેસતાં આવે છે. આ બંને વાવ એક રીતે રાષ્ટ્રિય ધોરીમાર્ગ પર છે. અસારવામાં આ વાવની પહેલાંના સમયની માતા ભવાનીની વાવ છે. તેની રચના હિંદુ બાંધકામ-પદ્ધતિને વધુ અનુકૂળ છે, જેમાં વાવનો વિસ્તાર ઓછી જગ્યા રોકે ને એટલી જગ્યામાં વધુ ઊંડાણવાળું ખોદકામ કરવામાં આવે. માધાવાવ ગંગાવાવ રાણીવાવ બાયડની વાવ કે માતા ભવાનીના વાવનો બાંધકામની દૃષ્ટિએ અભ્યાસ કરીએ તો એના કરતાં સલ્તનત કાલની વાવની પદ્ધતિ જુદી અને વધારે સલામત છે. સલ્તનત કાલ પહેલાંની એવી વાવમાં ઓછા વિસ્તારમાં વધુ ઊંડાણનું ખોદકામ રહેતું ને પગથિયાંની પદ્ધતિ પણ કુંડ પ્રકારની રહેતી. આ વાવોને ઊંડા કુંડ કહેવામાં વાંધો ન આવે. આ પદ્ધતિની એક ક્ષતિ એ છે કે એની ટેકો આપનારી પથ્થરની ભીંત જો સરખી રીતે જમીનના વિવિધ ભાગોમાં અંદર સુધી ન ગઈ હોય તો ધરતી પોચી થતાં કે જોરદાર ધરતીકંપ થતાં પકડ ઢીલી થઈ જાય ને પીઢિયાં એની જગ્યાએથી ખસી જાય; પરિણામે ધસા પડે. સલ્તનત કાલના વાવ બાંધનારાઓને આ નબળાઈનો ખ્યાલ આવી ગયો હોઈ એમણે વાવનું લંબાણ વધાર્યું ને ક્રમે ક્રમે ઊંડે ઊતરવાની યોજના કરી. આ યોજનામાં તેઓ સૌ પ્રથમ કૂવો ખોદી લેતા. પછી અમુક ઊંચાઈએ પાણીની સપાટીની નજીકની છેલ્લામાં છેલ્લી જે

ઊંચાઈ હોય ને જ્યાંથી પાણી આવતાં બાજુના કુંડમાં સંગ્રહાય ત્યાંથી પ્રવેશનુ અંતર નક્કી કરી વચ્ચે વચ્ચે ગાળા રાખી ખોદકામ ઊંડું ઉતારતા જતા. એક ગાળાનું ખોદકામ પૂરું થાય, ત્યાં સપાટ જમીન રાખી એના પર બાંધકામ કરી લેતા. પછીથી ઢોળાવવાળું ખોદકામ કરતા ને પગથિયાં ગોઠવતા, સ્તંભો વગેરે જોડી દેતા. આજુબાજુની ભીંતમાં પથ્થરો ઊંડે સુધી જવા દેતા ને એને ટેકા-(bracing)થી બરાબર પકડી રાખતા. પરિણામે વાવની લંબાઈ વધતી પણ એ વધુ ટકાઉ ને જવા-આવવાની સરળતાવાળી બનતી. અડાલજની અને બાઈ હરીરની વાવમાં આ સુવિધા સ્પષ્ટ દેખાય છે.

**માતા ભવાનીની વાવ**—આ વાવ સલ્તનત કાલની છે કે પહેલાંની એ નક્કી કરવું મુશ્કેલ છે. પરંતુ આ વિસ્તારમાં આ વાવ સલ્તનત કાલમાં તો હશે જ એટલું પ્રતીત થાય છે. આ વાવ અસારવામાં આવેલી છે. એ શહેર વસતાં પહેલાંની છે એમ ડૉ. બર્જેસ માને છે. એની બાંધણી હકીકતમાં એ બાબત પુરવાર પણ કરે છે. એનું ચડાણ સીધું હોવાથી પગથિયાં સીધાં ન કરતાં થોડે છેટે કાપીને આડાં કર્યાં છે.[15] 'મિરાતે અહમદી'માં આ વાવનો ઉલ્લેખ છે. બાંધકામની દૃષ્ટિએ જોતાં આ બાંધકામ શહેરની સ્થાપના પહેલાંનું જ છે એ એની રચના-પદ્ધતિ ને બાંધકામ જોતાં લાગે છે. એનો સમય સંભવતઃ ઈ.સ.ની ૧૪ મી સદી હોઈ શકે, કારણ કે પગથિયાંમાં મોઢેરાના કુંડ કરતાં વધારે ભેદ-કારી છે. જોકે પદ્ધતિ તો એની એ છે. વળી થાંભલા અને કેટલુંક કોતરકામ પણ પછીનું છે, જેથી એ ૧૪ મી સદીની હોવાનો વધુ સંભવ છે.

**બાઈ હરીરની વાવ**—માતા ભવાનીની વાવથી થોડે દૂર 'દાદા હરીની વાવ'ના નામે જાણીતી આ વાવ આવેલી છે. એને મહમૂદ બેગડાના અંતઃપુરની સર્વાધિકારિણી હરીર નામની બાઈએ બંધાવેલી છે એવું એના શિલાલેખમાં જણાવેલું છે. આ વાવ અમદાવાદ શહેરની ઈશાને વિ.સં. ૧૫૫૬ ના પોષ સુદિ ૧૩ ને સોમવારે (૧૫ મી ડિસેમ્બર, ૧૪૯૯) હરીરપુરમાં ૩,૨૯,૦૦૦ મહમૂદી ખર્ચીને બંધાવી છે એ પણ લેખમાં જણાવ્યું છે.[16] આ ઉપરથી હરીરપુરનું તાજું અસ્તિત્વ કે પછી માતા ભવાનીની વાવવાળા ગામનો નામપલટો સમજાય છે. આ વાવ હિંદુ સ્થપતિએ બાંધી છે ને એ મુસલમાન અમલદારની દેખરેખ નીચે બાંધી છે. લેખમાં આપેલાં વાપી-નિર્માતાઓનાં નામો પરથી આ કાલના બાંધકામના સ્થપતિઓ મોટે ભાગે હિંદુ હોવા વિશે સંભાવના કરી શકાય છે. અહીં આ પ્રકારનું કાર્ય સતત ચાલુ રહેલું હોવાથી તેમજ કારીગરીમાં કોઈ જાતભેદને સ્થાન ન હોઈ આમ બને એ સ્વાભાવિક છે. વાવની લંબાઈ ૨૪૧ાા' છે. અંદરના

મંડપ ૧૬'ના છે. અષ્ટકોણ કૂવાનો ચોરસ ભાગ ૨૪'નો છે. મંડપ ઊંચા નથી. સાદા થાંભલા છે. દરેક ખંડમાં મસ્જિદની જેમ ગોખ મૂકેલા છે. વાવ કોતરણીથી પૂર્ણ છે. છેક પાણી સુધી જતી બે નાની ગોળ ચક્રાકાર સીડીઓ છે. બેસવાનું કક્ષાસન સુંદર રીતે કોતરેલું છે. વાવના બાંધકામની યોજનામાં મુખ્ય પદ (એકમ) થાભલાની બેસણીનો વિસ્તાર છે. એના આધારે ૨, ૩, ૪ ગુણાકારમાં જગ્યા ખાલી રાખી છે, તેથી એનો સ્કેલ ખૂબ જ મનમોહક બન્યો છે. વળી ઊંચાઈમાં પણ આ જ પદનો ગુણાકાર ઉપયોગમાં લીધો છે, જેના કારણે સમગ્ર વાવનું આયોજન સરળ છતાં સપ્રમાણ બને છે. પગથિયાનું માપ પણ ઊંચાઈમાં આ પદનાથી અર્ધું અને એનો સપાટ ભાગ ૨ પદ જેટલો આમ ખૂબ જ વ્યવસ્થિત છે. ૨. બી. જોટે આ વાવને 'ભદ્રા' જાતની વાવ કહી છે.[૧૭]

**અડાલજની વાવ** (પટ્ટ ૭)—અમદાવાદથી ૧૮ કિલોમીટર દૂર મહેસાણા જવાના રાષ્ટ્રિય ધોરી માર્ગ નજીક આ વાવ આવેલી છે. એમાં ત્રણ બાજુથી પ્રવેશી શકાય છે, એ બતાવે છે કે ત્યાં આવવાના ત્રણ રસ્તા હશે, જેથી દરેક રસ્તા તરફ એનું મુખ કરેલું છે. સલ્તનત કાલની વાવોની આયોજનામાં હિંદુ શાસ્ત્રોનો આધાર જરૂર છે, પણ એની નકલ નથી. અડાલજની વાવમાં વચ્ચે ૨૨ા'નો મંડપ છે. એના ઉપર ઘુંમટ હોવાનો સંભવ છે. મંડપની બાજુમાંના ઝરૂખા એમાં બેસી જતા-આવતાને નિહાળવા માટેની ઉત્તમ બારી જેવા છે. આ વાવ અસાધારણ સુંદર રીતે શણગારેલી છે. વાવના ગોખ પણ કોતરણીવાળા છે. એમાં કંઈક અંશે સમાજજીવન રજૂ કરેલું છે. નવગ્રહ પલંગ પાણી કમળાકૃતિ વગેરે અનેક હિંદુ પ્રતીક એમાં કોતરેલાં છે. વાવની લંબાઈ ૨૫૧' છે. છેડે બંને બાજુ ચક્રાકાર સીડીઓ છે, જે છેક પાણી સુધી લઈ જાય છે. એ પરથી પાણીની સપાટી ક્યાંસુધી સામાન્યપણે રહેતી હશે એ જાણી શકાય છે. વાવના લેખમાં જણાવ્યા મુજબ આ વાવ સં. ૧૫૫૫ માં સુલતાન મહમૂદના રાજ્યમાં દંડાહીના વાઘેલા રાજા મોકલસિંહના વંશજ વીરસિંહની પત્ની રૂડાંદેવીએ પોતાના પતિના પુણ્યાર્થે કરાવી હતી ને એના નિર્માણનું ખર્ચ ૫.૦૦,૧૧૧ ટંકા થયું હતું.[૧૮] આ વાવની રચનામાં પણ સપ્રમાણતા આવવાનું કારણ એમાં વાપરેલ સ્તંભોની બેસણીના કદનું પદ છે. એમાં ૧ા, ૨, ૩, ૪ ની ગણતરીના આધારે આયોજના થયેલી છે. ખૂબી તો એ છે કે ભીંતમાં મૂકેલા પથ્થર પણ નિશ્ચિત સ્કેલના ને માપના છે, જેથી આખીય વાવની આયોજના એકદમ પૂર્ણ અને સમાયુક્ત બને છે.



વાવમાં જેને કૂટ કે કોઠા કહીએ છીએ તેનો ખ્યાલ આ વાવોમાં રાખવામાં આવતી-રહેતી-ખાલી જગાના આધારે ગણાતો હોય છે. વાવના માળનો આધાર તે કેટલી ઊંડી જાય છે તેના પ્રમાણમાં હોય છે. સલ્તનત કાલ પહેલાંની વાવમાં

સ્વાભાવિક વધારે માળ રહેતા, જ્યારે આ કાલમાં લંબ પ્રસ્તાર વધારે હોઈ એ પ્રમાણમાં છીછરી ને ઓછા માળવાળી બને છે. છતાં અહીં રચનામાં સારી એવી ચોકસાઈ રખાયાના કારણે એ સલામત રહી છે. પગથિયાં જોડતાં પણ પગથિયાંનો અંત-ભાગ સીધો ન રાખતાં ખાંચાવાળો રાખ્યો છે, જેથી ધરતીકંપ કે બીજા કોઈ દબાણથી એક પણ ભાગ આગળ ન આવી શકે.

**મહેમદાવાદનો ભમરિયો કૂવો** (પટ્ટ ૮)—ખેડા જિલ્લામાં ખેડાથી ૧૧ કિલોમીટર દૂર મહેમદાવાદમાં આવેલ આ કૂવાનું ગુજરાતના નાગરિક સ્થાપત્યમાં અનેક રીતે વિશિષ્ટ સ્થાન ગણાવું જોઈએ. આ કૂવાની રચનામાં શૈલગૃહની પદ્ધતિ ને બાંધકામ પદ્ધતિ બંનેનો ઉપયોગ થયો છે. કૂવો પથ્થર તેમજ ઈંટોનો ઉપયોગ કરી તથા કોતરીને બનાવેલો છે. એમાં નાહવાના ખંડો છે ને કૂવામાંથી પગથિયાં દ્વારા ઉપર પાણી લાવવાની વ્યવસ્થા છે. કૂવાનો કોઠો અષ્ટકોણ છે અને એની ઉપરથી નીચેના માળે ઊતરવા માટે ચાર સીડીઓ કરી છે. નીચલા મજલે ચાર દિશામાં ચાર લંબચોરસ મોટા ખંડ અને ચાર ખૂણામાં ચાર નાના ખંડ કરેલા છે. આ મજલેથી પાણી સુધી ઊતરવા માટે ગોળ ફરતી ચાર સીડીઓ કરેલી છે. આ કૂવો હમામખાનાનો ભાગ ભજવે છે ને આરામ-ગાહનો પણ. એની આજુબાજુનું ઉદ્યાન મનોરંજન-સ્થળ તરીકે વપરાતું. આનંદધામ તરીકે ઉપયોગમાં લેવામાં આવતા આ કૂવાની રચના સ્થાપત્યનો એક નમૂનો છે એમ અવશ્ય કહી શકાય. અંતઃપુરની એકાંત, ગરમીમાંથી બચવા સ્નાન કે શયન અને આરામનો આનંદ આ કૂવાના મહાલયમાં લભ્ય છે. ત્રણ માળની આ ઇમારત સવિશેષપણે સલ્તનત કાલની એ સિદ્ધિનું પ્રદાન કરે છે.

**ધોળકાનું ખાન-સરોવર**—અમદાવાદથી ૪૦ કિલોમીટર દૂર ધોળકામાં ખાનમસ્જિદની પાછળ આવેલું ખાનસરોવર સલ્તનત કાલની અનુપમ સિદ્ધિ છે. એની રચના સાદી હોવા છતાં ધોળકાને પાણી પૂરું પાડવામાં આજ સુધી એનો ફાળો છે. મહમૂદ બેગડાના સેનાપતિના નામ પરથી 'ખાન મસ્જિદ' ને 'ખાન સરોવર' નામ પડયું છે. આ સરોવરમાં વચ્ચે છત્રી ને આરામગાહની જગા હશે એમ લાગે છે.



**સરખેજના મહેલો અને સરોવર**—સરખેજમાં રોજાની ને મસ્જિદની પાછળ આવેલા સરોવરના સામા કિનારે સલ્તનત કાલના મહેલો છે. એક રીતે જોતાં એની બાંધણી પર વિદેશી અસર નથી, પરંતુ ઝરૂખા અને જાળીઓથી સજ્જ હિંદુ મહેલનું પુનરાવર્તન માત્ર છે. સરોવરની પાસે હોવાથી મુખ્યત્વે આ આનંદપ્રમોદ માટેના મહેલ હતા એમ માની શકાય. વળી એની રચનામાં ઈંટો અને કોંક્રીટનો ઓછો

ઉપયોગ થયો છે ને પથ્થરની બાંધણી પૂર્વકાલીન છે. વિશેષતા એ છે કે એની નીચેથી ઘોડાઓને સીધા સરોવરમાં પાણી પીવા લઈ જવાની વ્યવસ્થા છે. સરોવરમાં ઊતરવાનાં પગથિયાં ઉપરાંત ઢોરોને કે પ્રાણીઓને ઊતરવાના ઢાળ બનાવેલા છે. સરોવરમાં પાણીના પ્રવેશ માટે ત્રણ સુંદર નાળાં બનાવેલાં છે, જેમાં હોડીમાં બેસીને ફરી શકાય છે. એમાં આવતું પાણી કચરો બહાર નાખીને આવે તેવી ગાળવાની જાળીની યોજના પણ છે. સરોવરની વચ્ચે આરામ માટે છત્રી હશે તેવો ખ્યાલ વચ્ચે આવેલી ઊંચી જમીન પરથી આવે છે. સરોવરમાં ઊતરવાનાં પગથિયાં બહુ વ્યવસ્થિત છે ને સરોવરમાંનું વધારાનું પાણી બહાર કાઢી નાખવાની યોજના પણ છે.

**કાંકરિયા અને ખામંધ્રોળના મહેલ**—સુલતાન કુત્બુદ્દીનના સમયમાં અમદાવાદમાં હોજ-ઇ-કુત્બ અથવા કાંકરિયા અને ખામંધ્રોળના મહેલોની રચના થઈ. એમાં કાંકરિયામાં પાણીના પ્રવેશનાં નાળાં, સરખેજનાં નાળાંની જેમ જાળીવાળાં છે. કાંકરિયાની પાળ વગેરે વધુ વ્યવસ્થિત છે. એમાં છેક વચ્ચે સુધી જઈ શકાય તે માટે પુલ જેવું બનાવી ત્યાં ઉદ્યાન બનાવ્યું છે, જે નગીનાવાડીના નામે જાણીતું છે. આ અત્યારે તો સહેલાણીઓનું ધામ છે પરંતુ એક સમયે ત્યાં રાજકુટુંબ આનંદપ્રમોદ કરતાં હતાં.

## (આ) દેવાલયો

સલ્તનત કાલ દરમ્યાન એક બાજુ મૂર્તિભંજકોના હાથે કેટલાક પ્રસિદ્ધ દેવાલયોનો નાશ થયો, તો બીજી બાજુ એમાંનાં ઘણાં મંદિરોનું પુનર્નિર્માણ પણ થયું. વળી કેટલાંક નવાં દેવાલય પણ બંધાયાં. અભિલેખોમાં અને ક્યારેક સાહિત્યમાં આ કાલમાં નિર્માણ અથવા પુનર્નિર્માણ પામેલાં અનેક દેવાલયોના ઉલ્લેખ આવે છે. એમાંનાં કેટલાંક કાળબળે નામશેષ થયાં છે, તો બીજાં કેટલાંક એ સ્થળોએ જૂના નામે મોજૂદ રહ્યાં છે, પરંતુ જીર્ણોદ્ધારમાં તેઓનું સ્થાપત્યકીય સ્વરૂપ સાવ બદલાઈ ગયું હોય છે.

### ઉલ્લિખિત દેવાલયો

આ કાલનાં દેવાલયોના ઉપલબ્ધ ઉલ્લેખ[19] મુખ્યત્વે આ પ્રમાણે છે :

વિ. સં. ૧૩૬૬(ઈ.સ. ૧૩૦૯–૧૦)માં ખંભાતમાં અલ્પખાનના સમયમાં  ઊકેશવંશના શાહ જેસલે અજિતદેવ તીર્થંકરનું મંદિર બંધાવ્યું. એણે પાટણમાં શાંતિનાથનું ચૈત્ય બંધાવ્યું.

બોરુ(તા. વીજાપુર, જિ. મહેસાણા)માં વિ.સં. ૧૩૬૭(ઈ.સ. ૧૩૧૧)માં રૂપેશ્વર મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર થયો.

વિ.સં. ૧૩૬૯(ઈ.સ. ૧૩૧૩)માં શત્રુંજય પરનું આદિનાથ મંદિર અણહિલવાડના સમરાશાહ દ્વારા જીર્ણોદ્ધાર પામ્યું. એમાં મૂળનાયકની નવી પ્રતિમાની પ્રતિષ્ઠા વિ.સં. ૧૩૭૧(ઈ.સ. ૧૩૧૫)માં થઈ.

વિ.સં. ૧૩૬૯(ઈ.સ. ૧૩૧૨-૧૩)માં આબુ પર્વત ઉપરનાં વિમલશાહ તથા તેજપાલનાં મંદિરોનો મુસ્લિમોએ નાશ કર્યો હતો. વિ.સં. ૧૩૭૮(ઈ.સ. ૧૩૨૨)માં મંડોરના વીજડ લાલિગ વગેરેએ વિમલવસહીને સમરાવી અને સંઘવી પેથડે લૂણસિંહવસહીને સમરાવી. પેથડે ચારૂપ (તા. પાટણ) અને ધોળકામાં પણ જૈન મંદિર બંધાવેલાં.

ચૂડાસમા રાજા મહીપાલ ૪ થાના રાજ્યકાલ( વિ.સં. ૧૩૬૪-૮૭ )માં વયરસિંહે ગિરનાર પરનું નેમિનાથનું મંદિર બંધાવ્યું.

વિ.સં. ૧૪૩૨(ઈ.સ ૧૩૭૬)માં બૂટડ લાખાના પુત્ર સિંહે થાનમાં સૂર્યમંદિર બંધાવ્યું. મંદિરનો અનેક વાર જીર્ણોદ્ધાર થયો છે ને એનું અસલ સ્વરૂપ લુપ્ત થઈ ગયું છે.

ધામલેજ(જિ. જૂનાગઢ)નું સૂર્યમંદિર પ્રભાસના વાજા રાજા ભર્મે વિ.સં. ૧૪૩૭(ઈ.સ. ૧૩૮૦)માં સમરાવ્યું.

અયોધ્યાના રાજપૂત ખૂંદુએ અણહિલપુર પાટણમાં વિ.સં. ૧૪૪૭-શક વર્ષ ૧૩૧૩(ઈ.સ. ૧૩૯૧)માં આહડેશ્વર મહાદેવના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

સોમનાથ પાટણ(જિ. જૂનાગઢ)માં સંગમેશ્વરનું મંદિર વિ.સં. ૧૪૪૮-(ઈ.સ. ૧૩૯૨)માં બંધાયું, એ હાલ નામશેષ છે.

ખોરાસા(જિ. જૂનાગઢ)માં વિ.સં. ૧૪૪૫(ઈ.સ.૧૩૮૯)માં મકવાણા મહર્ષે સૂર્યમંદિર સમરાવ્યું. વાઘેલા રાજા શિવરાજે વિ. સં. ૧૪૫૫( ઈ.સ. ૧૩૯૯ )માં ત્યાં શિવાલય બંધાવેલું. આ મંદિર હાલ નામશેષ છે.

મૂળ માધવપુરમાં રેવતીકુંડ પાસે બલરામ-રેવતીનું મંદિર હતું તે ક્ષત્રિય રાજા કુંવરપાલે-કુમારપાલે સમરાવેલું. લેખ અપૂર્ણ હોઈ એમાં મંદિરનિર્માણનો સમય નોંધાયો નથી.



ચાંદોદ અને તિલકવાડા ગામની વચ્ચે જિયોર (જિ. વડોદરા) પાસે કુંભેશ્વર મહાદેવનું મંદિર આવેલું છે. એનો જીર્ણોદ્ધાર નાંદોદના રાજા ઉદયસિંહના સચિવ ગોવર્ધને વિ.સં. ૧૪૬૩(ઈ.સ. ૧૪૦૭)માં કરાવ્યો.

ગુણેહા(તા. નાંદોદ, જિ. ભરૂચ)માંનું શિવાલય શક્તિસિંહના રાજ્યકાલ દરમ્યાન વિ.સં. ૧૪૭૪(ઈ.સ. ૧૪૧૮)માં વીજાએ બંધાવ્યું હતું.

સંઘવી ગોવિંદે તારંગા પરના અજિતનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવીને વિ.સં. ૧૪૭૯(ઈ.સ. ૧૪૨૨-૨૩)માં નવી મૂર્તિ પધરાવી.

આબુ-દેલવાડામાં સંઘવી ગોવિંદે વિ.સં. ૧૪૯૪(ઈ સ. ૧૪૩૭-૩૮)માં દિગંબર જૈન મંદિર બંધાવ્યું.

ગિરનાર પરનું સંગ્રામસિંહ સોનીનું મંદિર વિ.સં. ૧૫૦૨-૧૫૧૭ (ઈ.સ. ૧૪૪૬-૬૧) દરમ્યાન સંગ્રામસિંહે સમરાવેલું.

વિ.સં. ૧૫૦૯(ઈ.સ. ૧૪૫૩)માં ખંભાતના સાણરાજે ગિરનાર પર વિમલનાથનું મંદિર બંધાવ્યું. આ મંદિર નામશેષ છે.

ગિરનાર પરનું લક્ષ્મીતિલક મંદિર નરપાલ સંઘવીએ વિ.સં. ૧૫૧૧-(ઈ.સ. ૧૪૫૫)માં બંધાવેલું.

વિ.સં. ૧૫૨૪ (ઈ.સ. ૧૪૬૮)માં ગિરનાર પરનું અંબાજી માતાનું મંદિર શ્રેષ્ઠી સામલે સમરાવી એનો જીર્ણોદ્ધાર કરેલો.

સુલતાન મહમૂદ બેગડાના મંત્રી ગદારાજે (વિ.સં. ૧૫૨૫) સેજિત્રા(તા. પેટલાદ, જિ. ખેડા)માં આદિનાથનું મંદિર બંધાવ્યું હતું. હાલ આ મંદિર વિદ્યમાન નથી.

વસઈ(તા. વિજાપુર, જિ. મહેસાણા)નું નીલકંઠેશ્વર મંદિર ત્યાંના રાણક પટેલે વિ.સં. ૧૫૨૫-શક વર્ષ ૧૩૯૦(ઈ.સ. ૧૪૬૮)માં બંધાવેલું.

વિ.સં ૧૫૨૭(ઈ.સ ૧૪૭૧)માં અણહિલપુરના ખીમસિંહ અને સહસાએ પાવાગઢ પર જૈન મંદિર બંધાવેલું.

એ અરસામાં ખંભાતમાં શ્રેષ્ઠી ગોધાએ જૈન મંદિર બંધાવેલું. એ હાલ મોજૂદ રહ્યું નથી.

વિ.સં. ૧૫૩૦(ઈ.સ. ૧૪૭૪)માં ચોરવાડમાં પાર્શ્વનાથનું મંદિર બંધાયું હતું. હાલ એ નામશેષ છે. એ અરસામાં ઈડરમાં શેઠ ઈશ્વર સોનીએ જૈન મંદિર બંધાવેલું.

ઝાલા રાજા ભીમના સમયમાં વિ.સં. ૧૫૩૧(ઈ.સ. ૧૪૭૪-૭૫)માં મહેતા હરપાલે ખાંભડા(તા. ધ્રાંગધ્રા, જિ. સુરેંદ્રનગર)માં ગણપતિની દેરી કરાવી.

વિ.સં. ૧૫૩૫(ઈ.સ. ૧૪૭૯)માં ચાણસ્મામાં શેઠ રવિચંદે ભટેવા પાર્શ્વનાથનું મંદિર સમરાવ્યું.

મોટી દાઉ(જિ. મહેસાણા)માં ભવાનીશ્વર મહાદેવનું મંદિર છે; એ વિ.સં. ૧૫૬૫(ઈ.સ. ૧૫૦૯)માં બંધાયું હતું.

મેવાડના રાજા રત્નસિંહના મહામાત્ય કર્માશાએ શત્રુંજયની યાત્રા સમયે વિ.સં. ૧૫૮૭(ઈ.સ. ૧૫૩૧)માં ત્યાં પુંડરીક સ્વામીના મંદિરનો સાતમો ઉદ્ધાર કરાવ્યો તેમજ સમરશાના આદિનાથ મંદિરનો પણ જીર્ણોદ્ધાર કરાવ્યો, વળી ચક્રેશ્વરી દેવીનું મંદિર પણ સમરાવ્યું.

હામપર(જિ. સુરેન્દ્રનગર)નું શિવમંદિર જિતમાલ સોલંકીએ વિ.સં. ૧૫૮૮(ઈ.સ. ૧૫૩૨)માં સમરાવ્યું હતું.

અમદાવાદની ઝવેરીવાડમાં આવેલ જગવલ્લભ પાર્શ્વનાથનું દેરાસર વિ.સં. ૧૬૦૦(ઈ.સ. ૧૫૪૪)ના સુમારમાં સમારાયું જણાય છે. એનાં એટલાં બધાં પુનર્નિર્માણ થયાં છે કે એનું અસલ સ્વરૂપ કળવું મુશ્કેલ છે. ઊંઝા(જિ. મહેસાણા)નું કંથુનાથ મંદિર એ વર્ષે બંધાયું હતું. એનું પણ અસલ સ્વરૂપ જળવાઈ રહ્યું નથી.

શત્રુંજય પરનું ગંધારિયા ચોમુખજીનું મંદિર વિ.સં. ૧૬૨૦(ઈ.સ. ૧૫૬૪) માં બંધાયું લાગે છે. જામનગરનું શાંતિનાથ દેરાસર શેઠ તેજસિંહે એ વર્ષે બંધાવવા માંડેલું; એનું અસલ સ્વરૂપ જળવાયું નથી.

વિ.સં. ૧૬૨૨(ઈ.સ. ૧૫૬૫)માં પુદગામ(તા. વીસનગર, જિ. મહેસાણા)ના સિદ્ધેશ્વર મહાદેવના મંદિરનું સંસ્કરણ થયું હતું. એ વર્ષે દહીસરા(જિ. રાજકોટ)માં જામશ્રી કરણજીની પત્નીએ ધીંગડમલ્લનું મંદિર બંધાવેલું.

વિ.સં. ૧૬૨૭(ઈ.સ. ૧૫૭૧)માં ધોળકામાં રણક નામે બ્રાહ્મણે રણકેશ્વર મહાદેવનું મંદિર બંધાવ્યું હતું. હાલ એ મંદિર નામશેષ છે.

### નોંધપાત્ર વિદ્યમાન દેવાલયો

ઉપર જણાવેલાં દેવાલયો પૈકી કેટલાંક અદ્યપર્યંત વિદ્યમાન છે. એમાંનાં કેટલાંકનું મૂળ સ્થાપત્યકીય સ્વરૂપ જળવાઈ રહ્યું છે, જ્યારે બીજાં કેટલાંકનું મૂળ સ્વરૂપ એનાં પુનર્નિર્માણોમાં સદંતર બદલાઈ ગયું છે. એ કાલનાં વિદ્યમાન દેવાલયોના અસલ સ્વરૂપ પરથી માલૂમ પડે છે કે સલ્તનત કાલ દરમ્યાન બંધાયેલાં મોટાંનાનાં દેવાલયોમાં મુખ્યતઃ સોલંકી કાલના સ્થાપત્ય-સ્વરૂપને અનુસરવામાં આવતું હતું, જ્યારે એમાં કેટલીક વાર કંઈ ફેરફાર પણ કરવામાં આવતો હતો. આ પ્રકારના સ્થાપત્ય-સ્વરૂપ પરથી, અભિલેખો કે સાહિત્યના આધારે જેનો ચોક્કસ નિર્માણ-સમય જાણવા મળ્યો નથી તેવાં કેટલાંક દેવાલય પણ આ કાલ દરમ્યાન બંધાયાં હોવાનું જણાય છે. આ બંને પ્રકારનાં દેવાલયોમાંનાં નોંધપાત્ર દેવાલય નીચે પ્રમાણે છે :

આબુ–દેલવાડાની વિમલવસહી તથા લૂણસિંહવસહીના પુનર્નિર્મિત મૂળ-ગભારા અને ગૂઢમંડપનો અંદરનો ભાગ સાદો છે, જ્યારે મૂળ નવ ચોકીઓ રંગમંડપ અને ભમતીની દેરીઓમાં ચૌલુક્યકાલીન શિલ્પકલાનુ સૌંદર્ય નજરે પડે છે, વિમલસહીના ગૂઢમંડપમાં તીજડનાં માતાપિતાની તથા લાલિગનાં માતાપિતાની પ્રતિમાઓ મૂકેલી છે.[૨૦]

પ્રભાસના સુપ્રસિદ્ધ સોમનાથ મંદિરનો ચૂડાસમા રાજા મહીપાલ ૪ થાએ (ઈ.સ. ૧૩૦૮–૧૩૨૫) તથા એના પુત્ર ખેંગાર ૪ થાએ (ઈ.સ. ૧૩૨૫–૧૩૫૧) જીર્ણોદ્ધાર કર્યો હતો.[૨૧]

ત્રિવેણી સમીપની ભેખડ પર આવેલું પ્રભાસ પાટણનું પૂર્વાભિમુખ સૂર્ય-મંદિર (પટ્ટ ૯, આ. ૨૧) ગર્ભગૃહ પ્રદક્ષિણાપથ અંતરાલ ગૂઢમંડપ અને શૃંગાર-ચોકીનું બનેલું છે. મંદિરની પીઠમાં અશ્વથરની કોરણી હોવાના કારણે આ મંદિર ૧૪ મી સદીમાં બંધાયું હોવાનું મનાયું છે [૨૨] શૃંગારચોકીની રચનાની અપ્રમાણતા પણ આ મંદિર પાછલા કાલનું હોવાના મતને સમર્થન આપે છે. ગર્ભગૃહની દ્વારશાખાના લલાટબિંબમાં ગણેશનું શિલ્પ છે તથા ઓતરંગ પર નવગ્રહનો પાટ છે. ગર્ભગૃહમાં હાલ પાછલા કાલની સૂર્યની નાની મૂર્તિ છે, જ્યારે એની મૂળ પ્રતિમા સ્થાનિક મ્યુઝિયમમાં છે. મંડોવરના ભદ્રગવાક્ષોમાં લક્ષ્મીનારાયણ, શિવપાર્વતી અને બ્રહ્મા–સરસ્વતીની યુગલ-પ્રતિમાઓ છે. પીઠના કુંભામાં ગવાક્ષસ્થિત દેવ-દેવીઓનાં શિલ્પ કોતરેલાં છે. જંઘાના ભદ્રગવાક્ષોની બંને બાજુએ ક્યાંક ક્યાંક નર્તકીઓનાં શિલ્પ જળવાઈ રહ્યાં છે. મુખ્ય શિખર નીચેના પ્રસ્તારથરના દર્શનીય ભાગમાં સૂર્યની મૂર્તિઓ કોતરેલી છે. શૃંગારચોકીની ઉપરની રચના નાના કદના શિખરને મળતી આવે છે. આવી રચના અન્યત્ર જોવા મળતી નથી.[૨૩]

પ્રભાસ પાસે હિરણ(હિરણ્યા)ના કાંઠે આવેલા નગરના પ્રાચીન ટીંબાના પૂર્વ છેડે પણ એક સૂર્યમંદિર (પટ્ટ ૯, આ. ૨૨) આવેલું છે. આ મંદિર પશ્ચિમાભિમુખ છે. એમાં ગર્ભગૃહ પ્રદક્ષિણાપથ ગૂઢમંડપ અને મુખમંડપ પણ છે. શિખરની મૂલ-મંજરીનોભાગ પડી ગયો છે ને મંડપોનાં સામરણ પૂરેપૂરાં નષ્ટ થઈ ગયાં છે. ગર્ભગૃહના ભદ્રગવાક્ષોમાં સૂર્યની ખંડિત પ્રતિમાઓ નજરે પડે છે. ગર્ભગૃહની અંદર પીઠિકા ખાલી છે. એ પરની સેવ્ય સૂર્યપ્રતિમા વેરાવળના હાટકેશ્વર મંદિરમાં લઈ ગયાનું કહેવાય છે. દ્વારશાખામાં નવગ્રહોની આકૃતિઓ છે. ગૂઢમંડપની દ્વારશાખા પણ નવગ્રહોની આકૃતિઓથી શોભે છે. મુખમંડપમાં બે ગોખલા કાઢેલા છે. મંદિરની સામે એક તોરણ હતું, એના ઉપલા છદ્મિલકાવલણના ખંડ હાલ પ્રભાસના

મ્યુઝિયમમાં છે. મંદિર સાથે એક નાનકડા કુંડના થોડા અવશેષ નજરે પડે છે. આ મંદિર ૧૪ મા શતક કરતાં પ્રાચીન જણાતું નથી.[૨૪]

પ્રભાસની જુમ્મા મસ્જિદની ઉત્તરે પાર્શ્વનાથ મંદિર અવશેષરૂપે બચ્યું છે.[૨૫] અંદરની બાજુ સારી રીતે જળવાયેલી છે. એમાં સમચોરસ ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ ગૂઢમંડપ અને શૃંગારચોકી છે. ગૂઢમંડપ અને પ્રવેશચોકી ભદ્રિક ઘાટના સ્તંભો પર ટેકવેલ છે. મંડપની દીવાલોમાં સ્તંભના ગાળામાં એકેક ગોખની રચના છે. ગર્ભગૃહ પ્રદક્ષિણાપથ અને મંડપની દીવાલોમાં અંદરની બાજુએ હરોળબંધ ગવાક્ષોની રચના છે. આ મંદિર પ્રાયઃ ચોવીસી પ્રકારનું જિનાલય હશે. ગૂઢ-મંડપનો મધ્યભાગ બે મજલાનો છે ઉપલા મજલાની વેદિકા મંડપના મધ્યભાગે પડે છે. વેદિકા પરના ખુલ્લા ગાળા જાલિકા વડે આચ્છાદિત કરેલા છે, જેથી હવાઉજાસને પૂરતો અવકાશ રહે. બીજા મજલાની ઉપર બેવડા ઘુંમટ કાઢયા છે. ગૂઢમંડપનો પાર્શ્વમાર્ગ તેમ પ્રદક્ષિણાપથ સપાટ આચ્છાદન વડે ઢાંકેલા છે. ગર્ભગૃહ પર કરોટકની રચના છે. સમગ્ર રચના-દૃષ્ટિએ આ મંદિર પર તત્કાલીન મુસ્લિમ સ્થાપત્યની સ્પષ્ટ અસર વરતાય છે.

થાન પાસે આવેલ કંડોલ ટેકરી પર પ્રાચીન સૂર્યમંદિરના અવશેષ જોવા મળે છે. હાલ મંદિરના ગર્ભગૃહની દીવાલોનો કેટલોક ભાગ જ બચ્યો છે. ત્યાં આવેલા એક શિલાલેખના આધારે એ મંદિર વિ.સં. ૧૪૩૨ (ઈ.સ. ૧૩૭૬)માં બૂટડ લાખાના પુત્ર સેંહે ફરીથી બંધાવ્યું હતું. પૂર્વ બાજુના ચોકીના દ્વારશાખામાં તથા પ્રાંગણની દીવાલમાં મૂળ મંદિરના કેટલાક શિલ્પ નજરે પડે છે. મંદિરનો પછીના સમયમાં અનેક વાર પુનરુદ્ધાર થયેલો છે તેથી એનું મૂળ સ્વરૂપ લગભગ નષ્ટ થયું છે. ગર્ભગૃહમાં હાલ જે સૂર્યમૂર્તિ છે તે પણ પછીના સમયની છે. મંડોવરની બહારની બાજુએ પશ્ચિમે ઉત્તરે અને દક્ષિણે સૂર્ય તથા એમની બે પત્નીઓનાં શિલ્પ છે[૨૬]

સરોત્રા (જિ. બનાસકાંઠા)માં 'બાવનધ્વજ' નામે ઓળખાતું જૂનું જૈન મંદિર (પટ્ટ ૧૦, આ. ૨૩) છે. મુખ્ય મંદિર ૧૬·૬×૨૭·૪ મી. વિસ્તૃત જગતી પર આવેલું છે. મુખ્ય મંદિરનો પાછલો (દક્ષિણ) ભાગ, પૂર્વ બાજુનો મોટો ભાગ અને નૈઋર્ત્ય ખૂણાની શિલ્પમંડિત દીવાલોનો ભાગ તૂટી પડેલ છે. શૈલીની દૃષ્ટિએ મંદિર ૧૩ મી–૧૪ મી સદીનું મનાય છે. મંદિર ઉત્તરાભિમુખ છે. આબુની વિમલવસહી અને કચ્છના ભદ્રેશ્વર મંદિરની જેમ આ મંદિરના પ્રાંગણનો આગલો ભાગ, રંગમંડપની પાટોને ભમતીની પાટો સાથે જોડી દઈને, છાદ્યાન્વિત કરેલો છે. મંદિર ગર્ભગૃહ ગૂઢમંડપ ત્રિકમંડપ રંગમંડપ ભમતી દેવકુલિકાઓ અને બલાનકનું

બનેલું છે. ત્રિકમંડપમાં યક્ષ–યક્ષિણી માટે ગોખની રચના ગૂઢમંડપ તરફની દીવાલોમાં કરેલી છે. ગર્ભગૃહ અને ગૂઢમંડપની બાહ્ય દીવાલ યક્ષ-યક્ષિણીઓ નૃત્યાંગનાઓ અને વાદકોની આકૃતિઓથી વિભૂષિત છે.[૨૭]

આબુ–દેલવાડાનું પિત્તલહર મંદિર (પટ્ટ ૧૦, આ. ૨૪) વિ.સં. ૧૩૭૩ (ઈ.સ. ૧૩૧૬) અને વિ.સં. ૧૪૮૯(ઈ.સ. ૧૪૩૩)ની વચ્ચે બંધાયું હતું. આ મંદિર ગુર્જર ભીમાશાહે બંધાવ્યું હતું ને એમાં મૂલનાયક તરીકે આદીશ્વરની મૂર્તિ પધરાવી હતી. હાલની ૧૦૮ મણની પિત્તળની મૂર્તિ મંત્રી સુંદર અને મંત્રી ગદાએ વિ.સં. ૧૫૨૫(ઈ.સ. ૧૪૬૯)માં પધરાવી છે. મંદિર મૂળ ગભારો, ગૂઢમંડપ, સભામંડપ અને નવચોકીનું બનેલું છે. ગૂઢમંડપમાં આદીશ્વરનું મોટું બિંબ છે. રંગમંડપ અને ભમતીની રચનાનું કામ શરૂઆતમાં અધૂરું મૂકવામાં આવ્યું હોય એમ લાગે છે. ગર્ભગૃહની દ્વારશાખા તેમ ઓતરંગમાં કાઉસગ્ગ અવસ્થામાં ઊભેલા જિનમૂર્તિઓ કોતરેલા છે.[૨૮]

પોસીનામાં નીલકંઠ મહાદેવના મંદિરમાં પાઠના સહુથી નીચલા થરથી મંડોવરના સહુથી ઉપલા થર સુધી સુંદર શિલ્પ કંડારેલાં છે. ગર્ભગૃહ મંડપ અને શૃંગારચોકી પરનાં છાવણ પછીના સમયમાં સમરાવેલાં છે. ગર્ભગૃહની દ્વારશાખ પંચશાખા પ્રકારની છે. શિલ્પો અને સુશોભનોના કોતરણી પરથી એ ૧૫મી સદીનું હોય એમ જણાય છે.[૨૯]

આબુ–દેલવાડાનો ખરતરવસહી ત્રણ મજલાનું ચોમુખ મંદિર છે. દરેક મજલે ગર્ભગૃહમાં ચૌમુખ મૂર્તિ નજરે પડે છે. મંદિરમાંની ઘણી મૂર્તિઓ વિ.સં. ૧૫૧૫(૧૪૫૮–૫૯)માં સંઘવી મંડાલક તથા એમના કુટુંબીજનો દ્વારા પ્રતિષ્ઠિત થઈ હતી. આ મંદિર દેલવાડાનાં દેરાસરોમાં સહુથી ઊંચું છે. નીચલા મજલે ગર્ભગૃહની ચારે બાજુ એકેક મોટો મંડપ છે. ગર્ભગૃહની બહારની દીવાલો પર દિક્પાલો વિદ્યાદેવીઓ અને યક્ષો–યક્ષિણીઓ તથા શાલ-ભંજિકાઓની શિલ્પકૃતિઓ આવેલી છે. મંદિરની ચૌમુખ પ્રતિમા પાર્શ્વનાથની છે. દરેક બાજુની મૂર્તિને ફરતો ભવ્ય પરિકર છે ને મૂર્તિના મસ્તક ઉપર નવફણા-વાળા સર્પનું વિતાન છે. મંદિરના સ્તંભો પર અલંકૃત તોરણ કાઢેલાં છે.[૩૦]

ભેટાલી(જિ. સાબરકાંઠા)માં સારી રીતે જળવાયેલું શિવપંચાયતન મંદિર  છે. આ મંદિરસમૂહ ત્રણ મીટર ઊંચી જગતી પર બાંધેલ છે. પછીતનો ભાગ ડુંગરની તળેટી સાથે સંલગ્ન છે. મુખ્ય મંદિર શિવનું છે ને એ ગર્ભગૃહ અંતરાલ મંડપ અને શૃંગારચોકીનું બનેલું છે મંડપ અને ચોકી પરનાં છાવણ

પછીના કાલનાં છે, જ્યારે ગર્ભગૃહ પરનું રેખાન્વિત શિખર મંદિરના સમયનું છે. પીઠ અને મંડોવરના થરોમાં દેવદેવીઓ દિક્પાલો અને અપ્સરાઓનાં વિવિધ શિલ્પ આવેલાં છે. મંડપની વેદિકા પરથી આ મંદિર ૧૫ મી સદીનું હોય એમ લાગે છે. ખૂણા પરનાં મંદિર ઘણાં અલંકૃત નથી. ઈશાન અગ્નિ નૈઋર્ત્ય અને વાયવ્યનું મંદિર અનુક્રમે ગણેશ સ્કંદ સૂર્ય અને પાર્વતીનું છે. એમાં ગણેશ અને પાર્વતીની મૂર્તિઓ જ મૂળ જગ્યાએ જળવાઈ રહી છે. પાર્વતીની મૂર્તિની પાટલી પર વિ.સં. ૧૫૦૭(ઈ.સ. ૧૪૫૧)નો લેખ છે.[૩૧]

વસઈ( તા. વીજાપુર, જિ. મહેસાણા )નું 'અખાડા' અથવા 'પાલેશ્વર મહાદેવ' આ નામે ઓળખાતું પશ્ચિમાભિમુખ મંદિર શિખરશૈલીનો એક સુંદર નમૂનો છે. મંદિર ગર્ભગૃહ અંતરાલ મંડપ અને શૃંગારચોકીનું બનેલું છે. મંડપમાં ૨૦ સ્તંભ છે. મંડોવરમાં સારી શિલ્પ-સમૃદ્ધિ છે, પરંતુ ચૂનાના લપેડાને લઈને એનું સૌંદર્ય ઢંકાઈ ગયું છે. મંદિરની જગતીમાં ચાર ખૂણે ચાર નાનાં મંદિર હોઈ આ મંદિર પંચાયતન પ્રકારનું છે. દ્વારશાખાના ઓતરંગમાં વિ.સં. ૧૭૦૧(ઈ.સ. ૧૬૪૪-૪૫)નો લેખ છે તે ઘણું કરીને એના જીર્ણોદ્ધારનો વૃત્તાંત નોંધે છે.[૩૨]

ઈડરના રાવ ભાણના સમય(૧૫મી સદી)માં વડિયાવીર(જિ. સાબરકાંઠા)માં બંધાયેલું મોટું શિવાલય હાલ અર્ધું પડી ગયેલું છે, આથી લોકો એની એ બાજુમાં આવેલા વીરના નાના દેરાને મહત્ત્વ આપે છે. શિવાલયનો અનેક વાર જીર્ણોદ્ધાર થયો હોવા છતાં એમાં કેટલાક જૂના અવશેષ જળવાઈ રહ્યા છે, જે એની જૂની જાહોજલાલીની ઝાંખી કરાવે છે. ગર્ભગૃહની શિલ્પસમૃદ્ધ દ્વારશાખા મોઢેરાના સૂર્યમંદિરની દ્વારશાખા સાથે ઘણું સામ્ય ધરાવે છે. વળી એ નવશાખ છે. મંડોવરમાં દેવદેવીઓ અને નૃત્યાંગનાઓનાં તથા કામરત સ્ત્રીપુરુષોનાં સુંદર શિલ્પ છે.[૩૩]

પાવાગઢનાં જૈનમંદિર ત્રણ સમૂહોમાં આવેલાં છે : ૧. બાવનદેરી મંદિરો કે નવલખી મંદિરો, ૨. કાલિકા માતાની ટૂંકના અગ્નિકોણ પર આવેલાં ચંદ્રપ્રભ અને સુપાર્શ્વનાથનાં મંદિર અને ૩. પાર્શ્વનાથ મંદિર અને એની આજુબાજુ આવેલાં મંદિર. આ મંદિરોનું નિર્માણ ૧૪ મી-૧૫ મી સદીમાં થયેલ લાગે છે. અર્વાચીન સમારકામોથી આ સર્વમંદિર દેખાવમાં બગડી ગયાં છે.[૩૪]


બાવનદેરી-નવલખા સમૂહમાં હાલ ત્રણ મંદિર આવેલ છે (પટ્ટ ૧૨, આ. ૨૭) તે મૂળ મુખ્ય મંદિરની ઉત્તરે, પશ્ચિમે અને દક્ષિણે આવેલાં માત્ર ગૌણ મંદિર છે. વચ્ચેના મુખ્ય મંદિરનો હાલ તો માત્ર પીઠભાગ જળવાઈ રહ્યો છે. પીઠના

ચોતરફના નિર્ગમોની રચના જોતાં મૂળ મંદિર ચોમુખ પ્રકારનું હોય એવું લાગે છે. મંદિરને ફરતો પ્રાકાર હતો, જેમાંના માત્ર પૂર્વ બલાનકના અવશેષ રહ્યા છે. દીવાલો અનેકવિધ મૂર્તિશિલ્પો અને શિલ્પથરોથી અલંકૃત હતી. ગૌણ મંદિર પ્રાકારની બહાર આવેલાં હતાં ને એ પ્રાયઃ સ્તંભાવલીઓ વડે એની સાથે જોડાયેલાં હતાં. સર્વ ચોકીઓ તથા શિખરો અર્વાચીન છે. મંદિરના સ્તંભોની ઘટપલ્લવ ઘાટની શિરાવટીઓ, મુખ્ય તથા ગૌણ ગવાક્ષો પરની કમાનોના ઘાટ વગેરે લક્ષણો પરથી આ મંદિર ૧૫ મી સદીના આરંભનાં લાગે છે.[૩૫]

ચંદ્રપ્રભ અને સુપાર્શ્વનાથનાં નાનાં મંદિરોને ફરતો પણ પ્રાકાર હતો. એ થોડાં વધુ જૂનાં, પ્રાયઃ ૧૪ મી સદીનાં છે, પણ ૧૯ મી સદીમાં એનું સાવ પુનનિર્માણ થયું છે.[૩૬]

પાર્શ્વનાથ મંદિરવાળા સમૂહમાં એ મંદિરની આસપાસના જૂના પ્રાકારોના કેટલાક અવશેષ સિવાય જૂના મંદિરનો કોઈ અંશ મોજૂદ રહ્યો નથી.[૩૭]

વડનગર (જિ. મહેસાણા)નું હાડકેશ્વર મંદિર (પટ્ટ ૧૧, આ. ૨૫-૨૬) નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વર મહાદેવનું મૂળ સ્થાનક મનાય છે. એ ગર્ભગૃહ અંતરાલ સભામંડપ અને ત્રણ શૃંગારચોકીઓથી વિભૂષિત છે. સમગ્ર મંદિર શિલ્પસમૃદ્ધ છે. મંડોવર પીઠ અને મંડપ તથા શૃંગારચોકીઓની વેદિકાઓ પર નવ ગ્રહો, દિક્પાલો અને દેવદેવીઓની મૂર્તિઓ તથા કૃષ્ણ અને પાંડવોના કેટલાક જીવનપ્રસંગ કોતરેલ છે.[૩૮]

શ્રી. ઢાંકી ધારે કે મૂળ મંદિર લતિન(એકશૃંગી) હતું ને એ મૂળરાજે બંધાવેલું, પરંતુ મંદિરના તલમાનમાંના નિર્ગમોની રચના અને છેક શિખરની ટોચ સુધીની એની રેખાઓ આ મતને પુષ્ટિ આપતાં નથી. મંદિર અનેક વાર નવનિર્માણ પામેલું છે, પરંતુ એ ૧૫ મી સદી પછીનું નથી.[૩૯]

સાબરકાંઠા જિલ્લામાં પોળો નામે જંગલ-વિસ્તારમાં કેટલાંક જીર્ણ પ્રાચીન મંદિર આવેલાં છે. આ મંદિરોની શૈલી અનુ-સોલંકી કાલના પ્રચલિત સ્થાપત્યની લગભગ એકસરખી શૈલી ધરાવે છે.[૪૦]

આભાપુર (વિજયનગર મહાલ)માં આવેલ સારણેશ્વરનું મંદિર (પટ્ટ ૧૨, આ. ૨૮) ગર્ભગૃહ અંતરાય પ્રદક્ષિણાપથ ગૂઢમંડપ તેમ એની બે બાજુની બે શૃંગારચોકીઓ અને સભામંડપનું બનેલું છે. મંદિર ત્રણ મજલાનું છે. મંદિરની આગળ સુંદર રીતે અલંકૃત કરેલ વેદી પર યજ્ઞકુંડની રચના છે. મંડપો અને શૃંગારચોકીઓના સ્તંભ સોલંકીકાલીન મંદિરોના સ્તંભોથી જુદા પડે તેવો ઘાટ ધરાવે

છે. એના સ્તંભદંડ છેક નીચેથી ઉપલા છેડા સુધી વૃત્તાકાર છે અને વચ્ચે વચ્ચે કણીદાર વલયાકાર રૂપાંકનોથી વિભૂષિત છે. કુંભી તથા શિરાવટીમાં અધોમુખી પલ્લવોનાં રૂપાંકન કરેલાં છે. ગર્ભગૃહ મંડપો અને શૃંગારચોકીઓ પરનાં છાવણ નાશ પામ્યાં છે. મંદિરના પ્રાંગણમાં વિ. સં. ૧૫૫૪–શક સં. ૧૪૨૦(ઈ.સ. ૧૪૯૮)નો 'મહારાજાધિરાજ શ્રી રાવ ભાણ'ના રાજ્યકાલનો પાળિયો છે.[૪૧]

લાખેણા મંદિર એ જૈન મંદિર છે. એ ગર્ભગૃહ (પટ્ટ ૧૩, આ. ૨૯) અંતરાલ ગૂઢમંડપ ત્રિકમંડપ સભામંડપ શૃંગારચોકીઓ અને બલાનકનું બનેલું છે. એ બે મજલાનું છે. ત્રિકમંડપ અને સભામંડપ જાળીઓ વડે આચ્છાદિત કરેલા છે. આ મંદિરની મૂર્તિઓ હાલ હિંમતનગરમાં સ્થાપી છે.[૪૨]

આ મંદિરની નજીક ત્રણ નાનાં મંદિર છે તે શિવ લક્ષ્મી–નારાયણ અને શક્તિનાં છે.[૪૩]

બાજુમાં 'સાસુનું મંદિર' અને 'વહુનું મંદિર' તરીકે ઓળખાતાં બે નાનાં મંદિર છે.[૪૪]

લાખેણા મંદિરથી થોડા અંતરે હરણાવ નદીના બંધ પાસે મોટું સૂર્યમંદિર આવેલું છે તેમાંની સૂર્યમૂર્તિ મોટી હતી; બીજી મૂર્તિઓ સાથે એ મૂર્તિ પણ લુપ્ત થઈ ગઈ છે.[૪૫]

આસ્તિક કેન્યાટા મહાદેવનું મંદિર પંચાયતન પ્રકારનું છે. એમાંનું મુખ્ય મંદિર (પટ્ટ ૧૩, આ. ૩૦) ગર્ભગૃહ અને મંડપનું બનેલું છે. મંડોવરમાં શિવ-તાંડવ અને વરાહનાં શિલ્પ સારી રીતે જળવાયાં છે. મંડપમાં કેટલાક સ્તંભ અને વેદિકા તેમ કક્ષાસનનો ભાગ જળવાઈ રહ્યો છે, પણ એનું સામરણ મોજૂદ રહ્યું નથી. ગર્ભગૃહ પરનું શિખર પણ લુપ્ત થઈ ગયું છે. આસપાસનાં પાર નાનાં મંદિર પણ જિર્ણ હાલતમાં છે.[૪૬]

આ મંદિર–સમૂહની આગળ એક કીર્તિતોરણ છે. પાટડાની નીચેની તથા ઉપરની કમાન નાશ પામી છે. બાકીનો ભાગ સારી રીતે જળવાયો છે. સ્તંભોની કુંભીઓ તથા શિરાવટીઓ શિલ્પસમૃદ્ધ છે. તોરણ પરના પાટડામાં દેવદેવીઓના સુંદર ગવાક્ષ છે.[૪૭]

આભાપુર પાસે 'નવ દેરાં' અથવા સદેવંત–સાવળિંગાનાં દેરાં તરીકે ઓળખાતાં મંદિરોનો સમૂહ આવેલો છે. એમાંનાં કેટલાંક મંદિર શિવ વિષ્ણુ ચામુંડા અને ભૈરવનાં છે, તો એક જૈન દેરાસર પણ છે. બીજાં મંદિરનાં મુખ્ય અંગ પણ નષ્ટ થઈ ગયાં છે. મંદિરના મોજૂદ રહેલા ભાગ તેઓની ભવ્ય માંડણી તથા શિલ્પસમૃદ્ધિનો ખ્યાલ આપે છે. જૈન મંદિર સરખામણીએ સારી સ્થિતિમાં છે.[૪૮]

## (ઇ) ઇસ્લામી સ્થાપત્ય

સલ્તનતકાલીન ઇસ્લામી સ્થાપત્યનો પરિચય મેળવતાં પહેલાં એના પ્રકારો વિશે જાણી લેવું ઇષ્ટ છે.

ઇસ્લામી સ્થાપત્ય-પ્રકારોમાં 'મસ્જિદ' શ્રેષ્ઠ છે. મસ્જિદ એ મુસ્લિમોનું નમાજ-સ્થાન છે. એનાં મુખ્ય અંગોમાં (૧) પ્રાર્થના માટે સ્તંભયુક્ત છાદ્યવાળો 'લિવાન' (મંડપ), (૨) લિવાનની દીવાલમાં મક્કાની દિશા સૂચવતો 'મિહરાબ' (ગોખ), (૩) મિહરાબની બાજુમાં ઊંચું વ્યાસપીઠ જેવું 'મિંબર' (જેના પરથી ઇમામ નમાજ પઢાવે છે), (૪) લિવાનની સામેનો ખુલ્લો 'શાન' (ચોક), (૫) નમાજ પહેલાં વજૂ (હાથ–પગ ધોવા) માટે શાનની વચ્ચે કે એક બાજુએ 'હોજ' અને (૬) નમાજના સમયની જાહેરાત (બાંગ) માટે ઊંચો 'મિનારો' છે. આ મિનારા પરથી પોકારાતી બાંગને 'અઝાન' કહે છે.

ઈદને દિવસે નમાજ પઢવા માટે મુસ્લિમ વસ્તી હોય ત્યાં 'ઈદગાહ' કરવામાં આવે છે. આમાં મક્કાની દિશાસૂચક મિહરાબયુક્ત કે સાદી દીવાલ, એને અડીને એક મિંબર અને દીવાલની સામે નમાજ પઢવા માટે ખુલ્લો ચોતરો કે મેદાન હોય છે.

મુસ્લિમ સંતો ઓલિયાઓ અને નામાંકિત વ્યક્તિઓની કબર પર કરેલી ઇમારતને 'મકબરો' કે 'દરગાહ' કહે છે. આમાં મૂળ કબર જમીનમાં હોય છે, જ્યારે એની ઉપરના ખંડમાં એક નકલી કબર હોય છે. મકબરો મોટો ભાગે ચોરસ તલદર્શનવાળી ઘુંમટદાર ઇમારત છે. એમાં કબરવાળા ખંડની ચારે તરફ જાળીઓની મનોહર રચના હોય છે.

મસ્જિદની સાથે મકબરાનો સમાવેશ થયો હોય તેવી ઇમારતને 'રોજો' કહેવામાં આવે છે. કેટલીક વાર આ શબ્દ એકલા મકબરા માટે પણ વપરાય છે

ગુજરાતમાં સલ્તનત સ્થપાઈ એ પહેલાં પણ ઇસ્લામી ધર્મસ્થાનો અહીં બંધાયાં હોવાના પુરાવા મળે છે.[૪૯] સલ્તનતની સ્થાપના થતા અને મુસલમાનોની વસ્તી વધતાં આવશ્યકતા અનુસાર અનેક ઇસ્લામી બાંધકામ થવા લાગ્યાં. તોડી પાડવામાં આવેલાં હિંદુ મંદિરોના કાટમાળના ઉપયોગથી અને હિંદુ શિલ્પીઓના હાથે આ બાંધકામ કરાવવામાં આવેલાં હોવાને લઈને એના પર હિંદુ કલાનો પ્રભાવ પડયો.[૫૦] આથી ગુજરાતમાં આ કાલ દરમ્યાન વિશિષ્ટ પ્રકારના ઇસ્લામી સ્થાપત્યનો વિકાસ થયો.

### આયોજન અને બાંધકામ-પદ્ધતિ

ઈ.સ. ૧૩૦૦ની આસપાસમાં મુસ્લિમ સત્તાની સ્થાપનાની સાથે સાથે ગુજરાતનાં અગત્યનાં કેંદ્રોમાં, જ્યાં મુસ્લિમ શાસન અને વસ્તીનું પ્રમાણ નોંધપાત્ર હતું ત્યાં, જામી મસ્જિદોની રચના કરવામાં આવી હતી. આ કાલની કેટલીક મસ્જિદોના બાંધકામમાં મંદિરોના વિવિધ ભાગોનો ઉપયોગ સીધેસીધો કરવામાં આવેલો જોવા મળે છે. મંદિરની રચના માટેના આવશ્યક ક્ષેત્રફળ અને મસ્જિદની રચના માટેની જગાના આવશ્યક ક્ષેત્રફળમાં તફાવત છે, કારણ કે મસ્જિદ સામુદાયિક પ્રાર્થનાસ્થળ હોઈ એને માટે સ્વાભાવિક રીતે વધારે વિસ્તારની જરૂર પડે, એટલે એકાદ મંદિરના કાટમાળમાંથી એક મસ્જિદ ન થઈ શકે. કદાચ નાની મસ્જિદ આકાર લઈ શકે, પણ મસ્જિદમાં લિવાન મિહરાબ મિંબર એ બધાં મસ્જિદનાં આવશ્યક અંગ સમાવવતાં અનિવાર્ય હતાં. વળી ઉપરના આચ્છાદન માટે અરબસ્તાન અને ઈરાનમાં મસ્જિદો પર મોટા ગોળ ઘુંમટ થતા, જ્યારે અહીં મંદિરોને ઊંચાં શિખર થતાં હતાં. વળી ત્યાંની અને અહીંની રચનાપદ્ધતિમાં પણ તફાવત હતો. એમ છતાં અહીં તાત્કાલિક પ્રાપ્ય સગવડમાં મંદિરોના થાંભલા, ઉપરનાં વિતાન, તેમજ ફરસબંધી માટે પથ્થર, આટલું તો સીધેસીધું વાપરી શકાય એમ હતું. વળી ભારતની તત્કાલીન બાંધકામની પદ્ધતિ પણ સાદી અને પથ્થરને એક પર એક મૂકીને વજનને સીધું જમીનમાં ઊભેથી ઉતારવાની (vertical load-bearing) પદ્ધતિ અને સ્તંભ-પાટડાને એકબીજા પર કોઈ પણ જાતના સિમેન્ટ કે કોંક્રીટની મદદ વિના ખાંચા–ખાડા પાડી જોડવાની પદ્ધતિ હતી; જેથી શિખર સ્વતંત્ર રહી શકે ને એનો ભાર સ્તંભ પર ને દીવાલ પર (હોય તો) સીધેસીધો લઈ જવાય. મસ્જિદમાં શિખરનો ભાગ જો સીધેસીધો એ જ રૂપે આવે તે રીતે વપરાય તો તો એનો દેખાવ પાછો મંદિરને મળતો થઈ જાય. તેથી શિખરનું આખું ય માળખું (structure) એમ ને એમ તો કામ ન લાગે છતાં ઉપરના આચ્છાદન વિના ચાલે પણ નહિ. તેથી વચલો રસ્તો કાઢવામાં આવ્યો કે શિખરનો ઉપર વાળો ભાગ ઉપયોગમાં ન લેતાં એની અંદરના આચ્છાદન (covering) પૂરું પાડતા ભાગનો ઉપયોગ કર્યો. આ છતના ભાગનો ઉપયોગ કરવામાં પ્રશ્ન એ થતો હતો કે એનો ઉપરનો ભાગ જે શિખરના ઉપરના ભાગના પડની નીચે આવતો હતો અને જેમાં કોતરકામ કે સરખાઈ આવેલી ન હતી તેને કઈ રીતે ઢાંકવો ? કારણ કે એમ ને એમ તો એ વરવો લાગતો અને એમાં પાણી પ્રવેશવાનો ભય પણ રહેતો. એના ઉકેલરૂપે એમણે રોડાં મરડિયા અને ચૂનાના ઉપયોગ કરીને કોંક્રીટ

બનાવ્યું ને એના ઉપર લગાડયું અને એને નીચેની છતના આકારના આધારે સરખું રૂપ આપ્યું, પરિણામે ઘુંમટના આકાર વિવિધ પ્રકારના બન્યા, વળી છતની નીચેના થાંભલા પથ્થરો વગેરેને સુગ્રથિત રાખવા એના ઉપર એ કૉંક્રીટ પાથરવાની પદ્ધતિ પણ અમલમાં આવી. મંદિરો પરના આમલક અને કળશને ઘુંમટ પર સ્થાન અપાયું.

કેટલાક ઘુંમટોની ટોચ આમલક અને કલશ વિનાના જોવા મળે છે, પરંતુ એ બૂઠું હોવાને કારણે અને એમાં બે ત્રિજ્યાઓ મળતી હોવાને કારણે આંખને ગમે તેવું ન થયું, પરિણામે ઘુંમટની ટોચે આમલક અને કલશને કૉંક્રીટની સાથે અંદર ગોઠવી લઈને ઉપરના ભાગમાં અણીરૂપે કાઢી એને દૃષ્ટિરંજક બનાવવાનો પ્રયત્ન કર્યો (પટ્ટ ૧૪, આ. ૩૧). એ સફળ થયો અને પછી રૂઢ થયો.[51]

મંદિરોમાંના સ્તંભ વિશિષ્ટ માપમાં હતા. મંદિરને સામાન્યપણે પીઠ ઉપર સ્થાપિત કરવાનું હોવાથી થાંભલાઓની બહુ ઊંચાઈ આવશ્યક હતી નહિ. સામાન્ય રીતે કુંભીના કુલ નવ જેટલાં માપમાં (કુંભી સાથે) થાંભલો આવી જતો. મંદિરનું તલમાન પણ ઘણે અંશે સ્તંભની પહોળાઈ કે દીવાલ અથવા ગર્ભગૃહના પદ ઉપર આધારિત હતું. વળી વિતાન છત શિખર વગેરેનું માપ વિશિષ્ટ પરિમાણ-પદ્ધતિવાળું અને ભારતીય હવામાનને અનુકૂળ એવી ઓછી ઊંચાઈવાળું તથા જમીન પર વધારે લંબાઈવાળું હતું તેમજ મુખ્યત્વે મંદિરના અસંખ્ય માનવ-મહેરામણ એકીસાથે ઊભરાય તેવી કલ્પનાનો સવાલ જ નહોતો જ્યારે ઇસ્લામનું આખુંય આયોજન સામૂહિક હોવાને કારણે બંદગી નમાજ વગેરે મુખ્યત્વે સામૂહિક રીતે જ આચરાતાં, તેથી મસ્જિદના આયોજનમાં વિશાળ વિસ્તારનું રોકાણ સ્વાભાવિક કરવામાં થઈ ગયું. મંદિરોની (શિખર વગરની) ઊંચાઈ બરાબરની મસ્જિદની ઊંચાઈનો મોટો પ્રશ્ન વિસ્તારને આવરવાનો હતો. એક જ સ્તંભની ઊંચાઈ હોય ને એનાં વિસ્તાર અને ઊંડાણ વધારે હોય તો દેખીતી રીતે જ એ અપ્રમાણ અને અંધારિયું લાગે તેમજ મોટા વિસ્તારમાં પથરાવવાનું હોવાથી દૂરથી એટલું બધું નાનું લાગે કે એ મહત્ત્વહીન બની જાય. આમ ઉપયોગિતાને કારણે મંદિરનાં બધાં અંગ એમ ને એમ ફેરફાર કર્યા સિવાય વાપરવાં શક્ય નહિ, પણ કંઈક પ્રતિકૂળ પડયાં, પરિણામે ઉપરાઉપરી બે સ્તંભ કરીને ઊંચાઈ વધારી અજવાળું વિસ્તાર અને દૃષ્ટિરુચિરતા એ બધા માટેનો માર્ગ કાઢવામાં આવ્યો. આમાં બે થાંભલાઓને જોડવાનો પ્રશ્ન ઊભો થયો જ, પરંતુ સાથે સાથે આ થાંભલા તેઓના માપથી બેવડાતાં જોવામાં એ પાતળા અને સોટા જેવા દેખાવા લાગ્યા. એનો ઉકેલ લાવવા માટે બંને સ્તંભ જયાં જોડાય ત્યાં અથવા તો એક સ્તંભની કુંભી જે અહીં ઉપરના થાંભલાનો અંત બનતી તેને ઉપસાવેલી રહેવા દઈ

દૃષ્ટિને અસર કરે તેવી બનાવવામાં આવી. બંનેનું જોડાણ પ્રચલિત પદ્ધતિએ જ એટલે ખાડો પાડી નરમાદા પદ્ધતિથી ગોઠવી દેવાનું જ ચાલુ રહ્યું. આમાં આયોજન અને મજબૂતીના ખ્યાલથી કુંભીને દાટવવામાં આવી૫૨ અને પાછળથી બેવડાવવામાં આવી. ઘણી વાર છેક નીચેનો ભાગ જુદો તૈયાર કરી વપરાતો. હિંદુ સ્તંભોમાં મુખ્યત્વે સજીવ તત્ત્વોનાં શિલ્પ રહેતાં, જેને નાબૂદ કરી વાપરવાનાં હોઈ કોતરકામ કરવાને બદલે મોટા ભાગનો સમય એમને સરખી રીતે નાબૂદ કરવામાં જતો. જ્યાં ઉતાવળે બાંધકામ કરવામાં આવ્યું છે ત્યાં ઘણી વાર આ બધાં શિલ્પોને ઉપર ઉપરથી ઘસી નાંખી ઓળખાય નહિ તેવાં બનાવવામાં આવ્યાં છે, તો ક્યાંક ક્યાંક એ જેવાં ને તેવાં જ દેખાય છે (પટ્ટ ૧૫, આ. ૩૨). શરૂઆતના સમયમાં આમ વધારે બન્યું છે.

લિવાનને ઉપર ઘુંમટોથી આચ્છાદિત કરવાની પદ્ધતિ થતાં વાર ન લાગી, પરંતુ દીવાલોની રચના ને મજબૂતી પણ સમગ્ર મસ્જિદના રૂપના અનુસંધાનમાં હોવી જોઈએ, તેથી એને પથ્થરની કરી. પ્રશ્ન એ હતો કે આટલી લાંબી દીવાલોના પથ્થર તાત્કાલિક લાવવા ક્યાંથી ? મંદિરનાં મંડોવર જગતી વગેરેનો સીધો ઉપયોગ થયો ત્યાં કર્યો, પણ એનાથી પૂરી દીવાલો બની શકી નહિ. બીજી બાજુ મંડોવર પર સજીવ પ્રાણીઓનાં શિલ્પ હોવાથી એ સીધેસીધાં દીવાલમાં વપરાય નહિ અને જરૂરિયાત કરતાં આમાંથી મળતા પથ્થર ઓછા હોવાથી વચલો રસ્તો કાઢવાની ફરજ પડી આ દીવાલ પણ હિંદુ માપમાં જ અને એને અનુરૂપ કરવાની જરૂર પડી. તેથી એની જાડાઈ પણ સ્તંભની કુંભીની પહોળાઈ અનુસાર જ કરવી આવશ્યક બની. પણ પૂરતા પથ્થરો ન હોવાથી દીવાલના બહારના અને અંદરના ભાગને પથ્થરથી મઢવા અને વચ્ચેનો ભાગ ઈંટો રોડાં ચૂનો કૉંક્રીટ વગેરેથી મજબૂત રીતે પૂરવાની યુક્તિ શોધી કાઢી, પરિણામે પથ્થરોની તંગીનો, હિંદુ માપનો અને દીવાલના જરૂરી સામાનનો પ્રશ્ન ઊકલી ગયો.

સળંગ દીવાલ કરવાનું આમ સરળ બન્યું, પરંતુ દીવાલમાં મિહરાબ બનાવવાનો પ્રશ્ન હતો જ. જો મિહરાબની જગાની પાછલી બાજુ સળંગ લેવામાં આવે તો દીવાલનો આગળનો ભાગ કમજોર બને. વળી સીધી સળંગ દીવાલના કારણે દિશાજ્ઞાનનો તેમજ મસ્જિદના જેવા અગત્યના અંગનો ખ્યાલ ન આવે. આ કારણે દીવાલની પાછલી બાજુ ઉપસાવવાનું જરૂરી બન્યું અને એ માટે દીવાલની જાડાઈ જેટલી જ મિહરાબની દીવાલોની જાડાઈ રાખવાની પદ્ધતિ શરૂ કરાઈ. આના કારણે જ બધી મસ્જિદોની મિહરાબની પાછલી બાજુ ઊપસેલી જોવા મળે છે.

ઈંટની દીવાલોવાળાં મસ્જિદ અને રોજામાં આ કાલમાં ધોળકાની ખાન મસ્જિદ, અમદાવાદનો દરિયાખાનનો રોજો, તેમજ સરખેજ જતાં વાસણા પાસે આવતો આઝમ મુઆઝમનો રોજો ખાસ ધ્યાન ખેંચે છે. વિશિષ્ટ બાંધકામની દૃષ્ટિએ આ ત્રણે મકાન આગવું સ્થાન ધરાવે છે અને એ ભારતીય કમાનદાર બાંધકામની પદ્ધતિનો ખાસ ખ્યાલ આપે છે. આ મકાનો ઈંટો અને ચૂનો તથા કૉંક્રીટથી બનાવેલાં છે. એમાં ઘુંમટની રચના ખાસ કમાની પદ્ધતિની છે. એમાં ઉપર જતાં વધુ ને વધુ અંદર લેવાતા અને વચ્ચેનું અંતર ઉત્તરોત્તર ઘટાડતા સ્તર પર સ્તર ચણવાની ભારતીય પદ્ધતિ (corbelling) નથી, પરંતુ ચોરસ પર મોટો ઘુંમટ રચવાની કમાનદાર પદ્ધતિની છે. આનો ભાર ઉપાડવા માટે ઈંટોની શક્તિ અનુસાર દીવાલ પણ ખૂબ જાડી કરવી રહે છે, કારણ કે આ બાંધકામ ખૂબ વજનદાર થતું હોય છે ખાન મસ્જિદની દીવાલોની જાડાઈ લગભગ ૨.૫૦ મીટર છે, જ્યારે દરિયાખાનના રોજાની લગભગ એટલી જ છે, તો આઝમ મુઆઝમના રોજાની દીવાલોની જાડાઈ લગભગ બે મીટર છે. આમાં સુંદર કમાનો થઈ શકે છે અને સુશોભનોમાં પણ ઇસ્લામી સંસ્કૃતિની કેટલીક અસર સ્પષ્ટ જોવા મળે છે. મોટી તોતિંગ દીવાલો ઉપર જતાં ક્રમશઃ પાતળી થતી જાય છે. આવી દીવાલોને ટેકા મૂકવાની અને પ્લાસ્ટર કરવાની અનિવાર્ય આવશ્યકતા રહે છે.

સલ્તનતકાલીન મસ્જિદોમાં મિનારાઓનું બાંધકામ ખાસ ધ્યાનપાત્ર છે. મિનારાનો ૧/૪ ભાગ દીવાલની અંદરની બાજુ હોય છે, જ્યારે ૩/૪ ભાગ બહાર ઉપસાવેલો હોય છે. દીવાલ પૂરી થાય ત્યાં સુધી મિનારો દીવાલના સઘન (solid) ભાગરૂપે ઊંચો જતો જાય છે ને દીવાલમાંથી પગથિયાં કરી દીવાલના ઉપરના ભાગમાંથી મિનારામાં પ્રવેશવાનું શક્ય બનાવાય છે. આ મિનારાના કેંદ્રમાંથી ભ્રમરી સીડી શરૂ કરવામાં આવે છે ને મિનારાનું બહારનું પથ્થરનું આચ્છાદન જે બે પથ્થરનું બનેલું હોય છે તેને પગથિયાં સાથે જોડવામાં આવે છે એટલે અંદરના ભાગનું આચ્છાદન તેમ પગથિયાં દીવાલરૂપે ઊંચે ચડે છે, જ્યારે બહારનું આચ્છાદન બહારથી મુકાતા મિનારાની બહાર ઊભા રહેવાના ઝરૂખાના ટેકાને સાથે લે છે. એને ચૂનો–કૉંક્રીટથી વચ્ચેથી સાંધવામાં આવે છે અને પથ્થરોની ગાંઠ (tie) કરવામાં આવે છે, જેથી એનો એકેય ભાગ બહાર ધસી ન પડે અને એકબીજાની સાથે બરાબર સુગ્રથિત રહે.



### મિહરાબના રૂપદર્શનનો વિકાસ

મિહરાબ મસ્જિદનું ઉત્તમાંગ અને અતિ મહત્ત્વનો ભાગ છે. કારણ કે એ દિશા–સૂચક સ્થાન છે તેમજ મક્કાની દિશા તરફ દોરનાર પ્રતીક છે, તેથી

સ્વાભાવિક રીતે જ એની રચનામાં ખૂબ કાળજી લેવામાં આવતી ને એને બને તેટલી અસરકારક બનાવવામાં આવતી. જ્યારે તૈયાર પથ્થરો કે થાંભલાઓની મદદથી મસ્જિદ ચણાતી ત્યારે પણ મિહરાબ તો સ્વતંત્ર રીતે જ કોતરાતો. મિહરાબનો ઉપરથી નીચે સુધીનો ભાગ ખૂબ જ સમજપૂર્વક વિભાજિત કરવામાં આવતો. એમાં ઉપરના ભાગમાં જરૂરી લેખ પણ લખવામાં આવતો. છતાં મિહરાબના નીચેના ભાગ કરતાં ઉપરના ભાગની દૃષ્ટિકૃત (Visual) અસર વધુ ન થાય એ પણ જોવાનું રહેતું. સલ્તનત કાલની શરૂઆતમાં આ પ્રમાણસરતા સચવાઈ નથી, કારણ કે એ વખતે ઇસ્લામી ઇમારત આ પ્રકારે બનાવવાની પદ્ધતિનો વિકાસ થયો નહોતો.

સૌ પ્રથમ ભરૂચની જામી મસ્જિદમાંનો મિહરાબ (પટ્ટ ૧૬, આ. ૩૩) આ અંગે ધ્યાન ખેંચે છે. સામાન્યરૂપે મિહરાબના કમાનવાળા ભાગની ટોચથી છેક નીચેના ભાગ સુધીની ઊંચાઈથી અર્ધો કે એનાથી ઓછો ઉપરનો ભાગ હોય તો સંવાદિતા જળવાય, કારણ કે એમ ન થતાં દૃષ્ટિ ઉપરના ભાગ તરફ વધારે આકર્ષિત થવાનો સંભવ રહે છે. ભરૂચની જામી મસ્જિદમાં મુખ્ય મિહરાબનો ઉપરનો ભાગ નીચેના ભાગના અર્ધ કરતાં વધારે મોટો છે તેમજ નીચેનો ભાગ પણ લગભગ ચોરસ થવા જાય છે, જે દરયાયોજનની રીતે વજનદાર ને ભારે લાગે. એને નિવારવાના પ્રયત્નરૂપે ઉપરનો ભાગ અર્ધાથી વધારે કર્યો હોવાનું સ્પષ્ટ દેખાય છે, પરંતુ તેથી તો મિહરાબની સપ્રમાણતાને નુકસાન થયું છે. આ ભૂલ બાજુના મિહરાબમાં સુધારવાનો થોડોક પ્રયત્ન થયો છે. એનો નીચેનો ભાગ લંબચોરસ કરવામાં આવ્યો છે. એમ છતાં એની ચતુરસ્રતા બહુ ઓછી થઈ નથી, પરિણામે ઉપરનો ભાગ અર્ધા ઉપર કરવો પડયો છે ને લંબાઈ લાગે એ માટે સુશોભન પણ લંબાઈને પ્રેરક મૂકયાં છે.

ખંભાતની જામી મસ્જિદનો મિહરાબ બાંધતી વખતે આ ખ્યાલ આવી ગયો છે. પરિણામે એમાં બીજી આત્યંતિકતાનો ઉપયોગ કરવામાં આવ્યો છે. મિહરાબના લંબચોરસપણાને અતિ મહત્ત્વ અપાતાં ઉપરના ભાગને જરાય મહત્ત્વ અપાયું નથી, પરિણામે એ સાદા દ્વાર કરતાં જરા પણ વધારે અસરકારક થઈ શકી નથી. અહીં પણ હિંદુ મંદિરના પ્રાપ્ય અવશેષોનો ઉપયોગ ન કરતાં નવેસરથી મિહરાબ માટે કોતરકામ કરવામાં આવેલું છે. વળી એને પ્રમાણમાં સાદો પણ બનાવ્યો છે.



ધોળકાની હિલાલખાન કાજીની મસ્જિદના મિહરાબમાં સપ્રમાણતા સારી જળવાઈ છે. અભ્યાસ કરતાં જણાયું છે કે મિહરાબની અંદરની પહોળાઈથી

એ ગણી ઊંચાઈનો મિહરાબ બનાવવાની પદ્ધતિ પ્રચલિત હશે. ભરૂચ ખંભાત ધોળકા ચાંપાનેર તેમજ અમદાવાદની મસ્જિદોની મિહરાબ-રચનામાં આ સ્પષ્ટ જોવા મળે છે. ધોળકાની કાજીની મસ્જિદના મિહરાબની સપ્રમાણતા એના સિંહાસન આકારવાળા ઉપરના ભાગ પરથી લાગે છે. ધોળકાની જામી મસ્જિદના કાલ સુધી આવતાં મિહરાબના ઉપરના ભાગની અલંકૃતતામાં પશ્ચિમ ભારતીય શિલ્પ-પદ્ધતિનો પ્રવેશ અને હિંદુ પ્રતીકોનો ઉપયોગ સ્વીકૃત થઈ શરૂ થઈ ગયેલો જોવા મળે છે; આ મસ્જિદનો મિહરાબ એનો ઉત્તમ દાખલો છે.

આ પહેલાં અમદાવાદની મસ્જિદોમાં એની શરૂઆત થઈ ચૂકી હતી ને અહમદશાહની મસ્જિદ, જામી મસ્જિદ, રૂપમતીની મસ્જિદ કે રાણી સિપ્રીની મસ્જિદ-જે લો તેમાં મંદિરોમાંનાં પ્રચલિત પ્રતીકોનો ઉપયોગ છૂટથી કરવાનું શરૂ થઈ ગયેલું જોવા મળે છે; મિહરાબના રૂપદર્શનમાં પણ ઉત્તમ પ્રમાણસરતા જોવા મળે છે.

ચાંપાનેરમાંના મિહરાબમાં ઉપરના ભાગમાં જૈન કમાન-પદ્ધતિનો ચાલુ ઉપયોગ અમદાવાદની જેમ જ જોવા મળે છે, પરંતુ કમાનના અંદરના ભાગોમાં ઇસ્લામી રૂપોનાં બનેલાં લચીલાં (floral) સુશોભનોનો સારો ઉપયોગ કરવામાં આવ્યો છે. ધોળકાની ખાન મસ્જિદમાં સંપૂર્ણપણે ઇસ્લામી પ્રકૃતિરૂપોનો ઉપયોગ જોવા મળે છે, બાકીના સલ્તનત કાલના બધા મિહરાબોના કેંદ્રમાં વર્તુળાકાર પ્રતીક તેમજ સુવિકસિત કમળ અને કુંભનાં પ્રતીક ઇસ્લામી સ્થાપત્ય માટે નવાં હોવા છતાં કુતૂહલપ્રેરક સ્થાન ધરાવે છે. સામાન્ય રીતે મિહરાબ પોતે જ દિશાનું પ્રતીક હોઈ એમાં બીજું કોઈ પ્રતીક મૂકીને એવડાવવાનો કે વધુ સ્પષ્ટ કરવાનો પ્રયોગ ગુજરાત અને બંગાળ સિવાય ભારતના કે જગતના ઇસ્લામી સ્થાપત્યમાં ક્યાંય જોવા મળતો નથી, તેથી સ્વાભાવિક રીતે જ આ નવીનતા ધ્યાન ખેંચે છે. મિહરાબની અવકાશયુક્ત જગામાં આંખોની સમાંતર રેખા કરતાં થોડેક ઊંચે પ્રતીકાયોજન કરવાથી ધ્યાન કેંદ્રિત કરવું સરળ પડે. આમ કરવામાં મિહરાબમાંની રિક્તતા, જે દ્વારના રૂપથી સંબદ્ધ થતી અને સમાકૃત (define) થતી, તેમાં વિશ્વનું વર્તુળાકાર પ્રતીક મૂકી દૃષ્ટિસંબંધની અનુકૂળતા કરી આપી; પાછળથી વર્તુળમાં કમળના પ્રફુલ્લ પૂર્ણરૂપને સ્થાન આપી એનો પ્રકૃતિ ને વિશ્વ સાથેનો શિષ્ટ સંબંધ પણ બાંધી આપ્યો, એટલું જ નહિ, એની વિચારધારા વિકસતાં કમળ-પ્રકૃતિ, વર્તુળવિશ્વ અને અમૃતકુંભ-ઇસ્લામનો શાશ્વતતા એ બધાંને અહીંની જ પશ્ચાદ્ભૂના આધારે સંકલિત કરી ચાલુ પ્રતીકમાંથી એને વિશિષ્ટ સ્થાન અને અર્થ આપી મિહરાબમાંના કેંદ્રમાં સુંદર અને અસરકારક સ્થાન આપ્યું. આ સમજવા માટે મિહરાબમાંના કેંદ્રમાં મૂકવામાં આવેલાં એ પ્રતીકોનો વિકાસ જોવો જરૂરી છે.

ભરૂચની મસ્જિદ ગુજરાતમાં મોજૂદ રહેલી મસ્જિદોમાં પ્રાચીનતમ છે. એમાંના કેંદ્રીય મિહરાબમાં છતમાંનું વર્તુળાકાર સુશોભનરૂપ, જેમાં કમળનાં પત્ર બીજ વગેરેનું એક બિંદુમાંથી વિકસતું અનેક રેખાઓમાં થઈને પ્રસરતું અને નયનરમ્ય છતાં તૈયાર અનાયાસ પ્રાપ્ત થયેલું પ્રતીક મૂકેલું છે, તેનાં રચના પણ મિહરાબમાં જાણે કે બુટ્ટો જડયો હોય એ રીતે ખૂબ જ આકર્ષિત કરે તે રીતે કરેલી છે, (પટ્ટ ૧૬, આ. ૩૩), જ્યારે એ જ મસ્જિદના બીજા મિહરાબમાં કમળનું પ્રફુલ્લ પૂર્ણ સુશોભન વધુ સુયોજિત રૂપે મૂકેલું છે. એ ઉપરથી પણ એમાંનો અર્થ સ્પષ્ટ કરવાનો અને ધ્યાન કેંદ્રિત કરવાનો પ્રયત્ન સ્પષ્ટ તરી આવે છે. ખંભાતની જામી મસ્જિદના મિહરાબમાં એ પ્રતીક પ્રમાણમાં ખૂબ નાનું અને થોડું અનાકર્ષક છતાં ધ્યાન ખેંચે તેવા સ્થાને કેંદ્રમાં મૂકેલું જોવા મળે છે. અહીં એને ઘડવાનો પ્રયત્ન જણાતો નથી, માત્ર રૂપ અપાયું છે ને એને બહારનાં બે બાજુનાં બીજાં કોણદાર વર્તુળોથી સંબંધિત કરવામાં આવ્યું છે. એમની રચનામાં ઝાઝી કારીગરીનો ઉપયોગ જોવા મળતો નથી. ધોળકાની કાજીની મસ્જિદમાં એને છત્ર આપી વધુ વ્યવસ્થિત રીતે પ્રફુલ્લ કમળના સુશોભનમાં સજેલું છે. અમદાવાદમાં અહમદશાહની મસ્જિદમાં કેંદ્રીય મિહરાબમાં એને પીળા-ધોળા આરસમા વર્તુળાકારમાં કમળની પાંદડીઓની સાદી ભાતથી આલેખ્યો છે, જ્યારે આજુબાજુના મિહરાબોમાં કમળ અમૃતકુંભ વગેરે સાથેના જૈનપ્રતીકોનો ઉપયોગ કર્યો છે. અહીં થી જાણે પ્રતીકનો ઉપયોગ ચાલુ થતો જોવા મળે છે ને પછીના બધી જ મસ્જિદોના મિહરાબોમાં પ્રયોજાયો છે; એ ચાંપાનેરમાં પણ જોવા મળે છે.

### મસ્જિદોનાં પ્રવેશદ્વાર

મસ્જિદોનાં બાંધકામ શરૂઆતમાં હિંદુ મંદિરોના ભિન્ન ભિન્ન ભાગોનો ઉપયોગ કરીને કરવામાં આવતાં હતાં. તૈયાર ભાગો મળવાના કારણે સમય અને મહેનત બંનેનો બચાવ થતો. મંદિરોનાં તૈયાર દ્વારોનો ઘણી છૂટથી લાંબા સમય સુધી ઉપયોગ ચાલુ રહેલો જોવા મળે છે. સૌ પ્રથમ ભરૂચની જામી મસ્જિદના પ્રવેશદ્વારમાં મંદિરના દ્વારનો સીધો ઉપયોગ માત્ર એને ગોઠવી દઈને કરેલો જોવા મળે છે. થોડીક દેવમૂર્તિઓને ઘસી કે તોડી નાખી એ સ્પષ્ટ ન દેખાય તેવી બનાવીને દ્વાર સીધું જ ઉપયોગમાં લેવાયું છે, જ્યારે દ્વારશાખામાંની દેવમૂર્તિઓમાંની ઘણી સ્પષ્ટ દેખાય છે. તેમજ ઓતરંગમાંની કેંદ્રની મૂર્તિ પણ સ્પષ્ટ દેખાય છે. ઉદુંબરમાં કીર્તિમુખો જેમ ને તેમ જ રહેવા દીધાં છે, જ્યારે બંને બાજુની દ્વારપાળોની મૂર્તિઓ તોડી નાખી છે. આમ તૈયાર ભાગોનો સરળ રીતે ઉપયોગ કરી લીધો છે. ખંભાતની મસ્જિદમાં પણ એમ જ કર્યું છે. ધોળકામાંની

ટાંકાની મસ્જિદના દ્વારના ભાગોનો યથાવત્ ઉપયોગ કર્યો છે, જ્યારે જામી મસ્જિદમાં નવેસરથી પ્રચલિત પદ્ધતિનું એ માપ-ભાગવાળું, પરંતુ ઇસ્લામી પ્રતીકોવાળું દ્વાર રચવાનો પ્રયત્ન જોવા મળે છે. ટાંકાની મસ્જિદની દ્વારશાખાની દેવમૂર્તિઓ પણ સ્પષ્ટ દેખાય છે ને એમાંના તમામ દ્વારપાળ વગેરે પણ દેખાય છે (પટ્ટ ૧૫, આ. ૩૨), જ્યારે કીર્તિમુખોને તોડી નાખવામાં આવ્યાં છે કે એ તૂટી ગયાં છે. અમદાવાદમાં અહમદશાહની મસ્જિદનું દ્વાર (પટ્ટ ૨૦, આ. ૩૮) મંદિરના ભાગમાંથી બનાવેલું છે, જ્યારે જામી મસ્જિદમાંનાં પ્રવેશદ્વાર મંદિરોના ભાગોનો ઉપયોગ કરી બનાવ્યાં છે. પાછળથી બીજી મસ્જિદોમાં એ રીતસર અનુકરણરૂપે ઇસ્લામી સુશોભનોનો ઉપયોગ કરી ઘડવામાં આવ્યાં છે, જેમનાં માપ અને રચનાપદ્ધતિ પાછલાં દ્વારોમાં અનુકરણ-રૂપ રહી છે; માત્ર એમાંથી બિન-જરૂરી વધુ પડતું સુશોભન ઓછું થઈ ગયું છે અને મનોરમ ભૌમિતિક રૂપોનું બાહુલ્ય જોવા મળે છે.

**મિનારાઓનો વિકાસ**

એક રીતે જોતાં મિનારો એ ઇસ્લામી સ્થાપત્યની વિશેષતા છે. એ ઇસ્લામી સ્થાપત્યનું અદકું અને અનેરું અંગ છે, જે ઇસ્લામી સ્થાપત્યનું પ્રતીક પણ છે. આ મિનારાઓનો વિકાસ ગુજરાતમાં તાત્કાલિક નથી થયો, પરંતુ રફતે રફતે સમજપૂર્વક એને સ્થાન મળતું ગયું અને એનો વિકાસ થતો ગયો. પરિણામે ૧૫ મી સદીની શરૂઆત સુધીમાં તો એ સુંદર ભવ્ય અને ઇસ્લામનું ઉત્તમ પ્રતીક બનીને મસ્જિદો દ્વારા વ્યક્ત થયા.

સમયની દૃષ્ટિએ ભરૂચની મસ્જિદથી શરૂ કરીએ તો એમાં મિનારાનુ અસ્તિત્વ કે એનું નાનું પણ પ્રતીક કે રૂપ ક્યાંય એ મસ્જિદમાં જોવા નથી મળતું. એ ઉપરથી તારવી શકાય કે આ મસ્જિદની રચનામાં મિનારાને સ્થાન નથી મળ્યું. એના કારણરૂપે એમ માની શકાય કે મંદિરોના વિવિધ ભાગોમાંથી કરેલી આ રચનાને જલદી પૂરી કરેલી હોઈ એમાં આવો ઉમેરો શક્ય ન હતો, કારણ કે એના લિવાનને આગળનો ભાગ કમાનયુક્ત પ્રવેશદ્વારવાળો નથી તેમ સમગ્ર લિવાન બહારની બાજુએ સ્તંભોના આધારે જ બનાવ્યું છે અને દીવાલ કરી એમાં કમાન બનાવેલી નથી. તેથી અહીં મિનારાને સ્થાન મળવાને કોઈ અવકાશ નથી, જ્યારે છેક બહારનો ભાગ પ્રાપ્ય પથ્થરોથી બનાવેલો છે તેમાં પ્રવેશ છત્રી આકારનો મંડપ હોઈ ત્યાં પણ મિનારાને સ્થાન પ્રાપ્ત થઈ શક્યું નથી. 

ખંભાતમાં સિદ્ધરાજ જયસિંહની કૃપાથી નવી બંધાયેલી મસ્જિદમાં મિનારાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.[૫૩] આ મસ્જિદનો ૧૩ મી સદીના શરૂઆતમાં હુમલાથી નાશ કરવામાં આવ્યો અને સૈયદ શરાફ તાતીને ચારમિનારા અને સોનેરી ગુંબજ સાથે

પોતાના ખર્ચે સમરાવી એવો ઉલ્લેખ છે.[૫૪] આ ઉલ્લેખના આધારે મિનારા થતા હતા એટલું તો સાબિત થાય છે, પરંતુ એ પછીની ભરૂચની મસ્જિદમાં મિનારાને ક્યાંય સ્થાન નથી એ પણ વિશિષ્ટ હકીકત છે. ખંભાતમાં ઉપર્યુક્ત મસ્જિદના મિનારાનો આકાર કેવો હશે એની માત્ર કલ્પના કરવાની જ રહે છે, પરંતુ મિનારાના છેક પ્રારંભિક રૂપનો ખંભાતની ઈ.સ. ૧૩૨૫માં પૂરી થયેલી જામી મસ્જિદમાંના મિનારા પરથી ખ્યાલ આવી શકે છે (પટ્ટ ૧૭,આ. ૩૫). અહીં મસ્જિદના મિહરાબવાળા લિવાનનું પ્રવેશદ્વાર કમાનદાર દીવાલનું છે ને એની ઉપર પાંચ વિભાગોમાં વહેંચાયેલ નાનકડા અણીદાર આકારનું મિનારાનું સાવ પ્રારંભિક કહી શકાય તેવું ઘનરૂપ છે. આ મિનારા દીવાલમાંથી જ એના ઉપરના નાનકડા ભાગરૂપે જ નીકળેલા છે; નથી એમાં કોઈ સ્થાપત્યકીય વિશેષતા કે નથી મિનારાની પ્રતિભા. ત્યાર પછીનું મિનારાનું થોડુંક વિકસિતરૂપ ધોળકાની ઈ.સ. ૧૩૩૩માં બંધાયેલી હિલાલખાન કાજીની મસ્જિદમાં જોવા મળે છે. અહીં પણ એ મિહરાબવાળા લિવાનના પ્રવેશવાળી કમાનદાર દીવાલમાંથી નીકળે છે. એને કોઈ આગવું સ્થાન નથી, પરંતુ ઉપરના ભાગમાં એની ઊંચાઈ જુદી તરી આવે છે. અને એ વચ્ચેની કમાનની બંને બાજુની દીવાલમાંથી ઉપર કાઢવામાં આવ્યા છે. જોકે આ ઊંચા કરેલા સ્તંભરૂપોનો મિનારા કહેવા કે કેમ એ પ્રશ્ન થાય, કારણ કે એ પણ ઘન છે ને એમાં અંદર પોલાણ ન હોવાથી એ માત્ર મિનારાના શોભાના પ્રતીકરૂપે જ વ્યક્ત કરાયા છે. અર્થાત્ મિનારાની આવશ્યકતાનો સ્પષ્ટ સ્વીકાર શરૂ થયેલો જોવા મળે છે. આ મિનારાની ઊંચાઈ દીવાલની ઊંચાઈની ૩/૪ જેટલી જ છે, જેથી એ ઇસ્લામના પ્રતીકથી વધારે ભાગ ભજવતી લાગતી નથી, વળી એ મિનારાની વિશિષ્ટ રચના જેવી નથી. પરંતુ એની એ પુરોગામી જરૂર છે.

ધોળકાની ખાન મસ્જિદ જેને મહમૂદ બેગડાના સમયની માનવામાં આવે છે, તેમાંના મિનારાને લિવાનના બે છેડે બહાર મૂકેલા છે ને ત્યાં ઉપર જવાનો બહારથી રસ્તો પણ બનાવેલો છે, જે છેક ઉપર સુધી જાય છે. આ મિનારાનો ભાગ અંદરથી પોલો અને કમાનદાર છે ને અઝાન માટે ખૂબ જ અનુકૂળ છતાં એના આકાર પછીના મિનારા જેવો નથી. આ મિનારા મસ્જિદને ચોંટાડેલા હોય તેવા વધુ છે. બીજી વિશેષતા એ છે કે લિવાનની અંદરના અસ્તિત્વ ધરાવતી દીવાલ કરતાં લિવાન જેટલી જ બીજી એકસરખી એ લિવાનની ઊંચાઈની અલગ દીવાલ પર અડધી દીવાલ જેટલા ઊંચા છે. મૂળ લિવાનની બહારની દીવાલના ચોથા ભાગ જેટલી મિનારાની ઊંચાઈ છે. એનું મિનારાના

વિકાસમાં આગવું સ્થાન સ્વીકારવું પડે, કારણ કે આની અભિવ્યક્તિની પદ્ધતિ મિનારાના વિકાસના તબક્કાના સાતત્યને બદલે પશ્ચિમ એશિયાની મસ્જિદોના સીધા અનુકરણરૂપ વધારે જોવા મળે છે.

હિલાલખાન કાજીની મસ્જિદથી વિકાસવા માંડેલા મિનારાના રૂપને અમદાવાદની અહમદશાહની મસ્જિદમાં દીવાલની બહાર નીકળતું જોઈ શકીએ છીએ. સાથે સાથે એમાં ફરતી સીડીનો પ્રવેશ, ઉપર જવાની સગવડ, વગેરે પણ વિકસેલાં જોઈએ છીએ. એના પછીનું એનું રૂપ અહીંની જુમ્મા મસ્જિદમાં દીવાલ કરતાં લગભગ પોણા બે ગણી ઊંચાઈના મિનારામાં જોવા મળે છે. એ મિનારા પછી પડેલા છે. મિનારાનું વિકસિત ને શ્રેષ્ઠ રૂપ મહમૂદ બેગડાના સમયમાં થયેલું પ્રાપ્ય મસ્જિદોના આધારે સ્પષ્ટપણે જાણી શકાય છે. એમાંય રાજપુરની બીબીજીકી મસ્જિદ (પટ્ટ ૧૮, આ. ૩૬)માં, તેમજ સ્ટેશન પાસે સારંગપુર દરવાની સામે આવેલી સીદી બશીરની હાલતા મિનારાવાળી મસ્જિદમાં મિનારાની રચના પૂર્ણ વિકસિત જોવા મળે છે. આવા મિનારા લગભગ મોટા ભાગની અમદાવાદની મસ્જિદોમાં, ધોળકાની જામી મસ્જિદમાં, ચાંપાનેરની મસ્જિદોમાં તેમજ બીજે પણ જોવા મળે છે.

મિનારાઓના વિકાસની પૂર્ણતા દ્વારા હાલતા મિનારા એ ઇસ્લામી સ્થાપત્યના સવિશેષ અંગ તરીકે તેમજ જગતના આશ્ચર્ય તરીકે વિશિષ્ટ સ્થાન પામ્યા છે.[૫૫]

ગુજરાતની સલ્તનત કાલની ગણનાપાત્ર મસ્જિદો આ પ્રમાણે છે :

**ભરૂચની જામી મસ્જિદ**—કાલાનુક્રમની દૃષ્ટિએ સૌ પ્રથમ ભરૂચની મસ્જિદને અસ્તિત્વ ધરાવતી મસ્જિદોમાં ગણી શકાય. ઈ.સ. ૧૨૯૭ માં અલાઉદ્દીન ખલજીએ ભરૂચ જીતી ઘણાં મંદિરોનો વિધ્વંસ કર્યો ને કહેવાય છે કે એમાંના એક મંદિરના સ્થાન પર અનેક મંદિરોના અવશેષોમાંથી જામી મસ્જિદનું નિર્માણ કર્યું. બાંધકામ-પદ્ધતિ, સ્તંભોનું સ્વરૂપ, દ્વારશાખા, મિહરાબની રચના, મિનારાનો અભાવ વગેરે એના પુરાવારૂપ છે. વધારેમાં વધારે ત્રણ મંદિરોનો સરસામાન આમાં વપરાયેલો છે. ઘુંમટના ભાગમાં ને ભીંતના મધ્યભાગમાં ચૂનો કે કોંક્રીટ ને રોડાં વાપરેલાં છે, બાકીના ભાગ ચૂનો વાપર્યા વિના પ્રચલિત પદ્ધતિ પ્રમાણે એકબીજા પર મૂકેલા છે અને આગળના ભાગમાં મિનારા કે કમાન બનાવડાવવાનો સમય મળ્યો ન હોય તેમ એકલા સ્તંભો પર રચના કરી છે. સ્તંભોમાં હિંદુ–જૈન કોતરણી સ્પષ્ટ જોવા મળે છે, જ્યારે વિતાનોનો સીધો જ ઉપયોગ કરી બહારની બાજુથી એને ચૂનો કોંક્રીટ વગેરેથી અર્ધગોળ આકારના બનાવવા પ્રયત્ન કર્યો છે.

**ખંભાતની જામી મસ્જિદ**—ઈ.સ. ૧૩૨૫માં બંધાયેલી આ મસ્જિદમાં ૪.૫ મીટર ઊંચી ૧૦૦ સ્તંભ છે અને ૫૬ નાના સ્તંભ છે. આ પણ હિંદુ અને જૈન મંદિરોના અવશેષોમાંથી બનાવેલી છે. મસ્જિદનો દક્ષિણ બાજુનો મંડપ આનું સરસ દૃષ્ટાંત પૂરું પાડે છે તેમજ પ્રવેશદ્વાર પણ એનો ખ્યાલ આપે છે. આ મસ્જિદ ખૂબ મોટી છે (પટ્ટ ૧૯, આ. ૩૭) અને મિનારાનાં ઠૂંઠાં અહીંથી શરૂ થતાં જોવા મળે છે. જ્યાં કોતરકામ કરવું પડયું છે ત્યાં સાદાઈ દેખાય છે અને દક્ષતા દેખાતી નથી. આનો પરિચય મિહરાબ તેમજ એના બહારના ભાગની રચનાનાં જોવા મળે છે. દક્ષિણ બાજુનો મંડપ સ્થાપત્યકીય દૃષ્ટિએ નિસ્તાર–આયોજનનો સુંદર નમૂનો છે ને એના સ્તંભોની એક ઉપર એક મૂકીને કરેલી ગોઠવણી અલંકારનો ઉચિત ઉપયોગ કરવાની સમજ દર્શાવે છે. અહીં લિવાનને કમાન કરેલી છે.

**ધોળકાની હિલાલખાન કાજીની મસ્જિદ**—આ મસ્જિદનું બાંધકામ હિલાલખાન કાજીએ ઈ.સ. ૧૩૭૩ માં પૂરું કરાવ્યું હતું. અહીં પણ મંદિરોના ભાગોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો, પરંતુ મિહરાબ મિનારા વગેરે પૂરતું નવું કોતરકામ કરેલું જોવા મળે છે. આ મસ્જિદનું આરસનું મિંબર ઉત્તમ પ્રકારનું છે (પટ્ટ ૧૬ આ. ૩૪). અહીં પણ લિવાનની દીવાલને ત્રણ કમાનવાળી બનાવી વચ્ચેની કમાનના બે ખૂણેથી મિનારા બહાર કાઢવામાં આવ્યા છે. એકંદરે મસ્જિદ સાદી છે, પણ એનો વચલો મંડપ બહુ સુંદર છે. ચોકની આજુબાજુની દીવાલમાં પડાળી કરેલી નથી, ત્યાં કેવળ સાદા પથ્થરોની દીવાલ છે. એના પ્રવેશની છત્રી આકર્ષક છે.

**ધોળકાની ટાંકા મસ્જિદ**—ઈ.સ. ૧૩૬૧ માં બંધાયેલી આ મસ્જિદ આજે 'ભીમનું રસોડું' નામે ઓળખાય છે; એ ધોળકાની જામી મસ્જિદ તરીકે વપરાતી હતી. મસ્જિદના મિહરાબ ઉપર કોતરેલો લેખ એની સાક્ષી પૂરે છે. ફીરોઝશાહ સુલ્તાનના સમયમાં હિ.સ. ૭૬૨(ઈ.સ. ૧૩૬૧)માં મુફર્રહ સુલતાનીએ ધોળકામાં પોતાની ખાનગી માલિકીની જમીનમાં આ મસ્જિદ બંધાવી હતી; જોકે એના બાંધકામમાં માલસામાન તો તૈયાર મંદિરોનો જ વપરાયો છે. મસ્જિદમાંના થાંભલા, મંડપની રચના અને પ્રવેશદ્વાર એની સાક્ષી પૂરે છે. અત્યારે આમાં વચલા ભાગમાં લાકડાનું બાંધકામ અસ્તિત્વ ધરાવે છે તેમજ તૂટેલી મૂર્તિઓ સાથેના થાંભલા પણ પ્રચલિત પદ્ધતિનો ખ્યાલ આપે છે. છતોમાં થોડા ફેરફાર કરવા પડયા છે છતાં તૈયાર વિતાનોનો જ ઉપયોગ જોવા મળે છે. પ્રવેશદ્વાર પણ તૈયાર જ મૂકી દેવામાં આવ્યું છે. અહીં કમાનોનો ઉપયોગ જોવા મળતો નથી અને

મિહરાબ સામાન્ય માપ કરતાં લગભગ ૧.૨૫ મીટર અંદરની બાજુ ઊંડી છે. આ મસ્જિદમાં સ્ત્રીઓ માટે મુલુકખાનાની રચના પણ છે.

**અમદાવાદની અહમદશાહની મસ્જિદ**—ઈ.સ. ૧૪૧૧ માં શરૂ કરી ઈ.સ. ૧૪૧૪ના ડિસેંબરમાં પૂર્ણ થયેલી આ મસ્જિદ અમદાવાદમાં લાલ દરવાજાના બસ–સ્ટેન્ડ પાસે ગુજરાત કલબ સામે આવેલી છે (પટ્ટ ૨૦, આ. ૩૮). આ મસ્જિદ મંદિરોના ભાગોને સીધેસીધા વાપરીને બનાવી હોવાનું જણાય છે. મંદિરના ત્રણ મુખ્ય વિભાગો–ગર્ભગૃહ, સભામંડપ ને નૃત્યમંડપને સીધેસીધા અહીં તેના તે સ્વરૂપમાં રાખી બીજા એવા જ મંદિરના ભાગ સાથે જોડેલા એવા પાંચ વિભાગોનાં પાંચ મિહરાબવાળી રચના કરેલી છે. આનું વ્યવસ્થિત પૃથક્કરણ કરતાં આ મસ્જિદમાં કુલ પાંચ મંદિરોના ભાગોનો ઉપયોગ કરવામાં આવ્યો છે એમ સ્પષ્ટ દેખાય છે. એના એક સ્તંભ પરના લેખમાં[૫૬] સં. ૧૩૦૮ ની સાલમાં રાજા વીસલદેવના સમયમાં મકાસિકમાં ઉત્તરેશ્વર મહાદેવમાં જાળી કરાવ્યાનો ઉલ્લેખ જોવા મળે છે. ઉત્તરેશ્વર મહાદેવ અને એની સાથે પંચદેવનાં મંદિરોનો ઉલ્લેખ મહીસા (જિ. ખેડા) ખાતેના લેખમાં કરવામાં આવ્યો છે.[૫૭] આ ઉપરથી એમ લાગે છે કે પંચદેવનાં મંદિરોના ભાગોનો ઉપયોગ કરી આ મસ્જિદ બાંધવામાં આવી હશે અને એ પણ મહીસા ગામેથી લાવીને; જોકે અમદાવાદથી મહીસાનું ટૂંકું અંતર જોતાં એ અવ્યવહારુ કે અસંગત લાગતું નથી. આમ કેવી રીતે મંદિરોમાંથી મસ્જિદ બાંધી શકાતી એનો ખ્યાલ આ મસ્જિદ સારી રીતે આપે છે. આમાં મોટા ભાગના અવશેષોનો સીધેસીધો ઉપયોગ કરવામાં આવ્યો છે. ઉપરાંત વિતાન, તલચ્છંદ વગેરેનો પણ સંબંધ યથાવત જોવા મળે છે. સ્ત્રીઓને નમાજ પઢવા માટે કરેલા મુલુકખાનાની જાળી સંભવત: એ જ હોય એમ બને. કેંદ્રીય મિહરાબ બાદશાહ માટે એમાં આરસની બનાવેલી કમળપત્રની સુશોભના છે. કમાનોમાં ઇસ્લામના અંશોની નકલ છે, પરંતુ એ બનાવટી કમાન છે, અર્થાત્ એ ભાર ઝીલનારી કમાન નહોતાં માત્ર શોભાની કમાન છે. મસ્જિદમાં અહમદશાહ સુલતાને એ બંધાવી હોવાનો અરબીમાં લેખ છે.

**અમદાવાદની હૈબતખાનની મસ્જિદ**—જમાલપુર દરવાજા પાસે  આવેલી આ મસ્જિદ સુલતાન અહમદશાહના કાકા હૈબતખાને બંધાવી હતી. આ મસ્જિદમાં એ હિંદુ મંદિરોના ભાગોનો છૂટથી ઉપયોગ કરવામાં આવેલો છે. એના મિનારાનાં ઠૂંઠાં ધોળકાની કાજીની મસ્જિદના મિનારા કરતાં વધારે સાદાં અને કલાવિહીન છે.

**અમદાવાદની સૈયદ આલમની મસ્જિદ**—આ મસ્જિદ ખાનપુરમાં આવેલી છે ને એની રચના ઈ.સ. ૧૪૧૨ માં કરવામાં આવેલી છે. આમાં પણ હિંદુ મંદિરના ભાગોનો છૂટથી ઉપયોગ કર્યો છે, પરંતુ એના મિનારાના ભાગ ખૂબ જ સુંદર રીતે નવેસરથી અર્ધવર્તુળાકારે બનાવેલા છે, જે ખાસ ધ્યાન ખેંચે તેવા છે. આ મસ્જિદ પ્રમાણમાં નાની છે.

**અમદાવાદની જામી મસ્જિદ**—શહેરની મધ્યમાં ત્રણ દરવાજાથી થોડે દૂર સ્ટેશને જવાના રસ્તા પર જમણી બાજુ આવેલી છે (પટ્ટ ૨૧, આ. ૩૯). એની શરૂઆત ઈ.સ. ૧૪૧૨ માં કરવામાં આવી હતી. એને પૂરી કરતાં બાર વર્ષ લાગ્યાં હતાં એમાં પણ મોટા ભાગનો સામાન મંદિરોના જુદાજુદા ભાગોનો વપરાયો છે. મસ્જિદ ત્રણ દિશામાં ત્રણ પ્રવેશદ્વાર છે. એનું અહમદશાહના રોજાવાળી દિશામાં અર્થાત્ પૂર્વ દિશામાં આવેલું દ્વાર એ મુખ્ય દ્વાર છે. ગાંધીમાર્ગવાળી બહારની બાજુએ આવેલી નરી દુકાનોએ મસ્જિદના ખરા રૂપને સંતાડી દીધું છે. એવી દુકાનો મસ્જિદના સરાઈવાળા ભાગમાંથી સીધી જ બનાવી કાઢી છે; માત્ર વચ્ચેનાં પગથિયાં અને છત્રીના કારણે ક્યાંક જવાની જગા હશે એવો ખ્યાલ આવે છે, જ્યારે પાછળ માણેકચોકમાં પડતી સરાઈવાળો ભાગ દુકાનવાળો હોવા છતાં મસ્જિદની દીવાલ સ્પષ્ટ દેખાવાના કારણે એનો પરિચય કરાવે છે. મસ્જિદ બાંધવામાં મંદિરોના જુદા જુદા ભાગોને લાવીને વ્યવસ્થિત ગોઠવવા ઉપરાંત એનાં માપ અને પ્રમાણ–સંબંધ જળવાય એ જરૂરી હોય છે, એટલે જ્યાં એવા પ્રશ્ન ઊભા થયા છે ત્યાં થાંભલાઓને કાપી નાખી કે જરૂર પડયે એકાદ ભાગ ઉમેરી કામ ચલાવ્યું છે. જામી મસ્જિદનો વચ્ચેનો ભાગ વિશિષ્ટ રીતે આયોજિત કરેલો છે. ત્રણ ઉપરાઉપરી ગોઠવેલા થાંભલા એની પાછળના મજલા (clere-story)ને સુસંગત કરવા માટે છે. આ મજલામાં જાળી વડે મસ્જિદના નીચેના ભાગને પ્રકાશિત કરવાનો ઇજિપ્તનાં મંદિરોની જેમ કરેલો પ્રયત્ન સ્પષ્ટ નજરે પડે છે. વિચિત્રતા એ છે કે વચ્ચે ગોઠવેલી કમાન એ મુસ્લિમ સ્થાપત્યમાં જોવા મળતી કમાન નથી, પરંતુ હિંદુ પદ્ધતિની શોભાની (functionless) અને ગોઠવણીયુક્ત (corbelled) પ્રકારની કમાન છે. અંદરના લિવાનના જમણા ખૂણે મુલુકખાનું બાંધેલું છે. આ મસ્જિદના વચલા મિહરાબ ઉપર અરબીમાં મસ્જિદ બંધાયા અંગેનો લેખ છે.



મસ્જિદમાં લિવાનની દીવાલથી આગળ કાઢેલા મિનારા હતા, જે ૧૮૧૯ ના ધરતીકંપમાં પડી ગયા. એ દીવાલ કરતાં લગભગ બમણા ઊંચા હતા ને એક મિનારો હલાવતાં બીજો મિનારો હાલતો હતો એવું જેમ્સ ફોર્બ્સે પ્રાયક્ષ જોઈ નોંધ્યું છે.

**અહમદશાહનો રોજો** (પટ્ટ ૨૨, આ. ૪૦)—અહમદશાહ ૧ લાના સમયમાં બંધાયેલાં મકાનોમાં એના રોજાનું સ્થાન વિશિષ્ટ પ્રકારનું છે. કબર-સ્થાપત્યમાં એનું સવિશેષ મૂલ્ય પણ છે, પાછળથી મુઘલ કાલમાં બીજે જોવા મળતા રોજાઓની તુલનામાં સૌંદર્ય અને સપ્રમાણતાની દૃષ્ટિએ આ રોજાનું મહત્ત્વ અસાધારણ છે. શહેરની મધ્યમાં જામી મસ્જિદની બાજુમાં જ આ રોજો બનાવીને એને શહેરનું ધાર્મિક તેમજ વ્યાપારી કેંદ્ર બનાવવામાં આ ઇમારતનો થોડો ફાળો અવશ્ય ગણાવો જોઈએ. એક રીતે ચારે બાજુએ ધમધમતા વેપારી વિસ્તારની વચ્ચે ઘેરાયેલા આ રોજામાં સ્થાપત્યકીય રીતે સપ્રમાણતા અને ઉત્તમ માપપદ્ધતિનું ઉત્તમ સંયોજન થયું છે. આ મકાનની નજાકતમાં એની જાળીઓ વિશેષ ભાગ ભજવે છે. ચતુરસ્ર મકાનની સુગ્રથિત માપપદ્ધતિમાં ઊંચાઈ અને પહોળાઈ બંને રીતે આ રોજો ખૂબ જ આકર્ષક અને ઉચ્ચ આયોજનવાળો છે. એમાં અહમદશાહ ૧ લા ઉપરાંત એના પુત્ર મુહમ્મદશાહની અને પૌત્ર કુત્બુદ્દીન અહમદશાહની કબરો છે. બહારની બાજુની સુશોભન-પદ્ધતિમાં અને જાળીઓના રૂપમાં થોડો ફરક જરૂર પડે છે એ બતાવે છે કે કદાચ એમાં જાળીઓ પાછળથી મુકાઈ હોય. વળી એનો ઘુંમટ પણ ઉત્તમ પ્રકારનો અર્ધગોળાકાર ધરાવે છે, જે એની દૃશ્ય અસર ઊભી કરવામાં ભાગ ભજવે છે.

**રાણીનો હજીરો**—અહમદશાહના રોજાની સામે આવેલો આ રોજો એની વિશિષ્ટ પ્રકારની બાંધણી માટે ખાસ ધ્યાન ખેંચે તેવો છે, કારણ કે કબરો રાખવાનો ભાગ ખુલ્લો છે અને એ વચલા વિસ્તારને ફરતા ચોરસમાં સુંદર લિવાન પ્રકારનો આચ્છાદિત પ્રદક્ષિણામાર્ગ કરેલો છે. વળી જમીનના સ્તરથી એ ખાસ્સો ઊંચાઈએ રચેલો છે. એમાં જવા માટે પગથિયાંનો આશરો લેવો પડે. આ હજીરાના તલચ્છંદની પ્રમાણુસરતા નોંધપાત્ર છે. અહીં ૧ : ૨ : ૪ : ૮ પ્રમાણ પ્રયોજાયેલું જોવા મળે છે. એના સ્તંભ સીધા સાદા છે. ઝાઝી કોતરણી નથી, પરંતુ એમાંનાં સ્તર ને જાળીઓ સવિશેષ ધ્યાન ખેંચે તેવાં છે; કદાચ પાછળથી કરેલાં પણ હોય.

**કુત્બુદ્દીનની મસ્જિદ**–ઈ.સ. ૧૪૪૯ માં હલાલ સુલતાનીના પુત્ર નિઝામને માટે કુત્બુદ્દીનશાહે બાંધેલી આ મસ્જિદ અમદાવાદમાં દિલ્હી ચકલામાં આવેલી છે. સલ્તનત કાલના મસ્જિદ સ્થાપત્યનો વિકાસ દર્શાવતી આ એક પૂરક કડીરૂપ  છે. મિનારા અષ્ટકોણાત્મક અને અસરકારક કોતરણીવાળા છે.

**મલિક શાબાનનો રોજો**—અમદાવાદમાં સરસપુરથી અગ્નિ ખૂણે આવેલા રખિયાલમાં આ રોજો આવેલો છે. આ રોજાની ભીંતમાં ઈ.સ. ૧૪૫૨ નો લેખ

ઇ—૫—૨૯

છે. એ બાગ બનાવવા માટે મલિક શાબાનને મળેલી જમીનની સનદ છે. એમાં સુલતાન કુત્બુદ્દીનનું નામ લખેલું છે. રોજાની બહાર જીર્ણ વાવ છે. બાજુમાં મોટું તળાવ છે. 'બાગે શાબાન' આ વિસ્તારમાં જ હતો, પણ એનું અસ્તિત્વ અત્યારે નથી. રોજો એની સુંદર જાળીઓની કોતરણી માટે જાણીતો છે અને જાળીઓના રૂપાંકનમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે.

**મલિક શાબાનની મસ્જિદ**—મલિક શાબાને બંધાવેલી મસ્જિદ હજૂરી-શાહની મસ્જિદ તરીકે જાણીતી છે. ઈ.સ. ૧૪૫૨ માં બનેલી આ મસ્જિદ અમદાવાદમાં ભદ્ર પાસે કારંજમાં આવેલી છે. મંદિરના ભાગોનો સીધો જ ઉપયોગ કરીને આ મસ્જિદ બનાવેલી છે.

**સારંગપુરની મસ્જિદ**—અમદાવાદમાં સારંગપુર ચકલામાં આવેલી આ મસ્જિદ મલિક સારંગે એ જયારે મુઝફ્ફર ૨ જાના સમયમાં અમદાવાદનો સૂબો હતો ત્યારે બંધાવી હશે. બાંધણી અને કારીગરીનો પ્રકાર જોતાં એ નિશ્ચિતપણે મહમૂદ બેગડાના સમય કરતાં થોડી વહેલી અને અહમદશાહ ૧ લાના સમય બાદની માનવામાં વાંધો નથી. વળી દિલ્હી ચકલાની કુત્બુદ્દીનની મસ્જિદ સાથે એ રચના-પદ્ધતિ અને સુશોભન પદ્ધતિમાં ઠીક ઠીક સામ્ય ધરાવે છે. આ મસ્જિદ રાણીબાબીની મસ્જિદ તરીકે પ્રખ્યાત છે. આ મસ્જિદના મિનારા પાછળથી થયેલી રાજપુરની મસ્જિદના મિનારાને મળતા છે ને ઘણા ભારે છે. કમાનો પણ બનાવટી એટલે કે ભાર ઊંચકનારી નહિ, પણ શોભારૂપ છે.

મસ્જિદની સાથે મકબરો પણ છે. એની જાળીઓ અત્યારે નથી, પરંતુ એનું આયોજન સારું હશે એમ જણાઈ આવે છે.

**બીબીજીકી મસ્જિદ** (પટ્ટ ૨૩, આ. ૪૧)—અમદાવાદમાં રાજપુરમાં સ્થાપત્યના ઉત્તમ નમૂનારૂપ તેમજ હાલતા મિનારાનો સુંદર પરિચય કરાવનાર આ મસ્જિદ ઈ.સ. ૧૪૫૪ માં કુત્બુદ્દીને સૈયદ ખુદમીર બીન સૈયદ વડા બીન સૈયદ યાકૂબની મા બીબીજી માટે બંધાવી એમ મસ્જિદમાં લેખ છે. આ મસ્જિદ રાજપુર–હીરપુરમાં આવેલી છે ને અત્યારે એ ગોમતીપુરના મિનારાવાળી મસ્જિદ તરીકે જાણીતી છે. આ મસ્જિદ કદ અને આયોજન તથા મિનારાના રૂપની દૃષ્ટિએ ખૂબ જ સુંદર છે, દક્ષિણ બાજુનો મિનારો વીજળી પડવાથી તૂટી ગયો એવું મનાય છે. અહીં એક મિનારો હાલે છે એની પ્રતીતિ થાય છે અને એકને હલાવતાં બીજો મિનારો હાલતો હતો એવો ઉલ્લેખ મળે છે. કમાનો સુશોભન પૂરતી છે. આને કુત્બુદ્દીનના અમલની સર્વાંગસુંદર મસ્જિદ ગણી શકાય. અહીં મુલુકખાનું પણ છે.

**સરખેજનો રોજો**—સૈયદ અહમદ ખટ્ટૂ ગંજબક્ષ ઈ.સ. ૧૪૪૬ માં મૃત્યુ પામ્યા અને એ જ સાલમાં સુલતાન મુહમ્મદશાહ ર જાએ એમનો રોજો બનાવવો શરૂ કર્યો. ઈ.સ. ૧૪૫૧ માં કુત્બુદ્દીને એ પૂરો કર્યો. રોજાની વિશેષતા એની જાળીઓની કારીગરીમાં છે તેમજ પાછળથી કરવામાં આવેલી પિત્તળની જાળીઓ પણ એના સુશોભનમાં વધારો કરે છે. ઉપરાંત એના ઘુંમટમાં ઉપરના ભાગમાં ખુલ્લી રાખવામાં આવેલી કોતરણી એ સ્થાપત્યકીય આકર્ષણ પણ છે બહાર પ્રવેશદ્વાર તરીકે મંડપ ( pavilion ) મૂકેલો છે તે પણ આયોજનની દૃષ્ટિએ વિશિષ્ટ છે.

**સરખેજની મસ્જિદ**—રોજાની સાથે સાથે જ મસ્જિદ પૂરી કરવામાં આવી હતી. એનું વજુ કરવાનું સ્થળ બહાર છે અને મસ્જિદમાં મુલુકખાનું પણ છે. ક્યાંય કમાન કે કશું સુશોભન નથી, પરંતુ વધારેમાં વધારે માણસો નમાજ પઢી શકે એ માટે ખૂબ મોટી મસ્જિદ બનાવી છે. આ મસ્જિદનો અભ્યાસ કરતાં તળ (ground) ના ભાગમાં જે પથ્થર મૂક્યા છે તેના ઉપર ઉપરની છતમાં કેવી રીતે લિવાનનું આયોજન કરવું તેમજ સ્તંભો ઉપર પથ્થરના એ પાટડા કેવી રીતે ગોઠવવા તથા ઘુંમટના બહારના ઉપલા ભાગમાં કલશ તેમજ અર્ધ વર્તુલ ભાગ કેવો બનાવવો એ બતાવતાં રેખાંકન કોતરેલાં છે. સાથે સાથે પાટડાનાં રેખાંકન તેમજ શીર્ષ વગેરે રજૂ કરતા રેખાંકન પણ છે. મસ્જિદને મિનારા નથી.

**મહમૂદ બેગડાની ઇમારતો**—આવું સરસ સ્થાન જ્યાં સંતનો રોજો અને મસ્જિદ હોય ત્યાં સ્વાભાવિક જ મહમૂદ બેગડા જેવા આકર્ષાય આને લીધે સુલતાને આ સ્થળને પોતાના ઉનાળાના વિરામસ્થળ તરીકે તેમજ આવા મહાન સંતના સાંનિધ્યમાં શાશ્વત વસવા માટે પણ પસંદ કર્યું, તેથી મસ્જિદની પાછળ દક્ષિણે અને પશ્ચિમે તળાવ બનાવડાવ્યું અને રોજાની દક્ષિણે પોતાના માટે દરગાહ કરાવી. તળાવની સામી બાજુએ પોતાને માટે તેમજ સૈયદ સાહેબના રોજાને કારણે તળાવની ચારે બાજુ મકાનો બની ગયાં હતાં એ એના અત્યારે જોવા મળતા અવશેષો પરથી જાણી શકાય છે. આ તળાવની વચ્ચે આરામગૃહ બનાવેલ હતું. મહેલોમાંથી પાણીમાં નીચે આવવાની સુંદર વ્યવસ્થા પણ છે. ઉપરાંત દરવાજામાંથી ઘોડેસવાર ઘોડાને સીધો પાણી પાવા લાવી શકે એવી પણ વ્યવસ્થા છે.



**મલિક આલમની મસ્જિદ**—અમદાવાદમાં શાહઆલમના રોજા પાસે આવેલી આ મસ્જિદના સમયની બાબતમાં અનેકવિધ તર્ક કરવામાં આવ્યા છે,

પરંતુ એની બાંધણી પરથી એ મહમૂદ બેગડાના સમયમાં ઈ.સ. ૧૪૬૦ પછીના ગાળામાં બંધાઈ હશે એમ માનવું ઉચિત ગણાશે. આની વિશેષતા એ છે કે એમાં જામી મસ્જિદની જેમ ઉપરથી પ્રકાશ લાવવાની વ્યવસ્થા છે. એની કમાન પણ શોભાની જ છે.

**આઝમ-મુઆઝમનો રોજો**—અમદાવાદમાં વાસણા જતાં રસ્તામાં ડાબા બાજુએ આવતો આ રોજો આ સમયના ઉત્તમ ઈંટેરી બાંધકામનો નમૂનો છે. એ મહમૂદ બેગડાના સમયમાં આઝમખાં અને મુઆઝમખાં નામના બે ખુરાસાની ભાઈઓએ બંધાવ્યો છે. અહીંની કમાનો ભાર વહન કરનારી (archated) છે અને ઈંટેરી મકાન હોઈ ભીંતની જાડાઈ આશરે બે મીટર જેટલી છે ને ઘુંમટની રચના પણ એ પ્રકારની છે. એની ઉપરનું પ્લાસ્ટર હજી પણ સારી રીતે ટકી રહ્યું છે તે તત્કાલીન બાંધકામની સિદ્ધિનું સારું ઉદાહરણ છે. બહારના ટેકાનો ઉઠાવ એને કોઠા જેવા આકારનો બતાવે છે, પણ અહીં ક્યાંય ભારતીયતા જોવા મળતી નથી. નાના કદની ઈંટોને કૉંક્રીટની વચ્ચે મૂકીને સુંદર ચણતરકામ કરેલું છે અને કમાનોની રચના પણ સુંદર રીતે કરેલી છે. બાંધકામની દૃષ્ટિએ આ રોજાની રચના પ્રશંસનીય છે.

**રૂપમતીની મસ્જિદ**—અમદાવાદમાં મિરજાપુર ચોકીની બાજુમાં જ આ મસ્જિદ આવેલી છે અને સુશોભનની દૃષ્ટિએ સુંદર મસ્જિદોમાંની એક છે. એના તૂટેલા મિનારા જો અસ્તિત્વમાં હોત તો એની સમગ્ર સપ્રમાણતા ને નજાકતનો ખ્યાલ આવી શકત. આમ છતાં આયોજનની દૃષ્ટિએ માપ અને કદની પરસ્પર સંવાદિતા અહીં ખૂબ જ સારી જોવા મળે છે. સુશોભનનું પ્રમાણ, રૂપાયોજન અને રચનાનો આકાર સાથે સંવાદિતાપૂર્ણ સંબંધ આવી મસ્જિદમાં બહુ જ નારખી શકાયો છે. અહીં પણ પ્રકાશને ઉપરથી લાવવાની વ્યવસ્થા છે. અહીં મૂકેલા ઝરૂખા મસ્જિદના ધન અને ઋણ (solid and void)ના આયોજનની અસાધારણ અસરકારકતા દર્શાવે છે ને એમાં પણ કમળની પાંદડીઓની કમાનો સાથેનો ને બીજા સુશોભનો સાથેનો એનો સંબંધ અસાધારણ કલાત્મકતાનો ખ્યાલ આપે છે. ઘુંમટનો અંદરનો ભાગ પણ સુંદર રીતે સુગ્રથિત સુશોભનોથી યુક્ત છે. આવી અસરકારક સૌંદર્યસર્જનની કાળજી બીજે ઓછી જોવા મળે છે.

**દરિયાખાનનો રોજો**—અમદાવાદમાં દરિયાખાનના ઘુંમટ તરીકે જાણીતો આ રોજો ઈંટેરી બાંધકામના આ કાલના જે ત્રણ-ચાર નમૂના છે તેઓમાંનો એક છે

(પટ્ટ ૨૪, આ. ૪૨). આના જેવડો બીજો મોટો રોજો ઈંટ અને ચૂનાના કૉંક્રીટમાં ગુજરાતમાં તો નથી જ. દરિયાખાને મહમૂદ બેગડાના વખતમાં ઈ.સ. ૧૪૫૩માં આ બંધાવ્યો હતો એમ કહેવાય છે. આ રોજાની ભીંતની જાડાઈ ૨.૭૫ મીટર છે અને એના ઉપર લગભગ ૩૦ મીટરની પહોળાઈનો ઘુંમટ ટકી રહ્યો છે. આ ઘુંમટનો ભાર ઝીલવા માટે જ ભીંતોને આટલી બધી જાડી કરવી પડી છે. સ્થાપત્યની દૃષ્ટિએ આ રોજાની રચના ઈંટેરી સ્થાપત્યની અનુપમ સિદ્ધિનો પુરાવો છે. કારણ કે આની સાથે જ થયેલી ધોળકાની ખાન મસ્જિદનો ઘણો ભાગ તૂટી ગયો છે, જ્યારે આ રોજાને કંઈ પણ નુકસાન થયું નથી તેમજ એનો ઘુંમટ અસાધારણ ભારે હોવા છતાં એને પણ કંઈ થયું નથી. ભીંતની જાડાઈ ઉપર જે રીતે ઘુંમટ લીધો છે તે વિશિષ્ટ જ્ઞાન બતાવે છે.

**અચૂત કૂકીની મસ્જિદ**—અમદાવાદમાં દૂધેશ્વર પાસે આવેલી આ સુંદર મસ્જિદ અત્યારે તો ઝૂંપડપટ્ટીનો એક ભાગ છે. આ મસ્જિદ ઈ.સ. ૧૪૭૨ માં મહમૂદ બેગડાના સમયમાં મલિક બહાઉદ્દીન સુલતાનીએ બાંધી છે. હિંદુ અને ઇસ્લામી પ્રતીકોના સંમિશ્રણરૂપ અને પ્રમાણ તેમજ પ્રતીકોની દૃષ્ટિએ અહીં ઉત્તમ રૂપાંકન થયેલું જોવા મળે છે. આ મસ્જિદ રૂપમતીની મસ્જિદ સાથે સારું એવું સામ્ય ધરાવે છે. આ મસ્જિદના મિનારા હાલે છે એવો મિરાતે અહમદીમાં ઉલ્લેખ મળે છે. એમ કહેવાય છે કે આ મસ્જિદને સાત મિનારા હતા—ત્રણ આગરા કોટ ઉપર, બે પાછલા કોટ ઉપર અને બે મસ્જિદના પોતાના મિનારા;૫૯ જોકે કોટની ઉપરના મિનારા કેવા હશે એ કલ્પવું મુશ્કેલ છે. મસ્જિદની સાથે રોજો પણ છે.

**ઉસમાનપુરાનાં મસ્જિદ અને રોજો**—ગુજરાત વિદ્યાપીઠ પાસે ઉસમાનપુરામાં બાગમાં આ મસ્જિદ આવેલા છે. વટવાવાળા કુતુબે આલમ સાહેબના મુખ્ય શિષ્ય સૈયદ ઉસમાનને માટે સુલતાન મહમૂદ બેગડાએ ઇમારતો બંધાવી છે. મસ્જિદમાં મિનારા બે છેડે છે. મિનારામાં જવા માટે મસ્જિદના પડખામાં મૂકેલા ઝરૂખાઓમાં સીડી છે. અગાસીથી ઉપરના ભાગમાં મિનારા નક્કર છે. રોજાની ઘુંમટની બાંધણીમાં બાર થાંભલાનો મંડપ બનાવ્યો છે એ એની વિશેષતા છે. સુશોભનમાં વિદ્ધિ અને આવેગમયતાની શરૂઆત અહીંથી થતી જોવા મળે છે.



**મિયાંખાન ચિશ્તીની મસ્જિદ**—મહમૂદ બેગડાના વખતમાં અમદાવાદમાં શાહીબાગની પહેલાં મકસૂદપુર નામનું પરું વસેલું હતું. એના વસાવનાર મલિક મકમૂદ વજીરે સુલતાન મહમૂદ બેગડાના રાજ્યકાલમાં મિયાંખાન ચિશ્તી માટે ઈ.સ. ૧૪૬૫માં આ મસ્જિદ બંધાવી હતી. આ મલિક અચૂત કૂકીની મસ્જિદ-

વાળા બહાઉદ્દીનનો ભાઈ હતો. બંને મસ્જિદોમાં ચતુષ્કોણમાંથી અષ્ટકોણ, સોળ ખૂણા અને એના ઉપર વર્તુળ, એ પદ્ધતિનો ઉપયોગ કરેલો છે. મસ્જિદ સામાન્ય રીતે આકર્ષક છે.

**સકરખાનની મસ્જિદ**—અમદાવાદમાં કાલુપુરની આ મોટામાં મોટી મસ્જિદ છે. મસ્જિદમાં કમાનો વગેરેનો ઠાઠ નથી, પરંતુ સરખેજની મસ્જિદની જેમ માત્ર સ્તંભો ઉપર ટેકવેલી છે. માત્ર વચ્ચે એક નાનકડી શોભાની કમાન કરેલી છે. અહીં મિનારા પણ નથી. વચ્ચેના ભાગમાં બે જગાએ ભીંત કરી એમાં જાળીઓ મૂકેલી છે. બાંધણી પરથી ડૉ. બર્જેસ ઈ.સ. ૧૪૦૦ થી ઈ.સ. ૧૪૭૦ ની વચ્ચે બંધાયેલી માને છે. કમાનોના અનસ્તિત્વ તેમજ સુશોભનના અભાવને લીધે સંભવત: ૧૪૫૦ ની આસપાસની હોઈ શકે. મસ્જિદથી થોડે દૂર રોજો છે. એની અને મસ્જિદની વચ્ચે અત્યારે મકાન આવી ગયેલાં છે. એટલે એ કાળે એના ભાગે સારી એવી જગા હશે એમ માનવું રહ્યું. રોજાને કારણે આ વિસ્તાર હજીરાની પોળ તરીકે જાણીતો થયો છે.

**દસ્તૂરખાનની મસ્જિદ**—અમદાવાદમાં આસ્તોડિયા ચકલામાં આ મસ્જિદ આવેલી છે. એમાંના લેખ ઉપરથી જણાય છે કે આ મસ્જિદ ઈ.સ. ૧૪૬૩ માં બંધાઈ હતી. મસ્જિદની આસપાસ સુંદર ભૌમિતિક આકૃતિઓવાળી પથ્થરની જાળીઓ છે. બહારથી પ્રવેશવાનાં પગથિયાં છે. મસ્જિદની દક્ષિણે એક કબ્રસ્તાનમાં દસ્તૂરખાનની કબર પણ છે.

**શાહ ફઝલની મસ્જિદ**—અમદાવાદમાં ગાયકવાડની હવેલીમાં આવેલી આ મસ્જિદ કોણે બાંધી એ સ્પષ્ટ નથી. એના મિહરાબ ઉપરના લેખમાં મહમૂદ બેગડાના સમયમાં ઈ.સ. ૧૪૮૭ માં એ બંધાઈ હોવાનું લખ્યું છે. શાહ ફઝલની મસ્જિદ નામ કેમ પડયું એનો પણ ખ્યાલ આવતો નથી.

**મુહાફીઝખાંની મસ્જિદ**—ખાનગી ઉપયોગ માટેની આ નાની સુંદર મસ્જિદ હજી્ય સારી અને પૂર્ણ સ્થિતિમાં છે. આ મસ્જિદ અમદાવાદમાં ઘીકાંટાને રસ્તે આવેલી છે. ઈ.સ ૧૪૯૨ માં જમાલુદ્દીન મુહાફીઝખાને બંધાવેલી માત્ર ત્રણ જ મિહરાબવાળી આ મસ્જિદ રાણી સિપ્રીની મસ્જિદ સાથે સહેલાઈથી સરખાવી શકાય તેવી છે. મસ્જિદ ત્રણ કમાનોવાળી છે ને કમાનો ઉપર દેખાવના ઝરૂખા કરેલા છે. અહીં ખૂબ જ સુંદર નકશીકામ કરેલું છે અને મિહરાબ મિંબર તેમજ અન્ય ભાગો કોતરણીથી ભરી દીધા છે. મસ્જિદને છેડે મિનારા કર્યા છે તે અષ્ટકોણીય છે અને એને ખૂબ જ અલંકરણોથી સુશોભિત બનાવ્યા છે. આ

મસ્જિદના મિનારા હાલે છે ને એકને હલાવવાથી બીજો પણ હાલે છે. બંને પડખાંમાં સુંદર ઝરૂખા–જાળીઓ પણ છે. અંદર એક થાંભલા સાથે પથ્થરની દીવી કરેલી છે. આ એની નવીનતા છે. પ્રમાણસરતાની દૃષ્ટિએ એમાં નજાકત ન હોવા છતાં એ સુંદર લાગે છે.

**બાઈ હરીરની મસ્જિદ અને રોજો**—અસારવામાં બાઈ હરીરની વાવની પાછળ ખૂબ જ સુંદર મિહરાબોવાળી અને મિનારાવાળી આ નાનકડી મસ્જિદ પરંપરાના વિકાસમાં અગત્યનો ફાળો આપતું સોપાન છે. મસ્જિદ વાવ અને બાગ ત્રણે મળીને આ વિસ્તાર સુંદર કૅમ્પસ પૂરું પાડે છે. આવાં કૅમ્પસ સરખેજ શાહઆલમ તેમજ અન્ય સ્થળોએ પણ જોવા મળે છે. એ ઉપરથી આ પ્રકારના મિશ્ર હેતુવાળા કૅમ્પસ પ્રજાના માનસિક ધાર્મિક ચાક્ષુષ અને ભૌતિક પોષણના હેતુથી થતાં હતાં અને લોકજીવનના વિકાસમાં સુનિશ્ચિત ફાળો આપતાં હતાં એ નોંધવું જોઈએ.

**સીદી બશીરની મસ્જિદ અને એના હાલતા મિનારા**—અમદાવાદના નવા રેલવે સ્ટેશનની બાજુમાં સારંગપુર દરવાજાની સામે આવેલી આ મસ્જિદનો માત્ર કમાન અને મિનારાવાળો ભાગ જ અત્યારે અસ્તિત્વ ધરાવે છે, જ્યારે એના લિવાન મિહરાબ મિંબર વગેરે ભાગોનો મરાઠા સમયમાં નાશ થયો હોઈ એ સ્થાને અત્યારે ચણેલો મિહરાબ વગેરે છે. કમાનના બહારના ભાગ પર બંદૂકની ગોળીઓનાં નિશાન હજી પણ સ્પષ્ટ દેખાય છે. અત્યારે અગાસીવાળા ભાગને જોડી દીધેલો છે. એની સાથે જતી બંને બાજુની દીવાલ અસ્તિત્વમાં નથી. આ મસ્જિદનો પાછલો ભાગ ઈ.સ. ૧૭૫૩ માં જવાંમર્દખાન બાબી અને મરાઠાઓની વચ્ચેની લડાઈમાં તૂટી ગયો એમ જાણવા મળે છે. મસ્જિદના આ મિનારાયુક્ત કમાનવાળા ભાગનું મહત્ત્વ એના બંને મિનારા હાલે છે અને એકને હલાવીએ તો બીજો પણ હાલે છે એ સમજવા માટે અગત્યનું છે.

**જૂના સ્ટેશન પાસેના ઈંટેરી મિનારા**—ઇસ્લામી સ્થાપત્યમાં જ્યારે જ્યારે બાંધકામમાં ઈંટોનો ઉપયોગ કરવામાં આવ્યો છે ત્યારે ત્યારે એમાં એક વિશિષ્ટ પ્રકારની સિદ્ધિનું સોપાન સર થયું છે. ઈંટોમાં મિનારાની રચના કરવી એ ખૂબ જ મુશ્કેલ છે, કારણ કે એમ કરતાં વધારે જાડાઈનો આધાર લેવો પડે છે. અમદાવાદના જૂના રેલવે સ્ટેશન પરના મિનારા કદાચ આ પ્રકારના સૌથી ઊંચા મિનારા છે, છતાં એની રચનામાં ક્યાંય ઈંટોના કારણે વધુ જાડાઈનો આશરો લીધો નથી, પરંતુ પથ્થર જેટલી જ જાડાઈ વાપરીને આખાય બાંધ-

કામને અસાધારણ નજાકતવાળું અને સૌંદર્યપૂર્ણ બનાવ્યું છે. આ મિનારા જરાય ભદ્દા નથી લાગતા, એટલું જ નહિ, એ બીજા મિનારા કરતાં ઊંચા હોવા છતાં હજી સુધી ધરતીકંપથી પડી ગયા નથી, એનું કારણ એ છે કે એની રચનામાં ચૂના કે કૉંક્રીટે સળંગ સમગ્રરૂપે અને ઈંટોએ વચ્ચેના પુરાણના અંગ તરીકે ભાગ ભજવ્યો છે.

**દરવેશઅલીની મસ્જિદ**--અમદાવાદમાં પાનકોર નાકા પાસે આવેલી અને ઈ.સ. ૧૫૦૪ માં બનેલી આ મસ્જિદની કારીગરી રાણી સિપ્રીની મસ્જિદની જેમ સુંદર છે. આ મસ્જિદ પણ નાનકડી છે. ફક્ત ૧૧ મીટર લંબાઈની આ મસ્જિદ સાચા અર્થમાં રૂપકડી છે તેમજ અલંકરણોવાળી છે. એનો મિહરાબ સુંદર રીતે કોતરેલો છે.

**શાહઆલમનો રોજો અને કૅમ્પશ (રસૂલાબાદ)**--સંત શાહઆલમ સાહેબે અમદાવાદમાં જમાલપુર દરવાજા બહાર ખામધ્રોળ અગર દાણીલીમડા પાસે પરું વસાવ્યું હતું. એનું નામ રસૂલાબાદ. એને ફરતો કોટ આજે ભગ્ન દશામાં છે. રાજમહાલયોની જેમ આ ધર્મમહાલયોનો સમૂહ આવેલો છે ને રાજગઢની જેમ જ બીજા દરવાજાની અંદરની બાજુ શાહઆલમ સાહેબનો રોજો છે લગભગ ૨૦,૦૦૦ ચો.મીટરના ક્ષેત્રફળવાળા આ વિસ્તારમાં શાહઆલમ સાહેબનો રોજો, મસ્જિદ અને જમાતખાનું એટલાં મુખ્ય મકાન છે. શાહઆલમ સાહેબનો રોજો એમના ઈ.સ. ૧૪૭૫ માં જન્નતનશીન થયા પછી તાજખાં નરપાલીએ બંધાવ્યો છે. એ ૨૦ મીટરના ચોરસ ઉપર રચેલો છે. બહારની બાજુના ચતુરસ્રમાં ૨૮ અને અંદરની બાજુમાં ૨૦ સ્તંભ છે. બંને ચતુરસ્ર વિસ્તારની વચ્ચે અંતરાલ-પડાળી છે. એની અંદરનો ચોરસ ૧૨ સ્તંભોવાળો છે. એના ઉપર ઘુંમટ બાંધ્યો છે. ચારે બાજુ દરવાજો છે પશ્ચિમે મુખ્ય દરવાજાની બાજુમાં બંને બાજુ બધાં મળી છ જાળીવાળાં લાકડાનાં કમાડ છે. રોજાની જાળીની કોતરણી ઉત્તમ પ્રકારની છે. અહીંની જાળીઓની કોતરણી એટલી બધી વિખ્યાત હતી કે અમદાવાદ શહેરમાં બનતી શાહઆલમની જાળીની અતલસની ભાતવાળી જાળીની વધારે કિંમત ઊપજતી કબરની આસપાસ આરસનો સરસ કોતરેલો કઠેડો છે; જોકે એના પરની લાકડાની છત્રીઓ અકબરના સમયની છે ને પિત્તળની જાળીવાળાં કમાડ પણ પાછળથી બનાવેલાં છે. દક્ષિણના દ્વારની પશ્ચિમ બાજુએ શાહઆલમથી પાંચમા સૈયદ જલાલુદ્દીન શાહઆલમની જાળીવાળી કબર છે. આ રોજાથી લગભગ ૫૦ મીટર દૂર બીજા રોજામાં છઠ્ઠા પીર સૈયદ મકબૂલેઆલમની કબર છે. એમાં એમના

વંશજોની કબરો પણ છે. અંદર પૂર્વ બાજુએ સૈયદ મહબૂબેઆલમની કબર છે. મુખ્ય કબરની ઉપર કદમેરસૂલ સરીફ–પેગંબર સાહેબનાં પવિત્ર પગલાં છે. આ પગલાં દિલ્હીમાં જુમ્મા મસ્જિદમાં પગલાં છે તેની નકલ છે એમ કહેવાય છે. અહીં બીજી ઘણી કબર છે.

બીજા રોજાની દક્ષિણે મેદાન અને વાયવ્યે મસ્જિદ છે. આ મસ્જિદની બાંધણી સીદી શહીદની મસ્જિદની બાંધણીને ઘણી મળતી આવે છે. એની વિશેષતા સલ્તનત કાલની બીજી મસ્જિદો કરતાં એ છે કે એમાં કમાનને એક જ સ્તંભમાંથી ચારે બાજુ ફેલાતી બતાવી છે. જ્યારે સલ્તનત કાલની અન્ય મસ્જિદોમાં કમાનોનો ભાર વહન કરનાર અંગ તરીકે એનો ઉપયોગ થયો નથી. મિનારા પાછળથી કરેલા છે. મેદાનને ઈશાન ખૂણે મોટું જમાતખાનું છે. એમ કહેવાય છે કે આ જગાએ શાહઆલમ સાહેબના વખતનું એક દીવાનખાનું હતું. છેલ્લે સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાએ હાલનું દીવાનખાનું કરાવ્યું હતું. પશ્ચિમી દરવાજાની બહાર થોડેક છેડે એક નાનકડું તળાવ છે; એ તાજખાંની સ્ત્રીએ બંધાવેલું મુસ્તફાસર છે.

આ સમગ્ર કૅમ્પસમાં સલ્તનત કાલથી શરૂ થઈ છેક મુઘલ કાલ સુધી તેમજ એ પછીથી પણ થોડું ઘણું બાંધકામ ચાલ્યા જ કર્યું છે.

**ઈસનપુરની મલિક ઇસનની મસ્જિદ ( મોટી મસ્જિદ )**—મહમૂદ બેગડાએ પોતાના મલિકોને કદરરૂપે સારા એવા વિસ્તારો ને ગામો વસાવવાની સગવડ આપી હતી, તેઓમાં મલિક ઇસને ઈસનપુર વસાવ્યું ને ત્યાં મસ્જિદ બનાવરાવી. આ મસ્જિદની બાંધણી જોતાં એને ઈ.સ. ૧૪૬૦ ના પછાનો મૂકી શકાય. એમાં ને દસ્તૂરખાનની મસ્જિદમાં ઠીક ઠીક સમાનતા છે. એમાં મિનારા કે નકશી નથી છતાં બાંધણી સાદી અને આકર્ષક છે.

**રાણી સિપ્રીની મસ્જિદ**—સલ્તનત કાલના સ્થાપત્યમાં નજાકત અને ઋજુ સૌંદર્યયુક્ત પ્રમાણસરતા તથા આયોજનના દૃષ્ટિએ નાનકડી છતાં સંપૂર્ણ એવી આ મસ્જિદ મુઝફ્ફરશાહ ૨ જાના અમલ વખતે સુલતાન મહમૂદ બેગડાના પુત્ર અબુબકરખાંની મા રાણી અસનીએ(ઈ.સ. ૧૫૧૪)માં બંધાવી હોવાનું એના લેખ પરથી જણાય છે, 'સિપ્રી' એનું બીજું નામ લાગે છે. આ મસ્જિદ એની સુંદરતાને કારણે 'મસ્જિદે–નગીના' કહેવાય છે ( પટ્ટ ૨૫, આ. ૪૩ ). આ મસ્જિદમાં કમાનો નથી. પરંતુ એની છત-રચનાની પદ્ધતિ અતિ સુંદર અને અસાધારણ નકશીકામવાળી છે. એને છેડે બે મિનારા કરેલા છે. એ શોભાના અને નક્કર છે, પરંતુ એની ઊંચાઈનું જે પ્રમાણસરના દૃષ્ટિસંબંધને અનુરૂપ

વિભાજન કરતાં વલય મૂકેલાં છે તે મિનારાને અતિ આકર્ષક અને સુંદર દેખાડે છે. રસ્તા પર પડતા ઝરૂખામાં ઉત્તમ નકશીકામ છે. નાનકડી જગ્યામાં એટલું બધું સુરુચિપૂર્ણ આયોજન કરેલું છે કે એને ઉત્તમ માનવી પડે. બંને મિનારાની ઊંચાઈથી શરૂ કરી દૃષ્ટિરેખાને એક મિનારાથી બીજા મિનારા સુધી લઈ જતાં નીચેના ભાગ જે રીતે એક સમગ્ર રૂપ ધારણ કરે છે તે સ્થાપત્યકીય સૌંદર્યની દૃષ્ટિએ અતિશય મનોરમ્ય લાગે છે. એથી જ એને સુંદરમાં સુંદર મસ્જિદ માનવામાં આવે છે. આ મસ્જિદ અમદાવાદમાં આસ્તોડિયા ચકલામાં આવેલી છે.

બાજુમાં રોજો છે, પણ મસ્જિદના પ્રમાણમાં ઘણો ભારે છે. જોકે એની કોતરણી ઘણે અંશે મસ્જિદની કોતરણી જેવી થવાનો પ્રયત્ન કરે છે, છતાં એ મસ્જિદ જેટલી સુંદર તો ન જ કહી શકાય.

**ફર્હતુલ્‌મુલ્કની મસ્જિદ**—અમદાવાદમાં કારંજમાં દક્ષિણ બાજુએ આવેલી આ મસ્જિદ રાણી સિપ્રીની મસ્જિદના પ્રકારની છે. એમાંના લેખમાં લખેલું છે કે સુલતાન મહમૂદ(૩ જા)ના સમયમાં નવખાં, જેને ફર્હતુલમુલ્કનો ઇલ્કાબ હતો, તેણે આ મસ્જિદ હિ.સં. ૯૪૫ (ઈ.સ. ૧૫૩૮)માં બાંધી.

**વટવાની મસ્જિદ અને રોજો**—કહેવાય છે કે પ્રસિદ્ધ સંત સૈયદ જલાલ બુખારીના પૌત્ર સૈયદ બુરહાનુદ્દીન કુતુબેઆલમ સાહેબ અમદાવાદ વસ્યું તે વખતે આશાવલમાં રહેલા, પણ એ પછી વટવામાં આવી વસેલા. એમનો રોજો જોતાં એ પાછળથી થયેલો લાગે છે, પણ રોજાની સાથેની મસ્જિદમાંના લેખ પરથી એ મસ્જિદ હિ.સ. ૮૭૪(ઈ.સ. ૧૪૬૯)માં મહમૂદ બેગડાના સમયમાં બંધાઈ હતી એમ લાગે છે. રોજાની રચના મસ્જિદ સાથે મળતી આવતી નથી, પરંતુ હાલોલમાંના સિકંદરના રોજાને તેમજ મહેમદાવાદના સૈયદ મુબારકના રોજાને મળતી આવે છે.

**ધોળકાની ખાન મસ્જિદ**—સંપૂર્ણ પણે ઈંટ અને ચૂનામાં બનાવેલી આ મસ્જિદ અલ્પખાન ભક્કાએ બંધાવી હતી. દરિયાખાનનો રોજો, આઝમ મુઆઝમનો રોજો અને આ મસ્જિદ ગુજરાતના ઈંટેરી સ્થાપત્યના શ્રેષ્ઠ નમૂનાઓમાં ગણી શકાય. મસ્જિદ ખૂબ જ મોટી છે. ૬૦ મીટર જેટલી લંબાઈની આ મસ્જિદ એની વિશિષ્ટ બાંધણી માટે અને એના ઉપરના ચૂનામાં કરેલા નકશીકામ માટે ખૂબ પ્રશસ્ય છે. અંદરનો વિસ્તાર ૪૫ મીટર×૧૩ મીટર જેટલો છે અને એને ત્રણ સ્પષ્ટ ઓરડાઓમાં વહેંચી નાખેલ છે. આ ઓરડાઓને વિભાજતી દીવાલ ૩.૭૫ મીટર જાડી છે અને વચ્ચે સુંદર કમાન બનાવેલી છે, જેથી એકમાંથી બીજામાં સહેલાઈથી જઈ શકાય. આગળની અને પાછળની

દીવાલોની જાડાઈ ૧.૭૫ મીટર છે અને આગળના ભાગમાં સુંદર ઊંચી કમાનો કરેલી છે. જમીનથી ઊંચે ઘુંમટના અંદરના ભાગની ઊંચાઈ ૧૯.૫૦ મીટર છે. મિહરાબ ઊંડા અને ચોરસ છે ને ઘુંમટ અંદરથી કરેલા છે, અને મિંબર નવ પગથિયાંનું બનાવેલું છે. મિહરાબની બંને બાજુએ કમાનવાળી બારી છે ને એમાં સુંદર જાળીકામ કરેલું છે. મસ્જિદના બે છેડે ઊંચા મિનારા જાય છે, જેનો આકાર શિવલિંગ જેવો છે. ત્યાં જવા માટે બહારની બાજુથી છેક સુધી લઈ જતાં પગથિયાં છે. મિનારાની ટોચ ૨૫ મીટર ઊંચે છે. સમગ્ર મકાન ચૂનાના પ્લાસ્ટરમાં કરેલ અદ્ભુત નકશીકામથી સુશોભિત છે. મસ્જિદના આગલા ભાગથી લગભગ ૯૫ મીટરના અંતરે મોટું પ્રવેશદ્વાર છે અને એ ૬ મીટર સમચોરસ છે. એની પાછળ ખાન સરોવર છે, જેનો હજુય ઉપયોગ થાય છે. આને સલ્તનત સમયના સ્થાપત્યનું રત્ન ગણી શકાય, પરંતુ એની જોઈએ તેવી કાળજી લેવાતી નથી.

**ધોળકાની જામી મસ્જિદ**—અમદાવાદમાંના મહમૂદ બેગડાના સમયની મસ્જિદો સાથે સુસંગતતા અને સામ્ય ધરાવતી આ મસ્જિદ ઈ.સ. ૧૪૮૫ પહેલાં થઈ હશે એમ લાગે છે. એક જ ઊંચાઈની ત્રણ કમાનોવાળી આવી મસ્જિદમાં પ્રકાશ લાવવાની વ્યવસ્થા ઉપરના ભાગમાં માળ કરીને કરેલી છે. મસ્જિદના થાંભલા સાદા છે એ ઉપરથી એને નવેસરથી ભરેલા માનવા પડે. ગોખમાંનાં સુશોભન પણ નવીન પ્રકારનાં છે તેમજ એના ઉપરના ભાગ પણ મિશ્ર પ્રકારના નવેસરથી ઘડેલા જોવા મળે છે. અહીં અગાઉની મંદિરોના ભાગોનો ઉપયોગ કરવાની પરંપરા અપનાવાઈ નથી, પરંતુ એની તક્ષણપદ્ધતિ, પ્રતીકો તેમજ સુશોભનરૂપોનો નવેસરથી પલટાયેલા સંદર્ભમાં નવા રૂપમાં રજૂ કરીને ઉપયોગ કર્યો છે એટલે આમાં વિશિષ્ટ પ્રકારની મિશ્રણ–પદ્ધતિ જોવા મળે છે. મિહરાબના વચ્ચેના ભાગમાં અમૃતકુંભ, પ્રફુલ્લ કમળ ઉપરાંત નીચેના ભાગમાં આડી શકરપારાના રૂપવાળી પટ્ટી નવીન પ્રકારનો ઉપયોગ બતાવે છે. ઉપરાંત આખોય મિહરાબ સુગ્રથિત રીતે બનાવેલો છે, જે એના દ્વારની રચના અને નકશીકામ પરથી જોઈ શકાય છે. વળી મિહરાબના અંદરના ભાગમાં લંબચોરસ છે. અર્ધવર્તુળ કે અર્ધષટ્કોણ નથી. મિહરાબના ઉપરના ભાગમાં જૈન પ્રતીક વપરાયાં છે પરંતુ એના કારણે ભારતીયતા જ અનુભવવા મળે છે મિનારામાં જવા માટે દીવાલની વચ્ચેથી સીડી કાઢેલી છે. અહીં પાંચ મિહરાબ છે અને મિંબર હિલાલખાન કાઝીની મસ્જિદ જેવો છે; જોકે આમાં મુલ્કખાનું નથી એ એની વિશેષતા ગણાય. મસ્જિદના ચોકમાં ખુલ્લો મંડપ છે, જેમાં મંદિરના થાંભલાઓનો ઉપયોગ કરેલો જોવા મળે છે.

**ચાંપાનેરની જામી મસ્જિદ**—ગુજરાતના મસ્જિદ-સ્થાપત્યનો ઉત્તમ નમૂનો એટલે ચાંપાનેરની જામી મસ્જિદ (પટ્ટ ૨૬, આ. ૪૪). ચાંપાનેર જિતાઈ ગયું તે પહેલાં મહમૂદ બેગડાએ આ મસ્જિદ બાંધવાની શરૂઆત કરાવી દીધી હોવાનું કહેવાય છે. મહમૂદની ઉમેદ મુહમ્મદાબાદને બીજું મક્કા બનાવવાની હતી, તેથી અહીં મક્કાના જેટલી જ મોટી સાત મિહરાબવાળી જામી મસ્જિદ એણે બનાવડાવી. મસ્જિદના લિવાનની પહોળાઈ કરતાં લંબાઈ બેવડી છે. એની પાછળ વધારે જનસંખ્યા સમાવવાનો ખ્યાલ રાખેલો સમજાય છે. કુલ ૧૧ મોટા ઘુંમટ-વાળી (લિવાનની દૃષ્ટિએ) આ મોટામાં મોટી મસ્જિદ કહી શકાય. સ્તંભોની આયોજના ખૂબ સુંદર છે પ્રવેશની કમાનની બંને બાજુ લગભગ ૩૨ મીટર ઊંચા મિનારા છે, જે એની સાથે સંલગ્ન દીવાલ જેટલા ઊંચા ને ઉપરથી છૂટા છે. કમાનવાળી દીવાલની ઉપરના ભાગમાં કમાનની બરાબર ઉપર ઝરૂખો કરેલો છે. પાછલી બાજુ એનો કેંદ્રભાગ આવે છે. વચ્ચેના ભાગમાં બે માળ કરીને એ વડે પ્રકાશ લાવવાનો ઊંચાઈ વધારવાનો—મહત્તા વ્યક્ત કરવાનો સજાગ પ્રયત્ન જોવા મળે છે. પ્રવેશદ્વાર ૪.૫ મીટર પહોળું છે. જમીન પર કુલ ૧૭૨ થાંભલા છે. વચ્ચેના ઘુંમટનો કલશ ૧૯ મીટર જેટલે ઊંચે છે. તળિયાનો સ્તર જમીનથી ૦.૭૫ મીટર ઊંચે છે. કેંદ્રનો માળવાળો ભાગ લગભગ ૧૬ મીટર જેટલી ઊંચાઈ સુધી લઈ જવામાં આવ્યો છે અને એ સમચોરસ છે. મિનારામાં સારું એવું નકશીકામ કરેલું છે. મિનારામાં જવાનો રસ્તો દીવાલમાંથી સીધો અંદર પેસીને તરત જ ભ્રમરી-રૂપમાં શરૂ થાય છે. અમદાવાદની મસ્જિદોની જેમ દીવાલની જાડાઈમાંથી સીધાં પગથિયાંરૂપે નહિ, પણ દીવાલના લંબાઈવાળા ભાગ-માંથી અને એ પણ કમાનની દીવાલોની બાજુમાંથી જ. આમ એની રચના જુદી પડે છે. મિનારા અમદાવાદના મસ્જિદો કરતાં કુલ બેવડા કરતાંય વધારે ઊંચા હોવા છતાં વધુ સુંદર કે ઘાટીલા અર્થાત્ નયનરમ્ય નથી, પરંતુ થોડા જડસા પ્રકારના અને અલંકૃત હોવા છતાં રૂક્ષ અને જાડા લાગે છે, જ્યારે બહારની બાજુએ ચાર ખૂણે બનાવેલા ચાર ટૂંકા કદના મિનારા ઠૂંઠા જેવા વધારે લાગે છે મસ્જિદમાં બાંધકામની પદ્ધતિમાં કમાન-નિર્માણની ઈરાની પદ્ધતિ કેંદ્રના ઘુંમટમાં સ્પષ્ટ દેખાય છે. ઘુંમટમાં અંદરની પાંસળીઓ વધુ સ્પષ્ટ અલંકૃત કરી મૂકેલી છે. ઘુંમટનું રૂપ એકસરખી જાડાઈનું છે, જેમાં ગેડાં અને કૉંક્રીટનો સુરુ ચિકર સિદ્ધહસ્ત રીતે ઉપયોગ કરવામાં આવ્યો છે. બીજા માળના ઘુંમટની છતમાં મિશ્ર પ્રકારની અસાધારણ સુંદર કોતરણી જોવા મળે છે, જેમાં ભારતીય અને ઈરાની તત્ત્વોનું સુંદર મિશ્રણ ખૂબ જ ચતુરાઈપૂર્વક થયેલું જોવા મળે છે.

અહીંની વિશેષતા એ છે કે એમાં ક્યાંય સાવ મિશ્રણ કરીને રૂપ-પ્રતીકોને સંનિલિત ન કરી દેતાં બંનેના વિસ્તાર જુદા રાખી બંને વચ્ચે આયોજના ઊભી કરી છે. મિહરાબ તુલનાત્મક દૃષ્ટિએ સાદો લાગવા છતાં પ્રમાણસરના સુશોભનોવાળો છે ને એમાંય કેંદ્રમાંનું પ્રફુલ્લ પદ્મ અને અમૃતકલશ તથા શૃંખલાઓ અસાધારણ મૃદુતાથી કંડાર્યાં છે. કેંદ્રીય મિહરાબ ખાસ્સો ઊંડો છે, જેનો ઉપરનો ભાગ નિશ્રરૂપોથી કંડાયેલ છે, મસ્જિદનાં પ્રવેશદ્વાર પણ ખૂબ જ સુંદર રીતે કોતરેલાં છે. મસ્જિદમાં સુંદર જાળીદાર મુલુકખાનું પણ છે. દીવાલમાં ૧૬ જાળીવાળી બારીઓ છે અને બીજી બંને બાજુ બબ્બે છે. મસ્જિદના બાંધકામની એક ખૂબી એ જોવા મળે છે કે અહીં પ્રચલિત ભારતીય બાંધકામ પદ્ધતિનો ઉપયોગ કરવા ઉપરાંત કેંદ્રીય ઘુંમટ બનાવવામાં કમાનદારી રચનાપદ્ધતિ(archated system)નો સમજપૂર્વક ઉપયોગ જોવા મળે છે; જોકે ચાંપાનેરમાં બીજાં મકાનોમાં પણ ક્યાંક ક્યાંક આનો ઉપયોગ જોવાય છે.

**ચાંપાનેરનો રોજો**--રોજા-સ્થાપત્યમાં સલ્તનત કાલનું શ્રેષ્ઠ સર્જન ગણી શકાય તેવો આ રોજો ચાંપાનેરમાં છે. એનો ઘુમટ પડી ગયો છે. વળી એ કંઈ ખાસ મોટો પણ નથી, અને એમાં પ્રવેશ માટે ચારે બાજુ એક એક કમાન-વાળું દ્વાર છે. કમાનની ઉપરનો ભાગ અતિસુંદર નકશીવાળો છે. આ નકશીમાં સુંદર નાનકડા ગોખની સુશોભના ઉત્તમ રીતે કરેલી છે અને સુંદર મદલોથી અલંકૃત કરેલી છે. સૌથી વધુ સુંદર તો એના સ્તંભ છે, જે અસાધારણ સુંદર કલાત્મક ગતિશીલ લચકદાર ફૂલપત્તીના રૂપાંકનથી બનાવેલ છે. અસાધારણ દક્ષતાથી કંડારેલ આ સ્તંભો આ રોજાને સ્થાપત્યના ઉત્તમ નમૂનાની હરોળમાં મૂકે છે.

**ચાંપાનેરની નગીના મસ્જિદ**--કોટથી થોડેક દૂર આ મસ્જિદ આવેલી છે. આમ તો જામી મસ્જિદ કરતાં નાની છે, પરંતુ કારીગરીની દૃષ્ટિએ સારી હોવાથી 'નગીના' નામ પડેલું છે. એના વચ્ચેના ભાગમાં કરેલા મિનારા હજી હયાત છે ને ખૂબ જ રસપૂર્વક કંડારેલા છે. એના ગોખમાં ઉત્તમ લચકદાર ફૂલપત્તાંનાં, અમદાવાદમાં જોવા મળતાં, રૂપાંકન છે.


**ખંડિયેર રોજો**—એ મસ્જિદની સામે એક ખંડિયેર રોજો છે. એમાંની જાળીઓ નામી પામી છે. એની ચારે બાજુ છ સ્તંભોવાળી આચ્છાદિત છત્રીઓ પશ્ચિમની બાજુ જરા આગળ વધારેલી છે. વચ્ચેનો ઘુંમટ ઈંટોનો બનેલો છે, જે હજુય જોવા મળે છે. આજુબાજુના નાના ઘુંમટ સાદા છે.

**મહેમદાવાદનો મુબારક સૈયદનો રોજા**—મહેમદાવાદથી બે કિલોમીટર દૂર પૂર્વ દિશામાં સોજાલી ગામ પાસે, ૧૫ મી સદીના રોજાઓમાં વધુ આકર્ષક એવો, મહમૂદ બેગડાના વજીર મુબારક સૈયદનો રોજો છે તે ઈ.સ. ૧૪૮૪ માં બનેલો છે. એના થાંભલા ઠીક ઠીક જાડા છે અને ચાર ચારના સમૂહમાં આયોજેલા છે. અંદરના બાર થાંભલા ૧૧.૭૫ મીટરના ચોરસ બનાવે છે, જેને જાળીઓથી જોડેલા છે. આ થાંભલા કેંદ્રમાંના ઘુંમટને ટેકો આપે છે. ઘુમટની રચના કમાનીકરણના પ્રકારની છે. કબરને ઢાંકનારા એ સ્તંભોની સંખ્યા ૩૬ છે. સ્તંભો નીચેથી કોતરેલા અને વચ્ચે ખૂબ સાદા છે. ઇમારત ૧.૨૫ મીટર જમીનથી ઊંચે છે અને ૩૦ મીટર સમચોરસ વિસ્તાર રોકે છે એની કમાનો-વાળી પડાળી બહુ જ સુંદર લાગે છે, જેને સરખેજના રોજા સામે સરખાવી શકાય. ઇમારત સાદી છતાં ભવ્યતાપૂર્ણ છે અને એની પ્રમાણસરતા ખાસ ધ્યાન ખેંચે તેવી છે.

**ખંભાતની ઉમર બિન અહમદ અલ કાઝરૂનીની કબર**—કબર-સ્થાપત્યની દૃષ્ટિએ જૂનામાં જૂની હયાતી ધરાવતી (ઈ.સ. ૧૩૩૩ ની) આ કબર (પટ્ટ ૨૭, આ. ૪૫) ખંભાતમાં આવેલી છે. એના ઉપર સૂરાઓ કોતરેલી છે. આ કબર એના મસ્જિદ બાંધનારની છે. કબરનું સુશોભન સારું ને સુંદર છે. એના પર અરબીમાં લેખ કોતરેલો છે.

આ વિસ્તારમાં બીજી ચાર–પાંચ કબર પણ છે.

**સીદી શહીદની મસ્જિદ**—અમદાવાદનું શ્રેષ્ઠ જાળીકામ ધરાવતી અને એથી ભારતના કલાત્મક નમૂનાઓમાં સ્થાન પામેલી આ મસ્જિદ લાલ દરવાજા પાસે આવેલી છે. રાણી સિપ્રીની મસ્જિદ જેવી નાનકડી છતાં એના જેવી જ નજાકત-વાળી આ મસ્જિદ એની મુખ્ય દીવાલ પરની સુંદર જાળીઓને લીધે સૌથી વધુ પ્રખ્યાત છે. બાંધણીની દૃષ્ટિએ એ એની કમાનની રચના, છતની રચના વગેરેને લઈને પાછળના સમયની જણાઈ આવે છે. એ રચનાપદ્ધતિમાં સારંગપુરની મસ્જિદ સાથે ઘણું સામ્ય ધરાવે છે. અકબરના સમયમાં એ પૂરી થઈ હતી એમ પણ હવે જાણવા મળે છે.[૬૨] મસ્જિદના મિનારા સાદા ષટ્કોણ આકારના છે. અંદર પ્રકાશ લાવવા માટે મુખ્ય દીવાલ પર મૂકેલી અતિશય સુંદર કોતરણીવાળી જાળીઓના કારણે એનું મહત્ત્વ વધ્યું છે ને એ દર્શનીય બની છે. મસ્જિદમાં એ સિવાય બીજી કોઈ કોતરણી નથી.

## પાદટીપ

૧. समराङ्गण, अ. १०; अपराजितपृच्छा, अ. ७२

૨. सम., अ. १८; अप., अ. ७०     ૩. सम., अ. १०; अप., पृ. १७२–१८२

૪. अप., पृ. १७९, श्लो. ४६     ૫. एजन, श्लो. ४१–४८

૬. અમદાવાદની સ્થાપના માટેનાં અન્ય કારણો માટે જુઓ ર. ભી. જોટ, 'ગુજરાતનું પાટનગર', પ્ર. ૨ અને પ્ર. ૩.

૭. એજન, પૃ. ૨૫, જુઓ ઉપર પૃ. ૫૯.

૮. ર. ભી. જોટ, 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ઇસ્લામયુગ', (ગુ. સાં. ઇ. ઇ. યુ.), ખંડ ૨, પૃ. ૫૮૩

૯. M. S. Commissariat, *History of Gujarat*, Vol. I, P. 170

૧૦. મિરાતે સિકંદરી (ગુજરાતી ભાષાંતર), પૃ. ૧૧૬, ર. ભી. જોટ, ગુ. સાં. ઈ. ઇ. યુ. ખંડ ૨, પૃ. ૬૩૧

૧૧. ર. ભી. જોટ, એજન, પૃ. ૬૩૧–૬૩૨

૧૨. વિગતો માટે જુઓ ર. ભી. જોટ, 'ગુજરાતનું પાટનગર', પૃ. ૪૨–૫૧.

૧૩. એજન, પૃ. ૪૩     ૧૪. એજન, પૃ. ૫૧     ૧૫. એજન, પૃ. ૬૧૭–૧૮

૧૬. એજન પૃ. ૬૧૮     ૧૭. એજન, પૃ. ૬૧૯     ૧૮. એજન, પૃ. ૬૨૦–૨૧

૧૯. સંદર્ભ માટે જુઓ K. F. Sompura, *Structural Temples of Gujarat*, pp. 199 ff, અને ઈ. વિ. ત્રિવેદી, 'ગુજરાતના મુસ્લિમકાલીન સંસ્કૃત અભિલેખોમાંથી મળતી માહિતી', પ્રકરણ ૬, ખંડ ૧–૨.

૨૦. K. F. Sompuaa, *op. cit.*, p. 200

૨૧. રત્નમણિરાવ ભીમરાવ, 'સોમનાથ', પૃ. ૧૬૨

૨૨. H. Cousens, *Somanāthi* and *Other Mediaeval Temples of Kathiawad, p.* 29

ડૉ. સાંકળિયા આ મંદિરનો હિરણ્યાના કાંઠે આમ્રઘટા વચ્ચે આવેલા સૂર્યમંદિર તરીકે નિર્દેશ કરે છે (*Archaeology of Gujarat*, pp. 91–92), પરંતુ આ મંદિર ત્રિવેણી પાસે આવેલું છે. એના શિખર તથા સામરણના નષ્ટ ભાગોના સ્થાને નવી રચના કરી હાલ એને પૂર્ણ આકાર આપવામાં આવ્યો છે. બર્જેસે *Architectural Antiquities of Northern Gujarat ASWI*, Vol. IX)માં જે સૂર્યમંદિરનું તલદર્શન આપ્યું છે (પૃ. ૭૪) તે પણ આ જ મંદિર છે. શ્રી ઢાંકી તથા શ્રી હરિશંકર શાસ્ત્રી એમાં મુખચતુષ્કીનું કલ્પનાયુક્ત આલેખન ઉમેરાયાનું ધારે છે ('સૂર્યમંદિર વિશેષાંક', પૃ. ૯૫, પાદટીપ), પરંતુ કાઉસેન્સે આપેલા ફોટોગ્રાફમાં મુખચતુષ્કીનો સમાવેશ થયેલો છે જ.-સં.

૨૩. K. F. Sompuaa, *op. cit.*, pp. 201 f. શ્રી મધુસૂદન ઢાંકી તથા શ્રી હરિશંકર શાસ્ત્રી ત્રિવેણી પાસેના આ મંદિરને પુરાણોક્ત અર્કસ્થલ તરીકે ઓળખાવે ને એની રચના ૧૧ મી સદીના ત્રીજા ચરણમાં થઈ હોવાનું ધારે છે ('The Chronology of tne Solanki Temples of Gujarat, *Journal of the Madhya Predesh Itihasa Parishads* No. 3; pp. 74 ff, 'પ્રભાસ-પાટણનાં પ્રાચીન સૂર્યમંદિરો', 'સૂર્યમંદિર વિશેષાંક'', પૃ. ૯૨-૯૩).

૨૪. ડૉ. સાંકળિયાએ આ મંદિરનું નિરૂપણ કર્યું નથી, શ્રી ઢાંકી તથા શ્રી હરિશંકર શાસ્ત્રીએ એનું નિરૂપણ કર્યું છે ('સૂર્યમંદિર વિશેષાંક', પૃ, ૯૪). તેઓ એને પુરાણોક્ત નાગરાદિત્યના મંદિર તરીકે ઓળખાવે છે.

૨૫. Cousens, *op. cit*, p. 30

૨૬. Cousens, *op. cit.*, pp. 47 ff: Sompura, *op. cit.*, pp. 203 f.

૨૭. Burgess and Cousens, *Architectural Antiquities of Northern Gujarat*, p. 99, Sankalia, *op. cit.*, pp. 111 f. Sompura, *op. cit.*, pp. 207 ff.

૨૮. જયંતવિજયજી, 'આબૂ', ભા. ૧, પૃ. ૬, Sompura, *op cit.*, pp. 208 f.

૨૯. Sompura, *op. cit*, p. 210

૩૦. જયંતવિજયજી, 'આબૂ', ભા. ૧, પ્ર. ૭, Sompura, *op. cit*. pp. 213 f.

૩૧. P. A. Inamdar, *Some Archaeological Finds in the Idar state*, p. 22, Sompura. *op. cit.*, pp. 214 f

૩૨. *Annual Report of the Archaeological Departmen, Baroda State*, 1928, pp. 8 f, Sompura, *op. cit.*, p. 216

૩૩. Inamder, *op. cit.*, p. 30, Sompura, *op. cit*, pp. 217 f,

૩૪-૩૭. H. Goetz. 'Pawagadh–Champaner' *Journal of the Gujarat Research Society*, Vol. XI, No. 2, pp. 54 ff., Sompura, *op. cit*, pp. 218 f.

૩૮. *Annual Report of Archaeological Department, Baroda State*, 1935-35, p. 12, Sompura, *op. cit.*, pp. 219 f.

૩૯. વિગતો માટે જુઓ Sompura, *op. cit.*, p 220, n. 58/b.



૪૦. Sompura, *op. cit.*, d. 533

૪૧. *Ibid.*, pp. 534 f.

૪૨. *Ibid.*, p. 535

૪૩-૪૭. *Ibid.*, p. 535

૪૮. *Ibid.*, p. 536

૪૯. જુઓ ગ્રંથ ૪, પૃ. ૪૮૯-૪૯૫

૫૦. જુઓ ઉપર પૃ. ૪૦૦

૫૧. જુઓ Burgess, *Archaeological Survey of Western India*, Vol.VI, pls. XXVII, XLV, LIX; પનુભાઈ ભટ્ટ, 'સુલતાનોની સ્વતંત્ર સલ્તનતની ગુજરાતમાં સ્થાપના પહેલાનું મુસ્લિમ સ્થાપત્ય', "વિદ્યાપીઠ", પુ. ૭, પૃ. ૧૬૦-૧૬૧.

૫૨. Burgess, *op. cit.*, p. 20, pl. II　　૫૩-૫૪. *Ibid.*, p. 23

૫૫. વિગતો માટે જુઓ પનુભાઈ ભટ્ટ, 'અમદાવાદની મસ્જિદોના હાલતા મિનારા', "વિદ્યાપીઠ", પુ. ૬, પૃ. ૧૨૯-૧૩૯.

૫૬. Burgess, *Muslim Architecture of Ahmedabad*, Part 1, pl. XV

૫૭. ડૉ. હરિલાલ ગૌદાની, મધુસૂદન ઢાંકી, હરિશંકર પ્રભાશંકર શાસ્ત્રી, 'મહિસાનો નંદી અને બ્રાહ્મ પ્રતિમાઓ', "સ્વાધ્યાય", પુ. ૬. પૃ. ૩૬૯

૫૮. ર. ભી. જોટ. ગુસાંઇ ઇયુ, ખંડ ૨, પૃ. ૪૯૨　　૫૯. એજન, ખંડ ૨, પૃ. ૬૦૬

૬૦. જૂનાગઢમાં હજીય ખામંધ્રોળનો દરવાજો છે.

૬૧. ર. ભી. જોટ, ગુસાંઇ ઇયુ, ખંડ ૨, પૃ. ૬૧૨

૬૨. એજન, ખંડ ૪, પૃ. ૯૩૮

*

## પ્રકરણ ૧૬

# શિલ્પકૃતિઓ

સોલંકી કાલમાં વિકસિત શિલ્પશૈલીને ૧૩ મી સદીના અંતમાં રાજ્યાશ્રય મળતો બંધ થતાં કેટલાક શિલ્પી મેવાડ વગેરે પ્રદેશમાં ગયા અને ત્યાં રાણા કુંભાના સમયમાં વિશિષ્ટ શિલ્પશૈલી પ્રગટાવી. બીજી બાજુ કેટલાક શિલ્પીઓને ગુજરાતના ધનવાન મધ્યમ વર્ગ દ્વારા પ્રોત્સાહન મળતાં એમણે ઘરમંદિરો અને ઘરસુશોભનોમાં તેમજ અરવલ્લી ગિરનાર શત્રુંજય વગેરે યાત્રાધામોમાં દેવાલયોના જીર્ણોદ્ધારમાં તથા નવાં દેવાલય બાંધવામાં પોતાની કલાનો પ્રવાહ જીવતો રાખ્યો. વળી આ શિલ્પીઓએ ગુજરાતના સુલતાનોના પ્રોત્સાહનથી મુસ્લિમ સ્થાપત્ય-કલામાં પણ નિપુણતા મેળવી અને એમાં પોતાની શિલ્પસજાવટકલા પાથરી. આથી વિશિષ્ટ પ્રકારની હિંદુ-મુસ્લિમ શિલ્પશૈલી વિકસી, જેમાં ફૂલવેલ અને ભૌમિતિક આકૃતિઓનું રૂપાંકન મનોહર બન્યું.[1]

આ વિશિષ્ટ શિલ્પશૈલીને લઈને આ સમયનું ઇસ્લામી અને નાગરિક સ્થાપત્ય મનોહર બન્યું અને દેવાલયોમાં તેમજ ઘરસુશોભનોમાં પણ એને વિશિષ્ટ સ્થાન મળ્યું. સમય જતાં એમાંથી વિશિષ્ટ પ્રકારની કાષ્ઠકલાનો વિકાસ થયો.

બારમા સૈકાના પૂર્વાર્ધથી ગુજરાતનું હિંદુ તથા જૈન મૂર્તિવિધાન વિશેષતઃ "અપરાજિત-પૃચ્છા"ને અનુસરતું હોય એમ એ સમય અને એ સમય પછીની સૈન્ય અને શૃંગાર પ્રતિમાઓ તથા ઇતર શિલ્પકૃતિઓ નીરખવાથી સ્પષ્ટ થાય છે.

ગુજરાતની મુસ્લિમ સલ્તનતના કેટલાક સુલતાનો ધર્મઝનૂની હોવાથી એ સુલતાનોના કાલમાં હિંદુ તેમજ જૈન મંદિરોનું બાંધકામ ઘણા અંશે અટકી પડયું હતું, તેથી હિંદુ તથા જૈન શિલ્પકૃતિઓનું કોતરકામ ઘણું જ ઓછું થયું, છતાં આ સમયનાં ગુજરાતનાં કેટલાંક હિંદુ રજવાડાંઓની આણ નીચેના પ્રદેશોમાં કેટલાંક હિંદુ તથા જૈન મંદિર બંધાયાં. વળી આ સમયે વાવ કૂવા કુંડ કુંડવાવ અને વાવ જેવાં લોકોપયોગી બાંધકામ મોટા પાયા પર થયાં.



જેમ મનુષ્યનું કદરૂપાપણું ઢાંકવા માટે એને સારાં શૃંગાર અને આભૂષણોથી શણગારવામાં આવે છે તેમ વાઘેલાકાલ અને એ પછીના સમયમાં કોતરાયેલ મૂર્તિઓમાં જીવંતતા ઓછી થઈ ત્યારે મૂર્તિઓના શૃંગાર વધવા લાગ્યા. વળી

એમાં સ્થાનિક તત્ત્વો પણ વધતાં ગયાં. મૂર્તિઓને ગોઠવવા માટેના ગવાક્ષોનું કોતરકામ વધારે પડતું ઝીણું અને સજાવટી બન્યું.

સાબરકાંઠા જિલ્લો ગુજરાતની સલ્તનતમાંથી ઘણે ભાગે મુક્ત રહ્યો હતો, તેથી આ કાલ દરમ્યાન ત્યાં સંખ્યાબંધ મંદિરો વાવો કુંડો કુંડવાવો, તળાવો વગેરેનાં બાંધકામ થયાં. ત્યાંનાં ઈડર વગેરે રજવાડાંઓને મેવાડ સાથે વિશેષતઃ સંબંધ હતો. પ્રસ્તુત કાલ દરમ્યાન આ જિલ્લામાં જે બાંધકામ થયાં તેઓમાં ગુજરાતમાંથી મેવાડમાં જઈ વસેલા સોમપુરા શિલ્પીઓએ મહત્ત્વનો ભાગ ભજવ્યો. રાજસ્થાનના ડુંગરપુર તલવાડા વાંસવાડા અર્થૂણા અને કેસરિયાજીમાં રહેતા સોમપુરા શિલ્પીઓના હાથ નીચે સાબરકાંઠા વિભાગમાં સલ્તનત કાલ દરમ્યાન સંખ્યાબંધ શિલ્પકૃતિઓનું સર્જન થયું.

ગુજરાતમાંથી રાજસ્થાનમાં જઈ વસેલા સોમપુરા શિલ્પીઓએ આમ તો ગુજરાતની શિલ્પ-પરંપરા જાળવી રાખી હતી, પણ એ શિલ્પીઓ ઘણો સમય રાજસ્થાનમાં રહેલ હોવાથી એમના હાથે થયેલ શિલ્પકૃતિઓમાં, ખાસ કરીને મૂર્તિઓના શૃંગાર અને આભૂષણમાં, રાજસ્થાની અસર થયેલ જોવા મળે છે. આવી અસર સજાવટી શિલ્પોમાં વિશેષ જોવા મળે છે.

ગુજરાતમાં મુસ્લિમ શાસન સ્થપાયા પછી રાજસ્થાનના ડુંગરપુર વાંસવાડા તલવાડા કેસરિયાજી વગેરે વાગડના વિભાગમાં જઈ વસેલા સોમપુરા શિલ્પીઓના હાથ એ પ્રદેશમાંથી નીકળતી નીલી મરકત શિલા (પારેવો પથ્થર) ઉપર વિશેષ જામી ગયો અને એમણે પ્રતિમાઓ મરકત શિલાઓમાંથી કોતરવા માંડી. મરકત શિલા કોતરકામમાં માખણ જેવી પોચી હોવાથી તેમજ એના પરનું કોતરકામ ઓછા પરિશ્રમે સુંવાળપ પકડતું હોઈને આવી શિલાઓમાંથી ડુંગરપુરી સોમપુરા શિલ્પીઓને હાથે આ કાલની કુલ પ્રતિમાઓના લગભગ ૪૦ ટકા જેટલી પ્રતિમાઓ મરકત શિલાઓમાંથી કોતરાયેલી હોવાનું એક સર્વેક્ષણને આધારે જણાયું છે. એ પ્રદેશમાં પણ સંખ્યાબંધ સેવ્ય અને શૃંગાર પ્રતિમાઓ કોતરાઈ.

ચંદ્રાવતી તેમજ અર્બુદ–મંડલમાં વસતા કેટલાક સોમપુરા શિલ્પીઓનો હાથ આરસના શિલ્પકામ ઉપર વિશેષ જામી ગયેલો તેમજ ગુજરાતમાં વસતા સોમપુરા શિલ્પીઓ દરેક જાતના પથ્થર ઉપર કામ કરી શકતા, આથી ગુજરાતના શિલ્પકામને સલ્તનત કાલમાં મરકત શિલામાંથી કામ કરતા ડુંગરપુરી સોમપુરા, અર્બુદ–મંડલમાં આરસ ઉપર કામ કરતા સોમપુરા અને સ્થાનિક સોમપુરા, એમ ત્રણ વર્ગના સોમપુરાઓનો લાભ મળ્યો.

સલ્તનત કાલમાં હિંદુ તેમજ જૈન મૂર્તિઓનું કોતરકામ સોલંકી કાલના હિસાબે માંડ ૨૫ ટકા જેટલું થયું હશે એમ લાગે છે. આવી શિલ્પકૃતિઓમાંની અમુક કૃતિઓ સોલંકીકાલીન પ્રણાલિકા જાળવીને થઈ હોય એમ એ કાલનાં બાંધકામ જોતાં અનુમાન કરી શકાય.

કોતરાયેલી કેટલીક હિંદુ તથા જૈન મૂર્તિઓ ગુજરાતના જુદા જુદા ભાગોમાં જોવા મળે છે. હિંદુ મૂર્તિઓમાં વિષ્ણુનાં જુદાં જુદાં અવતારી અને અંશસ્વરૂપોની મૂર્તિઓ, કૃષ્ણની મૂર્તિ, રામ લક્ષ્મણ અને જાનકીની મૂર્તિઓ, અષ્ટભુજથી માંડીને વીસભુજ વિષ્ણુમૂર્તિઓ લક્ષ્મી–નારાયણ, ઉમા–મહેશ અને બ્રહ્મા–સવિત્રીની મૂર્તિઓ વગેરે ઘણા અંશે ડુંગરપુરી મરકત શિલામાંથી કોતરાયેલ જોવા મળે છે. જૈનોના તીર્થંકર પાર્શ્વનાથની સંખ્યાબંધ મૂર્તિઓ ગુજરાતનાં જુદાં જુદાં જૈન મંદિરોમાંથી મળી આવી છે, જે આ કાલમાં કોતરાયેલી છે. આમાંની કેટલીક મૂર્તિઓની નીચે લેખ પણ કોતરાયેલા છે.

સલ્તનત કાલ દરમ્યાન કોતરાયેલી જુદા જુદા દેવોની મૂર્તિઓમાં ખંભાત નજીકના મેતપુર ગામના અંબાજીના મંદિરમાં મુકાયેલી બ્રહ્મા–સાવિત્રી તથા લક્ષ્મી–નારાયણની યુગ્મ પ્રતિમાઓ, ખેડબ્રહ્મા તાલુકાના ગઢડા–શામળાજીના મંદિરમાં મુકાયેલી શામળાજીની ૫'–૧૦" ઊંચી પ્રતિમા, ઈડર શહેર નજીકના દેલવાડા ગામની વાવમાં મુકાયેલી ત્રિવિક્રમ વિષ્ણુની પ્રતિમા જેની નીચે સંવત ૧૪૧૨-(ઈ.સ. ૧૩૫૫–૫૬)ની સાલનો ઉલ્લેખ થયેલ છે, પેટલાદના પ્રોફેસર દવેના ઘર મંદિરમાં મૂકેલ ત્રિવિક્રમ વિષ્ણુની પ્રતિમા જેની નીચે સંવત ૧૫૧૨(ઈ.સ. ૧૪૫૫–૫૬)નો લેખ કોતરાયેલ છે, પાટણ તાલુકાના અડિયા ગામના દુગ્ધેશ્વર મહાદેવના મંદિરની બાજુની દીવાલમાં મુકાયેલ ઉમા–મહેશની યુગ્મ પ્રતિમા અને ગંગાજીની વાડીની ચતુર્દશભુજ વિષ્ણુપ્રતિમા ખાસ નોંધવાલાયક ગણાય.

પ્રભાસપાટણ અને થાનનાં સૂર્યમંદિર, જૂના ડીસા ગામમાં આવેલ સિદ્ધાંબિકા માતાનું મંદિર, સાબરકાંઠા જિલ્લાના વિજયનગર નજીકના જંગલમાં આવેલાં શિવશક્તિ તથા વિષ્ણુ પંચાયતન મંદિર, ગઢવાડામાં આવેલાં કંટીવાસ નજીકનાં વિષ્ણુ તથા શૈવ મંદિર, ખેડબ્રહ્મા તાલુકાના મોટા પોશીનાનું નીલકંઠેશ્વર મહાદેવનું મંદિર, વડનગરનું હાટકેશ્વર મહાદેવનું મંદિર, જૂનાગઢના દામોદર કુંડના કાંઠા ઉપરના દામોદરજીના મંદિરનો કેટલોક ભાગ, પંચમહાલ જિલ્લાના સંતરામપુરમાં આવેલ વિષ્ણુમંદિર તથા શિવમંદિર, ઝાલાવાડના ધ્રાંગધ્રા વિભાગમાં આવેલ જૂની કંકાવટીનગરીનું સંગાલેશ્વર મહાદેવનું શિવમંદિર, શત્રુંજય ગિરનાર

અને તળાજાની ટેકરીઓ ઉપરનાં કેટલાંક જૈન મંદિરો વગેરે ઉપરનું શિલ્પકામ તેમ રૂપકામ ખાસ નેધપાત્ર ગણાય.

આ કાલની વાવોમાં હિંદુ દેવ-દેવીઓ તેમજ માનવો કે પ્રાણીઓનાં શિલ્પ કોતરવાનો રિવાજ લગભગ બંધ થઈ ગયો હતો, છતાં કોઈ કોઈ વાવમાં તથા શૃંગારકક્ષાનાં કક્ષાસનોની વેદિકાઓમાં કેટલીક નાની દેવમૂર્તિઓ કોતરાયેલી જોવા મળે છે. અડાલજની વાવની ભમતીની દ્વારશાખા ઉપર કોતરાયેલ નવગ્રહોનો પટ્ટ તથા વેદિકાઓ ઉપર કોતરાયેલ દેવમૂર્તિઓ આ વાતની સાક્ષી આપે છે. આ સમયની કોઈ કોઈ વાવના ગવાક્ષોમાં વાઘની નાની શિલ્પકૃતિઓ કોતરાયેલ જોવા મળે છે. અડાલજની વાવનાં આવી કેટલીક શિલ્પકૃતિઓ દેખાય છે.

સોલંકી કાલથી શિલ્પસમૃદ્ધ બનેલ ગુજરાતે શિલ્પકામ માટે વાવ કૂવા કુંડ કુંડવાવ તળાવના ઓવારા-પુરદ્વારો તોરણો ચોકીઓ પરબડીઓ પરબો સમાધિ-મંદિરો મહાલયો વગેરેમાં અનેકવિધ શિલ્પકામ કર્યું છે. એ કાલના બચી ગયેલા નમૂના જોતાં એ સમયની ગુજરાતની શિલ્પસમૃદ્ધિનો ખ્યાલ આવી શકે છે.

### દેવપ્રતિમાઓ

આ કાલની, ખાસ કરીને ૧૪ મી સદીની, દેવ-પ્રતિમાઓ સોલંકી પરંપરાને અનુસરતી જણાય છે, પણ ૧૫ મી સદીથી એનાં લોકકલાનાં તત્ત્વ ઉમેરતાં જોવા મળે છે. આ લોકકલાનાં તત્ત્વ ૧૨ મીથી ૧૫ મી સદીઓ દરમ્યાન ગુજરાતનાં રાજપૂત રાજ્યોના વિસ્તારમાં મળી આવતા, વિશેષતઃ વડનગર ડભોઈ અને સૌરાષ્ટ્રના, સંખ્યાબંધ પાળિયાઓ પર જોવા મળે છે.[2]

દેવતાઓ અને વિશિષ્ટ વ્યક્તિઓની માનવ-આકૃતિઓનાં શિલ્પ નાજુક અને સુંદર બન્યાં છે, પણ એમાં દેહની સપ્રમાણતા અને આભૂષણોના ઘાટ બરાબર સમજને ઉપસાવેલા જોવા મળતા નથી; દા.ત. આ સમયના મુકુટ હવે નોકદાર ટોપી જેવા બનતા જાય છે અને કુંડળ પણ કાન કરતાં ઘણા મોટા કદનાં બન્યાં છે.[3]

અહીં દૃષ્ટાંતરૂપે કેટલાંક મૂર્તિશિલ્પોનું વર્ણન પ્રસ્તુત છે :

ખંભાતના રણછોડજી મંદિરમાંથી મળેલી અને સ્થાનિક આર્ટ્સ અને સાયન્સ કૉલેજના મ્યુઝિયમમાં સુરક્ષિત બ્રહ્મા-સાવિત્રીની ત્રણ પ્રતિમાઓ પૈકીની એક ૧૪ મી સદીનો લેખ ધરાવે છે. સફેદ આરસમાંથી કંડારેલા આ પ્રતિમામાં લલિતાસનમાં બેઠેલા બ્રહ્માના ડાબા ખોળામાં સાવિત્રી બેઠેલ છે. બ્રહ્મા એ નીચેના ડાબા હાથ વડે સાવિત્રીને આલિંગન આપ્યું છે. એમણે ઉપલા ડાબા હાથમાં પુસ્તક, જમણા હાથમાં સ્રુવ અને નીચલા જમણા હાથમાં કમંડળ ધારણ કર્યાં છે. દ્વિભુજ

સાવિત્રીએ જમણા હાથ વડે બ્રહ્માને આલિંગન આપ્યું છે, જ્યારે ડાબા હાથમાં કમળકળી ધારણ કરી છે. મૂર્તિની નીચેના ભાગમાં ડાબી બાજુએ વાહન હંસ કંડારેલ છે. બ્રહ્મ–સાવિત્રી બંનેએ ભારે અલંકાર ધારણ કર્યા છે.

ખંભાતની નાની પોળમાં વીરેશ્વર મંદિરમાં ઉમામહેશ્વરની મનોહર મૂર્તિ (પટ્ટ ૨૮, આ. ૪૬) જોવા મળે છે. લલિતાસનમાં બેઠેલા શિવના ડાબા ઉત્સંગમાં દ્વિભુજ પાર્વતી બેઠાં છે. શિવે એમના ઉપલા હાથમાં ત્રિશૂલ અને ડાબા હાથમાં સર્પફેણ ધારણ કરેલ છે. એમના નીચલા જમણા હાથમાં બીજપૂરક છે, જ્યારે નીચલા ડાબા હાથ વડે પાર્વતીને આલિંગન આપ્યું છે. પાર્વતીના ડાબા હાથમાં દર્પણ છે અને જમણો હાથ શિવના ખભા પર ટેકવેલો છે. શિવે જટા-મુકુટ અને પાર્વતીએ મુકુટ ધારણ કર્યો છે. બંનેએ કંઠે, કટિ પર, હાથે અને પગે અલંકાર ધારણ કર્યા છે. નંદી પણ અલંકારોથી વિભૂષિત છે. દેવનાં બંને બાજુએ એક એક અનુચર ઊભો છે.[૪] આ પ્રતિમા ૧૪ મી સદીની હોવાનું જણાય છે.

સાબરકાંઠા જિલ્લામાં પોળોના વનવિસ્તારમાં આવેલ અભાપુરના સારણેશ્વર મંદિરમાં એક ગવાક્ષમાં અંધકાસુરવધ કરતા શિવની મૂર્તિ કંડારેલી છે (પટ્ટ ૨૯, આ. ૪૭). દેવ પોતાના ચાર હાથ પૈકી ઉપલા ડાબા અને નીચલા જમણા હાથ વડે પકડેલા ત્રિશૂળથી રાક્ષસને મારતા જણાય છે. એમના ઉપલા જમણા હાથમાં સર્પ છે, જ્યારે નીચલો ડાબો હાથ ખંડિત છે. શિવે ડાબો પગ એક રાક્ષસના માથા પર મૂક્યો છે. એ રાક્ષસે અને એની બાજુમાં ઊભેલા બીજા રાક્ષસે શિવની તરફ પોતાનાં આયુધ ઉગામેલાં છે. શિવના દેહને ગતિયુક્ત બનાવવામાં કલાકારને સફળતા મળી છે.

આ વિસ્તારમાં આવેલા આતરસૂંબા પાસેના સૂર્યમંદિરની દીવાલ પર તાંડવ કરતા શિવનું ઘણી જગ્યાએથી ખંડિત અને ખવાઈ ગયેલું શિલ્પ છે. એમાં દેવની દેહછટા એમનું સામર્થ્ય વ્યક્ત કરે છે.

આ વિસ્તારના અભાપુરના શિવશક્તિમંદિરમાં એક સ્તંભ પર ચતુર્ભુજ ત્રિનેત્રધારી શિવની ઊભી મૂર્તિ નોંધપાત્ર છે (પટ્ટ ૨૯, આ. ૪૮). એમના મસ્તક પર કરંડ–મુકુટ છે. દેવના ઉપલા જમણા હાથમાં દંડ અને ડાબા હાથમાં સંભવતઃ ત્રિશૂલ છે. નીચલા ડાબા હાથે પકડેલા પત્ર પર જમણા નીચલા હાથ વડે શિવ લખી રહ્યા છે. શિવના ડાબા હાથે સર્પ વીંટળાયેલો છે, કર્ણ કંઠ કટિ કર અને પગ પર ભારે અલંકારો જોવા મળે છે. દેવના જમણા પગ પાસે એમના વાહન નંદીની નાની આકૃતિ કંડારેલી છે. પત્ર લખતા શિવનું આ શિલ્પ ગુજરાતમાં અને કદાચ ભારતભરમાં વિરલ છે.

ખંભાતની આર્ટ્સ અને કૉમર્સ કૉલેજના મ્યુઝિયમમાં સંગૃહીત વિષ્ણુની ૧૪મી સદીની એક પ્રતિમા નોંધપાત્ર છે. મુખાકૃતિનો ડાબો ભાગ અને પગનો વચલો ભાગ તૂટી ગયો છે. વિષ્ણુ સીધા સમપાદ સ્થિતિમાં ઊભા છે. ઉપલા જમણા હાથમાં ગદા અને ડાબા હાથમાં ચક્ર ધારણ કરેલ છે. નીચલો જમણો હાથ પદ્મયુક્ત અભય મુદ્રામાં છે, જ્યારે ડાબા હાથમાં શંખ ધારણ કર્યો છે. આ પ્રકાર વિષ્ણુનું ત્રિવિક્રમ સ્વરૂપ સૂચવે છે, જે ગુજરાતમાં 'રણછોડજી' તરીકે ઓળખાય છે. દેવે માથા પર કિરીટ-મુકુટ ધારણ કર્યો નથી, પણ એમના વાળ જટાબંધ શૈલીએ બાંધ્યા છે, જેની શેરોમાં મુક્તામાળાઓ ગૂંથેલી છે. દેવે ભારે રત્નકુંડળ પહેર્યાં છે, કંઠહાર કંકણ કટિબંધ કટિમેખલા અને યજ્ઞોપવીત ધારણ કરેલ છે. એમની છાતી ઉપર કૌસ્તુભ મણિનું ચિહ્ન કોરેલું છે. વિષ્ણુની જમણી બાજુએ નીચેના ભાગમાં કોઈ દેવીની આકૃતિ કંડારેલી છે, જેનું કેવળ અર્ધું મસ્તક જોવા મળે છે. દેવીનો કેશકલાપ વિશિષ્ટ રીતે ગૂંથેલો છે. મૂર્તિમાં વિષ્ણુની ડાબી બાજુનો ભાગ નષ્ટ થયો છે, જેમાં સંભવતઃ પ્રતિહારીની આકૃતિ કંડારેલી હશે. ત્રિવિક્રમ વિષ્ણુની કોઈ મંદિરમાં સ્થાપેલી આ સેવ્ય પ્રતિમા હોવાનું જણાય છે.

વડનગરના હાટકેશ્વર મંદિરમાં મત્સ્યાવતાર વિષ્ણુનું શિલ્પ છે, તે એના શાસ્ત્રીય પ્રતિમા-વિધાનનો સરસ નમૂનો પૂરો પાડે છે. આમાં જંઘા સુધીનો ભાગ મનુષ્યાકાર અને એની નીચેનો ભાગ મત્સ્યાકાર બનાવ્યો છે. ચાર હાથ ધરાવતા દેવના ઉપલા જમણા હાથમાં ગદા અને ડાબા હાથમાં ચક્ર છે, જ્યારે નીચલો જમણો હાથ શંખયુક્ત વરદ મુદ્રામાં અને ડાબો હાથ પદ્મયુક્ત વરદ મુદ્રામાં છે. દેવનો મનુષ્યદેહ વિષ્ણુના બધા અલંકારોથી અને કિરીટ-મુકુટથી સુશોભિત છે. વિષ્ણુએ નીચલા શંખયુક્ત હાથ વડે નીચે હાથ જોડીને બેઠેલા ભક્તનો સ્પર્શ કર્યો છે.

અમદાવાદના ગુજરાત વિદ્યાસભા અને ભો. જે. વિદ્યાભવનના પુરાવસ્તુ-સંગ્રહાલયમાં સંગૃહીત દશાવતાર વિષ્ણુની શ્યામશિલાપ્રતિમા (પટ્ટ ૩૦, આ. ૪૯) વિશિષ્ટ છે. ચતુર્ભુજ વિષ્ણુના ઉપલા જમણા હાથમાં ગદા અને ઉપલા ડાબા હાથમાં ચક્ર છે. નીચલો જમણો હાથ વરદ મુદ્રામાં છે. એમની હથેળી ખંડિત હોઈ એમાં પદ્મચિહ્ન દેખાતું નથી. નીચલો ડાબો હાથ પૂરો ખંડિત છે. દેવના મસ્તક ફરતું કમલાકૃતિ પ્રભામંડલ જોવા મળે છે. એમણે મસ્તક પર કિરીટ-મુકુટ, કાનમાં કુંડલ, ગળામાં વનમાળા અને હાર, યજ્ઞોપવીત, બાજુબંધ કાંડા પર બેરખા, છાતી પર કૌસ્તુભ-લાંછન, કેડ પર કટિબંધ અને કટિમેખલા ધારણ કરેલ છે.

નીચેના ભાગમાં એમની પરિવાર દેવતાઓ નાના કદમાં કંડારેલી છે વિષ્ણુની બે બાજુએ નાના પાંચ પાંચ ચોરસમાં દસ અવતારોનાં શિલ્પ કંડારેલાં છે, જેમાંનો ક્રમ એકાંતરે જમણો–ડાબો એમ ફરતો રહે છે. જમણી બાજુ નીચેથી મત્સ્ય સ્વરૂપે મત્સ્યાવતાર, એની ઉપર અનુક્રમે ચતુર્ભુજ વરાહ અવતાર, દ્વિભુજ ગદાધારી વામન અવતાર, એની ઉપર બે હાથવાળા પરશુધારી પરશુરામ અને છેક ઉપર યોગમુદ્રામાં બુદ્ધ બેઠેલા છે, જ્યારે ડાબી બાજુ નીચે કૂર્માવતાર-સૂચક કાચબો, એની ઉપર ચાર હાથવાળા નૃસિંહ, એની પર ધનુર્ધારી રામ, એની ઉપર દંડધારી કૃષ્ણ અને એની ઉપર ઘોડેસવાર કલ્કિની આકૃતિ કંડારેલી છે. સમગ્ર શિલ્પ સેવ્ય પ્રતિમા હોવાનું સૂચન કરે છે. આ મૂર્તિ ૧૪ મી સદીની હોવાનું જણાય છે

સૌરાષ્ટ્ર યુનિવર્સિટી(રાજકોટ)ના ઇતિહાસ–વિભાગમાં સુરક્ષિત વાસુદેવ-(વેણુગોપાલ)નું પાષાણ–શિલ્પ નોંધપાત્ર છે (પટ્ટ ૩૦, આ ૫૦). આમાં વાસુદેવ કૃષ્ણનું વિષ્ણુના અવતાર તરીકે નિરૂપણ થયેલું છે. કૃષ્ણને ચાર હાથ છે તે પૈકીના આગળના બે હાથ વડે મોરલી ધારણ કરી છે, પાછળના ડાબા હાથમાં શંખ અને જમણા હાથમાં ચક્ર છે. કૃષ્ણની બંને બાજુ નાના કદનો એક એક ગોપ ઊભેલો છે. એમાં ડાબી બાજુના ગોપના મસ્તકની ઉપરના ભાગમાં ગદા કંડાયેલી છે. વિષ્ણુના હાથમાં પદ્મ હોય છે એમ માની અહીં એ અધ્યાહાર રખાયું જણાય છે. કૃષ્ણના ડાબા સ્કંધ પાસે બીન નામનું વાજિંત્ર કંડારેલું છે. કૃષ્ણનો ડાબો પગ, જે જમણી બાજુએ લંબાવીને આગળના પહોંચા પર ટેકવેલો છે, તેની પાસે કૃષ્ણનાં પ્રિય ગેડી-દડો જોવા મળે છે. મુરલી પકડેલા બે હાથની વચ્ચે રણશીંગું લાગે છે. કૃષ્ણના મસ્તક પર ટોપી જેવા ઘાટનો મુકુટ છે. એમની ડાબી બાજુએ નીચેના ભાગમાં ગાય ઊંચું મુખ રાખીને વેણુનાદ સાંભળતી બતાવી છે. કૃષ્ણ એને હાથથી સ્પર્શી રહ્યા છે. બંને બાજુના ગોપ હાથ જોડીને સ્તુતિ કરતા ઊભા છે. કૃષ્ણના મુખ પર સંમોહક હાસ્ય અને ગાય તથા ગોવાળનાં મુખો પર આત્મસમર્પણના ભાવ અભિવ્યક્ત થયા છે. મૂર્તિની પાછળના ભાગમાં વિ. સં. ૧૫૯૭ નો લેખ કોતરેલો છે. કૃષ્ણ અને ગોવાળોની મુખાકૃતિ, તેમનાં વેશભૂષા, કૃષ્ણનો મુકુટ વગેરે પર લોકકલાનો પ્રભાવ સ્પષ્ટપણે જોવા મળે છે.૫

કિશનગઢ(જિ. સાબરકાંઠા)માં આવેલા એક નાના મંદિરની છતમાં સંભવત:  ૧૫ મી સદીનું નાગદમનનું શિલ્પ અંકિત થયું છે. એના મધ્ય ભાગમાં ચાર હાથવાળા કૃષ્ણ નાગની પીઠ પર સવાર થયેલા જોવા મળે છે. નાગનું ઉત્તમાંગ મનુષ્યનું છે. એનું લાંબું સર્પપુચ્છ કૃષ્ણ અને નાગને મધ્યમાં રાખીને એમને ફરતાં ગ્રંથિયુક્ત સુંદર આવર્તન રચે છે. કૃષ્ણ અને નાગને ફરતી અને નાગનાં

આવર્તનો સાથે પોતાનાં સર્પાકાર અંગોથી મનોહર રીતે ગૂંથાયેલી અને નાગણી પણ ઉત્તમાંગ માનવનું ધરાવે છે. નાગ અને નાગણીઓએ હાથ જોડેલા છે. સમગ્ર દૃશ્ય કલાત્મક અને રમ્ય લાગે છે.[૬]

ધોળકાના વરાહમંદિરમાં રાખેલી આરસની ગરુડમૂર્તિ નોંધપાત્ર છે. વિ.સં. ૧૪૧૪(ઈ.સ. ૧૩૫૭–૫૮)ની સાલનો લેખ ધરાવતી આ મૂર્તિમાં વીરાસનમાં બેઠેલા ગરુડે હાથ જોડેલા છે. એણે સર્પનું કટિસૂત્ર અને કંઠહાર ધારણ કરેલ છે. એનાં ભારે જડબાં ૧૪ મી–૧૫ મી સદીની જૈન પ્રતિમાઓમાં જોવા મળતા આ પ્રકારના વલણ તરફ નિર્દેશ કરે છે.[૬અ]

આ કાલની સૂર્યમૂર્તિઓ જૂજ સંખ્યામાં મળી આવે છે. એમાં વંથળીનું સૂર્યપરિકર અને વાવડીની સૂર્યસૂર્યાણીની પ્રતિમા નોંધપાત્ર છે.

વંથળી( જિ. જૂનાગઢ)માંથી મળી આવેલ ત્રણ ટુકડે વહેંચાયેલ સૂર્યપરિકર જૂનાગઢ મ્યુઝિયમમાં સુરક્ષિત છે. પરિકરમાં ૧૧ સૂર્ય કંડારેલ છે. ઉપરના ભાગમાં મધ્ય ગોળમાં કંડારેલા મુખ્ય સૂર્યને છ હસ્ત છે, જેમાંના એકમાં વરદ મુદ્રા, બીજા પાંચમા તથા છઠ્ઠામાં પદ્મ, ત્રીજામાં કંઈક અસ્પષ્ટ અને ચોથામાં બિજોરું છે. સૂર્ય સાત અશ્વો વડે ખેંચાતા રથમાં ઉત્કટાસનમાં બેઠેલ છે. સૂર્યના બંને બાજુએ ગોખની બહારના ભાગમાં અંધકારનું ભેદન કરતી ઉષા અને પ્રત્યુષાની આકૃતિઓ કોરેલી છે. એમની બાજુના ગોખમાં સમભંગ ઊભેલા સૂર્ય છે. એમના પગ પાસે બંને તરફ પ્રતિહાર ઊભા છે. ઘંટિકાના શિલ્પ નીચેના ગોખમાં પણ સૂર્ય કંડારેલા છે. એની બાજુમાં બહારના ભાગમાં બંને તરફ અપ્સરાઓ અને મકરમુખ કોતરેલાં છે. પરિકરના મધ્યભાગથી સહેજ બંને બાજુના બબ્બે ગોખમાં એકેક સૂર્ય છે, એમાંના નીચેના ગોખની બહાર બે દેવાંગના પ્રાર્થના મુદ્રામાં જોવા મળે છે. સમગ્ર પરિકરને ફૂલવેલની ભાતથી સજાવેલું છે. આ સજાવટ અને પરિકર પરના લેખના લિપિ-મરોડ પરથી આ શિલ્પ ૧૪ મી સદીનું હોવાનું મનાય છે.[૭]

જૂનાગઢ મ્યુઝિયમમાં આ ઉપરાંત ૧૪ મી સદીના મનાતા બીજા બે સૂર્ય-પરિકર પણ સચવાયા છે.[૮]



રાજકોટ જિલ્લામાં ભાયાવદર પાસે આવેલા વાવડી ગામમાંથી મળી આવેલી અને રાજકોટના વૉટ્સન મ્યુઝિયમમાં સુરક્ષિત સૂર્ય અને સૂર્યાણીની બે મૂર્તિ ઉત્તર-મધ્યકાલની આથમતી કલાનું સ્વરૂપ દર્શાવે છે. સૂર્યની મૂર્તિ સમભંગ સ્થિતિમાં છે. દેવના મસ્તક પર અષ્ટકોણ કિરીટ–મુકુટ, કાનમાં કુંડળ, બંને હાથમાં પૂર્ણ વિકસિત પદ્મ, ગળામાં મુક્તામાળા, અંગ ઉપર આખું

ઉત્તરીય અને કટિ પર સરસ રીતે ગોઠવેલું કટિવસ્ત્ર, એના પરની કટિમેખલા અને પગમાં ઘૂંટણ સુધીનાં ઉપાન શોભે છે. દેવના મુખ પર પ્રશાંત ભાવ પ્રસરી રહ્યો છે. મસ્તકના પાછળના ભાગમાં પ્રભાવલી આલેખાઈ નથી. સૂર્યના પરિવાર દેવતાઓમાં પગ પાસે જમણી બાજુએ દેવી નિક્ષુભા તથા પ્રતિહારી પિંગળની અને ડાબી બાજુએ દેવી રાજ્ઞી અને પ્રતિહારી દંડની નાની આકૃતિઓ કંડારેલી છે. નિક્ષુભાના ડાબા હાથમાં અને રાજ્ઞીના જમણા હાથમાં મૃણાલદંડ શોભે છે.

સૂર્યાણીની મૂર્તિ પણ સમભંગમાં છે. દેવીના શિર પર અષ્ટકોણ કિરીટ-મુકુટ, ખભા સુધી લટકતાં સુંદર કર્ણપુર, કંઠમાં મુક્તામાળા, પીન પયોધરો વચ્ચે આકર્ષક રીતે ગોઠવાયેલાં ઉત્તરીય, કટિવસ્ત્ર અને એની પરની કટિમેખલા, જમણા હાથમાં પૂર્ણ વિકસિત પદ્મ અને ડાબા હાથમાં કલશ છે. દેવીના હાથમાં બિજોરાને બદલે કળશનું આલેખન કર્યું છે તે વિશિષ્ટ છે. દેવીના મુખ પર સૌમ્યતાનો ભાવ પ્રસરતો જોવા મળે છે. એની બંને બાજુમાં કંડારેલી પદ્મધારી પ્રતિહારી તથા પરિચારિકાઓની આકૃતિઓ સુંદરતામાં વધારો કરે છે.

લક્ષણોની દૃષ્ટિએ આ મૂર્તિઓ ઈ.સ.ની ૧૪ મી સદીના અંતની કે ૧૫ મી સદીની હોવાનું મનાય છે.[૯]

થાનના જૂના સૂર્યમંદિરમાં શ્યામ શિલાની બનેલી સૂર્ય સંજ્ઞા અને છાયાની ત્રણ પ્રતિમાઓ મનોહર છે. ત્રણેય દેવતાઓએ પોતાના બંને હાથમાં કમળ–નાળ ધારણ કરેલ છે. સૂર્યના મસ્તકને ફરતું પ્રભામંડળ કંડારેલું છે. આ પ્રતિમાઓની આજે પૂજા થતી હોવાથી એમની મૂળ વેશભૂષા અર્વાચીન વસ્ત્રો નીચે ઢંકાઈ જાય છે.

પ્રભાસપાટણમાં આ કાલનાં મનાતાં બે સૂર્યમંદિરોની દીવાલો પર સૂર્યની પરંપરાગત શૈલીનાં મૂર્તિઓ ચોડેલી જોવા મળે છે. અહીંથી મળેલી કેટલીક સૂર્યપ્રતિમાઓ પ્રભાસપાટણ મ્યુઝિયમમાં સુરક્ષિત છે. આ બધી મૂર્તિઓ ખંડિત અવસ્થામાં છે.

પોળો વિસ્તારના અભાપુરના શિવશક્તિ મંદિરમાંથી મળેલા સ્તંભો પર કંડારેલાં સપ્ત માતૃકાઓ પૈકીના બ્રાહ્મી અને વૈષ્ણવીનાં મૂર્તિશિલ્પ નોંધપાત્ર છે. બ્રાહ્મી (પટ્ટ ૩૧, આ. ૫૧)ના ડાબા ઉપલા હાથમાં પુસ્તક અને નીચલા હાથમાં કમંડળ છે, જ્યારે જમણો ઉપલો હાથ ખંડિત છે, જેમાં સ્રુવ ધારણ કર્યું હોવાનું જણાય છે. નીચલો હાથ વરદ મુદ્રામાં છે. વૈષ્ણવી (પટ્ટ ૩૧, આ. ૫૨)ના ચાર હાથ પૈકીના ત્રણ ખંડિત છે. નીચલો જમણો હાથ પદ્મ-

યુક્ત વરદ મુદ્રામાં છે, જ્યારે જમણા ઉપલા હાથમાં કંઈક અસ્પષ્ટ, ડાબા ઉપલા હાથમાં ગદા અને નીચલા હાથમાં શંખ હોવાનું જણાય છે. બ્રાહ્મી અને વૈષ્ણવી બંનેએ કરંડમુકુટ ધારણ કર્યા છે. વૈષ્ણવીના ભાલમાં બિંદી જોવા મળે છે. બંનેનાં નેત્ર વિસ્ફારિત છે. વૈષ્ણવીએ કાનમાં રત્નકુંડળ ધારણ કર્યાં છે. બંનેએ અનેક સેરના હાર બાજુબંધ વલય કટિબંધ કટિમેખલા અને નૂપુર ધારણ કર્યાં છે. આમાં બ્રાહ્મીના અલંકારોનું વૈવિધ્ય અને રૂપાંકન મનોહર છે. બંનેએ અધોવસ્ત્ર ધારણ કર્યું છે અને જંઘા પર પ્રચલિત પદ્ધતિ અનુસાર દુપટ્ટો બાંધેલો છે. બ્રાહ્મીની ડાબી બાજુએ હાથી મોર વાનર વગેરે અને વૈષ્ણવીની જમણી બાજુએ સિંહવ્યાલ વગેરે રૂપાંકન કંડારેલાં છે

૧૪ મી સદીની હોવાની મનાતી એક અષ્ટભુજ ગૌરીની પ્રતિમા ખંભાતના કુમારેશ્વર મંદિરના ગોખમાં જોવા મળે છે. મૂર્તિના જમણી બાજુના ઉપલા બે હાથ ખંડિત છે. નીચેના બે હાથ પૈકી એકમાં પુસ્તક જેવું અને બીજામાં વરદમુદ્રા અને અક્ષમાલા જોવા મળે છે. ડાબી બાજુના સૌથી ઉપલા હાથમાં ચક્ર અને સૌથી નીચલા હાથમાં બીજપૂરક છે. વચ્ચેના બંને હાથ ખંડિત છે. કુંડળ કંઠહાર એકાવલી બાજુબંધ વલય કટિમેખલા નૂપુર વગેરે અલંકારોથી સુશોભિત દેવીની બંને બાજુએ કિંનરો અને ગંધર્વોની નાની નાની આકૃતિઓ છે. નીચેના ભાગમાં વાહન તરીકે નંદી કંડારેલો છે.[૧૦]

ધોળકામાંથી મળેલી મહિષાસુરમર્દિનીની મૂર્તિ વિ. સં. ૧૬૧૪(ઈ.સ. ૧૫૫૭–૫૮)નો લેખ ધરાવે છે. ષડ્ભુજાયુક્ત દેવી ખૂબ ભારે અલંકારોથી સુશોભિત છે. એના જમણી બાજુના ઉપલા હાથમાં ખડ્ગ, વચ્ચેના હાથમાં ચક્ર અને નીચલા હાથમાં ત્રિશૂળ છે, જ્યારે ડાબી બાજુના ઉપલા હાથમાં કપાલ, વચ્ચેના હાથમાં ઘંટ અને નીચલા હાથ વડે મહિષાસુરના માથાના વાળ પકડેલા છે.[૧૧]

વડોદરા મ્યુઝિયમમાં મહિષમર્દિની દુર્ગાની પિત્તળની પ્રતિમા આનું સરસ દૃષ્ટાંત છે. આમાં દેવીની આકૃતિ પ્રાચીન નમૂના પરથી કરેલી નકલરૂપ છે, પણ અંગોમાં ગતિ, અધોવસ્ત્ર અને ઉત્તરીયનું ઊડવું અને ઢાલ પકડવાની છટા નવીન છે. વળી દેવીને ફરતી કમાનમાં ડાબી–જમણી બાજુની સજાવટ પરંપરાગત છે, પણ ઉપરના કમાનાકારમાં મૂલતઃ કીર્તિમુખ થતાં હતાં તેઓનું સ્થાન અહીં પાંદડાંએ લીધું છે. આ શિલ્પ પર રાજસ્થાનમાં રાણા કુંભાના સમયમાં વિકસેલી શિલ્પશૈલીનો સ્પષ્ટ પ્રભાવ જોવા મળે છે.[૧૨]


ખંભાતની આર્ટ્સ અને સાયન્સ કૉલેજના સંગ્રહાલયમાં સફેદ આરસની દ્વિભુજ સરસ્વતીની બેઠેલી પ્રતિમા સુરક્ષિત છે (પટ્ટ ૩૨, આ. ૫૩). દેવી બંને હાથ

વડે વીણા વગાડે છે. એના કમલાસનને વાહન હંસે ધારણ કર્યું છે. નીચેના ભાગમાં ચમર-ધારિણીની મનોહર આકૃતિ કંડારેલી છે, જેનો ડાબો હાથ ખંડિત છે. સુઘડ કોતરણી અને રૂપાંકન-પદ્ધતિ પરથી આ પ્રતિમા ૧૪ મી સદીની હોવાનું જણાય છે.

પ્રસ્તુત કાલની રક્ત ચામુંડાની બે પ્રતિમા જાણવા મળી છે.

ઝાલાઓની જૂની રાજધાની કંકાવટી(જિ. સુરેંદ્રનગર)ના શિવમંદિરમાં રક્ત ચામુંડાની નાની મૂર્તિ છે. ષડ્ભુજા દેવીના ઉપલા જમણા હાથમાં સંભવતઃ ચક્ર અને ડાબા હાથમાં માંસનો ટુકડો છે, જ્યારે મધ્યના ડાબા હાથમાં રક્તપાત્ર(કપાલ) પકડ્યું છે ને જમણા હાથે એમાં માંસનો ટુકડો બોળેલો જણાય છે. નીચલા જમણા હાથે પાશ અને ડાબા હાથે ખટ્વાંગ ધારણ કરેલ છે. મસ્તક પર મુકુટ, કાનમાં રત્નકુંડળ, હાથમાં વલય અને પગમાં નૂપુર છે. ઊભેલ દેવીના પગ પાછળ શબ પડ્યું છે. કૃશોદરી દેવીનાં આંતરડાં અને બધા સ્નાયુ ઉપસાવીને બતાવ્યા છે. દેવીની આંખો ક્રોધ ભરી બહાર ઊપસી આવી છે. દેવીની પાછળ વાહન તરીકે પશુ ઊભેલું છે, પણ એનું મુખ ખંડિત હોવાથી એ ઓળખી શકાતું નથી. દેવીએ અધોવસ્ત્ર પહેરેલું જણાય છે. રક્તચામુંડાની આ પ્રતિમા સંભવતઃ ગુજરાતમાંથી મળેલી આ પ્રકારની પહેલી પ્રતિમા છે.

પોળો વિસ્તારમાં આવેલા સારણેશ્વર મંદિરમાંથી ચતુર્ભુજ રક્ત ચામુંડાની મૂર્તિ મળી આવી છે (પટ્ટ ૩૨ આ. ૫૪). દેવીએ ઉપલા જમણા હાથમાં વજ્ર અને નીચલા ડાબા હાથમાં ખટ્વાંગ ધારણ કરેલ છે, ઉપલા ડાબા હાથ વડે રક્તપાત્ર પકડ્યું છે ને નીચલા જમણા હાથ વડે એ માંસનો ટુકડો ખાય છે. દેવીએ જટામુકુટ બાજુબંધ વલય, પગનાં કડાં લાંબી મુંડમાલા ધારણ કરેલ છે. વળી અધોવસ્ત્ર પણ પહેરેલું જણાય છે. દેવીના પેટે ઊંડો ખાડો પડ્યો છે ને પાંસળાં સ્પષ્ટપણે દર્શાવવામાં આવ્યાં છે. પગ પાછળ શબ પડ્યું છે. ડાબી બાજુએ નીચેના ભાગમાં જટામુકુટ ધારણ કરેલી એક સ્ત્રી હાથ જોડીને ઊભી છે.

પ્રભાસ પાટણમાંથી ૧૪ મી સદીની કેટલીક શક્તિપ્રતિમાઓ મળી આવી છે. ભદ્રકાળીના મંદિરમાં ચામુંડાની પૂજાતી મૂર્તિમાં શબાસના દેવીએ છૂરિકા ત્રિશૂળ ખટ્વાંગ અને ખપ્પર ધારણ કરેલ જોવા મળે છે. આ મંદિરમાં આ [illegible] એક ષડ્ભુજ મહિષમર્દિનીની ખંડિત પ્રતિમા પણ છે. નાલેશ્વરના મંદિરમાં ચતુર્ભુજ મહિષમર્દિનીની સરસ મૂર્તિ છે, જેમાં દેવીએ ત્રિશૂલ ખડ્ગ ખેટક અને મહિષાસુરના કેશ ધારણ કરેલા નજરે પડે છે. ગૌરીના મંદિરમાં એક સિંહ-વાહના ચતુર્ભુજ પ્રતિમામાં નીચલા બે હાથ ખંડિત છે, જ્યારે ઉપલા બેમાં ખડ્ગ

અને ખેટક ધારણ કરેલ છે. પંચમુખ મંદિરમાં આવેલ ષડ્ભુજ દેવીપ્રતિમામાં અનુક્રમે વરદમુદ્રા વજ્ર ખડ્ગખેટક ડમરુ અને અપરિચિત આયુધ જોવા મળે છે. અહલ્યાબાઈ ગાળા સોમનાથ મંદિરમાં વિ.સં. ૧૩૯૮ (ઈ.સ. ૧૩૪૧-૪૨)ના લેખવાળી હંસવાહના સરસ્વતીની સરસ પ્રતિમા છે. દેવીના ઉપલા બંને હાથમાં અગ્નિકુંભ(વડવાનલ). નીચલો જમણો હાથ વરદ મુદ્રામાં અને ડાબો હાથ અભય મુદ્રામાં છે.[13]

સોમનાથના પ્રાંગણમાંથી મળેલી અને પ્રભાસપાટણ મ્યુઝિયમમાં સુરક્ષિત ૧૦ હાથવાળી દેવીના નવ હાથ ખંડિત છે, જ્યારે સૌથી ઉપલા હાથમાં દેવીએ પદ્મ ધારણ કરેલું છે. એનું વાહન મકરનું લાગે છે. આ મૂર્તિ ૧૫ મી સદીની હોવાનું મનાય છે.[14]

ધોળકામાંથી મળી આવેલી ગણેશ વક્રતુંડની પ્રતિમા વિશિષ્ટ મૂર્તિવિધાન ધરાવે છે. મૂર્તિના પરિકરના પાછલા ભાગમાં વિ.સં. ૧૫૭૬(ઈ.સ. ૧૫૧૯-૨૦)નો લેખ અને મૂર્તિની બેસણી પર 'વક્રતુંડ' શબ્દ લખેલો છે. આ ચતુર્ભુજ દેવના જમણી બાજુના ઉપલા હાથમાં અંકુશ અને નીચલા હાથમાં મોદક છે, જ્યારે ડાબી બાજુના ઉપલા હાથમાં પરશુ અને નીચલા હાથમાં અસ્પષ્ટ વસ્તુ છે. દેવતામૂર્તિ પ્રકરણમાં આપેલાં વક્રતુંડનાં લક્ષણ કરતાં આ મૂર્તિ જુદી પડે છે.[15]

મોટા પોશીનામાં નીલકંઠેશ્વર મંદિરના મંડોવર ઉપર વાયવ્ય કોણમાં દિક્પાલ વાયુદેવની બે હાથવાળી અલંકારોથી સુશોભિત મૂર્તિ મૂકેલી છે. બંને હાથ ખંડિત હોવાથી આયુધો વિશે જાણી શકાતું નથી. દેવના પગ પાસે વાહન હરણ બેઠેલું છે. એના મોંવાળો ભાગ ખંડિત છે. વળી દેવની ડાબી બાજુએ ગવાક્ષની બહાર પણ હરણ કંડારેલું જોવા મળે છે. ગુજરાતમાં વાયુની ચાર ભુજાવાળી મૂર્તિઓ મળતી હોવાથી,[16] આ દ્વિભુજ પ્રતિમા વિરલ દૃષ્ટાંત ગણાય. વડનગરના હાટકેશ્વર મંદિરમાં દિક્પાલ વાયુની ચતુર્ભુજ મૂર્તિ પરંપરાગત સ્વરૂપ ધરાવે છે.

વડનગરના હાટકેશ્વર મહાદેવમાં દક્ષિણ દિશાના દિક્પાલ યમરાજનું સુંદર શિલ્પ (પટ્ટ ૩૩ આ. ૫૫) જોવા મળે છે. ચતુર્ભુજ દેવના ઉપલા જમણા હાથમાં ગદા અને ડાબામાં કુક્કુટ છે, જ્યારે નીચલા જમણા હાથમાં લેખિની અને ડાબા હાથમાં પુસ્તક છે. દેવનાં નેત્ર પ્રદીપ્ત અગ્નિ જેવાં છે. એમના માથે કિરીટમુકુટ અને શરીર પર અલંકારોની સુંદર સજાવટ છે. એમની પાસે વાહન મહિષ ઊભો છે. 'રૂપાવતાર' અને 'રૂપમંડન' નામના શિલ્પગ્રંથ અનુસારનું આ પ્રતિમાવિધાન જણાય છે, ફેર કેવળ એટલો છે કે અહીં દંડને બદલે ગદા ધારણ કરેલી બતાવવામાં આવી છે.[17]

અડાલજની વાવના અષ્ટકોણ ખૂણા પાસેની જમણી બાજુની સીડીના પ્રવેશદ્વાર પર નવગ્રહોનો શિલ્પ-પટ્ટ (પટ્ટ ૩૩, આ. ૫૬) મૂકેલો છે. આ પટ્ટ સ્થૂળ રીતે કોતરાયેલો છે અને કાળગ્રસ્ત પણ થયો છે. સાધારણ રીતે નવગ્રહોના પટ્ટોમાં ગ્રહોને એમના પૃથ્વીથી અંતર અનુસાર ગોઠવાય છે, પરંતુ અહીં સાપ્તાહિક વારના ક્રમમાં ડાબેથી જમણે સૂર્ય ચંદ્ર મંગલ બૃહસ્પતિ શુક્ર અને શનિ કંડારેલ છે અને એ પછી રાહુ અને કેતુ છે.

દ્વિભુજાયુક્ત સૂર્ય અને ચંદ્ર એમના મસ્તક પર કિરીટ-મુકુટ ધારણ કર્યાં છે ને એમની બંને બાજુએ એક એક ચામરધારી છે. બંને ગ્રહદેવતાઓએ એમના હાથમાં પદ્મ ધારણ કર્યાં છે. મંગલ બૃહસ્પતિ શુક્ર અને શનિ એ ચતુર્ભુજાયુક્ત ગ્રહદેવોએ કરંડ-મુકુટ ધારણ કર્યા છે. આ પૈકી શનિ સિવાયના ત્રણ દેવોની બંને બાજુ એક એક ચામરધારી છે. શનિની એક બાજુ સંભવતઃ ચામરધારી છે, જ્યારે બીજી બાજુ વૃષભ બેઠેલો છે.

મંગલે ઉપલા જમણા હાથમાં અંકુશ અને ડાબા હાથમાં પાશ ધારણ કર્યો છે. એવી રીતે ઉપલા જમણા અને ડાબા હાથમાં બૃહસ્પતિએ અનુક્રમે લેખિની તથા પુસ્તક, શુક્રે અમૃતકુંભ તથા દંડ, અને શનિએ અંકુશ તથા ગદા ધારણ કર્યાં છે. આ બધા દેવતાઓના નીચલા જમણા હાથ વરદ મુદ્રામાં છે, જ્યારે ડાબા હાથ વડે એમણે કમંડળ ધારણ કર્યું છે.

બુધની આકૃતિ એના ગ્રહસ્વરૂપે કંડારવાને બદલે બુદ્ધ તીર્થંકર કે દક્ષિણામૂર્તિ સ્વરૂપે કંડારી છે.

ભયાનક આંખોવાળા રાહુનું સ્વરૂપ મનુષ્યના ઉત્તમાંગથી દર્શાવ્યું છે. એના નાના કદના બે હાથ પૈકીના જમણામાં અભય મુદ્રા અને ડાબામાં કુંભ છે. પુરુષનું ઉત્તમાંગ અને બાકીનું મત્સ્યાકાર અંગ ધરાવતા કેતુના બે હાથ અંજલિમુદ્રામાં છે.[૧૮]

કોડીનાર તાલુકામાં આદપોકાર ગામના આદિનાથ મહાદેવના મંદિરના મંડપના વિમાન પર કિંનર-યુગ્મનું શિલ્પ વિશિષ્ટ છે. ત્રિકોણાકારે કંડારેલા આ શિલ્પમાં બરાબર મધ્યમાં કિંનર અને કિંનરીની વામન કદની આકૃતિઓ જોવા મળે છે. કિંનરીના જમણા હાથમાં કમળ છે, જે એણે સ્કંધ પર રાખેલું છે. વળી એ મુખ વડે રણશીંગા જેવું વાજિંત્ર ફૂંકી રહેલી હોવાનું જણાય છે. એની બાજુમાં ઊભેલ કિંનર ખંજરી જેવા વાદ્ય વડે તાલ આપતો હોય એમ જણાય છે. ત્રિકોણના ત્રણેય ખૂણાઓમાં વેલનું રૂપકન કર્યું છે. આ શિલ્પ ઈ.સ.ની ૧૪ મી સદીનું હોવાનું મનાય છે.[૧૯]

પ્રસ્તુત કાલમાં જીર્ણોદ્ધાર પામેલાં અને નવાં બંધાયેલાં જિનાલયોમાં તીર્થંકરો તથા જૈન દેવતાઓની સેવ્ય અને સુશોભનાત્મક પ્રતિમાઓ મોટી સંખ્યામાં ઉપલબ્ધ થાય છે.

આબુ પર વિમલવસહીમાં વિ.સં. ૧૩૭૮(ઈ.સ. ૧૩૨૧-૨૨)માં થયેલા જીર્ણોદ્ધાર વખતે મૂળ ગર્ભગૃહમાં મૂળનાયક ઋષભદેવની પ્રતિમા સ્થાપવામાં આવી હતી. આ પરિકરયુક્ત પ્રતિમા પંચતીર્થી પ્રકારની છે. યોગમુદ્રામાં બેઠેલા ઋષભદેવની બંને બાજુએ બે જિન-મૂર્તિઓ કાયોત્સર્ગ મુદ્રામાં ને બે એની ઉપર બીજી બે જિન-મૂર્તિઓ બેઠેલી છે. શ્યામ શિલામાં કંડારેલી આ મનોહર અને ભવ્ય પ્રતિમા સમગ્ર દેવાલયની શોભામાં અભિવૃદ્ધિ કરે છે.[૨૦]

અહીંની લૂણસિંહવસહીના ગર્ભગૃહમાં પ્રતિષ્ઠિત મૂલનાયક નેમિનાથની શ્યામ શિલાની બનેલી સપરિકર પ્રતિમા પણ સુંદર છે. દેવાલયના જીર્ણોદ્ધાર વખતે વિ.સં. ૧૩૭૮(ઈ.સ. ૧૩૨૧-૨૨)માં સંઘપતિ પેથડે આ નવી પ્રતિમા ભરાવીને એની પ્રતિષ્ઠા કરાવી હતી.[૨૧]

પ્રભાસપાટણ સંગ્રહાલયમાં સુરક્ષિત સફેદ આરસની અજિતનાથની પ્રતિમા વિ.સં. ૧૩૮૫(ઈ.સ. ૧૩૨૮-૨૯)નો લેખ ધરાવે છે. પદ્માસનસ્થ પ્રતિમાનું મસ્તક ખંડિત છે. ડાબી બાજુ ભક્તરાજ સગર ચક્રવર્તી પરિચારકરૂપે ચામર ઢોળે છે, જ્યારે જમણી બાજુનો ભાગ ખંડિત થયેલો છે. પદ્માસનની નીચેના ભાગમાં જમણી બાજુ આરંભમાં અર્ધપર્યંકાસનમાં અજિતનાથના મહાયક્ષ અને અંત ભાગમાં અજિતા યક્ષી કંડારેલાં છે, જ્યારે વચલી હરોળમાં વચ્ચે બે દંતશૂળવાળો ગજરાજ અને એની બંને બાજુએ એક એક સિંહ કોતરેલો છે.[૨૨]

અજિતનાથની સચવાયેલી બીજી એક પ્રતિમા તારંગાની ટેકરી ઉપર આવેલ અજિતનાથ મંદિરના મૂલનાયક તરીકે પ્રતિષ્ઠિત છે (પટ્ટ ૩૪, આ. ૫૭). વિ.સં. ૧૪૭૯(ઈ.સ. ૧૪૨૨-૨૩)માં પ્રતિષ્ઠિત થયેલી[૨૩] આ પ્રતિમામાં તીર્થંકર યોગાસનમાં બેઠેલા છે. એમના આસનની પીઠમાં એમનું ગજ-લાંછન કંડારેલું છે. એમનું મસ્તક વાળના ગુચ્છાઓથી સુશોભિત છે. એમના કાનની બૂટ સ્કંધને સ્પર્શ કરે છે છાતી પર શ્રીવત્સનું ચિહ્ન છે. ફરતું પંચતીર્થી પરિકર છે, જેમાં એમની બંને બાજુએ એક એક કાયોત્સર્ગ જિનપ્રતિમા અને એ બંનેની ઉપર એક એક બેઠેલી જિન-પ્રતિમા કંડારેલી છે. મૂલનાયકજીના મસ્તકની ઉપરના ભાગમાં બે બાજુએ એક એક માલાધર એમની ઉપરના

ભાગમાં હાથીઓ અને નર્તકીની આકૃતિઓ અને પરિકરની છેક ઉપર મધ્યમાં અંજલિમુદ્રામાં ભક્તની આકૃતિ કંડારેલી છે.[૨૪]

આબુ પર વિમલવસહીમાં ગૂઢમંડપની બંને બાજુ પર પાર્શ્વનાથની વિ. સં. ૧૪૦૮(ઈ.સ. ૧૩૫૧-૫૨)ના લેખવાળી એક એક ઊભી સરખા કદની પ્રતિમા છે. (પટ્ટ ૩૪, આ. ૫૮) પ્રતિમાની મધ્યમાં પાર્શ્વનાથ કાયોત્સર્ગ મુદ્રામાં છે, જ્યારે એમની બે બાજુની ઊભી હરોળમાં બંને મૂર્તિઓમાં થઈને કુલ ૨૪ જિનમૂર્તિ કંડારેલી છે. વળી દરેક મૂર્તિમાં બે ઇંદ્ર, બે શ્રાવક અને બે શ્રાવિકાઓની આકૃતિઓ કોરેલી છે. પાર્શ્વનાથના મસ્તક પર સાત સર્પફણાનું છત્ર છે.[૨૫]

આને મળતી પાર્શ્વનાથની કાયોત્સર્ગ બે પ્રતિમા લૂણવસહીમાં ગૂઢમંડપની પ્રત્યેક બાજુએ જોવા મળે છે; જોકે આમાંની એક મૂર્તિ મોટી છે, જેના પર લેખ નથી, જ્યારે નાની મૂર્તિ પર વિ.સં. ૧૩૮૯(ઈ.સ. ૧૩૩૨-૩૩)નો લેખ છે.[૨૬]

આબુ પર આ કાલમાં બંધાયેલ ખરતરવસહીનાં શિલ્પો પૈકી કેટલાંક ખાસ ધ્યાન ખેંચે છે. ત્રણ માળના આ મંદિરમાં ત્રણેય માળે ચૌમુખજીની પ્રતિમાઓ મૂલનાયક તરીકે સ્થાપી છે, જેમાં નીચેના મજલે ગર્ભગૃહમાં મૂલનાયક તરીકે પાર્શ્વનાથની ચારેય મૂર્તિ મોટી ભવ્ય અને નવ ફણાયુક્ત છે. એના પરના લેખ પરથી ઉત્તર દિશાના ચિંતામણિ પાર્શ્વનાથ, પૂર્વના મંગલાકર પાર્શ્વનાથ અને પશ્ચિમના મનોરથ-કલ્પદ્રુમ પાર્શ્વનાથ હોવાનું જણાય છે. દક્ષિણ દિશાની પ્રતિમા નીચેનું નામ ઘસાઈ ગયું છે. આ ચારેય મૂર્તિ વિ.સં. ૧૫૧૫(ઈ.સ. ૧૪૫૮-૫૯)માં સંઘવી મંડલિકે ભરાવી હતી. વળી ગર્ભગૃહની બહારની દીવાલ, દિક્પાલો, વિદ્યાદેવીઓ, યક્ષિણીઓ અને શાલભંજિકાઓ અને અન્ય દેવીઓનાં શિલ્પોથી સુશોભિત છે. શાલભંજિકાઓનું રૂપાંકન અત્યંત મનોહર છે. એની મુખાકૃતિ તત્કાલીન જૈન લઘુચિત્રોમાં જોવા મળતી આવે છે.[૨૭]

આબુ ઉપર પિત્તલહર મંદિરમાં ગર્ભગૃહમાં સ્થાપેલી મૂળનાયક ઋષભદેવની ૧૦૮ મણ વજનની પિત્તલાદિ ધાતુની પ્રતિમા ગુજરાતની શિલ્પકલાની અપૂર્વ સિદ્ધિરૂપ છે. સુલતાન મહમૂદ બેગડાના મંત્રી સુંદર અને એના પુત્ર મંત્રી ગદાએ આબુ પર યાત્રા અને પ્રતિષ્ઠા માટે અમદાવાદથી મોટો સંઘ કાઢયો ત્યારે એમણે મૂલનાયકજીની આ સુંદર પ્રતિમા મહેસાણાના દેવ નામના શિલ્પી પાસે બનાવીને વિ. સં. ૧૫૨૫(ઈ સ. ૧૪૬૮-૬૯)માં એની અહીં પ્રતિષ્ઠા કરાવી હતી. આ પરિકરયુક્ત પંચતીર્થી પ્રતિમાની ઊંચાઈ લગભગ ૮' અને પહોળાઈ ૫.૫' છે. આદિનાથની પોતાની પ્રતિમાની ઊંચાઈ ૪૧" છે.[૨૮]

આબુ પર વિમલવસહીની ૨૧ મી દેરીમાં જૈન દેવી અંબિકાની ચાર મૂર્તિઓ પૈકીની સૌથી મોટી મૂર્તિ વિ. સં. ૧૩૯૪( ઈ.સ. ૧૩૩૭–૩૮ )નો લેખ ધરાવે છે. આ ભવ્ય મૂર્તિમાં દેવી લલિતાસનમાં બેઠેલ છે; બે હાથ પૈકી જમણા હાથે ૭ કેરીઓની લૂમ અને ડાબા હાથે બાળક ધારણ કર્યો છે. મુકુટની ઉપરના ભાગમાં નાના કદની એક જિન-મૂર્તિ કોરેલી છે.[29] આસન નીચે દેવીનું સિંહ વાહન જણાય છે.

આને મળતી આવતી અંબિકાની એક મૂર્તિ અહીંના પિત્તલહર મંદિરમાં બેઠેલી છે, જેના પર વિ. સં. ૧૫૦૯(ઈ.સ. ૧૪૫૨-૫૩)નો લેખ છે.[30]

વડોદરાના એક જિનાલયમાંથી વિ. સં. ૧૫૩૪( ઈ.સ. ૧૪૭૭–૭૮ )નો લેખ ધરાવતી અંબિકાની ધાતુપ્રતિમા મળી આવી છે. ચતુર્ભુજ દેવી લલિતાસનમાં બેઠેલ છે, દેવીના ઉપલા જમણા હાથમાં પાશ અને ડાબા હાથમાં અંકુશ છે, જ્યારે નીચલા જમણા હાથ વડે કેરીની લૂમ અને નીચલા ડાબા હાથ વડે બાળક ધારણ કરેલું છે દેવીના પગ પાસે વાહન સિંહ અને જમણી બાજુએ એક અનુચર જોવા મળે છે.[31]

આને મળતી આવતી વિ. સં. ૧૫૪૭(ઈ. સ. ૧૪૯૦–૯૧)નો લેખ ધરાવતી એક પ્રતિમા ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથ મંદિરમાંથી મળી આવી છે, જેમાં ફેર કેવળ ઉપલા હાથોનાં આયુધોના ક્રમમાં જોવા મળે છે. આમાં દેવીએ ઉપલા જમણા હાથમાં અંકુશ અને ડાબા હાથમાં પાશ ધારણ કરેલ છે.[32]

શત્રુંજય ઉપર દાદાજીની ટૂક પર સીમંધર સ્વામીના મંદિરમાં જૈન દેવી સરસ્વતીનું એક શિલ્પ સચવાયેલું છે. એમાં દેવી ત્રિભંગમાં ઊભેલ છે દેવીની બંને બાજુએ એક એક અનુચરી ઊભી છે. દેવીના ચાર હાથ છે. ૧૪ મી સદીનો જૈન સરસ્વતીનો આ સરસ નમૂનો છે.[33]

સોમનાથના જૈન મંદિરમાં સરસ્વતીની બે પ્રતિમા છે તે પૈકીની એક ૧૫મી સદીની છે.[34]

અકોટામાંથી મળી આવેલી જૈન મહાવિદ્યાદેવી અચ્છુપ્તાની વિ.સં. ૧૫૬૫-(ઈ.સ. ૧૫૦૮–૦૯)નો લેખ ધરાવતી ધાતુપ્રતિમા વડોદરા મ્યુઝિયમમાં સુરક્ષિત છે. ઘોડેસવાર દેવીના ઉપલા જમણા હાથમાં તલવાર અને ઉપલા ડાબા હાથમાં ઢાલ છે, જ્યારે નીચલા જમણા હાથમાં કટારી અને નીચલા ડાબા હાથમાં ચાબુક છે.[35] પ્રતિમાનું કલાવિધાન ઊતરતી કક્ષાનું છે.

ઇ–૩૧

આ સમયનાં કાષ્ઠ–શિલ્પોના કેટલાક નમૂના વડોદરા મ્યુઝિયમમાં સંગૃહીત છે. એમાં ૧૬ મી સદીના પૂર્વાર્ધના એક મંડપ પરની શ્રી–લક્ષ્મીની બે આકૃતિ નોંધપાત્ર છે.

જૈન દેવી શ્રી–લક્ષ્મીના પહેલા મૂર્તિ–શિલ્પમાં દેવી બરાબર મધ્યમાં જ પદ્માસન વાળીને બેઠેલ છે. એના ચાર હાથ પૈકીના ઉપરના બંનેમાં પદ્મ પર એકેક હાથી જોવા મળે છે. નીચલા જમણા હાથમાં માળા અને ડાબા હાથમાં જલકુંભ છે. દેવીને ત્રણ બાજુ ફરતું તોરણ કરેલું છે. તોરણની બહારની બંને બાજુએ એક એક ચામરધારિણી અને એક એક ઝૂલ ધારણ કરેલો હાથી ઊભો છે. બંને હાથીઓનાં મસ્તક પર મહાવત અને પીઠ પર કોઈ વાજિંત્ર વગાડતી મુકુટધારી પંખયુક્ત એક એક દેવી બેઠેલી છે. આ સમગ્ર દૃશ્યને બંને છેડે લઘુ કદનાં મંદિર કંડારેલાં છે, જેમાં તીર્થંકરની એક એક આકૃતિ કોરેલી છે.[36] શ્રી–લક્ષ્મીનું બીજું એક મૂર્તિશિલ્પ પણ આ મંડપ પર કોરેલું છે.[37]

આબુ ઉપર પિત્તલહર મંદિરમાં સાતમી દેરી પછી કરેલા સુવિધિનાથના નાના મંદિરમાં મૂકેલી કેટલીક મૂર્તિઓ પૈકી પુંડરીક સ્વામીની મનોહર મૂર્તિ નોંધપાત્ર છે. ઋષભદેવના આ મુખ્ય ગણધરની ગરદન પાછળ ઓઘો દેખાય છે. એમના જમણા ખભા પર મુહપત્તી છે. તેઓ પદ્માસન વાળીને યોગમુદ્રામાં બેઠેલા છે. એમના મસ્તક પાછળ પ્રભામંડળ કરેલું છે. મૂર્તિ પર અધોવસ્ત્ર અને ઉત્તરીય બંને હોવાનાં ચિહ્ન જોવા મળે છે. મૂર્તિ નીચેના લેખમાં એની સ્થાપના વિ.સં. ૧૩૯૪(ઈ સ. ૧૩૩૭–૩૮)માં થયેલી હોવાનું જણાવેલું છે.[38] વળી આ મંદિરના ગૂઢમંડપમાં મહાવીર સ્વામીના પ્રથમ ગણધર ગૌતમસ્વામીની પીળા પાષાણની એક સરસ મૂર્તિ છે. એમાં ગરદન પાછળ ઓઘો, જમણા ખભે મુહપત્તી અને એક હાથમાં માળા ધારણ કરેલ જોવા મળે છે. મૂર્તિ ઉપર વિ.સં. ૧૪૯૫(ઈ.સ. ૧૪૩૮–૩૯)નો લેખ છે.[39]

### ઇતર મૂર્તિશિલ્પ

આબુ ઉપર વિમલવસહીના ગૂઢમંડપમાં દાતા શ્રાવક–શ્રાવિકાઓની પાંચ મૂર્તિ ૧૪ મી સદીની વેશભૂષાના અભ્યાસ માટે અગત્યની છે (પટ્ટ ૩૫, આ. ૫૯). તેઓના પરના લેખોના આધારે એ અનુક્રમે સાહુ(=વણિક) ગોસલ, સાહુણી સુહાગદેવી અને ગુણદેવી, સાહુ મુહણસીહ અને સાહુણી મીણલદેવીની હોવાનું જણાય છે. આ મૂર્તિઓ વિ. સં. ૧૩૭૮(ઈ.સ. ૧૩૨૧–૨૨)માં કરાવેલી છે.[40] આમાં બંને પુરુષોએ દાઢી–મૂછ રાખેલી છે અને ઢીંચણ સુધી માંડ પહોંચે તેવી રીતે ધોતી પહેરી છે. ત્રણેય સ્ત્રીઓએ ઘૂંટી સુધી પહોંચતી સાડી અને બેવડી કે ત્રેવડી સેરનું કટિસૂત્ર ધારણ કરેલ છે. આ ઉચ્ચ મધ્યમ વર્ગની મહિલાઓએ

એમના નિતંબ પર કાપડના દુપટ્ટા બાંધ્યા છે, બાજો દુપટ્ટો ઓઢણીની માફક ઓઢ્યો છે ને એના વડે માથું ઢાંકેલું છે. કાનમાં મોટાં કુંડળ અને બીજા અલંકાર પણ ધ્યાન ખેંચે તેવાં છે. એમણે પેટ ખુલ્લું રહે એ પ્રકારની ચોળી પહેરી છે. પુરુષો અને સ્ત્રીઓ બંનેનાં ભરાવદાર દેહસૌષ્ઠવ, વિશાળ ચોરસ મુખાકૃતિ, લાંબાં અણીદાર નાક, પાતળા હોઠ, સહેજ લાંબા આંખો અને બંને હાથ વડે પકડેલી નોળીઓ (નોળિયાના આકારનું સુશોભન ધરાવતી નાણાં-કોથળી) આ મૂર્તિઓને વિશિષ્ટ સ્વરૂપ આપે છે.[૪૧]

વિમલવસહીમાં દેરી નં. ૨૦ માં વિ.સં. ૧૩૯૬(ઈ.સ ૧૩૩૯-૪૦)નો લેખ ધરાવતી મુનિ શેખરસૂરિની પ્રતિમા નોંધપાત્ર છે. આચાર્ય પાટ પર બેઠેલા છે. એમના બંને કાન પાછળ ઓઘો છે, જમણા ખભા પર મુહપત્તી રાખેલી છે. એમણે એક હાથે માળા ધારણ કરી છે શરીર પર વસ્ત્રો હોવાનાં ચિહ્ન સ્પષ્ટ છે. આચાર્યની બંને બાજુએ સૂરા અને બાલા નામના શ્રાવક હાથ જોડીને ઊભા છે.[૪૨]

લૂણવસહીના ગૂઢમંડપમાં એક બાજુએ રાજમતી(રાજુલ)ની મોટી ઊભી સુંદર મૂર્તિ છે. રાજીમતી ત્રિભંગમાં સ્થિત છે. મસ્તક પર નાની જિનપ્રતિમા કંડારેલી છે. મસ્તક પાસે બંને બાજુએ કરેલી નાના કદની એક એક ચામર-ધારિણી ચામર ઢોળી રહી છે, જ્યારે નીચેના ભાગમાં બંને બાજુએ એક એક દાસી પુષ્પમાળા હાથમાં લઈ ઊભી છે. મૂર્તિની નીચે વિ. સં. ૧૫૧૫ (ઈ સ. ૧૪૫૮-૫૯)નો લેખ છે, જેમાં મૂર્તિને 'શ્રીરાજીમતી' કહેવામાં આવી છે.[૪૩]

પરંતુ ડૉ. ઉ. પ્રે. શાહ મૂર્તિનું આલંકારિક સ્વરૂપ, ડાબા હાથમાં પકડેલ પાત્ર વગેરેને લક્ષમાં લઈ આ મૂર્તિ તીર્થંકર નેમિનાથની વાગ્દત્તા રાજીમતીની નહોતાં કદાચ લૂણવસહીના મૂળ સ્થપતિ શોભનદેવની માતાની લુપ્ત થયેલી એ પ્રતિમાની નકલરૂપે પાછળથી ભરાવેલી પ્રતિમા હોય એમ ધારે છે.[૪૪]

ખંભાતની આર્ટ્સ અને સાયન્સ કૉલેજમાં સંગૃહીત ચામરધારિણીની પ્રતિમા પણ નોંધપાત્ર છે. એ મંડોવર પરની દ્વારશાખાના સુશોભનાત્મક થરના ભાગરૂપ હોવાનું જણાય છે. જમણા ઊંચા કરેલા હાથ વડે એ ચામર ઢોળી રહી છે. ડાબો હાથ નિતંબને સ્પર્શ કરી રહ્યો છે. દુપટ્ટો ધારણ કરેલી આ કન્યા દ્વિભંગમાં ઊભેલી છે. એણે બધા પ્રકારનાં આભૂષણ સજ્યાં છે. શૈલીની દૃષ્ટિએ આ શિલ્પ ૧૪મી સદીનું હોવાનું જણાય છે.

પોળોમાં અભાપુરમાં આવેલ શિવશક્તિ મંદિરમાં સ્તંભો પર સ્ત્રીઓનાં મુખ્યત્વે શૃંગાર કરતાં મનોહર મૂર્તિશિલ્પ કંડારેલ છે(પટ્ટ ૩૬, આ. ૬૦-૬૩).

એક સદ્યસ્નાતા સ્ત્રી ડાબા હાથ વડે વાળમાંથી પાણી કાઢતી જોવા મળે છે. એના જમણા હાથ–પગ ખંડિત છે. એના દેહ પર કોઈ વસ્ત્ર કે અલંકાર જોવા મળતાં નથી. એની ડાબી બાજુએ કોઈ પક્ષી વાળમાંથી ટપકતું પાણી જાણે પીતું હોય તેવી રીતે ઊંચી ડોક કરેલું કંડાર્યું છે. ત્રિભંગમાં ઊભેલી બીજી સ્ત્રી વસ્ત્રો અને શણગાર સજીને ડાબા હાથમાં પકડેલા અરીસામાં પોતાનું પ્રતિબિંબ નીરખી રહી છે. જમણો હાથ મસ્તક પર આડો રાખેલો છે. એના જમણા હાથ પરથી પસાર કરેલો દુપટ્ટો સરસ રીતે કંડારેલો છે. ત્રીજી સ્ત્રીના મસ્તક પર વિશિષ્ટ પ્રકારે કેશકલાપ ગૂંથ્યો છે. ડાબા હાથમાં રાખેલો પત્ર પર જમણા હાથ વડે લેખિનીથી લખી રહેલી આ પત્રલેખાના મુખ પરના ભાવ અને આંગળીઓની છટા રમ્ય છે. વેણુવાદન કરતી ચોથી સ્ત્રીનું વસ્ત્રપરિધાન પત્રલેખાને મળતું આવે છે. પણ કેશગુંફન, ભાલ પરની બિંદી, રત્નકંકણ, પગનાં સાંકળાં વગેરે શૃંગારની બાબતમાં એ જુદી પડે છે. આ મંદિરની બધી મનુષ્યાકૃતિઓનાં નેત્ર વિસ્ફારિત કરેલાં હોવાથી આ સ્ત્રીઓનાં પણ એ પ્રકારનાં નેત્ર સ્વાભાવિક લાગે છે સદ્યસ્નાતા સિવાયની ત્રણેય સ્ત્રીઓના કાનમાં, કાનથી લગભગ ત્રણગણા મોટા કદનાં, કુંડળ જેવા મળે છે, જે વિશિષ્ટ છે.

ચીજવસ્તુઓમાં સ્થાનિક લોકકલાનો વિશેષ પ્રભાવ પડેલો જોવા મળે છે. ઉત્તર ગુજરાતમાં રાજસ્થાનની સીમા પાસેથી મળી આવેલી અને વડોદરા મ્યુઝિયમનાં સુરક્ષિત કાંસાની અત્તરની નાની શીશી આનું સરસ દૃષ્ટાંત છે. આ શીશી શૃંગાર કરતી સ્ત્રીના આકારની છે. એના વાળની ગાંઠમાંથી એને એક સ્ક્રૂ દ્વારા ખોલી શકાય છે. સ્ત્રીએ એક હાથમાં નાનો અરીસો ધારણ કર્યો છે, જે ખૂલી શકે છે અને બીજા હાથમાં અંજન-શલાકા ધારણ કરી છે. એને ઘણા કઢંગા બીબામાં ઢાળવામાં આવેલી છે. માથું ઘણું મોટું છે, આંખો ઊપસી આવી છે, ને ઘણાખરા અલંકાર ઉપસાવવાને બદલે કોરી કાઢેલા છે. કાંસાની આ પૂતળી ૧૬ મી સદીના બીજા ચરણની હોવાનું મનાય છે.[૪૫] ઉપરાંત આ કાલની આ શૈલીની દીપલક્ષ્મીનો એક નમૂનો પણ આ સંગ્રહાલયમાં સુરક્ષિત છે.[૪૬]

પાળિયાદેવ ખાંભી છત્તરડી શૂરાપૂરા સુરધન ગોવર્ધન વગેરે નામે ઓળખાતા આ કાલના પાળિયા સૌરાષ્ટ્ર કચ્છ અને ઉત્તર ગુજરાતમાં વિપુલ સંખ્યામાં જોવામાં આવે છે એમાં છેક ઉપરના ત્રિકોણાકારમાં મુખ્યત્વે સૂર્ય ચંદ્ર, સ્વસ્તિક દીવડો જેવાં અર્થસૂચક રૂપાંકન, મધ્યના ચોરસ ભાગમાં આકૃતિ અને નીચેના ચોરસમાં લેખ કોરવામાં આવે છે. આ પાળિયાઓ પરનાં વિશિષ્ટ શિલ્પ-પ્રતીક સ્થાનિક શિલ્પીઓએ કંડારેલાં હોવાથી એ લોકકલાના સરસ

નમૂનારૂપ છે.  આમાં વીર પુરુષો અને સતીઓના પાળિયા મુખ્ય છે. યુદ્ધમાં, ધર્મસ્થાનની રક્ષાર્થે, ગામને બચાવતાં, ગાયોની વહારે ધાતાં કે કુદરતી રીતે મૃત્યુ પામેલા વીરોના પાળિયા ઠેર ઠેર મળે છે આમાં શરૂઆતના સમયમાં પરંપરા અનુસાર ઢાલ-તલવાર યુક્ત પાળો સૈનિક કંડારાતો જોવા મળે છે, પણ ૧૪ મી સદીથી અશ્વારોહી સૈનિકનું સ્વરૂપ વધુ પ્રચલિત થતું જાય છે ને એ ધીમે ધીમે દૃઢ થતું જાય છે.[૪૭] આવા અશ્વારોહી પાળિયાઓમાં પાખરવાળા અશ્વ અને એની ઉપર રાજાશાહી ઠાઠમાં રાજપુરુષ બેઠેલો જોવા મળે છે. ક્યારેક એની સાથે રમણી પણ જોવા મળે છે.[૪૮] વીર પતિ પાછળ સતી થતી સ્ત્રીની ખાંભી પર સૌભાગ્યવતી સ્ત્રીનો એક અથવા ક્યારેક બંને ભુજ કે હસ્ત દર્શાવવામાં આવે છે, તો કોઈ કોઈ સ્થળે પતિના શબને હાથમાં લઈને ઊભેલી સ્ત્રી આલેખાઈ છે કચ્છમાં આ પ્રકારની ખાંભીઓ વિશેષ જોવા મળે છે વળી કોઈ અન્ય યને લઈને ઉદ્વેગથી મૃત્યુ પામેલાઓના પાળિયા પણ મળે છે, જેમાં સોખડા( જિ. મહેસાણા )ના સિદ્ધનાથ મહાદેવના મંદિર પાસેનો મહંતનો ૧૪ મી સદીનો પાળિયો નોંધપાત્ર છે. એમાં પોતાના પાલિત બાલ રાજપુત્રની હત્યા થતાં મૃત્યુને ભેટેલા મહંત બાળકનું શબ ખોળામાં લઈને બેઠેલા જોવા મળે છે[૪૯] યુદ્ધમાં મસ્તક કપાતાં ધડ લડતું હોવાનું સૂચવતો મહુવા(જિ ભાવનગર)નો વત્સરાજ સોલંકીનો કબંધ પણ નોંધપાત્ર છે. કબંધના જમણા હાથમાં ગદા પકડેલી છે, જ્યારે ડાબો હાથ ખંડિત છે મસ્તક ડાબી બાજુએ પડેલું છે. કબંધની છાતી પર બે આંખ કોતરેલી છે.[૫૦] ગોચર જમીનના દાનને લગતા પાળિયાઓ પર સવચ્છી ગાયનું આલેખન કરવામાં આવતું જોવા મળે છે. સૌરાષ્ટ્રમાંથી આનાં વિશેષ દૃષ્ટાંત મળી આવે છે.[૫૧]

પ્રસ્તુત કાલ દરમ્યાન બંધાયેલ હિંદુ સ્થાપત્યોમાં જાળીકામ સોળે કળાએ ખીલ્યું હતું એવું એ. સમયની શિલ્પકૃતિઓ નીરખત ચોક્કસ કહી શકાય. હિંદુ તેમજ જૈન મંદિરો અને બીજાં ધાર્મિક સ્થાપત્યોના જાળીકામમાં ફૂલવેલ, સ્વસ્તિક, વૃક્ષો, દેવમૂર્તિઓ, યુદ્ધ ખેલતા મલ્લો, જુદાં જુદાં પશુપક્ષી વગેરે કોતરાયેલ દેખાય છે.

ઈડરથી પાંચ માઈલ દૂર આવેલ લીંભોઈ ગામ નજીકના કણનાથ મહાદેવના મંદિરની જાળીઓ, ખેડબ્રહ્મા ગામના બ્રહ્માજીના મંદિરના ગૂઢમંડપની શૃંગારચોકીની જાળીઓ, વિજયનગરના જંગલમાં આવેલ લાખેણા જૈન મંદિરની જાળીઓ વગેરે નીરખવાથી આ કાલના હિંદુ તથા જૈન જાળીકામનો ખ્યાલ આવી શકે છે. ગિરનાર પર ૧૫ મી સદીમાં બંધાયેલા મનાતા સંપ્રતિ રાજાના મંદિરના રંગ-

મંડપની દક્ષિણ બાજુએ લંબા ત્રણ હારવાળી અને ૬૩ ખંડયુક્ત જાળી ઉચ્ચ કક્ષનું રૂપાંકન ધરાવે છે.[૫૨] લાખેણા જૈન મંદિરના મંડપના ગવાક્ષ અને નવચોકીની દીવાલો પરના સુરસ જાળીકામ (પટ્ટ ૩૭, આ. ૬૪)માં આસપટ્ટી અને હંસકીટ વચ્ચેના ભાગમાં ખંડ પાડી એમાં ભૌતિક આકૃતિઓ ઉપરાંત નરયુગ્મો, ઘોડેસવારો, કિંનરો, સિંહવ્યાલ, હાથી, મયૂરનાં જોડલાં વગેરેનું રૂપાંકન વૈવિધ્યપૂર્ણ કલાત્મક અને મનોહર બન્યું છે.[૫૩]

## ઇસ્લામી રૂપાંકન

ઇસ્લામમાં કોઈ પણ જીવંત વસ્તુની રજૂઆત કરવાની મનાઈના કારણે આ કાલની ઇસ્લામી ઇમારતોમાં પ્રાણી-શિલ્પ માનવશિલ્પ કે સ્વતંત્ર શિલ્પ મળતાં નથી, પરંતુ એના બદલે સુશોભનોથી પ્રચુર ઇમારતો બનાવવામાં ખૂબ શ્રમ લેવાયો છે અને એ વડે શિલ્પની ખોટ મહદંશે સયુક્તિક અને તર્કસંગત રીતે પૂરી કરી છે એ સ્વીકારવું પડે. સમગ્ર સલ્તનત કાલ દરમ્યાન ઇસ્લામી અને નાગરિક સ્થાપત્યમાં ઇમારતની બાંધણીમાં સ્થાપત્યકીય પ્રાચુર્ય હોય તે જ પ્રકારનું એને અનુરૂપ સુશોભન થયેલું જોવા મળે છે. આને લઈને આ કાલની ઇમારતો અનુપમ મનોહર લાગે છે.

મસ્જિદોની રચનામાં શરૂઆતમાં હિંદુ મંદિરના કે જૈન મંદિરના તૈયાર ભાગોનો ઉપયોગ થયો હોવાથી સગવડ પૂરતુ જ પથ્થર કોતરવાનું કામ કરવાનું રહેતું અને એ માટે મુખ્યત્વે મિહરાબમાં કોતરણી કરવાની જરૂર પડતી. વળી મિહરાબમાંના કેંદ્રીય પ્રતીક તરીકે પણ પ્રફુલ્લ કમળનો ઉપયોગ ઇષ્ટ લાગતાં કમળની અને અમૃતકળશની સુંદર શૃંખલા અને પત્તીઓ સાથેનું રૂપાંકન કરવાનું શરૂ થયું, તો બીજી બાજુ મસ્જિદના લિવાનના બહારના પ્રવેશદ્વારને સુંદર દેખાડવા તથ મિનારાનો સમાવેશ થતાં એમાં નવેસરથી ઘડતર કરવાની આવશ્યકતા અને અનુકૂળતા પડી. પરિણામે મિનારાના વચલા ભાગમાં સુંદર ગોખ કોતરી કાઢવાનું શરૂ થયું. આ ગોખમાં મુખ્યત્વે તો પાન ને વેલનાં રૂપાંકન જોવા મળે જ છે. બીજી બાજુ ભૌમિતિક સુશોભનોની આવશ્યકતા પણ પડી. એના વિના આખાં આવાં મોટાં મહાલય વરવાં લાગે, તેથી આ મહાલયોને ભૌમિતિક સુશોભનોથી ભરી દેવાનું કામ શરૂ થયું. વળી હવમાનની દૃષ્ટિએ અહીંના વાતાવરણમાં પવનની અવરજવર ખૂબ જરૂરી અને પ્રકાશની સાથે હોવી આવશ્યક સમજાતાં ભૌમિતિક આકૃતિઓને પૂરી કોતરી એને જાળીનું રૂપ આપવાની અહીંની થોડી વ્યાપક પ્રથાને આ કાલમાં સૌથી વધુ ઉત્તેજન મળ્યું. એને એટલું બધું મહત્ત્વ

આપવામાં આવ્યું કે આ કાલના દરેક રોજામાં જાળી એક અતિ આવશ્યક અંગ બની ગયું. આથી જાળીનો ભૌમિતિક સુશોભન–વૈવિધ્યનો એટલો બધો વિકાસ થયો કે જાળી પોતે મકાનનો અગત્યનો ભાગ બની ગઈ અને આચ્છાદન સૌંદર્ય અને હવામાનના પ્રશ્નના ઉકેલ તરીકે પણ ઉત્તમ ભાગ ભજવી શકી. જાળી એ મુલુકખાનાના પડદા તરીકે પણ કામમાં લેવાવા લાગી, તો બીજી બાજુ ઉપર માળ કરી એમાંથી પ્રકાશ લાવવા માટે પણ એમાં જાળીનો ઉપયોગ થયો. આમ જાળીશિલ્પની આ કાલમાં સૌથી વધુ બોલબાલા હતી.

સૌ પ્રથમ સુશોભનનું શિલ્પકામ મિહરાબમાં જોવા મળે છે. એમાં ભારતીય રૂપવિધાનની પદ્ધતિનો વફાદારીપૂર્વક ઉપયોગ થયો છે. એ ઉપરથી એના ઘડનારા સ્થાનિક સલાટો જ હશે એમ સમજાઈ જાય છે. એ અંગેની પ્રતીતિ સૌ પ્રથમ ભરૂચની જામી મસ્જિદના મિહરાબનો ઉપરનો કમાનવાળો ભાગ, એમાંનો કળશ, રૂપાંકન માટે વપરાયેલાં પ્રતીક, શકરપારા આકારનું ભૌમિતિક રૂપ, મિહરાબની દ્વારશાખામાં અમૃતવલ્લીની ભાત તેમજ બકુલાવલીની સતત આવર્તના પરથી આવે છે. ઉપરાંત નીચેની કુંભીનું રૂપ પણ એના અનુસંધાનમાં જ ઘડવાનું હોઈ ભારતીય કલમ અને એનો યોગ્ય પ્રયોજનમાં ઉપયોગ સ્પષ્ટ જોવા મળે છે. આ જ મસ્જિદનાં વિતાનોનાં સુશોભન એટલાં બધાં વિવિધ પ્રકારનાં છે કે એમાંથી સીધી જ પ્રેરણા લઈને કોઈ પણ સુંદર ભૌમિતિક રૂપનું સર્જન કરી શકાય અને વારંવાર જુદી જુદી જગ્યાએ આમ કરવામાં પણ આવ્યું છે તેથી એનો મકાનના ભિન્ન ભિન્ન ભાગ સાથે સળંગ સંબંધ પણ રહે અને હેતુ પણ સરે.

ખંભાતની જામી મસ્જિદમાંની બારી નવેસરથી ઘડેલી જાળીનો નમૂનો પૂરો પાડે છે. એમાં એને નવી રીતે ગોઠવવાનો પ્રયત્ન સ્પષ્ટ દેખાય છે. જાળીના ચોરસોને ફરતું રૂપાંકન તદ્દન સાદું અને અનાકર્ષક છે. એ બતાવે છે કે અહીં સામાન્ય સલાટોનો ઉપયોગ કર્યો હશે, જ્યારે ખંભાતની જ ઉમર બિન અહમદ અલ કઝારૂનીની કબર પરનું સુલેખન અને એની કોતરણી મુસલમાન કારીગરની કૃતિ છે અક્ષરોની મરોડરચના, કમાનની નીચે જોડાતી આડી પટ્ટીમાંની સુશોભના અને કબરની બંને બાજુએ કુંભનું આલેખન કરવામાં એ હિંદુ કારીગર નથી જ એની પ્રતીતિ થાય છે. એમાં કબર પરનાં ઝાડનાં સુશોભનની રેખાંકન-પદ્ધતિ અભારતીય છે. ધોળકાની હિલાલખાન કાજીની મસ્જિદના મિનારાની કંડારણી પણ નવા આવેલા શિલ્પપ્રવાહને અનુરૂપ પલટાતી હોવાનો પરિચય કરાવે છે. એમાં મિશ્ર સુશોભન-પદ્ધતિનો સંકેત સ્પષ્ટ જોવા મળે છે. એનાં મિહરાબ અને

મિંબર પણ ભૌમિતિક સુશોભનકલાના સારા નમૂનારૂપ બન્યાં છે. એની જાળીઓ પણ સુંદર ભૌમિતિક શિલ્પરચના પૂરી પાડે છે. આ ઉપરાંત તૈયાર ભાગ વાપરતી વખતે પણ જ્યાં પીઢિયામાં કે થાંભલા જોડતાં અથવા તો કુંભીમાં કે જ્યાં તૈયાર સામાનમાંથી સુશોભન મળ્યું નથી ત્યાં એને કાળજીપૂર્વક કોતરવાનો સજાગ પ્રયત્ન જોવા મળે છે.

અમદાવાદમાં અહમદશાહ ૧ લાની મસ્જિદ પરના મિનારા પરનું કોતરકામ પણ પલટાયેલા પ્રવાહનું દ્યોતક છે. મસ્જિદમાંના બધા જ મિહરાબ નવેસરથી બનાવેલા છે. એમાં આજુબાજુની સાથે એકરૂપતા સચવાય એ ખાસ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે. આવું જ અમદાવાદની જામી મસ્જિદમાં પણ કરેલું છે. સૌથી વધારે ઔચિત્ય જાળવવાનો પ્રયત્ન અહમદશાહના રોજામાં થયો છે. અહીં કમળની વેલનું ભારે રૂપાંકન તૈયાર ભાગ કરતાં એને અનુરૂપ થવાના પ્રયત્નરૂપે કરેલું હોવાનો ખ્યાલ એના વળાંક પરથી આવે છે. એની જાળીઓ પણ ચાલુ તેમજ નવાં રૂપોવાળી જોવા મળે છે. જામી મસ્જિદના ગોખમાં શિલ્પ–સૌંદર્ય અભરે ભર્યું છે.[૫૪] એ ઉપરથી લક્ષણ અને શિલ્પરૂપના સર્જનની શક્તિનો સુંદર ખ્યાલ આવી શકે છે. આ મસ્જિદના મિનારા નવેસરથી ઘડવાના હોઈ એમાં અંદર તેમજ બહારનો દૃષ્ટિ–સુમેળ સાચવવા માટે નીચેથી મિનારાની બેસણીને પદ્મપત્ર કુંભી વગેરે રૂપે ગોઠવી છે, તો વચ્ચે નર્તકીઓનાં સુંદર ત્રિભંગયુક્ત શરીરને બદલે ગોખમાં અનેકભંગીયુક્ત સુંદર પાન અને વેલની સુશોભના અતિશય સમજપૂર્વક અને રૂપસંયોજન તેમજ સમાયોજનના ઉત્તમ સિદ્ધાંતના ઉદાહરણરૂપે કરી છે તેમજ એની નીચે મિનારાને ફરતાં મંદિરનાં કક્ષાસનોવાળાં નાનકડાં પ્રતીક કોતરીને કમાલ કરી છે. વળી ઉપર કાંગરાને પણ શરૂઆતમાં નાનાં સાદાં રૂપાંકનોથી શણગારેલા છે, તો ક્યાંક ક્યાંક પથ્થરનાં પીઢિયાંમાં નવેસરથી પ્રફુલ્લ કમળનું એક પાંખડીરૂપ પણ કંડારેલું છે. કમાનમાં ગોઠવેલું પ્રફુલ્લ કમળ ચાલુ પરિપાટીનું હોવા છતાં એની સ્થાન પરની સવિશેષ ગોઠવણીના કારણે એ આકર્ષક લાગે છે : જાણે કે બે ચક્ષુ ન હોય !

મહમૂદ બેગડાના કાલમાં સૈયદ અહમદ ખટ્ટૂ ગંજ બક્ષના રોજામાં ભરેલી જાળીઓના રૂપાંકનમાં એટલું બધું વૈવિધ્ય આવ્યું છે કે એકલા એ રોજામાંથી ઘણાં બધાં સુશોભનોનો સંગ્રહ કરી શકાય (પટ્ટ ૩૭, આ. ૬૫) : જૂનાં સુશોભનોની સાથે જ નવાં ભૌમિતિક સુશોભન જોવા મળે છે, ઉપરાંત ઇસ્લામનાં સ્વીકૃત રૂપોની અસર પણ આવેલી જોવા મળે છે. વળી અહીં મહમૂદ બેગડાના રોજાને કરેલી જાળીઓ સૈયદ સાહેબના રોજાની જાળીઓને અનુરૂપ છે. સરખેજના રોજામાં

પાછળથી કરવામાં આવેલી પિત્તળની જાળીઓમાં પણ ઇસ્લામની અસરનું રૂપ-વૈવિધ્ય આવવા છતાં એના મૂળ ખોખામાં જૂની ચાલી આવતી પરિપાટી સ્પષ્ટ-પણે અનુસરાઈ છે. ઉપસાવેલ શિલ્પકૃતિઓમાં, મિનારાના ગોખમાં અને મિહરાબના ગોખમાં કરેલાં અલંકરણ તત્કાલીન વિકાસ અર્થાત્ મિશ્રણનું સુંદર પ્રતિપાદન કરે છે. સાથે સાથે મહેલોનાં સુશોભન પણ નોંધપાત્ર છે.

સારાં અલંકરણોમાંના નમૂનાઓમાં અમદાવાદમાં શાહપુરમાંની હસન ચિશ્તીની મસ્જિદના ગોખ પણ મિશ્ર કલાના સારા નમૂના પૂરા પાડે છે.[૫૫] એવી રીતે અહીંની રાણી રૂપમતીની મસ્જિદનો ગોખ ને એનાં સુશોભન તથા અહીંની અચ્યુત કૂકીની મસ્જિદનાં સુશોભન ચિત્તાકર્ષક છે. રાણી સિપ્રીની મસ્જિદનું કોતરકામ પ્રમાણસરતા ઔચિત્ય અને આયોજનની વહેંચણીની દૃષ્ટિએ અતિ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એમંય એના ઉપરના ભાગના અલંકૃત કાંગરા અને છતના ભાગનાં અલંકરણ સવિશેષ સુંદર છે. હવે બધાં જ અલંકરણ નવેસરથી કરવાનો રિવાજ શરૂ થયો હતો, તેથી પાછલી કારીગરીની હરોળમાં બેસી શકે તેવાં સુંદર અલ-કરણ આ કાલમાં પ્રાપ્ત થયાં છે. નાનામાં નાની જગા પણ આનાથી બાકાત ન રહે એની કાળજી લેવાઈ છે.

બીજી બાજુ ઈંટેરી કામની સિદ્ધિ સાથે ધોળકામાંની ખાન મસ્જિદમાં અંદરનાં અને બહારનાં ચૂનામાં ખોતરીને બનાવેલાં ઉત્તમ અલંકરણ આ કાલની તક્ષણકલાના ઉત્તમ નમૂના ગણાવાં જોઈએ. એમાં ભૌમિતિક તેમજ વેલપત્તીનાં સુંદરતમ સુશોભન ચૂનામાં ખોતરીને મૂકેલાં છે, આ પ્રયોગ ઘણો અઘરો છે. ચૂનાનો જાડો થર કરી એ અમુક હદ સુધી સુકાય ત્યારે એમાં કામ કરવાની આ કામગીરી ઉચ્ચ પ્રકારની ચપળતા અને હથોટી માગી લે છે.[૫૬]

ઉપરાંત કાંકરિયા તેમજ સરખેજ બનેતાં તળાવોમાં પાણી આવવા માટેનાં કોતરેલાં સુંદર નાળાં અને એમ આવતા પાણીને ગાળવાની પથ્થરની જાળીની બનાવેલી ગળણી પણ આ કામગીરીનો સારો નમૂનો છે.

અડાલજની અને અસારવાની વાવોનાં અલંકરણ પણ આ જ સમયનાં છે. એમાં ખાસ કરીને ગોખમાં મિનારાના ગોખ જેવી જ અલંકરણ-પદ્ધતિનો આશરો લેવાયો છે. એને અલંકરણ તરીકેના ઉત્તમ નમૂનાઓની કોટિમાં મૂકી શકાય એમ છે (પટ્ટ ૩૮, આ. ૬૬). શિલ્પની દૃષ્ટિએ અડાલજની વાવમાં કક્ષાસન અમદાવાદની રાણી રૂપમતીની મસ્જિદ, રાણી સિપ્રીની મસ્જિદ વગેરેનાં કક્ષાસનોની સરખા-મણીમાં વધુ સુંદર છે. વાવમાં સળંગ ચાલતી અલંકરણોની પટ્ટીઓ એમાં વિશેષ રંગ પૂરે છે જ્યારે એના કૂટો(કાઠાઓ)નું અલંકરણ પણ એટલી જ કાળજીથી

ભૌમિતિક અને લહેરદાર રૂપમાં કરેલ જોવા મળે છે. કૂવામાં પણ અલંકરણોને ઉચિત સ્થાન આપ્યું છે. વાવના દરેક ભાગને સારી રીતે સુશોભિત કર્યો છે.

ધોળકાની જામી મસ્જિદનાં અલંકરણ બંને કલાઓના સંયોજનની પૂરી પ્રતીતિ કરાવતી મિશ્ર-પદ્ધતિ પર ઠીક ઠીક પ્રકાશ પાડે છે. એના મિનારા અને ગોખમાં ભૌમિતિક અને લહેરદાર વેલપત્તીનું મિશ્રણ અને હિંદુ તેમજ ઇસ્લામી રૂપોનું સંયોજન કરવાનો પ્રયત્ન અને એને અનુરૂપ પ્રયોજાયેલી રૂપ-સંયોજનની પદ્ધતિ જોવામાં આવે છે. અહીંથી આગળ ચાંપાનેરની જામી મસ્જિદની છતમાં સંપૂર્ણ ઇસ્લામી અને સંપૂર્ણ ભારતીય બંને રૂપપદ્ધતિઓમાં સ્વતંત્ર અલંકરણ-સમૂહ વ્યક્ત થયેલા જોવા મળે છે તેમજ ત્યાંની કબરના સ્તંભ પર ઇસ્લામી વર્ચસ-વાળી અલંકરણ-યોજનાનો ખ્યાલ આવી જાય છે. આ સમય દરમ્યાન ઇસ્લામનાં રૂપોને શિલ્પી બરાબર વ્યક્ત કરતા થઈ ગયા હશે એમ જોઈ શકાય છે, જેના પરિણામે બંને પદ્ધતિ ચાલુ રહેવા છતાં એકબીજાની પૂરક બની રહી છે. ચાંપાનેરમાં ઇસ્લામી અલંકરણોની સંખ્યા ઘણી છે, તો મિશ્રણરૂપ પણ એટલાં જ છે, જ્યારે મહેમદાવાદની સૈયદ મુબારકની કબરની જાળી શુદ્ધ ભૌમિતિક રૂપનું આયોજન છે.[૫૭]

અલંકરણોનાં રૂપોમાં બંને તત્ત્વોનું મિશ્રણ અને એના સતત વિકાસના પરિણામે ઉપજેલાં રૂપોની અંતિમ ઉચ્ચતમ કક્ષા એટલે અમદાવાદની સીદી સઈદની જાળીઓનાં અલંકરણ (પટ્ટ ૩૯, આ. ૬૭). આ જાળીઓમાં બંને પદ્ધતિઓને અલગ અલગ રીતે સ્થાન આપેલું છે, છતાં બંનેમાં કયાંય વિસંવાદિતા નથી. અહીં ઇસ્લામી અલંકરણ-પદ્ધતિનું ભારતીય અલંકરણ-પદ્ધતિ સાથેનું સંપૂર્ણ સંયોજન ને એના પરિણામે ઊપજતી તક્ષણપદ્ધતિ, રૂપો અને રેખાઓની ગતિવિધિ, ગતિપ્રકાર અને બારીકાઈયુક્ત પ્રયોગ તેમજ સુંદર સમાયોજના-પદ્ધતિનો ઉત્તમ સુમેળ જોવા મળે છે. વૃક્ષના તક્ષણમાં જે પ્રકારની ભિન્ન સ્તરો સાથે નતોન્નતા બતાવી છે ને પાન ડાળી તેમજ નારિયેળીના કોતરકામમાં જે પ્રકારની માર્મિક ચોકસાઈ જોવા મળે છે તે સતત પ્રયોગશીલતાનું અંતિમ સિદ્ધ ફળ છે.

## પાદટીપ

૧. ર. ના. મહેતા, 'પ્રાચીન સ્થાપત્ય અને શિલ્પ', "ગુજરાત એક પરિચય", પૃ.૭૬

૨. H. Goetz, 'The Post-Medieval Sculptures of Gujarat', *Bulletin of the Baroda Museum and Picture Gallery*, Vol. V, Pts. I & II, p. 40

૩. *Ibid.*, p. 34; ર. ના. મહેતા, ઉપર્યુક્ત, પૃ. ૭૬

૪. જે. પી. અમીન, 'ખંભાતના દેવયુગલ પ્રતિમાઓ', "સ્વાધ્યાય", પુ. ૧૨, પૃ. ૨૯૭

૫. આ મૂર્તિ પરની નોંધ અને એનો ફોટોગ્રાફ લેવાની અને એ પ્રગટ કરવાની અનુમતિ આપવા બદલ સહલેખક પ્ર. ચિ પરીખ સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના આભારી છે.

૬. P. A. Inamdar, *Some Archaeological Finds in the Idar State*, pp. 72–73, figure 43

૬અ. R. N. Mehta, 'Sculptures at Dholaka,' *Bulletin of Chunilal Gandhi Vidhya Bhavan*, 1960, p. 76

૭. પુષ્પકાંત વિ. ધોળકિયા, 'જૂનાગઢ મ્યુઝિયમની સૂર્યપ્રતિમાઓ', "પથિક", વર્ષ ૧૩, અંક ૧૦-૧૧, પૃ. ૧૬૪

૮. એજન, પૃ. ૧૬૩-૧૬૫

૯. બિહારીલાલ પી. દાણી, 'વોટ્સન મ્યુઝિયમની આદિત્ય-પ્રતિમાઓ', "સૂર્યમંદિર વિશેષાંક", (સંપા. કા. ફૂ. સોમપુરા), પૃ. ૮૮-૮૯, ચિત્ર નં. ૪૩-૪૪

૧૦ જે. પી અમીન, 'ખંભાતની વિશિષ્ટ શૈવપ્રતિમાઓ,' "વિદ્યા", પુ ૧૬, અંક ૧, પૃ ૭૦

૧૧ R. N. Mehta, *op. cit*, p. 77

૧૨. Goetz, *op. cit.*, p. 40, figure 15

૧૩-૧૪. મધુસૂદન ઢાંકી અને હરિશંકર શાસ્ત્રી, 'પ્રભાસ પાટણનાં પ્રાચીન શક્તિ-મંદિરો,' "ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક", પુ. ૨૯, અંક ૧, પૃ. ૫

૧૫. R. N. Mehta, *op. cit*, p 77

૧૬. ક. ભા. દવે, 'ગુજરાતનું મૂર્તિવિધાન', પૃ ૪૨૭-૪૨૮

૧૭. એજન, પૃ. ૪૨૦-૪૨૧



૧૮. Burgess, *The Muhammadan Architecture of Ahmedabad*, p. 10, pl. VI, figure 2 and illustration No 2 on p. 11

૧૯ પુ. વિ. ધોળકિયા, 'પ્રભાસ પાટણ મ્યુઝિયમે પ્રાપ્ત કરેલા કેટલાક નવા શિલ્પખંડો,' "સ્વાધ્યાય", પુ. ૬, પૃ. ૫૧૦, ચિત્ર નં. ૩

૨૦. Muni Jayantvijayaji. *Holy Abu*, pp. 35–36, figure 5; મધુસૂદન ઢાંકી, 'વિમલવસહી–કેટલીક સમસ્યાઓ', "સ્વાધ્યાય", પુ. ૯, પૃ. ૩૫૬–૩૫૭

૨૧. મુનિ જયંતવિજયજી, 'આબૂ.' ભાગ ૧, પૃ. ૧૦૪–૧૦૫

૨૨. પ્ર વિ. ધોળકિયા, 'પ્રભાસપાટણે પ્રાપ્ત કરેલા કેટલાક નવા શિલ્પખંડો', 'સ્વાધ્યાય', પુ ૬, પૃ. ૫૦૮

૨૩. K. F. Sompura, 'The Architectural Treatment of the Ajitanath Temple at Taranga', *Vidya*, Vol. XV, No. 1, p. 28

૨૪. *Ibid.*, pp. 17-18

૨૫. Muni Jayantvijayaji, *op. cit.*, p.36, figure 19

૨૬. *Ibid.*, p 96   ૨૭. *Ibid.*, p. 137, figure 52

૨૮. *Ibid.*, pp. 129–131, figure 50; મુનિ જયંતવિજયજી, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ ૧૪૯–૧૫૩, પૃ. ૧૫૨ સામેનો પટ્ટ

૨૯. મુનિ જયંતવિજયજી, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૪૬, પૃ. ૪૬ સામેનો પટ્ટ

૩૦. Muni Jayantvijayaji, *op. cit.*, p. 131

૩૧. U. P. Shah, 'Iconography of the Jain Goddess Ambika', *Journal of the University of Bombay*, Vol. IX, Part II, P. 159, figure 22

૩૨. *Ibid.*, p. 159

૩૩-૩૪. U. P. Shah, 'Iconography of the Jain Goddess Sarasvati', *Journal of the University of Bombay*, Vol. X. Part II, p. 202

૩૫ V. L. Devkar, 'Two Recently Acquired Jain Bronzes in the Baroda Museum', *Bulletin of the Baroda Museum and Picture Gallery*, Vol. XIV, pp. 37–38, Pl. XXVI

૬૬. H. Goetz, 'A Monument of the Old Gujarati Wood Sculpture', *Bulletin of the Baroda Museum and Picture Gallery*, Vol VI, Parts I–II, p. 10, figure 25

૩૭. *Ibid.*, p. 11, figure 22

૩૮. મુનિ જયંતવિજયજી, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૧૫૫, એની સામેનો પટ્ટ

૩૯. Muni Jayantvijayaji, *op. cit.* p. 131



૪૦. *Ibid.*, p. 37–38, figure 20

૪૧. *Ibid.*, p. 38, U. P. Shah's (foot) note 2

૪૨. મુનિ જયંતવિજયજી, ઉપર્યુક્ત, ભાગ ૧, પૃ. ૪૫

૪૩. Muni Jayantvijayaji, *op. cit*, p. 97, figure 45

૪૪. *Ibid.*, p. 97, (foot) note 3

૪૫. H. Goetz, 'The Post-Medieval Sculptures of Gujarat', *Bulletin of Baroda Museum and Picture Gallery*, Vol. V, Parts I & II, p. 40, figure 13

૪૬. *Ibid.*, p. 46, figure 14

૪૭-૪૮. મણિભાઈ વોરા, 'પાળિયા અને ખાંભી, વીરપૂજા', "ઊર્મિ-નવરચના", અંક ૫૪૭-૫૪૮, પૃ. ૪૧૦. ઉદાહરણ માટે જુઓ એજન, પૃ. ૪૩૯.

૪૯. હરિભાઈ ગૌદાની, 'ગુજરાતની પાળિયા સૃષ્ટિ, "ઊર્મિ-નવરચના", અંક ૫૪૭-૫૪૮, પૃ. ૪૩૯-૪૪૦ અને પૃ. ૪૪૦ ઉપરનું રેખાંકન

૫૦. ખોડીદાસ પરમાર. ૪૪૦, 'સૌરાષ્ટ્રના પાળિયા ખાંભી અને તેનાં શિલ્પ-પ્રતીકો', "ઊર્મિ-નવરચના", અંક ૬૪૭-૫૪૮, પૃ. ૩૭૫ ઉપરનું રેખાંકન

૫૧. દા.ત. જેઠવા રાણા રામદેવજીનો ધૂમલીનો વિ.સં. ૧૪૬૦ નો શિલાલેખ આ પ્રકારનો છે. જુઓ છોટુભાઈ અત્રિ અને પ્રવીણ પરીખ, 'ધુમલીનો રાણા રામદેવજીના સમયનો શિલાલેખ', "ઊર્મિ-નવરચના", અંક ૫૪૭-૫૪૮, પૃ. ૪૪૫ ઉપરનું ચિત્ર

૫૨. જ. મ. નાણાવટી, અને મધુસૂદન ઢાંકી, 'ગુજરાતની જલસમૃદ્ધિ', "કુમાર", અંક ૪૭૫, પૃ. ૨૯૩, ચિત્ર નં. ૭

૫૩. એજન, પૃ. ૨૯૩, ચિત્ર નં. ૮

૫૪. ૨. ભી. જોટ, 'ગુજરાતનું પાટનગર', પૃ. ૫૮૨

૫૫. એજન, પૃ. ૩૪૪, ચિત્ર નં. ૩૫

૫૬. Burgess, '*The Muhammadan Architecture of Gujarat*', pl. XLVIII

૫૭. *Ibid.*, pl. LXXIV

*

## પ્રકરણ ૧૭

# ચિત્રકલા

### (અ) લઘુચિત્રો

ભારતની રાજપૂત અને મુઘલ ચિત્રકલાની પહેલાં, એટલે કે ૧૬ મી સદી પહેલાં, લઘુચિત્રોની બે પ્રકારની ચિત્રકલા મળી આવે છે. આ બે પ્રકારમાંથી એક પ્રકાર નેપાળ અને ઉત્તર બંગાળ તરફનો ૧૧ મી સદીના સમયનો મળી આવે છે અને બીજો પ્રકાર ગુજરાત અને રાજસ્થાન બાજુનો ૯ મી સદીના અંતસમયથી મળી આવે છે. આ બંને પ્રકારોની કલાઓમાં એકબીજાનું અનુકરણ કોઈ રીતે થયું હોય એટલે કે એકબીજી કલાને સીધો સંબંધ હોય એમ લાગતું નથી, પરંતુ એ બંને કલા પ્રાચીન ભારતવાસીઓએ પોતાની મેળે–સ્વતંત્ર રીતે ઉપજાવી કાઢેલી છે. પૂર્વ ભારતની ચિત્રકલા મુખ્યત્વે બૌદ્ધ ધર્મના હસ્તલિખિત ગ્રંથોમાં મળે છે, પશ્ચિમ ભારતની ચિત્રકલા મુખ્યત્વે શ્વેતાંબર જૈનોના હસ્તલિખિત ધર્મગ્રંથોમાં અને કેટલાક જૈનેતર ગ્રંથોમાં મળી આવે છે. આ લઘુચિત્ર તાડપત્ર કાગળ અને કાપડ પર બનેલાં છે. આમાં તાડપત્ર પરનાં ચિત્ર પ્રાચીન છે. મુસ્લિમોના પ્રભાવથી કાગળનો વપરાશ વધતાં તાડપત્રો પરનાં લેખન અને ચિત્રણની શ્રમસાધ્ય પ્રવૃત્તિ ઘટતી ગઈ અને કાગળ પર ગ્રંથલેખન અને ચિત્રણ વ્યાપક બન્યાં. ભારતના બધા ભાગોમાં આમ જ બનેલું જોવા મળે છે. કાપડ પર મુખ્યત્વે લાંબા પ્રસંગપટ્ટ ચિત્રિત થયેલ જોવા મળે છે.

આ ચિત્રકલાના વિકાસમાં જૈન ધર્માવલંબી રાજાઓ, અમાત્યો અને શ્રેષ્ઠીઓએ ભાગ ભજવ્યો હોઈ કેટલાક એને 'જૈન શૈલી' તરીકે ઓળખાવે છે. પરંતુ કલાવિવેચક રાયકૃષ્ણદાસના મતાનુસાર કોઈ પણ કલાશૈલીને ધર્મવિશેષના નામથી ઓળખવી ઉચિત નથી.[1] આ ચિત્રકલાનો વિકાસ ગુજરાતમાં થયો હોઈ કેટલાક એને 'ગુજરાતી શૈલી' તરીકે પણ ઓળખાવે છે. આમ કહેવામાં પણ મુશ્કેલી એ છે કે આ શૈલી ગુજરાત પૂરતી સીમિત ન રહેતાં માળવા નેપાળ ઉત્તર બંગાળ વગેરે ભાગોમાં પ્રસરી હતી. ડૉ. આનંદકુમાર સ્વામીએ આ શૈલીને 'પશ્ચિમ ભારતની શૈલી' તરીકે ઓળખાવી છે તિબેટી ઇતિહાસકાર તારાનાથે પણ

આ શૈલીને એ નામથી ઓળખાવી છે.[૨] આ શૈલીનું એક કેંદ્ર મારવાડ હતું. વળી એના કેટલાક ગ્રંથ જૌનપુરમાંથી પણ મળેલા છે. આ સ્થળેથી પ્રાપ્ત થયેલી ચિત્રિત કલ્પસૂત્રની એક પ્રત સારાભાઈ નવાબના સંગ્રહમાં છે. જોનપુર ભારતના પૂર્વ ભાગમાં આવેલું છે, આ કારણથી આ શૈલીને 'પશ્ચિમી શૈલી' તરીકે ઓળખવામાં પણ મુશ્કેલી આવે છે.[૩] આ શૈલી અજંટા શૈલીનું ભ્રષ્ટ સ્વરૂપ હોવાથી કેટલાક એને 'અપભ્રંશ શૈલી' તરીકે પણ ઓળખાવે છે.[૪]

પશ્ચિમ ભારતની આ ચિત્રકલાને મુખ્ય ત્રણ વિભાગોમાં વહેચી શકાય : પહેલા બે વિભાગની ચિત્રકલા તાડપત્રની હસ્તપ્રતોમાં મળી આવે છે. પહેલા વિભાગની શરૂઆત સોલંકી રાજ્યના ઉદયથી થાય છે ને એ લગભગ વાઘેલા કાલના અંત સુધી ચાલુ રહે છે. બીજા વિભાગની કલામાં બહારની બીજી કલાઓનું મિશ્રણ થયેલું જણાઈ આવે છે. ઈ.સ. ૧૩૦૦ થી ૧૪૪૫ ની આસપાસમાં લખાયેલી સચિત્ર હસ્તપ્રતો આ બીજા વિભાગના સમય દરમ્યાનની છે. આવા વિભાગનાં કેટલાંક ચિત્ર તાડપત્ર પર લખેલા ગ્રંથની ઉપર–નીચે બાંધવામાં આવતી લાકડાની પાટીઓ ઉપર પણ મળે છે. ત્રીજા વિભાગમાં ચિત્રો મુખ્યત્વે કાગળની હસ્તલિખિત પ્રતોમાં મળી આવે છે. આ ચિત્રોની શરૂઆત ઈ.સ.ની ૧૫ મી સદીના આરંભથી થતી જોવા મળે છે અને એનો અંત ૧૬ મી સદીના મધ્યકાલ દરમ્યાન થયો લાગે છે.[૫]

આ શૈલીમાં ૧૧ મીથી ૧૫ મી સદી દરમ્યાન સુવર્ણ અને રજતની શાહીથી મૂલ્યવાન સચિત્ર પોથીઓનું નિર્માણ બહુ મોટા પાયા પર થયું હતું અને લગભગ ૧૭ મી સદી સુધી ચાલુ રહ્યું હતું. આ પ્રકારની મૂલ્યવાન પોથીઓ આજે પણ અમદાવાદ ખંભાત પાટણ વડોદરા સુરત બીકાનેર જેસલમીર પૂના મુંબઈ અને કલકત્તા વગેરે સ્થળોના ભંડારોમાં સુરક્ષિત છે.

તાડપત્ર અને કાગળ ઉપર દોરેલાં ચિત્રોમાંનો ફરક સ્પષ્ટ જણાય છે. તાડપત્ર ઉપર જે ચિત્ર તૈયાર થયેલાં છે તેઓમાં બારીક રેખાઓ અને કલાકારનાં પ્રતિભા અને કૌશલ્ય જોવા મળે છે, પરંતુ કાગળ ઉપર બનાવેલાં ચિત્રોમાં રેખાઓની સૂક્ષ્મતા અને કલાકારનાં પ્રતિભા અને કૌશલ્ય કાંઈક મંદ જણાય છે.[૬]

આ શૈલીના ચિત્રકારોએ ભારતીય ચિત્રકલામાં કેટલીક નવી પદ્ધતિઓ દાખલ કરેલી છે. આ વિશેષતાઓને કારણે આ ચિત્રોએ પોતાનું અલગ મહત્ત્વ તેમ અલગ ઇતિહાસ તૈયાર કર્યો છે. એની વિશેષતાઓનો પરિચય કરીએ.



૧. આ શૈલીનાં ચિત્રોની સૌથી પહેલી વિશેષતા એના ચક્ષુચિત્રણમાં છે. આ ચિત્રોમાં આ પ્રકારના ચક્ષુચિત્રણની પદ્ધતિ જૈન મંદિરોનાં શિલ્પ અને

સ્થાપત્યમાંથી આવી છે. પ્રાચીન જૈન પ્રતિમાઓમાં આ પ્રકાર નજરે પડે છે. ચક્ષુચિત્રણની આ પ્રકારની પદ્ધતિને કારણે આ ચિત્ર જુદાં તરી આવે છે. એમાં ચક્ષુ મોટાં અને લાંબાં લગભગ કાન સુધી પહોંચે છે, ભવાં અને નેત્રોની લંબાઈ સમાન છે.

૨. રંગોમાં પણ આ ચિત્રોને પોતાની વિશેષતા છે. એની પૃષ્ઠભૂમિમાં મોટે ભાગે લાલ રંગ વપરાય છે. એવી રીતે આવશ્યકતાનુસાર વાદળી પીળો શ્વેત તથા નીલા રંગનો ઉપયોગ થાય છે. રાજપૂત શૈલીના ચિત્રકારોએ પણ લાલ રંગનો ઉપયોગ કર્યો છે, પરંતુ તેઓનો દૃષ્ટિકોણ તો શૃંગારના આવિર્ભાવનો રહ્યો છે.

તાડપત્રો પર અંકાયેલાં ચિત્રોમાં પ્રાયઃ પીળા રંગનો ઉપયોગ કરેલો છે, સોનેરી રંગ પણ ઉપયોગમાં લેવામાં આવ્યો છે. કેટલાંક ચિત્રોની પૃષ્ઠભૂમિ પીળા તથા લાલ રંગોના મિશ્રણથી બનાવેલી હોય છે. વસ્ત્રચિત્રો ઉપર રંગોનો પ્રયોગ કરતી વખતે નાનાં નાનાં ધાબાં અંકિત કરાયાં છે.

૩. આ ચિત્રોમાં રેખાંકન શ્રેષ્ઠકોટિનું હોય છે. રેખાઓનો મુખ્ય ઉદ્દેશ ભાવોને અભિવ્યક્ત કરવાનો હોય છે. આ દૃષ્ટિથી તાડપત્ર ઉપર કલાકારોએ જે સૂક્ષ્મ રેખાઓ અંકિત કરી છે તે ખૂબ સુંદર છે અને એમાં વ્યક્ત થતાં કલાકારનાં પ્રતિભા અને કૌશલ્યની પ્રશંસા કર્યા વગર રહી શકાતું નથી, પરંતુ તાડપત્રને બદલે કાગળનો ઉપયોગ કરવાને લીધે એની રેખાઓનું સૌષ્ઠવ તો ઘટી ગયું.

૪. સોનેરી અને રૂપેરી શાહીથી કિંમતી ચિત્રોનું નિર્માણ થતું એ પણ આ શૈલીની વિશેષતા છે. આ શૈલીમાં કાગળ પરનાં ચિત્રોમાં પ્રાકૃતિક દૃશ્યો આટલાં સુંદર પહેલાં કદી રજૂ થતાં નહીં. આ ચિત્રોમાં વેલબૂટાનું ચિત્રણ અદ્વિતીય છે. રાજપૂત અને મુઘલ ચિત્રોમાં વેલબૂટાનું રૂપાંકન આ ચિત્રોમાંથી લીધું લાગે છે. જૈન ગ્રંથચિત્રોમાં મધ્યમાં છત્ર કમળ સ્વસ્તિક વગેરેનાં અંકન પણ એમની શોભામાં વધારો કરે છે.

૫. જૈનધર્મપ્રધાન ચિત્રોમાં નારીની રજૂઆત અમુક મર્યાદા સુધી કરવામાં આવી છે. સામાન્ય રીતે જૈન તીર્થંકરોની બંને બાજુએ યક્ષ-યક્ષિણીઓનાં યુગલચિત્રોની રજૂઆત સુંદર રીતે કરવામાં આવે છે. નારી-ચિત્રણમાં મુખ્યત્વે તીર્થંકરોની અધિષ્ઠાત્રી દેવીઓ અંબિકા પદ્માવતી સરસ્વતી અને ચક્રેશ્વરી વગેરે સોળ મુખ્ય દેવી આવે છે. આ દેવીઓનાં ચિત્રોમાં ઉ[illegible] ધૂમ્રાર્ચ, લોકશૈલીની અલ્લડતા, વસ્ત્રસજાવટ અને હસ્તમુદ્રા વગેરેમાં કલમના [illegible] માધુર્ય જણાય છે.

૬. વસ્ત્રાભૂષણોની દૃષ્ટિએ જૈનચિત્રોમાં ધોતીની સજાવટ અને વસ્ત્રોમાં સુવર્ણ-કલમથી વેલબૂટા, દુપટ્ટા અને મુકુટ આકર્ષક જણાય છે. સ્ત્રીઓના શરીર ઉપર ચોળી, ચૂંદડી, ધોતી અને કટિપટ બતાવેલા છે. આભૂષણોમાં મુકુટ અને માળાઓની અધિકતા જણાય છે. સ્ત્રીઓના ભાલ ઉપર ચાંદલો, કાનોમાં કુંડળ અને બાહુ પર બાજુબંધ હોય છે. સઘળાં ચિત્રોમાં રત્નમાળાઓનું અલંકરણ છે.

૭. ચિત્રોનો આકાર એકચશ્મી, દોઢચશ્મી કે બેચશ્મી હોય છે. મુખ ઉપરની રેખાઓમાં ગૌરવ ગર્વ તથા અભિમાન પ્રકટ થાય તે રીતનું આંકન કરવામાં આવે છે. આકૃતિઓમાં નાસિકા પોપટની ચાંચ જેવી અને પ્રમાણમાં અધિક લાંબી જણાય છે.

૮. આ ચિત્રોમાં તત્કાલીન લોકકલા સાચા અર્થમાં અભિવ્યક્ત થઈ છે. આ ચિત્રકલામાં તત્કાલીન લોકકલાનુ સન્માન એટલા માટે થયું છે કે એક તો એ ધાર્મિક સીમાઓમાં બંધાયેલી રહી છે અને બીજું રાજ્યાશ્રયના વિલાસી વાતાવરણથી મુક્ત રહી છે. એની આકૃતિઓ રેખાઓ અને સજાવટમાં સર્વત્ર લોકકલાનુ મોહક રૂપ વિદ્યમાન છે.[૭]

જૈન ધર્મનાં ચિત્રોમાં આ લોકકલાનો આધાર તીર્થંકરોના જીવનકથનમાં રહેલો છે. આ કથાઓ ઘણી મનોરંજક હોય છે, ઉપરાંત એમાં તત્કાલીન લોકજીવન તથા લોકસંસ્કૃતિ પ્રતિબિંબિત થાય છે.

ગુજરાતની આ કલા ભારતીય ચિત્રકલાના ઇતિહાસ માટે બહુ જ મહત્ત્વની છે, એનું કારણ આ ચિત્રકલાના નાના અગર મોટા દરેક ચિત્રે કેટલાયે સૈકાઓ સુધી અજંતા બાઘ અને એલોરાની ગુફાઓનાં ભિત્તિચિત્રોની પરંપરા જાળવી રાખી છે. વળી સ્વચ્છતા અને સુંદરતામાં આગળ પડતી અને પ્રખ્યાતિમાં આવેલી રાજપૂત અને મુઘલકલાની એ જન્મદાત્રી છે.[૮]

મુઘલ સમય પહેલાંનાં જૂનાં ચિત્રોમાં સ્ત્રીઓના માથા ઉપર ઓઢણું અગર સાડી ઓઢેલી જણાતી નથી. સ્ત્રીઓ ચોળી પહેરે છે, પણ તેઓના માથાનો ભાગ તદ્દન ખુલ્લો હોય છે. મુઘલ સમય પહેલાંનાં ચિત્રોમાં સ્ત્રીઓની માફક પુરુષોના પણ લાંબા વાળ હોય છે અને તેઓએ અંબોડા વાળેલા દેખાઈ આવે છે. પુરુષો દાઢી રાખતા અને કાનમાં આભૂષણ પહેરતા. મુઘલ કાલથી સ્ત્રીઓએ માથે



ઇ-૫-૩૨

ઓઢવાનો અને પુરુષોએ માથાના લાંબા વાળ તથા દાઢી કાઢી નાખવાનો રિવાજ ગુજરાતમાં પડેલો હોય એમ લાગે છે.[૯]

આ શૈલીનાં ચિત્રોમાં એલોરાનાં ચિત્રો પછી સૌથી પ્રાચીન ઉદાહરણ શ્વેતાંબર જૈન સંપ્રદાયના 'નિશીથચૂર્ણિ' નામના ગ્રંથની ઈ.સ. ૧૧૦૦ ની તાડપત્રી પ્રત છે, જે પાટણના સંઘવી–પાડાના ગ્રંથભંડારમાં છે. ત્યાર પછીનાં ઉદાહરણ તાડપત્ર પર લખાયેલી શ્વેતાંબર જૈન પોથીઓમાં છે, જેનો સમય ઈ. સ. ૧૧૦૦ થી ૧૫૦૦ સુધીનો છે. એમાંની મુખ્ય પ્રતો આ પ્રમાણે છે :

૧. ખંભાતના શાંતિનાથ ભંડારમાં ઈ.સ. ૧૧૨૭ નાં ચાર અંગસૂત્ર
૨. એ જ ભંડારમાં ઈ.સ. ૧૧૪૩ની 'દશવૈકાલિકલઘુવૃત્તિ'.
૩. વડોદરા પાસેના એક જૈન પુસ્તકભંડારમાં ઈ.સ. ૧૧૬૧ ની એક પ્રતમાં 'ઓઘનિર્યુક્તિ' વગેરે સાત ગ્રંથ છે, જેમાં સોળ વિદ્યાદેવીઓ, સરસ્વતી લક્ષ્મી અંબિકા ચક્રદેવી વગેરે, તથા કપર્દી યક્ષ અને બ્રહ્મશાંતિ યક્ષ વગેરેનાં ૨૧ ચિત્ર છે.
૪. પાટણના આ ભંડારમાં ઈ. સ. ૧૨૩૭ ના 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'નું દશમ પર્વ.
૫. ખંભાતના ઉપર જણાવેલા ભંડારમાં ઈ.સ. ૧૨૪૧ નું 'નેમિનાથચરિત્ર'.
૬. પાટણના આ પુસ્તકભંડારમાં ઈ.સ. ૧૩૭૬ નો 'કથારત્નસાગર'.
૭. બૉસ્ટન(અમેરિકા)ના સંગ્રહાલયમાં ઈ.સ. ૧૩૯૦ની 'શ્રાવકપ્રતિક્રમણચૂર્ણિ'.[૧૦]

કાપડ ઉપર કરેલાં ચિત્રોમાં પાટણના ગ્રંથભંડારમાંનો ઈ. સ. ૧૪૩૩ નો ચાંપાનેરનો પ્રસંગોચિત પંચતીર્થીપટ ઉલ્લેખનીય છે. ત્યાર બાદ 'વસંતવિલાસ' આવે છે. એ પણ વૉશિંગ્ટનની આર્ટ ગૅલરીમાં છે. આ પટચિત્રોમાં સજીવતા જણાય છે. 'વસંતવિલાસ'નાં ચિત્રોમાં તો જાણે સાક્ષાત્ વસંત હોય એમ લાગે છે. પુષ્પિત વનવૃક્ષલતાઓ, ભ્રમરો, કલરવ કરતી નદીઓ, પ્રેમી યુગલની વિચિત્ર ક્રીડાઓ, પશુપક્ષી વગેરે સુંદર રીતે રજૂ કરેલાં છે.[૧૧]



અપભ્રંશ શૈલીનાં કેટલાંક ચિત્ર કાગળની પોથીઓમાં મળે છે. 'કલ્પસૂત્ર'ની સૌથી જૂની જાણીતી ચિત્રિત પ્રત ઈ.સ. ૧૪૧૫ ની છે, જે મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયમાં છે. આ જ વર્ષની એક પ્રત લીંમડીમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીમાં છે.

કાગળની વિશિષ્ટ પ્રતોમાં જોનપુરનું 'કલ્પસૂત્ર' છે. એ સુવર્ણાક્ષરમાં લખાયેલું છે. એ વડોદરાની નરસિંહજીના પોળના જ્ઞાનમંદિરમાં સંરક્ષિત છે. ચિત્રો એના હાંસિયામાં વિવિધ અને સુંદર અલંકાર ચીતરેલા છે. એનો સમય ઈ. સ. ૧૪૬૫ છે.



અમદાવાદમાં મુનિ દયાવિજયજીના સંગ્રહમાં કલ્પસૂત્રની એક પ્રતિ છે. એના ઉપર વર્ષ આપેલું નથી, પરંતુ એની લિપિ જોતાં એ ૧૫ મી સદીના ઉત્તરાર્ધની હોય એમ લાગે છે. આ સુવર્ણાક્ષરી પ્રતમાં અપભ્રંશ શૈલીની ઉત્તમતા અને અલંકૃતપણાની પરાકાષ્ઠા જણાય છે આ શૈલીની બરાબરી કરે તેવી બીજી કોઈ પ્રત જાણમાં નથી. એના હાંસિયામાં રાગરાગિણી, તાન, મૂર્છના તથા વિવિધ-નૃત્યો, ભાવભંગી વગેરેનાં અનેક ચિત્ર એનાં નામ સાથે અંકિત કરેલાં છે. એની સાથોસાથ ઈરાની ચિત્રોની પ્રતિકૃતિઓ પણ બનાવેલી છે. આ કાલની કલ્પસૂત્રની એક સચિત્ર પ્રત ગુજરાત વિદ્યાસભાના સંગ્રહમાં છે (પટ્ટ ૪૦, આ. ૬૮).

કાગળ પર લખેલા જૈનેતર સચિત્ર ગ્રંથોમાં 'બાલગોપાલ-સ્તુતિ'ની એક પ્રત બૉસ્ટનના સંગ્રહાલયમાં છે, બીજી ગુજરાતમાં ડૉ. ભોગીલાલ જ. સાંડેસરાના સંગ્રહમાં છે. બીજી બે પ્રતો પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈમાં અને એક કલકત્તાના ભારત કલાભવનમાં છે. 'સપ્તશતી'ના એક પ્રત વડોદરામાં પ્રો. મંજુલાલ મજમૂદારના સંગ્રહમાં તથા બીજી બે ભારત કલાભવનમાં છે. આવા જૈનેતર ગ્રંથોની વધુ પ્રતો પ્રાપ્ત થતી રહે છે. 'બાલગોપાલ-સ્તુતિ'નાં ચિત્રોમાં ભાવનાપૂર્ણ તેમજ 'સપ્તશતી'નાં ચિત્રોમાં ગતિમત્તા તથા ઓજસથી સભર આલેખન છે.[૧૨]

## (આ) ભિત્તિચિત્રો

આ કાલનાં મહાલયોમાં ભિત્તિચિત્રો ચીતરાતાં હશે એની પ્રતીતિ મળે છે, પરંતુ કાળક્રમે એનો સદંતર નાશ થયો છે, જેથી ઉલ્લેખી શકાય તેવા નમૂના બહુ થોડા અથવા નહિવત્ છે ને જે છે તે પણ નષ્ટપ્રાય સ્થિતિમાં છે. ખાસ કરીને ભિત્તિચિત્રો ઈંટેરી ઇમારતો પર કરવામાં આવતાં. ધોળકાની ખાન મસ્જિદની અંદરની બાજુના ભાગમાં હજીય ગેરુઆ રંગનાં આલેખનોનાં એંધાણ અને સુશોભનો જોવા મળે છે. સરખેજના સૈયદ સાહેબના રોજાની છતનો કેટલોક ભાગ ચીતરેલો છે અને એ હજુય મોજૂદ છે. એમાં સુશોભનાત્મક પ્રવાહી રૂપાંકન કરેલું છે, જે અત્યારે પણ જોઈ શકાય છે. ચાંપાનેરમાંથી ખોદકામમાં બહાર આવેલાં ઘણાં ઘરોની ભીંતો પર ચિત્રોના અવશેષ જોવા મળે છે. વળી સરખેજના રોજાની બહાર કબર છે તેમાં પણ રેખાંકનો જોવા મળે છે. આ ઉપરથી આ કાલમાં ચૂનાના પ્લાસ્ટર પર ભિત્તિચિત્રો કરવાની પદ્ધતિ પ્રચલિત હતી એ જાણવા મળે છે.

## પાદટીપ

१. रायकृष्णदास, 'भारतकी चित्रकला', पृ. ४२

२. अविनाश बहादुर वर्मा, 'भारतीय चित्रकलाका इतिहास', पृ. ८२

३–४. एजन पृ. ८२

૫. સારાભાઈ નવાબ, 'જૈન ચિત્રકલ્પદ્રુમ', પૃ. ૨૯-૩૧

६. वाचस्पति गैरोला, 'भारतीय चित्रकलाका संक्षिप्त इतिहास', पृ. ५२–५३

७. एजन, पृ. ५३–५५

૮. સારાભાઈ નવાબ, ઉપર્યુક્ત, પૃ. ૩૧

૯. એજન, પૃ. ૩૮

१०. रायकृष्णदास उपर्युक्त, पृ. ४०

११. M. R. Majmudar, *Cultural History of Gujarat*, p. 292

१२. रायकृष्णदास, उपर्युक्त, पृ. ४१

*

## પરિશિષ્ટ



# ગુજરાતમાં આવેલા વિદેશી પ્રવાસીઓએ કરેલી નોંધો

ગુજરાતમાં મુસ્લિમ સત્તાનો આરંભ થયા બાદ જે વિદેશી પ્રવાસીઓ આવ્યા તેઓમાં મુસ્લિમ પ્રવાસીઓમાં સૌથી વધુ ખ્યાતનામ બનેલો મોરોક્કોનો વતની ઇબ્ને બતૂતા હતો. એણે ગુજરાતનાં ખંભાત ગંધાર[1] અને ઘોઘાનાં બંદરોની મુલાકાત લીધી હતી. ખંભાતનું વર્ણન કરતાં એ લખે છે કે "આ શહેર એની ઉત્તમ રચના અને એની મસ્જિદોના સ્થાપત્યની બાબતમાં સૌથી સુંદર શહેરોમાંનું એક છે. એનું કારણ એ છે કે એના મોટા ભાગના રહેવાસી વિદેશી વેપારી છે, જેઓ હમેશાં સુંદર મહેલો અને મસ્જિદો બાંધે છે અને એમ કરવામાં એક-બીજા સાથે સ્પર્ધામાં ઊતરે છે.[2] આ શહેરનો સેનાપતિ મુકબીલ-કિત-તિલંગી છે અને એનો નાયબ ઇસફનનો જુવાન શેખ છે. સ્થાનિક સૂબાએ ઇબ્ને બતૂતાને એની મંડળીઓ સાથે મિજબાની આપી હતી. એણે જે ધનાઢ્ય વેપારીઓના ભવ્ય મહેલોની માહિતી આપી છે તેઓમાં શરીફ અસ્-સમરીના મહેલનું મુખ્ય દ્વાર ખંભાત શહેરના પ્રવેશદ્વાર જેવું હોવાનું, વેપારીઓના રાજા જેવા અલ્ કઝારૂનીના મહેલમાં અંગત મસ્જિદ હોવાનું અને નજમુદ્દીન-અલ્-ગિલાની, જે સુલતાન પર ભારે વગ ધરાવતો હતો, તેણે શહેરના સૂબા તરીકે પોતાની નિમણૂક કરાવ્યાનું જણાવે છે. ખંભાતથી ઇબ્ને બતૂતા એની મંડળી સાથે કાવી[3] અને પછીથી ગંધાર ગયો. ગંધાર આ સમયનું મહત્ત્વનું બંદર હતું. આ બંને સ્થળો એક હિંદુ ખંડિયા રાજાના તાબાનાં હતાં. ગંધાર પહોંચતાં ત્યાંના રાજાએ સામે આવી એમનું સ્વાગત કર્યું, માન આપ્યું અને પોતાના મહેલમાં રહેવા સગવડ આપી. અહીંથી અલ્-જાગીર નામનું મોટું જહાજ અને બીજી પચાસ નાની હોડીઓવાળો અને એબિસિનિયન ચોકિયાતોથી સજ્જ કાફલો લઈ એ સૌરાષ્ટ્રના દરિયાકાંઠાથી ચાર માઈલ દૂર આવેલ પીરમબેટ પહોંચ્યો. મુસ્લિમોએ પીરમ બેટની હિંદી વસ્તીને હાંકી કાઢી હોવાથી એ બેટ નિર્જન બન્યો હતો, પણ ખંભાતના અલ કઝારૂનીએ અહીં કિલ્લેબંધી જેવી વ્યવસ્થા કરાવી કેટલાક મુસ્લિમોને વસાવ્યા હતા. બીજે દિવસે ઇબ્ને બતૂતા સૌરાષ્ટ્રના પૂર્વ કાંઠે આવેલ પ્રખ્યાત બંદર ઘોઘા આવ્યો. એ મોટાં અને મહત્ત્વનાં બજારો માટે જાણીતું

હતું. દરિયામાં છીછરી ભરતી હોવાના કારણે એના જહાજને દરિયાકાંઠાથી ચાર માઈલ દૂર નંગરાવવામાં આવ્યું. ઘોઘાની પ્રાચીન મસ્જિદની મુલાકાત લઈ અને સાંજની નમાજ પઢીને એ પાછો ફર્યો. એણે ઘોઘાનો રાજા બિનધર્મી એટલે કે બિનમુસ્લિમ અને એ સુલતાનનો માત્ર નામ માત્રનો જ તાબેદાર હોવાનું જણાવ્યું છે. આ પછી ઇબ્ને બતૂતાએ દક્ષિણ હિંદના કાંઠા તરફ પોતાનો પ્રવાસ શરૂ કર્યો.[૪]

ઇબ્ને બતૂતા પછી વિદેશી પ્રવાસીઓમાં મહમૂદ બેગડાના સમયમાં ગુજરાતની મુલાકાત લેનાર બોલોગ્નાનો નિવાસી લુડોવીકો ડી વર્થેમા નોંધપાત્ર છે. એણે ૧૫૦૨ થી ૧૫૦૮ દરમ્યાન હિંદનો પ્રવાસ કર્યો હતો. એણે ૧૫૦૬ ના અરસામાં ખંભાત સહિત હિંદનાં પશ્ચિમ કાંઠાનાં બંદરોની મુલાકાત લીધી હતી.

વર્થેમાએ મહમૂદ બેગડાનાં દેખાવ અને ટેવોનું વર્ણન રસમય શૈલીમાં કર્યું છે. એ જણાવે છે કે 'સુલતાનની મૂછો એટલી બધી લાંબી છે કે જેમ સ્ત્રી પોતાની વાળની લટો બાંધે તેમ એ પોતાના માથા પર બાંધે છે અને એની સફેદ દાઢી છેક એની કમર સુધી પહોંચે છે. એ રોજ ઝેર (ખોરાકમાં) ખાય છે. એ......જે વ્યક્તિને મારી નાખવા ઇચ્છતો હોય તેના ઉઘાડા શરીર પર પાન ખાઈ પિચકારી મારે છે, જેથી કરીને એ વ્યક્તિ અડધા કલાકના સમયમાં મરેલી હાલતમાં જમીન પર પટકાય છે. જે જે સમયે જ્યારે એ પોતાનું પહેરણ ઉતારી લે છે ત્યારે એને ફરી કોઈ કદી અડકતું નથી. મારા સાથીદારે પૂછેલું કે સુલતાન આવી રીતે શા માટે ઝેર ખાય છે ત્યારે કેટલાક વેપારીઓ, જે સુલતાન કરતાં ઉંમરમાં મોટા હતા, તેમણે જવાબ આપેલો કે બાળપણથી જ એના (સુલતાનના) પિતાએ એને ઝેર ખવડાવ્યું હતું'.[૫]

વર્થેમાની આ વાતને બીજા એક ફિરંગી પ્રવાસી ડ્યુઆર્ટ બારબોસા, જે સુલતાન મહમૂદના અવસાન પછી ઈ. સ. ૧૫૧૫માં ગુજરાતમાં આવ્યો હતો, તેની નોંધથી સમર્થન મળે છે. બારબોસાના જણાવ્યા પ્રમાણે એ સુલતાનને નાનપણથી જ ખોરાકમાં ઝેર આપવામાં આવતું હતું. 'અને આ રાજા એ એટલા થોડા પ્રમાણમાં લેતો કે એ એને કોઈ હાનિ કરી શકતું નહિ. અને એમાંથી એ આ જાતનો આહાર એવી રીતે વધારતો ગયો કે એ મોટા પ્રમાણમાં ખાઈ શકતો. અને એ કારણથી જ એ એટલો બધો ઝેરમય બની ગયો હતો. જો માખી એના હાથ પર બેસે તો એ ફૂલી જતી અને તરત જ મરી જઈ નીચે પડી જતી. આવું ઝેર એ ખાવાનું છોડી શકતો નહિ, કારણ કે એને ડર હતો કે જો એનો ઉપયોગ પોતે નહિ કરે તો તુરત જ મરી જશે.'[૬]

વર્ષોમાં અને બારબોસાની કૃતિઓનાં યુરોપની બીજી ભાષાઓમાં ભાષાંતર લોકપ્રિય થયેલાં હતાં[7] એથી મહમૂદ બેગડો એની આવી અંગત ટેવોને લીધે યુરોપભરમાં 'હિંદના ઇતિહાસનો ભૂરી દાઢીવાળો' તરીકે પંકાયો હતો. જોકે એ નોંધવું જોઈએ કે ગુજરાતના મુસ્લિમ તવારીખકારો મહમૂદના ઝેર–વ્યાપી શરીર-બાંધા વિશે કોઈ નિર્દેશ આપતા નથી, પણ 'મિરાતે સિકંદરી'નો લેખક સિકંદર મહમૂદની પાચનશક્તિ ઘણી જ પ્રબળ હતી અને એનો દિવસ તથા રાત્રિનો આહાર વધુ પ્રમાણમાં હતો એનો ઉલ્લેખ તો કરે જ છે.[8]

બારબોસાના જણાવ્યા પ્રમાણે એ જ્યારે ગુજરાતના પ્રવાસે આવ્યો ત્યારે અહીં અહમદશાહી વંશની પ્રતિષ્ઠા હિંદનાં રાજ્યોમાં ઉચ્ચ સ્થાને હતી તથા દિલ્હીના સુલતાનોની સત્તાની બરોબરી કરી શકે તેવી રીતે એનો ફેલાવો થયો હતો. ગુજરાતની ઉત્તરે ને પશ્ચિમે આવેલાં કેટલાંય અર્ધસ્વતંત્ર રાજપૂત રાજ્યો ગુજરાતના સુલતાનો સાથે સતત યુદ્ધમય પ્રવૃત્તિ ચલાવતાં હતાં. રાજપૂતોની ઘોડેસવારી તથા બાણુવિદ્યા અને એમની ઘેટાં તથા માછલી ખાવાની ટેવનો એણે નિર્દેશ કર્યો છે.[9] રાજપૂતોથી બીજા ક્રમે વણિક કોમનો મોટા દુકાનદારો અને વેપારીઓ તરીકે ઉલ્લેખ કર્યો છે, પણ એમાં મોટા ભાગે ગુજરાતના જૈનોના રીતરિવાજનું વર્ણન છે. તેઓ મોટી સંખ્યામાં ઘણાં નગરોમાં હતા અને કોઈ પણ પ્રકારની જીવહિંસાના મોટા વિરોધી હતા. આ સંબંધમાં બારબોસા જણાવે છે[10] કે 'આ લોકો હંમેશ માટે અહિંસાના મંત્રનું ઘણા સંયમથી પાલન કરે છે. માંસ કે મચ્છી કે અન્ય કોઈ સજીવ સત્ત્વ ખાતા નથી. તેઓ કોઈની હત્યા કરતા નથી, એટલું જ નહિ, પણ કોઈ પ્રાણીની થતી હત્યા જોવાની વૃત્તિ પણ રાખતા નથી. એથી ઘણી વાર એવું બને છે કે મૂર (મુસ્લિમો) લોકો એમની પાસે નાનાં પંખીઓ કે જીવડાં લાવે છે અને એમની હાજરીમાં હત્યા કરવાનો દેખાવ કરે છે અને વણિકો એમની (પંખીઓ વગેરેની) જિંદગી બચાવવા માટે એમની કિંમત કરતાં પણ વધુ આપીને એ ખરીદે છે, છોડી દેવા પૈસા આપે છે અને જવા દે છે. તેઓ દેહાંતદંડના કેદીને શક્ય હોય તો ખરીદીને એને મોતમાંથી ઉગારી લે છે. કેટલાક ફકીરો અને દાન મેળવવા ઇચ્છુક લોકો એમની સમક્ષ પોતાના શરીર પર ઘા કરવાના દેખાવ કરીને મોટી રકમનાં દાન મેળવે છે.



વણિકોના ખોરાકમાં દૂધ માખણ ખાંડ અને ચોખા હતા. તેઓ ફળો અને શાકભાજી મોટા પ્રમાણમાં ખાતા હતા. પુરુષો અને સ્ત્રીઓ બંને દિવસમાં

બે વાર સ્નાન કરતાં, જેથી કરીને એમણે એ બે સ્નાન વચ્ચેના ગાળામાં જે પાપો કર્યાં હોય તે ધોવાઈ જાય. સ્ત્રીઓની જેમ પુરુષો પણ લાંબા વાળ રાખતા અને એને માથા પર વાળી લઈ ઉપર પાઘડી બાંધતા. કેસર અને બીજાં સુગંધિત દ્રવ્યોથી મિશ્રિત સફેદ સુખડનો લેપ તેઓ લગાડતા. તેઓ કિંમતી રત્ન વગેરેથી જડિત સોનાના કુંડળ પહેરવાના અને કપડાં પર સોનાનો કમરબંધ બાંધવાના ખૂબ શોખીન હતા. તેઓ સોના અને ચાંદીથી સુશોભિત નાનાં છરી-ચપ્પુ સિવાય બીજાં કોઈ શસ્ત્ર રાખતા નહિ અને એમનું રક્ષણ કરવાનું કામ મુસ્લિમ શાસકો પર છોડતા. બારબોસાએ વણિક સ્ત્રીઓને સુંદર અને નાજુક તથા શ્યામ અને ઊજળા વાનની વર્ણવી છે. એ સ્ત્રીઓ ખુલ્લા પગે ફરતી, પગમાં સોના ચાંદીના ભારે વજનના તોડા પહેરતી, અને પગનાં અંગૂઠા અને આંગળીઓ પર વીંટી અને વેઢ પહેરતી. તેઓના કાન 'એક ઈંડુ પસાર થઈ શકે તેટલા પહોળા' વીંધવામાં આવતા. જેમાં તેઓ સોનાચાંદીનાં જાડા કુંડળ પહેરતી. સ્ત્રીઓને મોટે ભાગે ઘેર જ પુરાયેલા જેવી સ્થિતિમાં રાખવામાં આવતી. બારબોસાએ ગુજરાતની મુસ્લિમ વસ્તીના સ્વરૂપનું આલેખન કર્યું છે. એમાં તુર્કો અરબો ઈરાનીઓ મમ્લૂકો (ઇજિપ્તના) અને ખોરાસાનીઓનો સમાવેશ થતો હતો. આ લોકો મોટે ભાગે વેપાર માટે આવેલા હતા. એમનાં જહાજ ગુજરાતના દરિયાકાંઠાના ઘણાં બંદરોએ નાંગરેલાં રહેતાં. અન્ય લોકો અહીંના સુલતાનોની પગાર આપવામાં રહેલી ઉદારતાથી અને દેશની સંપત્તિથી આકર્ષાઈને આવેલા હતા.[૧૧]

ગુજરાતના શાસક વર્ગોની વૈભવપૂર્ણ રહેણીકરણી પણ બારબોસાએ નોંધી છે. સુખી વર્ગના લોકો સોનેરી રેશમી જેવા ભપકાદાર પોશાક પહેરીને ફરતા. એમની સોના કે ચાંદી જડિત ટૂંકી કટારો એમના દરજ્જાનું દર્શન કરાવતી. પુરુષો માથું મૂંડાવી નાખતા અને પાઘડી કે લુંગી પહેરતા. મુસ્લિમ સ્ત્રીઓ નમણી અને સુંદર હતી. તેઓને ઘરમાં રાખવામાં આવતી. એમને બહાર જવાનું આવતું તો એમના પર કોઈની નજર ન પડે એ માટે પૂરી રીતે ઢંકાયેલી ઘોડાગાડીમાં લઈ જવામાં આવતી.[૧૨]

સુલતાનની લશ્કરી વ્યવસ્થા અંગે પણ બારબોસાએ સારી નોંધ લીધી છે. સુલતાનો લશ્કરી તંત્રના જરૂરી ભાગ તરીકે તાલીમ પામેલ હાથીદળ રાખતા. એમાં ૪૦૦ કે ૫૦૦ મોટા અને ઉત્તમ કોટિના હાથી રાખવામાં આવતા. એનો ઉપયોગ રાજપૂત રાજાઓ કે બીજા સામે કરવામાં આવતો. આવા હાથી દાહોદ (પંચમહાલ જિલ્લો) નજીકનાં જંગલોમાંથી પકડવામાં આવતા. તદુપરાંત મલબાર

અને સિલોનથી દરિયામાર્ગે વેપારીઓ લઈ આવીને વેચતા. દરેક હાથીની કિંમત ૧૫૦૦ ક્રુઝેડો હતી.[૧૩]

લડાઈમાં એક હાથી પર ત્રણથી ચાર માણસ સારી રીતે સંરક્ષાયેલા 'કિલ્લા'(હાવડા)માં બાણ તીર બંદૂક અને બીજાં શસ્ત્રો લઈને બેસતા ને શત્રુ સામે મારો ચલાવતા, પણ બારબોસા જણાવે છે કે હાથીઓ જ્યારે ઘવાતા ત્યારે નાસભાગ કરી લશ્કરમાં મોટો ગૂંચવાડો ઊભો કરતા.[૧૪]

ગુજરાતમાં બીજું મહત્ત્વનું અંગ અશ્વદળ હતું. ઘોડા દેશમાં જ ઉછેરવામાં આવતા ને એ ઉત્તમ કોટિના હતા. ઘોડાઓનો યુદ્ધમાં ખૂબ સારો ઉપયોગ થતો હતો. ઈરાની તુર્ક યોદ્ધાઓ પ્રાચીન ઈરાની રમત–ચોગાન રમવામાં પણ ઘોડાઓનો ઉપયોગ કરતા.[૧૫]

બારબોસાએ ગુજરાતનાં બે મુખ્ય શહેર–ચાંપાનેર અને અમદાવાદ–ના એ વિસ્તારનો, ત્યાંની અનેકવિધ પ્રવૃત્તિઓનો તથા દરિયાકાંઠા પર આવેલાં ૧૨ જેટલાં બંદર–નગરોનો અહેવાલ આપ્યો છે. આ સમયમાં ગુજરાતના શાસક કે રાજાને ખંભાતના રાજા તરીકે ઓળખવામાં આવતો.[૧૬]

ચાંપાનેર વિશે લખતાં બારબોસા જણાવે છે કે મહમૂદ બેગડાએ રાજપૂત રાજા પાસેથી જીતી લઈ પોતાનો દરબાર ત્યાં ખસેડ્યો હતો. આ શહેર દૂધ અને મધથી સભર હતું. ત્યાંનાં સપાટ મેદાનોમાં ઘઉં જવ જુવાર ચોખા અને ચણા તથા કઠોળ પુષ્કળ પ્રમાણમાં થતાં હતાં. અહીં સુલતાન મુઝફ્ફર ર જો મોટી સંખ્યામાં બાજપક્ષી, શકરો, ચપળ અને પાતળા શિકારી કૂતરા, ગુનાશોધક કૂતરા તથા ચિત્તાને શિકારમાં ઉપયોગી બને એ માટે રાખતો હતો. એણે પાંજરામાં પૂરેલાં જંગલી પશુઓનું સંગ્રહાલય પોતાના આનંદ માટે રાખ્યું હતું, જેમાં એ દુનિયાના ઘણા ભાગોમાંથી પ્રાણીઓ મગાવતો.

બારબોસા ચાંપાનેર પછી અંદવા (અમદાવાદ) વિશે વર્ણન આપે છે, એ ચાંપાનેર કરતાં ઘણું ધનાઢ્ય અને કદમાં ઘણું મોટું હતું. ત્યાં સુલતાનો દરબાર ભરતા હતા. ચાંપાનેર અને અમદાવાદ શહેરો એમની મજબૂત દીવાલો અને પાશ્ચાત્ય ઢબનાં છાપરાંવાળાં સુંદર મકાનોથી શોભતાં હોવાનું એ જણાવે છે.[૧૭]

બારબોસાએ સંપત્તિ વૈભવ ઉદ્યોગો અને હુન્નરધંધાની બાબતમાં ખંભાતનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. આ નગર મનોરમ્ય જિલ્લાની વચ્ચે આવેલું હોવાથી દરેક ચીજનો પુરવઠો ત્યાં ભરપૂર પ્રમાણમાં મળી રહેતો. શહેરની

શેરીઓનું ચોકઠા આકારમાં બાંધકામ થયેલું હતું. એનાં પથ્થર તથા ચૂના વડે બાંધેલાં ઊંચાં મકાન બારીઓ અને લાદીવાળાં છાપરાંથી શોભતાં હતાં. અહીંના રહેવાસી હિંદુ અને મુસ્લિમ બંને વર્ગના હતા. એ મોટા ભાગે વેપારી હતા. સમગ્ર હિંદના વેપારના કેંદ્ર તરીકે જાણીતા બનેલા આ શહેરમાં જેને 'શ્વેત-વર્ણ'ની કહી શકાય તેવી વિદેશી પ્રજા પણ હતી.[૧૮] ખંભાતના નાગરિકો 'ભારે સંસ્કારી, સારો પોશાક પહેરનારા, મોજીલું જીવન ગાળનારા, અને આનંદપ્રમોદ કરનારા તથા દુર્ગુણોવાળા' હતા. લોકો ઘોડા કે બળદ જોડેલી ગાડીઓમાં બહાર જતા. ધનાઢ્ય વર્ગોની ઘણી ગાડી 'એક બંધ અને શણગારાયેલા ઓરડા' જેવી હતી [૧૯]

ખંભાત એની યાંત્રિક કામગીરી અને હુન્નરવિદ્યાઓ માટે ખૂબ પંકાયેલું હતું. ત્યાં દરેક પ્રકારનું સુતરાઉ અને રેશમી કાપડ મખમલ સાટીન અને જાડા ગાલીચા બનતા હતા. હાથીદાંતનો ઉપયોગ જેમાં વધુ પ્રમાણમાં થતો હતો તેવી વસ્તુઓ, જેમકે કંગન, તલવારની મૂઠો, પાસા, શેતરંજનાં મહોરાં, શેતરંજ-પટ અને પલંગનો ખાસ ઉલ્લેખ બારબોસાએ કર્યો છે. ખંભાત હીરા ઘસવાના કેંદ્ર તરીકે જાણીતું હતું. ત્યાં કૃત્રિમ મૂલ્યવાન પથ્થરો અને મોતી બનાવવામાં આવતાં, જે સાચાંની જેમ દેખાતાં. અહીંના સોની એમના કામમાં પ્રવીણ હતા. અહીં અલ-અકીક અને સામાન્ય અકીક તથા સામાન્ય, પણ મૂલ્યવાન પથ્થરોનો મોટો વેપાર ચાલતો. અકીક જેવા પથ્થરોનો વેપાર ખંભાતથી યુરોપ અને પશ્ચિમ એશિયા સાથે ચાલતો હતો, પણ આની ખાણો ખંભાતથી ઘણે દૂર અંદરના ભાગમાં નર્મદા કાંઠે આવેલ લિમોદરા(ભરૂચ જિલ્લા)માં હતી. બારબોસાના નોંધવા મુજબ લિમોદરા અકીકના ધીકતા વેપારનું મુખ્ય કેંદ્ર હતું. અહીં પથ્થરોને ચમકદાર બનાવીને વીંટીઓ તલવાર કે ખંજરના હાથા માટેની મૂઠો અને બીજી ઘણી વસ્તુ બનાવનારા નિષ્ણાત કારીગરો જડી આવતા. સમય જતાં લિમોદરાથી આ ઉદ્યોગ ખંભાત ફેરવાયો હતો.[૨૦]

બારબોસાએ ખંભાત પછી દીવ ટાપુના શહેરનું વર્ણન કર્યું છે. દીવ મોટા અને ધીકતા વેપારી કેંદ્ર તરીકે હોવા છતાં ખંભાતમાં જે વિવિધ પ્રકારની ઔદ્યોગિક પ્રવૃત્તિઓ થતી હતી તેઓનો અહીં અભાવ હતો. આમ છતાં આ બંદરે મોટી અને કિંમતી ચીજોની હેરફેર થવાથી એના શાસકોને આશ્ચર્ય પમાડે તેવી ઘણી મોટી આવક થતી હતી.[૨૧] અહીંના સૂબા મલિક અયાઝ વિશે બારબોસાએ લખ્યું છે કે એ વૃદ્ધ પુરુષ ન્યાયી ખંતીલો અને વિદ્વાન છે. એની પાસે ઘણું શક્તિશાળી તોપખાનું છે, જે દિવસે દિવસે તાકાતવાન બનતું જાય છે. એની

પાસે હલેસાં મારીને ચલાવી શકાય તેવી અનેક સપાટ નાની હોડીઓ છે, જે સુંદર ઘાટની અને સુસજ્જ છે. એણે બંદરની પેલી બાજુએ મજબૂત સાંકળ બંધાવી છે અને આપણા સ્વામી (પોર્ટુગલના) રાજાના પ્રતાપના મોટા ભયથી આ તોપખાનું સજ્જ રખાયું છે.[૨૨]

દીવ પછી તાપીને કાંઠે આવેલ રાંદેર બંદરનો ઉલ્લેખ બારબોસા કરે છે. ત્યાં રહેતા અરબ વેપારીઓ સંસ્કારી અને ઉદાર મનના હતા. તેઓ ઊજળા અને નમ્ર હતા. એમની સ્ત્રીઓ સ્વરૂપવાન હતી. એ સમયના મુસ્લિમોમાં પ્રચલિત રિવાજ પ્રમાણે એ ઘરમાં પુરાઈ રહેતી નહિ, પણ દિવસે એ પોતાનાં મુખ ઢાંક્યા વગર બહાર જતી. લોકોનાં મકાન સુંદર બાંધણીનાં અને સજાવટવાળાં હતાં. મકાનોના સંમુખ ઓરડા કે દીવાનખંડમાં ચારે તરફ છાજલીઓની હારમાળા હતી, જેમાં ચીનથી લાવેલાં ચીનાઈ માટીનાં મનોહર કિંમતી વાસણ ગોઠવ્યાં હતાં.[૨૩]

સુરત વિશે લખતાં બારબોસા જણાવે છે કે એ રાંદેર કરતાં ઊતરતી કક્ષાનું હતું, એમ છતાં 'ખંભાતના રાજા'ને સુરતમાંથી મોટી જકાતી આવક થતી હતી.

બારબોસા ખંભાત દીવ રાંદેર અને સુરત ઉપરાંત ખંભાતના અખાતથી મુંબઈ સુધીના દરિયાકાંઠા પર આવેલાં વેપાર-સમૃદ્ધ આઠ બીજાં બંદરોનો ઉલ્લેખ કરે છે, એમાં પાટણ-સોમનાથ માંગરોળ ઘોઘા અને ભાવનગરની બરાબર સામેના ભાગમાં આવેલ ગંધાર દમણ દહાણું વસઈ અને થાણાનો સમાવેશ થાય છે. થાણા અને માહીમ માટે એ લખે છે કે ત્યાં ઘણા બાગબગીચા મંદિરો તેમ મસ્જિદો હતાં. એ સારાં બંદર હોઈ ત્યાં ચાંચિયાઓનો અડ્ડો હતો. તેઓ પશ્ચિમના કાંઠા પર નાનાં જહાજો માટે આફતરૂપ હતા.[૨૪]

આપણને બારબોસા પછી નામાંકિત તુર્ક વિદ્વાન કવિ લેખક ગણિતશાસ્ત્રી અને સાગરશાસ્ત્રનો પંડિત સીદી અલી બિન હુસેન, જે અલી રેઇસના નામથી જાણીતો છે, તેનો અહેવાલ ગુજરાત વિશે જોવા મળે છે.[૨૫]

એ જ્યારે ગુજરાતમાં આવ્યો ત્યારે ગુજરાતનું રાજ્ય ડામાડોળ સ્થિતિમાં હતું. રાજકીય અને આંતરિક વિખવાદો વધી ગયા હતા, કારણ કે એ વખતે કિશોરવસ્થાનો અહમદ ત્રીજો (૧૫૫૪-૧૫૬૧) સુલતાન તરીકે હતો. સીદી અલીને રાજકીય વિખવાદોનો કડવો અનુભવ થયો હતો.



તુર્કોના સુલતાન સુલેમાને પૂર્વના દેશોમાં પોતાની સત્તા ફેલાવવા અને સ્થાપવાની તથા ફિરંગીઓને હિંદી મહાસાગરના જળવિસ્તારમાંથી હાંકી કાઢવાની

કામગીરી આરંભી હતી. એને કેટલીક નિષ્ફળતા મળ્યા પછી સીદી અલીને આ કામે મોકલ્યો. શરૂઆતમાં એ અરબી સમુદ્રમાં ઓમનના અખાતમાં મસ્કત ખાતે ફિરંગીઓ સાથેની લડાઈમાં હારી જતાં ત્યાંથી નાસી છૂટી છેવટે સલામતી મેળવવા ગુજરાતના કાંઠે સૌરાષ્ટ્રમાં આવી પહોંચ્યો. અહીંથી ફિરંગીઓના ભયથી અને દરિયાઈ આફતોથી પરેશાન થઈ છેવટે સુરત જઈ પહોંચ્યો. આ સમયે સુરતમાં ગુજરાતના સુલતાન અહમદ સામે અહીંના ઉમરાવ નાસીર-ઉલ્-મુલ્કે ફિરંગીઓ સાથે મળી જઈ બંડ કર્યું હતું. સુલતાને આ બંડ કેવી રીતે સમાવ્યું એનું સીદી અલીએ વિગતવાર વર્ણન કર્યું છે.

ફિરંગીઓનો કાફલો ગુજરાત કાંઠે આવી પહોંચવાની વકી હતી તેથી સીદી અલીએ લડવાની તૈયારી રાખી હતી અને એ સ્થિતિમાં બે મહિના પસાર કર્યા. એ જણાવે છે કે બંડખોર નાસીર-ઉલ્-મુલ્કે એની હત્યા કરાવવા કે એને ઝેર આપવા માટે માણસ રોકયા હતા, પણ એ માણસોના પ્રયાસ નિષ્ફળ ગયા હતા. નાસીર-ઉલ્-મુલ્કના અવસાન પછી સુરતના સૂબા ખુદાવંદખાન પાસે ફિરંગીઓનો એલચી આવ્યો અને એણે કહ્યું કે સુરત પ્રત્યે ફિરંગીઓને દુશ્મનાવટ નથી, પણ તુર્ક નૌકાધિપતિ (સીદી અલી) પ્રત્યે છે તેથી એને ફિરંગીઓને હવાલે કરવો જોઈએ, પણ ખુદાવંદખાને આ માગણીને તરત જ નકારી કાઢી. સીદી અલીની નોંધ મુજબ ફિરંગી એલચીની આવી માગણીથી પોતાના સૈનિક ઉશ્કેરાયા અને ફિરંગી એલચીની હત્યા કરવા તત્પર બન્યા, પણ સીદી અલીએ પરદેશી ભૂમિ પર આવું કામ કરતાં પોતાના સૈનિકોને અટકાવ્યા હતા.[૨૬]

ઇજિપ્તના પોતાના તુર્કી નૌકા કાફલાની સ્થિતિ વર્ણવતાં સીદી અલીની કપરી સ્થિતિનો ખ્યાલ આવે છે. એનો કાફલો ઘણા મહિનાથી સુરતમાં અટકી પડચો હતો, તેથી એના સૈનિકો અને ખલાસીઓ બેચેન બન્યા હતા. બે વર્ષ સુધી એમને પગાર મળ્યો ન હતો. એમનો સરંજામ ખલાસ થયેલો હતો. એમનાં જહાજ બિસ્માર હાલતમાં હતાં તેથી ઇજિપ્ત પાછા ફરવાનું એમને માટે અશક્ય હતું. આવી સ્થિતિમાં કેટલાકે સુરત અને ભરૂચના સૂબાઓની નોકરી સ્વીકારી. વળી લશ્કરી સરસામાન પણ સુરતના સૂબા ખુદાવંદખાનને વેચી દેવો પડચો. આમ કાફલો વેરવિખેર થઈ જતાં એ પોતે તથા ઇજિપ્તના સુલતાનના પહેરેગીરોના વડો મુસ્તફા આગા ૫૦ અમલદારો સાથે અમદાવાદ તરફ રવાના થયા (૧૫૫૪). 
એનો ઈરાદો ગુજરાતથી જમીનમાર્ગે તુર્કી જવાનો હતો.

અમદાવાદના માર્ગે ભરૂચ વડોદરા અને ચાંપાનેર થઈને જતાં રસ્તામાં

જોયેલાં અપરિચિત ઝાડોનું વર્ણન સીદી અલીએ કર્યું છે. આમાં વડવાગોળ, કાળા મોંના ચેનચાળા કરતા વાંદરાઓ વગેરેનું વર્ણન રસિક છે.[૨૭]

સીદી અલી અને એના સાથી સુરતથી નીકળી લગભગ ૧૫ દિવસના પ્રવાસ બાદ મહેમદાવાદ થઈ અમદાવાદ આવી પહોંચ્યા. ત્યાં સીદીએ જુવાન સુલતાન અને વડા વજીર ઇમાદુલ્મુલ્કની મુલાકાત લીધી. એણે પોતાનાં અધિકાર-પત્ર રજૂ કરતાં સુલતાને પ્રવાસ માટે એને એક ઘોડો, કેટલાંક ઊંટ અને નાણાં આપ્યાં. અમદાવાદમાં વજીર ઇમાદુલ્મુલ્કને ત્યાં અગાઉથી પહોંચી ગયેલા ફિરંગી એલચીએ તુર્ક નૌકાધિપતિ સીદી અલીને ફિરંગીઓને હવાલે કરવા માગણી કરી. આ બાબતમાં વજીરની હાજરીમાં ફિરંગી એલચી સાથે પોતાને થયેલા ગરમાગરમ સવાલ-જવાબની સીદી અલીએ સરસ શબ્દોમાં નોંધ કરી છે.[૨૮]

અમદાવાદ નજીક સરખેજમાં સીદીએ શેખ અહમદ ખટ્ટૂની દરગાહની મુલાકાત લીધી હતી. સુલતાન અહમદે એને મોટી જાગીર આપી ભરૂચના કિલ્લાની સરદારી આપવા તૈયારી બતાવી, પણ સીદીએ એનો અસ્વીકાર કરી એને અને એના સાથીઓને જવા દેવાની પરવાનગી માગી, જે એને આપવામાં આવી.

અમદાવાદ છોડતી વખતે સ્થાનિક મુસ્લિમોએ સીદી અલીને બે ભાટ(ચારણ) ભોમિયા તરીકે અને રક્ષણ માટે આપ્યા. ગુજરાતના ભાટ લોકો વિશે સીદી અલીએ જે વર્ણન કર્યું છે તેમાં ભાટોની વીરતા, રાજપૂતોની એમના પ્રત્યેની આદરભાવના લાગણી વગેરેની નોંધ કરી છે.[૨૯]

અમદાવાદથી એ સાથીઓ સાથે પાટણ પહોંચ્યો. ત્યાં એણે શહેરના પીર ગણાતા શેખ નિઝામની કબરની મુલાકાત લીધી. ત્યાંથી એ રાધનપુર ગયો. અહીં એણે સાથે આવેલ ભાટોને રજા આપી, કેટલાંક ઊંટ ખરીદ્યાં અને પારકર જિલ્લો ઓળંગી સિંધ જવા માટે કચ્છના રણનો રસ્તો લીધો, અને સિંધ પંજાબ અફઘાનિસ્તાન તુર્કસ્તાન ખુરાસાન અને ઈરાન થઈ ઈ.સ. ૧૫૫૭ના એપ્રિલમાં પોતાને વતન પહોંચ્યો.

સીદી અલી પછી ૧૫૬૩માં માસ્ટર સીઝર ફ્રેડરિક નામનો વેનિસનો વેપારી પૂર્વના દેશ જોવાના હેતુથી એલેપ્પો બસરા અને હોરમઝ થઈને 'ખંભાતના રાજ્યમાં' આવી પહોંચ્યો. એ વખતે ગુજરાતમાં મુઝફ્ફરશાહ ૩ જો સત્તા પર હતો.


ફ્રેડરિકે દીવને ફિરંગીઓના પૂર્વમાં આવેલા ખૂબ મજબૂત થાણા તરીકે ઓળખાવ્યું છે.[૩૦] દીવ શહેર કદમાં નાનું હતું છતાં રાતા સમુદ્ર અને બીજાં સ્થળોએ બહોળો વેપાર કરતું હતું. એણે દીવના બારામાં મુસ્લિમ તથા ખ્રિસ્તી

વેપારીઓનાં માલથી લદાયેલાં જહાજ પરદેશ ઊપડવાની તૈયારીમાં જોયાં. ખંભાત બંદરનો દરિયો છીછરો હોવાથી ત્યાંથી નાની હોડીઓ દ્વારા માલ દીવ લાવવામાં આવતો. ફ્રેડરિકે એ પણ નોંધ કરી છે કે ફિરંગીઓનો દરિયા પરનો અંકુશ એટલો બધો સજ્જડ હતો કે દેશના વેપારી ફિરંગી વાઇસરૉય તરફથી પરવાના કે રજા મેળવ્યા સિવાય વેપાર કરી શકતા નહિ કે જહાજો હંકારી શકતા નહિ. પરવાના કે પાસ વગરની એમની હોડીઓ કબજે લેવાતી.

ફ્રેડરિકે ખંભાતને 'અતિ સુંદર શહેર' તરીકે વર્ણવેલું છે, પણ ૧૫૬૩માં એ મહાદુષ્કાળમાં સપડાયું હતું. એના જણાવ્યા મુજબ શહેરના હિંદુ લોકો એમનાં પુત્રો અને પુત્રીઓને ફિરંગીઓ પાસે લઈ જતા ને એમને ખરીદી લેવા વિનંતી કરતા. દરેકની કિંમત આઠ કે દસ લેરિન ચૂકવાતી એણે જોઈ હતી. ખંભાતની ધીકતી વેપારી પ્રવૃત્તિથી એ પોતે ખૂબ અંજાઈ ગયો હતો અને એ કહે છે કે 'મેં જો આ જોયું ન હોત તો હું માનત નહિ કે ખંબાઇટ્માં વેપાર આવડો મોટો છે.'

પરદેશોમાંથી આયાત થતી ચીજોમાં મસાલા ચીની રેશમ ચંદન હાથીદાંત મખમલ અને સુવર્ણ સિક્વિનનો[31] સમાવેશ ફ્રેડરિક કરે છે. દીવ બંદરેથી મોટા જથ્થામાં સફેદ અને રંગીન કાપડ ગળી સૂંઠ આમળાં ખાંડ કાચું સૂતર અફીણ હિંગ અકીકના પથ્થર વગેરેની નિકાસ થતી. ખંભાતની હુન્નરકલામાં ફ્રેડરિકને સહુથી વધુ આકર્ષક હાથીદાંતનાં વિવિધ રંગોમાં બનતાં કંકણ લાગ્યાં હતાં. એ કહે છે કે હિંદુ સ્ત્રીઓ એની ખૂબ શોખીન હતી અને આ આભૂષણોથી પોતાના હાથ પૂરા ભરી દેતી.

આમ ફ્રેડરિકે દીવ અને ખંભાતનાં બંદરોની ધીકતી વેપારી પ્રવૃત્તિની જે નોંધ કરી છે તે અન્ય સમકાલીન લખાણો અને પ્રવાસીઓએ આપેલી માહિતીને મળતી આવે છે.

## પાદટીપો



1. ગંધાર હાલ ભરૂચ જિલ્લામાં વાગરા તાલુકામાં ઢાઢર નદી પર ખંભાતના અખાતથી ચાર માઇલ દૂર છે. આ સમયે એ દરિયાઈ વેપારનું નોંધપાત્ર સ્થાન હતું. ઈ.સ. ૧૫૪૬ પછી ફિરંગીઓના ઉપદ્રવને કારણે એની પડતી થઈ.

૨. H. A. R. Gibb (trans. and ed.), *Ibn Battuta, Travels in Asia and Africa, 1325–1354*

૩. કાવી હાલ ભરૂચ જિલ્લામાં જંબુસર તાલુકામાં મહી નદીના કાંઠે ખંભાતથી નજીક આવેલું છે.

૪. Gibb, *op. cit.*, p. 230

૫. *The Travels of Ludovico de Varthema*, pp. 109–110

૬. *A Description of the Coasts of East Africa and Malabar in 1514*, p. 57

૭. બારબોસાનું પુસ્તક *The Book of Duarte Barbosa* નામે પોર્ટુગીઝ ભાષામાં ૧૮૧૨માં પ્રસિદ્ધ થયું હતું. આ પુસ્તકનું એમ. લૉંગવર્થ ડેમ્સે અંગ્રેજીમાં ભાષાંતર કરી સંપાદન કર્યું છે.

૮. 'મિરાતે સિકંદરી', (ગુ. ભાષા.) પા. ૭૩-૭૪

૯–૧૨. *The Book of Duarte Barbosa*, Vol. I, pp. 110-121

૧૩. ક્રુઝેડો પોર્ટુગીઝ ચલણ હતું. એક ક્રુઝેડો બરાબર ૧૦ શિલિંગના હિસાબે એક હાથીની કિંમત ૭૫૦ પાઉન્ડ અથવા લગભગ રૂ. ૧૦,૦૦૦ બરાબર થાય. આ સંદર્ભમાં હાથીઓની સંખ્યા જોતાં ગુજરાતની નાણાંકીય સધ્ધરતાનો ખ્યાલ બાંધી શકાય.

૧૪. *The Book of Duarte Barbosa*, Vol. I, p. 118

૧૫. *Ibid.*, p. 119 ૧૬. *Ibid.*, p. 117 ૧૭. *Ibid.*, pp. 123f

૧૮.-૧૯. *Ibid.*, pp.139–41 ૨૦. *Ibid.*, pp. 142–145

૨૧. *Ibid.*, pp. 128-130 ૨૨. *Ibid.*, pp. 130–33 and notes

૨૩. *Ibid.*, pp. 148–150 ૨૪. *Ibid.*, pp. 152–153

૨૫. સીદી અલીએ તુર્કી ભાષામાં લખેલી કૃતિનું *The Travels and Adventures of the Turkish Admiral Sidi Ali Reis in India, Afghanistan etc., during the years 1553-56*ના નામે A. Vamberyએ ભાષાંતર કરેલું છે. સીદી અલીની મૂળ કૃતિ *Mirat-al-Mamlik*, જેમાં એના ગુજરાતના પ્રવાસનો અને સાહસોનો અહેવાલ છે તેનું અંગ્રેજીમાં ભાષાંતર M. Hammer નામના વિદ્વાને કરેલું છે (Commissariat, *History of Gujarat*, p. 481 note). હવે પછી એનો *The Travels of Sidi Ali* તરીકે ઉલ્લેખ થશે. સીદી અલીએ એની ઉત્તમ કૃતિ *Al Muhit* (મહાસાગર) અમદાવાદમાં રહીને ૧૫૫૪માં પૂરી કરી હતી, એમાં એણે ભૂગોળ અને સાગરશાસ્ત્રની છણાવટ કરી છે.

૨૬-૨૭. *The Travels of Sidi Ali*, pp. 27–34

૨૮. વિગત માટે જુઓ *ibid.*, pp. 32–33.

૨૯. *Ibid.*, p. 34

૩૦. એના વર્ણનના ઉતારા માટે જુઓ James Forbes, *Oriental Memoirs*, Vol. III, pp. 86–87

૩૧. વેનિસનું ૯ શિલિંગ અને ૪ પેન્સનું સોનાનું એક જૂનું નાણું.

*

# વંશાવળીઓ

## ૧. દિલ્હીના ખલજી વંશ




## ૨. દિલ્હીના તુગલુક વંશ






33

## ૩. ગુજરાતના સુલતાનો

- ૨. મુઝફ્ફરશાહ ૧ લો
  - ૧. મુહમ્મદશાહ ૧ લો
    - ૩. અહમદશાહ ૧ લો
      - ૪. મુહમ્મદશાહ ૨ જો
        - ૫. કુત્બુદ્દીન
          - ૬. અહમદશાહ ૨ જો
        - ૭. મહમૂદશાહ ૧ લો–બેગડો
          - ૮. મુઝફ્ફરશાહ ૨ જો
            - ૯. સિકંદર
            - ૧૧. બહાદુરશાહ
            - લતીફખાન
              - ૧૩. મહમૂદશાહ ૩ જો
            - ૧૦ મહમૂદશાહ ૨ જો
            - રજી
              - રુકૈયાર=આદિલખાન ફારુકી (ખાનદેશ)
                - ૧૨. મુહમ્મદશાહ ૩ જો
      - ૬. દાઊદખાન
      - શકરખાન
        - પુત્ર
          - પુત્ર
            - ૧૪. અહમદશાહ ૩ જો
  - ૧૫. મુઝફ્ફરશાહ ૩ જો
    - બહાદુર

## ૪. કચ્છના જાડેજા વંશ

### (અ) મુખ્ય વંશ




### આ. અબડાસાનો વંશ



## ૫. નવાનગરના જાડેજા વંશ




## ૬. સોરઠના ચૂડાસમા વંશ



## ૭. જેઠવા વંશ

૧૫૯. ભાણજી (ધૂમલી)
૧૬૦. જઈતપાલ
૧૬૧. જસધવલજી
૧૬૨. સંઘજી ૩ જો
૧૬૩. ભાણજી ૫ મો
૧૬૪. રાણોજી ૩ જો (રાણપુર)
૧૬૪ અ. રામદેવ ૨ જો
૧૬૪ આ. સંઘજી (૪ થો)
૧૬૪ ઇ. ભાણજી ૬ ઠો
૧૬૪ ઈ. ખીમકરણ ૧ લો
૧૬૪ ઉ. વિક્રમાત ૩ જો
૧૬૫. રાણોજી ૪ થો
૧૬૫ અ. મેહજી
૧૬૫ આ. રામજી
૧૬૫ ઇ. મેહજી
૧૬૬. ખીમોજી ૨ જો
૧૬૭. રામદેવજી ૩ જો
|
૧૬૮. ભાણજી ૭ મો (સીઢાણા)
|
૧૬૯. ખીમોજી ૩ જો (છાયા)

## ૮. વાજા વંશ



## ૯. ઝાલા વંશ

### (અ) મુખ્ય શાખા

૯. સાંતલજી (પાટડી)
|
૧૦. વિજયપાલ
૧૧. રામસિંહજી
૧૨. વૈરિસિંહજી
૧૩. રણમલ
૧૪. શત્રુશલ્ય
૧૫. જૈતસિંહજી (માંડલ)
| (કૂવા)
૧૬. રણવીર
|
૧૭. ભીમ
|
૧૮. વાઘજી
|
રાજોધરજી(હળવદ)

### (આ) હળવદ–ધ્રાંગધ્રા

વાઘજી
|
૧. રાજોધરજી (હળવદ)
|
૨. રાણોજી
|
૩. માનસિંહજી
|
૪. રાયસિંહજી

### (ઈ) લીંબડી શાખા

૯. સાંઘોજી (જાંબુ)
૧૦. શેષમલ
૧૧. સારંગ
૧૨. લાખો
૧૩. વજેરાજ
૧૪. નાગજી
૧૫. ઉદયભાણ
૧૬. ખેતોજી
૧૭. ભોજરાજ
૧૮. ખેતોજી
૧૯. સાંગોજી
૨૦. સોઢોજી
૨૧. આસકરણ (શિયાણી)

## ૧૦. સોઢા પરમાર

૧. લખધીર
૨. ભોજરાજ
૩. ચાચોજી
૪. રતનજી

## ૧૧. ગૂહિલ વંશ (ગોહિલવાડ શાખા)



## ૧૨. ઈડરનો રાઠોડ વંશ

૧. રાવ સોનીંગજી
૨. રાવ અજોમલ્લ
૩. ધવલમલ
૪. લૂણકરણ
૫. કેહરન
૬. રાવ રણમલ
૭. રાવ પૂંજો
૮. રાવ નારાયણદાસ
૯. રાવ ભાણ




## ૧૩. ચાંપાનેરનો ખીચી ચૌહાણ વંશ

૧. રામદેવ
૨. ચાંગદેવ
૩. ચાચિંગદેવ
૪. સોગનદેવ
૫. માલણસિંહ
૬. જિતકર્ણ
૭. કૂંપુ રાઉલ
૮. વીરધવલ સવરાજ
૯. રાઘવદેવ
૧૦. ત્ર્યંબકદાસ
૧૧. ગંગદાસ
૧૨. જયસિંહદેવ







## મેવાડના મહારાણાઓ


અરિસિંહ
૧. હમ્મીર
૨. ક્ષેત્રસિંહ
૩. લક્ષસિંહ (લાખા)
૪. મોકલસિંહ
૫. કુંભકર્ણ
૬. ઉદયસિંહ
૭. રાયમલ્લ
૮. સાંગા
૯. રત્નસિંહ
૧૦. વિક્રમાજિત

## માળવાના સુલતાનો

(અ) ઘૂરી વંશ

૧. દિલાવરખાન
૨. હુશંગ
૩. મુહમ્મદ
૪. મસઊદ

(આ) ખલજી વંશ

મલિક મુઘીસ

૧. મહમૂદશાહ
૨. ઘિયાસુદ્દીન
૩. નાસિરુદ્દીન
૪. મહમૂદશાહ

## ખાનદેશના સુલતાનો

ખાન જહાન ફારૂકી

૧. મલિક રજા
૨. નસીર
- ૩. મીરાન આદિલ ૧ લો
  - ૪. મીરાન મુબારક
    - ૫. આદિલ ૨ જો
    - ૬. દાઊદ
      - ૭. ગઝનીખાન
- હસન
  - ૮. આદિલ ૩ જો
    - ૯. મીરાન મુહમ્મદ

# સંદર્ભસૂચિ

## સામાન્ય

### મૂળ સંદર્ભો

#### (અ) અરબી, ફારસી અને ઉર્દૂ ગ્રંથો અને અનુવાદો


अफ़ीफ, शम्स शीराज : 'तारीखे फीरोज़शाही', कलकत्ता, १८८८–९१

अबुल, फज़्ल : 'अकबरनामा', भा. १–३ (Eng. tran. by H. Beveridge), Delhi, 1972–73

अली, मुहम्मदखान : 'मिर्‌आते अह्‌मदी' भा. १–२ बड़ौदा, १९२७–३०; Eng. tran. bv M. F. Lokhandwala Baroda, 1965; ગુજ. અનુ. કૃ. મો. ઝવેરી, 'મીરાતે અહમદી', ભાગ ૧–૪, અમદાવાદ, ૧૯૩૪

—'खातिमए मिर्‌आते अह्‌मदी', बड़ौदा, १९३०

इसामी : 'फुतूहुस् सलातीन', आगरा, १९३८

खाजा, निज़ामुद्दीन अह्‌मद : 'तबक़ाते अकबरी', भा. १–३, कलकत्ता, १९३१; Eng. tran. by Elliot in his *History of India as Told by Its Own Historians*, Vol. V, London, 1873

खाफ़ीखान : 'मुन्तखबुल्लुबाब', भा. १–३, कलकत्ता, १८७०, १८७४, १९२५

गावान, महमूद : 'रियाजुल् इन्शा' (संपा. शेख चांद), हैदराबाद, १९४८

तूनी, अब्दुल्हुसेन : 'मआसिरे महमूदशाही' (हस्तप्रत)

फ़िरिश्ता, मुहम्मद कासिम : 'तारीखे फिरिश्ता' भा. १–२, पूना, १८३१, ३२; भा. १–४, लखनऊ, १८९४; लिथो, जिल्द २, अहमदाबाद; Eng. tran. by Elliot in his *History of India as Told by Its Own Historians*, Vol. VI, London, 1875
ગુજ. અનુ., આ. મે. દીવાનજી, 'ફિરિશ્તાકૃત ગુજરાતના મુસલમાની સમયનો ઇતિહાસ', ૧૯૧૭

बदाउनी, अब्दुल कादिर : 'मुन्तखबुत् तवारीख', भा. १–३, कलकत्ता, १८६८–१८६९; Eng tran. by J. S. A. Ranking etc., Calcutta, 1884–1925

बरनी, जियाउद्दीन : 'तारीखे फ़ीरोज़शाही,' कलकत्ता, १८६०–६२; Eng. tran. by Elliot, in his *History of India as Told by Its Own Historians*, Vol, III, London, 1871

बिम्बानी, सैफुल्लाह : 'तारीखे सद्रे जहान' उर्फ 'तारीखे महमूदशाही' (हस्तप्रत), बम्बई

बुखारी, सैयद महमूद : 'तारीखे सलातीने गुज़रात', अलीगढ, १९६४

— : 'मिर्कातुल्वुसूल' (हस्तप्रत, हज़रत पीर मुहम्मदशाह दरगाह, किताबखाना, अहमदाबाद)

मीर, अबू तुराबवली 'तारीखे गुजरात', कलकत्ता, १९०९

मीर, सैयद अली काशानी : 'तारीखे मुज़फ़्फ़रशाही', (संपा. चुघताई) पूना, १९४७

मुल्ला अब्दुल्ल बक्की : 'मआसिरे रहीमी', भा. १–३, कलकत्ता, १९२४–३१

मौलाना, हादी अलीखान : 'मनाकिबे हाफ़िज़िया', (हस्तप्रत, निज़ाम किताबखाना, कलौल)

रज्ज़ाक, अब्दुर : 'मनाकिबे सैयद अहमद जहानशाह' (हस्तप्रत)

शेख, अबूबक मुहियुद्दीन अब्दुल कादिर : 'अन् नूरुस्साफिर अन् अख़बारिल्–कर्निल् आशिर', बगदाद, १९३४

शेख, इस्लामी गुलाम मुहम्मद मुकमल : 'तारीखे गुजरात' (उर्दू)

शेख, गुलाम मुहम्मद : 'मिर्आते मुस्तफ़ाबाद', (तारीखे जूनागढ) बम्बई, १९३१
—'मिर्आते मुहम्मदी,' बम्बई, १९२१

सरहिंदी, यह्या बिन अहमद : 'तारीखे मुबारकशाही', बडौदा, १९३२

सिकंदर बिन मुहम्मद (मन्जूह) : 'मिर्आते सिकंदरी', बम्बई, हि. सं. १३०८; लाहौर, १८९०; Eng. tran. by F. L. Faridi, Dharampur; by S. C. Misra and R. L. Raheman, Baroda, 1961

हाजी, उद्‌ दबीर : 'ज़फरुल्वालिह बे मुज़फ्फर व आलिह', भा. १–३, लन्दन, १९१०, १९२१, १९२९; Eng. tran. by M. F. Lokhandwala, Baroda, 1970

## (આ) સંસ્કૃત, અપભ્રંશ અને જૂની-ગુજરાતી ગ્રંથો

कक्कसूरि : 'नाभिनन्दन जिनोद्धार–प्रबन्ध', (संपा. भगवानलाल ह. पंडित), अहमदाबाद, वि.सं. १९८५

गङ्गाधर : 'मण्डलीक महाकाव्य', *Bharatiya Vidya*, Vols. XIV–XV, Bombay, 1953–54

जिनप्रभसूरि : 'विविध तीर्थकल्प', शान्तिनिकेतन, १९३४

— : जैनस्तोत्रसंग्रह, भा. २

नयचन्द्रसूरि : 'हम्मीरमहाकाव्य' (संपा. नी. ज. कीर्तने), बम्बई, १८७९

नाहटा अगरचन्द्र और नाहटा भंवरलाल (संपा.) : ऐतिहासिक जैन काव्यसंग्रह', कलकत्ता, वि.सं. १९९४

पटेल चिमनलाल और गोन्डेकर (संपा.) : 'लेखपद्धति', Baroda, 1925

प्रतिष्ठासोम : 'सोमसौभाग्य काव्य' (संपा. मुनि धर्मविजयजी), बम्बई १९०५

भुवनदेव : 'अपराजितपृच्छा' (Ed. by B. Bhattacharya), Baroda, 1950

भोजदेव : 'समराङ्गण सूत्रधार', Ed. by B. Bhattacharya), Vol. -1, Baroda, 1924-25

मण्डन : 'देवतामूर्ति प्रकरण' (Ed. by Upendra Mohan), Calcutta, 1936
—'रूपमण्डन' (Ed. by Upendra Mohan), Varanasi, 1964

मुनि जिनविजयजी (संपा.) : 'जैन ऐतिहासिक गुर्जर काव्य संग्रह', भावनगर, १९२६
'विज्ञप्तित्रिवेणी', भावनगर

मेरुतुङ्गसूरि : 'विचारश्रेणी' ('स्थविरावली'), "જૈન સાહિત્ય સંશોધક', ખંડ ૨, અંક ૩-૪, પૂના, ૧૯૨૫

विजयधर्मसूरि(संपा.) : 'प्राचीन तीर्थमाला संग्रह', भा. १, भावनगर, वि. सं. १९७८

विवेकधीरगणि : 'शत्रुंजय तीर्थोद्धार-प्रबन्ध' (संपा. मुनि जिनविजयजी), भावनगर, १९१७

वीनवायी : 'द्वारका-पत्तल' (Ed. by J. B. Chaudhari in *Contribution of Women to Sanskrit series*, Vol. III, Calcutta, 1950

सोमचारित्रगणि : 'गुरुगुणरत्नाकर-काव्य' (संपा. मुनि इन्द्रविजयजी), बनारस, वीर. सं. २४३७

हेमप्रभसूरि : 'त्रैलोक्यप्रकाश' (हस्तप्रत) (વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિર હસ્તપ્રત નં. ૧૨૦૮-આઈ અને Catalogue of Sanskrit and Prakrit Manuscripts; Part III; L. D. Series No. 15, No. 6924)

ઠક્કર, ફેરુ : 'રત્નપરીક્ષાદિ-સપ્ત-ગ્રંથ સંગ્રહ', (સંપા. જિનવિજયજી, અગરચંદ નાહટા અને ભંવરલાલ નાહટા), જોધપુર, ૧૯૬૧

દલાલ, ચિમનલાલ ડી. : 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ', વડોદરા, ૧૯૨૦

(સંશો.) પદ્મનાભ : 'કાન્હડદે-પ્રબંધ' (સંપા. ડાહ્યાભાઈ દેરાસરી), અમદાવાદ, ૧૯૨૬

લાવણ્યસમય : 'વિમલપ્રબંધ', (સંપા. ધી. ધ. શાહ), અમદાવાદ, ૧૯૬૫

વિજયધર્મસૂરિ (સંપા.) : 'ઐતિહાસિક રાસસંગ્રહ', ભા. ૧-૩, ભાવનગર વિ.સં. ૧૯૭૨, ૧૯૭૩, ૧૯૭૮

વિદ્યાવિજયજી (સંપા.) : 'ઐતિહાસિક રાસસંગ્રહ', ભાગ ૪, ભાવનગર, વિ.સં. ૧૯૭૭

વ્યાસ, શ્રીધર : 'રણમલ્લ છંદ' (સંપા. કે. હ. ધ્રુવ, "પંદરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય"), અમદાવાદ, ૧૯૨૭

શાસ્ત્રી કે. કા. (સંપા.) : 'વસંતવિલાસ', અમદાવાદ, ૧૯૬૬

સાંડેસરા, ભો. જ. (સંપા.) : 'વર્ણક-સમુચ્ચય', ભા. ૧, વડોદરા, ૧૯૫૬

સાંડેસરા, ભો. જ. અને મહેતા ૨. ના. : 'વર્ણક-સમુચ્ચય', ભા. ૨, વડોદરા, ૧૯૫૯

### (ઇ) અભિલેખ-સંગ્રહો અને સૂચિઓ

— : *Annual Report of Indian Epigraphy*, 1937-38, 1954-55, 1956, 1956-57, 1959-60, 1964-65, 1966-67, 1967-68, 1968-69

— : *Bhavanagar Inscriptions* (A collection of Prakrit and Sanskrit Inscriptions published by Bhavanagar Archaeological Department, Bhavanagar)

Burgess & Cousens : *Revised Lists of Antiquarian Remains in the Bombay presidency*, Bombay, 1862

— : *Corpus Inscriptions Bhavnagari*, Bombay, 1889

Diskalkar, D. B. (Ed.) : *Inscriptions of Kathiawad* (New Indian Antiquary Vols. I–III, Poona 1938–41)

— : *Epigraphia Indica, Arabic and Persian supplement, 1953–54, 1961, 1962, 1963 1965, 1968*

— : *Epigraphia Indo-Moslemica, 1915-16*, 1933-34–supplement, 1935–36, 1939–40, 1963

આચાર્ય, ગિ. વ. : 'ગુજરાતના ઐતિહાસિક લેખો', ભા. ૩, મુંબઈ, ૧૯૪૨

આચાર્ય, ન. આ. : 'ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ', ખંડ ૩ (પ્રતિમા લેખો–ઈ.સ. ૧૩૦૦ સુધી), અમદાવાદ, ૧૯૬૬

ઓઝા, વજેશંકર ગૌ. : 'ભાવનગર પ્રાચીન શોધસંગ્રહ', ૧૮૮૭

ત્રિવેદી, ઈ. વિ. : 'ગુજરાત સંદર્ભસૂચિ', ખંડ ૪ (શિલાલેખો–ઈ.સ. ૧૩૦૧–૧૭૬૦) ખંડ ૫ (પ્રતિમાલેખો–ઈ સ. ૧૩૦૧–૧૭૦૦), અમદાવાદ, ૧૯૬૯

પરીખ, પ્ર. ચિ. : 'ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ', ખંડ ૨ (અભિલેખો), અમદાવાદ, ૧૯૬૨

મુનિ, કલ્યાણવિજયજી : 'આબુના જૈન શિલાલેખો.', 'જૈન' તા. ૬–૧૦–૧૯૨૭નો અંક

[ઈ] પ્રવાસીઓના વૃત્તાંત


Alboquerque, Afonso : *The Commentaries of the Great Afonso de Alboquerque* (Eng. tran. by Walter de Gray Birch), Vols. I–IV, London, 1875–84

Barbosa, Duarte : *The Book of Duarte Barbosa* (Eng. Tran. by M. L. Dames), Vols. I–II, London, 1918, 1921

Correa, Gaspar : *Lendas de India*, Vols. I–IV, Lisbon, 1858–64

Forbes, James : *Oriental Memoirs*, Vol. III, London, 1834

Ibn Batuta : *The Rehala* (Selected Parts relating to India, Maldive Islands and Ceylon) (Eng. tran. by M. Husain), Baroda, 1953

—*Travels in Asia and Africa, 1325–1354* (Eng. tran. and ed. by H. A. R. Gibb) (Broadway series)

Sidi, Ali Reis : *The Travels and Adventures of the Turkish Admiral Sidi Ali Reis in India, Afghanistan, etc. during the years 1553–56* (Eng. tran. by A. Vambery), London, 1899

## ૨. અર્વાચીન ગ્રંથો


Briggs : *History of the Rise of the Mahomedon Power*, Vol. IV, Calcutta, 1970

Chaube, J. : *History of the Gujarat Kingdom*, New Delhi, 1975

Commissariat, M. S. : *A History of Gujarat*, Vol. I, London, 1938

—*Studies in the History of Gujarat*, London, 1935

Cousens, H. : *Somnath and Other Mediaval Temples in Kathiawad*, Calcutta, 1931

Danvers, F. C. : *The Portuguese in India*, Vols. I–II, London, 1974

Dar, Muhammad Ibrahim : *Literary and Cultural Activities in Gujarat*, Bombay

Forbes, A. : *Rasmala*, Vols. I-II, London, 1914, 1924

— : *Gazetteer of the Bombay Presidency*, Vol. I, Pt. I (History of Gujarat), Bombay, 1896

— : *Gazetteer of the Bombay Presidency*, Vol. I Part II, (History of Konkan), Bombay, 1896

— : *Gazetteer of the Bombay Presidency*, Vol. V (Cutch, Palanpur & Mahikantha Dist.), Bombay, 1880

— : *Gazetteer of the Bombay Presidency*, Vol. VIII (Kathiawad), Bombay, 1884

